नामाकृतिद्रव्यभावैः पुनतस्त्रिजगज्जनम् ।
क्षेत्रे काले च सर्वस्मिन् अर्हतः समुपास्महे ॥

**ભગવાન ઋષભદેવ**

( ઝુરીચના મ્યુઝીયમમાની ચન્દ્રાવતીની પ્રાચીન જિનપ્રતિમા )

( Courtesy of the Rietbery Museum, Zurich )



# श्री महावीर जैन विद्यालय
# सुवर्णमहोत्सव ग्रंथ

२



શ્રી મહાવીર જૈન વિદ્યાલય પ્રકાશન

# શ્રી મહાવીર જૈન વિદ્યાલય સુવર્ણ મહોત્સવ ગ્રંથ

## ભાગ બીજો



ખંડ પહેલો

**વિદ્યાલયની વિકાસકથા**

લેખક - શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ



ખંડ બીજો

**લોકોપયોગી સાહિત્ય**

સંપાદક - શ્રી જયભિખ્ખુ




પ્રકાશક

**શ્રી મહાવીર જૈન વિદ્યાલય**

ગોવાલિયા ટેંક રોડ, મુંબઈ-૨૬





૧૯૬૮

કિંમત પંદર રૂપિયા





મુદ્રક: કાંતિલાલ ગોવિંદલાલ શાહ, શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ

પ્રકાશક. ચંદુલાલ વર્ધમાન શાહ, મનુભાઈ ગુલાબચંદ કાપડિયા, જયંતીલાલ રતનચંદ શાહ, માનદ મંત્રીઓ, શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ગોવાલિયા ટેંક રોડ મુંબઈ-૨૬

॥ सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ॥

# સંતોષની વાત

## (પ્રકાશકીય નિવેદન)

**શ્રી મહાવીર જૈન વિદ્યાલયના** સુવર્ણ મહોત્સવ ગ્રંથના બીજા ભાગનું પ્રકાશન કરતાં અમને આનંદ થાય છે

વિદ્યાલયની સ્થાપનાનો મુખ્ય ઉદ્દેશ ઉચ્ચ શિક્ષણને પ્રોત્સાહન આપવાનો હોવા છતાં શરૂઆતથી જ બંધારણમા એક મહત્ત્વના ઉદ્દેશ તરીકે જૈન સાહિત્યના પ્રકાશનને પણ સ્થાન આપવામા આવ્યુ છે, તે વિદ્યાલયના આદ્ય પ્રેરક આચાર્ય ભગવંત પૂજ્યપાદ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની તેમ જ તે સમયના વિદ્યાલયના નિષ્ઠાવાન સંચાલકોની દીર્ઘદષ્ટિનું સૂચન કરે છે બંધારણમાની આવી જોગવાઈને લીધે જ વિદ્યાલય સાહિત્ય પ્રકાશનની ઉપયોગી પ્રવૃત્તિ પણ ચલાવી શકે છે આ માટે અમારે વિદ્યાલયના પ્રેરક આચાર્યદેવનો તેમ જ અમારા પૂર્વગામી કાર્યવાહક બંધુઓનો આભાર માનવો ઘટે છે

વિદ્યાલયની પચાસ વર્ષની ગૌરવભરી કાર્યવાહી અંગે, સુવર્ણ મહોત્સવ ગ્રંથ અંગે, આ ગ્રંથના વિદ્વાન સંપાદક મંડળ અંગે તેમ જ વિદ્વાન લેખકો અંગે અમારે જે કંઈ કહેવાનુ છે તે અમે સુવર્ણ મહોત્સવ ગ્રંથના પહેલા ભાગના પ્રકાશકીય નિવેદનમા સવિસ્તર કહ્યુ છે, એટલે અહીં એની પુનરુક્તિ કરવાની જરૂર નથી રહેતી

વિદ્યાલયના સુવર્ણ મહોત્સવના એક સુંદર સંભારણા રૂપે સુવર્ણ મહોત્સવ ગ્રંથ બે ભાગમાં પ્રકાશિત કરવાની યોજના કરવામાં આવી હતી આ યોજના મુજબ પહેલા ભાગમા જૈન સંસ્કૃતિના વિવિધ વિષયોને સ્પર્શતા તે તે વિષયના નિષ્ણાત વિદ્વાનોને હાથે લખાયેલા સંશોધનાત્મક લેખો તેમ જ જૈન ચિત્રકળા તથા શિલ્પકળાનો ખ્યાલ આપતી કળાસામગ્રી આપવાનુ ઠરાવવામાં આવ્યુ હતુ એ ગ્રંથનુ પ્રકાશન વિદ્યાલયના સુવર્ણ મહોત્સવની ઉજવણી વખતે મુંબઈમા તા ૨૭–૧–૧૯૬૮ ના રોજ મુંબઈ યુનિવર્સિટીના રેક્ટર પ્રો. ગોવર્ધન ડી. પારીખને શુભ હસ્તે થઈ ચૂક્યુ છે

ગ્રંથની યોજના મુજબ ગ્રંથના બીજા ભાગના બે ખંડ કરવાનુ ઠરાવવામાં આવ્યું હતુ પહેલા ખંડમાં વિદ્યાલયની અરધી સદીની કાર્યવાહીની સવિસ્તર રૂપરેખા આપવાની હતી અને બીજા ખંડમાં રાસ, સુગમ નિબંધો, કથા–વાર્તા જેવુ લોકોપયોગી સાહિત્ય આપવાનું હતું. આ રીતે બે ખંડમાં તૈયાર થયેલ ગ્રંથનું આજે પ્રકાશન થઈ રહ્યું છે, તેની સાથે સુવર્ણ મહોત્સવ ગ્રંથની યોજના અમારી ધારણા મુજબ સાંગોપાંગ પાર પડી છે તેનો અમને સંતોષ અને આહ્લાદ છે

બીજા ભાગના પહેલા ખંડમાં આપવામાં આવેલ "વિદ્યાલયની વિકાસકથા"નુ આલેખન ભાઈ રતિલાલ દીપચંદ દેસાઈએ કર્યું છે વિદ્યાલયના સુવર્ણમહોત્સવ નિમિત્તે આ રીતે વિદ્યાલયના

વિકાસની કેટલીક રૂપરેખા ગ્રંથસ્થ થઈને સમાજ સમક્ષ રજૂ થઈ શકી છે તે ઉપયોગી કામ થયું છે આ અતિ મહત્ત્વના કપરા કાર્યને શ્રી રતિલાલ દેસાઈએ બહુ ખંતથી ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે,

ગ્રંથના બીજા ખંડનું સંપાદન ગુજરાતના લોકપ્રિય લેખક ભાઈશ્રી જયભિખ્ખુ ભાઈએ કર્યું છે ઉપરાંત અનેક વિદ્વાન મુનિરાજો તેમ જ લેખકબંધુઓએ લાગણીપૂર્વક પોતાની કૃતિઓ મોકલીને તે વિભાગને રોચક અને સમૃદ્ધ કરવા અમને સહકાર આપ્યો છે આ બધાનો અમે હાર્દિક આભાર માનીએ છીએ

આ ગ્રંથનું મુદ્રણ બહુ જ ટૂંકા વખતમાં અમદાવાદના શારદા મુદ્રણાલયે કરી આપ્યું છે તેમનો આવો લાગણી ભર્યો સહકાર ન હોત તો આ કામ આ રીતે સમયસર પૂરું થઈ શક્યું ન હોત એ જ રીતે અમદાવાદની સુવિખ્યાત એમ વાડીલાલ એન્ડ કંપનીએ આ ગ્રંથમાંની છબીઓનું બહુ જ ટૂંકા સમયમા સુંદર મુદ્રણ કરી આપ્યું છે રાજ પ્રોસેસ સ્ટુડિઓ તેમ જ પ્રભાત પ્રોસેસ સ્ટુડીઓએ આના બ્લોકો અમારી જરૂરિયાત મુજબ ખૂબ ઝડપથી બનાવી આપ્યા છે આ પુસ્તકના બાઈન્ડીંગનું કામ સાભારે એન્ડ બ્રધર્સે પણ ઝડપથી કરી આપ્યું છે આ બધાના અમે ખૂબ ઋણી છીએ

વિદ્યાલયની ,આ 'વિકાસકથા' તેમ જ આ ગ્રંથમાં આપવામા આવેલ લોકોપયોગી સાહિત્ય સમાજને માટે રુચિકર થઈ પડશે એવી ઉમેદ સાથે અમે સુવર્ણમહોત્સવનો આ બીજો ભાગ શ્રીસંઘના કરકમલમા ભેટ ધરી કૃતકૃત્ય બનીએ છીએ

ગોવાલિયા ટેંક રોડ
મુંબઈ-૨૬
માહ શુક્લા પૂર્ણિમા, સં ૨૦૨૪
તા. ૧૪-૨-૬૮

ચંદુલાલ વર્ધમાન શાહ
મનુભાઈ ગુલાબચંદ કાપડિયા
જયંતીલાલ રતનચંદ શાહ
માનદ મંત્રીઓ

# બહુમૂલો અવસર

**શ્રી મહાવીર જૈન વિદ્યાલયનું** નામ અને કામ તો ઘણાં વર્ષોથી સાંભળ્યું હતું, પણ એની સાથે નિકટના પરિચયની શરૂઆત સને ૧૯૫૧થી થઈ તે વખતે પૂ. પંડિતવર્ય શ્રી સુખલાલજીની ભલામણથી એક માસ માટે ધાર્મિક શિક્ષક તરીકે વિદ્યાલયની શાખામાં કામ કરવાનો અવસર મળ્યો હતો. તે પછી વિદ્યાલયના માનદ મંત્રી શ્રીયુત ચંદુલાલ વર્ધમાન શાહ અને મહામાત્ર અને મારા મિત્ર ભાઈશ્રી કાન્તિલાલ ડાહ્યાભાઈ કોરા સાથે ધાર્મિક અભ્યાસક્રમ તથા સાહિત્યપ્રકાશન જેવી બાબતો અંગે ચર્ચા-વિચારણાનો પ્રસંગ પ્રાપ્ત થતાં વિદ્યાલયની સાથેનો પરિચય કંઈક ગાઢ બન્યો. આ પછી સને ૧૯૫૭માં વિદ્યાલયની અમદાવાદ શાખામાં ધાર્મિક શિક્ષક તરીકે મારી નિમણૂક થઈ અને એ સ્થાને મેં પાંચ વરસ કામ કર્યું, તે દરમ્યાન વિદ્યાલયની યશસ્વી કાર્યવાહીનો મને વધારે નિકટનો પરિચય થયો.

આ બન્ને વખત દરમ્યાન પણ ધાર્મિક શિક્ષણ, ધાર્મિક અભ્યાસક્રમ, પાઠ્યપુસ્તકો તેમ જ અન્ય સાહિત્યપ્રકાશન અંગે વિદ્યાલય સાથે કંઈક ને કંઈક પણ પ્રસંગ પડતો જ રહ્યો. જ્યારે વિદ્યાલયે બધા મૂળ આગમ ગ્રંથોને પ્રકાશિત કરવાની મહાન યોજના હાથ ધરી ત્યારે તે કાર્યમાં મારી આગમ પ્રકાશન વિભાગના સહમંત્રી તરીકે વિદ્યાલયના કાર્યવાહકોએ નિમણૂક કરી તેને હું મારી ખુશનસીબી ગણું છું. આગમસૂત્રોના સંશોધન-સંપાદનમાં તો મારી લેશ પણ ગતિ નહિ હોવા છતાં આ કાર્યના એક વ્યવસ્થાપક તરીકે વિદ્યાલય સાથે જોડાવાનું થતાં પૂજ્યપાદ આગમપ્રભાકર મુનિ મહારાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ, મારા મિત્ર પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા તથા અન્ય વિદ્યાનિષ્ઠ વિદ્વાનોની સાથે કામ કરવાનો અવસર મળ્યો એ મારે મન એક અપૂર્વ અવસર છે. આવો અવસર આપવા બદલ હું વિદ્યાલયના કાર્યવાહકોનો અને ખાસ કરીને શ્રીયુત ચંદુભાઈનો જેટલો આભાર માનું એટલો ઓછો છે. આમાં મારી યોગ્યતાને બદલે વિદ્યાલયના સંચાલકોની મારા પ્રત્યેની ભલી લાગણીએ વધુ ભાગ ભજવ્યો છે, એ મારે કબૂલ કરવું જોઈએ.

અમારા વચ્ચેનો આ પરિચય સમય જતાં વધુ ગાઢ બન્યો, અને ત્રણેક વર્ષ પહેલાં વિદ્યાલયનો સુવર્ણ મહોત્સવ ઊજવવાનો નિર્ણય લેવામાં આવ્યો ત્યારે વિદ્યાલયની અરધી સદીની યશસ્વી કાર્યવાહીનો ઇતિહાસ લખવાનું મને સોંપવામાં આવ્યું, એ મારા માટે આનંદનો અવસર હતો. વિદ્યાલયના સંચાલકોએ મારામાં મૂકેલ વિશ્વાસનું જ આ ફળ કહી શકાય.

સળંગ મોટું પુસ્તક લખવાનો મને મહાવરો નહીં, છતાં મેં એ કાર્ય હોંશપૂર્વક સ્વીકાર્યું. આ અંગેની પૂર્વતૈયારી કરતાં તેમ જ "વિદ્યાલયની વિકાસકથા" નામે વિદ્યાલયની પચાસ વર્ષની કાર્યવાહીનો ઇતિહાસ લખતાં મને ઘણીવાર એ વાતની પ્રતીતિ થતી રહી છે કે ટુકડા ટુકડા જેવી સંખ્યાબંધ પ્રવૃત્તિઓમાં અટવાયેલા રહેતા મારા જેવાને માટે આવા મોટા કામને જોઈએ તેવો ન્યાય આપવાનું અતિ મુશ્કેલ છે. પચાસ વર્ષના રિપોર્ટો તપાસીને સંઘરવા લાયક સામગ્રીની નોંધો કરવી, તેમ જ વિદ્યાલયના મોટા દફતરને ઝીણવટથી જોઈને એમાંથી ઉલ્લેખનીય બાબતોની તારવણી

કરવી એ પૂર્ણ એકાગ્રતા વગર શક્ય નથી; અને આવી એકાગ્રતા તો મને ખૂબ દુર્લભ છે કેટલીય વાર તો મને એમ પણ લાગ્યા કર્યું છે કે રખેને એક સારુ કામ મારા હાથે કદરૂપુ બની જાય

આમ છતા કામ કરવા જેવુ તો હતુ, જ અને મારે વિદ્યાલયના સચાલકોએ મારામાં મૂકેલ વિશ્વાસને પાત્ર પણ સાબિત થવુ હતુ એટલે મારી શક્તિ-અશક્તિનો, આવડત-બીનઆવડતનો તેમ જ નિરાત અને નિરાતના અભાવનો વિશેષ વિચાર કર્યા વગર મે એ કામ માથે લઈ લીધું એનુ જે કઈ પરિણામ આવ્યું તે આજે "વિદ્યાલયની વિકાસકથા"ને નામે સમાજ સમક્ષ રજૂ કરતા હુ આનદ અને સકોચની મિશ્રિત લાગણી અનુભવુ છુ અને આ પ્રસગે એટલુ જ પ્રાર્થું છુ કે મારા હાથે કશુ અજુગતુ ન થયુ હોય

આ વિકાસકથા તૈયાર થઈ શકી તેનો ખરો યશ વિદ્યાલયના પચાસ વર્ષના રિપોર્ટોના ઘડવૈયાઓને તેમ જ વિદ્યાલયના દફતરને વિગતવાર સુવ્યવસ્થિત રાખનાર મહાનુભાવોને જ ઘટે છે રિપોર્ટોમા તેમ જ દફતરમા સગ્રહાયેલી આ બધી સામગ્રી એટલી બધી સવિસ્તર, આધારભૂત અને સુવ્યવસ્થિત છે કે કુશળ લેખકને હાથે આના કરતા વધુ વિસ્તૃત, વધુ માહિતીપૂર્ણ તેમ જ વધુ રોચક ઇતિહાસકથા તૈયાર થઈ શકે હુ જે કઈ લખી શક્યો તે આ રિપોર્ટો અને દફતરને આધારે જ એટલે આ માટે સૌથી વિશેષ આભાર મારે આ રિપોર્ટો તૈયાર કરનાર તથા દફતર સાચવનાર મહાનુભાવોનો માનવાનો રહે છે

આ અગેની સામગ્રીનુ અવગાહન કરતા પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી, સદ્ગત સ્વનામધન્ય શ્રી મોતીચદભાઈ ગિરધરલાલ કાપડિયા, શેઠ શ્રી દેવકરણ મૂળજી વગેરે સમાજહિતચિતકો તથા સસ્થાના સ્તભોનો જે પ્રેરણાત્મક અને આહ્લાદકારી પરિચય થયો તે મનની એક પ્રકારની કાયમની સમૃદ્ધિ બની રહે એવો છે એ જ રીતે વિદ્યાલયની યશનામી કાર્યવાહીનુ એક સુદર-સુભગ-સુરેખ ચિત્ર મન ઉપર અકિત થયેલુ છે મારા માટે આ ઘણા મોટા લાભની વાત છે

આટલી બધી વિપુલ સામગ્રીમાથી વિદ્યાલયની વિકાસકથાનુ ચિત્ર ઉપસાવવા જતા હકીકતદોષ રહેવા ન પામે એમ જ મહત્ત્વની અને નોંધપાત્ર ઘટનાનો ઉલ્લેખ કરવાનો ન રહી જાય એ માટે યથાશક્ય તકેદારી રાખવાનો પ્રયત્ન તો કર્યો જ છે, છતા ઉપયોગી બીન-ઉપયોગી કેટલીયે પ્રવૃત્તિઓમા સમય અને શક્તિ ઓછા થઈ જવાને કારણે એમ જ છેલ્લા દિવસોમા કરવી પડેલ ઉતાવળને કારણે આવો દોષ આમા નહી જ રહ્યો હોય એવુ વિશ્વાસપૂર્વક કહેવાની હિમત હુ કરી શકુ તેવી સ્થિતિ નથી એટલે આ બન્ને બાબતો અગે આ પુસ્તકમા જે કઈ ક્ષતિ રહી જવા પામી હોય એ માટે મારે બહુ જ નમ્રતાપૂર્વક ક્ષમા જ માગવાની રહે છે

શ્રી કાન્તિભાઈ કોરા તો વિદ્યાલયની કાર્યવાહીની માહિતીના બોલતા ખજાના જેવા જ છે એમણે આમા કેવળ સસ્થાના મુખ્ય સચાલક તરીકેની ફરજ રૂપે જ નહી પણ આત્મીયભાવે જે સહાયતા કરી છે તેને લીધે જ આ વિકાસકથાની રચના હુ કરી શક્યો છુ. આગમ પ્રકાશન વિભાગમા અમારી સાથે અમદાવાદમા કામ કરતા મારા સ્નેહી પડિત શ્રી હરિશકરભાઈ અબારામ પડ્યાએ આ કાર્યમા મોમાગી ઘણી મદદ આપી છે પૂજ્ય આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના અનન્ય અનુરાગી ભાઈ શ્રી મણીલાલ ત્રિકમલાલ શાહે પણ કેટલાક પ્રસગોની વિગતો મને પૂરી પાડી છે ઉપરાત વિદ્યાલયના સ્ટાફના ભાઈશ્રી જયન્તીભાઈ વગેરેએ પણ મને જોઈતો સહકાર આપ્યો છે આ પુસ્તકમા પૂજ્ય આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની ચૈત્યવદન મુદ્રાની જે સુદર છબી આપવામાં આવી છે તે વિ. સવત ૧૯૯૯મા ખંભાતની 'પ્રતિષ્ઠા : ઉત્સવ વખતે

તા ૨૪-૯-૧૯૪૨ના રોજ લેવામા આવેલી છે આ છબી આચાર્ય મહારાજના અનુરાગી અને મારા સ્નેહી ભાઈ શ્રી ભુરાભાઈ ફૂલચદ શાહ તરફથી મળી છે આ બધાયનો હુ ખૂબ ઋણી છુ,

વિદ્યાલયના ઇતિહાસ સાથે સખ્યાબધ છબીઓ આપવામાં આવી છે તે આ ગ્રથ પરથી જોઈ શકાશે, આમા આદ્યપ્રેરક આચાર્યશ્રી તથા અન્ય મુનિવરોની, પેટ્રનોની, મુખ્ય સચાલકોની, મુબઈ તેમ જ શાખાઓના મકાનો તેમ જ વ્યવસ્થાપક સમિતિઓની, ખાસ ખાસ સમારભોની વગેરે છબીઓ આપવામાં આવી છે પેટ્રનોની તેમ જ પહેલાના કાર્યકરોની પૂરેપૂરી છબીઓ મેળવવાનો પ્રયાસ કરવા છતા કેટલીક વ્યક્તિઓની છબીઓ પ્રાપ્ત થઈ શકી નથી, તેમ જ બે-ચાર વ્યક્તિઓ એવી પણ છે કે જેમણે પોતાની છબીઓ આપવાની અનિચ્છા દર્શાવી છે, આના લીધે નક્કી કરેલ ધોરણના પ્રમાણમાં આમાં કેટલીક છબીઓ ઓછી જોવા મળે એ સ્વાભાવિક છે પણ આ માટે બીજો કોઈ ઇલાજ નહી હોવાથી આમ થવા દેવુ પડયુ છે, એટલો ખુલાસો અહી બસ થશે એમ માનુ છુ

આમાં જોવામા આવતી ક્ષતિ તરફ મારુ ધ્યાન દોરવાની વિનતિ સાથે વિકાસકથા લખવાનુ આહ્લાદકારી અને જવાબદારીભર્યું કામ કરવાનો મને બહુમૂલો અવસર આપવા બદલ હુ ફરી વિદ્યાલયના સચાલકોનો અતકરણપૂર્વક આભાર માનુ છુ

માદલપુર, અમદાવાદ-૬ — રતિલાલ દીપચંદ દેસાઈ
વિ સ ૨૦૨૪, માહ સુદિ પૂર્ણિમા
તા. ૧૪-૨-૧૯૬૮

## ઉમેરો તથા સુધારો

આ વિકાસકથામા એક જરૂરી બાબતનો નિર્દેશ કરવો રહી ગયો છે તેની નોંધ અહી લેવી ઉચિત લાગે છે વિદ્યાલયના શરૂઆતના ચૌદ વર્ષ સુધીના હિસાબની તપાસણી કરવાની માનદ ઓડીટર તરીકેની કાર્યવાહી ભાવનાપૂર્વક નીચેના ચાર મહાનુભાવોએ બજાવી હતી :—

૧ શ્રી મોહનલાલ ખોડીદાસ શાહ

૨ શ્રી નરોત્તમદાસ ભગવાનદાસ શાહ

૩ શ્રી ચદુલાલ સારાભાઈ મોદી

૪ શ્રી ચીમનલાલ મોતીલાલ પરીખ

પૂ આ મ શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજે મુબઈમાં પાંચ ચોમાસાં કર્યાં હતાં, પણ આ પુસ્તકમાં ૧૩૮મે પાને ચાર ચોમાસાં કર્યાનુ લખ્યું છે, અને વિ સ. ૧૯૯૧નુ ચોમાસુ કર્યાનો ઉલ્લેખ કરવાનુ રહી ગયું છે તે સુધારીને વાંચવા વિનતી છે.

# અનુક્રમણિકા

## પહેલો ખંડ

## બીજો ખંડ

# વિદ્યાલયનું કામ

મને યાદ છે કે ક્યારેક મેં વિચારેલું અને એ મતલબનું કહેલું કે મહાવીર જૈન વિદ્યાલયના પાયા બહુ મજબૂત છે, યુગની લાગણીને અનુરૂપ છે અને તેની અનેક શાખાઓ વિસ્તરવાની પરિસ્થિતિ પણ છે

આજે આપણે જોઈએ છીએ કે એ મક્કમ વિચારના અને દૂરદર્શી સ્થાપકો અને સંચાલકોના પ્રયત્નને પરિણામે પાંચ વિશ્વવિદ્યાલયોના ધામોમાં મહાવીર જૈન વિદ્યાલયની શાખા છે, અને તે દ્વારા સેંકડો ગૃહસ્થ વિદ્યાર્થીઓ જુદી જુદી વ્યાવહારિક વિદ્યાઓની શાખાઓમાં નિષ્ણાત થઈ અનેક રીતે કામ કરે છે અને તેમાંના કેટલાક તો એવા પ્રતિભાશાળી થયા અને થાય છે કે તેને લીધે માત્ર જૈન સમાજ જ નહીં, આખું રાષ્ટ્ર ગૌરવ અનુભવે

પહેલેથી પરંપરાગત રીતે એક સંસ્કાર ચાલ્યો આવતો અને જેનું અસ્તિત્વ આજે પણ છેક ભૂંસાયું નથી, તે સંસ્કાર એ હતો કે સાધુએ દુન્યવી ગણાતી વ્યાવહારિક વિદ્યાઓના પ્રસારમાં અને તે પણ ગૃહસ્થોને તાલિમ આપવાની બાબતમાં પડવું એ યોગ્ય નથી આ સંસ્કારની વિરુદ્ધ જે બે વ્યક્તિઓએ (શાસ્ત્રવિશારદ વિજયધર્મસૂરિજી તથા આચાર્ય વિજયવલ્લભસૂરિજીએ) સિંહગર્જના કરી અને જે અનેક રીતે કલ્યાણકારી સિદ્ધ થઈ તે જોતાં હવે એવો અવસર દરેક સમજદાર અને ઉદાર દૃષ્ટિવાળા સાધુઓ અને આચાર્યો માટે આવી ગયો છે કે તેમણે સમાજના ઉત્થાન, વિકાસ અને દૃઢીકરણ માટે પોતાની બધી શક્તિઓ વિદ્યા, સાહિત્ય આદિના પ્રસારની દિશામા સક્રિય કરવી

મહાવીર જૈન વિદ્યાલયનાં પ્રસ્તુત પાંચ શાખા એ પણ હવે અપૂરતાં છે ક્યારેક બનારસમાં એની એક શાખા સ્થાપવાનો વિચાર હતો અત્યારે એ પ્રશ્ન બાજુએ રાખીએ તોપણ ગુજરાતમાં હવે બે નવી યુનિવર્સિટીઓ અસ્તિત્વમાં આવતાં વિદ્યાલયે એ દિશામા પણ વિચાર કરવાનો રહેશે સંભવમાં કદાચ બે જગાએ વિદ્યાલયે જવાબદારી ઉપાડવી પડે, અને દક્ષિણ ગુજરાતમાં સૂરતમાં જ પણ વિદ્યાલયનું કામ આટલાથી પણ પૂરું થવાનું નથી જેમ જેમ એના સંચાલકો અને વિચારશીલ સહાયકો આ દિશામા વિચારશે તેમ તેમ એમને એનું વિશાળ કાર્યક્ષેત્ર ધ્યાનમાં આવ્યા વિના રહેવાનું નથી

આ રીતે છેલ્લા સાઠેક વર્ષમા જૈન સમાજે વિદ્યાઓની પ્રાપ્તિની બાબતમા જે સફળતા મેળવી છે તેના પ્રેરકબળો અનેક હતાં અને છે, પણ ધ્યાન ખેંચે એવો પુરુષાર્થ તો ઉપર સૂચવેલ બે સાધુપુરુષોનો જ હતો, જેનો હું અમુક અંશે સાક્ષી પણ છું

મહાવીર જૈન વિદ્યાલયે ઉચ્ચ વિદ્યાઓના શિક્ષણ ઉપરાંત બીજાં બે કામો પણ પ્રથમથી વિચારી રાખેલાં તે હાથમાં લીધાં જ છે અલબત્ત, આ બે કામો જરા પાકે પાયે તો કાશીમાં જ શરૂ થયેલાં તેમાંનું - એક ગ્રંથપ્રકાશન, અને બીજું ધર્મ તથા તત્ત્વજ્ઞાનનું શિક્ષણ મહાવીર જૈન વિદ્યાલયના કાર્યપ્રદેશમા આ બે કામો આવે છે, છતાં એ એક રીતે ગૌણ છે તોપણ વિદ્યાલય આ બાબતમા મગરૂર હોઈ એણે એ બન્ને કામોનો પ્રવાહ ચાલુ રાખ્યો જ છે અને હમણાં હમણાં તો એણે સૌનું ધ્યાન ખેંચે અને વિશેષ ઉપયોગી બને એવા આગમગ્રંથોના તથા અન્ય પ્રકાશનો પણ કર્યાં છે

પંડિત શ્રી સુખલાલજી

# સમાજની નજરે વિદ્યાલય

( થોડાક અભિપ્રાયો )

**પૂજ્ય આચાર્ય શ્રી વિજયચન્દનસૂરિજી અમદાવાદ**

શ્રી મહાવીર જૈન વિદ્યાલય સંસ્થા પોતાના ૫૦ વર્ષ પૂરા કરે છે વ્યાવહારિક જ્ઞાન માટેની સંસ્થાઓમા આ શ્રી મહાવીર જૈન વિદ્યાલય સંસ્થા અજોડ અને મુખ્ય સંસ્થા છે, અને પચાસ વર્ષમા તેમાથી અનેક રત્નો પણ નીકળ્યા છે આ સંસ્થાની મુખ્ય વિશિષ્ટતા એ છે કે તેના સંસ્થાપક પંજાબકેસરી આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે તથા તેના કાર્યકર્તાઓએ વ્યાવહારિક જ્ઞાન આપવા સાથે જૈનધર્મના સંસ્કાર અને શ્રદ્ધા ટકાવવા આચારપરિપાલન સાથે આધ્યાત્મિક જ્ઞાન પાયામા ખાસ રાખેલ છે, અને તેથી જ તેમાથી રત્નો અને તેની જે ઉજ્જ્વળતા દેખાય છે તે આ સંસ્થાએ પાયામાં રાખેલ ધાર્મિક સંસ્કારને આભારી છે આ સંસ્થા દિનપ્રતિદિન ઉત્કર્ષ સાધે એવા અમારા અંતરના શુભાશિષ છે

**પૂ આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરિજી બડોત**

પરમપૂજ્ય ગુરુદેવ આચાર્ય ભગવંત ૧૦૦૮ શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે જૈન સમાજની –શ્રીસંઘની નાડ તપાસી અજ્ઞાનાંધકારને દૂર કરવા સારૂ અને પોતાના પરમગુરુદેવ પંજાબદેશોદ્ધારક ન્યાયાંભોનિધિ ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજશ્રીના વચનને પૂર્ણ કરવા સારૂ કોઈ પણ જૈન બચ્ચું સમ્યક્ શિક્ષણ અને રોટી વિના ન રહે અને સાચો જૈન—કર્તવ્યથી જૈન–બને એ શુભ ઉદ્દેશથી અજ્ઞાનતિમિરને મટાડવા જ્ઞાનાર્જનના સમાન ગુરુકુલ–કોલેજો, હાઈસ્કુલો, વિદ્યાલયો આદિ શિક્ષણસંસ્થાઓ પ્રતિકૂળ વાતાવરણ હોવા છતા પોતાના પ્રભાવશાળી ઉપદેશોથી નિડરપણે રહી સ્થાપન કરાવી એમા સૌથી મોખરે વિદ્યાધામ શ્રી મહાવીર જૈન વિદ્યાલયનું નામ આવે છે, એ વિશેષ હર્ષની વાત છે

વિદ્યાનુ ધામ શ્રી મહાવીર જૈન વિદ્યાલય વટવૃક્ષની જેમ દેશ-વિદેશ અને નગરોનગરમા પોતાની શાખાઓને ફેલાવતુ ચિરકાલ સુધી જયવંતુ રહે અને અજ્ઞાનાંધકારને ભગાવવા મધ્યાહ્ન સૂર્યનુ કામ કરતુ કરતુ જૈન યુનિવર્સિટીનુ નામ ધરાવી ગુરુદેવ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજશ્રીની અંતિમ ભાવનાને સફળ કરતુ જૈન શાસન દીપાવતુ પોતાનો વિજયવાવટો વિશ્વભરમા ફરકાવતુ શ્રી ગુરુદેવના અને પોતાના શુભ નામને અમર બનાવે એ જ મારી શુભ કામના શુદ્ધાન્ત,-કરણથી છે

**પૂ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી અમદાવાદ**

શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપનાના પ્રારંભ સમયથી શરૂ કરી આજ પર્યંત શેઠ દેવકરણ મૂળજી, ભાઈશ્રી મોતીચંદ ગિરધર કાપડિયા સોલીસીટર આદિ અને તમારા જેવા કુશળ કાર્યકરોએ અનેક સમ–વિષમ પ્રસંગો વટાવી વિદ્યાલયને ઉત્તરોત્તર વર્ધમાન સ્વરૂપે પ્રગતિમાન રાખવા માટે જે કૌશલ દાખવ્યુ છે તેવુ જ કૌશલ સદા માટે સવિશેષરૂપે તમે સૌ કાર્યકરો રાખશો

વિદ્યાલયના કુશળ સંચાલકોએ શિક્ષણ ઉપરાંત વિવિધ પ્રકારના વિશિષ્ટ સાહિત્ય પ્રકાશન તેમ જ જૈન આગમોના વિશિષ્ટ પ્રકાશન માટે જે જવાબદારી પોતાને શિરે રાખી છે, એ મહાવીર વિદ્યાલયના કુશળ સંચાલકોની વ્યાપક વિચારશીલતા અને કારકીર્દીનુ ઉજ્જ્વલ પાસું છે.

વિદ્યાલયની ઉજ્જવલ કારકીર્દીના સાક્ષિરૂપ આ મહાન્ ઉત્સવ પ્રસગે એક વાત મૂકવવાનુ મન થાય છે કે વિદ્યાલયના વિજ્ઞ અને પુરુષાર્થશાલી કાર્યકરો જૈન ચેરની સ્થાપના કરી તેનુ સચાલન કરે તો એ વિદ્યાલયની ઉજ્જવલ કારકીર્દી માટે મહત્ત્વનું બની રહેશે

**પૂ મુનિ શ્રી જિનભદ્રવિજયજી મહારાજ, બોરડી**

શ્રી મહાવીર જૈન વિદ્યાલય પરમાત્માની કૃપા અને કાર્યકર્તાઓની ધગશ તેમ જ શ્રીસઘના સહકારથી સુવર્ણ મહોત્સવ ઊજવવા ભાગ્યશાલી થયું છે આ વિદ્યાલય જેમ વડના બીમાથી મોટુ વડનુ ઝાડ ફાલે તેમ ફાલ્યુ છે. વિદ્યાલયમા રહેલા વિદ્યાર્થીઓ પાછળ ઘણો જ મોટો ખર્ચ કરવામાં આવે છે, તે ઉપરાત વિદ્યાલયની મદદથી બેગલોર, બનારસ, કલકત્તા વગેરે ઠેકાણે પણ જુદો જુદો અભ્યાસ કરવા સારૂ વિદ્યાર્થીઓને વિદ્યાલયના ખર્ચે મોકલવામા આવે છે વળી વિદ્યાલયની એવી ઈચ્છા છે કે આર્થિક મુશ્કેલીને લીધે કોઈ પણ યોગ્ય વિદ્યાર્થી અભ્યાસથી વચિત ન રહે આ બાબતમા આર્થિક સ્થિતિને પહોચી વળવા માટે શ્રીસઘને વિદ્યાલય તરફ વારવાર જેમ ધ્યાન આપે છે તેમ આપવાની જરૂર છે આ પ્રમાણે થવાથી ભવિષ્યમા હીરક મહોત્સવ વખતે વિદ્યાલય પોતાનુ વધારે કાર્ય બતાવી શકે વળી વિદ્યાલયની મદદથી અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓમાના કેટલાક રાજનીતિનુ અધ્યયન કરતા થાય અને આગળ જતા રાજકારણમા ભાગ લઈ સરકારની મત્સ્ય ઉદ્યોગ જેવી પ્રવૃત્તિઓને અટકાવવા સમર્થ બને એવી શુભેચ્છા છે

**પૂ સાધ્વજી શ્રી મૃગાવતીશ્રીજી મહારાજ મુંબઈ**

પૂ આચાર્યશ્રીના ઉપદેશથી સ્થાન સ્થાન પર વિદ્યાનાં ધામો અને જ્ઞાનની પરબો પજાબ, રાજસ્થાન, યુ પી, ગુજરાત આદિ દેશોમા ચાલી રહી છે, તેમાથી શ્રી મહાવીર જૈન વિદ્યાલય સંસ્થાપિત સંસ્થાઓમા મોખરે છે આજે દિન પ્રતિદિન તેનું મૂલ્યાકન વધી રહ્યું છે. અને વટવૃક્ષની જેમ તેની શાખાઓ અમદાવાદ, વડોદરા, પૂના, આણદ, આદિ શહેરોમા ફેલાઈ રહી છે આ મહાન સસ્થાએ સેકડો તેજસ્વી સસ્કારી સેવાભાવી ભિન્ન ભિન્ન વિષયોના નિષ્ણાત સ્નાતકો સમાજને ચરણે ભેટ આપ્યા છે, સેકડો કન્યાઓને ઉચ્ચ અભ્યાસ માટે સહાયતા આપી છે અને જૈન સાહિત્યના ઉત્તમ ગ્રથો પ્રસિદ્ધ કર્યા છે, અને તાજેતરમા આગમ પ્રકાશન યોજના પણ હાથ ધરી છે આ રીતે વિદ્યાલયે જૈન સમાજને ગૌરવવતો બનાવ્યો છે

**શેઠશ્રી ભોળાભાઈ જે દલાલ મુંબઈ**

શ્રીમદ્ આચાર્ય વિજયવલ્લભસૂરિની પ્રેરણાથી શ્રી મહાવીર જૈન વિદ્યાલય અસ્તિત્વમા આવ્યું. અને તેમાં સૌષ્ઠવ, ગૌરવ, અને પ્રાણનો સચાર ભાઈશ્રી મોતીચંદ ગિરધર કાપડીઆ તથા ભાઈશ્રી ચંદુલાલ વર્ધમાન શાહે કર્યો તે ઘણો જ પ્રશંસાપાત્ર છે કેળવણી–વિદ્યાદાન દ્વારા જૈન કોમ, જૈનધર્મ, જૈન સાહિત્ય તથા સસ્કૃતિની અમર ઇમારત ઊભી કરી છે તેમાં વૃદ્ધિ કરનાર દરેક વ્યક્તિને મારા તરફથી ધન્યવાદ આપુ છુ તથા સુવર્ણ મહોત્સવ પ્રસગે મારા અંતરના આશીર્વાદ તથા શુભેચ્છા પાઠવુ છું. પ્રભુને પ્રાર્થના કરું છું કે આવી જૈન સસ્થા જૈન સંસ્કૃતિની સ્મૃતિ તરીકે કાયમ રહે

**શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ અમદાવાદ**

પચાસ વર્ષ કોઈ સંસ્થા જીવત રહી આગળ કાર્ય કરતી રહે તે ગૌરવની વાત છે વધારે ગૌરવની વાત તો એ છે આ સસ્થાના ટેકાથી ઘણીએ વ્યક્તિઓ ઉચ્ચ શિક્ષણ મેળવી શકી અને સમાજમા તે વ્યક્તિઓ આજે ઉચું સ્થાન ભોગવે છે અને પોતાને મળેલા સુશિક્ષણનો લાભ સમાજને આપે છે આ સસ્થાની એક વિશિષ્ટતા એ છે કે તેની આવી શાખાઓ આજે અમદાવાદ, વડોદરા, આણદ અને પૂનામાં પણ છે આવી વિકસિત પ્રવૃત્તિવાળી ભાગ્યે જ કોઈ સસ્થા હોય છે આ પ્રવૃત્તિઓનો યશ આ સસ્થા માટે તન મનથી કાર્ય કરતા સંચાલકોને જ આપી શકાય તેમની ધગશ અને ઉત્સાહ વિના આ સંસ્થા ફાલી શકત નહીં. આજે આ પ્રસગે આપણે તેમની સેવાઓની કદર કરવી યોગ્ય

છે અને આપણે આશા રાખીએ કે આ સસ્થા આવા સેવકોથી વચિત રહેશે નહિ

**શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી મુંબઈ**

શ્રી મહાવીર જૈન વિદ્યાલયે મુબઈ શહેરના શિક્ષણક્ષેત્રે મહત્ત્વનો ફાળો આપ્યો છે—ખાસ કરીને જૈન વિદ્યાર્થીઓ માટે ભવિષ્યમા આ સસ્થા એની ઉપયોગિતા જાળવી રાખે એ મારા શુભાશિષ છે

**પં. શ્રી બેચરદાસ જીવરાજ દોશી અમદાવાદ**

બીજમાથી જેમ વૃક્ષ ઊગે, વધે અને સૌને પોતાનો શીતળ છાયો તથા મધુર ફળ આપે તેમ સસ્થાએ પોતાની બીજ રૂપ મૂળ સ્થિતિમાથી અકુરરૂપે પ્રગટી સમાજની ઉદારતાના ખાતરપાણી વડે પોષણ પામી વર્તમાનમા એક ઘટાદાર અને મધુર ફળ આપનાર વૃક્ષનુ રૂપ ધારણ કરેલ છે તે સાથે સમાજને પોતાનો શીતળ છાયો આપી મધુર મધુર ફળો પણ ચખાડવા માડયા છે. સસ્થાએ આજ સુધીમા સમાજની અને દેશની સેવામાં અનેક કુશળ એજિનિયરો તથા ડૉક્ટરો પૂરા પાડવા સાથે ચતુર સાહિત્યશાસ્ત્રીઓ પણ પૂરા પાડયા છે અને પોતાનુ નામ 'મહાવીર જૈન વિદ્યાલય' સાર્થક કરેલ છે જમાનો વિજ્ઞાનપ્રધાન છે એટલે ઉત્તમ રસાયન શાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ, સમાજશાસ્ત્રીઓ અને કાયદાશાસ્ત્રીઓ વિના સમાજના અનેક કાર્યો અટકી પડે છે આ રીતે વિચારતા મહાવીર જૈન વિદ્યાલયે જે ફાલ ઉતારેલ છે તે સમાજ અને દેશ માટે અત્યત ઉપયોગી છે એટલે એમ કહેવુ જોઈએ કે મહાવીર વિદ્યાલયે આજ સુધીની પોતાની કારકિર્દીમા સમાજ અને દેશને પોતાના અનેક મધુર ફળો ચખાડયા છે એ શક વિનાની વાત છે મહાવીર વિદ્યાલય જૈનધર્મને પૂરેપૂરુ વફાદાર રહીને જ પોતાની પ્રવૃત્તિ કરી રહેલ છે અને સમાજ દ્વારા ઉદારતાપૂર્વકનુ પોષણ મેળવી પોતાના નામને સાર્થક કરી જ રહેલ છે.

**પ શ્રી દલસુખભાઈ માલવણિયા ટોરોન્ટો**

જૈન સમાજના કેળવણીના ક્ષેત્રે જે સૂઝબૂઝથી શ્રી મહાવીર જૈન વિદ્યાલયે કામ કર્યુ છે તે માટે સમાજ શ્રી મહાવીર વિદ્યાલયનો ચિરઋણી રહેશે એમા શક નથી તેના અનુકરણરૂપે અન્ય સસ્થાઓ પણ કાર્ય કરતી થઈ તે પણ તેની સફળતાની નિશાની છે મારી પત્નીની બિમારીને પ્રસગે મને જે અનુભવ થયો તે તો ખરેખર આખ ઊઘાડી દે તેવો હતો હુ જે જે નામાકિત દવાખાને ગયો ત્યા ત્યા શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા ભણી ગયેલા અનેક દાક્તરો જોયા-જાણ્યા, અને મને થયુ કે સમગ્ર મુબઈને માટે તો આ વિદ્યાલય આશીર્વાદ રૂપ છે તે જ પ્રમાણે અન્યત્ર પણ દાક્તરો કે એન્જિનિયરો જે સાર્વજનિક સેવાઓમાં રત છે, તેમાના ઘણા મહાવીર વિદ્યાલયના છે—એ પણ જાણી શકાયુ છે આમ મહાવીર વિદ્યાલયે માત્ર જૈન સમાજની જ સેવામા ફાળો નથી આપ્યો પણ સમગ્ર ભારતની સેવા કરી છે, માનવસમાજની સેવામા અમૂલ્ય ફાળો આપ્યો છે એમ કહી શકાય શ્રી મહાવીર જૈન વિદ્યાલયે આગમ પ્રકાશનનુ મહત્ત્વનુ કાર્ય ઉપાડયુ છે તે જો પૂર્ણ થાય તો તેની યશકલગીમા અપૂર્વ તેજ આવશે, એમા શંકા નથી વિદ્યાલયની પ્રવૃત્તિ વિકાસ પામે અને ઉત્તરોત્તર વધારે છાત્રો તેનો લાભ લે તેવુ થાય તો વિદ્યાલય દ્વારા ભાવી ભારતના નિર્માણમા એક મહત્ત્વનો ફાળો જૈન સમાજ મારફત થશે એમ મારુ માનવુ છે

**શેઠશ્રી કેશવલાલ લલ્લુભાઈ અમદાવાદ**

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના કાર્યકર્તાઓ ઉત્સાહપૂર્વક તેનો સુવર્ણ મહોત્સવ ઊજવે છે તેમ જ ઉત્સાહથી તેને આવા સારા વહીવટદારો દરેક રીતે વધારે ને વધારે ઉન્નતિ પમાડે અને વિદ્યાલય હજી પણ વધારે ફાલે-ફૂલે એવી અભિલાષા

**શ્રી રવિશકર રાવળ અમદાવાદ**

શ્રી મહાવીર જૈન વિદ્યાલયે જૈન કોમ માત્ર દ્રવ્યની જ સાધના કરે છે એવી લોકવાણીને ખોટી પાડી છે વર્ષોવર્ષ આપ જે વિદ્યાર્થી-સમુદાયને જ્ઞાનોપાર્જન માટે સહાય કરતા રહ્યા છો તેને લઈને સંખ્યાબધ સુશિક્ષિત નરનારીઓનો સમાજ આગળ આવ્યો છે અને તેઓ જ સાચી જૈન વૃત્તિથી

વિશ્વમા ઉપકારક સંસ્થાઓ અને કાર્યો સંભાળી રહ્યા છે અહિંસાવૃત્તિથી પ્રાણીમાત્ર પ્રતિ સદ્ભાવ અને સમભાવ સ્થાપનાર ભારતપિતા ગાંધીજીના નૂતન આદર્શોમાં જૈન કોમ અગ્રણી રહી છે આરોગ્ય-દાન, અન્નદાન અને વિદ્યાદાનમાં નામના કરનાર જૈન અગ્રણીઓને ધન્યવાદ હો!

**ડૉ. શ્રી ઉમાકાંત પ્રેમચંદ શાહ વડોદરા**

વિદ્યાલય સાથેના આજ સુધીના મારા સંબંધના અનુભવે હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે સંસ્થાના નાના-મોટા કાર્યકર્તાઓ ઉદાર દૃષ્ટિબિંદુ ધરાવનાર અને સેવાભાવી છે આવા કાર્યકરો મળવા એ જૈન સમાજનું તેમ જ વિદ્યાલયનું અહોભાગ્ય છે સંસ્થા પોતાની પ્રવૃત્તિઓ મુંબઈ બહાર આણંદ, પૂના, અમદાવાદ, વડોદરા ઇત્યાદિ સ્થળોએ વિકસાવતી જાય છે, અને જૈન સમાજની સેવા સાથે સાથે એક રીતે ભારતીય સમાજની અમૂલ્ય સેવા બજાવતી જાય છે, તેને માટે સંસ્થાને ધન્યવાદ ઘટે છે

સંસ્થાએ આગમ પ્રકાશનનું જે કાર્ય ઉપાડયું છે તે ફક્ત જૈન સમાજ કે જૈન વિદ્વાનોને જ ઉપકારક છે એટલું જ નહી પણ આ કાર્ય ભારતીય સંસ્કૃતિના સર્વે દેશી તથા પરદેશી વિદ્વાનોને અત્યંત ઉપયોગી થઈ પડશે આ સંસ્થા હવે જૈન કલા અને સંસ્કૃતિ વિષયક પ્રમાણભૂત ગ્રંથોના પ્રકાશનનું કાર્ય શરૂ કરે તે ઇચ્છવા યોગ્ય છે જૈન કલા અને સંસ્કૃતિએ ભારતીય કલા અને સંસ્કૃતિના વિકાસમા જે અમૂલ્ય ફાળો આપ્યો છે તે વ્યવસ્થિતપણે પ્રકાશમા આવવો જોઈએ

**ડૉ. શ્રી હરિવલ્લભ ચૂ. ભાયાણી અમદાવાદ**

શ્રી મહાવીર જૈન વિદ્યાલય તેની વિદ્યાવર્ધનની યશસ્વી કારકિર્દીનાં પચાસ વર્ષ પૂરા કરે છે તે બધા વિદ્યાપ્રેમીઓ માટે આનંદનો પ્રસંગ છે વિદ્યાલયનું શિક્ષણ ને સંશોધનની વૃદ્ધિ અને પુષ્ટિનું પ્રશસ્ય કાર્ય વધુ અને વધુ પ્રમાણ અને વેગ ધારણ કરતું રહે એવી હાર્દિક શુભેચ્છા તેના સુવર્ણ મહોત્સવ પ્રસંગે હું વ્યક્ત કરું છું.

**ડૉ. શ્રી ભોગીલાલ જ. સાંડેસરા વડોદરા**

છેલ્લા પચાસ વર્ષમા આ સંસ્થાએ શિક્ષણ, સંસ્કાર અને સંશોધન ક્ષેત્રે જૈન સમાજની અસાધારણ સેવા કરી છે સુવર્ણ મહોત્સવ ગ્રંથ, એક રીતે જોઈએ તો, એ કીમતી સેવાના સરવૈયા જેવો છે એમા પ્રગટ થતી લેખસામગ્રી તેમ જ ચિત્ર-સામગ્રી અભ્યાસીઓ અને જનતાને હમેશ માટે ઉપયોગી થશે સુવર્ણ મહોત્સવ, સંસ્થાના ઉત્કર્ષનુ એક સીમાચિહ્ન છે એ ઉત્કર્ષમા ઉત્તરોત્તર વૃદ્ધિ થાઓ એ શુભેચ્છા

**શ્રી રતિલાલ મણિલાલ નાણાવટી મુંબઈ**

દેશભરમા આવી જુદી જુદી સંસ્થાઓમા રહેવાનો લાભ મેળવી કેટકેટલાયે વિદ્યાર્થીઓ શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે, છતા પણ આ શ્રી મહાવીર જૈન વિદ્યાલયની પ્રતિષ્ઠા કંઈક અનોખી છે આ વિદ્યાલય અજોડ, બેનમૂન અને વિખ્યાત છે, કારણ કે બીજી સંસ્થાઓના કરતા આ સંસ્થાની કાર્યવાહી તેના વિશિષ્ટ પ્રકારના ધારાધોરણ બંધારણ અને આદર્શ ધ્યેયો મુજબ કામ કરી રહી છે

સમસ્ત જૈન સંઘનું દાન તેમા પ્રસરેલું હોવાથી, આ સંસ્થાની કાર્યવાહક સમિતિ તેના ઉપર પોતાના બાળકની માફક માવજત કરે છે અને સમિતિના સભ્યો સદાયે જાગૃત અને કાર્યશીલ રહે છે. આજે હવે સુવર્ણ જયન્તી ઊજવવાના ઉજ્જ્વળ પ્રસંગે, સમિતિએ વધુ પ્રગતિશીલ થઈ સંસ્થાનો વધુ વિકાસ સાધવા માટે યોજનાઓ સમાજ પાસે રજૂ કરી છે તે માટે સમિતિના તમામ સભ્યો અને કાર્યકર્તાઓને મારા હાર્દિક ધન્યવાદ આપુ છું

આવા વિદ્યાલયોમાં આદર્શ ચારિત્ર્ય ઘડી શકાય છે, માનવતાના તેમ જ સારા સંસ્કારોનુ સિંચન કરી શકાય છે સાથે સાથે ઉચ્ચ કક્ષાએ શિક્ષણ મળતાં સાધર્મી ભાઈ-બહેનોને જીવન ગુજારવાની હામ મળે છે મહાવીર પ્રભુજીના આદેશ મુજબ જીવન જીવી શકાય છે અને ભાવી જીવનને ઊજળું બનાવી શકાય છે બદલાતા જતા નવા યુગના જમાનામા પુરુષાર્થ કરવો ખૂબ જ જરૂરી છે વાડ વિના વેલો ચઢી શકતો નથી, તેમ સમસ્ત જૈન સમાજના બાળકોને સંસ્કારી બનાવી તેમને

ધાર્મિક સંસ્કારો આપવા હોય તો મહાવીર જૈન વિદ્યાલય જેવી સંસ્થાઓની જરૂર છે

વિદ્યાલયે આદરેલી તમામ પ્રવૃત્તિઓમા ખાસ ધ્યાન ખેચે એવો એમનો સાહિત્યપ્રકાશન વિભાગ છે મૂળ જૈન આગમ ગ્રથોને સુસપાદિત અને સુસંશોધિત રૂપમાં પ્રગટ કરવાની તેમની યોજના સમાજમા ખૂબ જ લાભકારક બની છે અને પ્રશસાને પાત્ર બની છે

**શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ મુંબઈ**

જૈન સમાજની આ એક મહાન સસ્થા છે અને ઉત્તરોત્તર પ્રગતિ કરતી રહી છે મુબઈ, વડોદરા, અમદાવાદ, આણંદ તથા પૂનામા વિદ્યાલયો દ્વારા લગભગ ૪૫૦ વિદ્યાર્થીઓ ઉચ્ચ શિક્ષણ લે છે વિશેષ આનદ એ છે કે વિદ્યાર્થીઓને અપાતી લોન સારા પ્રમાણમા દર વર્ષે ભરપાઈ થાય છે, જેથી સસ્થાના વિકાસમા કાયમી આવક રહે છે, અને બીજા વિદ્યાર્થીઓને લાભ મળે છે. ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ સસ્થા પ્રત્યે મમતા રાખી તેની પ્રગતિ કરવામા સારો ફાળો આપે છે

**પં શ્રી લાલચદ ભગવાન ગાંધી વડોદરા**

વ્યાવહારિક સાથે આવશ્યક ધાર્મિક શિક્ષણ આપવાની સસ્થાની દીર્ઘદષ્ટિભરી યોજના છે ઉચ્ચ કક્ષામા અભ્યાસ કરતી બહેનોને પ્રોત્સાહન આપવાની પણ યોજના છે જૈન આગમોને સશોધનાત્મક વ્યવસ્થિત રૂપમા પ્રકાશિત કરવાની ભવ્ય ભાવનાત્મક યોજના છે સસ્થાની વ્યવસ્થાપક સમિતિ, ઉચ્ચ પ્રકારના દીર્ઘદર્શી સુપ્રતિષ્ઠિત અનુભવી મહાનુભાવોની રચાયેલી છે, જેણે સસ્થાની ઉત્તરોત્તર ઉન્નતિ–પ્રગતિ કરી સસ્થાનો યશસ્વી ઇતિહાસ રચ્યો છે

**શ્રી ખુશાલભાઈ ખેગારભાઈ મુબઈ**

સમયને અનુરૂપ જૈન સમાજનો સર્વાંગી વિકાસ થાય એ કેવળ ઉદ્દેશથી સ્વ આચાર્યપ્રવર શ્રી વલ્લભસૂરીશ્વરજી મહારાજ સાહેબની આતર પ્રેરણા અને અદમ્ય ભાવનાના બીજ રૂપ સને ૧૯૧૫ની સાલમા અસ્તિત્વમાં આવેલ શ્રી મહાવીર જૈન વિદ્યાલય તેની શાખા-પ્રશાખાઓ સાથે ઉચ્ચ વ્યાવહારિક, ધાર્મિક, શૈક્ષણિક વગેરે વિવિધ ક્ષેત્રે પ્રવૃત્તિઓ હાથ ધરી હરણફાળે યશસ્વી કાર્યકીર્દી સાથે અરધી સદી કરતાં વિશેષ સમયથી પ્રગતિ-કૂચ કરતી રહી છે તે નિમિત્તે સસ્થા સુવર્ણ–મહોત્સવ ઊજવે છે એ સમગ્ર જૈન સમાજ માટે આનંદ અને ગૌરવનો પ્રસગ છે શ્રી સંઘના ઉદાર સહકાર તેમ જ વ્યવસ્થાપકો –ટ્રસ્ટીઓ અને કાર્યકર્તાઓની મમતાભરી લાગણી, નિરપેક્ષ ભાવના અને અથાગ પરિશ્રમના પ્રતીકરૂપે આ સસ્થા–ઉદ્યાન પૂર્ણ કળાએ વિકસતુ રહ્યુ છે

**શ્રી દુર્લભજી કે ખેતાણી મુબઈ**

કેળવણીના ક્ષેત્રે, એ મહાન આચાર્યશ્રીની પણ એમા પ્રેરણા હતી હજારોની સખ્યામા વિદ્યાર્થીઓએ આ સસ્થાનો લાભ લઈ, જીવનમાર્ગ ઉજ્જવળ કરીને સમાજની સમૃદ્ધિમા અમૂલ્ય હિસ્સો આપ્યો છે મહાવીર જૈન વિદ્યાલય એ જૈન સમાજનુ ગૌરવ છે સસ્થાને વધુ સહકાર મળતા બીજી શાખાઓ ખોલીને અન્ય સ્થળે પણ ઉપકાર કર્યો છે તેથી સમાજની પ્રશસાને પાત્ર બનેલ છે ઉત્તરોત્તર ચુનદા કાર્યકરોએ દીર્ઘદષ્ટિ રાખી સસ્થાને વિકસાવી છે તેથી તેઓ સહુ આખા સમાજના અભિનદનને પાત્ર છે શિક્ષણ ક્ષેત્રે આવતા પચાસ વર્ષ પણ ઉજ્જવળ કારકિર્દીના જાય એ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

**શ્રી ભવરમલજી સીંઘી કલકત્તા**

इस विद्यालयका जैनधर्म और समाजकी उन्नति में जो और जितना योगदान रहा है, उसके लिये इसका नाम जैन समाजके इतिहासमें सदाके लिये अंकित रहेगा। समाजके युवकोंमें उच्च शिक्षाका प्रचार–प्रसार करनेमें विद्यालयकी ओरसे बहुत महत्त्वपूर्ण सेवा कार्य किया गया है। इन युवकोंमेंसे अनेकने अपने अपने कार्य क्षेत्रमें विशिष्टता अर्जन की है और समाजके विकासमें योग दिया है। इसका श्रेय विद्यालयको ही है। विद्यालयने अनेक अच्छे-अच्छे पडितों एव विद्वानोंके सहयोगसे जैन

धर्मके अध्ययन और साहित्य-प्रचार के लिये सुचारु-रूपेण बडा कार्य किया है। वास्तवमें, विद्यालयने धर्म प्रचार एवं समाज सेवाकी एक अनुकरणीय परम्पराका प्रारंभ किया और निरंतर उसका निर्वाह किया।

**શ્રી મંજુલાલ ર મજમુદાર** — **વડોદરા**

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના પ્રેરક આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરિએ એક એવા પ્રકારની સંસ્થાનો કલ્પતરુ રોપાવ્યો, જેને કાળે કરીને મન-ગમતા કલ્યાણકારી ફળ આપવાની શક્તિ સહેજે પ્રાપ્ત થઈ છે વિદ્યાલયમાં છાત્રોના યોગક્ષેમને પ્રાપ્ત કરાવે તેવી વિદ્યાઓનું ઉપાર્જન કરવાની સુવિધાની સાથે પોતાના ધાર્મિક સંસ્કારોને પોષણ મળતું રહે તેવી સ્વધર્મશિક્ષાનો પ્રબંધ પણ આવશ્યક સ્વરૂપે ત્યાં યોજવામા આવેલો છે તે નોંધપાત્ર છે

વિદ્યાલયમાં અન્યત્ર આર્થિક સાધનોને અભાવે જે બુદ્ધિશક્તિથી તરવરતા એવા કિશોરો અને કુમારો તથા કુમારીઓ હોય છે તેમનો હાથ ઝાલવાનું ઇષ્ટ કાર્ય વિદ્યાલયના સંચાલકો કરતા હોય છે મુંબઈ-માંથી શરૂ થયેલી વિદ્યાલયની આવી પ્રવૃત્તિના વડની વડવાઈઓ હવે અમદાવાદ, વડોદરા, પૂના, વિદ્યાનગર એવા વિદ્યાપીઠોના સ્થળોમાં મૂળ નાખી રહી છે એ પ્રકારે સૌરાષ્ટ્રમા પણ એકાદ વડવાઈ રોપાય તો આશ્ચર્ય નહીં થાય

વિદ્યાલયના સંચાલકો ગુજરાતના ખ્યાતનામ જૈન સંઘના યશસ્વી મહાજનો, સંઘપતિઓ અને શ્રેષ્ઠીઓ છે; જેમાં "સંઘ"નું કાર્ય, ગણુરાજ્યોની જેમ, સંપૂર્ણ લોકશાહીના વહીવટથી ચાલે છે; તેથી વ્યક્તિગત ત્રુટિઓ, રાગદ્વેષ કે ઉદાસીનતાને તેમા અવકાશ રહેતો નથી વિદ્યાલયનું સંચાલન એવા શાણા, અનુભવી અને વ્યવહારકુશળ સંચાલકોને જ હસ્તક છે તે હકીકત સંસ્થાને અનેક શતકો સુધી ફૂલતી અને ફાલતી રહેવાની ખાતરી આપે છે

**શ્રી ખીમચંદ ચાંપશી શાહ** — **ભાવનગર**

પંજાબ, મારવાડ, ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે પ્રાંતોમાં જે શિક્ષણ સંસ્થાઓ સ્થપાણી, તેમાં મુંબઈનું શ્રી મહાવીર જૈન વિદ્યાલય અગ્રસ્થાનમાં છે અને વિવિધ તડકા-છાયા વચ્ચેથી પસાર થયેલ આ સંસ્થા પોતાના ધ્યેય તરફ એકનિષ્ઠ રહી છે, વિકાસ સાધતી ગઈ છે અને આજે પચાસ વર્ષ પૂર્ણ કરી સુવર્ણ મહોત્સવનો શુભ પ્રસંગ ઉજવી કારકિર્દી-ના ક્ષેત્રે વધુ ને વધુ વિકાસ સાધવાની ઉજ્જ્વળ તક પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઈ છે તે માત્ર વિદ્યાલય માટે જ નહી પરંતુ સમગ્ર જૈન સમાજ માટે અતિ-ગૌરવનો પ્રસંગ છે એ નિર્વિવાદ હકીકત છે વિદ્યાલયે શિક્ષણના ક્ષેત્રે વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને ઉચ્ચ અભ્યાસની પૂરતી સગવડ આપી તે ક્ષેત્રમા અપૂર્વ સિદ્ધિ મેળવી છે, પણ તેટલાથી સંતોષ ન માનતાં સાહિત્યના ક્ષેત્રે પણ ઘણા સુંદર પ્રકાશનો સમાજના ચરણે ધર્યાં છે આ ઉપરાંત પરમ પૂજ્ય આગમ-પ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજના માર્ગદર્શન નીચે આપણા મહામૂલા આગમોને સર્વાંગ-સંપૂર્ણ રૂપમા પ્રગટ કરવાની મહામૂલ્ય કામગીરી પણ વિદ્યાલયે ઉપાડી છે જૈન સાહિત્યના ક્ષેત્રે થઈ રહેલા આ ભગીરથ કાર્ય બદલ આ સભા વિદ્યા-લયને હાર્દિક અભિનંદન આપે છે

**શ્રી અમૃતલાલ બી યાજ્ઞિક** — **મુંબઈ**

શ્રી મહાવીર જૈન વિદ્યાલયે છેલ્લાં પચાસ વર્ષથી પણ વધુ સમયગાળા દરમ્યાન અનેક જૈન વિદ્યાર્થી-ઓના કારકિર્દી ઘડતરમાં તેમ જ ચારિત્ર્યઘડતરમાં મૂલ્યવાન ફાળો આપ્યો છે એ હકીકત વિદ્યાલયનો લાભ લેનાર અનેક વિદ્યાર્થીઓ પાસેથી મે જાણી છે વિદ્યાલયે કરી આપેલી અનુકૂળતાઓનો ઉલ્લેખ કરતા એ વિદ્યાર્થીઓના હૃદયમા રહેલી કૃતજ્ઞતા વ્યક્ત થતી જોઈને મે આનંદ અનુભવ્યો છે શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સેવાનું સાચું પ્રમાણપત્ર મે આમ પરોક્ષ રીતે વાંચ્યુ છે

શ્રી મહાવીર જૈન વિદ્યાલય માત્ર જુદી જુદી વિદ્યાસંસ્થાઓમા ભણતા વિદ્યાર્થીઓનું નિવાસ-સ્થાન અને અભ્યાસસ્થાન જ નહોતું રહ્યું, પણ તેમના સાંસ્કારિક વ્યક્તિત્વને પોષણ આપે તેવું

સંસ્કારસ્થાન પણ બન્યું છે આ રીતે કેળવણીના કાર્ય અર્થે વિદ્યાલયે ઘણી મોટી સેવા બજાવી છે તે માટે તેના સુવર્ણ મહોત્સવ પ્રસગે હુ મારી માનાજલિ અર્પુ છુ

**શ્રી બચુભાઈ પી દોશી**

મહાવીર જૈન વિદ્યાલયે સખ્યાબધ જૈન કુટુ-બોને સસ્કારી અને ધાર્મિક જીવનમય બનાવવામા અમૂલ્ય ફાળો આપ્યો છે અને તેની પ્રક્રિયા આજે પણ અવિરત ચાલુ છે

**પ્રોફેસર પૃથ્વીરાજ જૈન** **અબાલા**

श्रीमहावीर जैन विद्यालय वम्बईने अपने ५० वर्षके दीर्घ जीवनमें जैन समाजकी अद्वितीय सेवा की है। सैंकडो युवकोंको उच्च शिक्षा के स्वर्णिम अवसर प्रदान करने के अतिरिक्त जैन साहित्य के प्रकाशन का महत्त्वपूर्ण कार्य करके विद्यालयने आदर्श उदाहरण उपस्थित किया है।

**શ્રી કનુભાઈ એલ મહેતા** **અમદાવાદ**

સસ્થામા મારા જેવા અનેક વિદ્યાર્થીઓને જ્ઞાન-દીક્ષા મળી છે અમારા વ્યક્તિત્વ અને ચારિત્રના ઘડતરમા સસ્થાનો અમૂલ્ય ફાળો છે સસ્થાએ અમારામાં ધાર્મિક અને સસ્કૃતિના સસ્કારોનુ સિચન કરી અમારા જીવન-પથને અવિરત પ્રકાશ અને શક્તિ આપ્યા છે ઉચ્ચ કેળવણી ઉપરાત સધર્મી અને બધુત્વની ઉમદા ભાવના અમારા હૃદયમાં પ્રગટાવી છે જૈન સમાજના સેકડો યુવાનોને કાર્યદક્ષ અને સ્વાશ્રયી બનાવ્યા છે

**શ્રી અમૃતલાલ ચુ શેઠ** **મોમ્બાસા**

આ સસ્થામા રહી ઉચ્ચ અભ્યાસ કરવાનો મને મોકો ન મળ્યો હોત તો આજે મારી કેવી સ્થિતિ હોત તે કલ્પવુ મુશ્કેલ છે વિદ્યાલયમા રહી માત્ર આગળ અભ્યાસ કરવાની તક મળી એટલુ જ નહીં પણ ઘણા ઓછા ખર્ચે First year artsથી M B B S થયો વિદ્યાલયનો હુ આજન્મ ઋણી છુ એટનુ જ નહીં, પણ ત્યા આજ સુધી રહી જે જે વિદ્યાર્થીઓ ભણીને ઉત્તીર્ણ થયા છે, અને આજે લાભ લઈ ભણે છે અને ભવિષ્યમા લાભ લઈ ભણશે તે સૌ જીવન પર્યંત આ સસ્થાના ઋણી રહેશે

આજના કહેવાતા આધુનિક શિક્ષણ ઉપરાત સુંદર ધાર્મિક સસ્કાર અને શિસ્તપાલનના આદર્શ ભાવનાપ્રદાન કરવાના ઉચ્ચ ઉદ્દેશને વરેલી આ સસ્થાની ભવિષ્યની કારકિર્દી ઉત્તરોત્તર વિકાસ સાધવામા સફળ થાઓ એવી શુભેચ્છાઓ પાઠવતા હુ કૃતાર્થતા અનુભવુ છુ

**શ્રી લાલચદજી ઢઢ્ઢા** **મદ્રાસ**

SHRI MAHAVIRA JAINA VIDYALAYA is the only institution througout India who is helping thousands of students for higher education.

**શ્રી ચુનીલાલ બી મહેતા** **મુંબઈ**

The Vidyalaya was established as early as 1915 at a time when their was not much attraction for education and much less about the higher education However the Vidyalaya has turned out a great blessing to the Jain students Year by year increasing number of students have been taking advantage of the facilities of Vidyalaya

**સાહૂ શ્રેયાંસપ્રસાદજી જૈન** **મુંબઈ**

The Vidyalaya has been rendering yoemen service to the community It has promoted the cause of unity among different sub-section of Jain, and has contributed to the uplift of society in the fields of religion, culture and education The most gratifying part of its activitiy is that it has endeavoured to instill a feeling of fellow ship, love, mutual undertsanding, and co-operation among different communities of the land

**શ્રી એસ કે પાટીલ** **મુંબઈ**

This institution was founded under the inspiration of Acharya Vijayavallabhsuri

who was a great Saint and educationist. It has lived up to his great ideal during all these long years There is need of many institutions of this kind to serve the couse of education

મોતીલાલ બનારસીદાસ (લાલા સુંદરલાલ જૈન) દિલ્હી

The institute has rendered very useful service to the students community at large by subsidizing their expenses and providing full facilities for academic attainments in different branches of study It has a glorious and brilliant record in the domain of research Its project of publishing Agmic texts with the cooperation of renowned scholars of the age is sure to add laurels to its present achievement

ડૉ. હસમુખ ડી. સાંકળિયા પૂના

I know this Institute and the work done by it very well

લેકીમ આલ્વા નવી દિલ્હી

How can one forget the magnificent service of Shri Mahavira Jain Vidyalaya and above all one of its pioneer and noblest promoters, my revered friend and esteemed companion at Nasik Jail late Motichand G. Kapadia.

ડૉ. વી. એમ. કુલકર્ણી કોલ્હાપુર

Shri Mahavira Jain Vidyalaya has been doing excellent work in the field of educatin for more thun fifty years pastand in ways more than one

શ્રી વિજયસિંહ નાહાર કલકત્તા

With the inspiration of the great Acharya Vijayavallabh Suriji Maharaj, this institution is doing unique service in the upliftment of education This Vidyaly is a type of its own The students come out as a true citizen, full of honour and self respect and in future life they have taken this vidayalaya as their own.

બાબૂ રાજેન્દ્રસિંહ સિંઘી કલકત્તા

The institutison has proved its usefulness by the very noble service it has rendered to the cause of education in India

શ્રી બાબુભાઈ અમૃતલાલ શાહ એરોવાળા મુંબઈ

It is no mean pleasure to find that this Institute which has been almamcter of many a bright Jain students and illustrious persons we now find in different walks of life in the Jain community, is now celebrating its Golden Jubilee.

ડૉ. હીરાચંદ દા. શાહ પૂના

Shri Mahavira Jain Vidyalaya, which has fondled me in her lap from the year 1930 to 1937, has given us the basic things of our life i e the modern scientific education with the background of relegious education and disciplene. With the strength of that education, I and hundreds like me could go forwords boldly in this vast sea of life career as a respectable and responsible citizen of our country

શ્રી એમ. સી. ભંડારી જોધપુર

This institution has been rendering most valuable services in the cause of education among the students of the Jain community graduating in diffent branches of study from the University of Bombay

શ્રી અવીણ વીસારીઆ, પ્રિન્સ્ટન (અમેરિકા)

I am sure that Vidyalaya will continue to play its important role in training India's high talent technical and professional manpower, an important factor is building a prosperous economy.

# અર્ધશતાબ્દીના અવસરે

卐

વ્યક્તિના જીવનમાં પણ અર્ધશતાબ્દી સૂચક ઘટના છે, કિંતુ સંસ્થાની અર્ધશતાબ્દી તો મહોત્સવ જ ગણાય

મહાવીર જૈન વિદ્યાલયનો સુવર્ણ મહોત્સવ એ માત્ર સંસ્થાના અસ્તિત્વનાં પચાસ વર્ષનો સરવાળો નથી, પણ એક ઊર્ધ્વગામી ને ઓજસ્વી પ્રવૃત્તિની જીવન્ત યશગાથા છે તેમ જ શિખર પર ફરકતી ગૌરવશીલ વિજયપતાકાનો પરમ અને ચરમ યશ છે એના પાયામાં સૂતેલી જીવન્ત બુનિયાદને



અભિવંદન છે એ દૂરદેશી ને વિકાસમૂલક જીવનદૃષ્ટિવાળા યુગપુરુષ આચાર્યને—જેમણે ધર્મમંદિરોની સાથે આવાં કર્મમંદિરોનો પણ ઉદ્‌ઘોષણા કરી

અભિવંદન છે અર્થનો અર્થપૂર્ણ ને સમર્થ ઉપયોગ કરી જાણનાર ઝિંદાદિલ દાતાઓને—જેઓની ઉદાર સૂઝ-બૂઝ થકી આદર્શ ને ઉન્મેષને મૂર્તિમંત થવાનું નિમિત્ત મળ્યું

અભિવંદન છે સૌ નામી-અનામી દુઆગીરો અને સદ્‌ભાવકોને—જેનું મૂક અને મૂર્તિમંત તર્પણ વિદ્યાલયનું અમૂલું નજરાણું છે

ને અભિવંદન છે—પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, અલ્પ કે અનન્ય કક્ષાએ તન, મન, ધન કે જીવનનું નૈવેદ્ય ધરનાર મર્મગામી કર્મવીરોને—જેના હામ અને હૂંફ થકી શૂન્યમાંથી સુવર્ણસૃષ્ટિ સર્જાઈ રહી ગઈ કાલની એ અવાવરો કેડીનું સુરેખ મંજલમાં રૂપાંતર થઈ ગયું. ગઈ કાલના એક આદર્શ વિચારને નક્કર ને નિંઠાવંત સ્વરૂપ મળ્યું ગઈ કાલનું એક નાનકડું કોડિયું અનેક પ્રતિભાના સત્ત્વ ને સ્વત્વની સાખે શતરાગ આરતિમાં વિકાસ પામી ગયું



"વિદ્યાલય" જૈન સંસ્થા હોવા છતાં સાંપ્રદાયિક રૂઢિચુસ્તતામાં એની દૃષ્ટિ સીમિત નથી: આવતી કાલ ભણી દૃષ્ટિ રાખ્યા છતાંય ગઈકાલના સત્ત્વશીલ તત્ત્વોનું અહીં વિલોપન નથી થયું બાહ્ય રીતે શૈક્ષણિક સંસ્થા હોવા છતાંય એની પ્રવૃત્તિના પાયા જીવનના ઘણા ક્ષેત્રને સ્પર્શે છે

એક અંતેવાસીએ વિદ્યાલયને "Home away from Home" કહેલું એ બહુ સાર્થક લાગે છે વિદ્યા-નો-લય થઈ રહ્યો છે, એ કટોકટીના કાળમાં વિદ્યાલયના મહત્ત્વ ને મૂલ્ય અનેકગણાં વધી જાય છે જીવનના શિખરો સર કરનાર આજના અનેક વ્યક્તિત્વની આધારશીલા વિદ્યાલય છે

અર્ધ શતાબ્દીની મંજલ સર કરનાર વિદ્યાલયને અનેક શતાબ્દીની યાત્રા કરવાની બાકી છે ઘણા ઘણા વિદ્યાર્થીઓને પ્રકાશ ને પ્રગતિનો પંથ એણે ચીંધ્યો છે, અનેકાનેક પ્રતિભા ને તેજ હજી એણે ખીલવવા બાકી છે

વિદ્યાલયની ગઈ કાલ સત્ત્વશીલ ને પ્રેરક હતી, આજ વિકાસોન્મુખ ને ઉજ્જ્વલ છે; આવતી કાલ દીપ્તિમાન ને કલ્યાણકારી હશે

કોઈ પુણ્યોદયના પવિત્ર પરિણામ સમી આ માતૃસંસ્થાનો સર્વાંગી ને સુરેખ વિકાસ થયા કરો!

ન એને ખોટ પડો કાર્યશીલ સેવકોની ને ન એને ખોટ હો શીલવંત વિદ્યાર્થીઓની

શાતા આપે એવા દાતાઓ ને મર્મ ઉજાળે એવા કર્મવીરોનો અવિરત સથવારો મળ્યા કરે
No donation is too small, No devotion is too big!

સાગરથીયે ઘેરી, ગગનથીયે વિશાળ, વસુન્ધરા સમી શમવંત ને જીવન જેવી ક્રિયાશીલ વિદ્યાલયની પ્રવૃત્તિઓનો સ-રસ, સ-ફલ ને સતત રીતે યાવત્ચન્દ્રદિવાકરો વિકાસ થયા કરો!

અક્ષયપાત્ર સમો એનો કોષ કદી લુપ્ત ન થાઓ; અખંડ જ્ઞાનયજ્ઞ સમી એની ઉજ્જ્વળ શિખાઓ સમગ્ર માનવતાની સૂઝ ને સાર લેતી પ્રજ્વળી રહો!

મોરખાસા — શ્રી હિ. જે. મહેતા

**જયન્તીલાલ એન. માનકર — મુંબઇ**

શ્રી મહાવીર જૈન વિદ્યાલયની ઉત્તરોત્તર થતી પ્રગતિ માટે આપ અને તેના સંચાલકોએ અને સહાયકોએ ગૌરવ લેવું જોઈએ આજના "સંસ્કૃતિઓના ઘર્ષણ અને સંક્રાન્તિ"ના કાળમાં પ્રભુ મહાવીરની મહાન્ સંસ્કૃતિના સંચાર સમી આવી સંસ્થાઓ ચલાવવી અને તેને પ્રગતિમાન બનાવવી એ કોઈ ન્હાનીસૂની સિદ્ધિ નથી વિદ્યાલયનો લાભ લેનાર અનેક વિદ્યાર્થીઓ જે શહેરી બન્યા પછી પણ સંસ્થા પ્રત્યે અધિક નિષ્ઠાવાન નીવડે છે તે વિદ્યાલયની સ્થાપના, અસ્તિત્વ અને પ્રગતિની સફળતા અને ઉપયોગિતાનો સચોટ પૂરાવો છે

॥ नमामि वीरं गिरिसारधीरम् ॥



## પ્રકરણ પહેલું : સ્થાપના અને શરૂઆત

**નમો તિત્થસ્સ**—શ્રીસંઘ એ ચેતનવંતું તીર્થ છે અને તત્ત્વજ્ઞાન અને ધર્મ બન્નેનો સમાવેશ એમા થાય છે, એ બન્નેનો આધાર પણ એ જ છે વળી, શ્રીસંઘનો મહિમા એ જ ધર્મનો મહિમા અને ધર્મનો મહિમા એ જ શ્રીસઘનો મહિમા બની રહે છે અને જ્યારે ધર્મ અને શ્રીસંઘ એકરૂપ બની જાય છે ત્યારે જ ધર્મતીર્થ પ્રભાવશાળી બને છે, અને માનવસમાજ એના પવિત્ર આરે કૃતાર્થતા અનુભવે છે સંઘબળ એ સાચું કાર્યસાધક બળ ગણાય છે, શક્તિનો સ્રોત પણ સઘમાથી જ પ્રગટે છે, અને એની શક્તિની તોલે બીજી કોઈ શક્તિ આવી શકતી નથી આવો શ્રીસંઘ એ જાજરમાન જંગમ તીર્થ છે, અને તેથી તીર્થંકર ભગવાન પણ એને નમસ્કાર કરે છે: **નમો તિત્થસ્સ** એ ધર્મ-શાસ્ત્રે જતન કરેલી સંઘતીર્થના મહિમાનુ ગાન કરતી ભગવાન તીર્થંકરની પવિત્ર વાણી છે.

**न धर्मो धार्मिकैर्विना**—ધર્મની ચેતના ટકી રહે છે એના અનુયાયીઓના આધારે. જે ધર્મના અનુયાયીઓનું અસ્તિત્વ લુપ્ત થઈ જાય છે, એ ધર્મ પણ છેવટે નામશેષ થઈને માત્ર ઇતિહાસનો વિષય બની રહે છે એટલે તો સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચારે અંગોનુ જતન કરવું અને એ બધાય અગો શક્તિશાળી બને એનું પૂરતું ધ્યાન રાખવુ એ શ્રીસઘની ફરજ માનવામા આવી છે બીજી રીતે કહીએ તો, સાતે ક્ષેત્રોની બરાબર સાચવણી કરવામા જ શ્રીસંઘનું સંઘપદ અને કર્તવ્ય ચરિતાર્થ થાય છે જેટલા પ્રમાણમા શ્રીસઘ પોતાના આ કર્તવ્યનું પાલન કરે છે, તેટલા પ્રમાણમા ધર્મ અને સંઘ બન્ને તેજસ્વી બને છે અને બન્નેનો મહિમા વિસ્તરે છે જૈન સંસ્કૃતિની ચડતીપડતીનો ઇતિહાસ આ વાતની સાખ પૂરે છે

સહુ કોઈના અભ્યુદય માટે સમયે સમયે તીર્થંકરો ધર્મતીર્થની પ્રરૂપણા કરે છે. આ ધર્મતીર્થના પવિત્ર આરે કેવળ શ્રીસંઘનુ જ નહીં, માનવમાત્રનું કલ્યાણ થાય છે અને એ ધર્મતીર્થનો આદેશ તો **मित्ती मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ**—જગતના જીવમાત્ર સાથે મૈત્રીસંબંધ બાધવાનો અને કોઈ પણ જીવની સાથે વૈર-વિરોધ નહી રાખવા—જેટલો વ્યાપક છે આકાશના જેવા વ્યાપક અને શિરછત્ર સમા સુખકારક આ ધર્મ-આદેશના પાલન અને પ્રસારને માટે પ્રયત્ન કરવાનું શ્રીસંઘને કહેવામા આવ્યું છે શ્રીસંઘ જેટલા પ્રમાણમા આ માટે નિષ્ઠા અને દૃષ્ટિપૂર્વક પ્રયત્ન કરે છે, તેટલા પ્રમાણમા આ સર્વકલ્યાણકારી આદેશનો લાભ પોતાને તેમ જ વિશ્વને મળે છે, અને ધર્મતીર્થની સાચી પ્રભાવના પણ થાય છે.

ધર્મતીર્થની આવી પ્રભાવના માટેના પ્રયત્નમા જ્ઞાન અને ક્રિયાનું અર્થાત્ તત્ત્વદર્શન અને ધર્માચરણનુ એટલે કે સત્યગામી સમજણ અને અહિંસાગામી આચરણનું મુખ્ય સ્થાન છે. આત્મસાધના કે આત્મસાક્ષાત્કારનો એ જ રાજમાર્ગ છે. ज्ञानक्रियाभ्यां मोक्षः એ શાસ્ત્રવાણીનું આ જ રહસ્ય છે તેથી જ તો જ્ઞાનની આરાધના માટે વિદ્યાતીર્થોની અને ચારિત્રની આરાધના માટે ધર્મતીર્થોની સ્થાપના કરવી, એની રક્ષા કરવી અને એની સુવ્યવસ્થા સાચવવી એ શ્રીસંઘનુ ધર્મકૃત્ય લેખવામા આવ્યું છે એ ધર્મકૃત્યના પાલનથી શ્રીસંઘ અને ધર્મ બન્નેનો મહિમા વધતો રહે છે

સાચી સમજણ વગર સાચું આચરણ ન થઈ શકે એ સહેજે સમજી શકાય એવી વાત છે ગમે તે દિશામા કેવળ ચાલ ચાલ કરવાથી નહીં પણ સાચી દિશામાં પ્રવાસ કરવાથી જ ઇષ્ટ સ્થાને પહોચી શકાય છે, એ સહુ કોઈના અનુભવની વાત છે. તેથી જ ધર્મશાસ્ત્રના રચનારાઓએ पढमं नाणं तओ दया–પહેલું જ્ઞાન ને પછી ક્રિયા–એમ કહીને દરેક પ્રકારના વિકાસને માટે જ્ઞાન કે વિદ્યાપ્રાપ્તિને અગ્ર સ્થાન આપ્યું છે—પછી એ વિકાસ આત્મલક્ષી યાને આધ્યાત્મિક હોય કે વ્યવહારકોટીનો એટલે કે દુન્યવી હોય.

જૈન સમાજનો દુન્યવી વિકાસ સાધવાની સાથે સાથે ધાર્મિકતા અને સંસ્કારિતાનું એમા બીજારોપણ કરીને એને આતર–બાહ્ય રીતે પ્રાણવાન બનાવવાનો એક સમર્થ પુરુષાર્થ, એક યુગદ્રષ્ટા સૂરીશ્વરજીના પ્રેરક માર્ગદર્શન નીચે, શ્રીસંઘે કર્યો, અને શ્રી મહાવીર જૈન વિદ્યાલય જેવા જાજરમાન વિદ્યાધામની સ્થાપના કરી, એ વાતને પચાસ વર્ષ પૂરા થઈ ગયા. એ વિદ્યાધામની પચાસ વર્ષની યશસ્વી અને ગૌરવશાળી કાર્યવાહીની રૂપરેખાનો કંઈક પરિચય મેળવી આહ્‌લાદિત થઈએ અને સેવાની પ્રેરણા લઈએ.

## [૧]
## વિકાસમાત્રની પહેલી જરૂરિયાત: જ્ઞાન

બધાં ધર્મો અને ધર્મશાસ્ત્રોએ જ્ઞાનની મહત્તા મુક્ત મને વર્ણવી છે. જ્ઞાનની ઉપયોગિતા અને ઉપકારિતા અવર્ણનીય છે પ્રકાશ વગર પથ ન દેખાય અને મોટા ભાગની પ્રવૃત્તિ પણ થંભી જાય, પરિણામે પ્રગતિ રુંધાવા લાગે એ જ રીતે જ્ઞાન વગર આગળ વધવાનો માર્ગ નથી સૂઝતો આ વિકાસ બાહ્ય અને આ વિકાસ આતરિક, અથવા તો આ કલ્યાણ ધાર્મિક કે આધ્યાત્મિક અને આ કલ્યાણ વ્યાવહારિક કે ભૌતિક—એવા ભેદોમાં કેટલેક અંશે તથ્ય હોવા છતા વિકાસ કે કલ્યાણની સાધનામા પાયાની વાત વસ્તુસ્થિતિનુ અને વિકાસના ઉપાયનું યથાર્થ જ્ઞાન મેળવવું એ જ છે જ્ઞાન કે સાચી સમજણ એ વિકાસની પહેલી શરત કે આવશ્યકતા છે

આચરણને સફળ બનાવવામા સાચી સમજણનુ કેટલુ મહત્ત્વ રહેલુ છે તે શ્રી ભગવતીસૂત્રમા, સાતમા શતકના બીજા ઉદ્દેશામા આવતા ગુરુ ગૌતમ અને ભગવાન મહાવીરસ્વામી વચ્ચે થયેલ નીચેના પ્રશ્નોત્તરથી પણ સમજી શકાય છે —

"ગૌતમ—હે ભગવન્! કોઈ માણસ એવુ વ્રત લે કે, 'હવેથી હુ સર્વ પ્રાણો, સર્વ ભૂતો, સર્વ જીવો અને સર્વ સત્ત્વોની હિંસાનો ત્યાગ કરુ છુ'; તો તેનુ તે વ્રત સુવ્રત કહેવાય કે દુર્વ્રત?"

"ભગવાન મહાવીર—હે ગૌતમ! તેનું તે વ્રત કદાચ સુવ્રત હોય કે કદાચ દુર્વ્રત પણ હોય."

"ગૌતમ—હે ભગવન્! એનું શું કારણ?"

"ભગવાન મહાવીર—એ પ્રમાણે વ્રત લેનારને, 'આ જીવ છે, આ અજીવ છે, આ ત્રસ (જંગમ) છે, આ સ્થાવર જીવ છે' એવું જ્ઞાન ન હોય, તો તેનું તે વ્રત સુવ્રત ન કહેવાય, પણ દુર્વ્રત કહેવાય જેને જીવ-અજીવનું જ્ઞાન નથી, તે જીવહિંસા ન કરવાનું વ્રત લે તો તે સત્ય ભાષા નથી બોલતો, પરંતુ અસત્ય ભાષા બોલે છે. તે અસત્યવાદી પુરુષ સર્વ ભૂત-પ્રાણોમાં મન-વાણી-કાયાથી કે જાતે કરવું કે બીજા પાસે કરાવવું કે કરનારને અનુમતિ આપવી—એ ત્રણે પ્રકારે સંયમથી રહિત છે, વિરતિથી રહિત છે, એકાંત હિંસા કરનાર તથા એકાંત અજ્ઞ છે પરંતુ જેને જીવ વગેરેનું જ્ઞાન છે, તે તેમની હિંસા ન કરવાનું વ્રત લે, તો તેનું જ વ્રત સુવ્રત છે, તથા તે સર્વ ભૂત-પ્રાણોમાં બધી રીતે સંયત, વિરત, પાપકર્મ વિનાનો, કર્મબંધ વિનાનો, સંવર યુક્ત, એકાંત અહિંસક તથા પંડિત છે"

(શ્રી ભગવતીસાર, પૃ૦ ૩૦ ૩૧)

જેમ ભગવાને અહિંસાના યથાર્થ આચરણ માટે જ્ઞાનની અનિવાર્યતા બતાવી તેમ, એ જ વાત બધા વ્રતો, નિયમો, આચારો વગેરેને પણ લાગુ પાડીને કહેવું હોય તો એમ કહી શકાય કે, પ્રવૃત્તિમાત્રમાં પહેલી જરૂર જ્ઞાનની—સાચી સમજણની—પડે છે, આટલું જ શા માટે, નિવૃત્તિ તરફ વળવું હોય તોપણ જ્ઞાનની અને સારાસારના વિવેકની પહેલી જરૂર રહે છે મતલબ કે સાચી સમજણ વગરની કોઈ પણ પ્રવૃત્તિનું પરિણામ રેતીને પીલવા જેવું કે પાણીને વલોવવા જેવું નકામું આવે છે, અને ક્યારેક તો સાચી દિશાના જ્ઞાન વગર ખોટી દિશામાં ચાલનાર જેમ પોતાના ઇષ્ટ સ્થાનની નજીક પહોંચવાને બદલે એનાથી વધુ ને વધુ દૂર જતો જાય છે, એમ એનું પરિણામ ધાર્યા કરતાં સાવ ઊંધુ સુધ્ધાં આવે છે. આવું ન બને અને આદરેલ પ્રયત્ન દ્વારા હાથ ધરેલ કાર્ય ધારણા મુજબ સફળ રીતે પાર પડે એ માટે, તેમ જ જીવનવિકાસના માર્ગે ઉત્તરોત્તર પ્રગતિ થઈ શકે એ માટે પણ, જ્ઞાનની પહેલી જરૂર પડે છે માળાના બધા મણકા જેમ દોરાથી પરોવાયેલા હોય છે, એમ પ્રવૃત્તિમાત્રની સફળતા જ્ઞાનના સૂત્રથી પરોવાયેલી છે જે એ સૂત્રને આવકારી અને સાચવી જાણે છે, એ પોતાના જીવનને સફળતાથી સમૃદ્ધ બનાવી શકે છે

જ્ઞાનનો મહિમા આવો સર્વવ્યાપી અને અપાર હોવાને લીધે જ તત્ત્વદ્રષ્ટાઓએ એને જુદી જુદી ઉત્તમોત્તમ ઉપમાઓથી બિરદાવ્યું છે કોઈકે એને પ્રકાશ રેલાવનાર[1] કહ્યું તો કોઈકે એને સૂર્યની ઉપમા[2] આપીને એનો મહિમા વર્ણવ્યો કોઈએ એને સર્વશ્રેષ્ઠ સંપત્તિ[3] કહ્યું, કેઈકે અમૃત[4] કહ્યું તો વળી કોઈએ પરમ પવિત્ર[5] તરીકે એનું ગુણકીર્તન કર્યું

જ્ઞાનની શાખા-પ્રશાખાઓનો કોઈ પાર નથી એમાં પારમાર્થિક જ્ઞાન (પરા વિદ્યા) અને અપારમાર્થિક-વ્યાવહારિક જ્ઞાન (અપરા વિદ્યા) એ બન્નેનો સમાવેશ થઈ જાય છે એટલે જ્ઞાનના પ્રત્યેક અંશ તરફ અને જ્ઞાનની બધી શાખા-પ્રશાખાઓ તરફ બહુમાનનો

---

૧. नाणं पयासगं। २ नमो नमो नाणदिवायरस्स।
३ विद्याधनं सर्वधनप्रधानम्। ४. अमृतं तु विद्या। विद्ययाऽमृतमश्नुते।
५. न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते।

ભાવ રાખવો જરૂરી છે જે સમાજ, રાષ્ટ્ર કે ધર્મમાં જ્ઞાન-વિજ્ઞાનની વિવિધ શાખા-પ્રશાખાઓનું વ્યાપક અને તલસ્પર્શી ખેડાણ થતું રહે છે તે શક્તિશાળી અને સમૃદ્ધ બનીને પોતાના અસ્તિત્વને જાજરમાન બનાવે છે, એટલું જ નહીં, વખત આવ્યે એ આગેવાની પણ કરી શકે છે बुद्धिर्यस्य बलं तस्य । —જેની બુદ્ધિ એનું બળ—એ કથન સાવ સાચુ છે. હૃદય અને બુદ્ધિનો વિકાસ કરનાર જ્ઞાન વિજ્ઞાનની ઉપાસનામાં જે પાછળ રહે છે તે વિકાસયાત્રામાં પણ પાછળ રહી જાય છે

## [ ૨ ]

## અંગ્રેજી શાસનકાળ : વિદ્યાવિસ્તારનો યુગ

અંગ્રેજોનો સંપર્ક અને શાસનકાળ હિંદુસ્તાનને માટે ભારે વિલક્ષણ અને અજોડ નીવડ્યો એ લોકો વેપાર ખેડવા આવ્યા હતા, અને વેપાર ખેડીને બને તેટલું વધુ ધન વિલાયત ભેગું કરવાની એમની નેમ હતી એ ચકોર લોકોએ એ નેમ પૂરેપૂરી પાર પાડી હતી એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે.

પણ, એથીય આગળ વધીને, ચાણક્યબુદ્ધિના વિચક્ષણ અંગ્રેજોને એ સમજતાં વાર ન લાગી કે અનેક ધર્મ, પંથ, વર્ણ, જાતિ અને નાના-મોટા સંખ્યાબંધ રાજ્યોમા વહેંચાયેલા હિંદુસ્તાનના વતનીઓને, એક યા બીજા બહાને, આપસઆપસમાં લડાવીને દેશની રાજસત્તા હાથ કરવી, એ આકડેથી મધ ઉતારી લેવા જેવુ સહેલુ કામ છે. વળી, અત્યાર સુધીના વિદેશી શાસકો કરતા આ અંગ્રેજ શાસકો કંઈક જુદી જ તાસીરના હતા. બીજા કેટલાય વિદેશી શાસકો ભલે અહીં આવ્યા હતા પરદેશથી, પણ મોટા ભાગના છેવટે હિંદુસ્તાનના વતની બનીને અહીં જ વસી ગયા હતા; જ્યારે અંગ્રેજો તો હમેશને માટે ઇંગ્લેંડના વતની રહીને જ હિંદુસ્તાન ઉપર રાજ્ય ચલાવવા આવ્યા હતા; અને એ કાર્ય એમણે સફળતાપૂર્વક કરી બતાવ્યું હતું !

પણ વેપાર અને રાજશાસન બન્નેથી ચડિયાતું લેખાય એવું કામ તો અંગ્રેજોએ ભારતવર્ષના સાંસ્કૃતિક કાયાપલટનું કર્યું—એને મૂંગી, છૂપી અને પ્રશાંત ક્રાંતિ ખુશીથી કહી શકીએ એની એટલી બધી ઊંડી અને વ્યાપક અસર ધીમે ધીમે ભારતની સંસ્કૃતિ ઉપર થઈ છે અંગ્રેજો પોતાની સાથે એવી અદ્ભુત સંસ્કૃતિ લેતા આવ્યા અને એનો પ્રસાર એમણે એવી તો સિફતથી દેશભરમા કર્યો કે, પતંગિયાં સામે દોડીને દીવામા ઝંપલાવે એ રીતે, આપણે ધીમે ધીમે એ સંસ્કૃતિને વશ થતા ગયા, અને આપણી સંસ્કૃતિને વીસરતા ગયા, તે એટલી હદે કે આપણામાના કેટલાક તો એને હલકી કે નમાલી પણ માનતા થયા ! આજે તો એ પશ્ચિમની ઢબની રહેણીકરણીનો અને ત્યાની સંસ્કૃતિનો રંગ કેટલો ઘેરો બન્યો છે, એ વાત હવે સમજાવવા જેવી રહી નથી ઘરના નાના સરખા રસોડાથી લઈને તે લોકસભાના સુવિશાળ સભાખંડ સુધી જ્યા જુઓ ત્યા એની જ અસર વ્યાપેલી દેખાય છે

અંગ્રેજોની સંસ્કૃતિનુ ભારતમા ગૌરવ વધારવામાં અને ભારતીય જનસમૂહ ઉપર એની ઘેરી અસર પાડવામા તેમ જ અંગ્રેજી રાજશાસનને મજબૂત બનાવવામા જેમ

ખ્રિસ્તી ધર્મની ધર્માંતરની પ્રવૃત્તિએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, તેમ અંગ્રેજી ભાષાએ તથા અંગ્રેજી ઢબની શિક્ષણપદ્ધતિએ પણ એટલો જ અગત્યનો હિસ્સો આપ્યો છે.

અંગ્રેજ શાસકોની એક ખૂબી એ હતી કે રાજ્યશાસનના પાયારૂપ કે ચાવીરૂપ સત્તાસ્થાનો પોતાને કબજે રાખીને બાકીનાં સ્થાનોમા હિંદુસ્તાનીઓ દ્વારા કામ ચલાવવું આ માટે પોતાની શાસનપદ્ધતિમા ઉપયોગી થઈ શકે એવા માણસો હજારોની સંખ્યામા તૈયાર કરવાનું જરૂરી હતુ આ જરૂરિયાતને પૂરી કરવા માટે અંગ્રેજી શિક્ષણપદ્ધતિ અને અંગ્રેજી ભાષાનું શિક્ષણ દેશમાં શરૂ કરવાનું એમને અનિવાર્ય લાગ્યુ લૉર્ડ મૅકૉલેએ આ વાતની પ્રબળ રીતે રજૂઆત કરતા સને ૧૮૩૪માં કહ્યુ હતુ કે—

"આપણે હિંદુસ્તાનમાં એક એવો વર્ગ પેદા કરવાનો પ્રયત્ન કરવો જોઈએ કે જેમના ઉપર આપણે રાજ્ય ચલાવીએ છીએ એવા અસખ્ય હિંદી લોકો તથા આપણી વચ્ચે એ વર્ગ સમજાવટનુ કાર્ય કરે. આ લોકો એવા હોવા જોઈએ કે તેઓ કેવળ લોહી અને રંગની દૃષ્ટિએ જ માત્ર હિંદી હોય, પરતુ રુચિ, ભાષા, વિચારો અને ભાવનાની દૃષ્ટિએ તો અગ્રેજ બની ગયા હોય"[૧]

લૉર્ડ મૅકૉલેના આ સૂચનને અમલી બનાવવા માટે લૉર્ડ બેન્ટિકે એક જ વર્ષ પછી, સને ૧૮૩૫માં, હુકમ કર્યો કે—

"જેટલી રકમ કેળવણી માટે મજૂર કરવામાં આવે તે બધી અગ્રેજી કેળવણી ઉપર જ વપરાય, એ એનો સારામાં સારો ઉપયોગ છે"[૨]

આ હુકમના અમલનું પરિણામ માત્ર પદર-સત્તર વર્ષમા જ લૉર્ડ મૅકૉલેની ધારણાને સાચી ઠરાવતુ કેવું આવ્યુ તે પ્રોફેસર એમ એચ વિલ્સનના પાર્લામેન્ટની સિલેકટ કમીટી સમક્ષના નીચેના ઉદ્ગારો ઉપરથી બરાબર જાણી શકાય છે તેઓએ કહ્યુ કે—

"ખરુ જોતાં, આપણે અગ્રેજી લખી-વાંચી જાણનારાઓની એક જ્ઞાતિ બનાવી દીધી છે. આ વર્ગ એવો ઊભો થયો છે કે જેને પોતાના દેશવાસીઓ પ્રત્યે બિલકુલ સહાનુભૂતિ નથી, અથવા છે તો બહુ જ ઓછી છે."[૩]

આ રીતે ધીમે ધીમે ભારતની પોતાની શિક્ષણપદ્ધતિ અસ્ત થતી ગઈ, અને અંગ્રેજી ભાષા અને અંગ્રેજી ઢબનું શિક્ષણ દેશમા ફેલાતાં ગયાં. પરદેશી શાસન સામેના ૧૮૫૭ ના બળવાના ઐતિહાસિક વર્ષમાં જ અગ્રેજોએ ભારતીય શિક્ષણપદ્ધતિ અને સંસ્કૃતિ ઉપર વધારે પ્રબળ આક્રમણ કરવાનુ પગલું ભર્યું એ જ વર્ષમાં કલકત્તા, મુંબઈ અને મદ્રાસમા સરકારી યુનિવર્સિટીઓ સ્થાપવાનો કાયદો પસાર કરવામા આવ્યો.

ખરી રીતે તો ઓગણીસમી સદીની પહેલી પચીશીમા જ અગ્રેજીના પ્રવેશના શ્રીગણેશ મડાઈ ગયા હતા સને ૧૮૧૪માં ખ્રિસ્તી પાદરીઓને મુંબઈમાં અંગ્રેજી શાળા ખોલવાની મંજૂરી મળી ચૂકી હતી. રાજા રામમોહનરાયના પ્રયાસથી કલકત્તામાં સને ૧૮૧૭માં અંગ્રેજી શાળા શરૂ થઈ હતી ગુજરાતમા સને ૧૮૨૦થી અંગ્રેજી શિક્ષણ શરૂ થયુ હતુ સૂરતની અગ્રેજી શાળા સને ૧૮૪૨ માં શરૂ થઈ હતી વડોદરા, અમદાવાદ, ભાવનગર અને જૂનાગઢની કૉલેજો સને ૧૮૫૭ પછી સ્થપાઈ હતી

૧ ભારતમાં અગ્રેજી રાજ્ય, ભાગ બીજો, પૃ૦ ૭૬૬  ૨ એજન  ૩. એજન.

દેશમાં, આ રીતે, અંગ્રેજી શિક્ષણ અને અંગ્રેજી ઢબની રહેણીકરણી પોતાનો વિસ્તાર કરી રહ્યા હતા, તેની સાથોસાથ સમુદ્રયાત્રા કરીને વિશેષ અભ્યાસ માટે પરદેશ જવાના પ્રસંગો પણ વધતા જતા હતા

આનું એક પરિણામ તો અંગ્રેજોની ધારણા મુજબ જ આવ્યું: કેવળ રાજ્યસંચાલનમાં પૂરેપૂરા વફાદાર જ નહીં પણ અંગ્રેજોની રહેણીકરણીનો જયજયકાર બોલાવનારાઓનો એક આખો વર્ગ ઊભો થયો પણ એનું બીજું પરિણામ, ગુલાબની સાથોસાથ કાંટા પણ ઊગી નીકળે એમ, એમની ધારણાથી ઊલટું પણ આવ્યું: ૧૮૫૭નો ઐતિહાસિક બળવો ધારણા મુજબ સફળ ન થવા છતાં તે વખતે દેશમાં સ્વાતંત્ર્યપ્રેમી અને વિદેશી શાસનના વિરોધીઓની સંખ્યા કંઈ જેવી તેવી ન હતી, એમાં જેઓ પરદેશમાં અભ્યાસ કરવા ગયા હતા અને સ્વતંત્રતાનું મહત્ત્વ અને પરતંત્રતાનું કલંક વધારે સ્પષ્ટપણે સમજતા થયા હતા, એમનું બળ ઉમેરાયું: પરિણામે અંગ્રેજી રાજશાસન સામેનો વિરોધ વિશેષ પ્રબળ બનવા લાગ્યો

અંગ્રેજી ભાષા અને અંગ્રેજી ઢબની શિક્ષણપદ્ધતિનું ત્રીજું પરિણામ વળી આ બે પરિણામો કરતાંય વધારે વ્યાપક, વધારે ચિરસ્થાયી અને વધારે અસરકારક આવ્યું; તે એ કે કૉલેજો અને વિશ્વવિદ્યાલયોમાં જુદા જુદા વિષયોનું ખેડાણ થવા લાગ્યું, તેમાં વળી ભારતીય ધર્મો, દર્શન, સંસ્કૃતિ, ઇતિહાસ અને કળા જેવા ભારતના પોતાના જ વિષયોમાં વિદેશના વિદ્વાનો નિપુણતા મેળવીને આપણને એ એવી અનોખી આકર્ષક ઢબે શીખવવા લાગ્યા કે એથી, આપણા વિદ્યાર્થીઓ તો ઠીક, આપણા નામાંકિત વિદ્વાનો પણ મુગ્ધ બની ગયા અને તેઓ એ વિદેશી વિદ્વાનોએ દર્શાવેલી સંશોધન-સંપાદનની પદ્ધતિનું ઉમળકાપૂર્વક સ્વાગત અને અનુકરણ કરવા લાગ્યા ભારતીય સંસ્કૃતિના વ્યાપક અને તલસ્પર્શી, તુલનાત્મક અને ઐતિહાસિક અધ્યયન-અધ્યાપન તેમ જ સંશોધન-સંપાદનની આ પ્રક્રિયાના પરિણામરૂપે વેદોનું સૌપહેલું મુદ્રણ-પ્રકાશન પરદેશમાં થયું.[1] વળી બૌદ્ધધર્મના પિટકો[2] અને જૈનધર્મના આગમગ્રંથો[3] તરફ પણ વિદેશના વિદ્વાનો આ અરસામાં જ આકર્ષાયા અને એ ક્ષેત્રમાં એમણે એવું મહત્ત્વનું અને મૌલિક કે પાયાનું કહી શકાય એવું કામ કર્યું કે જે આજે પણ નમૂનારૂપ અને માર્ગદર્શક બની શકે એવું લેખાય છે આની સાથોસાથ વિદેશી સાહિત્ય અને સંસ્કૃતિના અધ્યયન તરફ પણ આપણા દેશના વિદ્વાનો સારા પ્રમાણમાં આકર્ષાયા.

---

૧ ઋગ્વેદના પ્રથમ અષ્ટકનો લેટિન અનુવાદ શ્રી એફ રોઝન નામે વિદ્વાને છેક સને ૧૮૩૭માં કર્યો હતો સંપૂર્ણ ઋગ્વેદનો જર્મન અનુવાદ શ્રી એ લુડવિગ નામે વિદ્વાને સને ૧૮૭૬માં કર્યો હતો યજુર્વેદનું સંપાદન પ્રો એ વેબર દ્વારા સને ૧૮૪૯–૫૨માં થયું હતું પ્રો. મેક્સમૂલરનું આ ક્ષેત્રનું કામ તે પછી આવે.

૨. વિનયપિટકનું સંપાદન એચ ઓલ્ડનબર્ગ નામના વિદ્વાને સને ૧૮૭૯માં કરીને એને રોમન-લિપિમાં છપાવ્યું હતું.

૩ કલ્પસૂત્ર અને નવતત્ત્વનો અનુવાદ શ્રી જે. સ્ટીવન્સન નામે વિદ્વાને સને ૧૮૪૮માં કર્યો હતો આચારાંગ અને કલ્પસૂત્રનો અનુવાદ ડૉ હર્મન જેકોબીએ કર્યો હતો; અને તે સને ૧૮૮૪માં "સેક્રેડ બુક્સ ઑફ ધી ઈસ્ટ" નામે ગ્રંથમાળાના ૨૨મા ગ્રંથરૂપે પ્રગટ થયો હતો



ન્યાયાંભોનિધિ, યુગદ્રષ્ટા
પૂજ્ય આચાર્ય શ્રી વિજયાનંદસૂરિજી (આત્મારામજી) મહારાજ



સ્વ. પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ



સ્વ. મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજ



સ્વ. પૂજ્ય આચાર્ય શ્રી વિજયલલિતસૂરિજી મહારાજ



પૂજ્ય આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરિજી મહારાજ



પૂજ્ય આચાર્ય શ્રી વિજયપૂર્ણાનંદસૂરિજી મહારાજ



પૂજ્ય આચાર્ય શ્રી વિજયવિકાસચંદ્રસૂરિજી મહારાજ



આગમ પ્રકાશન યોજનાના પ્રણેતા અને મુખ્ય સંપાદક
પૂજ્ય આગમ પ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ

સમય વીતતો ગયો તેમ તેમ એક બાજુ જેમ વિનયન, વિજ્ઞાન, વાણિજ્ય, ઇજનેરી, દાક્તરી, ભૂસ્તરવિદ્યા, કૃષિવિદ્યા જેવા નવા નવા વિષયોના અધ્યયનની જોગવાઈઓ વધતી ગઈ, તેમ બીજી બાજુ એવા વિષયોનું અધ્યયન કરનારાઓની સંખ્યામાં પણ વધારો થતો ગયો. આ વિદ્યાર્થીઓ અમુક જ્ઞાતિ, અમુક વર્ણ કે અમુક ધર્મના જ હતા એવું નહીં, પણ એમાં બધી જ્ઞાતિઓ, બધા વર્ણો અને બધાય ધર્મોના છાત્રોને સમાન રીતે આવકાર મળતો હતો ઉપરાંત, એમા કન્યાઓને પણ ધીમે ધીમે સ્થાન મળતું જતું હતું. પરિણામે થોડાક દાયકામા જ વિદ્યાઅધ્યયનના ક્ષેત્રમાં જ્ઞાતિ, વર્ણ કે ધર્મગત વિશિષ્ટતાને કોઈ સ્થાન રહેવાનુ ન હતું જેને જે વિષયનું અધ્યયન કરવું હોય તે મુક્ત મને તે વિષયનુ અધ્યયન લેશ પણ રોકટોક વગર કરી શકે—એવો વિદ્યામુક્તિનો નવો યુગ થોડાક વર્ષોમા જ ઊગવાનો હતો

શાસ્ત્રીય તેમ જ બીજી બધી વિદ્યાઓના અધ્યયનની આવી—હિન્દુસ્તાનના શિક્ષણના ઇતિહાસમા કંઈક અ-પૂર્વ કહી શકાય એવી—મોકળાશનુ સ્વાભાવિક પરિણામ નજીકના ભવિષ્યમા જ એવું આવવાનુ હતુ કે, જેમ વિદ્યા-ઉપાર્જન જ્ઞાતિ, વર્ણ, ધર્મ કે પુરુષ-સ્ત્રી-પણાના પુરાણા વાડાઓથી મુક્ત બનીને સર્વજનસુલભ બનવાનુ હતું, તેમ હુન્નર-ઉદ્યોગ કે વેપાર–વણજ દ્વારા થતુ અર્થોપાર્જન પણ વધુ વખત સુધી હવે જ્ઞાતિ, વર્ણ કે ધર્મનિષ્ઠ રહી શકવાનુ ન હતું **वीरभोग्या वसुन्धरा**ની જેમ હવેનો યંત્રપ્રધાન યુગ એવો આવવાનો હતો કે જે કોઈ નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કરે એના ઉપર સરસ્વતી અને લક્ષ્મીદેવીની કૃપા વરસવાની હતી!

આવા સમયમા એ સમાજ જ પ્રગતિશીલ બની શકવાનો હતો કે જેને યુગદ્રષ્ટા જ્યોતિર્ધર મહાપુરુષનુ સમયાનુરૂપ માર્ગદર્શન મળે, અને જે એ જ્યોતિર્ધરની આર્ષ વાણી ઝીલીને પોતાની ઊછરતી પેઢીને વિદ્યા અને હુન્નર-ઉદ્યોગનાં વિવિધ ક્ષેત્રોમાં નિપુણ બનાવવા નિષ્ઠાપૂર્વક પ્રયત્નશીલ બને

જૈન સમાજ પોતાના ઉજ્જવળ ભાવી માટે આવા જ કોઈક જ્યોતિર્ધરના માર્ગદર્શનની રાહ જોતો હતો એવો એ યુગ હતો.

## [ ૩ ]

## જ્યોતિર્ધરનું યુગદર્શન

પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયાનંદસૂરીશ્વરજી અપરનામ શ્રી આત્મારામજી મહારાજ પંજાબની ધરતીના, સમસ્ત ભારતના ગૌરવ સમા, સપૂત હતા તે કાળે જૈન સંઘના તો તેઓ મુખ્ય અધિનાયક જ હતા. એક સમર્થ યુગદ્રષ્ટા તરીકે, આવતા સમયનાં એંધાણ કળી જઈને, જૈન ધર્મ અને સંઘના યોગક્ષેમ માટે એમણે જે પુરુષાર્થ કર્યો અને જે માર્ગદર્શન આપ્યું એ ઇતિહાસની એક અમર કહાની બની રહે એવાં છે. એમના એ પ્રયત્નનાં મધુર ફળ આજે પણ જૈન સંઘ આસ્વાદી રહ્યો છે—એમના પ્રયત્ન અને માર્ગદર્શનમાં એટલી દૂરંદેશી, કલ્યાણભાવના અને ધર્મની ધગશ ભરેલી હતી એમનો આ ઉપકાર જૈન સઘ ક્યારેય વીસરી શકે નહી એ જ્યોતિર્ધરનું નામ અને કામ સૈકાઓ સુધી પ્રેરણા આપતું રહે એવુ છે

શ્રી આત્મારામજી મહારાજની વિદ્વત્તા વિદ્વાનોમાં માગ મુકાવે એવી હતી તેઓના રોમરોમમા જૈન સંઘના અભ્યુદયની ભાવના ધબકતી હતી, અને તેઓ આગામી યુગનું સ્પષ્ટ દર્શન કરી શકતા હતા न धर्मो धार्मिकैर्विना ।—ધર્મ પોતાનુ અસ્તિત્વ એના અનુયાયીઓમા જ ટકાવી શકે છે—એ વાતનુ હાર્દ તેઓશ્રી બરાબર સમજતા હતા અંગ્રેજોના શાસનકાળ દરમ્યાન ક્રાતિ કહી શકાય એટલું વ્યાપક પરિવર્તન સમાજવ્યવસ્થામા પ્રવેશી ગયુ હતુ; અને પોતાના વર્ચસ્વને ટકાવી રાખવા માટે દરેક વર્ણ, જ્ઞાતિ અને સમાજે વ્યાપક વિદ્યાધ્યયનનો આશ્રય લીધા વગર ચાલવાનું ન હતું આગમચેતી વાપરીને આ દિશામા વહેલા પ્રયત્નશીલ થનાર સમાજ વહેલો શક્તિશાળી અને સમૃદ્ધ બની શકવાનો હતો આત્મારામજી મહારાજની ચકોર બુદ્ધિએ આ વાત બરાબર સમજી લીધી હતી. અને તેથી જ જૈન સમાજ વિદ્યાસાધનામા પછાત ન રહેતા પ્રગતિશીલ બને એવી એમની તીવ્ર ઝખના હતી, અને પોતાની ઉત્તરાવસ્થામા એ માટે પ્રયત્ન કરવાની એમની તમન્ના પણ હતી

સમાજ તથા વ્યક્તિના વિકાસને માટે જેમ એક બાજુ દેવમંદિરોની જરૂર હતી, તેમ બીજી બાજુ સરસ્વતીમંદિરોની પણ એટલી જ જરૂર હતી, એ રહસ્ય તેઓ બરાબર જાણતા હતા આ સમાજહિતૈષી આચાર્યશ્રીની વિદ્યાપ્રસારની તીવ્ર ઝંખનાનો કંઈક ખ્યાલ 'નવયુગનિર્માતા' ગ્રંથમાના (પૃ ૪૦૯) નિમ્ન પ્રસંગ ઉપરથી પણ મળી રહે છે એ યાદગાર પ્રસંગ કહે છે કે—

"જ્યારે આચાર્યશ્રી (વિ. સ ૧૯૫૨માં) લુધિયાનામાં બિરાજતા હતા ત્યારે એમના શ્રદ્ધાળુ એક ક્ષત્રિયે એમને કહ્યુ : 'આપ મદિરો બનાવરાવી રહ્યા છો એ તો સારુ છે, પરતુ એની શ્રદ્ધાપૂર્વક પૂજા કરનારાઓ પેદા કરવા માટે આપે સરસ્વતી-મદિરોની સ્થાપના તરફ પણ ધ્યાન આપવું જોઈએ.' આના જવાબમાં આચાર્યશ્રીએ ફરમાવ્યુ કે 'પ્રિય ભાઈ, તમારુ કહેવુ સાચુ છે; હું પણ આ વાત સમજું છું. પરતુ સૌપહેલાં આમની—શ્રાવકોની શ્રદ્ધાને સ્થિર કરવા માટે આ મદિરોની જરૂર હતી; તેથી એ કામ તો હવે પ્રાયઃ પૂરું થઈ ગયું છે; અને એમાં જે કઈ ખામી છે તે પણ ધીમે ધીમે પૂરી થઈ જશે હવે હુ સરસ્વતી-મંદિરોની સ્થાપના તરફ જ વિશેષ ધ્યાન આપવાનો પ્રયત્ન કરીશ. આને માટે આખા પજાબમાં ગુજરાનવાલા જ વધારે ઉપયોગી થઈ શકે એમ છે હવે હું એ બાજુ જ વિહાર કરી રહ્યો છુ. જો આયુષ્યે સાથ આપ્યો તો વૈશાખ મહિનામાં સનખતરાની પ્રતિષ્ઠા કરીને સીધો ગુજરાનવાલા પહોંચીશ અને પહેલાં આ કામને જ હાથ ધરવાનો પ્રયત્ન કરીશ"

લુધિયાનામાં ઉપરનો પ્રસંગ બન્યો તેના આગલે વર્ષે, અંબાલાથી વિ સં ૧૯૫૧ના ભાદરવા સુદિ ૧૩ ને સોમવારના રોજ, શ્રી આત્મારામજી મહારાજે, મુંબઈમાં શેઠ શ્રી ફકીરચંદ પ્રેમચંદ ગયચંદ આદિ સકળ સઘ ઉપર ખામણાનો પત્ર લખતા, મુંબઈમાં જૈન કોલેજ સ્થપાવાની વાત અગે પોતાની ખુશાલી દર્શાવતા લખ્યુ હતું કે—

"શહેર અબાલા—પૂજ્યપાદ શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રીમદ્ વિજયાનદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજજીના તરફથી ધર્મલાભ વાંચજો—

"મુબઈ બંદર—શ્રાદ્ધ પુણ્યપ્રભાવક દેવગુરુભક્તિકારક શેઠ ફકીરચંદ પ્રેમચંદ ગયચંદજી વિગેરે સકળ શ્રીસઘ યોગ્ય—................ .. ..... . ...

"પ્રથમ હમોને અમરચંદ પિ પરમારના કાગળથી સમાચાર મળ્યા હતા કે "અત્રે શ્રીસંઘની એક જૈન કૉલેજ ખોલવાની મરજી થઈ છે અને તેના ફંડને માટે ગોઠવણ પણ થવા લાગી છે, હેવુ માલમ પડયુ છે" આ વાત વાંચી હમારા દિલમાં એટલો ઉત્સાહ પેદા થયો હતો કે તે જ્ઞાની મહારાજજી જાને છે; પરતુ હવે તે વિચાર પરિપૂર્ણ કરી હમારા ઉત્સાહને વૃદ્ધિ કરશો તથા જૈન ધર્મનો ઝંડો ફરકાવશો આપના જેવા નરરત્નો શ્રીસંઘમાં વિદ્યમાન છે, જે ધારે તે કરી શકે એમ છે, માટે આ કામ પૂરું કરી જ્ઞાનવૃદ્ધિ કરી જૈન ધર્મના અસલ તત્ત્વો પ્રકાશ કરશો, એ જ વારવાર હમારુ કહેવું તથા લખવુ છે"

('આચાર્ય શ્રીવિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ,' પૃ ૩૭)

જૈન સઘમા જ્ઞાનોપાસનાની અભિવૃદ્ધિ થાય એ માટે આચાર્યશ્રીની ઝંખના કેટલી તીવ્ર હતી તે આ ઉપરથી પણ સમજી શકાય છે પરતુ, કમનસીબે, આચાર્ય મહારાજશ્રી પોતાના આ મનોરથોને મૂર્ત કરવાનો સક્રિય પ્રયત્ન કરે તે પહેલા જ, વિ સં ૧૯૫૩ (ગુજરાતી ૧૯૫૨)ના જેઠ સુદિ ૭ની પાછલી રાત્રે, ગુજરાનવાલામા, તેઓનો સ્વર્ગવાસ થયો, અને જ્ઞાનવિસ્તારના એમના મનોરથો અધૂરા રહી ગયા!

પરતુ કાળધર્મ પામવાની થોડીક ક્ષણો પહેલા જ, મુનિશ્રી વલ્લભવિજયજી, જેઓ આચાર્યશ્રીના શિષ્યના પ્રશિષ્ય થતા હતા, અને જેમના ઉપર આત્મારામજી મહારાજને અપાર હેત અને શાસનના ઉજ્જવળ ભાવી માટે અખૂટ આશા–શ્રદ્ધા હતી, એમની સાથેના અંતિમ વાર્તાલાપમા પણ આચાર્ય મહારાજે સરસ્વતી-મંદિરો ઊભા કરવાની પોતાની ભાવનાનુ પુનરુચ્ચારણ કર્યું હતુ આ પ્રસંગનુ વર્ણન કરતા 'નવયુગનિર્માતા' પુસ્તક (પૃ. ૪૧૧)મા કહેવામા આવ્યું છે કે—

"તમને સૌને મારુ છેલ્લુ નિવેદન એ જ છે કે મારા અધુરાં રહેલાં કામ તમે પૂરાં કરવાનો પૂરેપૂરો પ્રયત્ન કરજો અને આપસમાં સુમેળ રાખજો .. .. ..કેટલીક ક્ષણો પછી એમણે આંખો ઉઘાડી અને સામે બેઠેલા સાધુઓ તથા શ્રાવક તરફ નજર નાખી, અને આ સેવકને બોલાવીને કહ્યુ . 'વલ્લભ! લુધિયાનામાં થયેલી વાત યાદ છે?' મે રૂંધાયેલા સ્વરે જવાબ આપ્યો: 'હા ગુરુદેવ, બરાબર યાદ છે!' ગુરુદેવે કહ્યુ 'એનુ પૂરેપૂરુ ધ્યાન રાખજે. જ્ઞાન વિના લોકો ધર્મને નહી સમજી શકે.' 'બહુ સારુ ગુરુદેવ!' પરતુ હું આટલુ કહી શકયો એટલામા તો 'લ્યો ભાઈ, હવે અમે રવાના થઈએ છીએ અને સૌને ખમાવીએ છીએ; ૐ અર્હન્'—એટલુ કહીને તેઓ સદાને માટે અંતર્ધાન થઈ ગયા!"

યુગદ્રષ્ટા જ્યોતિર્ધરનુ જીવન સાઠે વર્ષે સંકેલાઈ ગયું! પણ એમની આ ઝંખનામા વિદ્યાલય જેવા સરસ્વતી-મંદિરોની સ્થાપનાના ચેતનવંતા બીજો છુપાયા હતા એ બીજોમા કર્તવ્યનિષ્ઠાના ખાતર–પાણી નાખીને શ્રી આત્મારામજીના મહારાજના વિદ્યાવિસ્તારના મનોરથોને સફળ બનાવનાર સમર્થ સંદેશવાહકની પ્રેરણાની જૈન સંઘ આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરી રહ્યો

[ ૪ ]

## યુગદ્રષ્ટાના સંદેશવાહક

વીરભૂમિ પંજાબની વિભૂતિએ સેવેલા સરસ્વતી-મંદિરની સ્થાપનાના મનોરથોને પૂરા કરવાનો કળશ ગરવી ગૂર્જર ભૂમિની વિભૂતિને માથે ઢોળાવાનો હતો. સૂરિપ્રવર

આત્મારામજી મહારાજના સાન્નિધ્યમાં અને એમના હાથે જ મુનિ વલ્લભવિજયજી આ માટે સજ્જ થઈ રહ્યા હતા

આમ જોઈએ તો મુનિ વલ્લભવિજયજી આત્મારામજી મહારાજના શિષ્ય મુનિ લક્ષ્મીવિજયજીના શિષ્ય મુનિ હર્ષવિજયજીના શિષ્ય હતા પણ અંતરનો સ્નેહતંતુ ક્યારેક નજીકના કે દૂરના સગપણની ખેવના કરતો નથી; અંતર આપમેળે જ પોતાના સ્નેહ-ભાજનને શોધી લે છે વડદાદાગુરુ શ્રી આત્મારામજી મહારાજની અવિરત સેવા કરીને મુનિ વલ્લભવિજયજી એમના અપાર વાત્સલ્યના અધિકારી બની ગયા હતા

આવા મહાન યુગદ્રષ્ટા જ્યોતિર્ધરની સેવા કરવાનો અને એમના સાન્નિધ્યમા રહેવાનો લાભ તો મુનિ વલ્લભવિજયને માત્ર ૮-૯ વર્ષ જ મળ્યો હતો, પણ જાણે એ બે આત્માઓ જુગજુગજૂની ધર્મસગાઈની પવિત્ર ગાઠે બધાયેલા હોય એવી એકરૂપતા એમની વચ્ચે પ્રવર્તતી હતી આત્મારામજી મહારાજને મુનિ વલ્લભવિજયજીની કાર્યશક્તિ, કાર્યનિષ્ઠા, શાસનભક્તિ, સૂઝ અને શાણપણમા પૂર્ણ શ્રદ્ધા હતી; તેથી જ તો એમણે પંજાબની ધર્મભક્તિનુ જતન કરવાનુ અને ઠેર ઠેર સરસ્વતી-મદિરોની સ્થાપના કરવાનું યુગકર્તવ્ય એમને ભળાવ્યુ હતું—જાણે એમને પોતાના સંદેશવાહક કે ધર્મપ્રતિનિધિ જ નીમ્યા હતા

મુનિ વલ્લભવિજયજીએ પણ પોતાના શિરછત્રે પોતાના શિરે નાખેલી આ જવાબ-દારીને સવાઈ રીતે પૂરી કરી બતાવીને પોતાના જીવનને કૃતાર્થ બનાવ્યું હતું અને શાસનની તેમ જ સમાજની શોભા અને શક્તિમા ઘણો વધારો કરી બતાવ્યો હતો

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીની જીવનગાથા વાચનાર સૌ કોઈ એ કબૂલ કરશે કે, ગુરુ વલ્લભે પજાબની ધર્મભાવનાનું પૂરેપૂરું જતન કર્યું હતું એટલું જ નહીં, પંજાબ-વાસીઓની ધર્મભાવનાની ફૂલવેલને ખૂબ વિકસાવી હતી પંજાબ જૈન સઘની પ્રત્યેક વ્યક્તિના અતરમા આજે પણ ગુરુ વલ્લભ પ્રત્યે અપાર ભક્તિની ગંગા વહી રહી છે

વળી, આચાર્ય વિજયવલ્લભસૂરીશ્વરજીએ ઠેર ઠેર સરસ્વતી-મદિરો ઊભાં કરીને જૈન સઘમા વિદ્યાની ગંગા વહાવવાનો જે ભગીરથ પ્રયત્ન કર્યો છે, તે વીસર્યો વીસરાય એવો નથી અને જૈન ધર્મ અને સંઘના આધારરૂપ શ્રાવક-શ્રાવિકાઓના ઉત્કર્ષ માટે સતત ચિતા સેવીને અને પ્રેરણા આપીને એમણે જે કાર્ય કરી બતાવ્યુ તેથી તો તેઓ જૈન સઘના સુખદુખના સાથી એવા સાચા અને આદર્શ ધર્મગુરુ બની શકયા હતા : એમના રોમરોમમા જાણે ‘ મારો શ્રાવક-શ્રાવિકાનો સઘ સુખી હોય ’—એવો મમતાનો અખૂટ ઝરો વહ્યા કરતો હતો, અને એમના ભલા માટે, ઊઘ અને આરામને વેગળા મૂકીને, કાર્ય કરવાની એમને પ્રેરણા આપ્યા કરતો હતો. તેઓ પણ જૈન સઘના એક સમર્થ યુગપુરુષ જ હતા *

શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના એ યુગદ્રષ્ટા શ્રી આત્મારામજી મહારાજના આ સમર્થ અને યુગવીર સંદેશવાહકની પ્રેરણાનું જ ફળ છે

* આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીનો પરિચય આ ગ્રથમાં અન્યત્ર આપેલ હોઈ અહીં એમના જીવનની વિગતો આપવામાં આવી નથી

## [ ૫ ]
## વિદ્યાલયની સ્થાપના

અંગ્રેજી રાજ્યવ્યવસ્થાને કારણે દેશમાં વિવિધ વિષયોના ઉચ્ચ શિક્ષણની શાખાઓ અને સંસ્થાઓ સ્થપાવા લાગી હતી તેમ જ નવી નવી યુનિવર્સિટીઓ પણ અસ્તિત્વમાં આવી હતી. આ સ્થિતિમાં જે સમાજે શિક્ષણક્ષેત્રે સમયની આ પ્રગતિ સાથે પ્રગતિશીલ રહેવું હોય એને માટે પોતાની ઊછરતી પેઢી આવું શિક્ષણ લેવા પ્રેરાય એવી આર્થિક તેમ જ બીજી જોગવાઈઓ કરી આપવી અનિવાર્ય બની ગઈ હતી—સમય પોતે જ જાણે શિક્ષણના બધા ક્ષેત્રોને અપનાવવાની હાકલ કરતો હતો.

સમયની આ હાકલ મુંબઈમાં વસતા, પ્રગતિશીલ અને સમાજહિતચિંતક જૈન આગેવાનોના અંતરને સ્પર્શી ગઈ. મુંબઈ શહેર તો આપણા દેશની નાડ સમું પચરંગી અને પ્રગતિશીલ શહેર છે. એના વસનારને દુનિયાભરની પ્રગતિ અને પ્રવૃત્તિનો છેવટે આછોપાતળો પણ ખ્યાલ મળતો જ રહે છે. એટલે તે સમયની પરિસ્થિતિ ઉપરથી મુંબઈના જૈન આગેવાનોને લાગ્યું કે જૈન સમાજને જો અન્ય સમાજોથી પાછળ રહી જતો રોકવો હોય તો સમાજના વિદ્યાર્થીઓ નવી પદ્ધતિનું ઉચ્ચ શિક્ષણ નિશ્ચિત રીતે લઈ શકે એવી વ્યવસ્થા કરવી જ જોઈએ. અને આ માટે તેઓ કંઈક ને કંઈક પણ વ્યવસ્થા ઊભી કરવાનો ગંભીરપણે વિચાર કરતા થયા હતા. શિક્ષણ આપવાના હેતુ અંગે આ મહાનુભાવોની દૃષ્ટિ કેટલી સ્પષ્ટ હતી, તે વિદ્યાલયના ચોથા વર્ષના રિપોર્ટના ૨૭મે પાને છપાયેલ આ એક વાક્યથી જ સમજી શકાય એમ છે. એમાં કહેવામાં આવ્યું છે કે—

"કેળવણીના સવાલને આપત્તિધર્મ તરીકે સ્વીકારવાનો નથી, પણ સમયધર્મ તરીકે સ્વીકારવાનો છે."*

વિ. સં. ૧૯૬૮-૬૯ (સને ૧૯૧૨-૧૩) ના અરસાની આ વાત છે.

---

* વિદ્યાલયના સ્થાપકોનાં અંતરમાં કેળવણીનું મહત્ત્વ કેટલું સ્પષ્ટપણે અંકિત થયેલું હતું તેનો ખ્યાલ વિદ્યાલયના રિપોર્ટોમાંનાં નિમ્ન લખાણો ઉપરથી પણ આવી શકે એમ છે. એ લખાણો કહે છે કે—

"વારંવાર વિચાર કરતાં એમ જણાય છે કે કેળવણી વગર આપણો નિસ્તાર નથી, સંસ્કાર વગર પ્રગતિ નથી, પ્રગતિ વિના જાહોજલાલી નથી અને જાહોજલાલી વગર અનેક જવાબદારીઓને પહોંચી વળવાનાં સાધનો ઉત્પન્ન થાય તેમ નથી. .. ...

"ગમે કે ન ગમે પણ કેળવણી વગર ચાલે તેમ તો નથી જ. એને સુંદર રીતે સુવાસિત કરશો તો સારાં ફળો મળશે, એને અવગણનાના સ્થાને રાખશો તો એક પ્રચંડ વર્ગ તમારી સામે ઊભો થશે, એને દરિદ્ર સ્થિતિમાં રાખશો તો એનાં ફળ પણ નિર્માલ્ય, તુચ્છ, સડેલાં મળશે. એને પાળી પોષી તંદુરસ્ત રાખશો તો એની સંતતિ સુદૃઢ, તંદુરસ્ત અને આગામી ચિંતનશીલ ઉત્પન્ન થશે. કેળવણી તરફ પ્રહાર કરવો, કેળવાયલા વર્ગની માત્ર કેળવણી ખાતર જ અવધીરણા કરવી એ મહા નુકશાન કરનાર છે." (ચોથો રિપોર્ટ, પૃ. ૨૫-૨૬)

"સમાજની સર્વ મુંઝવણનો નિકાલ અમને કેળવણીના પ્રશ્નના નિકાલમાં લાગે છે. પોતાની જવાબદારી સમજનાર મોટો વર્ગ ઉત્પન્ન થશે ત્યારે પોતાનું હિત શેમાં છે અને કેમ સાધી શકાય તે તેઓ

જોગાનુજોગ વિ સં ૧૯૬૯ (સને ૧૯૧૩)ની સાલનું ચોમાસું પૂ મુનિ શ્રી વલ્લભવિજયજી મુંબઈમા રહ્યા હતા, અને જૈન સંઘમા સરસ્વતી-મંદિરોની સ્થાપના કરવાના મનોરથો એમના અંતરમા રમતા જ હતા એટલે એમણે પણ મુંબઈના જૈન આગેવાનોને પોતાના વિશાળ અનુભવનો લાભ આપીને યોગ્ય માર્ગદર્શન કરાવ્યું અને ઉચ્ચ શિક્ષણ માટેની સંસ્થા સ્થાપવાની પ્રબળ પ્રેરણા આપી આ સંસ્થાનો આકારપ્રકાર કેવો હોવો જોઈએ એ સંબંધી જે નિખાલસ ચર્ચા કરવામા આવી હતી, એનો કંઈક ખ્યાલ શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયાના બહુમાન માટે રચવામાં આવેલ સન્માનસમિતિ તરફથી સને ૧૯૪૯મા કરવામા આવેલ સન્માન પ્રસંગે શ્રી મોતીચંદભાઈએ ઉચ્ચારેલ નીચેના ઉદ્ગારો ઉપરથી આવી શકે એમ છે તેઓએ કહ્યુ કે—

"જ્યારે મુબઈમાં પંજાબ અનુસાર ગુરુકુળ કરવુ કે નહિ એની ચર્ચા થઈ હતી (આજથી ૩૪ વર્ષ ઉપર) ત્યારે મે મારા વિચારો પુરતી છૂટથી જણાવ્યા હતા મારે મન જૈન કોમને કેળવણી જરૂરી છે અને તેમા જ સમાજનુ ગૌરવ છે એમ લાગવાથી હુ ગુરુકુળની યોજના વિરુદ્ધ પડયો. પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી પણ મારી યોજના સંપૂર્ણ સહાનુભૂતિથી નીરખી રહ્યા"

(સન્માન સમિતિની કાર્યવાહી, પૃ ૧૬)

સમાજના આગેવાનોમા કાર્ય કરવાની શક્તિ અને તમન્ના બન્ને હતા, એમા સમયજ્ઞ મુનિશ્રીની પ્રબળ પ્રેરણાનુ બળ ઉમેરાયુ, તેઓ આવી શિક્ષણસંસ્થાની સ્થાપના કરવા માટે કૃતનિશ્ચય બન્યા અનેક ભાવનાશીલ આગેવાનોનુ એક એકરાગી જૂથ રચાયું અને ઉચ્ચ શિક્ષણની સંસ્થાની સ્થાપના માટે વાતાવરણ પૂરેપૂરું અનુકૂળ બની ગયું. પરિણામે એક સમયપારખુ અને સંઘકલ્યાણના વાછુ મુનિવરની પ્રેરણા અને અનેક સેવાપરાયણ આગેવાનોની ભાવનાના સંગમતીર્થને આરે વિ સં ૧૯૭૦ના ફાગણ સુદિ પંચમી ને સોમવાર, તા ૨-૩-૧૯૧૪ના યાદગાર દિવસે, મુંબઈમા જૈન સંઘના વિદ્યાતીર્થ શ્રી મહાવીર જૈન વિદ્યાલયની મંગલ સ્થાપના થઈ

---

શોધી શકશે શાસ્ત્રના ઊંડા અભ્યાસ, વિચારની ઉદારતા, નિર્માલ્ય બાબતોની ઉપેક્ષા અને સંપ્રદાયના જ્ઞાન સાથે જ્યારે સમાજશાસ્ત્રનો અભ્યાસ બરાબર થશે ત્યારે જ ઉન્નતિના માર્ગ તરફ આપણે વળશું. તેનો રસ્તો વ્યવસ્થાપૂર્વક કેળવણીને માર્ગે પ્રગતિ કરવામાં જ છે. ભણેલ વર્ગ ઉપર આધાર રાખવામાં કદાચ સંકોચ થતો હશે, પણ તેના ઉપર જ ભવિષ્યનુ મંડાણ છે કેળવણી કેવી, કયા અને કયારે આપવી એ વિચારવાની જરૂર છે પણ એના વગર નભે તેમ નથી. શાસ્ત્ર, સંપ્રદાયનુ જ્ઞાન અને વર્તમાન કેળવણીના ઊંડા અભ્યાસ વગર સમાજના ભવિષ્યનાં કેંદ્રો નક્કી કરાય તેમ નથી" (અગિયારમો રિપોર્ટ, પૃ ૨૯)

"આપણે જેટલા ભાઈઓને ભણવાનું ઉત્તેજન આપીએ તેટલાને આપણે માર્ગે લઈ ચાલીએ છીએ અને નિરાશ્રિતના પ્રશ્નનો અલ્પાંશે નિકાલ કરીએ છીએ એક ભણેલો માણસ કેટલાને ઠેકાણે પાડે છે તેનો ખ્યાલ કરવા જેવો છે આર્થિક મુંઝવણનો વ્યવહારુ નિકાલ લાવવામાં આપણે પારસી કોમનો દાખલો અનુકરણ કરવા યોગ્ય છે આવી સંસ્થામાં આપેલ દાન અનેક વાર ફર્યા કરે છે, વસુલ આવેલ લોનની રકમ અન્યને ભણવામાં જ વપરાય છે, ભણેલો ભિક્ષા માગશે તોપણ રીતસર માગશે અને જૈન કોમને દીપાવનાર પણ એ વર્ગમાંથી જ નીકળશે." (સોળમો રિપોર્ટ, પૃ. ૨૪ A)

વિદ્યાલયના પહેલા વર્ષના અહેવાલમાં આ અંગે જે કહેવામાં આવ્યું છે તે જાણવા જેવું છે. એ અહેવાલ વિદ્યાલયની સ્થાપનાની પૂર્વભૂમિકાનો ખ્યાલ આપતાં કહે છે કે—

"અન્ય નાની નાની મોભો ધરાવતી કોમની સાથે સરખાવતાં આપણે સાંસારિક અને રાજકીય બાબતમાં ઘણા પછવાડે પડી ગયા છીએ એમ વિચારશીલ સુજ્ઞ નેતાઓને લાગતાં આપણા જાતીય અસ્તિત્વને જાળવી રાખવા તથા આપણી અનેક પ્રકારની ખાસ જવાબદારીઓને પહોંચી વળવાના માર્ગો પર વિચાર કરતાં આપણે ધાર્મિક અને સાંસારિક અનેક સવાલો પર વિચાર કર્યો આપણે જોયું તો એક બાજુથી નવીન સંસ્કારનો પવન બહુ જોરથી ફૂંકાતો હતો; બીજી બાજુએ આપણાં અનેક તત્ત્વનાં પુસ્તકોનું, મંદિરોનું, તીર્થોનું અને પૂર્વની જાહોજલાલી યાદ કરાવનારી અનેક વસ્તુઓનું રક્ષણ કરવાનું મહાન કર્તવ્ય આપણને જણાયું; અને એવા મહાન પ્રશ્નો આપણી સમક્ષ એટલા બધા રજૂ થઈ ગયા કે તેનો નિર્ણય કરવા માટે આપણે અનેક **પ્રબુદ્ધ માણસોની સંસ્થાઓ [સભાઓ ?] મેળવી.**

"અનેક અગત્યનાં કાર્યો અને ફરજોને પહોંચી વળવા માટે જે દીર્ઘ પ્રયાસની જરૂરિયાત હતી તેનો નિષ્કર્ષ કાઢતાં આપણા વિચારકો છેવટે એક નિશ્ચય પર આવી ગયા કે આપણું પ્રથમ કર્તવ્ય કેળવણીના સવાલોનો નિર્ણય કરવામાં સમાયેલું છે આપણા નવયુવાન બાળકોને જો યોગ્ય અંકુશ નીચે સારા પ્રકારનું શિક્ષણ વર્તમાન શૈલી પ્રમાણે ધાર્મિક જ્ઞાન સાથે આપવામાં આવે અને સાથે તેમનાં મગજ અને હૃદય એક સાથે કેળવાય એવો પ્રબંધ કરવામાં આવે તો મંદિરો, પુસ્તકો, તીર્થો, નિરાશ્રિતો, જીવદયા વગેરે અનેક વિષયોને અંગે ઉપસ્થિત થતા પ્રશ્નોનો યોગ્ય આકારમાં ઓછે વખતે અને સંતોષકારક રીતે સ્વત. નિવેડો થઈ જાય તેવી સ્થિતિ લાવી શકાય સખ્ત હરીફાઈના જમાનામાં અન્ય પૂરઝડપથી આગળ વધતી કોમો સાથે ટકી રહેવાનું અને ધર્મ તથા ધર્મસ્થાનો અને સંસ્થાઓને અંગે ઉપસ્થિત થતી આપણી ખાસ ફરજોને પહોંચી વળવાનું સાધન કેળવણી દ્વારા પ્રાપ્ય છે એવો નિર્ણય અનેક ચર્ચાઓને પરિણામે થયો."

## મુનિરાજ શ્રી વલ્લભવિજયજીનો ઉપદેશ

"એવો નિર્ણય થયા પછી અવલોકન કરતાં એમ જણાવ્યું કે માત્ર નવીન શિક્ષણથી એકલા મગજની ખીલવણી થાય છે; તદ્દન પ્રાચીન પદ્ધતિ પર અભ્યાસ કરાવવાથી વર્તમાન યુગને અંગે આપણે પૂરતું કાર્ય કરવાના સંયોગોમાં આપણી જાતને મૂકી શકતા નથી; બન્નેનું મિશ્રણ કરવામાં ઘણી અગવડો ઊભી થાય છે આવી ચર્ચા ચાલતી હતી તે દરમ્યાન સંવત ૧૯૬૯ના વૈશાખ માસમાં પૂજ્યપાદ મુનિ મહારાજ શ્રી વલ્લભવિજયજીનું ચાતુર્માસ મુંબઈ શહેરમાં થયું. તેઓએ દેશ પરદેશ ફરી ઘણા અનુભવો મેળવેલા હોવાથી તેમ જ નવીન સંસ્કારવાળા યુવકોની અભિરુચિ કઈ દિશાએ દોરવાય છે તેમ જ તેને યોગ્ય રીતે વાળવાથી કેવી લાભકારક રીતે તેનો ઉપયોગ થઈ શકે છે તેનો તેઓશ્રીએ બારિક અભ્યાસ કરેલો હોવાથી તેમણે પોતાના વિચારો જૈન કોમની સમક્ષ મુદ્દાસર રજૂ કર્યા અને સાથે જણાવ્યું કે હવે વાતો કરી બેસી રહેવાનો સમય નથી, પરંતુ કોમને જે ક્ષતિ લાગુ પડેલી જોવામાં આવે છે તેનો સત્વર ઉપાય કરવા માટે કાર્ય કરવાની જરૂર છે. મહારાજ શ્રી વલ્લભવિજયજીએ ત્યાર પછી કેળવણીના કાર્ય પર કેવી રીતે કામ લેવું જોઈએ તેની યોજના બતાવી તેઓશ્રીનો ખ્યાલ ગુરુકુળને મળતી સંસ્થાની જરૂરીઆત બતાવવાનો હતો અનેક પ્રકારની ચર્ચાઓ તથા યોજનાઓ થયા પછી છેવટે એક નિર્ણય પર હકીકત તેઓશ્રી લાવી શક્યા અને તે એ હતી કે નવીન પદ્ધતિની ઊંચા પ્રકારની કેળવણી લઈને ધર્મના દૃઢ સંસ્કાર સાથે કોમનું હિત હૃદયમાં રાખીને કાર્ય કરનારા યુવાનોનો એક મોટો સમૂહ ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે, અને તેને માટે એક યોજના તાત્કાલિક હાથ ધરવાની બહુ જરૂર છે

પ્રૌઢ ભાષામાં યોગ્ય શબ્દોમાં અસરકારક રીતે આ ઉપદેશ તેઓશ્રીએ આખા ચાતુર્માસમાં ચાલુ રાખ્યો અને છેવટે તેઓશ્રીના ઉપદેશથી આ વિદ્યાલયની સ્થાપના કરવાનો નિર્ણય સંવત ૧૯૭૦ના ફાગણ સુદ ૫ ને રોજ થયો" (પૃ. ૫-૬)

નામ

"કોઈ પણ વ્યક્તિનું નામ સંસ્થા સાથે જોડવાથી એકદેશીય સંસ્થા થઈ જાય છે. તેથી કાં તો તે ખાનગી ખાતા જેવી થઈ જાય છે અથવા અમુક ગચ્છ કે સંપ્રદાયની એક શાખા થઈ જાય છે. તેમ ન થાય તેટલા માટે સંપૂર્ણ વિચાર કરી આ સંસ્થા સાથે આપણા પરમોપકારી ચરમ તીર્થંકર જેમનો આપણા ઉપર સીધો આભાર છે તે **શ્રી મહાવીર** પરમાત્માનું નામ જોડી આ સંસ્થાનું નામ **શ્રી મહાવીર** જૈન વિદ્યાલય રાખવામાં આવ્યું" (પૃ. ૭)

સંસ્થાના પ્રેરક પૂજ્ય મુનિશ્રી વલ્લભવિજયજીએ કે મુનિશ્રીની પ્રેરણા ઝીલનાર આગેવાનોએ સંસ્થાની સાથે પોતાને માન્ય એવી કોઈ વિશિષ્ટ વ્યક્તિનું નામ જોડવાનો વિચાર ન કરતાં સમસ્ત જૈન સંઘને માન્ય અને પૂજ્ય પરમાત્મા મહાવીરદેવનું નામ જોડ્યું એમાં એમના શાણપણ અને દૂરદેશી દેખાઈ આવે છે વિદ્યાલયની લોકપ્રિયતામાં અને એના ઉત્કર્ષમાં આવા સર્વમાન્ય નામનો પણ નોંધપાત્ર હિસ્સો છે એમ કહેવું જોઈએ

સંસ્થાનું કાર્યક્ષેત્ર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સમાજ પૂરતું મર્યાદિત રાખવા અંગે વિદ્યાલયના પહેલા વર્ષના રિપોર્ટમાં ખુલાસો કરવામાં આવ્યો છે કે—

"જૈન કોમની જરૂરિયાત જોતાં આવી સંસ્થા માટે ઘણા મોટા ફંડની જરૂરિયાત દેખાઈ, પરંતુ મુંબઈના ઝવેરાત વિગેરે જૈન કોમના મુખ્ય વ્યાપારો તે વખતે ઘણી કફોડી સ્થિતિમાં હોવાથી એકદમ મોટા ફંડની ગોઠવણ થઈ જાય એવા સંયોગો ન દેખાવાથી આ સંસ્થા શ્વેતાંબર વિભાગના મૂર્તિપૂજક જૈનો માટે રાખવી એવો નિર્ણય થયો એ પ્રમાણે કરવામાં અન્ય કોમ કે વિભાગ માટે કોઈ પણ પ્રકારનો તિરસ્કાર અથવા તેઓ તરફ અનભિરુચિ છે એવું કાંઈ છે જ નહીં, પરંતુ આપણી શક્તિ હોય તેટલું જોર કરીએ તો કામ નભાવી શકાય, નહીં તો જલદી થાકી જવાય; વળી જુદા જુદા વિભાગો પોતાનું કાર્ય વધારે સરળતાથી, સંતોષથી અને વગર કચવાટે ચલાવી શકે તો આખરે કેળવણીને પરિણામે જે સુસંપની સ્થિતિની અપેક્ષા રાખવામાં આવે છે તે સહેજે પ્રાપ્ત થાય—એવો દૃઢ નિશ્ચય થવાથી અને એવા નિર્ણય ઉપર ફંડની સ્થિતિનો આધાર ખાસ રહેતો હોવાથી આ સંસ્થાના કાર્યનો વિસ્તાર મૂર્તિપૂજક શ્વેતાંબર જૈનો માટે રાખવો એવો નિર્ણય જનરલ કમિટિએ કર્યો" (પૃ. ૭-૮)

સંસ્થાની સ્થાપનાનો શુભ નિર્ણય કર્યા પછી સંસ્થા કાર્યશીલ બને એ માટેની આર્થિક તેમ જ બીજી પૂર્વતૈયારી કરવા માટે નીચે મુજબ નવ સભ્યોની એક કામચલાઉ મૅનેજિંગ કમિટીની રચના કરવામાં આવી :

(૧) શ્રી રતનચંદ તલકચંદ માસ્તર
(૨) શ્રી ગુલાબચંદજી ઢઢ્ઢા, એમ. એ.
(૩) શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા
(૪) શ્રી હેમચંદ અમરચંદ
(૫) શ્રી મકનજી જૂઠાભાઈ મહેતા, બૅરિસ્ટર-ઍટ-લૉ
(૬) શ્રી જમનાદાસ મોરારજી

(૭) શ્રી ચુનીલાલ વીરચંદ
(૮) શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ
(૯) શ્રી મૂલચંદ હીરજીભાઈ

શ્રી મૂલચંદ હીરજીભાઈને આ કમિટીના મંત્રી નીમવામાં આવ્યા હતા. ઉપરાંત, શેઠ દેવકરણ મૂલજી તથા શેઠ નગીનભાઈ મંછુભાઈની ખજાનચી તરીકે વરણી કરવામાં આવી હતી

નવપદ જેવા શુકનવંતા નવ સભ્યો અને બે ખજાનચીઓ મળીને અગિયાર ગણધરના અંકની યાદ આપતા અગિયાર આગેવાનોએ સમાજના સહકાર મેળવીને પોતાના કાર્યનો આરંભ કર્યો

આ રીતે વિદ્યાલયની સ્થાપનાનું મંગલ કાર્ય પૂરું થયું, અને સંસ્થાને કાર્યાન્વિત કરવાનું મહાન જવાબદારીવાળું કાર્ય શરૂ થયું.

## [ ૬ ]
## કાર્યની શરૂઆત

કર્તવ્યના સાદ આગળ આગમ કેવો ? સામે જ કર્તવ્યની મૂર્તિ સમા સદા જાગ્રત ગુરુમહારાજ બિરાજતા હતા ન સ્વયં પ્રમાદ કરવો, ન બીજાઓને પ્રમાદમા પડવા દેવા એ એમનો સ્વભાવ હતો

વિદ્યાલયના કાર્યકરો તરત જ કામે લાગી ગયા પહેલો નિર્ણય તો સ્થાનનો કરવાનો હતો શરૂઆતમા તો સૌને લાગ્યું કે પૂના એ મુંબઈ પ્રાંતનું કાશી જેવું વિદ્યાધામ છે, ત્યાંનું જીવન પણ પ્રમાણમા સસ્તું છે, ત્યાની રહેણીકરણીમા નમૂનેદાર સાદાઈ ભરેલી છે અને ત્યાના હવા-પાણી વિદ્યાર્થીઓને માફક આવી જાય એવા છે, એટલે ત્યા જ વિદ્યાલય શરૂ કરવું આ માટે પૂના જઈને કેટલીક તપાસ પણ કરવામા આવી, અને પૂનાના શેઠ ગગલભાઈ હાથીભાઈ જેવા આગેવાનોએ આ વિચારને વધાવી લઈને પૂરો સહકાર આપવાનુ પણ કહ્યુ.

પણ આ અંગે ઊંડાણથી વિચાર કરતાં મુંબઈના દીર્ઘદર્શી આગેવાનોને લાગ્યુ કે બીજી બધી સગવડો ગમે તેટલી સારી હોય, પણ સંસ્થાની નિયમિત દેખરેખ રહી શકે એમ ન હોય તો સંસ્થામા અવ્યવસ્થા ઊભી થાય અને સંસ્થાનો વિકાસ અટકી ગયા વગર ન રહે છેવટે મુંબઈમા જ સંસ્થા શરૂ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો.

કામ ઘણું મોટું હતું, જવાબદારી પણ ઘણી મોટી હતી અને એ માટે પૈસો પણ ઘણો જોઈએ એમ હતો; બીજી બાજુ પહેલા વિશ્વયુદ્ધના એ સમયમા ઝવેરાત તેમ જ બીજા મુખ્ય વેપારોની સ્થિતિ બહુ કફોડી હતી. છતા કાર્યકરો પાસે ગુરુપ્રેરણા અને સમાજસેવાની ભાવનાનુ અખૂટ બળ હતું પોતાની કે સમાજની શક્તિ-અશક્તિની ઝાઝી વિમાસણમા અટવાયા વગર તેઓ મન દઈને કામે લાગી ગયા નિષ્ઠાપૂર્વક કામ કરનારને કુદરત પણ સહાય કર્યા વગર રહેતી નથી

એ વખતે મોટા ફંડ–ફાળા કરી શકાય એવી સ્થિતિ ભલે ન હતી, પણ સાથે સાથે, ટીપે ટીપે સરોવર ભરવાની ધીરજ દાખવનારને માટે, કામ પૂરતા નાણા ભેગા કરવામાં ખાસ કંઈ મુશ્કેલી પણ ન હતી સસ્થાના કાર્યકરોએ દશ વર્ષ સુધી, દર વર્ષે, રૂા ૫૧)–૫૧) ની મદદ નોધાવનારના નામો લખવાનો અને એવી મદદ નોધાવનારને સંસ્થાના સભ્ય ગણવાનો નિર્ણય કર્યો આગળ જતા, વીસ વર્ષ સુધી, દર વર્ષે રૂા ૨૫)–૨૫) ની મદદ નોધાવનારને સસ્થાના સહાયક સભ્યો ગણવાનુ ઠરાવવામાં આવ્યુ

સસ્થાના ખતીલા કાર્યકરો એક બાજુ આ નિર્ણય મુજબ સભ્યો નોધવાના કાર્યમા લાગી ગયા, બીજી બાજુ શેઠ શ્રી દેવકરણ મૂળજી અને શેઠ શ્રી હેમચંદ અમરચદે, દશ વર્ષ માટે, વાર્ષિક એક એક હજાર રૂપિયાની સહાયતા આપવાની ઉદારતા દાખવી, અને ત્રીજી બાજુ આ વિદ્યાવૃદ્ધિના વિશાળ કાર્યમા નાની–મોટી જે કઈ રકમ મળે તે, સામાન્ય જનસમૂહની વિદ્યા અને વિદ્યાલય પ્રત્યેની મમતાના પ્રતીકરૂપે, સ્વીકારવાનુ અને એ રકમ ચાલુ મદદ ખાતે લઈ જવાનું ઠરાવવામા આવ્યુ વધારામા, વિદ્યાલયનું કાર્ય દૃઢ થાય અને સઘનુ ધ્યાન વિદ્યાલય પ્રત્યે સવિશેષ દોરાય એ હેતુથી મુનિ શ્રી વલ્લભ-વિજયજીએ વિ સ ૧૯૭૦ નુ ચાતુર્માસ પણ મુબઈમા રહેવાનુ નક્કી કર્યું, આથી કાર્યકરોનો ઉત્સાહ અનેક ગણો વધી ગયો

વટવૃક્ષનુ બીજ વવાઈ ચૂક્યુ હતું એને ઉત્તમ ખાતર પૂરનાર અને અવિરત જળ-સિંચન કરનારાઓનું સુંદર જૂથ પણ રચાઈ ગયુ હતું ધીમે ધીમે સઘને પણ આ સંસ્થા પ્રત્યે મમતા કેળવાતી જતી હતી મુનિ શ્રી વલ્લભવિજયજીની પ્રેરણા તો પળે પળે વરસતી જ રહેતી હતી, અને લક્ષ્મી પણ જાણે સરસ્વતીની ઉપાસનામાં કૃતાર્થ થવા ઝખતી હતી. આ બધા શુભ સયોગોને પરિણામે એક અતિ મુશ્કેલ લાગતું કાર્ય પણ આસાન બની ગયુ, અને સસ્થાના કાર્યનિષ્ઠ કાર્યકરો સસ્થાના કાર્યનો મગલ આરંભ કરવાની શુભ ઘડીની જ રાહ જોઈ રહ્યા

સસ્થાના કાર્યની શુભ શરૂઆત કરવા માટે સૌથી પહેલી જરૂર મકાનની હતી શેઠ દેવકરણ મૂળજીના અંતરમા તો સસ્થા માટે મમતાનો અખૂટ ઝરો વહેતો જ હતો એમણે તરત જ મલાડમા પોતાના બંગલાની બાજુમા વિદ્યાલયને માટે જગ્યા ખાલી કરી આપવાની તત્પરતા બતાવી પણ એ સ્થાન વધારે દૂર લાગવાથી અને ત્યા મેલેરિયાના ઉપદ્રવનો સભવ હોવાથી ભાયખલા લવલેનમા તારાબાગ નામે બગલો પસદ કરવામા આવ્યો અને, સને ૧૯૧૫ ના જૂનની ૧૮ મી તારીખે, ૧૫ વિદ્યાર્થીઓથી, પચકલ્યાણકની પૂજા ભણાવીને, સસ્થાના કાર્યનો પ્રારભ કરવામા આવ્યો ૧૮મી જૂનના દિવસે પ્રાચીન ધર્મવિધિ પ્રમાણે સસ્થાનો પ્રારભ કર્યા બાદ એક મહિના પછી, તા ૧૮–૭–૧૯૧૫ ના રોજ, સર વસનજી ત્રિકમજીના પ્રમુખપદે એક જાહેર સમારભ યોજીને સસ્થાને ખુલ્લી મુકાયેલી જાહેર કરવામા આવી.

વિદ્યાલયનો મૂળ ઉદ્દેશ સમાજમા ઉચ્ચ શિક્ષણને પ્રોત્સાહન આપવાનો હતો અને ઉચ્ચ અભ્યાસમા આર્થિક સકડામણ અવરોધરૂપ ન બને એટલા માટે વિદ્યાર્થીઓને ફ્રી રાખવાનું વિચારવામા આવ્યું હતું. પરતુ સારી આર્થિક સ્થિતિ ધરાવતા વિદ્યાર્થીઓ, પોતાના સ્થાનોમા કોલેજ ન હોવાને કે બીજા કોઈ કારણે, મુબઈમા અભ્યાસ કરવા

ઇચ્છતા હોય તો તેઓને પણ વિદ્યાલયનો લાભ મળે એ માટે એક ટર્મના રૂા ૧૮૦) લઈને પેઇંગ વિદ્યાર્થી તરીકે રાખવાનું, અને એનું પ્રમાણ કુલ વિદ્યાર્થીઓથી ત્રીજા ભાગનું રાખવાનું નક્કી કરવામાં આવ્યું હતું

આ નિર્ણય મુજબ શરૂઆતમા દાખલ કરેલ ૫ દર વિદ્યાર્થીઓમા ૩ પેઇંગ વિદ્યાર્થીઓ હતા; અને બીજા સત્રમા બીજા ૩ પેઇંગ વિદ્યાર્થીઓ સ સ્થામા દાખલ થયા એમ ૧૨ ફ્રી અને ૬ પેઇંગ મળીને ૧૮ વિદ્યાર્થીઓ પહેલા વર્ષમા સ સ્થાનો લાભ લેવા લાગ્યા.

ઉચ્ચ શિક્ષણની સાથે વિદ્યાર્થીઓમા ધાર્મિક સ સ્કારો અને સંસ્કારિતાના બીજો રોપાય એ પણ વિદ્યાલયનો મુખ્ય હેતુ હતો, એટલે ધાર્મિક શિક્ષણની જોગવાઈ પણ સંસ્થાની શરૂઆતથી જ કરવામા આવી હતી સમાજની નવી પેઢીનુ વ્યાવહારિક અને ધાર્મિક બન્ને પ્રકારની કેળવણીથી ઘડતર થાય એ માટે વિદ્યાલયે શરૂઆતથી જ પૂરી સગવડ અને તકેદારી રાખી હતી

વર્તમાન શિક્ષણની સાથે સ સ્કાર આપવામા આવે તો જ એ લાભકારક થઈ પડે, એ અંગે ચોથા વર્ષના રિપોર્ટમા( પૃ ૨૬ ) યોગ્ય જ કહેવામા આવ્યુ છે કે—

" અન્ય કોમો એટલી બધી આગળ વધી ગઈ છે, અન્ય દેશો વિજ્ઞાનમાં એટલા કુશળ થઈ ગયા છે, તેની સાથે ત્યાં સ્વચ્છંદતા પણ એટલી આગળ વધી ગઈ છે કે આખા કેળવણીના સવાલ પર બહુ દીર્ઘ વિચાર કરવાની જરૂર છે માત્ર ભણાવવાથી ધારેલ પરિણામ નહિ આવે, અભણ રાખવાથી તો અધોગતિ સ્પષ્ટ છે, ભણેલા ઉપર સસ્કાર પાડવાની યોગ્ય યોજના ન કરવામાં આવે તો ભણતરનો લાભ કોમને કે દેશને પૂર્ણ ન પણ મળે એ બનવા જોગ છે ...... .. ..

" કેળવાયલા વર્ગ વગર સર્વ અગત્યની બાબતો સમજીને ઉપાડી લેનાર બીજો કોઈ નીકળશે નહિ. વળી એ ખાણમાથી કોઈ મહા આત્મત્યાગી નીકળી આવશે તો તે બહુ મોટો લાભ કરી આપશે આ સર્વ બાબતો લક્ષ્યમાં રાખવાની છે કેળવણીની જરૂરીઆત સ્વીકારવામાં જ કોમને લાભ છે, ધર્મને શોભા છે, સમાજને આગળ પ્રયાણ છે અને દેશને ઉદય છે."

વિદ્યાલયના કર્તવ્યપરાયણ સંચાલકોને હૈયે, વિદ્યાલયના આરંભથી જ, વિદ્યાર્થીઓનું હિત અને એમની અનુકૂળતા વસેલા હતા ભાયખલા લવલેનવાળુ મકાન બીજી બધી રીતે સારુ હતુ, પણ ત્યા જવા–આવવામા વિદ્યાર્થીઓનો વધુ વખત બગડતો લાગ્યો, અને ચોમાસામા બીજી પણ કેટલીક અગવડો જોવામા આવી, એટલે કમિટીએ તરત જ શહેરના મધ્ય ભાગમા, લેમિંગ્ટન રોડ ઉપર, નવુ મકાન વાડેકર બિલ્ડિંગ ભાડે રાખી લીધુ, અને સ સ્થાને ત્યા લઈ જવામા આવી ત્યા ઘરદેરાસર પણ સ્થાપવામા આવ્યુ

આ રીતે સ સ્થાની સ્થાપના બાદ આશરે સવા વર્ષે સ સ્થા કામ કરતી થઈ ગઈ, એટલે સ સ્થાના કાર્યકાળનો એક અગત્યનો અથવા પાયાનો તબક્કો પૂરો થયો, પણ સાથે સાથે સંસ્થાને સંગીન પાયા ઉપર મૂકવાની અને વધુ ને વધુ વિદ્યાર્થીઓને સ સ્થાનો લાભ મળે એવી જોગવાઈઓ કરવાની સંસ્થાના સ ચાલકોની સવિશેષ જવાબદારીનો આરંભ થયો પણ સૌના અ તરમા ગમે તે ભોગે કામને આગળ વધારવાની તમન્ના હતી એટલે વિદ્યાલયનો ઉત્તરોત્તર વિકાસ જ થવાનો હતો.

વિદ્યાલયના પહેલા વર્ષના અહેવાલને અંતે વિદ્યાલયને મદદ કરવાની સમાજને વિનતિ કરતા વિદ્યાલયના માનદ મંત્રી શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાએ યોગ્ય જ કહ્યું હતું કે—

"જો આપને અનુભવથી જણાયું હોય કે આપણી વર્તમાન સ્થિતિ અસહ્ય છે અને તેમાંથી બહાર નીકળવા માટે કટિબદ્ધ પ્રયત્ન કરવાની જરૂર છે, તો આ ખાતાને, આવી સંસ્થાને પૈસાથી, સલાહ-થી, કાર્યથી, પ્રેરણાથી, સૂચનાથી અને તે પ્રકારે સહાય આપો. તનથી, મનથી, ધનથી આવી કેળવણીની સર્વગ્રાહી પ્રથમ સંસ્થાને મદદ કરો."

અને, વિદ્યાલયનો ઇતિહાસ કહે છે કે, સમાજે વિદ્યાલયને મમતાપૂર્વક અપનાવીને એની વિનતિને સવાઈ રીતે પૂરી કરી આપી હતી.

□□□□□□□□□□□□□□□□□□□□□

**શિક્ષણના પ્રચારની ઝંખના**

"અલ્પ ઉન્નતિથી મને સંતોષ નથી. હું તો માગું છું. હજુ આ વિદ્યાલય મારફત જૈન સમાજ માટે શિક્ષણનાં અનેક કાર્યો થાય, સમજનાર માટે ઇશારો બસ છે. વિદ્યાલયને તમારી ઇચ્છા પ્રમાણે દાન આપી શિક્ષણનાં કાર્યોને વેગ આપો. જૈન શાસનનો ઝંડો જગતમાં ફરકાવવો હોય તો તમારું ધન શિક્ષણપ્રચારના કાર્યમાં લગાડો. એ મારી ભાવના છે, મારા અંતરની ભાવના છે. હજુ તમે મારી એ ભાવના પારખી શક્યા નથી એનું મને દુઃખ છે."

(મુંબઈમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં તા. ૯-૧૧-૧૯૫૨ના રોજ યોજાયેલ સંમેલનમાં પૂ. આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીના ઉદ્ગારો)

□□□□□□□□□□□□□□□□□□□□□

## પ્રકરણ બીજું : બંધારણ

બંધારણ અને ધારાધોરણ એ જાહેર સંસ્થાનો આત્મા છે, અને એનો નિષ્ઠાપૂર્વક અમલ સંસ્થાને ચિરંજીવ, લોકપ્રિય અને શક્તિશાળી બનાવે છે વિદ્યાલયના સ્થાપકો આ વાત બરાબર સમજતા હતા વિદ્યાલયની સ્થાપનાનો ઐતિહાસિક નિર્ણય લીધા બાદ તરત જ એમણે સંસ્થાનુ બંધારણ તૈયાર કરવા તરફ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું આ બંધારણ બને તેટલું પરિપૂર્ણ, સુસ્પષ્ટ અને દૂરંદેશીભર્યું બને એવો એમનો પ્રયત્ન હતો

સંસ્થાની સ્થાપના તા ૨–૩–૧૯૧૪ (વિ સ ૧૯૭૦ના ફાગણ સુદિ ૫ ને સોમવાર) ના રોજ કરવામા આવી, તે પછી એક વર્ષમાં જ સંસ્થાના ધારાધોરણ વિગતવાર તૈયાર કરીને તા ૨૮–૪–૧૯૧૫ની જનરલ કમિટીમા મંજૂર કરાવવામા આવ્યા બંધારણના અમલના સવા વર્ષના અનુભવ બાદ એમા કેટલાક સુધારા-વધારા કરવાનુ જરૂરી લાગવાથી તા. ૧૬–૭–૧૯૧૬ની જનરલ કમિટીમા એ મંજૂર કરાવવામા આવ્યા, અને સંસ્થાના પહેલા વર્ષના રિપોર્ટમા ૧૦૨ કલમ જેટલુ વિસ્તૃત એ આખું બંધારણ છાપી દેવામાં આવ્યું

આ પછી પણ સમયે સમયે બંધારણમા જરૂરી ફેરફાર થતા રહ્યા અને છતા મૂળ-ભૂત બંધારણ એવું વ્યાપક અને સર્વસ્પર્શી હતુ, અને એના અમલ પ્રમાણે સંસ્થાનો કારોબાર એવી સરળતાપૂર્વક ચાલતો હતો, કે જેને લીધે એમા ધરમૂળનો કહી શકાય એવો ફેરફાર કરવાની જરૂર ભાગ્યે જ ઊભી થઈ હતી છેલ્લે છેલ્લે સને ૧૯૬૪મા બંધારણની અમુક કલમમા સામાન્ય ફેરફાર કરવામાં આવ્યો હતો અત્યારે સને ૧૯૬૪માં સુધારેલા બંધારણ મુજબ સંસ્થાનો વહીવટ ચાલી રહ્યો છે

વિદ્યાર્થીઓને ઉચ્ચ અભ્યાસમા બને એટલી વધુ સગવડ મળે, બને તેટલા વધુ વિદ્યાર્થીઓને સંસ્થાનો લાભ મળે, વિદ્યાર્થીઓના જીવનમા વિદ્યાભ્યાસની સાથે સાથે સંસ્કારિતા અને ધાર્મિકતાનો સુમેળ સધાય, જૈનધર્મ અને સાહિત્યના વિશિષ્ટ અભ્યાસી-ને પ્રોત્સાહન મળતું રહે, જૈન સાહિત્યના વિશિષ્ટ ગ્રંથોનું પ્રકાશન કરી શકાય, સંસ્થાનો ઉત્તરોત્તર વિકાસ થતો રહે અને સંસ્થાનો વહીવટ કાર્યકરોમા કોઈ પણ પ્રકાર-ના મતભેદ તેમ જ મનભેદ વગર એકધારો ચાલતો રહે એવી વ્યાપક દૃષ્ટિ આ બંધારણ-ની પાછળ રહેલી છે

કોઈ પણ જાતના મતભેદ, વાદાવાદ કે વિખવાદ વિના વિદ્યાલયનું કાર્ય અર્ધી સદી કરતાં પણ વધુ સમય સુધી એકસરખું ચાલતુ રહ્યુ, અનેક શાખાઓની સ્થાપના દ્વારા તેમ જ સાહિત્ય પ્રકાશન જેવી પ્રવૃત્તિઓ [illegible] વિદ્યાલયના કાર્યક્ષેત્રનો, વટવૃક્ષની જેમ, ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો અને જૈન સ[illegible] સર્વમાન્ય અને સર્વપ્રિય શિક્ષ

સંસ્થા તરીકે વિદ્યાલયને પ્રતિષ્ઠા અને ગૌરવ મળ્યા તે આવા ઉત્તમ અને સર્વાંગીણ બંધારણ અને એના નિષ્ઠાપૂર્વકના અમલને કારણે જ

સંસ્થાના બંધારણને એક પવિત્ર કરાર લેખીને એનું એ રીતે બહુમાનપૂર્વક પાલન કરવામા સંસ્થાના આદ્ય પ્રેરક પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે અને સંસ્થાના ભાવનાશીલ સંચાલકોએ શરૂઆતથી જ જે સાવધાની અને સમયજ્ઞપણું દાખવેલ છે, અને પોતાના અંગત મત કે લાભનો વિચાર એમા જરા પણ આડે ન આવી જાય એ માટે જે જાગૃતિ રાખી છે, તે વિરલ અને દાખલારૂપ બની રહે એવાં છે. આવી કર્તવ્યબુદ્ધિ અને ખેલદિલીને લીધે જ સંસ્થા અવ્યવસ્થા કે આતરિક વિખવાદથી બચી જઈને ઉત્તરોત્તર પ્રગતિ સાધી શકી છે

વિ સં ૧૯૮૫ની સાલનુ ચોમાસું પૂ આ મ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ મુંબઈમા રહ્યા હતા પણ એ ચોમાસા દરમ્યાન એમણે સંસ્થાના બંધારણ મુજબ ચાલતા કારોબારમા ક્યારેય દખલગીરી કરી ન હતી આ અંગે વિદ્યાલયના પંદરમા વર્ષના રિપોર્ટમા (પૃ ૨૫) જે કહેવામાં આવ્યુ છે તે તેઓશ્રીએ વિદ્યાલય સાથે જીવનભર ટકાવી રાખેલ નિખાલસ અને અલિપ્ત સંબંધની પ્રશસ્તિ બની રહે એવું છે મજકૂર રિપોર્ટમા કહેવામા આવ્યું છે કે—

"તેઓ સસ્થા સાથે નિર્લેપ સબધ રાખે છે અને યોગ્ય સૂચના વારવાર આપે છે તે પ્રમાણે ચાતુર્માસ દરમ્યાન તેમ જ વખતોવખત તેમણે કર્યું હતુ તેઓ સસ્થાની આતર વ્યવસ્થામા કદી હસ્તક્ષેપ કરતા નથી અને એ રીતિ તેમણે આ ચાતુર્માસમા કાયમ રાખી હતી."

વિદ્યાલયના સદ્ભાગ્યે પૂજ્ય આ મ શ્રી વિજયવલ્લભસૂરિજી અને એમની સાથેના અન્ય મુનિરાજોએ સંસ્થાના બંધારણને અગ્ર સ્થાન આપ્યુ છે બીજી બાજુ સંસ્થાના સંચાલકોને આવા ઉપકારી આચાર્ય મહારાજ પ્રત્યે પૂરેપૂરા ભક્તિ અને બહુમાન હોવા છતાં એમની સૂચનાઓ ઉપર સંસ્થાના હિત અને બંધારણની દૃષ્ટિએ પૂર્ણ વિચાર કર્યા પછી કે જરૂરી ખુલાસા મેળવ્યા પછી જ એનો અમલ કરવાની તંદુરસ્ત પ્રણાલી તેઓએ પાડી છે આ રીતે આચાર્ય મહારાજ તેમ જ સંસ્થાના કાર્યકરો બન્નેના મનમા સંસ્થાના ઉત્કર્ષનો વિચાર જ સર્વોપરી સ્થાને રહેલો હોવાથી સંસ્થાના બંધારણનો નિષ્ઠાપૂર્વક અમલ થઈ શક્યો અને વિદ્યાલયનો ઉત્કર્ષ સાધી શકાયો

સંસ્થાના બંધારણની ખાસિયત ખ્યાલમાં આવે તે માટે એની કેટલીક કલમો અહીં આપવામા આવે છે —

### ઉદ્દેશનુ સામાન્ય દિગ્દર્શન તથા કાર્યક્ષેત્ર

૩. આ સસ્થાનો કેળવણીની પ્રગતિનો ઉદ્દેશ પાર પાડવા માટે છાત્રવૃત્તિ, ઊંચા અભ્યાસ કરનારને ખાસ મદદ, સ્નાતક (ગ્રેજ્યુએટ) થયા પછી અભ્યાસ આગળ વધારનારને ઉત્તેજન, દૂર દેશમાં જઈ અભ્યાસ વધારવામાં મદદ, ઇનામના મેળાવડાઓ વગેરે કરી જુદી જુદી અનેક દિશાઓમાં કાર્ય કરવુ; સસ્કૃત તથા પ્રાકૃતના પ્રચાર માટે તથા ઊંચા અભ્યાસ માટે શાળા કે વર્ગો શરૂ કરવા, કોલેજ સ્થાપવી અને તેવી અન્ય રીતિએ કેળવણીનો પ્રચાર કરવો; સસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી હિન્દી વગેરેનુ સાહિત્ય અભ્યાસ તથા પ્રચાર માટે તૈયાર કરાવવુ, પ્રગટ કરવુ અને તેનો સંગ્રહ કરવો; જૈન સાહિત્ય, તત્ત્વજ્ઞાન અને ઇતિહાસને

અંગે શોધખોળ ખાતું યાને પુરાતત્ત્વ મંદિર ખોલવું અને કેળવણીનાં સર્વ ક્ષેત્રોને વિશાળ અર્થમાં પોષવા પ્રવૃત્તિ કરવી, તથા સંસ્થાના ફંડ અનુસાર ઉચ્ચ અભ્યાસ માટે વિદ્યાર્થીઓને પરદેશ મોકલવા પ્રબંધ કરવો, ભારતમાં ઉચ્ચ અભ્યાસ માટે અન્ય સ્થળે મોકલવા, સંસ્કૃત, પ્રાકૃતના જ્ઞાન તથા વિકાસ માટે પ્રબંધ કરવો, છાત્રવૃત્તિ આપવી તથા મુંબઈમાં તેમ જ અન્ય સ્થળોએ ઉચ્ચ અભ્યાસ માટે વિદ્યાર્થીગૃહો સ્થાપવાં, અન્ય વિદ્યાર્થીગૃહોનો વહીવટ સ્વીકારવો અને સર્વ જૈન વિદ્યાર્થીગૃહોને કેન્દ્રિત કરવા વ્યવસ્થા કરવી; જે અભ્યાસ મુંબઈની તેમ જ સંસ્થાની અન્ય શાખાઓ હોય ત્યાંની કોલેજમાં થઈ શકતો ન હોય તેને માટે બહારની કોલેજોમાં અભ્યાસ કરવાની સગવડો કરી આપવી; સંસ્થાના ઉદ્દેશ અનુસાર કોઈ ટ્રસ્ટ સોંપે અથવા યોજના (Scheme) કરીને આપે તો તેનો વહીવટ કરવો

## સભ્ય પ્રકાર

**૧૦.** આ સંસ્થાની સામાન્ય સમિતિના સભ્યો ત્રણ પ્રકારના રહેશે :

(૧) સભ્ય (૨) આજીવન સભ્ય, (૩) આશ્રયદાતા (પેટ્રન)

ઉપર પ્રમાણે કોઈ પણ પ્રકારના સભ્ય થવા ઇચ્છનારની અરજી વ્યવસ્થાપક સમિતિમાં પસાર થયે તેને સભ્ય ગણવામાં આવશે

**૧૧. સભ્ય :** દશ વર્ષ સુધી દર વર્ષે આ સંસ્થાના ભંડોળમાં ઓછામાં ઓછી રૂા. ૧૦૦) એકસો રૂપિયાની રકમ આપવાનું વચન આપનાર વ્યક્તિ તે પ્રમાણે આપ્યે જશે ત્યાં સુધી તે સભ્ય ગણાશે

**૧૨. આજીવન સભ્ય :** (૧) ઉપર પ્રમાણે દશ વર્ષ સુધી સહાય કરનાર વ્યક્તિ આજીવન સભ્ય ગણાશે (૨) આ સંસ્થાના ભંડોળમાં રૂા ૧૦૦૦) એક હજાર અથવા તેથી વધારે રકમ આપનાર વ્યક્તિ આજીવન સભ્ય ગણાશે (૩) કન્યા છાત્રાલયને એકીસાથે રૂા ૧,૦૦૧) અથવા વધારે આપનાર વ્યક્તિ આજીવન સભ્ય ગણાશે

**૧૩ આશ્રયદાતા (પેટ્રન) :** (૧) જે કોઈ વ્યક્તિ અથવા પેઢી આ સંસ્થાના ભંડોળમાં દર વર્ષે ઓછામાં ઓછી રૂા ૧,૦૦૦) એક હજાર રૂપિયાની રકમ આપવાનું વચન આપશે અને એ મુજબ આપ્યે જશે, ત્યાં સુધી તે આ સંસ્થાના આશ્રયદાતા (પેટ્રન) ગણાશે (૨) જે કોઈ વ્યક્તિ અથવા પેઢી આ સંસ્થાના ભંડોળમાં વગર શરતે એકીસાથે અથવા છૂટક છૂટક મળીને કુલ રૂા ૧૦,૦૦૦) દશ હજાર રૂપિયા અથવા તો તેથી વધારે રકમ આપશે તે આ સંસ્થાના આશ્રયદાતા (પેટ્રન) ગણાશે (૩) આ સંસ્થામાં ચોક્કસ શરતે ઓછામાં ઓછી રૂા ૨૫,૦૦૦) પચીસ હજાર રૂપિયાની રકમ આપવાનું વચન આપનાર વ્યક્તિ અગર પેઢી તેની શરત પ્રમાણે આપ્યે જશે ત્યાં સુધી તે આ સંસ્થાના આશ્રયદાતા (પેટ્રન) ગણાશે

## ૪. વ્યવસ્થાપક સમિતિ

**૨૨. (क) વ્યવસ્થાપક સિમિતિના સભ્યો :** આ સંસ્થાની વ્યવસ્થાપક સમિતિ નીચે મુજબના સભ્યોની બનશે. (૧) વ્યવસ્થાપક સમિતિ માટે દર વર્ષે ત્રણ મંત્રીઓ,* એક કોષાધ્યક્ષ અને બાર સભ્યોની ચૂંટણી કરવામાં આવશે (૨) સંસ્થાના આશ્રયદાતાઓ અને કન્યા છાત્રાલયના આદ્ય સંસ્થાપકો

* શરૂઆતમાં એક સેક્રેટરી અને એક આસિસ્ટન્ટ સેક્રેટરી જ રહેતા આગળ જતા બે મંત્રીઓની ચૂંટણી કરવામાં આવતી. અત્યારે ત્રણ મંત્રીઓ ચૂંટાય છે

અધિકારની રૂએ વ્યવસ્થાપક સમિતિના સભ્યો ગણાશે. (૩) સામાન્ય સમિતિના જે સભ્યો એકી-સાથે કે છૂટક છૂટક કુલ ૫ દર વર્ષ સુધી વ્યવસ્થાપક સમિતિના સભ્ય રહ્યા હોય તેઓ અધિકારની રૂએ વ્યવસ્થાપક સમિતિના સભ્યો ગણાશે (૪) સંવત ૧૯૮૭ના આસો વદ અમાસ પહેલા દશ વર્ષ સુધી દર વર્ષે રૂ. ૨૫૧) અથવા તેથી વધારે રકમ આપનારા વ્યવસ્થાપક સમિતિના સભ્ય ગણાશે.

(ख) આ વ્યવસ્થાપક સમિતિ સામાન્ય સમિતિના સભ્યોમાથી જરૂર મુજબ સભ્યોને ચૂટીને વ્યવસ્થાપક સમિતિમા ઉમેરી શકશે

(ग) આ મુજબ બનેલી વ્યવસ્થાપક સમિતિ આ સસ્થાની સર્વ વ્યવસ્થા ધારાધોરણ અનુસાર કરશે અને જ્યાં સુધી નવી વ્યવસ્થાપક સમિતિ આ સસ્થાનો વહીવટ હાથ ધરે નહિ ત્યાં સુધી કામ કરશે

**૨૯. પ્રમુખ :** વ્યવસ્થાપક સમિતિની સભા વખતે હાજર રહેલા સભ્યોમાથી એક સભ્યની તે દિવસની સભાના પ્રમુખ તરીકે નિમણૂક કરવામા આવશે

**વિદ્યાલયના બ ધારણમા ત્રણ મંત્રીઓ અને એક કોષાધ્યક્ષ એમ ચાર હોદ્દેદારો નીમવાની જોગવાઈ કરવામા આવી છે, અને પ્રમુખની નિમણૂક માટે કોઈ કલમ રાખવામા આવી નથી એટલે વ્યવસ્થાપક સમિતિની સભા તેમ જ સામાન્ય સમિતિની સભા વખતે હાજર રહેલ સભ્યોમાથી સભાના પ્રમુખની વરણી કરવામા આવે છે. બ ધારણની આ બીના નોંધપાત્ર છે**

## ટ્રસ્ટીઓ

૩૦. (૧) સસ્થાની સ્થાવર મિલકત તથા જામીનગીરીઓ ટ્રસ્ટીઓનાં નામ પર રહેશે જામીનગીરીઓ નામે ચઢાવતી વખતે એવી ગોઠવણ રાખવામા આવશે કે તે કોઈ પણ બે ટ્રસ્ટીની સહીથી વેચી શકાય અને તેનાં નાણા તથા વ્યાજ કોઈ પણ બે ટ્રસ્ટીની સહીથી વસૂલ કરી શકાય જામીનગીરીમા રોકાણ તથા ફેરફાર વ્યવસ્થાપક સમિતિના ઠરાવથી થઈ શકશે સ્થાવર મિલકત પર રોકાણ, તે પરની ધીરધાર તેમ જ તેમા ફેરફાર વ્યવસ્થાપક સમિતિના ઠરાવ પ્રમાણે થઈ શકશે

(૨) ટ્રસ્ટીઓની મુદત પાચ વર્ષની રહેશે, દર પાચ વર્ષની આખરે સામાન્ય સમિતિ મતપત્રથી ચૂટણી કરી ટ્રસ્ટીઓની નિમણૂક કરશે એવી ચૂટણીમા નિવૃત્ત ( રિટાયર ) થતા ટ્રસ્ટીઓ ફરી વાર ચૂટાવાને યોગ્ય ગણાશે સામાન્ય સમિતિનો કોઈ પણ મતદાર સભ્ય ટ્રસ્ટી તરીકે ઉમેદવારી કરી શકશે

**સંસ્થાનો વહીવટ ઘણો જ બહોળો છે; અને એને પહોચી વળવા માટે એના અનેક વિભાગો કરવામા આવેલ છે તે તે વિભાગનુ કામ સમયસર અને ધોરણસર થતુ રહે એવી ગોઠવણ કરવામા ન આવે તો કામમા વિલંબ થયા વગર ન રહે, આટલા માટે સંસ્થાએ અનેક પેટાસમિતિઓ નીમીને એની મારફત કામ પૂરું કરવું પડે છે આવી મુખ્ય પેટાસમિતિઓના નામ બંધારણની નીચેની કલમ ઉપરથી જાણી શકાય છે.**

## ઉપસમિતિ

૩૧. વ્યવસ્થાપક સમિતિ પોતાના વર્ષની શરૂઆતમા સસ્થાને લગતાં જુદા જુદા કાર્યો માટે નીચે જણાવેલ ઉપસમિતિઓ નીમી શકશે

(૧) લોન ફંડ સમિતિ (૨) ધાર્મિક શિક્ષણ સમિતિ (૩) પુસ્તકાલય સમિતિ (૪) શ્રી સારાભાઈ મ૦ મોદી લોન સ્કોલરશિપ ફંડ સમિતિ (૫) શ્રી સારાભાઈ મ૦ મોદી ઉચ્ચ અભ્યાસ

શિષ્યવૃત્તિ ટ્રસ્ટ ફંડ સમિતિ (૬) શ્રી ખેડા જૈન વિદ્યાર્થી ઉચ્ચ શિક્ષણ લોન સ્કોલરશિપ ફંડ સમિતિ (૭) બિલ્ડિંગ સમિતિ (૮) નાણાકીય વ્યવસ્થા સમિતિ (૯) કન્યા છાત્રાલય સમિતિ (૧૦) વિદ્યાર્થીગૃહ સમિતિ (નોંધ : દરેક વિદ્યાર્થીગૃહ માટે જુદી સમિતિ નિમાશે)

આ ઉપરાત જરૂર પડ્યેથી બીજી ઉપસમિતિઓ વ્યવસ્થાપક સમિતિ નીમી શકશે.

વિદ્યાલયની સ્થાપનાનો મૂળભૂત હેતુ વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણમાં સહાયભૂત થવાનો છે, એટલે કોઈ પણ કાબેલ અને હોંશિયાર વિદ્યાર્થીને આર્થિક સગવડને અભાવે અભ્યાસમા આગળ વધતા અટકી જવું ન પડે એની બને તેટલી વધુ તકેદારી સંસ્થાના બંધારણમાં રાખવામાં આવી છે, તે નીચેની કલમો ઉપરથી જોઈ શકાશે :—

## વિદ્યાર્થીઓ

**૬૧ દાખલ કરવા યોગ્ય વિદ્યાર્થીઓ :** કોઈ પણ જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક વિદ્યાર્થી કે જેણે ભારતીય યુનિવર્સિટીની મૅટ્રિક્યુલેશન અથવા સેકંડરી સ્કૂલ સર્ટિફિકેટ અથવા સમાન કક્ષાની પરીક્ષા પસાર કરી હશે અને જે પોતાનો અભ્યાસ આર્ટ્સ, વ્યાપારી, હુન્નરઉદ્યોગ શિક્ષણ, વિજ્ઞાન, ડાક્ટરી, વૈદકીય, ઇજનેરી, આર્કિટેક્ચર, ખેતીવાડી, પ્રાણીવૈદક તથા સોશિયોલૉજીની લાઇનમા કરવા ઇચ્છતો હશે તેને આ સંસ્થામા યોગ્યતા જોઈ વ્યવસ્થાપક સમિતિ દાખલ કરશે.

ઉપરાત, બીજી કોઈ પણ યોજના અનુસાર દાખલ કરવાના વિદ્યાર્થીઓને તે યોજના અનુસાર યોગ્યતા જોઈ વ્યવસ્થાપક સમિતિ દાખલ કરશે.

**૬૩. વિદ્યાર્થીઓના પ્રકાર તથા વર્ગીકરણનું ધોરણ :** વિદ્યાર્થીઓ પાંચ પ્રકારના રહેશે : લોન, હાફપેઈંગ, પેઈંગ, ટ્રસ્ટ અને અન્ય વિદ્યાર્થીઓ જેની આર્થિક સ્થિતિ સારી હશે તેને પેઈંગ અને મધ્યમ હશે તેને હાફપેઈંગ તરીકે લેવામા આવશે. જેની આર્થિક સ્થિતિ નબળી હશે તેને લોન તરીકે લેવામા આવશે [1]

**૬૫ લોન વિદ્યાર્થીઓ :** લોન વિદ્યાર્થીઓને સામાન્ય સગવડો ઉપરાત વિશેષ સગવડ એટલે કૉલેજ ફી અને પરીક્ષાની ફી આપવામા આવશે લોન વિદ્યાર્થીઓએ દર વર્ષે (૧) સામાન્ય સગવડ માટે કલમ ૬૪ અનુસાર વાર્ષિક રકમ, તથા (૨) કૉલેજ ફી, પરીક્ષા ફી, તથા (૩) કલમ ૭૧ અને ૮૮ અનુસાર જે ખર્ચ થાય તે રકમ પાછી વાળવાનુ કરારનામુ કરી આપવુ પડશે બહારગામ અભ્યાસ કરનાર વિદ્યાર્થીને જેટલી રકમ આપવામાં આવશે તેટલી રકમ પાછી વાળવાનું કરારનામુ તેણે કરી આપવુ પડશે [2]

**૬૬. હાફપેઈંગ વિદ્યાર્થીઓ :** હાફપેઈંગ વિદ્યાર્થીઓને લોન વિદ્યાર્થીઓની માફક વિશેષ સગવડ આપવામાં આવશે અને તેમણે કલમ ૬૫ (૧) (૨) (૩) અનુસાર ખર્ચ થાય તેની અરધી રકમ દરેક સત્રની શરૂઆતમાં રોકડી આપવી પડશે. અને તે રકમ પાછી વાળવાનું કરારનામું કરી આપવું પડશે.

---

૧. વિદ્યાલય શરૂ કરવામાં આવ્યું ત્યારે વિદ્યાર્થીઓના ફ્રી અને પેઇંગ એવા બે જ વર્ગ પાડવામાં આવ્યા હતા.

૨ હાફ પેઇંગ વિદ્યાર્થી પાસેથી અત્યારે વાર્ષિક રૂ. ૩૫૦) (એક સત્રના રૂ. ૧૭૫) લઈને એમને લોન વિદ્યાર્થીઓ જેટલી બધી સગવડ આપવામાં આવે છે, અને એમણે ભરેલી રકમ ઉપરાંતના ખર્ચની રકમ લોન તરીકે ગણીને એ માટેનુ એમની પાસે બોંડ લખાવી લેવામાં આવે છે

**૬૭. પેઈંગ વિદ્યાર્થીઓ :** પેઈંગ વિદ્યાર્થીઓએ સામાન્ય સગવડ માટેનો ખર્ચ કલમ ૬૪માં જણાવ્યા પ્રમાણે દર સત્રની શરૂઆતમા આપવો પડશે.[1]

**૬૮. ટ્રસ્ટ વિદ્યાર્થીઓ :** ટ્રસ્ટ વિદ્યાર્થીઓને લોન વિદ્યાર્થીઓની માફક સગવડો આપવામાં આવશે, પણ તેમની પાસેથી કરારનામુ લેવુ કે નહિ, અને લેવુ તો કેટલી રકમનુ લેવુ તેનો નિર્ણય જે ટ્રસ્ટનો તે વિદ્યાર્થી હોય તેના ધારાધોરણ અનુસાર કરવામા આવશે તે ઉપરાંત કલમ ૭૧ અને ૮૮ અનુસાર જે ખર્ચ થાય તે તેણે આપવો પડશે ટ્રસ્ટ વિદ્યાર્થીઓ માટે વ્યવસ્થાપક સમિતિ વખતોવખત નિયમો કરશે અને તે અનુસાર ટ્રસ્ટ વિદ્યાર્થીઓએ વર્તવુ પડશે.

**૬૯. અન્ય વિદ્યાર્થીઓને લોન ·** ભારત અથવા પરદેશમા ઉચ્ચ અભ્યાસ માટે અન્ય વિદ્યાર્થીઓને લોન આપવાની રકમ વ્યવસ્થાપક સમિતિ વખતોવખત ઠરાવે તે પ્રમાણે આપવામાં આવશે

**૮૭. પેઈંગ અને લોન વિદ્યાર્થીઓનું પ્રમાણ :** વ્યવસ્થાપક સમિતિ પેઇંગ વિદ્યાર્થીઓની સંખ્યા એવી રીતે મુકરર કરશે કે તે દર બે લોન વિદ્યાર્થીએ એક પેઈંગ વિદ્યાર્થીથી વધારે નહિ હોય એવી ગણતરી કરતા હાફ પેઇંગ વિદ્યાર્થીની સંખ્યાનો અર્ધો ભાગ પેઈંગ તરીકે અને અર્ધો ભાગ લોન તરીકે ગણવામા આવશે આ પ્રમાણ માટે ટ્રસ્ટ વિદ્યાર્થીઓની ગણતરી કરવામા આવશે નહિ આ નિયમ માટે વિદ્યાર્થીઓની સંખ્યા ગણતરીમા લેવામા આવશે નહિ.

## ટ્રસ્ટ–વિદ્યાર્થીઓની યોજના

સંસ્થાના બંધારણમાં કરવામાં આવેલ જોગવાઈ અનુસાર વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ ટ્રસ્ટ-વિદ્યાર્થીઓ રાખવાની યોજના દાખલ કરી હતી, અને એ માટેના નિયમો ઘડયા હતા

આ યોજનાનો મુખ્ય નિયમ એ હતો કે જે વ્યક્તિ એકીસાથે પહેલા રૂા દસ હજાર કે તેથી વધુ રકમ અને હવે (તા ૧–૧–૧૯૬૪ પછી) રૂા સાડાબાર હજાર કે તેથી વધુ રકમ સંસ્થાને આપે તેના નામથી, એ દાતા જેની ભલામણ કરે તે એક વિદ્યાર્થીને વિદ્યાલયમાં રાખવામા આવે છે, અને તે ટ્રસ્ટ-વિદ્યાર્થી (ટ્રસ્ટ સ્કોલર) ગણાય છે

ટ્રસ્ટ-સ્કૉલરની યોજના બે રીતે લાભકારક બની છે એક તો, એથી દાતાઓને, પોતાનું નામ કાયમ કરવા સાથે, પોતાને પસંદ હોય તે વિદ્યાર્થીને વિદ્યાલયમા દાખલ કરાવવાનો અધિકાર મળે છે અને આનો બીજો વિશેષ મહત્ત્વનો લાભ એ છે કે એથી ઓછી ગુણવત્તા ધરાવતા વિદ્યાર્થીઓને પણ સંસ્થામા રહીને અભ્યાસ કરવાની અને પોતાની કારકિર્દીને ઉજ્જ્વળ બનાવવાની તક મળે છે ટ્રસ્ટ-વિદ્યાર્થીઓના વર્ગ સિવાયના બાકીના લોન, હાફ પેઈંગ અને પેઇંગ વિદ્યાર્થીઓને કેવળ ગુણવત્તાને ધોરણે જ વિદ્યાલયમા પ્રવેશ મળે છે. એ દૃષ્ટિએ ટ્રસ્ટ-સ્કૉલરની યોજના સામાન્ય કક્ષાના વિદ્યાર્થીઓને માટે, એમને પોતાનો ઉત્કર્ષ સાધવાની તક મળતી હોવાને કારણે, આશીર્વાદરૂપ નીવડી છે.

ટ્રસ્ટ-વિદ્યાર્થીની યોજના મુજબ દરેક ટ્રસ્ટનો મુખ્ય નિયમ એકસરખો હોવા છતાં બીજા નિયમોમા, દાતાની ઇચ્છા મુજબ, કેટલોક ફેરફાર હોય છે એ ઉપરથી બધા ટ્રસ્ટોનું સામાન્ય વર્ગીકરણ નીચે મુજબ ત્રણ વિભાગમા કરી શકાય

[1] પેઈંગ વિદ્યાર્થી પાસેથી અત્યારે વાર્ષિક રૂા ૭૦૦) (એક સત્રના રૂા ૩૫૦) લેવામાં આવે છે, અને કોલેજ ફી, પરીક્ષા ફી વગેરેનુ બધુ ખર્ચ એમણે પોતે જ કરવાનુ હોય છે.

(૧) કેટલાક ટ્રસ્ટોમા એવી શરત મૂકવામા આવી છે કે ટ્રસ્ટની રકમનું વ્યાજ ગમે તેટલું (ઓછું) આવે, પણ એ ટ્રસ્ટના વિદ્યાર્થી અંગે કરવામાં આવતું બધું ખર્ચ વિદ્યાલયે જ ભોગવવું

(૨) કેટલાંક ટ્રસ્ટોમાં વિદ્યાર્થી અંગે જે કંઈ ખર્ચ થાય તેમાંથી ટ્રસ્ટની વ્યાજની રકમ બાદ કરતા બાકીની રકમ વિદ્યાર્થીને લોન તરીકે આપેલી ગણીને એ અંગેનુ કાયદેસરનુ બોન્ડ તે વિદ્યાર્થી પાસેથી લખાવી લેવામાં આવે છે

(૩) કેટલાંક ટ્રસ્ટો એવા પણ છે કે જેના ટ્રસ્ટીઓ પોતાની પસંદગીના વિદ્યાર્થીને વિદ્યાલયમા પ્રવેશ કરાવવા પૂરતો જ હક્ક ભોગવે છે, અને વિદ્યાલય તરફથી એ વિદ્યાર્થી અંગે જે કંઈ ખર્ચ કરવામા આવે તેનુ, લોન વિદ્યાર્થીની જેમ, તેની પાસેથી કાયદેસરનુ બોન્ડ લખાવી લેવામા આવે છે

**ટ્રસ્ટ-સ્કોલર-પેટ્રનની યોજના**—જે દાતા સંસ્થાને પહેલા વીસ હજાર રૂપિયા અને હવે (તા ૧–૧–૧૯૬૪થી) પચીસ હજાર રૂપિયા આપે એમને બે ટ્રસ્ટ-સ્કોલરો વિદ્યાલયમા રાખવાનો અધિકાર આપવા ઉપરાત એમને સંસ્થાના પેટ્રન (આશ્રયદાતા) ગણવામા આવે છે, અને તેઓ પેટ્રન તરીકેના બધા હક્કો ભોગવી શકે છે

ટ્રસ્ટ-સ્કોલરની યોજનાને સંઘ તરફથી ઘણો સારો આવકાર મળ્યો છે ૫૦મા વર્ષને અંતે (તા ૩૧–૫–૧૯૬૫ સુધીમા) આવા કુલ ૯૪ ટ્રસ્ટો નોધાયા છે, અને તેનો લાભ ૧૩૨ વિદ્યાર્થીઓને મળે છે. આ રીતે નોંધાયેલા ટ્રસ્ટોની કુલ રકમ રૂ. ૧૩,૦૦,૯૭૪ જેટલી થાય છે [૧]

## ધાર્મિક સંસ્કાર અને અભ્યાસ

**૯૧. ધાર્મિક જીવન :** આ સંસ્થામા દાખલ થનાર વિદ્યાર્થીનુ જીવન ધાર્મિક તેમ જ સંસ્કારી થાય તે આશય લક્ષમા રાખીને દરેક વિદ્યાર્થીએ અભ્યાસ કરવાનો છે અને તે જ આશયપૂર્વક વ્યવસ્થાપક સમિતિએ વ્યવસ્થા કરવાની છે

**૯૨. વિદ્યાર્થીગૃહના મૂળ નિયમો :** વિદ્યાર્થીગૃહમા રહેતા દરેક વિદ્યાર્થીએ દરરોજ જિનપૂજા કરવી જોઈશે, અને રાત્રિભોજનનિષેધ અને કંદમૂળ–અભક્ષ્યના ત્યાગનો નિયમ પાળવો જોઈશે, તેમ જ નિર્ણીત ધાર્મિક શિક્ષણ બરાબર નિયમિત લેવુ જોઈશે વિદ્યાર્થીગૃહની બહાર અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓએ તે નિયમો પાળવા જોઈશે અને ધાર્મિક શિક્ષણના સંબંધમાં વ્યવસ્થાપક સમિતિ દર વર્ષ માટે જે પાઠ્યપુસ્તકો નિર્ણીત કરે તેનો અભ્યાસ કરવો પડશે આ મૂળ નિયમોમા વાજબી કારણ સિવાય કાઈ પણ સ્ખલના કરનારને યોગ્ય શિક્ષા થશે અને અનેક વખત સ્ખલના કરનાર ૭૮ મી કલમ પ્રમાણે સંસ્થાના વિદ્યાર્થી તરીકે બંધ થશે

**૯૩. ધાર્મિક પરીક્ષા.** ધાર્મિક વિષયની પરીક્ષા દર વર્ષે જાન્યુઆરી માસમાં યોગ્ય પરીક્ષક મારફત લેવાની ગોઠવણ મંત્રી કરશે અને દરેક વિદ્યાર્થીઓએ તે પરીક્ષા આપવી પડશે અને તેવી પરીક્ષામા જે વિદ્યાર્થીની તૈયારી બિલકુલ હતી નહિ એવુ માલૂમ પડશે તે અથવા જે લાગલગાટ તેની ધાર્મિક પરીક્ષામા બે વખત નાપાસ થશે તે સંસ્થામાથી કમી થવાને પાત્ર થશે આવી પરીક્ષા ઉપરાત ૭ માસિક આદિ સામયિક પરીક્ષા વ્યવસ્થાપક સમિતિ ઠરાવે તે વિદ્યાર્થીએ આપવી પડશે.

---

૧ વિદ્યાલયના બાવનમા વર્ષના રિપોર્ટ (પૃ ૮)માં જણાવ્યા મુજબ આવા ટ્રસ્ટોની સંખ્યા ૧૨૪ની અને ટ્રસ્ટ-વિદ્યાર્થીઓની સંખ્યા ૧૬૪ની છે.

૮૬. લોન માટે અપવાદ : ધર્મ, દેશ, સમાજ કે વિદ્યાલય માટે મહાન ત્યાગ કરનારના સંબંધમાં અથવા કોઈ ખાસ સંજોગોમા કલમ ૮૫ ની બાબતના અપવાદ કરવાની સત્તા વ્યવસ્થાપક સમિતિને છે

## જૈન સાહિત્ય માટે ઉત્તેજન

૮૧. (૨) પોસ્ટ ગ્રેજ્યુએટ કોર્સમા જૈન સાહિત્ય (લિટરેચર) લેનાર કોઈ પણ વિદ્યાર્થીને વ્યવસ્થાપક સમિતિ વિદ્યાર્થીગૃહમા દાખલ કરી શકશે અને તે પરીક્ષામા પાસ થશે તો તેણે કરી આપેલ કરારનામાની રૂએ પાછી વાળવાની રકમ આપવાનુ તેની ઇચ્છા પર રહેશે. તે જ પ્રમાણે લોન કે હાફ પેઇંગ તરીકે દાખલ થયેલ વિદ્યાર્થી જૈન સાહિત્યને લઈને પાસ થશે તો તેણે કરી આપેલ કરારનામાની રૂએ બી એ ના બે વર્ષની પાછી વાળવાની રકમ આપવાનુ તેની ઇચ્છા પર રહેશે.

## કન્યા છાત્રાલય

કન્યાઓની ઉચ્ચ કેળવણી માટે કન્યા છાત્રાલયની જરૂર અંગે વિદ્યાલયના સંચાલકોનું ધ્યાન છેક સને ૧૯૩૪ની સાલમા ગયું હતું. આ સંબંધમાં વીસમા વર્ષના રિપોર્ટ (પૃ. ૨૩–૨૪)મા મંત્રીઓના નિવેદનમા કહેવામા આવ્યું હતું કે—

"અહી એક વાત પ્રાસંગિક હોઈ જણાવવી ઉચિત ધારી છે કોલેજના અભ્યાસ માટે સ્ત્રીઓની અરજીઓ આવવા લાગી છે આપણે તો છોકરાઓને પહોચી વળી શકતા નથી અને વર્ષ આખરે વટાવ ખાતે ઉધાર કરીએ છીએ ત્યા સ્ત્રીઓની અરજીનો વિચાર ક્યાંથી કરીએ? પણ એ વાત ઉપેક્ષવા જેવી નથી પાચ–દશ વર્ષમા મોટી સંખ્યામાં કોલેજ કેળવણી લેતી જૈન કન્યાઓ થઈ જશે. તેમને માટે વિદ્યાર્થીઓથી અલગ અને સ્ત્રીનિયામકના હાથ નીચે ચાલતી આપણા જેવી સંસ્થાની જરૂર પડશે. કોઈ ઉદારચિત્ત બંધુ અથવા બહેન બે લાખની સહાય કરે તો આપ એવી સંસ્થાની વ્યવસ્થા કરવા જરૂર વિચાર કરશો એવી ભલામણ કરવી અસ્થાને નહિ ગણાય"

વળી, વિદ્યાલયના બંધારણમા પણ (કલમો ૯, ૧૦૬, ૧૦૭, ૧૦૮મા) ઉચ્ચ અભ્યાસ કરતી કન્યાઓ માટે કન્યા છાત્રાલય ઊભુ કરવાની જોગવાઈ રાખવામાં આવી છે; અને એ માટે, પચાસમા વર્ષના રિપોર્ટમા જણાવ્યા મુજબ રૂા. ૧,૩૩,૦૧૭) જેટલું ફંડ પણ એકત્ર થયેલ છે

વિદ્યાલયના ૨૭મા વર્ષમાં (સને ૧૯૪૧–૪૨મા) કન્યા છાત્રાલયની સ્થાપનાનો વિચાર વધુ પ્રબળ બનતાં એ દિશામા સક્રિય કાર્ય કરવાના ચક્રો ગતિમાન થયા. તા ૭–૨–૧૯૪૩ની સામાન્ય સમિતિની સભાએ કન્યા છાત્રાલયની યોજનાને મંજૂરી આપી હતી અને એને અમલી રૂપ આપવા વ્યવસ્થાપક સમિતિના નીચે મુજબ સભ્યોની એક ભંડોળ સમિતિ નીમી હતી·

(૧) શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ (૩) શ્રી બબલચંદ કેશવલાલ મોદી
(૨) શ્રી પ્રવીણચંદ્ર હેમચંદ અમરચંદ (૪) શ્રી ડા મોહનલાલ હેમચંદ શાહ
(૫–૬) સંસ્થાના મંત્રીઓ—
શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી

પણ પછીથી કન્યા છાત્રાલયની સ્થાપનાની યોજનાનો અમલ ન થઈ શકયો એટલે છેવટે બહાર રહીને ઉચ્ચ અભ્યાસ કરતી વિદ્યાર્થિનીઓને, ગુણવત્તાને ધોરણે, છાત્રવૃત્તિ આપવાનુ નક્કી કરવામા આવ્યુ અને એ નિર્ણય અનુસાર દાક્તરી વિદ્યાના અભ્યાસ માટે

વાર્ષિક રૂા ૩૦૦)ની અને અન્ય વિષયોના અભ્યાસ માટે વાર્ષિક રૂા. ૨૦૦)ની છાત્રવૃત્તિ આપીને કન્યાઓને ઉચ્ચ કેળવણી માટે પ્રોત્સાહન આપવામા આવે છે.

વિદ્યાલયના કાર્યપ્રદેશ અને કાર્યસંચાલનનો ખ્યાલ આપતી કેટલીક મહત્ત્વની કલમો ઉપર આપવામા આવી છે આ ઉપરાત મંત્રીઓ, મહામાત્ર ( Registrar ) તથા ગૃહપતિની ફરજો અને સત્તાઓ, નાણાકીય બાબતો, વિદ્યાર્થીઓ માટેના નિયમો વગેરે અંગેની કલમો એવી સુસ્પષ્ટ બનાવવામાં આવી છે કે જેથી ઝીણી–મોટી બધી બાબતોમા સંસ્થાનો કારોબાર આપમેળે જ એકસરખો ચાલતો રહે, અને મૂઝવણ, ગૂંચવણ કે ગેરસમજને ભાગ્યે જ અવકાશ રહે વિદ્યાલય સોસાયટીઝ રજિસ્ટ્રેશન ઍક્ટ તથા પબ્લિક ટ્રસ્ટ રજિસ્ટ્રેશન ઍક્ટ મુજબ રજિસ્ટર થયેલ સંસ્થા છે, એટલે એ રીતે પણ એનો બધો કારોબાર સુવ્યવસ્થિત ચાલે છે

## જનરલ કમિટીએ નીમેલ પહેલી મૅનેજિંગ કમિટી

સંસ્થાની સ્થાપના વખતે, તા ૨–૩–૧૯૧૪ના રોજ, નવ સભ્યોની કામચલાઉ મૅનેજિંગ કમિટીની અને બે ખજાનચીઓની નિમણૂક કરવામા આવી હતી તે પછી એક વર્ષ બાદ તા ૯–૩–૧૯૧૫ ના રોજ મળેલ જનરલ કમિટીએ નીચે મુજબ મૅનેજીંગ કમિટીની નિમણૂક કરી હતી —

(૧) શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, સોલિસીટર — ઓ સેક્રેટરી
(૨) શેઠ દેવકરણ મૂળજી — ખજાનચી
(૩) શેઠ મૂળચંદ હીરજી — આસિસ્ટંટ સેક્રેટરી
(૪) શેઠ હેમચંદ અમરચંદ — મેમ્બર
( એમનો સ્વર્ગવાસ થતાં એમના પુત્ર શ્રી નરોત્તમદાસ હેમચંદને મેમ્બર તરીકે દાખલ કર્યા )
(૫) શેઠ મોતીલાલ મૂળજી — ,,
(૬) શેઠ મકનજી જૂઠાભાઈ મહેતા, બૅરિસ્ટર ઍટ-લૉ — ,,
(૭) શેઠ મોહનલાલ દલીચંદ દેસાઈ બી એ , એલ એલબી — ,,
(૮) ડૉકટર નાનચંદ કસ્તૂરચંદ મોદી, એલ એમ ઍન્ડ એસ. — ,,
(૯) શેઠ ચુનીલાલ વીરચંદ — ,,
(૧૦) શેઠ મણિલાલ સૂરજમલ — ,,
(૧૧) ઝવેરી ફકીરચંદ નગીનચંદ — ,,
(૧૨) ઝવેરી લલ્લુભાઈ ગુલાબચંદ — ,,
(૧૩) શેઠ અમરચંદ ઘેલાભાઈ — ,,
(૧૪) શેઠ નરોત્તમદાસ ભાણજી — ,,
(૧૫) શેઠ સારાભાઈ મગનભાઈ મોદી, બી.એ. — ,,

## સંસ્થાના બંધારણ મુજબ ચૂંટાયેલી પહેલી મૅનેજિંગ કમિટી

વિદ્યાલયના બંધારણને તા ૨૬–૫–૧૯૧૫ના રોજ જનરલ કમિટીએ બહાલી આપી, અને તા. ૧૬–૭–૧૯૧૬ના રોજ મળેલી જનરલ કમિટીએ બંધારણમા જરૂરી સુધારા–વધારા મંજૂર કર્યા. અને જનરલ કમિટીની એ જ સભામાં, બંધારણ મુજબ,

મતપત્રો દ્વારા પહેલી મૅનેજિંગ કમિટીના નીચે મુજબ સભ્યોની ચૂંટણી કરવામા આવી :—

| | | |
|---|---|---|
| (૧) | શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા સોલિસીટર | ઑ સેક્રેટરી |
| (૨) | શેઠ દેવકરણ મૂળજી | ખજાનચી |
| (૩) | શેઠ મોતીલાલ મૂળજી | મેમ્બર |
| (૪) | શેઠ મકનજી જૂઠાભાઈ મહેતા, બૅરિસ્ટર ઍટ લૉ | ,, |
| (૫) | ડૉક્ટર નાનચંદ કસ્તૂરચંદ મોદી, એલ એમ ઍન્ડ એસ | ,, |
| (૬) | શેઠ નરોત્તમદાસ ભાણજી | ,, |
| (૭) | શેઠ મૂળચંદ હીરજી | આસિસ્ટન્ટ સેક્રેટરી |
| (૮) | શેઠ સારાભાઈ મગનભાઈ મોદી, બી એ | મેમ્બર |
| (૯) | શેઠ અમરચંદ ઘેલાભાઈ | ,, |
| (૧૦) | શેઠ નરોત્તમદાસ હેમચંદ અમરચંદ | ,, |
| (૧૧) | શેઠ મોહનલાલ દલીચંદ દેસાઈ, બી એ , એલ એલ બી | ,, |
| (૧૨) | શેઠ મણિલાલ સૂરજમલ ઝવેરી | ,, |
| (૧૩) | શેઠ ચુનીલાલ વીરચંદ | ,, |
| (૧૪) | ઝવેરી લલ્લુભાઈ ગુલાબચંદ | ,, |
| (૧૫) | ઝવેરી ફકીરચંદ નગીનચંદ | ,, |

આ રીતે સંસ્થાની સ્થાપના બાદ આશરે સવા બે વર્ષના ગાળામાં સંસ્થા કામ કરતી થઈ ગઈ, સુધારા–વધારા સાથે એનુ બંધારણ સ્થિર અને વ્યવસ્થિત થઈ ચૂક્યું; અને એ બંધારણ મુજબ મૅનેજિંગ કમિટીની ચૂંટણી પણ કરી લેવામા આવી જાણે વિદ્યાલયની પ્રગતિની ગાડી સરળતાપૂર્વક અને ઝડપથી આગળ વધી શકે એ માટે પાટા નંખાઈ ગયા . સંસ્થાના સંચાલકોની સમાજસેવાની ધગશ, ભાવના અને નિષ્ઠાની એ સિદ્ધિ હતી.*

## પહેલું ટ્રસ્ટી મંડળ

તા ૨૨–૧૨–૧૯૧૮ના રોજ વિદ્યાલયના બંધારણની ૯૭મી કલમમા સુધારો–વધારો કરીને સંસ્થાની સ્થાવર મિલકત તથા જામીનગીરીઓ પાંચ ટ્રસ્ટીઓનાં નામે રાખવાનુ ઠરાવવામા આવ્યું, અને પહેલુ ટ્રસ્ટી મંડળ નીચે મુજબ પાંચ સભ્યોનુ રચવામા આવ્યું —

(૧) શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા
(૨) શેઠ દેવકરણ મૂળજી
(૩) શેઠ મોતીલાલ મૂળજી
(૪) શેઠ ફકીરચંદ નગીનચંદ ઝવેરી
(૫) શેઠ ગોવિંદજી ખુશાલ

ટ્રસ્ટી મંડળની દર પાંચ વર્ષે જનરલ કમિટીમા નવેસરથી ચૂંટણી કરવામા આવે છે.

## વિદ્યાલયનું રજિસ્ટ્રેશન

વિદ્યાલયની સ્થાપના બાદ ૧૯ વર્ષે, તા ૪–૫–૧૯૩૪ના રોજ, ૧૮૬૦ના સોસાયટી રજિસ્ટ્રેશન ઍક્ટ પ્રમાણે, વિદ્યાલયનુ રજિસ્ટ્રેશન કરાવવામા આવ્યું છે. તેમ જ બોમ્બે પબ્લિક ટ્રસ્ટ ઍક્ટ મુજબ તા ૨૭–૫–૧૯૫૩ ના રોજ નોંધણી કરાવવામા આવી.

---

* તા ૨–૩–૧૯૧૪ થી તા ૯–૩–૧૯૧૫ સુધીના એક વર્ષના ગાળામા મૅનેજિંગ કમિટીની ૭ સભાઓ મળી હતી, અને તા ૯–૩–૧૯૧૫ થી તા ૧૬–૭–૧૯૧૬ સુધીના સોળ માસના ગાળામા મૅનેજિંગ કમિટીની ત્રીસ સભાઓ મળી હતી

# પ્રકરણ ત્રીજું : મકાન

વ્યક્તિની જેમ સંસ્થાને માટે પણ મકાન એ પાયાની જરૂર લેખાય છે તેમાય ભાડાના મકાનને બદલે પોતાનું મકાન હોય તો કોઈનીય રોકટોક વગર, મનગમતી રીતે, સંસ્થાના કાર્ય અને વિકાસને માટે એનો ઉપયોગ નિશ્ચિતપણે કરી શકાય છે પોતાની માલિકીનું મકાન ન હોય તો સસ્થાને એક પ્રકારના અધૂરાપણાનો અનુભવ થયા કરે છે.

વિદ્યાલયને માટે પોતાની માલિકીના મકાનની આ પાયાની વાત સંસ્થાના કાર્યદક્ષ સંચાલકો અને વિદ્યાલયના હિતની સાથે પોતાનું જીવન ઓતપ્રોત કરી જાણનાર વિદ્યાલયના સદા જાગરુક મંત્રી શ્રીયુત મોતીચદભાઈ ગિરધરલાલ કાપડિયાના અતરમા પહેલેથી જ વસી ગઈ હતી પોતાના અંતરમા સતત રમ્યા કરતી આ ભાવનાને વાચા આપતા શ્રી મોતીચદભાઈએ પહેલા વર્ષના રિપોર્ટને અંતે (પૃ ૨૬) ખૂબ લાગણી ભરી ભાષામા નિવેદન કર્યું હતું કે—

"છેવટે એક જ વાત પર લક્ષ્ય ખેચી રિપોર્ટ પૂર્ણ કરીશ આ સસ્થાને મુકામની એકદમ જરૂર છે શહેરની જરા દૂર સુદર જગ્યા પર ક્રીકેટ ટેનીસના અથવા હિન્દી કસરતોના સાધનો સાથે ફરવાની સગવડવાળી આકર્ષણીય જગામા દેરાસરની ગોઠવણ હોય, પ્રેમાળ સુપ્રીન્ટેન્ડેન્ટની માથે દેખરેખ હોય, આત્મ-જાગૃતિ અને ધર્મભાવના જાગૃતિ કરે તેવા વ્યાખ્યાનો થયા કરતા હોય, એવા અનુકૂળ સ્થાનમાથી તૈયાર થયેલ વિદ્યાર્થી શાસનને દીપાવશે, ભયમાથી બચાવશે અને કીર્તિધ્વજ વિસ્તારશે ભાડાના મુકામમા રહેવુ અમને કોઈને પસદ આવતુ નથી સગવડવાળુ વિશાળ મુકામ આ સસ્થાને અર્પણ થશે ત્યારે એક પ્રથમ અગત્યની જરૂરીઆત પૂરી પડશે"

મકાન અગેની પોતાની લાગણી વ્યક્ત કરતા શ્રી મોતીચદભાઈ જાણે મનોરથદર્શી બની જઈને વિદ્યાલય અને એના વિદ્યાર્થીઓના ભવ્ય ભાવીના અને સમાજના ઉત્થાનના સુભગ દર્શનમા લીન બની જાય છે વિદ્યાલયના ઉજ્જવળ ભાવીના આવા તો કઈ કઈ મનોરથો એમના અંતરમા રમતા હતા અને છતા મકાનને માટે થઈને સસ્થાના સર્વપ્રિય નામમા ફેરફાર કરવાનુ એમને કે અન્ય કાર્યકરોને હરગિજ મજૂર ન હતુ એ જ નિવેદનમા તેઓ આગળ ચાલતા દઢતાપૂર્વક કહે છે કે—

"ગમે તે ગોઠવણે પણ આ સસ્થા માટે એક વરનુ સ્થાન કરાવી આપવા એક આગેવાન હિમત કરી શકે એમા નવાઈ નથી આપ આ બાબતને ખાસ મહત્ત્વની ગણશો મુકામની સુસ્થિતિમાં સસ્થાની સ્થિરતા છે એક ગૃહસ્થ એક લાખ લગભગ ખરચવાનો નિર્ણય ન કરે તો તેની સાથે એકથી વધારે ઉદાર ગૃહસ્થો પણ જોડાઈ શકે સસ્થાના નામનિર્દેશમા તો ફેરફાર ગમે તેટલી રકમ આપે તોપણ કરવાનો નથી એમ સર્વનો નિર્ણય છે. પણ મુકામ ઉપર તખ્તી વગેરેથી નામનિર્દેશ થઈ શકે"

સસ્થાના સંચાલકો કે મત્રીશ્રીના મનમાથી સસ્થાના મકાનની વાત જાણે ક્યારેય

ખસતી ન હતી. એમને તો સતત એમ જ થયા કરતું કે કઈ શુભ ઘડીએ સંસ્થા પોતાના મકાનમા નિવાસ કરતી થઈ જાય? અને એમને પોતાની આ ભાવનામા પૂર્ણ વિશ્વાસ હતો કે એ સફળ થવાની જ છે, તેથી જ તો બીજા વર્ષના રિપોર્ટ (પૃ ૧૨-૧૩)માં મકાનની જરૂરિયાતનુ પુનરુચ્ચારણ કરતા એ પૂરી થવા અંગે પૂર્ણ શ્રદ્ધાપૂર્વક જણાવવામાં આવ્યું હતુ કે—

"સર્વથી વધારે ઉપયોગી વાત એ છે કે સસ્થાની સ્થિરતા મુકામની સ્થિરતામાં છે, ઘરના મુકામમા તેના પાયા બહુ ઊંડા જાય છે અને સ્વતની ખૂબી ટાઇટ ઓર જ છે અમારી ભાવના એવુ મુકર, કોમની કીર્તિને તેજ આપે એવુ મુકામ મેળવવાની છે અને અમને પૂર્ણ આશા છે કે આ વર્ષે જે સુયોગ સાધ્ય થયો છે તેના પરિણામે એ ભાવના ફળવતી જરૂર નીવડશે"

મસ્થાના સંચાલકોના આ આત્મવિશ્વાસની પાછળ સંસ્થાના આદ્ય પ્રેરક મુનિવર્ય શ્રી વલ્લભવિજયજી મહારાજની અદમ્ય ભાવના અને પ્રબળ પ્રેરણાનુ પીઠબળ રહેલુ હતું. એ મહાપ્રભાવક મુનિશ્રી સમાજ ઘડતરના મહાન શિલ્પી હતા, અને મંઘના સહકાર અને પોતાના પુરૂષાર્થના બળે જૈન સમાજનું એક સમૃદ્ધ, સુશિક્ષિત, સંસ્કારી, સેવા-પરાયણ અને શક્તિશાળી સમાજ તરીકે ઘડતર કરવાના મનોરથો એમના અંતરમાં ઊભરાતા હતા

વિદ્યાલયની સ્થાપના થઈ અને એના કાર્યની શરૂઆત થઈ એ કંઈ ઓછા હર્ષ અને ગૌરવની વાત ન હતી, પણ મુનિશ્રીના ભાવનાલક્ષી આત્માને એટલાથી સંતોષ થાય એમ ન હતો તેઓને તો સતત એક જ ઝખના રહ્યા કરતી કે સંસ્થા કેવી રીતે આર્થિક તેમ જ બીજી બધી રીતે પગભર થાય અને એનો ઉત્તરોત્તર વિકાસ થતો રહે સંસ્થાને પોતાનું મકાન હોવુ જોઈએ એ વાત પણ તેઓ બરાબર સમજતા હતા અને તેથી તેઓ સંસ્થાને માટે હમેશાં ચિંતા સેવ્યા કરતા હતા, અને સંઘને પ્રેરણા આપતા રહેતા હતા

સઘકલ્યાણવાછુ આવા સમર્થ ગુરુવર્ય અને સેવાકાર્યમાં ઓતપ્રોત બનેલા આવા ભાવનાશીલ સંચાલકો વચ્ચે જ્યા મનમેળ સધાય ત્યા ગમે તેવુ મુશ્કેલ કાર્ય પણ આસાન બન્યા વગર ન જ રહે વિદ્યાલયના મકાનની કથા પણ આ વાતની સાખ પૂરે છે

મુનિ શ્રી વલ્લભવિજયજીએ વિ સં ૧૯૬૯ તથા ૧૯૭૦નાં બે ચોમાસા મુંબઈમાં કર્યા તે દરમ્યાન વિદ્યાલય કાર્ય કરતુ થઈ ગયું વિ સં ૧૯૭૧ અને ૧૯૭૨ના ચોમાસા તેઓએ બહારગામ (સૂરત અને જૂનાગઢમા) કર્યા, પણ વિદ્યાલયની સહાયતાનું કામ સારી રીતે આગળ વધી શકે એટલા માટે એમણે પોતાના શિષ્ય મુનિ શ્રી લલિતવિજયજી-ને ચતુર્માસ માટે મુંબઈ મોકલ્યા

મુનિ શ્રી લલિતવિજયજી પણ સમાજકલ્યાણની ધગશવાળા અને શિક્ષણપ્રેમી શક્તિ-શાળી મુનિ હતા તેઓએ મુંબઈ જૈન સંઘને વિદ્યાલયને માટે સતત પ્રેરણા આપતાં રહીને પોતાના ગુરુવર્યની ગેરહાજરીની પૂર્તિ કરી ધીમે ધીમે સંઘનુ ધ્યાન વિદ્યાલય પ્રત્યે વધુ ને વધુ મમતાળુ બનતું ગયું

વિ સ ૧૯૭૩ના ચોમાસા માટે સમતા અને સાધુતાની મૂર્તિ પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ તથા મુનિ શ્રી વલ્લભવિજયજી મહારાજ બન્ને, પોતાના મોટા

શિષ્ય સમુદાય સાથે, મુંબઈ પધાર્યા મુનિ શ્રી વલ્લભવિજયજીના શિષ્ય પંન્યાસ સોહનવિજયજી પણ સાથે હતા એ સૌના રોમરોમમા વિદ્યાલયને સ્થિર અને શક્તિશાળી બનાવવાના જ વિચારો ભર્યા હતા.

મૅનેજિંગ કમિટીએ સમય જોઈને મકાનફંડની યોજના શ્રીસંઘ સમક્ષ રજૂ કરી મુનિવરો એ વિચારનુ સતત સિંચન કરતા રહ્યા પહેલા વિશ્વયુદ્ધના પાછલા સમયમા વેપારીઓને કમાણી પણ સારી થઈ હતી. એક દરે મકાનફંડને માટે વાતાવરણ અનુકૂળ હતુ

મકાનફંડની ઉત્સાહપ્રેરક પહેલ કરી કોટના શ્રીસંઘે પંન્યાસ શ્રી સોહનવિજયજીના ઉપદેશથી પર્યુષણના પહેલે જ દિવસે ત્યા બારહજાર રૂપિયા નોધાયા — જાણે સંસ્થાને માટે શ્રીસંઘના અંતરની ઉદારતાના બારે દ્વાર ખૂલી ગયાં ! આ શરૂઆત ખૂબ શુકનવંતી નીવડી પર્યુષણ પર્વ દરમ્યાન જ કોટ અને બહારકોટમા થઈને બેતાલીશ હજાર જેવી રકમ મકાનફંડમા નોધાઈ ગઈ સંચાલકોની આશા અને આસ્થા અંકુરિત થવા લાગી. શ્રીસંઘની આવી મમતાભરી ઉદારતાથી સૌ આહ્લાદ અનુભવી રહ્યા

મુનિવરોની પ્રેરણાની વર્ષા સતત ચાલુ જ હતી બીજી બાજુ કાર્યકરો પણ સમયની તાણ કે શક્તિનો થાક વીસરીને કામે લાગી ગયા હતા શેઠ દેવકરણ મૂળજી અને શેઠ મોતીલાલ મૂળજી જેવા શ્રીમાનોએ પણ જાણે કમર કસીને પોતાની સમગ્રશક્તિ વિદ્યાલયની સેવામા લગાવી દીધી હતી અન્ય કાર્યકરો પણ ખડા સૈનિકની જેમ આવી મળ્યા હતા જોતજોતામા શરદપૂર્ણિમા સુધીમા અઠ્ઠાણુ હજાર જેવુ માતબર મકાનફંડ ભેગું થઈ ગયું મુનિવરો, સંચાલકો અને શ્રીસંઘ ધન્યતા અનુભવે એવી એ ઘડી હતી

પણ એટલાથી સંતોષ માનીને સુખચેનથી બેસી શકાય એવી સ્થિતિ ન હતી, કામ વિરાટ હતુ અને નાણા પણ અઢળક ભેગા કરવાના હતા એટલે ફંડનું કામ ચાલુ હતુ એકાદ વર્ષના પ્રયત્નને અંતે રૂા ૧,૩૦,૦૦૦) એક લાખ ત્રીસ હજાર જેટલી રકમ ભેગી થઈ

પણ સંસ્થાના સંચાલકો ભારે ચકોર હતા નાણાની તંગીને તેઓ આશીર્વાદરૂપ લેખતા હતા આવી તંગી હોય તો, ઊંઘ અને આરામનો આશ્રય લીધા વગર, સતત કામ કરવાની પ્રેરણા મળતી રહે એ તેઓ બરાબર સમજતા હતા વળી, ઓછી મૂડીમા વધુ વેપાર કેમ કરવો, એ કળા એમને સહજસિદ્ધ હતી એમણે તો ઉપર સૂચવેલી રકમ એકત્ર થઈ તે પહેલા જ ગોવાળિયા ટેંક રોડ ઉપર, પારસી સદ્ગૃહસ્થ બમનજીના ચાર મકાનો રૂા ૧,૪૮,૦૦૦ (એક લાખ અડતાળીસ હજાર)મા ખરીદવાનું તારીખ ૨૭-૫-૧૯૧૮ના રોજ નક્કી કરી લીધું હતું. એનુ ક્ષેત્રફળ ૧૬૨૨ સમચોરસ વાર હતું.

વિદ્યાલયના વિકાસ અને વિસ્તારના ભવિષ્યદર્શનની દૃષ્ટિએ એના આદ્ય પ્રેરક મુનિશ્રીને અને સંચાલકોને આટલી જગાથી સંતોષ ન થાય એ સ્વાભાવિક હતું, એટલે પોતાની પાસે ભંડોળ કેટલું ભેગું થયું છે એની ચિંતા સેવ્યા વગર એમણે આ ચાર મકાનોની લગોલગનુ ૩૫૭ સમચોરસ વારનું પાચમુ મકાન રૂા ૪૨,૦૦૦ મા અને ૩૬૯ સમચોરસ વારનુ છઠ્ઠુ મકાન રૂા ૩૧,૦૦૦મા ખરીદી લીધું આમ રૂા ૨,૨૧,૦૦૦ ના ખર્ચે કુલ ૨૩૪૮ સમચોરસ વારના છ મકાનો ખરીદી લઈને એક વિકસતી સંસ્થાને

અનુરૂપ વિશાળ અને જરૂરી બધી સગવડોવાળું મકાન તૈયાર થઈ શકે એવી જોગવાઈ કરી લેવામાં આવી મુંબઈમા અત્યારે જે જગાએ (ગોવાળિયા ટૅંક રોડ ઉપર) વિદ્યાલય ચાલી રહ્યું છે તે જ આ જગા આ જગા અંગે સંસ્થાના રિપોર્ટમા જણાવવામાં આવ્યું છે કે—

"મેનેજીંગ કમીટીએ મુકામ ખરીદવા માટે એક પેટાકમીટી નીમી હતી તેમણે ઘણા મુકામો જોયા, લગભગ પોણોસો ઉપર જગાઓ તપાસી, પણ કોઈ સ્થાનને અંગે, કોઈ ટાઈટલને અંગે અને કોઈ કિંમતને કારણે પસંદ ન આવી આખરે આ જગા પર પસંદગી પડી છે, કારણ કે તેના સામે પૂરેલા ગોવાળીઆ તળાવનો ઘણો વિશાળ પ્લોટ ખાલી છે જે આપણા વિદ્યાર્થીઓને રમત ગમત હરવા ફરવાના ઉપયોગમા સારી રીતે આવે તેમ છે અને ત્યાથી કોલેજોમાં જવાની સગવડ પડે તેમ છે"

(ત્રીજા વર્ષનો રિપોર્ટ, પૃ ૮–૯)

"સંસ્થાના મુકામોનુ સ્થાન અને જગા એવી સારી રીતે આવેલા છે કે આપ એ સ્થાન જોશો ત્યારે આપને જરૂર આનંદ થશે ત્યા કેટલો ભાગ વસવાટ માટે કરવો, કેટલો લાયબ્રેરી માટે, કયો ભાગ સ્ટોર માટે, કયો રસોડા માટે, કયો કસરતના રૂમ માટે અને કયો વિભાગ સુપ્રીન્ટેન્ડેન્ટ માટે વાપરવો તે સર્વ નિર્ણય મેનેજીંગ કમીટી કરશે અત્યારથી જ મોટા નફા સાથે એ મુકામની માગણીઓ થઈ ગઈ છે જે બતાવે છે કે એ ખરીદી યોગ્ય રીતે અને યોગ્ય વખતે થઈ છે.

(ચોથા વર્ષનો રિપોર્ટ, પૃ ૧૪)

આ રીતે સંસ્થા પાસે મકાન ફંડમા જેટલી રકમની (રૂા. ૧,૨૯,૪૮૩ની) જોગવાઈ હતી, તેના કરતાં આશરે એકાદ લાખ રૂપિયા વધુ ખરચીને વિદ્યાલયના સંચાલકોએ, જરાય ખમચાયા વગર, આ જગાઓ ખરીદી લીધી હતી, કેમ કે એમને સંસ્થાએ હાથ ધરેલ કાર્યની ઉપયોગિતામા, જૈન સંઘની ઉદારતામા અને પોતાની કાર્યનિષ્ઠામાં પૂર્ણ શ્રદ્ધા હતી, અને દરેક કાર્ય તેઓ આત્મવિશ્વાસપૂર્વક હાથ ધરીને સમયસર પૂરું કરતા હતા—જાણે સમાજના ઉજ્જ્વળ ભાવીનો કોઈ સંકેત જ અદૃશ્ય રીતે કામ કરી રહ્યો હતો.

પણ આ કામ તો ઘણું જંગી કામ હતુ જગા ખરીદવામા જે ખર્ચ (રૂા ૨,૩૧,૦૦૦) થયુ તેના કરતા વધારે ખરચે—આશરે અઢી લાખ રૂપિયાના ખરચે—વિદ્યાલયને અનુરૂપ નખશિખ નવું મકાન ઊભું કરવાનો પ્લાન ઇજનેર શ્રીયુત મોતીલાલ ગાધીએ તૈયાર કરી આપ્યો હતો, અને એ મુજબ મકાનનુ કામ પૂરું કરવાનું જ હતું

નવા ખરીદેલ છ મકાનમાથી પાચમા તથા છઠ્ઠા મકાનમા જરૂરી ફેરફાર અને સમારકામ કરીને વિદ્યાલય ત્યા લઈ જવામા આવ્યુ; અને ૧–૨–૩ નંબરવાળા મકાનોને જમીનદોસ્ત કરીને એ સ્થાને જરૂરી બધી સગવડોવાળુ આલિશાન મકાન ઊભુ કરવાની તૈયારીઓ થવા લાગી આ માટેના પૈસાની ટહેલ નાખતા સંસ્થાના મંત્રી શ્રીયુત મોતીચંદભાઈએ, પાચમા વર્ષના રિપોર્ટ(પૃ ૧૩)મા કહ્યુ હતું કે—

"જ્યા સુધી મુકામના સવાલનો છેવટનો નિર્ણય ન થાય અને મુકામો બંધાઈને તમારી જાહોજલાલીનુ જ્વલંત અને જીવંત દૃશ્ય રજુ ન કરે ત્યા સુધી અમે કોઈ પણ પ્રકારનો સંપૂર્ણ સંતોષ પામી શકીએ એમ નથી આપ અમારી સેવાનો બદલો આપવા માગતા જ હો તો આ અમારી યોજનાને વ્યવહારુ કરી દેજો અને અમારી પૂર્ણ ખાતરી છે કે અમારુ આ મંતવ્ય સ્થાને

છે, વ્યવહારુ છે અને આપને સુગમ્ય છે અમારો માગવાનો રિવાજ થઈ પડ્યો છે અને આપ આપો છો તે અમારી ખાતરી છે"

નવા મકાનનું બાંધકામ હાથ ધરી શકાય તે માટે શેઠ શ્રી દેવકરણ મૂળજીએ પચીસ હજાર રૂપિયા, અને શેઠ શ્રી મોતીલાલ મૂળજીએ તથા શેઠ શ્રી હીરાલાલ બકોરદાસે સાડાબાર હજાર–સાડાબાર હજાર રૂપિયા ઉછીના આપવાનુ વચન આપ્યું હતુ સાથે સાથે મકાનફંડમા ફાળો નોંધાવવાનું કામ પણ ચાલુ જ હતું, છતા મકાન માટે જોઈતી રકમ એકત્ર કરવાની મંજિલ તો હજી દૂર જ હતી

આમ છતા કામ તો પૂરુ કરવું જ હતુ, એટલે પ્લાન, તેની મંજૂરી, જૂના મકાનોને જમીનદોસ્ત કરવાનુ કામ વગેરે પૂર્વ તૈયારી પૂરી થતા, વિદ્યાલયના આઠમા વર્ષમાં, તા ૧૩–૧૨–૧૯૨૨ના મંગલ દિવસે વિદ્યાલયના પ્રાણ અને ધર્માનુરાગી શ્રેષ્ઠીવર્યશ્રી દેવકરણ મૂળજીના શુભ હસ્તે, નવા મકાનનુ ખાતમુહૂર્ત કરવામા આવ્યું એ ઉત્સવ અને એ દિવસ વિદ્યાલયના ઇતિહાસના એક સોનેરી સીમાસ્તંભરૂપ બની ગયો.

આ શુભ પ્રસંગે જાણે સરસ્વતી મંદિરના પાયામાં સમર્પિત થઈને લક્ષ્મીદેવી કૃતાર્થ થયા શેઠ શ્રી ગોવિંદજી માધવજી કરમચંદ તરફથી ખાસ વિદ્યાલયના મકાનના પાયામા પૂરવા માટે ૨૬ તોલા સોનાની ઢાલ (લગડી) ભેટ મળી હતી; તેની રજ (તેજમતૂરી) બનાવીને શ્રી દેવકરણ શેઠના હાથે પાયામા પધરાવવામા આવી હતી ઉપરાંત, એ પ્રસંગે હાજર રહેલ જનતાએ પણ સારા પ્રમાણમાં રૂપાનાણુ ઉલ્લાસપૂર્વક પાયામાં નાખીને પોતાની ભક્તિ વ્યક્ત કરી હતી વિદ્યાલયનો અત્યાર સુધીનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે વિદ્યાપ્રસારના કાર્યમા વિદ્યાલય ઉપર હમેશા લક્ષ્મીદેવીની કૃપા વરસતી રહી છે: આણંદ કલ્યાણી જૈનસંઘે સંસ્થાની માગણીને સદાય સવાઈ રીતે પૂરી કરી છે, અને નાણાની સગવડના અભાવે એનો વિકાસ રૂંધાય એવો વખત ક્યારેય આવવા દીધો નથી.

સુવર્ણરજ અને રૂપાનાણાથી પાયો તો પૂર્યો, પણ એ વખતે પૈસા મેળવવાનું કામ કંઈક મુશ્કેલ બની ગયું હતુ પહેલા વિશ્વયુદ્ધની શાંતિ પછીના સમયમાં બજારો કંઈક નબળાઈ વેઠી રહ્યા હતા અને વેપારીઓ કે શ્રીમાનોની ઉદારતાને જગાડવાનો પ્રયત્ન કરવો પડે એવી પરિસ્થિતિ હતી સંસ્થાના સંચાલકો આ માટે સજાગ હતા; એટલા જ—અરે, એથીય વધારે—સચિંત હતા સંસ્થાના પ્રેરક મુનિવર શ્રી વલ્લભવિજયજી મહારાજ, પંજાબ જેટલા દૂરના પ્રદેશમા બેઠા બેઠા પણ તેઓ કયારેય વિદ્યાલયના કાર્યને અને એની આર્થિક જરૂરિયાતને વીસરી શકતા ન હતા પરિસ્થિતિને પારખી જઈને તેઓએ પંજાબથી પંન્યાસ શ્રી લલિતવિજયજી આદિ બે સાધુઓને અને ગુજરાતથી પંન્યાસ ઉમંગવિજયજી વગેરે પાચ સાધુઓને વિદ્યાલયની સહાયતા માટે મુંબઈ પહોચી જવાની આજ્ઞા કરી, અને એ મુનિવરો પોતાના ગુરુજીની આજ્ઞાને શિરે ચડાવી, લાંબા લાબા વિહારની કે બીજા કષ્ટોની પરવા કર્યા વગર, વિ સં ૧૯૮૦ના જેઠ માસમાં મુંબઈ પહોચી ગયા

આ સાત મુનિવરો મુંબઈ પહોચ્યા તે અગાઉ વિ સં ૧૯૮૦ના વૈશાખ માસમાં, અમૃતસરથી, 'હુ છુ સમસ્ત જૈનસંઘનો દાસ મુનિ વલ્લભવિજય' એવી સહીથી શ્રી શ્વેતાંબર જૈન સંઘ પ્રતિ વિજ્ઞપ્તિ નામે જે અપીલ પ્રગટ કરવામા આવી હતી (અને જે

નવમા વર્ષના રિપોર્ટના પૂંઠા ઉપર છાપવામા આવી છે ) તેમા સમાજસેવાની એમની ઉત્કટ તમન્ના અને વિદ્યાલય પ્રત્યેની અપાર મમતા દેખાઈ આવે છે તેઓ એ વિજ્ઞપ્તિમાં કહે છે કે—

"હુ નીચે સહી કરનાર સકળ શ્વેતાબર જૈન ( ખાસ કરીને મુબઈ નિવાસી ) શ્રીસઘની સેવામા વિજ્ઞપ્તિ કરવા રજા લઉં છુ કે કેટલાક સમયથી શ્રીસઘ મુબઈની, જેમા પણ ખાસ કરીને શ્રી મહાવીર જૈન વિદ્યાલયના મેમ્બરોની, મુબઈ આવવા માટે ઇચ્છા પ્રદર્શિત કરવામા આવેલ પણ હુ દૂર દેશ પજાબમા હોવાથી એકદમ મુબઈ પહોચી શકુ એમ બનવુ મુશ્કેલ જાણી તેમ જ પજાબમા કેટલેક સ્થળે નવીન શ્રી જિનમદિરો તૈયાર થયેલ છે તેની પ્રતિષ્ઠા કરવાના કારણને લઈ આપ શ્રીસઘની ઇચ્છાને માન આપી શક્યો નથી. તે બાબત હુ આશા રાખુ છુ કે શ્રીસઘ દરગુજર કરશે, તેમ છતા ફુલ નહિ ફુલની પાખડી સહી, એ હિસાબે યથાશક્તિ સમાજસેવા થવી યોગ્ય જ છે એમ જાણી મે મારી પોતાની હાર્દિક ઇચ્છા પન્યાસ લલિતવિજયજીને જણાવી કે શ્રી મહાવીર જૈન વિદ્યાલયની યોગ્ય સેવા ઘણા સમયથી બની આવી નથી* માટે સમાજને પ્રેરણા કરી તે તરફ સમાજની લાગણી દોરનારની ખાસ જરૂર છે મ્હારી ભાવનાને સાદર માન આપી પ લલિતવિજયજીએ અર્જ કરી કે અગર આપની એવી જ ઇચ્છા છે, અને મને ત્યા જવાને માટે આપ યોગ્ય જાણતા હો તો ખુશીની સાથે આપ મને આજ્ઞા ફરમાવો, હુ ગમે તે કષ્ટે આત્મભોગે પણ ત્યા પહોચી યથાશક્તિ સમાજસેવા કરી આપની ઇચ્છાને આધીન થવા તૈયાર છુ ! .
મે પ લલિતવિજયજીને આજ્ઞા ફરમાવી કે આવુ સમાજસેવાનુ કામ અવશ્ય કરવુ ઘટે છે, તમો કરી શકો છો એવુ મ્હારુ માનવુ છે માટે મુબઈના શ્રીસઘની ઇચ્છાને માન આપી તમારે બનતી કોશીશ કરી આ ચોમાસુ–ત્યા જ જઈ કરવુ યોગ્ય છે .ઉમગવિજયજીને ( અમદાવાદ ) પત્ર લખી સાથે મુબઈ જવા માટે પ્રેરણા તેમ જ આજ્ઞા કરી આશા રાખવામા આવે છે કે પન્યાસ શ્રી લલિતવિજયજી, પન્યાસ ઉમગવિજયજી આદિ સાતે સાધુઓ પરસ્પર પ્રેમની સાથે વર્તાવ રાખી બધા એક જ ધ્યેયને માટે યથાશક્તિ સમાજસેવામા કચાશ રાખશે નહી, તેમ જ મુબઈનો શ્રી જૈન સઘ આવેલા મુનિઓને અપનાવી યથાશક્તિ શ્રી મહાવીર જૈન વિદ્યાલય દ્વારા જૈન સમાજની ઉન્નતિ ને કોશેશ કરવામા પાછી પાની કરશે નહી "

પન્યાસ શ્રી લલિતવિજયજી તથા પન્યાસ શ્રી ઉમગવિજયજી વિદ્યાલયને માટે ભાવનાનું ભાતુ અને ગુરુની પ્રેરણાનુ બળ લઈને મુબઈ પધાર્યા હતા અને, વિદ્યાલય દ્વારા સમાજની સેવા કરવામા જરા પણ પાછી પાની કરવાના ન હતા. સાચે જ, એમના આગમનથી મકાનફડની પ્રવૃત્તિમા નવો પ્રાણસચાર થયો. જોતજોતામા ફાળામા હજારોની રકમો એકત્ર થઈ મારવાડના ભાઈઓએ પણ ખૂબ ઉમગ દાખવ્યો ખૂટતી રકમ માટે મકાનના કામને રોકી રાખવાનો કોઈ સવાલ જ ન હતો સમાજે આપેલા જવાબથી કાર્યકરો પૂરા ઉત્સાહમા આવી ગયા હતા પરિણામે એક જ વર્ષમા આલિશાન નવુ સરસ્વતી–મદિર ખડું થઈ ગયું, અને સસ્થાના કાર્યની ( તા ૧૮–૬–૧૯૧૫ના રોજ ) શરૂઆત કર્યા બાદ દસ વર્ષ પછી, વિ સ ૧૯૮૧ના શ્રાવણ સુદિ ૬ ને સોમવાર ( તારીખ ૨૭–૭–૧૯૨૫ )ના રોજ સસ્થાના નવા મકાનનુ વાસ્તુ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે કરવામા આવ્યુ . આ પ્રસગે પન્યાસ શ્રી લલિતવિજયજી તથા પંન્યાસ શ્રી લાભવિજયજી આદિએ

* આ લખાણનો અહીંથી પછીનો કેટલોક ભાગ પાચમા પ્રકરણમાં લેવામાં આવ્યો છે.

પધારી પ્રસંગને વિશેષ પવિત્ર બનાવ્યો હતો મુંબઈના જૈન સંઘને માટે એ એક આનંદ અને ઉત્સાહનો અવસર હતો વિદ્યાલયના ઇતિહાસની એ અત્યંત નોંધપાત્ર ઘટના હતી કાર્યકરોના મનોરથ પૂર્ણ થયા વિદ્યાલયને પોતાનું મકાન સાંપડ્યુ મકાનના પાયા સાથે વિદ્યાલયના પાયા પણ વધુ મજબૂત થયા.

સંસ્થાના મકાનના ઉદ્ઘાટનનો ભવ્ય જાહેર સમારંભ તા ૩–૧૦–૧૯૨૫ના રોજ ભાવનગર રાજ્યના દીવાન સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણીના પ્રમુખપદે ઊજવવામા આવ્યો હતો આ પ્રસંગે પ્રમુખશ્રીએ ભાવનગર રાજ્ય તરફથી સંસ્થાને, દસ વર્ષ સુધી, વાર્ષિક ૨૫૦) રૂપિયા આપવાની જાહેરાત કરીને સમારંભની ઉત્સાહપ્રેરક કાર્યવાહી ઉપર જાણે સુવર્ણકળશ ચડાવ્યો

સાચા સોનાના અને ભાવનાના સોનાના પાયા ઉપર ઊભી થયેલી સંસ્થા જૈન સમાજને માટે સોનાની ખાણ સમી બની ગઈ

અનેક વ્યક્તિઓ અને અનેક શક્તિઓના સંગમને આરે આ સરસ્વતી-મંદિર ઊભુ થઈ શક્યુ હતુ, એટલે એમાં કોનો કોનો આભાર માનવો, એ મીઠી મૂંઝવણ હતી શ્રી મોતીચંદભાઈએ પોતાની આ મૂંઝવણને વ્યક્ત કરતા (નવમો રિપોર્ટ, પૃ. ૨૧માં) સાચું જ કહ્યુ હતું કે—

"અમારે આભાર કેટલાનો માનવો? જ્યા આખી કોમ અનેક પ્રકારે સંસ્થાને સહાય કરવા હળીમળી રહેલી હોય, મચી રહેલી હોય, ઉત્સુક થઈ બેઠી હોય, ત્યા કેટલા નામ નિર્દેશ કરીએ? બારમો તેરમો માઈલનો ઉગ્ર વિહાર કરનાર મુનિ મહારાજો માટે અમે કયા શબ્દોમા વર્ણન કરીએ? સંસ્થાને માટે રાતદિવસ પ્રયાસ કરનાર આપણા ભાવિક મારવાડી બંધુઓનુ જે જુથ ગામે કરવા નીકળે છે તેમના ઉત્સાહનુ શુ વર્ણન કરીએ? હજુ અનેક નવીન કાર્યવાહકો પ્રેરણા કરી રહ્યા છે, તેમને માટે અગાઉથી શુ લખીએ? દિવાળી પછી આપને સંપૂર્ણ રિપોર્ટ મળશે અત્રે વક્તવ્ય એટલુ જ છે કે આ સંસ્થા માટે પૂર્ણ પ્રેમ, ઉત્સાહ અને ધીરજથી કાર્ય કરનાર સર્વ બંધુઓ અને મુનિઓને અમારા અંતઃકરણથી અમે આભાર દર્શાવીએ છીએ"

સમયના વહેવા સાથે સમાજમા જેમ જેમ ઉચ્ચ શિક્ષણનો ફેલાવો વધતો ગયો તેમ તેમ વિદ્યાલયની લોકપ્રિયતા પણ વધતી ગઈ પરિણામે વિદ્યાલયની શક્તિ પ્રમાણે વધુમાં વધુ વિદ્યાર્થીઓને રાખવાની વ્યવસ્થા પણ ઓછી પડવા લાગી, અને સંખ્યાબંધ અરજીઓને નકારવાની પરિસ્થિતિ આવી પડી વિદ્યાલય તો હમેશા વિદ્યાર્થીઓની સગવડનો જ વિચાર કરતું રહે છે, એટલે સને ૧૯૫૪મા ગોવાળિયા ટેંક રોડ ઉપરના મકાન ઉપર ચોથો માળ લેવરાવીને ત્યા ૨૫ વધુ વિદ્યાર્થીઓને રાખી શકાય એવી સગવડ કરવામાં આવી.

હવે આ મકાનમા વધારે સગવડ કરી શકાય એવી કોઈ શક્યતા જ નથી રહી, અને પ્રવેશ માટેની વિદ્યાર્થીઓની અરજીઓ તો સતત વધતી જ જાય છે એટલે છેવટે મુંબઈમા જ વિદ્યાલયની શાખારૂપે નવુ મકાન ઊભુ કરવાનુ નક્કી કરવામા આવ્યું, અને એ માટે ઘાટકોપરમા એક પ્લોટ ખરીદી લેવામા આવ્યો છે સંસ્થાના સુવર્ણ-મહોત્સવના કાયમના સંભારણારૂપે આ સ્થાને નવું મકાન બને તેટલુ વહેલુ ઊભુ કરવાની સંસ્થાના સંચાલકોની ઉમેદ છે.

## પ્રકરણ ચોથું : વ્યવસ્થાતંત્ર

ઉદ્દેશ અને બંધારણ સુનિશ્ચિત હોય, કુશળ અને ધ્યેયનિષ્ઠ કાર્યકરો હોય અને કાર્યકરોમા સમૂહભાવના અને ખેલદિલી હોય, પછી કોઈ પણ સંસ્થાનો કારોબાર સરળતાપૂર્વક અને સફળતાપૂર્વક ચલાવવામા ભાગ્યે જ મુશ્કેલી નડે વિદ્યાલયની ૫૦ વર્ષની સફળ કાર્યવાહી આ વિધાનનુ સમર્થન કરે એવી છે

સમાજનુ ભાગ્ય કહો કે સસ્થાનો ઉદયયોગ કહો, વિદ્યાલયને એની સ્થાપના સમયથી જ વિકાસને અનુરૂપ સયોગો મળતા રહ્યા છે એને જેમ ભાવનાશીલ અને નિખાલસ કાર્યકરોનું જૂથ મળ્યુ, તેમ સઘમાથી માગી મદદ આપનારા સખીદિલ મહાનુભાવો પણ મળતા રહ્યા પરિણામે સાચા કાર્યકરો અને ઉદાર સહાયકો જેવા બે પાટા ઉપર સસ્થાના વ્યવસ્થાતત્રની ગાડી નિરાકુલપણે આગળ વધતી રહી અને વિકાસના સીમાચિહ્ન સમી એક એક મજિલને પસાર કરીને સમાજની વધુ ને વધુ સેવા કરતી રહી

બાકી તો, બંધારણ ગમે તેટલું સારુ હોય, પણ એનો અમલ કરનારાઓની દાનત કે આવડતમા ખામી હોય તો સસ્થાનુ વ્યવસ્થાતત્ર કે સચાલન ખામીવાળુ બન્યા વગર ન જ રહે અને જો કાર્યકરોની બુદ્ધિ નિર્મળ અને દૃષ્ટિ સ્પષ્ટ હોય તો કદાચ બંધારણમા કોઈ ખામી રહી જવા પામી હોય તોપણ એ ખામી સસ્થાના વિકાસને રૂધી નથી શકતી સસ્થાના વ્યવસ્થાતત્રમા ખરો મહિમા સાચા કાર્યકરો મળવા એ જ છે આ બાબતમા શરૂઆતથી જ વિદ્યાલય ભાગ્યશાળી છે

વિદ્યાલયના વ્યવસ્થાતત્રમા સૌથી વધું અગત્યનુ અને જવાબદારીભર્યું સ્થાન છે માનદ મંત્રીનું એની દોરવણી સસ્થાના નાવને સાચી દિશામા આગળ વધારવામા સુકાનીની ગરજ સારે છે વિદ્યાલયની સ્થાપનાથી જ શ્રીયુત મોતીચદભાઈ ગિરધરલાલ કાપડિયાની વિદ્યાલયના માનદ મત્રી તરીકે વરણી કરવામા આવી હતી આ રીતે આવી મોટી અને સતત વિકાસશીલ રહેલી સસ્થાના પ્રથમ માનદ મંત્રી નિમાવાનું માન શ્રી મોતીચદભાઈને ફાળે જાય છે, અને એ જવાબદારી એમણે સવાઈ રીતે પૂરી કરીને એક ઉત્તમ દાખલો રજૂ કર્યો હતો એમ કહેવુ જોઈએ પણ શ્રી મોતીચદભાઈની સંસ્થા અગેની બહોળી કામગીરી જોતા તેઓ વિદ્યાલયના માનદ મત્રીપદ ઉપરાત બીજુ પણ ઘણું ઘણુ મહત્ત્વનુ સ્થાન ધરાવતા હતા · સસ્થાની સ્થાપનામા તેમ જ એના સચાલનમા તેઓ એના પ્રાણરૂપ હતા—એમ વિના અતિશયોક્તિએ કહી શકાય સસ્થાની સ્થાપના વખતે જેમ એમણે સંસ્થાના ઉદ્દેશો અને એના આકાર–પ્રકાર નક્કી કરવામા અગ્રગામી ભાગ ભજવ્યો હતો, એમ સસ્થાના વ્યવસ્થાતત્રને વિશિષ્ટ ઘાટ આપવામાં તેમ જ કેટલીય તંદુરસ્ત પ્રણાલિકાઓ કાયમ કરવામા પણ એમણે પુરોગામી તરીકે કામ કર્યું હતુ . તેઓ સંસ્થા સાથે એટલા બધા ઓતપ્રોત થઈ ગયા હતા.

શરૂઆતમાં વિદ્યાલયના બંધારણમાં એક માનદ મંત્રી અને એક આસિસ્ટન્ટ માનદ મંત્રીની નિમણૂક કરવાની જોગવાઈ હતી પંદર વર્ષ સુધી આ પ્રમાણે ચાલતું રહ્યુ શ્રી મોતીચંદભાઈ માનદ મંત્રીનો અને શ્રી મૂળચંદ હીરજીભાઈ આસિસ્ટન્ટ માનદ મંત્રીનો હોદ્દો સભાળતા રહ્યા શ્રી મૂળચંદભાઈ પણ ખૂબ સેવાભાવી કાર્યકર હતા, અને શ્રી મોતીચંદભાઈ સસ્થાનુ સુકાન સફળ રીતે સભાળી શક્યા એમા એમનો પણ નોધપાત્ર ફાળો હતો

સોળમા વર્ષમા સસ્થાના બધારણમા ફેરફાર કરીને આસિસ્ટન્ટ માનદ મત્રીનો હોદ્દો બંધ કરીને બે માનદ મત્રીઓ નીમવાનુ ઠરાવવામા આવ્યુ અને શ્રી મોતીચદભાઈ સાથે બીજા માનદ મત્રી તરીકે જાણીતા રાષ્ટ્રીય કાર્યકર શ્રી વીરચદ પાનાચદ શાહની વરણી કરવામા આવી

સસ્થાના બધારણમા બીજો હોદ્દો ખજાનચીનો છે શરૂઆતથી જ આ સ્થાન સંસ્થાના આધાર સમા શેઠ શ્રી દેવકરણ મૂળજીએ શોભાવ્યુ હતુ.

આ બન્ને હોદ્દાઓ સસ્થાના સચાલન અને વિકાસ માટે ઘણા જવાબદાર હોદ્દાઓ હતા, તેથી એ હોદ્દાને ધારણ કરનાર વ્યક્તિઓની ગેરહાજરીને કારણે સસ્થાના કામમા વિક્ષેપ આવવા ન પામે તે માટે કેટલી તકેદારી રાખવામા આવતી હતી તે નીચેના થોડાક પ્રસગો ઉપરથી પણ જાણી શકાશે —

(૧) અગિયારમા વર્ષમા શ્રી મોતીચદભાઈને અગત કામસર વિલાયત જવાનુ થતાં એમની જગ્યાએ ઍક્ટિગ ઑનરરી સેક્રેટરી તરીકે શ્રી કકલભાઈ ભૂદરભાઈ વકીલની નિમણૂક કરવામાં આવી હતી

(૨) ચૌદમા વર્ષમા, શ્રી અતરીક્ષજી તીર્થના કેસ અગે, શ્રી મોતીચંદભાઈને વિલાયત જવાનું થયું તે વખતે પણ ઍક્ટિગ ઑનરરી સેક્રેટરી તરીકે શ્રી કકલભાઈ વકીલને નીમવામા આવ્યા હતા

(૩) સત્તરમા વર્ષમા (૧૯૩૨ મા) અહિસક સ્વાતત્ર્ય યુદ્ધમા શ્રી મોતીચદભાઈ તથા શ્રી વીરચદ પાનાચદ શાહને જેલનિવાસ મળતા એમના સ્થાને ડૉ નાનચદ કસ્તૂરચંદ મોદી તથા શ્રી મકનજી જૂઠાભાઈ મહેતાની નિમણૂક કરવામા આવી.

(૪) પદરમા વર્ષમા ખજાનચી તરીકે અમદાવાદના વતની અને મુબઈમા રહેતા શ્રી અમૃતલાલ કાળિદાસ શેઠની વરણી કરવામા આવી, પણ પોતાની ગેરહાજરીને કારણે એમણે એ જવાબદારીનો અસ્વીકાર કર્યો એટલે એમના સ્થાને શેઠ ગોવિદજી ખુશાલભાઈને ખજાનચી બનાવવામા આવ્યા

(૫) સને ૧૯૫૦ મા તથા ૧૯૫૧ મા શ્રી પ્રવીણચંદ્ર હેમચંદ કાપડિયાને વિદેશ જવાનુ થતા એમની ગેરહાજરીના સમયમા શ્રી ચંદુલાલ વર્ધમાન શાહે અને એમની પછી શ્રી ચિમનલાલ મોતીલાલ પરીખે ખજાનચી તરીકેની કામગીરી બજાવી હતી

શ્રી મોતીચંદભાઈએ સંસ્થાની સ્થાપનાથી લઈને તે (તેઓ વિદેશ ગયા કે જેલમાં ગયા એટલો સમય બાદ કરતા) એકધારા ૩૪ વર્ષ સુધી માનદ મત્રી તરીકેની ફરજ પૂર્ણ જાગૃતિપૂર્વક બજાવી હતી, અને પોતાની નાદુરસ્ત તબિયતને કારણે, સસ્થાના કામમા

વિક્ષેપ ન આવે એ દૃષ્ટિએ, રાજીનામું આપ્યું હતું. રાજીનામાના પત્રમાં પણ વિદ્યાલય પ્રત્યેની લાગણી દર્શાવતા એમણે લખ્યું હતું કે "હું મૅનેજિંગ કમિટીની ચર્ચામા ભાગ લઈશ માત્ર રાજીનામુ અત્યારની મારી તબિયતને અંગે અને સામાન્ય સગવડ માટે છે વિદ્યાલય તરફ મારી લાગણી પૂરતી છે"

શ્રી દેવકરણ શેઠે પણ એકધારા તેર વર્ષ સુધી વિદ્યાલયનું ખજાનચીપદ સાચા અર્થમા સંભાળીને: ક્યારેય એના ખજાને ખોટ આવવા દીધી ન હતી એમણે પણ, પોતાની નાદુરસ્ત તબિયતને કારણે, વિદ્યાલયના કારોબારમા ખામી ન આવે એ દૃષ્ટિએ જ, પોતાના હોદ્દાનુ રાજીનામું આપ્યું હતુ

અડતાલીસમા વર્ષથી એને બદલે ત્રણ માનદ મંત્રીઓની વરણી કરવાનો સુધારો સંસ્થાના બંધારણમા કરવામા આવ્યો શાખાઓના વધારાને લીધે વધી રહેલ સંસ્થાની કામગીરીને પહોચી વળવા માટે આમ કરવુ જરૂરી હતું

૫૦ વર્ષ દરમ્યાન સંસ્થાના માનદ મંત્રી, ખજાનચી તેમ જ ટ્રસ્ટી તરીકેનો હોદ્દો સંભાળનાર કાર્યકરોની નીચે આપેલી નામાવલી જોતા આ પદ કેવી કેવી વ્યક્તિઓ શોભાવી ગઈ છે તેમ જ અત્યારે શોભાવી રહી છે એનો તેમ જ આવી પદધારી વ્યક્તિઓની વારે વારે ફેરબદલી કરવાને બદલે એમને સ્વસ્થ અને સ્થિરપણે લાબા સમય સુધી પોતાની ફરજ બજાવવાની કેવી તક આપવામા આવે છે એનો પણ ખ્યાલ આવી શકશે. વળી, કેટલાક પ્રસંગોમા તો સંસ્થાના જૂના વિદ્યાર્થીઓ આ પદે નિયુક્ત થયા છે એ પણ જાણી શકાશે

### માનદ મંત્રીઓ

(૧) શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા (તા ૧૫–૭–૧૯૪૭થી તા. ૧૦–૭–૧૯૪૯)
(૨) શ્રી વીરચંદ પાનાચંદ શાહ (તા ૧૫–૧૧–૩૧ થી તા ૧૮–૫–૩૪)
(૩) શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરી (તા ૧૯–૫–૩૪ થી તા ૧૭–૧૧–૩૪)
* (૪) શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી (તા ૧૮–૧૧–૩૪ થી તા ૭–૮–૬૨)
* (૫) શ્રી હીરાલાલ મંછાચંદ શાહ (તા ૧૦–૭–૪૯ થી તા ૨૦–૯–૫૨)
(૬) શ્રી રતિલાલ ચિમનલાલ કોઠારી (તા ૨૧–૯–૫૨ થી તા ૧૯–૯–૫૩)
* (૭) શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ (તા. ૨૦–૯–૫૩ થી ચાલુ)
(૮) શ્રી મનુભાઈ ગુલાબચંદ કાપડિયા (તા ૧૪–૧૦–૬૨ થી ચાલુ)
(૯) શ્રી જયંતીલાલ રતનચંદ શાહ (તા ૬–૧૦–૬૩ થી ચાલુ)

### વચગાળાના માનદ મંત્રીઓ

(૧) શ્રી કકલભાઈ ભૂદરદાસ વકીલ (તા. ૮–૬–૨૬ થી તા ૧૪–૧૦–૨૬)
(૨) શ્રી મકનજી જૂઠાભાઈ મહેતા (તા. ૨૩–૧–૩૨ થી તા. ૨–૧૧–૩૩)
(૩) શ્રી નાનચંદ કસ્તૂરચંદ મોદી (તા ૨૩–૧–૩૨ થી તા. ૨–૧૧–૩૩)
* (૪) શ્રી ચિમનલાલ મોતીલાલ પરીખ (તા ૨૩–૨–૩૪ થી તા ૧૮–૫–૩૪)

### ખજાનચીઓ

(૧) શ્રી દેવકરણ મૂળજી (તા ૧૫–૭–૧૭ થી તા ૧૨–૩–૨૯)
(૨) શ્રી ગોવિંદ[illegible] (તા. ૧૩–૩–૨૯ થી તા ૧૯–૭–૩૧)



વિદ્યાલયના માનદમંત્રી, ટ્રસ્ટી, પેટ્રન તથા પ્રાણ
શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયા




મુમ્બઈ, ગોવાળિયા ટેંક રોડ ઉપરનુ પાચ મજલાનું આલિશાન મકાન
શેઠ શ્રી વાડીલાલ સારાભાઈ વિદ્યાર્થીગૃહ




શેઠશ્રી દેવકરણ મૂળજીની સખાવતનું અમર સ્મારક
પ્રિન્સેસ સ્ટ્રીટ ઉપર, ત્રણ બાજુ રાજમાર્ગ ધરાવતું
દેવકરણ મેન્શન



વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિ



માનદમંત્રી
શ્રી જયંતીલાલ રતનચંદ શાહ



માનદમંત્રી
શ્રી મનુભાઈ ગુલાબચંદ કાપડિયા



માનદમંત્રી તથા ટ્રસ્ટી
શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ



ટ્રેઝરર તથા ટ્રસ્ટી
શ્રી પ્રવીણચંદ્ર હેમચંદ કાપડિયા



ટ્રસ્ટી
શ્રી કપૂરચંદ નેમચંદ મહેતા



ટ્રસ્ટી
શ્રી વાડીલાલ ચત્રભુજ ગાંધી



વિદ્યાલયના ટ્રસ્ટી
શેઠ શ્રી ભોગીલાલ લેહેરચંદ ઝવેરી



સુવર્ણ મહોત્સવ નિધિ માટે યોજેલ
પ્રથમ સ્નેહમિલનના
તથા
સુવર્ણ મહોત્સવ સમારંભના
પ્રમુખ
શેઠ શ્રી માણેકલાલ ચુનીલાલ



મુબઈના ઓલ્ડ એયઝ યુનિયનની વ્યવસ્થાપક સમિતિ



યુનિયનના મંત્રી
શ્રી મગનલાલ ભગવાનજી શાહ



યુનિયનના પ્રમુખ
શ્રી બાલચંદ ગાડાલાલ દોશી



યુનિયનના મંત્રી
શ્રી મદનલાલ ઠાકોરલાલ શાહ



વિદ્યાલયના મહામાત્ર
શ્રી કાંતિલાલ ડાહ્યાભાઈ કોરા

મુંબઈના ગૃહપતિ



શ્રી કિશોર ચુનીલાલ શેઠ

**મહામાત્ર**
**તથા**
**ગૃહપતિઓ**

પૂના શાખાના ગૃહપતિ



શ્રી અશોક મણિલાલ કોઠારી



અમદાવાદ શાખાના ગૃહપતિ
શ્રી ચંદુભાઈ ન. ગાંધી



વલ્લભવિદ્યાનગર શાખાના ગૃહપતિ
શ્રી હસમુખભાઈ બી. શાહ



વડોદરા શાખાના ગૃહપતિ
શ્રી મોહનલાલ નગીનદાસ શાહ

(શ્રી અમૃતલાલ કાળિદાસ શેઠની વરણી થઈ હતી, પરંતુ તેમણે ગેરહાજરીને કારણે ના પાડવાથી શ્રી ગોવિંદજી ખુશાલની નિમણૂક કરવામાં આવી)

(૩) શ્રી રણછોડભાઈ રાયચંદ મોતીચંદ (તા ૧૯-૭-૩૧ થી તા ૧૭-૧૧-૩૪)
(૪) શ્રી કકલભાઈ ભૂદરદાસ વકીલ (તા ૧૮-૧૧-૩૪ થી તા ૮-૫-૪૯)
(૫) શ્રી પ્રવીણચંદ્ર હેમચંદ કાપડિયા (તા ૮-૫-૪૯ થી ચાલુ)

### વચગાળાના ખજાનચીઓ

* (૧) શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ (સને ૧૯૫૦મા)
* (૨) શ્રી ચિમનલાલ મોતીલાલ પરીખ (સને ૧૯૫૧મા)

### ટ્રસ્ટીઓ

વિદ્યાલયના બંધારણની ૯૨મી કલમ મુજબ તા ૨૨-૧૨-૧૯૧૮થી દર પાંચ વર્ષને માટે પાંચ ટ્રસ્ટીઓની વરણી કરવાની હોય છે તે મુજબ પહેલવહેલાં સને ૧૯૧૮ની આખરમાં અને તે પછી અનુક્રમે સને ૧૯૨૪, ૧૯૨૯, ૧૯૩૪, ૧૯૩૯, ૧૯૪૪, ૧૯૪૯, ૧૯૫૪, ૧૯૫૯ અને છેલ્લે ૧૯૬૪મા એમ દસવાર ટ્રસ્ટી મંડળીની વરણી કરવામાં આવી; તેમ જ વચગાળામા રાજીનામા કે અવસાનને કારણે કોઈ ટ્રસ્ટી કામ કરતા બંધ થયા તો બાકીના સમય માટે તેમને સ્થાને બીજા સભ્યની ટ્રસ્ટી તરીકે વરણી કરવામા આવી અત્યાર સુધીમા ટ્રસ્ટીપદ સંભાળનાર સભ્યોનાં નામો તથા એમના ટ્રસ્ટીપદની સમયમર્યાદા નીચે આપવામા આવે છે—

(૧) શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા (તા ૨૨-૧૨-૧૮ થી તા ૨૭-૩-૫૧)
(૨) શ્રી દેવકરણ મૂળજી (તા ૨૨-૧૨-૧૮ થી તા ૧૯-૫-૨૯)
(૩) શ્રી મોતીલાલ મૂળજી (તા ૨૨-૧૨-૧૮ થી ૧૯૨૪નો ડિસેમ્બર)
(૪) શ્રી ફકીરચંદ નગીનચંદ ઝવેરી (તા ૨૨-૧૨-૧૮ થી ૧૯૨૯નો નવેમ્બર)
(૫) શ્રી ગોવિંદજી ખુશાલ (તા ૨૨-૧૨-૧૮ થી તા ૧૮-૭-૩૧)
(૬) શ્રી મણિલાલ મોતીલાલ મૂળજી (તા ૧૫-૩-૨૫ થી તા ૨૧-૩-૩૬)
(૭) શ્રી અમૃતલાલ કાળિદાસ શેઠ (તા ૧૦-૧૧-૨૯ થી તા. ૨૮-૭-૫૫)
(૮) શ્રી રણછોડભાઈ રાયચંદ મોતીચંદ (તા. ૧૦-૧૧-૨૯ થી તા ૪-૧૦-૩૫)
(૯) શ્રી સારાભાઈ મગનભાઈ મોદી (તા ૪-૯-૩૧ થી તા ૨૨-૪-૩૨)
(૧૦) શ્રી ડાહ્યાભાઈ નગીનદાસ શાહ (તા ૨૫-૪-૩૨ થી તા. ૧૮-૧૧-૩૪)
* (૧૧) શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી (તા ૧૮-૧૧-૩૪ થી તા. ૨૬-૯-૫૪)
(૧૨) શ્રી કકલભાઈ ભૂદરદાસ વકીલ (તા. ૪-૧૦-૩૫ થી તા. ૧૪-૩-૫૭)
(૧૩) શ્રી સાકરચંદ મોતીલાલ મૂળજી (તા ૬-૮-૩૯ થી તા. ૨૨-૯-૫૧)
* (૧૪) શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ (તા ૨૨-૯-૫૧ થી ચાલુ)
(૧૫) શ્રી વાડીલાલ ચત્રભુજ ગાંધી (તા. ૨૨-૯-૫૧ થી ચાલુ)
(૧૬) શ્રી કપૂરચંદ નેમચંદ મહેતા (તા. ૨૬-૯-૫૪ થી ચાલુ)

---

* જે જે નામોની આગળ આવુ * ફૂદડીનુ નિશાન મૂકવામા આવેલ છે તેઓ વિદ્યાલયના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ છે એમ સમજવુ

(૧૭) શ્રી ભોગીલાલ લેહેરચંદ ઝવેરી (તા. ૨૮–૭–૫૫ થી ચાલુ)
(૧૮) શ્રી પ્રવીણચન્દ્ર હેમચંદ કાપડિયા (તા. ૧૪–૩–૫૭ થી ચાલુ)

### વ્યવસ્થાપક સમિતિના કાયમી સભ્ય

વિદ્યાલયના બંધારણની ૨૨ (क) કલમ મુજબ બધા પેટ્રનો (આશ્રયદાતાઓ) તથા કન્યા છાત્રાલયના આદ્ય સંસ્થાપકો વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિના કાયમી સભ્ય ગણાય છે ઉપરાંત, જે સભ્યો એકીસાથે કે છૂટક છૂટક પંદર વર્ષ સુધી વ્યવસ્થાપક સમિતિના સભ્ય રહ્યા હોય તેઓ પણ અધિકારની રૂએ વ્યવસ્થાપક સમિતિના કાયમી સભ્ય ગણાય છે આ રીતે પંદર વર્ષ સુધી વ્યવસ્થાપક સમિતિના સભ્ય રહેવાને લીધે જેમને આવો હક્ક મળ્યો છે તેઓની નામાવલી નીચે મુજબ છે:—

(૧) શ્રી પરમાનંદ કુંવરજી કાપડિયા
(૨) શ્રી ચિમનલાલ મોતીલાલ પરીખ
(૩) સ્વ શ્રી પ્રસન્નમુખ સુરચંદ બદામી
(૪) શ્રી હીરાલાલ મંછાચંદ શાહ
(૫) સ્વ શ્રી લલ્લુભાઈ કરમચંદ દલાલ
(૬) શ્રી માધવલાલ હીરાલાલ શાહ
(૭) શ્રી મગનલાલ ભગવાનજી શાહ
(૮) શ્રી રતિલાલ ચિમનલાલ કોઠારી
(૯) શ્રી હીરાલાલ લાલચંદ દલાલ
(૧૦) શ્રી નાનચંદ જૂઠાભાઈ મહેતા (તેઓ હવે પેટ્રન થયા છે)
(૧૧) શ્રી પૂંજાલાલ નાથાલાલ શાહ
(૧૨) શ્રી કાન્તિલાલ ઉમેદચંદ બગડિયા
(૧૩) શ્રી ચિમનલાલ ઉજમશી શાહ

### વ્યવસ્થાપક સમિતિના સભ્યો+

વિદ્યાલયની સ્થાપનાથી તે અત્યાર સુધીમા જે સભ્યો વ્યવસ્થાપક સમિતિના સભ્યો તરીકે ચૂંટાયા છે તેમની નામાવલી નીચે આપવામા આવી છે આ સભ્યોમા કેટલાક વિદ્યાલયના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ છે, કેટલાક પાછળથી પેટ્રન બન્ય છે, તો કેટલાક સભ્યો ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ હોવા સાથે પેટ્રન પણ બનેલા છે —

૧ શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, પેટ્રન
૨ ,, દેવકરણ મૂળજી, પેટ્રન
૩ ,, મૂળચંદ હીરજી
૪ ,, નરોત્તમદાસ હેમચંદ અમરચંદ, પેટ્રન
૫ ,, મોતીલાલ મૂળજી, પેટ્રન
૬ ,, મકનજી જૂઠાભાઈ મહેતા
૭ ,, મોહનલાલ દલીચંદ દેસાઈ
૮ ડૉ. નાનચંદ કસ્તૂરચંદ મોદી
૯ શ્રી ચૂનીલાલ વીરચંદ
૧૦ ,, મણિલાલ સૂરજમલ ઝવેરી
૧૧ ,, ફકીરચંદ નગીનચંદ ઝવેરી
૧૨ ,, લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી
૧૩. શ્રી અમરચંદ ઘેલાભાઈ ગાંધી
૧૪ ,, નરોત્તમદાસ ભાણજી કાપડિયા
૧૫ ,, સારાભાઈ મગનભાઈ મોદી, પેટ્રન
૧૬ ,, હીરાલાલ અમૃતલાલ, પેટ્રન
૧૭ ,, મણિલાલ મોતીલાલ મૂળજી
૧૮ ,, કકલભાઈ ભૂદરદાસ વકીલ, પેટ્રન
૧૯ ,, લલ્લુભાઈ કરમચંદ દલાલ
૨૦ * ડૉ નગીનદાસ જગજીવનદાસ શાહ
૨૧ શ્રી મગનલાલ મૂળચંદ શાહ
૨૨. ,, મોહનલાલ ભગવાનદાસ ઝવેરી
૨૩ ,, અમૃતલાલ કાળિદાસ શેઠ
૨૪ ,, મણિલાલ રીખવચંદ ઝવેરી, પેટ્રન

---

+ જે સભ્યોના નામ આગળ આવુ * ફૂદડીનુ નિશાન મૂકેલુ છે તે વિદ્યાલયના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ છે જે સભ્યો પાછળથી પેટ્રન બન્યા છે તેમના નામ સાથે 'પેટ્રન' છાપેલ છે

૨૫ શ્રી ભોગીલાલ લેહેરચંદ ઝવેરી, પેટ્રન
૨૬ ,, ગોવિંદજી ખુશાલભાઈ
૨૭ ,, રણછોડભાઈ રાયચંદ ઝવેરી, પેટ્રન
૨૮ ,, વીરચંદ પાનાચંદ શાહ, પેટ્રન
૨૯ ,, ઉમેદચંદ દોલતચંદ બરોડિયા
૩૦. *,, ચિમનલાલ મોતીલાલ પરીખ, પેટ્રન
૩૧. *,, ચંદુલાલ સારાભાઈ મોદી, પેટ્રન
૩૨ ,, પરમાનંદ કુંવરજી કાપડિયા
૩૩ ,, મણિલાલ મહોકમચંદ શાહ
૩૪ ,, ગવજીભાઈ મોજપાળ, પેટ્રન
૩૫ ડૉ. ટી. એ. શાહ
૩૬ શ્રી બબલચંદ કેશવલાલ મોદી, પેટ્રન
૩૭ *ડૉ. મોહનલાલ હેમચંદ શાહ, પેટ્રન
૩૮ શ્રી જમનાદાસ અમરચંદ ગાંધી
૩૯ *,, પ્રસન્નમુખ સુરચંદ બદામી
૪૦ *,, હીરાલાલ મંછાચંદ શાહ
૪૧ ,, દુર્લભજી ઉમેદચંદ પરીખ
૪૨ ,, જયવદન અનોપચંદ શાહ
૪૩ ,, કાળિદાસ સાકળચંદ દોશી
૪૪ *,, માણેકલાલ અમુલખ ભટેવરા
૪૫ ,, માધવલાલ હીરાલાલ શાહ
૪૬ ,, મનસુખલાલ હીરાલાલ લાલન
૪૭ *,, બાબુભાઈ કસ્તૂરચંદ શાહ
૪૮ ડૉ. ચિમનલાલ નેમચંદ શ્રોફ
૪૯ *શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ, પેટ્રન
૫૦ ,, વલ્લભદાસ ફૂલચંદ મહેતા
૫૧ *,, મગનલાલ ભગવાનજી શાહ
૫૨ ,, કાંતિલાલ ડાહ્યાભાઈ કોરા
૫૩ *,, કાંતિલાલ ઉમેદચંદ બરોડિયા
૫૪ ,, રતિલાલ ચિમનલાલ કોઠારી
૫૫ ,, મનુભાઈ ગુલાબચંદ કાપડિયા, પેટ્રન
૫૬ શ્રી રતિલાલ ભીખાભાઈ શાહ
૫૭ *,, હીરાલાલ હાલચંદ દલાલ
૫૮ *,, વિનાયક કુંવરજી શાહ, પેટ્રન
૫૯ *,, નાનચંદ જૂઠાભાઈ મહેતા, પેટ્રન
૬૦ *,, મણિલાલ ચૂનીલાલ ભણશાળી
૬૧ ,, પૂંજાલાલ એન. શાહ
૬૨ *,, ચિમનલાલ ઉજમશી શાહ
૬૩ ડૉ. ચતુરદાસ ત્રિકમજી દડિયા
૬૪ *શ્રી ખીમજી માડણ ભુજપુરિયા
૬૫ *ડૉ. ઠાકરશી ખુશાલચંદ વોરા
૬૬ શ્રી ચિમનલાલ જેચંદ શાહ
૬૭ *,, મોહનસિંહ નંદલાલ મહેતા
૬૮ *,, દીપચંદ મગનલાલ શાહ
૬૯ ,, જયંતીલાલ રતનચંદ શાહ, પેટ્રન
૭૦ શ્રીમતી પન્નાબહેન જયંત પારેખ
૭૧ *શ્રી બાલચંદ ગાડાલાલ દોશી, પેટ્રન
૭૨ *,, મદનલાલ ઠાકોરદાસ શાહ, પેટ્રન
૭૩ ,, મોહનલાલ એમ. કોઠારી, પેટ્રન
૭૪ ,, જમનાદાસ સારાભાઈ મોદી, પેટ્રન
૭૫ *,, સેવંતીલાલ ચિમનલાલ શાહ
૭૬. ,, રમણલાલ નગીનદાસ પરીખ, પેટ્રન
૭૭ *,, બાબુભાઈ મગનલાલ ગાંધી
૭૮ ,, શ્રીમતી તારાબહેન પ્રસન્નમુખ બદામી
૭૯ *શ્રી જયંતકુમાર માધવલાલ શાહ
૮૦ ,, કેશવલાલ બુલાખીદાસ
૮૧. ,, કેશવલાલ ચૂનીલાલ શાહ

**૫૦મા વર્ષ પછીના સભ્યો**

૮૨. ,, મોહનલાલ છોટાલાલ શાહ
૮૩ ,, ખાંતિલાલ ગોકળદાસ શાહ
૮૪ ,, સુમતિલાલ ભોગીલાલ દવાવાળા
૮૫ *,, ચિમનલાલ ચૂનીલાલ શેઠ

## કાર્યપદ્ધતિ

વિદ્યાલયના કારોબારના સંચાલન માટે સંસ્થાના બંધારણને વફાદાર હોય એવી બહુમતીના નિર્ણયને માન્ય રાખવાની, લોકશાહી કાર્યપદ્ધતિ અપનાવવામાં આવી છે. આમ છતાં મોટે ભાગે સહુને સાથે રાખીને, સહુને માન્ય થાય એ રીતે સર્વાનુમતે નિર્ણયો

લેવાની તંદુરસ્ત પ્રણાલી પહેલેથી જ પાડવામાં આવી છે આને લીધે બે લાભ થયા છે કયારેક કોઈક બાબતમા સભ્યો ભિન્ન ભિન્ન મત ધરાવતા હોય, અને મતગણતરી કરવાની ફરજ પડી હોય તોપણ છેવટે બહુમતીથી કરવામા આવેલ નિર્ણયને સૌ ખેલદિલી દાખવીને સર્વાનુમતે કરેલા નિર્ણયની જેમ વધાવી લે છે અને એ અ ગેના વાદાવાદથી દૂર રહીને એના અમલમા પૂર્ણ સહકાર આપે છે આથી બીજો લાભ એ થયો છે કે સમાજમા કે સભ્યોમા અંદરોઅ દર વિદ્યાલય અ ગે બિનજરૂરી અને હાનિકારક વાદ-વિવાદ ઊભો થતો અટકી જાય છે, અને સંસ્થાનુ કામ સુવ્યવસ્થિત રીતે ચાલતું રહે છે.

વિદ્યાલયના સ ચાલકો સંસ્થાના સ ચાલનમા નવા નવા કાર્યકરોને આવકારવા કેટલા ખુશી અને ઉત્સુક હતા તે રિપોર્ટમાંની નીચેની નોધો ઉપરથી પણ જાણી શકાય છે.—

"એક હકીકત ઉપર આપનુ ધ્યાન ખેચવાનુ મન થઈ આવે છે આપે નવા નવા બ ધુઓને કામ કરવાની જરૂર તક આપવી ઘટે વ્યવસ્થાપક સમિતિ અને ઓધ્ધેદારોમાથી થોડા થોડા બદલાયા કરે તો અનેકને કામ કરવામા રસ રહે અને સસ્થાની દૃઢતા કાયમ થતી જાય નવીન બુદ્ધિ સસ્કારનો સસ્થાને લાભ મળે અને સ સ્થા વધારે નિશ્ચળ થાય વળી અમુક માણસો તો અમુક સ્થાન પર હોવા જ જોઈએ એ ખોટો ખ્યાલ છે અને પ્રાગતિક યુગને તથા સાદી સમજને અપમાન કરનાર છે અત્યારે તો જેમ બને તેમ નવીન ભાવનાને પોષવાની જરૂર છે અને "વહેતા પાણી નિર્મળા"નો સિદ્ધાત સ્વીકારવા યોગ્ય છે સ સ્થાની વ્યવસ્થામા અમુક માણસ હોય તો જ સ સ્થા ચાલે એ હકીકત ઘણી ગેરવ્યાજબી છે, અને એવો ખ્યાલ હોય તો તે સસ્થાના હિત ખાતર કાઢી નાખવા યોગ્ય છે આપણો તો આણ દ કલ્યાણી સ ઘ છે અને 'બહુરત્ના વસુ ધરા'ની કહેવત આપણને માન્ય છે મુદ્દામ કારણસર આ ઉલ્લેખ આપની સમક્ષ કર્યો છે, તેનુ રહસ્ય લક્ષ્યમા લઈ તદ્યોગ્ય નિરાકરણ કરશો એટલી આશા અને પ્રાર્થના છે" (વીસમો રિપોર્ટ, પૃ ૨૪–૨૫)

"જેને પડી હોય તે ભોગવે એવો ખ્યાલ થાય એ બહુ કષ્ટકર છે અત્યારે આપણી કેટલીક સસ્થાઓ પડી ભાંગી છે અથવા મૃતપ્રાય સ્થિતિમા દેખાય છે તે આવા દુર્લક્ષ્યનુ પરિણામ છે જેના દેખરેખ રાખનારા જાગૃત હોય, તેના કાર્ય કરનારાઓએ બહુ સાવચેત રહેવુ પડે છે અને એ જાગૃતિને પરિણામે જ વગર પ્રયત્ને સીધા માર્ગ પર ગાડુ ચાલે છે, પણ માથે પૂછનારનો અભાવ હોય અથવા મૈત્રવૃત્તિને બદલે રોષવૃત્તિ થઈ જતી હોય ત્યા પરિણામે ગોટા વળે છે" (આઠમો રિપોર્ટ, પૃ ૧૬)

વળી, વિદ્યાલયનો વહીવટ ચોખ્ખો રહે એ માટે સ સ્થાના સ ચાલકો ઝીણી ઝીણી બાબતમાં તેમ જ પોતાની ખામીઓ અ ગે કેવા સભાન હતા તે માટે નીચેની નોંધો જુઓ —

"કેટલીક વાર અમુક સ સ્થા પર રાગ હોય તેથી તેની ત્રુટિઓ કાર્યવાહકોના લક્ષ્યમાં ન આવે એ પણ બનવા જોગ છે તેથી સર્વ વિદ્યાપ્રગતિના ઇચ્છનાર બ ધુઓ આ સ સ્થાની ભેટ લઈ આંતર વ્યવસ્થાનો અભ્યાસ કરી સૂચનાઓ કરશે એવી ખાસ વિજ્ઞપ્તિ છે" (છઠ્ઠો રિપોર્ટ, પૃ ૧૩)

"સ સ્થામા અનેક પ્રકારની ત્રુટિઓ હશે, હોવાનો સ ભવ છે, સ પૂર્ણતાનો દાવો કરવો એ પણ ધૃષ્ટતા છે, પણ પ્રેમભાવે સૂચના કરવાથી કાર્યસિદ્ધિ થાય છે અને આવી સસ્થાઓને તો લોકમત ઉપર જ જીવવાનુ હોવાથી ગેરવાજબી રીતે તેના પાયા હચમચાવવા નથી કોઈ કોઈ વાર આવી અવ્યવસ્થિત ટીકા લક્ષ્ય પર આવે છે તેથી આ પ્રસંગે તે બાબતસર જરા ઉલ્લેખ કરવો યોગ્ય ધાર્યો છે." (આઠમો રિપોર્ટ, પૃ. ૮)

"આ સંસ્થા વ્યાવહારિક શિક્ષણને અંગે હોઈ અને તેનો લાભ આપણા જ ભાઈઓ લે છે તેથી કોઈ પણ જ્ઞાનખાતાની રકમ અમે લેતા નથી. પ્રથમ પ્રોસ્પેક્ટસમાં જણાવ્યું છે કે આ ખાતાને પોતાના સાધારણ અથવા ખર્ચ ખાતામાંથી જ સહાય આપવી અને તે ધોરણે જ સહાય મળે તે અમે સ્વીકારીએ છીએ. એ સિવાય જ્ઞાનખાતાની રકમ હજુ મળી નથી, પણ મળે તો તેનું ખાતું ટ્રસ્ટ તરીકે જુદું રાખવાનો પ્રબંધ કર્યો છે એટલે આપણા વ્યાવહારિક શિક્ષણનો લાભ લેનારને કોઈ પ્રકારનો આડકતરી રીતે પણ દોષાપત્તિનો સંભવ ન રહે એવી ખાસ વિચારણા આ સંસ્થાની શરૂઆતથી જ રાખી છે." (દસમો રિપોર્ટ, પૃ. ૧૪)

"બાકી પાંચ વાસણ એકઠાં થાય તો જરૂર ખખડે એવી વાત છે, પણ તમે બારીકીથી જોશો તો વિદ્યાલયની યોજના એકંદરે સફળ થતી જોવાય છે. અવારનવાર કોઈ છૂટાછવાયા અનિચ્છનીય બનાવ બને તેથી મુંઝવાઈ ન જતાં એવી સ્થિતિ તો આપણા ખાનગી વ્યવસાયમાં પણ દૂર ન કરી શકાય તેવી છે એમ સમજી આખી યોજનાનું બારીક નિરીક્ષણ કરશો. જૈન કોમના વર્તમાન ઇતિહાસમાં આ સંસ્થાએ નાનો પણ ચોક્કસ ફાળો આપ્યો છે, એટલું સ્વીકારી આપ એને વિશેષ કાર્યકર નિવડે એવી કક્ષામાં જરૂર મૂકશો, તો એની આખી યોજનાના અંતરમાં સમસ્ત સમાજ-વિકાસનાં ઊંડાં તત્ત્વો છે એમ આપ જોઈ શકશો. સાધનો જરૂર પૂરાં પાડશો અને વર્ષ આખરે તેનાં સરવૈયાં કાઢી કઢાવી આપ જોશો તો તેમાં આપ ઠીક ઠીક જમે પામે જોઈ શકશો. અને આપ તેમ જુઓ એવી સર્વની આતર ભાવના છે. શ્રી વીર પરમાત્માની કૃપાથી એ આપની અને આપણી ભાવના સફળ થાઓ એટલું ઇચ્છી અત્રે વિરમીએ." (વીસમો રિપોર્ટ, પૃ. ૨૫)

સંસ્થાનું વહીવટી તંત્ર વ્યવસ્થાપક સમિતિની દોરવણી નીચે ચાલે છે, અને વ્યવસ્થાપક સમિતિ શરૂઆતથી જ બંધુભાવની લાગણીથી કામ કરવા ટેવાયેલી છે, એટલે એમાં કોઈ બાબત અંગે ખેંચતાણને ભાગ્યે જ અવકાશ રહે છે. ત્રણ માનદ મંત્રીઓ અને એક ખજાનચી ઉપરાંત બાર સભ્યોની દર વર્ષે વરણી કરવામાં આવે છે, અને આગળ જણાવવામાં આવ્યું છે તેમ, વિદ્યાલયના પેટ્રનો, કન્યા છાત્રાલયના આદ્ય સંસ્થાપકો તેમ જ લાગલાગટ અગર છૂટક છૂટક મળીને પંદર વર્ષ સુધી વ્યવસ્થાપક સમિતિના સભ્યપદે ચૂંટાઈ આવનાર સભ્ય વ્યવસ્થાપક સમિતિના કાયમી સભ્ય ગણાય છે. સંસ્થાની સ્થાપના બાદ નીમવામાં આવેલ કામચલાઉ મૅનેજિંગ કમિટી (વ્યવસ્થાપક સમિતિ)ના એક મંત્રી અને બે ખજાનચી સહિત ૧૧ સભ્યોનાં નામ આ પુસ્તકના પહેલા પ્રકરણ (પૃ. ૧૬)માં આપ્યાં છે, આ કામચલાઉ મૅનેજિંગ કમિટીના બદલે જનરલ કમિટીએ નીમેલ મૅનેજિંગ કમિટીના ૧૫ સભ્યોનાં નામ બીજા પ્રકરણ (પૃ. ૨૯)માં, અને બંધારણ મુજબ ચૂંટાયેલી પહેલી મૅનેજિંગ કમિટીના ૧૫ સભ્યોનાં નામ બીજા પ્રકરણ (પૃ. ૩૦)માં આપ્યાં છે. ૫૦મા વર્ષમાં ચૂંટાયેલ વ્યવસ્થાપક સમિતિના ૧૬ સભ્યોનાં નામ નીચે મુજબ છે —

| | | | |
|---|---|---|---|
| * | ૧ | શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ | માનદ મંત્રી |
| | ૨ | શ્રી મનુભાઈ ગુલાબચંદ કાપડિયા | ,, |
| | ૩. | શ્રી જયંતીલાલ રતનચંદ શાહ | ,, |
| | ૪ | શ્રી પ્રવીણચંદ્ર હેમચંદ કાપડિયા | કોષાધ્યક્ષ |
| * | ૫ | શ્રી બાલચંદ ગાડાલાલ દોશી | સભ્ય |
| | ૬. | શ્રી જમનાદાસ સારાભાઈ મોદી | ,, |

| | | |
|---|---|---|
| * ૭ | શ્રી સેવંતીલાલ ચિમનલાલ શાહ | સભ્ય |
| * ૮ | શ્રી મદનલાલ ઠાકોરદાસ શાહ | ” |
| ૯ | શ્રી દીપચંદ મગનલાલ શાહ | ” |
| * ૧૦ | શ્રી બાબુભાઈ મગનલાલ ગાંધી | ” |
| ૧૧ | શ્રીમતી પન્નાબહેન જયંત પારેખ | ” |
| * ૧૨ | શ્રી વિનાયક કુંવરજી શાહ | ” |
| ૧૩ | શ્રીમતી તારાબહેન પ્રસન્નમુખ બદામી | ” |
| * ૧૪ | શ્રી જયંતકુમાર માધવલાલ શાહ | ” |
| ૧૫ | શ્રી કેશવલાલ બુલાખીદાસ શાહ | ” |
| ૧૬ | શ્રી કેશવલાલ ચૂનીલાલ શાહ+ | ” |

સંસ્થાના પહેલા ટ્રસ્ટીમંડળના પાંચ સભ્યોના નામ બીજા પ્રકરણ (પૃ. ૩૦)માં આપ્યાં છે અત્યારનું (૫૦મા વર્ષનું) ટ્રસ્ટીમંડળ નીચે મુજબ છે —

૧ શ્રી ભોગીલાલ લેહેરચંદ ઝવેરી
૨ શ્રી પ્રવીણચંદ્ર હેમચંદ કાપડિયા
* ૩. શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ
૪ શ્રી વાડીલાલ ચત્રભુજ ગાંધી
૫ શ્રી કપૂરચંદ નેમચંદ મહેતા

સંચાલકોની એકરાગી સંઘભાવના અને સમાજની ઉપયોગી સેવા બજાવીને વિદ્યાલયે પ્રાપ્ત કરેલી લોકચાહનાને લીધે ક્યારેક આર્થિક સંકડામણ કે બીજી કોઈ મુશ્કેલી ઊભી થતી તો તેનું તો સમયસર નિરાકરણ થઈ જ જતું, ઉપરાંત એક વાર (૧૧મા વર્ષમાં; સને ૧૯૨૫–૨૬ દરમ્યાન) વિદ્યાલયમાં રહીને દાક્તરી લાઈનનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને કારણે સંસ્થા ઉપર ઝંઝાવાત જેવી આફત આવી પડી હતી, એમાંથી પણ એ હેમખેમ પાર ઊતરી શકી હતી આ પ્રકરણ અંગે “પચીશ વર્ષની કાર્યવાહી” (પૃ. ૫૬)માં નોંધ કરવામાં આવી છે કે :—

“સંસ્થામાં દાક્તરી લાઈનનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને પણ લેવામાં આવે છે. તેના સંબંધમાં સંસ્થાના અગિયારમા વર્ષમાં (૧૯૨૫–૨૬માં) ચર્ચા ઉત્પન્ન થઈ કેટલીક તપાસ કરવા માટે (૧) ડૉ ટી એ શાહ, એફ આર સી એસ, (૨) ડૉ ચિમનલાલ શ્રોફ, ડી એ એમ એસ, (૩) ડૉ નાનચંદભાઈ મોદી, એલ એમ ઍન્ડ એસ, અને (૪) શેઠ મણિલાલ મોતીલાલ મૂળજીની તપાસ કરી રિપોર્ટ કરવા સમિતિ** નીમી તા ૨૦–૧૦–૧૯૨૫ના રોજ વ્યવસ્થાપક સમિતિએ

* જેમની સામે *નું ચિહ્ન કરેલ છે તે સભ્યો વિદ્યાલયના જૂના વિદ્યાર્થીઓ છે

+ ૫૩મા વર્ષની વ્યવસ્થાપક સમિતિ પણ એક સભ્યના ફેરફાર સિવાય ઉપર મુજબ જ છે. શ્રી મદનલાલ ઠાકોરદાસ શાહ પેટ્રન થવાથી વ્યવસ્થાપક સમિતિના કાયમી સભ્ય બન્યા છે અને તેમના સાથે શ્રી ચિમનલાલ ચૂનીલાલ શેઠ વ્યવસ્થાપક સમિતિના નવા સભ્ય બન્યા છે.

** આ પેટા સમિતિની નિમણૂક તા. ૧૮–૮–૨૫ના રોજ કરવામાં આવી હતી (રિપોર્ટ, ૧૧, પૃ. ૨૧)

સર્વાનુમતે તે રિપોર્ટ પર ઠરાવ કર્યો કે 'રિપોર્ટ ઉપર વિચાર કરતાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયના કેટલાક વિદ્યાર્થીઓ દાક્તરી લાઈનનો અભ્યાસ કરે તે બાબતમાં કમીટીને કાંઈ પણ ફેરફાર કરવાની જરૂર લાગતી નથી'×

"આ ચર્ચા ચાલતી હતી તે વખતે સસ્થાનાં મકાન બાધવાનુ કામ ચાલતુ હતુ ચર્ચા ઉગ્ર સ્વરૂપ કે ખોટો આકાર ન લે તે જોવાનુ કાર્ય વ્યવસ્થાપક સમિતિનુ હતુ કાઈક ચિતા ઉપજાવે તેવો આ પ્રસગ વ્યવસ્થાપક સમિતિએ પાર પાડચો તેની નોંધ આ ઇતિહાસમા લીધા વગર રહીએ તો ઇતિહાસ અધૂરો રહી જાય. બાકી તે વખતે સસ્થાને અગે કેટલીક અટપટી ટીકાઓ થઈ હતી અને સસ્થાનુ વહાણ ડામાડોળ સ્થિતિમા આવી ગયુ હતુ અતે સર્વ ઠીક થઈ ગયું અને ચાલુ નિર્ણય કરેલી પરિસ્થિતિને તાબે થવામાં સમાજનુ હિત અને શ્રેય છે તે વાત કાયમ રહી, અને સંસ્થા તરફ ઉલટી લોકરૂચિ વધી એ વાત નોધ કરવા લાયક છે આ ચર્ચાને અગે સસ્થાના રિપોર્ટમા ઘણી જ ટૂકી નોધ લેવામા આવેલી છે અને દફતરે પણ બહુ અલ્પ હકીકત છે, એ વાત ઘણી અર્થસૂચક છે"

આ મુસીબત સસ્થાને જોખમમા મૂકી દે અને કાચાપોચા સંચાલકોમાં મતભેદ તેમ જ મનભેદ ઊભો કરી દે એવી વિલક્ષણ હતી આવી કટોકટીના વખતે વ્યવસ્થાપક સમિતિના સભ્યો એનો સામનો આવા સર્વસંમત નિર્ણયથી કરી શકચા એ તેઓમાં રહેલ સમાજસેવાની ધગશ, સઘભાવના, દીર્ઘ દૃષ્ટિ, શાણપણ, ઠરેલપણુ, દૃઢતા અને સત્ત્વશાળી હીરનું સૂચન કરે છે. આ શક્તિઓના બળે જ સસ્થા આ અગ્નિપરીક્ષામાથી સાગોપાગ પાર ઊતરી શકી અને, ઉપર સૂચવ્યું છે તેમ, વધારે લોકપ્રિય બની શકી સમાજનું અને ખાસ કરીને ઊછરતી પેઢીનું એ સદ્ભાગ્ય હતુ

સંસ્થાનો કારોબાર જેમ બિલકુલ ધોરણસર ચલાવવાનો આગ્રહ રહેતો તેમ તેમા કરકસર કરવા તરફ પણ પૂરતુ ધ્યાન આપવામા આવતુ આની થોડીક વિગતો હવે પછીના પ્રકરણમા (પાચમા પ્રકરણમા 'ખર્ચ માટે સચાલકોની ખબરદારી' એ મથાળા નીચેના લખાણમા) આપવામા આવી છે આના અનુસધાનમા અહી એ જણાવવું ઉચિત લાગે છે કે કરકસરની દૃષ્ટિએ ૧૫ વર્ષ સુધી સસ્થાનો હિસાબ તપાસવા માટે માનદ ઑડિટરોની નિમણૂક કરવામા આવતી હતી શ્રી નરોત્તમદાસ ભગવાનદાસ શાહ તથા શ્રી મોહનલાલ ખોડીદાસ શાહે શરૂઆતમા દસ વર્ષ સુધી સહર્ષ આવી નિસ્વાર્થ સેવા બજાવી હતી તે પછી શ્રી ચિમનલાલ મોતીલાલ પરીખ અને શ્રી ચદુલાલ સારાભાઈ મોદીએ આવી સેવા આપી હતી ૧૬ મા વર્ષથી ઑનરેરિયમ આપીને અધિકૃત ઑડિટરો પાસે હિસાબની તપાસણી કરાવવાનું શરૂ કરવામા આવ્યુ

કુશળ સંચાલકો અને ઉદાર સહાયકો મેળવવામાં જેમ વિદ્યાલય ભાગ્યશાળી રહ્યું છે, તેમ સંસ્થાના બંધારણને અને વ્યવસ્થાપક સમિતિના નિર્ણયોને અમલી બનાવીને સંસ્થાના કારોબારને ખૂબ દીપાવી શકે એવા ભાવનાશીલ અને કાર્યકુશળ સુપરિન્ટેન્ડેન્ટો અને ગૃહપતિઓ મેળવવાની બાબતમાં પણ એકંદરે એ ભાગ્યશાળી રહ્યુ છે

સુપરિન્ટેન્ડેન્ટ કે ગૃહપતિ તરીકેની સાચા દિલથી ફરજ બજાવનાર મહાનુભાવોમા

× ૧૧મા રિપોર્ટ (પૃ ૨૨)મા જણાવ્યા મુજબ આ ઠરાવમા આ પ્રમાણેનુ વાકચ પણ મૂકવામાં આવ્યુ હતુ "કમિટીએ ઉપરની બાબતની ચર્ચામા ઊતરવુ નહી"

કેટલાકે કશું પણ વળતર લીધા વગર જ કામ કર્યું છે; આમાંના કેટલાક સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ હતા આ બધાની નામાવલી જુદા પરિશિષ્ટમાં આપવામાં આવી છે

આમા સને ૧૯૩૭થી (૨૨મા વર્ષથી) વિદ્યાલયના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે અને સને ૧૯૪૬થી (૩૧ મા વર્ષથી, વિદ્યાલયની પહેલી શાખાની અમદાવાદમાં સ્થાપના થઈ ત્યારથી) વિદ્યાલયના મહામાત્ર તરીકેની જવાબદારી મૂકપણે સંભાળી રહેલ શ્રી કાંતિલાલ ડાહ્યાભાઈ કોરાની સેવાઓ ન વીસરી શકાય એવી છે સંસ્થાના વ્યવસ્થાતંત્રને સુસ્થિત, સ્વચ્છ અને સુઘડ રાખવામા તેઓ સદા સજાગ અને પ્રયત્નશીલ રહે છે. વિદ્યાર્થીઓના ભલા માટેની એમની એક વડીલને છાજે એવી લાગણી અને જાગૃતિ અને વિદ્યાર્થીવર્ગની એમના પ્રત્યેની આદરભરી પ્રીતિ અને ભક્તિ એમની નિષ્ઠાભરી દીર્ઘકાલીન સેવાઓ માટે અંજલિરૂપ અને બીજાઓને માટે દાખલારૂપ બની રહે એવી છે નામનાની કામના અને સ્વાર્થ સાધવાની લાલસાથી દૂર રહીને, શાંત, એકાગ્રભાવે, ત્રણ ત્રણ દાયકા સુધી એક જ સ્થાને આ રીતે ધર્મબુદ્ધિથી કામગીરી બજાવવી, એ કંઈ સહેલી વાત નથી અંતરમાં કર્તવ્યનિષ્ઠાની લાગણી સતત જાગતી હોય તો જ થઈ શકે એવું આ કાર્ય છે શ્રી કોરા સાહેબ સાવ સહજભાવે એ કાર્ય બજાવી શકે છે અને એમા આનંદ અને આત્મસંતોષનો અનુભવ કરી શકે છે, એ એમની વિશેષતા છે

જાણે સંસ્થાના પ્રેરક મહાપુરુષના છૂપા આશીર્વાદ કામ કરતા હોય એમ વિદ્યાલયના સંચાલન અને વિકાસ માટે જરૂરી એવી બધી અનુકૂળતાઓ વિદ્યાલયને મળતી રહે છે; અને એને લીધે સંસ્થાનું કારોબારી વ્યવસ્થાતંત્ર ખૂબ સંતોષકારક રીતે પોતાની કામગીરી બજાવતું રહે છે સંસ્થાની યશસ્વી અને ગૌરવશાળી કારકિર્દી આવા સમર્થ અને સુસ્થિર વ્યવસ્થાતંત્રને જ આભારી છે.

□□□□□□□□□□□□□□□□□□□□□□□□□□□□

**ધર્મ-શિક્ષણની સાચી વ્યવસ્થા**

કેળવણીને કોઈ મર્યાદા નથી જગત આખું જ મહાવિદ્યાલય છે માણસને જિંદગીની આખર સુધી નવું નવું શીખવાનું મળે છે, એટલે કેળવણીનો કોઈ અંત નથી સમયને અનુરૂપ જ્ઞાન મેળવવું એ ધર્મ છે

આ સંસ્થામાં જૈન ધર્મના શિક્ષણની વ્યવસ્થા છે એ સારી વાત છે આજની કેળવણીમા ધર્મને સ્થાન નથી એમ કહીએ તો ચાલે એથી ઘણી મુસીબતો પેદા થાય છે માત્ર ભરણ-પોષણને ખાતર જ કેળવણી લેવી એ સામાન્ય વસ્તુ છે માનવીના જીવનની કિંમત શું છે? દેહ અને આત્માને શું સંબંધ છે? તે બધી વસ્તુઓનું જ્ઞાન ન હોય તો ગ્રેજ્યુએટ થવા છતાં બધું નકામું છે

અજ્ઞાન માણસને બારી કે દરવાજો દેખાતો નથી જ્ઞાન એ દીપક છે એટલે જ્ઞાન તો મેળવવું જોઈએ નહીં તો પેટ તો જાનવરો પણ ભરે છે પરંતુ મનુષ્યમાં જે વિશેષતા છે એ મનુષ્ય ન ઓળખે તો એને મળેલું જ્ઞાન નકામું છે આ વિદ્યાલયમાં જૈન ધર્મના મૂળ તત્ત્વો જાણવાની વ્યવસ્થા છે એ વિશેષ અગત્યની વસ્તુ છે એવી સાચી વિદ્યા મળે તો સખાવત કરનારને પણ સંતોષ થાય

(તા. ૨૯-૧૨-૧૯૪૬ના રોજ, અમદાવાદ શાખાના ઉદ્ઘાટન તથા શેઠ શ્રી ભોળાભાઈના બસ્ટના અનાવરણ પ્રસંગે, સરદાર શ્રી વલ્લભભાઈ પટેલે કરેલ પ્રવચનમાંથી)

□□□□□□□□□□□□□□□□□□□□□□□□□□□□

# પ્રકરણ પાંચમું : અર્થવ્યવસ્થા

પૈસા વગર પગલુંય આગળ ન ભરાય ઘરવ્યવહાર ચલાવવો હોય કે જાહેર સંસ્થા ચલાવવી હોય, પૈસાની પહેલી જરૂર પડે તેમાય આર્થિક સગવડ વગરના સમાજના યુવાનોને ઉચ્ચ કેળવણીના જુદા જુદા ક્ષેત્રોમાં આગળ વધારવા હોય તો એમા તો પુષ્કળ પૈસા જોઈએ, અને તે પણ સઘમા સસ્થા પ્રત્યે આત્મીયતાની ભાવના અને ઉદારતા જગાવીને એની પાસેથી માગીને મેળવવાના ભારે મુશ્કેલ અને મન સકોચાઈ જાય એવું કામ! પણ એ કામ કર્યે જ છૂટકો હતો

વિદ્યાલયના સચાલકો સસ્થાની નાણાકીય જરૂરિયાત પૂરેપૂરી સમજતા હતા તેથી જ તો એના પહેલા જ વર્ષના રિપોર્ટ (પૃ ૨૬)મા વિદ્યાલયના ઑનરરી સેક્રેટરી શ્રી મોતી-ગંદભાઈએ કહ્યું હતુ કે—

"જેટલી જરૂર મુકામની છે તેટલી જ સ્થાયી ફડની છે પરચુરણ ટુક વખતની મદદ ઉપર તો સમયને લઈને જ આધાર રાખવો પડ્યો છે મોટા યુદ્ધના સમયમાં સારી રકમ એટલી મોટી થાય કે જેના વ્યાજમા આ સસ્થા ચાલી શકે તે જરા મુશ્કેલ જણાયાથી વાર્ષિક મદદના વચન પરના માનનીય વિશ્વાસ પર સસ્થા શરૂ કરી છે અનુકૂળતાએ એક સ્થાયી ફડ લગભગ ચાર લાખનુ આ સસ્થાના હાથ નીચે થવાની જરૂર છે"

સંસ્થા પાસે જોઈતુ સ્થાયી ફડ એકત્ર થાય અને એ રીતે સંસ્થા આર્થિક રીતે સધ્ધર અને પગભર થાય તો સચાલકો સસ્થાના વિકાસ તરફ વધારે ધ્યાન આપી શકે, એ વાત બિલકુલ સાચી હતી, પણ સ્થાયી ફડ કરતાય સૌથી પહેલી જરૂર મકાનની હતી, તેથી સંસ્થાના સચાલકોનુ બધુ ધ્યાન પહેલા એ તરફ કેન્દ્રિત થાય એ સ્વાભાવિક હતું એટલે તત્કાળ સ્થાયી ફડ કરવાનો વિચાર મોકૂફ રાખીને દસ વર્ષ સુધીની વાર્ષિક મદદના જે વચનો મળ્યા હતા, અને દર વર્ષે છૂટક જે કંઈ મદદ મળતી રહેતી હતી, એને આધારે સચાલકોએ સંસ્થાનુ કામ આગળ વધારવાનું મુનાસિબ માન્યુ

આ સચાલકો એવા તો ધ્યેયનિષ્ઠ અને એકરગી હતા કે, તેઓ પૈસા માટે સતત ચિંતા અને પ્રયત્ન કરતા રહેતા છતા, પૈસા વગર કામ કેમ ચાલશે કે હવે શુ કરીશું, એવી મૂંઝવણ એમને ક્યારેય અનુભવવી પડી ન હતી. કેટલાકની તો આર્થિક શક્તિ પણ ઘણી સારી હતી, અને સેવાભાવની અને કાર્યનિષ્ઠાની સૌની સપત્તિ તો અપાર હતી. સાથે સાથે સંસ્થાના આદ્યપ્રેરક મુનિવર અને એમના સાથી મુનિરાજોની એમને ખૂબ હૂંફ હતી તેઓ સંસ્થાને માટે શ્રીસંઘને સતત જાગૃત રાખતા, અને સંસ્થાને સહાય મળે એવો એક પણ અવસર ચૂકતા નહીં

પૂજ્ય મુનિ શ્રી વલ્લભવિજયજી પંજાબ જેટલે દૂર રહ્યા રહ્યા પણ સસ્થાની આર્થિક સ્થિતિ માટે કેટલી ચિતા સેવતા હતા તે એમના વિ સ ૧૯૮૦ના વૈશાખ માસમાં

અમૃતસરથી લખાયેલા પત્રમાંના નીચેના લાગણીભીના ઉદ્‌ગારોથી પણ જાણી શકાય છે. તેઓ કહે છે :—

"શ્રી મહાવીર જૈન વિદ્યાલયના અંગે જૈન સમાજમાં કેટલી જાગૃતિ આવી છે તેમ તેના દર-વર્ષના રિપોર્ટ ઉપરથી માલુમ પડી આવે છે જે દિવસથી આ સંસ્થાએ જન્મ લીધો છે, હમેશાં એની જોઈતી સાર સંભાળ લેવામા આવી હોત તો આજે આ સંસ્થાનુ કોઈ અપૂર્વ જ રૂપ નીકળી આવ્યું હતે પણ કમનસીબે તેમ બની શક્યું નહી માટે સમાજને પ્રેરણા કરી તે તરફ સમાજની લાગણી દોરવવાની ખાસ જરૂર છે વળી સંસ્થાને મદદ આપનારા મેબરોની દશ વર્ષ સુધીની બોલી છે તે સમય પણ નજીકમા આવતો જાય છે, તો તે પહેલા પ્રેરક તરીકે ઉપદેશ દ્વારા સમાજની સેવા બની આવે તો જૈન સમાજને ઉન્નતિના પાયા ઉપર પહોચાડનાર શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સંસ્થા મજબૂત થઈ જાય"* (નવમો રિપોર્ટ, ટાઇટલ)

આ રીતે શ્રમણ-સમુદાય અને શ્રાવક-સમુદાય બન્ને, સંસ્થાની આર્થિક તથા બીજી જરૂરિયાતને પૂરી કરવા માટે તથા એની ઉત્તરોત્તર પ્રગતિ થતી રહે એ માટે પણ, સતત જાગૃત અને પ્રયત્નશીલ હતા, એટલે સંસ્થાને ક્યારેય આર્થિક મુશ્કેલીમાં મુકાવાનો કે આર્થિક સગવડના અભાવે વિદ્યાલયના કાર્યને રોકી રાખવાનો અવસર આવ્યો નથી; કાર્યને અનુરૂપ પૈસા શ્રીસંઘ તરફથી સંસ્થાને હમેશા મળતા જ રહ્યા છે

આમ છતાં વધારે પડતા આત્મવિશ્વાસ કે સમાજ ઉપરના વિશ્વાસને લીધે ખોટું સાહસ ખેડાઈ ન જાય અને સંસ્થા મોટી આર્થિક જવાબદારીમા ન અટવાઈ જાય એ માટે પણ સંસ્થાના સંચાલકો પૂરેપૂરા જાગ્રત હતા, અને વ્યવહારુ દીર્ઘદૃષ્ટિ ધરાવતા હતા સને ૧૯૩૨–૩૩ના વર્ષમા—અઢારમા વર્ષમા—સંસ્થા ચલાવવામા વધારે પડતી આર્થિક મુશ્કેલી લાગી તો એને પાર ઊતરવાનો ઉપાય હાથ ધરતા એમને માન કે પ્રતિષ્ઠા-નો વિચાર રોકી ન શક્યો, અને એમણે એક વર્ષ માટે લોન વિદ્યાર્થીઓ લેવાનુ બંધ રાખ્યુ. આ માટે ૧૮મા વર્ષના રિપોર્ટ (પૃ ૭)મા કહેવામા આવ્યુ છે કે—

"(તા ૨૩–૪–૩૩ના રોજ કોરમના અભાવે મુલતવી રહેલી સામાન્ય સમિતિની અસાધારણ) બેઠક તા ૩૦–૪–૩૩ના રોજ શ્રી ગોડીજી મહારાજની ચાલમા બોલાવવામા આવી હતી, અને માગરોળ જૈન સભાના હોલમા મળી હતી તે વખતે શ્રીયુત મકનજી જે મહેતા બેરીસ્ટરના પ્રમુખ-પણા નીચે, નીચે પ્રમાણેના ઠરાવ સર્વાનુમતે પાસ થયા હતા —

"(૧) આ સંસ્થાના ધારાધોરણની કલમ ૮૮મા લોન અને પેઈંગ વિદ્યાર્થીઓની સંખ્યાનુ જે પ્રમાણ મુકરર કરવામા આવ્યુ છે તે પ્રમાણેનો અમલ કરવાનુ આવતા વર્ષે એટલે કે સને ૧૯૩૩–૩૪ના વર્ષ દરમ્યાન બંધ રાખવુ.

"(૨) સંસ્થામા રહેતા લોન વિદ્યાર્થીઓ પાસેથી કોલેજ ફી તથા પુસ્તકોના સંબંધમા જેટલી રાહત તેઓ આપી શકે તેટલી મેળવવાનો પ્રયત્ન કરવાનું મંત્રીઓને સૂચવવામા આવે છે અને તે બાબતમા વિદ્યાર્થીઓ સાથે થયેલ એગ્રીમેન્ટમા ફેરફાર કરવાની તેઓને સત્તા આપવામા આવે છે

"ઉપરના ઠરાવો લક્ષમા રાખીને સને ૧૯૩૩ની સાલના જુનથી એક વર્ષને માટે લોન

* આ પત્રમાંનો આગળપાછળનો કેટલોક ભાગ 'મકાન' નામે ત્રીજા પ્રકરણમાં આપ્યો છે.

વિદ્યાર્થીઓ નહિ લેતા નવા ફક્ત પેઇંગ વિદ્યાર્થીઓ જ દાખલ કરવામા આવ્યા હતા; જેથી કરીને સંસ્થાને તે વર્ષમા નાણા સંબંધી મુશ્કેલીઓ કાંઈક અંશે ઓછી થવા સંભવ છે”

આ તો સંસ્થાના સંચાલકોની સજાગતાનો એક દાખલો છે. બાકી તો શરૂઆતથી જ સંસ્થાના સંચાલકોની ઇચ્છા સંસ્થાને માટે એવું માતબર સ્થાયી ફંડ કરવાની હતી, કે જેથી ભવિષ્યમા સંસ્થાને કોઈ જાતની પૈસાની મુશ્કેલી ન પડે પણ મકાન ફંડને કારણે એ ઇચ્છા પૂરી ન થઈ શકી છતા સંસ્થાના બીજા જ વર્ષે (સને ૧૯૧૬-૧૭મા) રૂ ૨,૦૦૨ની રકમથી આ ફંડની શરૂઆત થઈ શકી હતી શરૂઆતમા તો આ ફંડની ગતિ કીડીના વેગ જેવી ધીમી રહી, પચીસ વર્ષમા ફક્ત રૂ ૧૪,૮૮૧ એમા ભેગા થયા, પણ પછીના વર્ષોમા એમા કંઈક વેગ આવ્યો પરિણામે સંસ્થાએ એની યશસ્વી અર્ધી સદી પૂરી કરી ત્યારે એની પાસે સ્થાયી ફંડમાં રૂ. ૧,૪૬,૨૮૨ જેવી સારી રકમ એકત્ર થયેલી છે

પણ જે સંસ્થાનુ વાર્ષિક ખર્ચ અંદાજે સાડાત્રણ લાખ રૂપિયા જેટલુ હોય, અને સંસ્થાના કાર્યક્ષેત્રના વિસ્તારને (તેમ જ અત્યાર મુજબના કાર્યક્ષેત્ર પ્રમાણે પણ વધતી જતી મોંઘવારીને) કારણે એમા ક્રમે ક્રમે વધારો જ થતો રહેવાનો હોય, તો એની સરખામણીમા આ સ્થાયી ફંડ ઘણુ જ ઓછુ ગણાય પણ સંસ્થાની ઉંમર અને પ્રવૃત્તિ વધવાની સાથે સાથે શ્રીસંઘ તરફથી એને નવી નવી યોજનાઓ દ્વારા ઉદારતાપૂર્વક સારા પ્રમાણમા જે આર્થિક મદદ મળતી રહી તેને લીધે સંસ્થાનો કારોબાર પ્રગતિશીલ લેખી શકાય એવી રીતે ચાલતો રહ્યો અને વધુ ને વધુ વિદ્યાર્થીઓને સંસ્થાનો લાભ મળતો રહ્યો સાથે સાથે સમાજ પણ જુદી જુદી વિદ્યાશાખાઓના કાબેલ, કાર્યનિષ્ઠ અને સંસ્કારી સ્નાતકો (ગ્રૅજ્યુએટો)થી સમૃદ્ધ અને શક્તિશાળી બનતો ગયો આજે તો વિદ્યાલય સામાન્ય કે ગરીબ સ્થિતિના યુવકોમાથી ભિન્ન ભિન્ન વિષયના નિષ્ણાત સ્નાતકો ઘડી કાઢનારી એક શિલ્પશાળા જ બની ગયેલ છે

સંસ્થા શરૂ થઈ તે અરસામા વિદ્યાલયના પ્રાણસમા સંચાલકો પૈસા માટે કેવો દિલ દઈને પ્રયત્ન કરતા હતા તે વાત રાધનપુરનિવાસી અને મુંબઈમા વસતા પૂ. આ શ્રી. વિજયવલ્લભસૂરિજી મહારાજના અનુરાગી ભાઈ શ્રી મણિલાલ ત્રિકમલાલે કહેલા બે-ત્રણ પ્રસંગો ઉપરથી પણ જાણી શકાય એમ છે શ્રી મણિભાઈ કહે છે કે—

વિદ્યાલયની સ્થાપના થઈ ત્યાર પછી રોજ રાત્રે ૭ા-૮ વાગે એટલે શેઠ શ્રી દેવકરણ મૂળજી, શેઠ શ્રી મોતીલાલ મૂળજી, શેઠ શ્રી ગોવિંદજી ખુશાલ અને શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડિયા ઝવેરી બજારમા, જ્યા અત્યારે ગોડીજી પાર્શ્વનાથનુ નાનુ દેરાસર છે ત્યા, અચૂક ભેગા થાય, અને નક્કી કરે કે આજે કોની પાસે ફંડ માટે જઈશુ ? થાક કે આરામની ચિંતા કર્યા વગર અમુક સ્થળોએ ફરીને વિદ્યાલયને માટે થોડી-ઘણી પણ મદદના વચનો મેળવે ત્યારે જ એમને સંતોષ થાય

એક વાર મુનિવર્ય શ્રી વલ્લભવિજયજી મહારાજ પાસે હીરાકુંવરબહેન, સૂરતવાળા શેઠ નગીનદાસ કપૂરચંદના વિધવા પત્ની શ્રીમતી રુક્ષ્મણીબહેન અને શ્રી દેવકરણ શેઠનાં પત્ની પૂતળી શેઠાણી વંદના કરવા આવ્યા મહારાજશ્રીના મનમાં તો તે વખતે વિદ્યાલયની વાત જ રમતી હતી એમણે પૂતળી શેઠાણીને કહ્યુ : ‘દેવકરણ શેઠે તો વિદ્યાલયમા મદદ

આપીને લાભ લીધો છે, તમે કંઈ લાભ લીધો કે નહી ?' શેઠાણીએ સંકોચપૂર્વક ના કહી, પણ બીજે જ દિવસે આવીને કહી ગયા કે મહારાજ સાહેબ વિદ્યાલયમા મારા એક હજાર રૂપિયા લખી લેજો તરત જ મહારાજશ્રીએ રાજી થઈને કહ્યુ 'બહુ સારું, એ રકમ સીધી વિદ્યાલયમા મોકલી આપજો '

જ્યારે પણ મુનિ શ્રી વલ્લભવિજયજી મહારાજનું વ્યાખ્યાન હોય ત્યારે પોરસી વખતે જુવાનિયાઓ ગૃહસ્થોના ખેસોની મોટી ઝોળી બનાવીને વિશાળ સમુદાયમા ફરી વળે અને ઘણા ભાઈઓ–બહેનો એમા રાજી થઈને કઈક ને કઈક આપે ટીપે ટીપે સરોવર ભરવા જેવો આ પ્રયોગ હતો, પણ એથી જનસમૂહમા વિદ્યાલય પ્રત્યેની ભાવનાનુ સીંચન થતું હતું એ બહુ મોટો લાભ હતો

શ્રીમતી હીરાકુવરબહેનને તો પૂજ્ય વલ્લભવિજયજી મહારાજે 'શાસનદેવી'નું બિરુદ આપ્યુ હતુ શાસન-સેવા કે સમાજ-સેવાનુ કોઈ પણ કામ હોય ત્યા તેઓ હાજર જ હોય સાધુ-સાધ્વીઓની સેવાભક્તિમા અને સઘના કાર્યોમા આ જાજરમાન બહેન હમેશા ઉત્સાહપૂર્વક ભાગ લેતા વિદ્યાલયને માટે શરૂ શરૂમા દર વર્ષે તેઓ ચાર–આઠ આના કે રૂપિયા–બે રૂપિયા જેવી નાની નાની રકમો ઉઘરાવીને પર્યુષણ જેવા પ્રસગે અમુક ફાળો એકત્ર કરી આપતા વિદ્યાલયના શરૂઆતના રિપોર્ટો જોતા આ વાત જણાઈ આવે છે

વિદ્યાલય પ્રત્યે એ સમયે શ્રીસંઘમા કેટલો ઉત્સાહ અને કેટલી મમતા પ્રવર્તતા હતા એનો આ ઉપરથી પણ કઈક ખ્યાલ મળી શકે છે પ્રયત્ન કરીએ તો આવા તો કેટલાય પ્રેરક પ્રસગો મુંબઈમાથી મળી શકે

છેલ્લા વર્ષો દરમ્યાન સાધુ–મુનિરાજોની પ્રેરણાથી સંસ્થાને ખાસ નોધપાત્ર આર્થિક સહાયતા મળી શકી નહીં, છતા સસ્થાના વિકાસમા એથી કશી ખામી આવવા પામી ન હતી એનુ એક કારણ તો એ છે કે સઘમાથી સંસ્થાને માટે વધુ નાણા મેળવવા અંગે તેમ જ સંસ્થાના કાર્યક્ષેત્રનો વિસ્તાર કરતા રહેવા અગે વિદ્યાલયના સચાલકો અને ખાસ કરીને માનદ મત્રીઓ આજે પણ એટલા જ સજાગ અને પ્રયત્નશીલ છે

અને બીજુ મહત્ત્વનુ કારણ એ છે કે સંસ્થાએ ઉચ્ચ શિક્ષણના પ્રસાર દ્વારા સમાજની સેવા કરીને શ્રીસંઘની એવી ચાહના મેળવી છે કે એ આખા સંઘની સસ્થા બની ગઈ છે અને, એક યા બીજે પ્રકારે, શ્રીસંઘ એની આર્થિક જરૂરિયાતને પૂરી કરતો જ રહે છે

શ્રીસઘે વિદ્યાલયને કેવી કેવી રીતે આર્થિક મદદ આપીને એને પ્રગતિશીલ બનાવ્યુ છે એની કેટલીક વિગતો જાણવા જેવી અને પ્રેરણારૂપ બની રહે એવી છે.

સ્થાયી ફડ સારા પ્રમાણમાં થઈ શકે એવી સ્થિતિ ન હતી, અને સંસ્થાનું કામ તો તરત શરૂ કરવુ જ હતુ, એટલે દસ વર્ષ માટે વાર્ષિક મદદના જે વચનો મળ્યા અને દર વર્ષે સંઘ તરફથી જે કઈ છૂટક મદદ મળતી રહી, તેના આધારે સંસ્થાનું કામ ચાલુ કરવામા કશી જ મુશ્કેલી ન પડી, એટલું જ નહી, શરૂઆતના દસ વર્ષમાં તો, ફક્ત નવમા વર્ષને બાદ કરતા, દરેક વર્ષે ખર્ચ કરતાં આવકનો કઈક ને કંઈક પણ

ધ્યાનપાત્ર વધારો થતો રહ્યો છે, તે એટલે સુધી કે દસમા વર્ષને અંતે બધુ ખર્ચ બાદ કરતા ચોર્યાશી હજારથી પણ વધુ રકમનો વધારો રહ્યો હતો અને આ બધા વર્ષ દરમ્યાન વિદ્યાર્થીઓની સખ્યામા એકદરે ઉત્તરોત્તર વધારો જ થતો રહ્યો હતો ૧૫ વિદ્યાર્થીઓથી શરૂ થયેલ સસ્થામા દસમે વર્ષે ૪૮ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા

સસ્થાની ૫૦ વર્ષની કાર્યવાહી દરમ્યાન શ્રીસંઘે આર્થિક સહકાર આપીને વિદ્યાલયને કેટલુ સધ્ધર બનાવ્યું તેનો ખ્યાલ એની દસ વર્ષની કાર્યવાહી ઉપરથી પણ સારી રીતે આવી શકે એમ છે ઉપર સૂચવ્યુ તેમ, દસ વર્ષના ચાલુ ખર્ચને પહોચી વળવા ઉપરાત ચોર્યાશી હજારથી પણ વધુ રકમનો વધારો રહ્યો, રૂપિયા ૧૩,૮૮૧ જેટલુ સ્થાયી ફડ એકત્ર થયુ, ગોવાળિયા ટેક રોડ ઉપર ૬ મકાનો ખરીદીને એમાના ત્રણ મકાનો કાયમી ભાડાની આવક માટે સ્થાવર મિલકત તરીકે રાખીને બાકીના ત્રણ મકાનોની જમીન ઉપર સસ્થા માટે પાયામાથી આલીશાન નવુ મકાન ચણાવ્યું (આ મકાનો ખરીદવામા અને નવુ મકાન ચણાવવામા કુલ રૂા ૩,૫૬,૫૨૮–૧૩–૬ જેટલુ ખર્ચ થયુ, અને મકાન ફડમા રૂા ૨,૩૦,૮૪૧–૨–૯ ફાળાના આવ્યા, એટલે સસ્થાને આ અગે રૂા ૧,૨૫,૬૮૭–૧૦–૯ જેટલુ વધારે ખર્ચ કરવુ પડયુ ) માધ્યમિક શિક્ષણ માટે મદદ આપવા માટે ‘શ્રી સારાભાઈ મગનભાઈ મોદી લોન સ્કોલરશિપ ફડ’ના રૂા ૩૧,૦૦૦ શ્રી સારાભાઈ તરફથી સસ્થાને સોપવામા આવ્યા, શેઠ દામોદર ભીમજી ટ્રસ્ટ તરફથી રૂા ૧૦,૦૦૦નું ટ્રસ્ટ મળ્યું, ધાર્મિક પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપવા માટે શેઠ સોમચંદ ઉત્તમચદ તરફથી ઇનામ અનામત ફડમા રૂા. ૨,૫૦૦ મળ્યા, પરદેશ જઈ અભ્યાસ કરવા માટે રૂા ૧૧,૦૦૦ જેટલી રકમ શ્રી મહાવીર લોન ફડ તરીકે એકત્ર થઈ

દસ વર્ષમા મળેલ આર્થિક મદદની આ હકીકત ઉપરથી શ્રીસંઘ તરફથી વિદ્યાલયને વિવિધ રૂપે કેવુ એકધારુ આર્થિક પ્રોત્સાહન મળતુ રહ્યુ છે તેનુ, અને વિદ્યાલયે પોતાની કાર્યવાહી અને કાર્યક્ષમતા દ્વારા શ્રીસઘનો કેટલો ચાહ અને વિશ્વાસ સંપાદન કર્યો હતો તેનું, એક સુરેખ અને આકર્ષક ચિત્ર આપણી સમક્ષ દોરાઈ રહે છે

## આવકના માર્ગો

દસમા વર્ષમા વિદ્યાલયમા ૪૮ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા પચાસમા વર્ષમાં મુબઈ, તેમ જ વિદ્યાલયની અમદાવાદ, પૂના અને વડોદરા શાખામા તથા બહાર રહીને અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સખ્યા ૩૬૦ જેટલી થાય છે[1] ઉપરાંત કન્યા છાત્રાલયમા

---

[1] મુબઈમા ૧૨૫; અમદાવાદમા ૭૦; વડોદરામા ૧૦૯; પૂનામા ૩૨; અને બહાર રહીને અભ્યાસ કરતા ૨૪

વિદ્યાલયના છેલ્લા બાવનમા વર્ષના રિપોર્ટમા જણાવ્યા મુજબ, બાવનમા વર્ષમાં મુબઈમાં ૧૨૫, અમદાવાદમા ૭૦, વડોદરામા ૧૨૧, પૂનામા ૩૦ અને બહાર રહીને અભ્યાસ કરતા ૨૫—એ બધા મળીને કુલ ૩૭૧ વિદ્યાર્થીઓ વિદ્યાલયમા હતા; અને ૭૬ જેટલી કન્યાઓને ૧૭,૪૦૦ રૂપિયા જેટલી છાત્રવૃત્તિ આપવામા આવી હતી આ ઉપરાત ૫૩મા વર્ષથી વિદ્યાલયની વલ્લભવિદ્યાનગર શાખાનુ કામ પણ ૩૧ વિદ્યાર્થીઓથી શરૂ થઈ ગયું છે; અને એ શાખામા ૮૦ વિદ્યાર્થીઓ રહી શકે એટલી સગવડ કરવામા આવી છે.

૬૭ જેટલી વિદ્યાર્થિનીઓને પંદર હજાર રૂપિયા જેટલી સ્કૉલરશિપો આપવામા આવી છે આ બધા ખર્ચને પહોચી વળવાને માટે આશરે વાર્ષિક સાડાત્રણ લાખ રૂપિયા જેટલું મોટુ ખર્ચ કરવુ પડતું હોય તો મ સ્થા પાસે આવકના સાધનો પણ એવા જ સધ્ધર હોય તો જ એને પહોચી શકાય એ સહેજે સમજી શકાય એવી બાબત છે.

નીચેની વિગતોથી આવકના કેટલાક મુખ્ય માર્ગોનો ખ્યાલ આવી શકશે —

**સભ્ય વગેરેનું લવાજમ**—સંસ્થાના પ્રારંભમા જ દસ વર્ષ સુધી વાર્ષિક રૂા ૫૧ની સહાયતા આપનારા સભ્યો નોધવાનો જે નિયમ કરવામા આવ્યો હતો, તે હજી પણ ચાલુ છે. ફક્ત એમા ફેરફાર એટલો કરવામા આવ્યો છે કે તા ૧–૧–૧૯૬૪ પછી વાર્ષિક રૂા ૫૧ને બદલે રૂા ૧૦૦ લેવામા આવે છે. આ રીતે દસ વર્ષ સુધી સહાયતા આપનાર છેવટે આજીવન સભ્ય ગણાય છે સ સ્થાના બંધારણ પ્રમાણે આજીવન સભ્યો અને આશ્રયદાતાઓ (પેટ્રનો) બનાવવામા આવે છે પચાસ વર્ષ દરમ્યાન ૮૪ પેટ્રનો, અને ૬૦૨ આજીવન સભ્યો નોધાયા છે.[1]

**ટ્રસ્ટ સ્કૉલર**—ટ્રસ્ટ-સ્કૉલરની યોજનાની શરૂઆત અગિયારમા વર્ષથી થઈ સૌથી પહેલુ આવુ ટ્રસ્ટ શેઠ ઉત્તમચ દ ત્રિભોવનદાસ ઍન્ડ વલ્લભદાસ ટ્રસ્ટ ફંડને નામે, શેઠ ઉત્તમચ દ રણછોડદાસના એક્ઝિક્યુટરોની ઇચ્છાથી, વિદ્યાલયને રૂા ૨૨,૦૦૦ જેવી મોટી રકમ મળી તેથી રચાયું આ ટ્રસ્ટની શરત પ્રમાણે માગરોળના ત્રણ વિદ્યાર્થીઓને ફ્રી વિદ્યાર્થી તરીકે વિદ્યાલયમા રાખવાના હતા ટ્રસ્ટો મળવાની આ ગતિ યોજનાની શરૂ-આતમા કંઈક ધીમી રહી ઉપર જણાવેલ પહેલું ટ્રસ્ટ રચાયા પછી પંદર વર્ષના ગાળામા (એટલે કે સ સ્થાએ પચીસ વર્ષ પૂરા કર્યા તે દરમ્યાન) ૧૩ ટ્રસ્ટ-સ્કૉલરોને લાભ મળી શકે એવા રૂા ૧,૧૨,૬૩૦ની સખાવતના ફક્ત પાચ જ ટ્રસ્ટો વિદ્યાલયને મળ્યા હતાં.

પણ પછીની બીજી પચીસી દરમ્યાન આ યોજનાને સમાજ તરફથી ઘણો મોટો આવકાર મળ્યો ૫૦મા વર્ષની આખરે આવા કુલ ૮૯ ટ્રસ્ટો નોધાયા છે. એનો લાભ ૧૨૬ ટ્રસ્ટ-સ્કૉલરોને મળે છે અને એ નિમિત્તે વિદ્યાલયને કુલ રૂા ૧૩,૨૯,૧૭૫ જેટલી સારી સખાવત મળી છે એ સખાવતે વિદ્યાલયના કાર્યને આગળ વધારવામા અને એના પાયા દૃઢ મૂળ કરવામા મહત્ત્વનો હિસ્સો આપ્યો છે[2]

આ યોજના વિદ્યાલય, વિદ્યાર્થી અને દાતા ત્રણેને માટે લાભકારક સાબિત થઈ છે. તેથી જ એનો અત્યારે પણ એટલા જ ઉમળકાથી સત્કાર થઈ રહ્યો છે. અને હવે તો ટ્રસ્ટ-સ્કૉલરની વધી ગયેલી સ ખ્યા જોતાં, એના ઉપર પણ કઈક નિયંત્રણ મૂકવાનો વિચાર કરવો પડે એવી સ્થિતિ ઊભી થઈ છે

**શેઠ શ્રી વાડીલાલ સારાભાઈની મોટી સખાવત**—ટ્રસ્ટ-સ્કૉલરની યોજના શરૂ થઈ તે પહેલાં અમદાવાદના શેઠશ્રી વાડીલાલ સારાભાઈએ વિદ્યાલયને, તે સમયમા, એક લાખ

---

૧ તા ૩૧–૫–૧૯૬૭ સુધીમા (બાવનમા વર્ષને અંતે) ૧૦૧ પેટ્રનો તથા ૬૮૩ આજીવન સભ્યો નોધાયેલા છે. તા ૩૧–૧૨–૧૯૬૭ સુધીમા પેટ્રનોની સ ખ્યા ૧૦૭ થયેલ છે

૨ તા ૩૧–૧૨–૧૯૬૭ સુધીમા આવા કુલ ૧૩૩ ટ્રસ્ટો નોંધાયા છે; અને એનો લાભ ૧૭૨ વિદ્યાર્થીઓને મળી શકે છે

રૂપિયા જેવી બાદશાહી સખાવત આપી હતી આ સખાવતને કારણે વિદ્યાલયના મુંબઈના મકાનને 'શેઠ વાડીલાલ સારાભાઈ વિદ્યાર્થિગૃહ'નું નામ આપવામાં આવ્યુ; એમને સંસ્થાના આશ્રયદાતા (પેટ્રન) તરીકેનું બહુમાન આપવામાં આવ્યું, અને એમને કાયમને માટે બે ટ્રસ્ટ-સ્કોલરો નીમવાનો અધિકાર આપવામાં આવ્યો વિદ્યાલયના મકાનના ઉદ્ઘાટન સમારંભ બાદ છ એક મહિને જ આ સખાવત મળી હતી. એક લાખ રૂપિયાની સખાવત આમેય નાદર સખાવત લેખી શકાય, તેમાય સંસ્થા જ્યારે એક પ્રકારની આર્થિક સંકડામણમા હતી એવે વખતે આવી મોટી સખાવત મળવી એ કુદરતની મોટી મહેર જેવું કે સંસ્થા અને સમાજની જાગતી પુણ્યાઈ જેવું જ લેખી શકાય વિદ્યાલયને આ સખાવત મેળવી આપવામા શેઠ શ્રી મનસુખલાલ છગનલાલે ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો આનો સમારભ તા ૯–૪–૧૯૨૬ના રોજ સર પ્રભાશંકર પટ્ટણીના પ્રમુખપદે ઊજવાયો હતો.

અમદાવાદનિવાસી શેઠ શ્રી સારાભાઈ મગનભાઈ મોદી સામાન્ય સ્થિતિમાથી આપબળે શ્રીમત થઈ શક્યા હતા અમદાવાદના શેઠ જમનાભાઈ ભગુભાઈની મદદથી તેઓ બી એ સુધી અભ્યાસ કરી શક્યા હતા; અને પોતાના ભાગ્યને ખીલવવામા આ અભ્યાસે ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો તે વાત તેઓ ક્યારેય વીસરી શક્યા ન હતા તેથી એમનું દિલ વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓને એમના માધ્યમિક તેમ જ ઉચ્ચ અભ્યાસ મા સહાય કરવા હમેશાં તલસ્યા કરતુ એમના તરફથી મળેલ બે મોટી સખાવતોની વિગતો એમની આ ભાવનાની સાક્ષી પૂરે છે

**શ્રી સારાભાઈ મગનભાઈ મોદી લોન સ્કોલરશિપ ફંડ**—વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓને માધ્યમિક શિક્ષણમાં લોનરૂપે સહાયભૂત થવાના હેતુથી દર વર્ષે સાત હજાર રૂપિયા ખરચી શકાય એ માટે (સાતે વર્ષે પાંત્રીસ હજાર થઈ રહે એ હિસાબે) એમણે વિદ્યાલયને રૂા ૩૧,૦૦૦ સને ૧૯૨૩ના ઑક્ટોબર માસમા સોપ્યા સાથે સાથે એમણે એવી તત્પરતા પણ દાખવી કે કોઈ સજ્જન રૂા ૬૫,૦૦૦ આપીને આ ફંડને એક લાખ રૂપિયાનુ બનાવે તો આ ફંડ સાથે એમનુ નામ જોડીને પોતાનું નામ કમી કરી શકાય પાત્રીસ (રોકડા એકત્રીસ) હજાર જેવી રકમથી શરૂ થયેલ આ ફંડમાથી છેલ્લા ૪૧ વર્ષ દરમ્યાન ૮૫૮ વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓને, લોનના વળતરને કારણે, રૂા ૯૫,૮૮૯ જેટલી રકમ આપી શકાઈ છે, અને અત્યારે એ ફંડ પાસે રૂા ૨,૩૦૪–૭૬ ની પુરાત છે[1]

આ ફંડનો વહીવટ આઠ સભ્યોની એક પેટાસમિતિ દ્વારા થાય છે, જેમાના પાચ સભ્યો વ્યવસ્થાપક સમિતિ દ્વારા અને ત્રણ સભ્યો શ્રી સારાભાઈ મોદીના ઉત્તરાધિકારી દ્વારા નિમાય છે અત્યારની સમિતિ નીચે મુજબ છે —

| | |
|---|---|
| ૧. શ્રી મદનલાલ ઠાકોરદાસ શાહ | ૫ શ્રી જમનાદાસ સારાભાઈ મોદી (મત્રી) |
| ૨. શ્રી દીપચદ મગનલાલ શાહ | ૬ શ્રી મનુભાઈ ગુલાબચદ કાપડિયા |
| ૩ શ્રીમતી પન્નાબહેન જયતભાઈ પારેખ | ૭ શ્રીમતી તારાબહેન પ્રસન્નમુખ બદામી |
| ૪. શ્રી મગનલાલ ભગવાનજી શાહ | ૮. શ્રી કાન્તિલાલ ડાહ્યાભાઈ કોરા |

૧ વિદ્યાલયના બાવનમા વર્ષના રિપોર્ટમા જણાવ્યા મુજબ તા ૩૧–૫–૧૯૬૭ સુધીમા ૮૮૩ વિદ્યાર્થીઓ–વિદ્યાર્થિનીઓને રૂા ૯૮,૨૯૯–૮૭ની સહાય આપી શકાઈ છે, રૂા ૪૯,૭૭૮–૧૮ જેટલું લોન-રિફંડ મળેલ છે, અને ફંડમા રૂ ૧,૬૪૩–૧૨ જેટલી પુરાત રહે છે

**શ્રી સારાભાઈ મગનભાઈ મોદી ઉચ્ચ અભ્યાસ શિષ્યવૃત્તિ ટ્રસ્ટ**—ઉચ્ચ શિક્ષણને પ્રોત્સાહન આપવાના હેતુથી શેઠ શ્રી સારાભાઈએ દર વર્ષે સાત હજાર રૂપિયાની લોન સાત વર્ષ સુધી આપી શકાય અને એના વહીવટનું ખર્ચ પણ પોતાના તરફથી આપવામાં આવે એ રીતે રૂા. ૫૧,૦૦૦ વિદ્યાલયને આપવાનું વિચાર્યું હતું. આ માટે એમણે રૂા ૭,૦૦૦ રોકડા અને રૂા. ૩૦,૦૦૦ મૈસુર મિલની ૬॥ ટકાના વ્યાજની ડિપોઝિટમાં રોકયા હતા આ યોજનાનો વિદ્યાલયે તા. ૬–૩–૧૯૩૨ના રોજ સ્વીકાર કર્યો; ત્યાર પછી ફક્ત દોઢ જ મહિને, તા ૨૨–૪–૧૯૩૨ ના રોજ, એમનો સ્વર્ગવાસ થયો; પણ ફૂલ એની ખુશબો મૂકતું જાય એમ શ્રી સારાભાઈ મોદીની એ સખાવતમાંથી, લોન રિફંડને કારણે, છેલ્લા ૩૩ વર્ષ દરમ્યાન કુલ ૬૭૩ વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓને રૂા. ૧,૩૩,૭૪૩ જેટલી મોટી રકમની લોન આપી શકાઈ છે, અને અત્યારે આ ટ્રસ્ટમા રૂા ૧૬,૫૨૯–૪૩ જમા છે.[1]

આ ટ્રસ્ટનો વહીવટ દસ સભ્યોની એક પેટાસમિતિ દ્વારા થાય છે, જેમાના પાંચ સભ્યો વ્યવસ્થાપક સમિતિ દ્વારા અને પાચ સભ્યો શ્રી સારાભાઈ મોદીના ઉત્તરાધિકારી દ્વારા નિમાય છે અત્યારની સમિતિ નીચે મુજબ છે:—

(૧) શ્રી મગનલાલ ઠાકોરલાલ શાહ
(૨) શ્રી દીપચદ મગનલાલ શાહ
(૩) શ્રીમતી પન્નાબહેન જયંતભાઈ પારેખ
(૪) શ્રી મગનલાલ ભગવાનજી શાહ
(૫) શ્રી જમનાદાસ સારાભાઈ મોદી (મત્રી)
(૬) શ્રી મનુભાઈ ગુલાબચંદ કાપડિયા
(૭) શ્રી રતિલાલ ચીમનલાલ શાહ
(૮) શ્રીમતી તારાબહેન પ્રસન્નમુખ બદામી
(૯) ડૉ રતિલાલ મોહનલાલ વાડેલવાળા
(૧૦) શ્રી કાન્તિલાલ ડાહ્યાભાઈ કોરા

શેઠ સારાભાઈ કેવળ છાત્રવૃત્તિરૂપે સીધેસીધી મદદ આપી દેવાને બદલે લોનરૂપે મદદ આપવાના ખાસ આગ્રહી અને હિમાયતી હતા એના પરિણામે જ એમના ઉપર્યુક્ત બે ફંડનો આટલા બધા વિદ્યાર્થીઓને લાભ મળી શકયો છે અને હજી પણ મળી રહ્યો છે

**શેઠ મેઘજી સોજપાળ ઉચ્ચ ધાર્મિક શિક્ષણ સહાયક ફંડ**—વિદ્યાલયના સોળમા વર્ષમા મુંબઈના શિક્ષણપ્રેમી અને ધર્માનુરાગી આગેવાન શેઠ શ્રી મેઘજી સોજપાળે, ચાલુ ધાર્મિક શિક્ષણથી આગળ વધીને વિદ્યાર્થીઓ ઉચ્ચ ધાર્મિક શિક્ષણ લેવા પ્રોત્સાહિત થાય એટલા માટે, ત્રીસ હજાર રૂપિયા જેવી સારી રકમ આપવાની ઉદાર ભાવનાથી, એક વિશિષ્ટ યોજના તૈયાર કરીને વિદ્યાલયને સોપી. વિદ્યાલયે તા. ૧૩–૪–૧૯૩૧ના રોજ એનો સ્વીકાર કરીને એના અમલની દિશામા પગલા માડચા આ યોજનાની વિગતો 'ધાર્મિક શિક્ષણ અને સંસ્કારિતા' નામના પ્રકરણમાં જોઈ શકાશે

**શેઠ શ્રી ભોળાભાઈ જેસિંગભાઈની મોટી સખાવત**—શેઠ શ્રી ભોળાભાઈ જેસિંગભાઈ દલાલે એક લાખ રૂપિયા જેવી મોટી રકમની સહાય આપી તેના લીધે વિદ્યાલયની પહેલી જ શાખા વિ સં. ૨૦૦૨ મા સ્થાપવાનું ગૌરવ અમદાવાદ શહેરને મળ્યું. શેઠ શ્રી ભોળાભાઈને વિદ્યાલયના પેટ્રન બનાવવામા આવ્યા, તથા એમને અમદાવાદ શાખામાં

---

૧ વિદ્યાલયના બાવનમા રિપોર્ટમા જણાવ્યા મુજબ તા ૩૧–૫–૧૯૬૭ સુધીમાં ૭૨૭ વિદ્યાર્થીઓ-વિદ્યાર્થિનીઓને રૂા ૧,૪૮,૧૮૬–૪૪ની લોન આપી; રૂા ૮૬,૭૬૪–૦૭ જેટલી લોન પાછી મળી; અને ફંડમા રૂા, ૧૨,૮૮૬–૮૦ જમા છે



પેટ્રન, ભૂતપૂર્વ ટ્રેઝરર તથા પાયાના મુખ્ય સહાયક
શેઠશ્રી દેવકરણ મૂળજી



પેટ્રન તથા પાયાના સહાયક

શેઠશ્રી મોતીલાલ મૂળજી



પેટ્રન તથા પાયાના સહાયક
શેઠશ્રી હેમચંદ અમરચંદ



પેટ્રન તથા ઉચ્ચ ધાર્મિક અભ્યાસની યોજનાના પ્રયોજક
શેઠશ્રી મેઘજી સોજપાળ



પેટ્રન તથા શ્રી સા મ મો. લોન સ્કોલરશીપ ફંડ તથા
શ્રી સા મ મો ઉચ્ચ અભ્યાસ શિષ્યવૃત્તિ ટ્રસ્ટ ફંડના સ્થાપક
શેઠશ્રી સારાભાઈ મગનભાઈ મોદી



મુબઈના 'શેઠશ્રી વાડીલાલ સારાભાઈ વિદ્યાર્થીગૃહ'ના સ્થાપક
શેઠશ્રી વાડીલાલ સારાભાઈ



પેટ્રન તથા અમદાવાદ શાખાના 'શેઠશ્રી ભોળાભાઈ જેસીંગભાઈ
દલાલ વિદ્યાર્થીગૃહ'ના સ્થાપક
શેઠશ્રી ભોળાભાઈ જેસીગભાઈ દલાલ

એક સ્કૉલર નીમવાનો હક્ક આપવામાં આવ્યો. આની વિશેષ વિગતો "વિદ્યાલયની શાખાઓ" નામના પ્રકરણમાં આપવામાં આવી છે.

**પૂના તથા વડોદરા શાખાઓ**—સને ૧૯૪૭માં પૂનાના શ્રી ભારત જૈન વિદ્યાલયના ટ્રસ્ટીઓએ એ સંસ્થા વિદ્યાલયને સોંપી સંસ્થા પાસે મકાન તૈયાર હતાં અને વિશાળ જમીન પણ હતી એથી પૂનામા વિદ્યાલયની શાખાની શરૂઆત થઈ શકી એ જ રીતે સને ૧૯૫૪મા વડોદરાના શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમના સંચાલકોએ એ સંસ્થા વિદ્યાલયને સોપી આ સંસ્થા પાસે પણ મકાન તૈયાર હતુ અને ખાલી જમીન પણ સારા પ્રમાણમા હતી, તેથી વિદ્યાલયના આદ્ય પ્રેરક પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની જન્મભૂમિમા વિદ્યાલયની શાખા શરૂ કરવાનું શકય બન્યુ આ બન્ને શાખાઓ સંબંધી વિશેષ માહિતી "વિદ્યાલયની શાખાઓ" નામના પ્રકરણમાંથી જાણવા મળી શકશે

**શ્રી ખેડા જૈન વિદ્યાર્થી ઉચ્ચ શિક્ષણ લોન-સ્કૉલરશિપ ફંડ**—ઉચ્ચ અભ્યાસમાં આગળ વધવા ઇચ્છતા પરંતુ વિદ્યાલયમા પ્રવેશ નહીં મેળવી શકનાર ખેડાના શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન વિદ્યાર્થીઓને સહાયરૂપ થવાના ઉદ્દેશથી ખેડાના ભાવનાશીલ ભાઈઓએ આ ફંડની સને ૧૯૪૬મા સ્થાપના કરી હતી દોઢ બે વર્ષ સુધી આ ફંડનો વહીવટ પોતે સંભાળ્યા પછી, આ કાર્ય સુવ્યવસ્થિતપણે ચાલે એ માટે એમણે એનો વહીવટ વિદ્યાલયને સોપવાની ઈચ્છા પ્રદર્શિત કરતા વિદ્યાલયે તા. ૪-૧-૧૯૪૮ના રોજ એનો, રૂા. ૩૩,૫૦૧ સાથે સ્વીકાર કર્યો વિદ્યાલયે નીમેલી એક પેટાકમિટી આ કાર્યનું સંચાલન સંભાળે છે, નવી આવક તેમ જ લોન રિફંડને કારણે આ ફંડમાંથી અત્યાર સુધીમા ૧૦૦ વિદ્યાર્થીઓને વિદ્યાલયના ૫૦મા વર્ષ સુધીમા કુલ રૂા ૬૨,૪૧૦ની લોન આપવામા આવી છે, અને અત્યારે આ ફંડમાં રૂા ૩૫,૩૧૦ જેટલી રકમ જમા છે [1]

આ ફંડનો વહીવટ સાત સભ્યોની પેટાસમિતિ મારફત થાય છે, જેમાના ચાર સભ્યો વ્યવસ્થાપક સમિતિ દ્વારા અને ત્રણ સભ્યો શ્રી ખેડા ફંડ સમિતિ તરફથી નિમાય છે. અત્યારની સમિતિ નીચે મુજબ છે —

૧ ડૉ રતિલાલ મોહનલાલ વાડેલવાળા
૨ શ્રી કાન્તિલાલ નાનચંદ મોદી
૩. શ્રી મોમચંદ ધૂળાભાઈ ભાવસાર
૪ શ્રી રતિલાલ ચીમનલાલ શાહ
૫ શ્રી ચીમનલાલ મોતીલાલ પરીખ
૬ શ્રીમતી તારાબહેન પ્રસન્નમુખ બદામી
૭. શ્રી કાન્તિલાલ ડાહ્યાભાઈ કોરા (મંત્રી)

## શેઠ શ્રી દેવકરણ મૂળજીનો અસાધારણ સહકાર

જેમ વિદ્યાલયની સ્થાપનામાં એક ચાલક બળ તરીકે શેઠ શ્રી દેવકરણ મૂળજીનો અસાધારણ ફાળો હતો, એ જ રીતે આર્થિક દૃષ્ટિએ તો તેઓ સંસ્થાને માટે કલ્પવૃક્ષ જેવા જ હતા વિદ્યાલયને માટે ફંડ એકત્ર કરવામાં એમણે જે કામગીરી બજાવી હતી

[1] વિદ્યાલયના બાવનમા રિપોર્ટમાં જણાવ્યા મુજબ તા ૩૧-૫-૧૯૬૭ સુધીમાં ૧૨૮ વિદ્યાર્થીઓ-વિદ્યાર્થિનીઓને રૂા ૭૫,૨૮૫-૦૦ની લોન આપી; રૂા ૨૧,૩૮૫-૦૦ જેટલી રકમ પાછી આવી; અને ફંડમા રૂા ૭૪,૨૦૨-૯૦ જમા છે

એ પોતે જ એક યાદગાર બની રહે એવી બાબત હતી ઉપરાંત, એમના પોતાના તરફથી અને એમના સ્વર્ગવાસ બાદ એમના નામથી વિદ્યાલયને મોટી મોટી રકમની સખાવતો મળતી રહી છે એટલું જ નહીં, એમની યોજનાપૂર્વકની સખાવતને લીધે અત્યારે પણ સંસ્થાને વર્ષમા એક લાખ રૂપિયા જેટલી નિયમિત આવક થતી રહે છે એમની એ સખાવતોની વિગતો નીચે મુજબ છે.—

વાર્ષિક એક હજારની મદદ—સંસ્થાનો પ્રારંભ થયો ત્યારે શ્રી દેવકરણ શેઠે (તથા શેઠ શ્રી હેમચંદ અમરચંદે) દસ વર્ષ માટે વાર્ષિક રૂપિયા ૧,૦૦૧ આપવાનું સ્વીકારીને સંસ્થાને ગતિશીલ કરવામા નોંધપાત્ર પ્રેરણા અને ફાળો આપ્યા હતા શરૂઆતમા જ આવી સારી મદદ આપવાને કારણે શેઠ શ્રી હેમચંદ અમરચંદ તથા શેઠ શ્રી દેવકરણ મૂળજી એ બન્નેના નામો સંસ્થાના પેટ્રન મહાનુભાવોની યાદીના મોખરે શોભે છે વાર્ષિક રૂા ૧,૦૦૧ આપવાની ૧૦ વર્ષની સમયમર્યાદા પૂરી થયા બાદ બીજાં દશ વર્ષ માટે વાર્ષિક રૂા ૨૫૧ આપવાનુ આ બન્ને શ્રેષ્ઠીઓએ સ્વીકાર્યું હતું ઉપરાંત, શ્રી દેવકરણ શેઠે વીસેક હજાર રૂપિયા જેટલી છૂટી છૂટી મદદ પણ આપી હતી

વિશેષ નોંધપાત્ર બીના તો એ છે કે શ્રી દેવકરણ શેઠે પોતાની હયાતીમા વિદ્યાલયને જે આર્થિક સહાય આપી હતી, તેના કરતા ઘણી વધારે મદદ એમના અવસાન બાદ સંસ્થાને મળી હતી. એમણે પોતાના વસિયતનામામા આવી દૂરદેશીભરી વ્યવસ્થા કરી હતી. શ્રી દેવકરણ શેઠનું આ પગલું એમની વિદ્યાલય તેમ જ કેળવણી પ્રત્યેની અપાર પ્રીતિની પ્રશસ્તિરૂપ બની રહે એવું છે.

પાંચ ટ્રસ્ટ-સ્કોલર—શ્રી દેવકરણ શેઠના વસિયતનામા મુજબ, વિદ્યાલયને એમના નામથી વિદ્યાલયમા પાંચ સ્કોલરો રાખવા માટે એમના વસિયતનામાના એક્ઝિક્યુટરો તરફથી પચાસ હજાર રૂપિયા જેવી મોટી રકમ મળી હતી આ અંગે એમના વસિયતનામામા લખવામા આવ્યુ છે કે—

"(૧૯) રૂપીઆ પચાસ હજારની રકમ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના ટ્રસ્ટીઓને શરત કરીને આપવા અને તેનુ ટ્રસ્ટ કરવુ જે જુનાગઢની મારી બોર્ડિંગનો કોઈ વિદ્યાર્થી દાખલ થવા અરજી કરે તો તેને દાખલ કરવો સોરઠનો કોઈપણ વિશાશ્રીમાળી જૈન દાખલ થવા અરજી કરે અથવા પાલીતાણા બાળાશ્રમનો કોઈ વિદ્યાર્થી દાખલ થવા અરજી કરે અને ધારાધોરણ અનુસાર તેને દાખલ કરી શકાય તો તેને દાખલ કરવો, અને એ રીતે અથવા એમ ન બને તો કોઈ અન્ય પાંચ વિદ્યાર્થીને મારા નામથી 'દેવકરણ મૂળજી સ્કોલર' તરીકે રાખવા" (વર્ષ ૨૪, પૃ ૧૪૦)

શેઠ દેવકરણ મૂળજી પરદેશ અભ્યાસ ટ્રસ્ટ ફંડ—શેઠ દેવકરણ મૂળજીના વસિયતનામાના એક્ઝિક્યુટરોએ, એમના વસિયતનામાની રૂએ, પરદેશમા અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીને મદદ આપવા માટે, તા ૧૬–૫–૧૯૩૮ ના રોજ, વિદ્યાલયને રૂપિયા દસ હજાર આપ્યા હતા એની શરત આ પ્રમાણે હતી —

"(૨૦) ઉપર જણાવેલ રૂપીઆ પચાસ હજાર ઉપરાત રૂપીઆ દસ હજાર શ્રી મહાવીર જૈન વિદ્યાલયના ટ્રસ્ટીઓને આપવા, ને શરત કરવી કે જ્યારે પણ જુનાગઢવાળા ડૉક્ટર લીલાધર વાલજી મહેતા વધુ અભ્યાસ માટે યુરોપ જતા હોય તો, વિદ્યાલયના નિયમ પ્રમાણે રૂપીઆ દસ હજાર સુધી

મજકુર ડૉક્ટરને લોન તરીકે આપવા મજકુર ડૉક્ટર પાસેથી રકમ પાછી મળેથી વિદ્યાલયના ટ્રસ્ટીઓએ પોતાની મરજી મુજબ માગ નામથી એવા જ કામમા કાઠીઆવાડના વિસાશ્રીમાળી વિદ્યાર્થીને આપવામા એ રકમનો ઉપયોગ કરવો" (વર્ષ ૨૪, પૃ ૧૪૨ B)

ડૉ લીલાધરભાઈએ આ રકમનો ઉપયોગ ન કર્યો, અને તેઓની હયાતી દરમ્યાન એ રકમનો બીજી રીતે ઉપયોગ થઈ શકે એમ ન હતુ, એટલે ૧૯૬૩–૬૪ની સાલ સુધી એ રકમનો ઉપયોગ ન થઈ શકયો અને વ્યાજ અને મુદ્દલ મળીને વિદ્યાલયના ૪૯મા વર્ષમા આ ટ્રસ્ટમા રૂા ૧૮,૪૭૬–૧૪ ભેગા થયા. એ જ અરસામા ડૉ લીલાધર ભાઈનું અવસાન નીપજતા કાઠિયાવાડના બીજા વિદ્યાર્થીઓને પરદેશમા અભ્યાસ કરવા માટે લોન આપવામા એનો ઉપયોગ કરવાનું તા ૧૪–૭–'૬૪ના રોજ વ્યવસ્થાપક કમિટીએ ઠરાવ્યુ. વિદ્યાલયના ૫૦ વર્ષના સરવૈયામા આ ટ્રસ્ટ ખાતે રૂા ૧૭,૦૪૪–૬૦ જમા છે આમા શિહોર ધર્મશાળા માટેની અનામત રકમ ભેળવી દેવામા આવી છે તેની વિગત નીચે મુજબ છે—

શિહોરની ધર્મશાળાની રકમ—શેઠ શ્રી દેવકરણ મૂળજીના વસિયતનામા પ્રમાણે શિહોરની ધર્મશાળા માટે અમુક રકમ જુદી રાખવામા આવી હતી અને તે મહારાષ્ટ્ર રાજ્યના ઑફિશિયલ ટ્રસ્ટી પાસે હતી એ રકમનો એ ધર્મશાળાના કામમા ઉપયોગ ન થવાથી એ અંગેની કાયદેસરની જરૂરી કાર્યવાહીને અંતે, શ્રી ગોકુળદાસ મૂળજીના સહકારથી રૂા ૮,૩૦૦–૦૦ની ફેઈસ વેલ્યુની ૩ ટકાના દરની ૧૯૪૬–૮૬ની કન્વરઝન લોન સિક્યુરિટીઓ વિદ્યાલયને મળેલ છે આ રકમનો ઉપયોગ કેળવણીના કામમા કરવાનો છે, અને સૌરાષ્ટ્રના વીસા શ્રીમાળી જૈન વિદ્યાર્થીઓને એનો પહેલો લાભ આપવાનો છે. આ રકમ ૪૯મા વર્ષમા વિદ્યાલયને મળેલ છે આ સિક્યુરિટીઓને વટાવવામા આવતાં રૂા ૫,૩૦૯–૯૭ ઊપજેલ છે અને એ રકમ ઉપર સૂચવેલ પરદેશ અભ્યાસ ફંડમાં ભેળવી દેવામા આવેલ છે

શેઠ દેવકરણ મૂળજી રેસિડયુ ટ્રસ્ટ—સને ૧૯૪૨મા શેઠ દેવકણ મૂળજીની શેષ (રેસિડયુ) મિલકતના રૂા ૫૦,૦૦૦ એમના વસિયતનામાના એકિઝક્યુટરો તરફથી વિદ્યાલયને મળ્યા આ ટ્રસ્ટની શરત મુજબ વિદ્યાલયે પાચ વિદ્યાર્થીઓને 'શેઠ દેવકરણ મૂળજી રેસિડયુ સ્કૉલર' તરીકે રાખવાના થાય છે, અને એમા કાઠિયાવાડના વીસા શ્રીમાળી જૈન વિદ્યાર્થીને અગ્રહક્ક આપવામા આવે છે (વર્ષ ૨૭, પૃ ૧૭)

દેવકરણ મેન્શન—પ્રિન્સેસ સ્ટ્રીટ જેવા મુબઈના કેન્દ્રવર્તી સ્થાનમા આવેલ આ ઈમારત એક જંગી ઈમારત છે ત્રણ માળની આ ઈમારતની ચારે તરફ સરિયામ રસ્તા આવેલ છે. શ્રી દેવકરણ શેઠના વસિયતનામામાની અમુક જોગવાઈઓ અનુસાર તેવીસમા વર્ષથી (તા ૧૪–૧૧–૩૭થી) તે ૨૭મા વર્ષ સુધી આશરે ચાર વર્ષ મજકૂર વસિયતનામાના એકિઝક્યુટરો સાથે વાટાઘાટો, જરૂરી ઠરાવો, કોર્ટ તથા ચેરિટી કમિશ્નરની મંજૂરીઓ વગેરે વિધિમા વિતાવ્યા બાદ છેવટે તા ૨૯–૮–૧૯૪૧ના રોજ રૂા ૫,૭૨,૯૯૬ જેવી રકમ આપીને, અને વસિયતનામામા ઉલ્લેખેલી જવાબદારીઓ અદા કરતા એના એકિઝક્યુટરો પાસે જે રકમ વધે—શેષ રહે—તે તેઓ વિદ્યાલયને સોપે, એ શરતે, દેવકરણ મેન્શનનો કાયદેસરનો કબજો મેળવી લીધો. ત્યાર બાદ સને ૧૯૫૫–૫૮ દરમ્યાન આ ઈમારત ઉપર,

આવક વધારવાની દૃષ્ટિએ, રૂા ૩,૩૭,૨૦૫–૦૦ ખરચીને ત્રીજો માળ લેવામા આવ્યો. (આ ઇમારતની જમીન ભાડાપટાની હોઈ એનું વાર્ષિક જમીનભાડું આશરે એકાવન હજાર રૂપિયા ચૂકવવાનું થાય છે ) આ ઇમારતનો કબજો મેળવવા માટે વિદ્યાલયને જે દેવું કરવું પડયું હતું તે, તથા ત્રીજો માળ લેતા જે ખરચ કરવું પડયું તે, સમાજ તરફથી મળતી રહેલી સખાવતોને કારણે, સમય જતા, પૂરું થઈ ગયું પરિણામે સંસ્થાના ખર્ચના અંદાજપત્રને પૂરુ કરવામા વર્ષે દિવસે એક લાખ રૂપિયા જેટલી ચોખ્ખી આવક દેવકરણ મેન્શને કરી આપી છે સંસ્થાના સંચાલકોની દીર્ઘદૃષ્ટિ અને હિંમતને કારણે જ આવું મોટું કાર્ય સફળતાપૂર્વક પૂરું થઈ શકયું આને લીધે એક બાજુ સંસ્થા પોતાના ખર્ચ માટે ઠીક ઠીક પ્રમાણમા નિશ્ચિંત બની શકી; અને બીજી બાજુ શ્રી દેવકરણ શેઠનું નામ પણ સવિશેષપણે યાદગાર બની શકયું

આ બધી વિગતો ઉપરથી જોઈ શકાશે કે શેઠ શ્રી દેવકરણ મૂળજીની સખાવતો એમની હયાતી દરમ્યાન તેમ જ એમના સ્વર્ગવાસ બાદ પણ, જુદે જુદે રૂપે વિદ્યાલયને મળતી જ રહી છે

શ્રી દેવકરણ શેઠની વિદ્યાલય ઉપર નિરંતર સખાવતની વર્ષા કરતી મમતા અંગે વિદ્યાલયના ૩૭મા વર્ષના રિપોર્ટ (પૃ ૯)માં યોગ્ય જ કહેવામાં આવ્યું છે કે—

"શેઠ શ્રી દેવકરણ મૂળજીના નામ અને સખાવતોથી આજે જૈન અને જૈનેતર સમાજમા કોણ પરિચિત નથી? પ્રામાણિક વ્યવહાર, ચિવટ, ખત અને પુરુષાર્થ જ્યારે પુણ્ય સાથે સંકળાએલ હોય છે ત્યારે મનુષ્ય શું શુ કરી શકે છે તેનુ આદર્શ દૃષ્ટાંત શેઠ શ્રી દેવકરણ ભાઈનુ જીવન પુરૂ પાડે છે આ સંસ્થાના આરંભથી પોતાના અંતકાળ સુધી ટ્રસ્ટી અને કોશાધ્યક્ષ તરીકે તેમણે સેવા અર્પી હતી કેળવણી પ્રત્યેનો તેમનો સદ્‌ભાવ અદ્‌ભુત હતો આર્થિક સહાય આપવા ઉપરાત અનેકને પ્રેરણારૂપ બની તન, મન અને ધનથી સહાય કરવા આદેશ આપેલ છે એમની આર્થિક સહાય કરતા એમનું સંસ્થા પ્રત્યેનુ ઉદાર માનસ, જીવનના અંત સુધી સંસ્થાને આપેલ મદદ, અનેક બન્ધુઓને ફંડ ભરાવવા માટે કરેલ પ્રેરણાઓ, સંસ્થા અને કેળવણી પ્રત્યેનો સદ્‌ભાવ, પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી પ્રત્યેનો ભક્તિભાવ, જૈન સમાજની ઉન્નતિ માટેની તેમની અનુકરણીય ભાવના આજે પણ અનેક કાર્યકર્તાઓની સ્મૃતિમાથી ભૂંસાય તેમ નથી શેઠશ્રીનુ વસિયતનામુ અને તે દ્વારા તેમ જ જીવન પર્યંત કરેલ સખાવત કેળવણી દ્વારા સમાજ ઉન્નતિની ભાવનાનુ પ્રતિબિંબ પાડે છે પ્રિન્સેસ સ્ટ્રીટમાં આવેલ ભવ્ય ઇમારત 'દેવકરણ મેન્શન' સોપતા આ સંસ્થા પ્રત્યેની મમતાને કાયમી સ્વરૂપ મળેલ છે"

## લોન ફિંડ

વિદ્યાલયનો લાભ લઈને સમાજના સેંકડો વિદ્યાર્થીઓ જુદા જુદા વિષયના કૉલેજ સ્નાતકો બની શકયા અને એ રીતે પોતાનાં કુટુંબોને સુખી અને સમાજને સમૃદ્ધ તેમ જ ગૌરવશાળી બનાવી શકયા તે મુખ્યત્વે વિદ્યાલયની લોન આપવાની યોજનાને કારણે જ. પચાસ વર્ષ દરમ્યાન કયા વિષયના કેટલા સ્નાતકો થયા તેની વિગત 'વિદ્યાર્થીઓ' નામના સાતમા પ્રકરણમાં આપવામાં આવેલ છે. આમ જોઈએ તો લોનનું ખાતું એ ખર્ચ ખાતા જેવું ખાતું કહી શકાય પણ લોનનો પાયાનો ઉદ્દેશ વિદ્યાર્થીઓને સહાયરૂપ થવાની સાથે, વિદ્યાર્થીઓ જાહેર સંસ્થાની મદદ મેળવ્યાના ભારથી મુક્ત રહી શકે એ રીતે,

એમની પાસેથી એમને લોન આપવામા આવેલી રકમ પાછી લેવાની હોવાથી એક રીતે લોન દ્વારા ધનનું વાવેતર જ થયુ હતુ અને સમય જતા, જેમ હૂ ડી પાકે એમ, લોનની રકમનુ વળતર થવા લાગ્યુ અને ક્રમે ક્રમે લોન રિફંડની રકમમા પણ વધારો થતો ગયો લોન રિફંડની શરૂઆત બીજા જ વર્ષથી રૂા ૧૫–૯–૦ની રકમથી થઈ હોવાનુ, વિદ્યાલયનો બીજા વર્ષનો રિપોર્ટ જોતા, જાણી શકાય છે

લોન યોજનાની ઉપયોગિતા અ ગે વિદ્યાલયના ૧૫મા વર્ષના રિપોર્ટ ( પૃ ૬ )માં કહેવામા આવ્યુ છે કે—

" આ યોજનાથી બે પ્રકારના લાભ દેખાયા છે એક, વિદ્યાર્થીના મન પર પોતે સખાવત ( ચેરિટી ) ઉપર આધાર રાખનાર છે એવી છાપ ન પડે અને પોતે ભવિષ્યમાં ઉત્પન્ન કરી દેવુ ફીટાડનાર છે તે ખ્યાલથી તેને જાતીય વિશ્વાસ આવે અને બીજુ, સસ્થામા એવી રકમ પ્રતિ વર્ષ આવ્યા કરે તેથી તેના ખર્ચમા ટેકો મળે આ બન્ને પ્રકારના લાભ ખાસ વિચારવા લાયક છે અને આટલાં વર્ષ સુધી એ યોજનાનો અમલ કર્યા પછી આપને સહર્ષ નિવેદન કરતા અમને આનદ થાય છે કે એ યોજના ફતેહમદ થઈ છે સસ્થાને પૈસાની સહાય કરનારને પણ એથી ઘણો આનંદ થાય છે, એની એક વાર કરેલી સહાય વારવાર કર્યા કરે એટલે એક વખત વાવેલ અન્ન ઉત્તરોત્તર વધારે ને વધારે ફળ આપે એ વિચારથી એને પણ ખૂબ રસ પડે છે "

લોન રિફંડ માટેનુ કાયદેસરનુ ફૉર્મ દરેક લોન વિદ્યાર્થી પાસે ભરાવી લેવામાં આવતું હોવા છતા વિદ્યાર્થીઓ સામે એનો ઉપયોગ ન છૂટકે અને વિદ્યાલયનો હક્ક ડૂબી જતો હોય એને બચાવવા માટે જ કરવામા આવે છે. અને સરખી કમાણી નહી કરી શકનાર વિદ્યાર્થીને કનડગતરૂપ થઈ પડે એ રીતે તો કાયદાનાં પગલા એમની સામે ક્યારેય ભરવામા નથી આવતા છવ્વીસમા વર્ષ દરમ્યાન નવ વિદ્યાર્થીઓ સામે આવા પગલાં ભરવાની વિદ્યાલયને ફરજ પડી હતી આ ઉપરથી તેમ જ લોન ભરપાઈ કરવાની કેટલાક વિદ્યાર્થીઓની સહજ ઉપેક્ષાવૃત્તિ ઉપરથી જોઈ શકાય છે કે જેમ કેટલાક વિદ્યાર્થીઓ ખૂબ ઉત્સુકતા અને આભારની ઊંડી લાગણી સાથે પોતાની લોન ભરપાઈ કરી આપે છે, કેટલાક માત્ર લોન ભરપાઈ કરીને જ સતોષ ન માનતા વિદ્યાલયને પોતાથી બનતી સખાવત કરવા પ્રેરાય છે, તો કેટલાક એવા પણ વિદ્યાર્થીઓ હોય કે જેઓ છતી શક્તિ અને સગવડે પણ આ બાબત તરફ બહુ જ ઓછુ ધ્યાન આપે છે આની સામે વિદ્યાલયના ૩૬મા વર્ષના રિપોર્ટ ( પૃ ૧૦ )મા ટકોર કરવામા આવી છે, તેમ જ ૪૩મા વર્ષના રિપોર્ટ ( પૃ ૩૫ )મા પણ કહેવામા આવ્યુ છે કે—

" જેમ કેટલાક વિદ્યાર્થીઓ રિફડ મોકલવામા નિયમિત અને ઉત્કટ ભાવનાવાળા છે તેમ કેટલાક વિદ્યાર્થીઓ તે અગે શિથિલ રહે છે આર્થિક સ્થિતિ સાવ નબળી હોય અને રિફડ ન મોકલી શકાય એ સમજી શકાય તેમ છે, પરતુ જે વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરો કર્યા બાદ સારી નોકરીએ લાગી ગયા હોય અથવા ધધામા સ્થિર થયા હોય તેઓ પણ રિફડ મોકલવામા શિથિલ રહે, પ્રો નોટ પર સહી ન કરે, પત્રના જવાબ ન લખે અને પોતાના સરનામામા ફેરફાર થાય તો સસ્થાને જણાવવાની પણ તસ્દી ન લે તો એવુ વર્તન કોઈ પણ રીતે યોગ્ય ગણી શકાય નહિ કેટલાક વિદ્યાર્થીઓને લોન લીધે ઘણા વર્ષો વીતવા છતા રિફડ મોકલવાની કાળજી રાખતા નથી. આ પરિસ્થિતિથી સ્વાભાવિક જ દુ ખ થાય "

પણ જ્યાં આપ-લેની રકમનો આકડો લાખોની રકમ ઉપર પહોંચ્યો હોય અને લોનનો લાભ લેનારાંઓ પણ સેકડોની સંખ્યામા હોય ત્યાં આવું બનવાનુ જ. આમ છતાં લોન રિફંડનું કામ એકંદર સંતોષ કારક કહી શકાય એ રીતે ચાલી રહ્યુ છે, એટલુ પણ સ્વીકારવું જોઈએ

વિદ્યાલયે પચાસ વર્ષ દરમ્યાન કુલ રૂા ૨૯,૮૮,૪૮૬–૪૮ લોન તરીકે આપ્યા છે, અને બીજા જ વર્ષથી શરૂ થઈને તે પચાસમા વર્ષ સુધીમા કુલ રૂા ૧૬,૧૪,૧૮૬–૩૨ પાછા મળ્યા છે અને રૂા ૧૩,૭૪,૩૦૦–૧૬ની લોન બાકી છે પચાસમા વર્ષનુ લોન રિફંડ રૂા ૧,૧૮,૪૨૮–૮૭ જેટલુ થયુ છે આ અંગેની વિશેષ વિગત આ પ્રમાણે છે ૭૩૭ ગ્રૅજ્યુએટ વિદ્યાર્થીઓને અત્યાર સુધીમા રૂા ૧૬,૮૫,૧૪૫–૦૨ની સહાય આપવામાં આવી, જેમાથી ૪૫૧ વિદ્યાર્થીઓએ લોન ચૂકતે કરતા ૨૮૬ વિદ્યાર્થીઓ પાસે રૂા. ૫,૭૭,૮૮૪–૭૩ બાકી રહે છે ગ્રૅજ્યુએટ વિદ્યાર્થીઓનુ કુલ રિફંડ રૂા. ૧૧,૦૭,૨૬૦–૨૯ છે એવી જ રીતે અધૂરા અભ્યાસે છૂટા થયેલ ૮૨૭ વિદ્યાર્થીઓને કુલ લોન રૂા ૯,૪૭,૪૯૯–૧૭ આપવામા આવી, રૂા ૪,૧૧,૧૨૭–૩૭ રિફંડ મળતા ૪૭૩ વિદ્યાર્થીઓ પાસે રૂા ૫,૩૬,૩૭૧–૮૦ બાકી રહે છે ઉપરાત, ચાલુ વિદ્યાર્થીઓ પાસે રૂા ૨,૬૦,૦૪૩–૬૩ની લોન બાકી રહે છે આમ ગ્રૅજ્યુએટ થનાર વિદ્યાર્થીઓ પાસે રૂા ૫,૭૭,૮૮૪–૭૩, અધૂરા અભ્યાસે છૂટા થનાર વિદ્યાર્થીઓ પાસે રૂા ૫,૩૬,૩૭૧–૮૦ તથા ચાલુ વિદ્યાર્થીઓ પાસે રૂા ૨,૬૦,૦૪૩–૬૩ મળીને કુલ રૂા ૧૩,૭૪,૩૦૦–૧૬ જેટલી રકમ ૫૦મા વર્ષને અંતે વિદ્યાર્થીઓ પાસે લેણી રહે છે[1] આ ઉપરથી જોઈ શકાશે કે વિદ્યાલયના ખર્ચના બજેટને પહોચી વળવા માટે જેમ દેવકરણ મેન્શનની એક લાખ જેટલી રકમનો મહત્ત્વનો હિસ્સો છે, એ જ રીતે લોન રિફંડની રકમનો પણ ઘણો મહત્ત્વનો હિસ્સો છે વળી, જેમ વિદ્યાલયની જુદી જુદી શાખાઓ સ્થપાવાથી તેમ જ ખર્ચનો આક ઊચો જવાને કારણે લોનની રકમમા વધારો થતો જવાનો છે, તેમ એના રિફંડની રકમમા પણ સમય જતાં વધારો થતો રહેવાનો છે, એ બીના લોન રિફંડના વર્ષવાર આકડાઓ ઉપરથી દેખાઈ આવે છે

---

૧ બાવનમા વર્ષના રિપોર્ટ ઉપરથી જાણી શકાય છે કે તા ૩૧–૫–૧૯૬૭ સુધીમા રૂા ૩૩,૪૩,૮૦૮–૮૬ જેટલી લોન આપવામા આવેલ છે, તેમાથી રૂા ૧૮,૪૯,૦૮૦–૧૬ જેટલુ રિફંડ આવેલ છે, રૂા ૧૪,૯૪,૭૨૮–૭૦ની લોન બાકી રહે છે, અને બાવનમા વર્ષ દરમ્યાન રૂા ૧,૧૩,૯૫૦–૧૩ રીફંડ આવેલ છે આની વિશેષ વિગતો આ પ્રમાણે છે ૮૧૪ સ્નાતક વિદ્યાર્થીઓને અત્યાર સુધીમા રૂા ૧૮,૯૭,૮૮૬–૫૬ની સહાય આપવામા આવી, જેમાથી ૫૦૯ વિદ્યાર્થીઓએ લોન ચૂકતે કરતા ૩૦૫ વિદ્યાર્થીઓ પાસે રૂા ૬,૬૩,૭૮૬–૯૨ બાકી રહે છે સ્નાતક વિદ્યાર્થીઓનુ કુલ રિફંડ રૂા ૧૨,૩૪,૦૯૯–૬૪ છે એ જ રીતે અધૂરા અભ્યાસે છૂટા થયેલ ૯૦૧ વિદ્યાર્થીઓને અત્યાર સુધીમા રૂા. ૧૦,૪૮,૩૫૫–૮૨ની સહાય આપવામા આવી તેમાથી ૪૧૪ વિદ્યાર્થીઓએ લોન ચૂકતે કરતા ૪૮૭ વિદ્યાર્થીઓ પાસે રૂા ૫,૬૭,૭૨૨–૧૧ બાકી રહે છે ઉપરાત, ચાલુ વિદ્યાર્થીઓ પાસે રૂા ૨,૬૩,૨૧૯–૬૭ની લોન બાકી રહે છે આમ ગ્રૅજ્યુએટ થનાર વિદ્યાર્થીઓ પાસે રૂા ૬,૬૩,૭૮૬–૯૨, અધૂરા અભ્યાસે છૂટા થનાર વિદ્યાર્થીઓ પાસે રૂા ૫,૬૭,૭૨૨–૧૧ તથા ચાલુ વિદ્યાર્થીઓ પાસે રૂા ૨,૬૩,૨૧૯–૬૭ મળીને કુલ રૂા. ૧૪,૯૪,૭૨૮–૭૦ જેટલી રકમ બાવનમા વર્ષને અંતે વિદ્યાર્થીઓ પાસે લેણી રહે છે.

લોનની યોજનાને કારણે (તેમ જ બીજી રીતે પણ) વિદ્યાર્થીઓ વિદ્યાલય પ્રત્યે વિશેષ મમત્વ ધરાવતા થાય છે એમ વિદ્યાલયની કાર્યવાહી જોતા લાગ્યા વગર નથી રહેતું જે વિદ્યાર્થીઓમા ગુણજ્ઞતા અને કૃતજ્ઞતાની લાગણી જાગતી હોય છે તેઓ વહેલામા વહેલી તકે પોતાની રકમ પાછી આપી દેવાની ભાવના સેવવા ઉપરાંત વધુ રકમ આપી શકાય તો સારું એવી પણ ઉત્સુકતા ધરાવતા હોય છે. વિદ્યાલયના ૫૦મા વર્ષના રિપોર્ટ (પૃ. ૬૧)મા અમેરિકા ગયેલ એક વિદ્યાર્થીના નીચેના ઉદ્ગારો આવી ભાવવાનુ પ્રતીક બની રહે એવા છે એ ભાઈ લખે છે કે—

"I hate to see my name on the list of people who haven't paid the loan I hesitate to pay for any charity drive here, while my loan is still unpaid It's an awful feeling I just hope that it won't be too long"

[અર્થાત્ જે વિદ્યાર્થીઓએ પોતાની લોન ચૂકતે નથી કરી એમની યાદીમાં મારુ નામ જોઈને મને (મારી જાત ઉપર) તિરસ્કાર છૂટે છે મારી લોન હજી સુધી ભરપાઈ નથી થઈ તેથી હુ કોઈ પણ સખાવતી કામમા મારો ફાળો આપતો ખમચાઉ છુ આ બહુ જ ભયકર લાગણી છે હુ ઉમેદ રાખું છુ કે હવે એમાં વધારે પડતો વિલબ નહી થાય ]

આથી આગળ વધીને એક વિદ્યાર્થીભાઈ (રિપોર્ટ ૪૮ · પૃ ૫૫–૫૬) ખૂબ લાગણી પૂર્વક લખે છે કે —

"It has been my cherished desire to repay the Institution's debt first by a single payment and before other interest bearing dues are repaid I am happy to tell that what was desired has been carried out To-day, I am much filled with legitimate pride as the repayment has been made, earned and obtained as a direct consequence of the education I received, through the assistance of the Institution"

My obligation to the institution in this sence if really inextinguishable, though the books of account may not show any debit to my account

(અર્થાત્ હુ એવી ઇચ્છા સેવતો રહ્યો છુ કે સસ્થાની લોન એકીસાથે અને બીજી વ્યાજે લીધેલી રકમો પાકે તે પહેલા ચૂકતે કરી દઉ એ જણાવતા આનદ થાય છે કે મારી એ ઇચ્છા પાર પડી છે આજે હુ મારુ દેવુ ચૂકતે કરી શક્યો છુ એનો હુ વાજબી ગર્વ અનુભવી રહ્યો છુ હુ જે કઈ મેળવી શક્યો છુ તે સસ્થાની સહાયથી મેળવેલ શિક્ષણનુ જ પરિણામ છે આ રીતે વિચારતા સસ્થાનુ મારા ઉપરનુ ઋણ ક્યારેય ફેડી શકાય એવુ નથી—ભલે ને પછી ચોપડામા મારા નામે કશુ લેણુ નીકળતુ ન હોય )

આથી પણ એક કદમ આગળ વધતા હોય એમ અમેરિકાથી એક વિદ્યાર્થીમિત્રે વિદ્યાલય ઉપર જે લાગણીથી ઊભરાતો પત્ર લખ્યો છે એ અંગે (રિપોર્ટ ૪૩ પૃ ૩૫માં) લખવામા આવ્યું છે કે—

"સસ્થામાથી છૂટા થયા પછી માત્ર ચાર જ વર્ષમાં એકીસાથે પાંચહજાર રૂપિયાની રકમ મોકલતા ડૉ મોહનરાજ એચ જૈન યુ એસ એ થી લખેલ પત્રમાં જણાવે છે કે.-

"To the institution, I owe a great deal, much more than the few thousand rupees I wish that in the near future, I may be able to do a little more than my commitments"

(અર્થાત્ સંસ્થાનું મારા ઉપર ઘણું ઋણ છે—અમુક હજાર રૂપિયા કરતાં ઘણું વધી જાય એવું એ ઋણ છે હું ઇચ્છું છું કે નજીકના ભવિષ્યમાં જ હું મારું દેવું ચૂકતે કરવા ઉપરાંત કંઈક વધુ રકમ આપવા શક્તિશાળી બનું )

"ડૉ. જૈનની સંસ્કારિતા માત્ર આર્થિક ઋણ અદા કરવા પૂરતી નથી; પણ તે અદા કરવા પાછળની ભાવના પણ નોંધપાત્ર છે માત્ર ચાર જ વર્ષમા લોન ભરપાઈ કરવા છતા તેઓ લખે છે :—

"My only regret is that I could not make it earlier" (મને એ વાતનો રંજ થાય છે કે હું આ દેવું વહેલું ચૂકવી ન શક્યો !)

વળી એમણે માત્ર પૈસા મોકલીને જ સંતોષ માની લીધો નથી, પરંતુ સંસ્થા દિન પ્રતિદિન વિશેષ પ્રગતિ સાધે અને એ વિકાસમા પોતે પણ પોતાનાથી બનતો ફાળો નોંધાવે એવી શુભ ભાવના વ્યક્ત કરતા તેઓ લખે છે —

"India is striding a head and it is quite proper for me to think that our institution too has its plans to further its achievements in the service of the community please feel free to write if I could beof any service to the institution"

(અર્થાત્–ભારત આગેકદમ કરી રહ્યું છે; અને મને એવી ભાવના થાય એ સર્વથા ઉચિત છે કે આપણી સંસ્થાએ પણ સમાજની સેવા માટે એની સિદ્ધિઓને આગળ વધારવાની યોજના કરી હોય. જો હું સંસ્થાની કોઈ પણ રીતે સેવા કરી શકું એમ આપને લાગે તો આપ કૃપા કરી મને વિના સંકોચે લખશો )

સામાન્ય રીતે અવસાન પામેલ વિદ્યાર્થી પાસે બાકી રહેતી લોન વસૂલ કરવા માટે દબાણ કરવામા આવતું નથી આમ છતા કેટલાક પ્રસંગોમાં એવા વિદ્યાર્થીઓનાં ભાવનાશીલ સગાઓ, આપમેળે, પોતાની નૈતિક ફરજ સમજીને, લોન રિફંડ કરવા પ્રેરાય છે વિદ્યાલયના ૩૪મા અને ૩૫મા વર્ષ (૩૪મો રિપોર્ટ : પૃ ૧૪)મા અનુક્રમે શ્રી જેસીંગલાલ દલસુખભાઈ શેઠ તથા ડૉ ઉમેદચંદ વાલજી દેસાઈનું અવસાન થતા, એમની પાસે લેણી પડતી લોનની રકમ એમના સગાઓએ ચૂકવી આપી હતી

આ ઉપરથી જોઈ શકાશે કે લોનની યોજના કેટલી સફળ નીવડી છે ! એણે વિદ્યાર્થીઓમા સંસ્થા પ્રત્યે આત્મીયતાની લાગણી જન્માવવામા કેટલો આગળ પડતો ભાગ ભજવ્યો છે ! અને એથીય આગળ વધીને, વિદ્યાલયના ખર્ચને પહોંચી વળવા માટે લાખ ઉપરાતની રકમની કાયમી આવક કરી આપવા સાથે સેંકડો વિદ્યાર્થીઓને એમના કુટુંબોને સુખી અને સંપન્ન બનાવવામા કેવી મહત્ત્વની સેવા બજાવી છે !

## મુંબઈનું ઓલ્ડ બૉય્ઝ યુનિયન

વડલાની વડવાઈ પણ ક્યારેક સમય જતા, ધરતીમાં પોતાનાં મૂળિયાં નાખીને, થડનું રૂપ ધારણ કરી લે છે વિદ્યાલયનો લાભ લઈ જનાર ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ આપસઆપસમા ભાઈચારો કેળવવાની સાથે પોતાની માતૃસંસ્થા પ્રત્યેનું ત્રણ અદા કરવામાં ઉપયોગી સેવા બજાવી શકે એ માટે, છેક સને ૧૯૨૮મા, મુંબઈમા ઓલ્ડ બૉય્ઝ યુનિયનની સ્થાપના કરવામાં આવી હતી આ સંસ્થાએ અવારનવાર વિદ્યાલયને સહાય મેળવી આપતાં રહીને પોતાની ઉપયોગિતા પુરવાર કરી આપી છે, અને સાથે સાથે એક શક્તિશાળી સંસ્થા



શ્રી ગોવિંદજી ખુશાલ
(શ્રી કલ્યાણજી ખુશાલ)



શ્રી હીરાલાલ અમૃતલાલ શાહ



શ્રી હીરાલાલ ખડેરદાસ



ી ઓતમચંદ રણછોડદાસ



શ્રી પાનાચંદ માવજી



શ્રી રાયચંદ મોતીચંદ



ી ફકલભાઈ ભુદરદાસ વકીલ



શ્રી નગીનચંદ કપૂરચંદ ઝવેરી



શ્રી દામોદરદાસ ભીમજી

# પેટ્રનો



શ્રી મોજપાળ કાયા



શ્રી કાંતિલાલ ઈશ્વરલાલ



શ્રી હેમચંદ મોહનલાલ ઝવેરી



શ્રી મણિલાલ રિખવચંદ ઝવેરી



શ્રી માણેકલાલ ચુનીલાલ



શ્રી પ્રાગજીભાઈ ઝવેરચંદ



" ચુનીલાલ મૂળચંદ કાપડિયા



શ્રી પુરુષોત્તમભાઈ અમરશી



શ્રી જીવણલાલ કેશરીચંદ પરીખ



શ્રી મોહોલાલ મગનલાલ



શ્રી મોહનલાલ હેમચંદ ઝવેરી



શ્રી કેશવલાલ પ્રેમચંદ મોદી



લેહેરચંદ ઉત્તમચંદ ઝવેરી
ભોગીલાલ લેહેરચંદ ઝવેરી)



શ્રી રતિલાલ વર્ધમાન શાહ



શ્રી રમણીકલાલ નાનચંદ શાહ
(મે રમણીકલાલ મોહનલાલ એન્ડ કું )



ચંદુલાલ સારાભાઈ મોદી



શ્રી પોપટલાલ મનસુખરામ



શ્રી કાળીદાસ વીરજી દોશી

## પેટ્રનો



શ્રી મૂળચંદ હીરાચંદ
(મે. મૂળચંદ હીરાચંદ એન્ડ સન્સ)



શ્રી પુરુષોત્તમદાસ સુરચંદ



શ્રી ફૂલચંદ લીલાધર વોરા



શ્રી ચીમનલાલ ડાહ્યાભાઈ પરીખ



શ્રી જમનાદાસ મોનજી ઝવેરી



શ્રી તારાબહેન જીવણલાલ પરીખ



શ્રી ભાયચંદ અમુલખ
(મે. ભાયચંદ અમુલખ)



શ્રી હીરાલાલ ભોગીલાલ શાહ



શ્રી ચીમનલાલ જેસિંગભાઈ દલાલ
(મે. ચીમનલાલ જે. દલાલ એન્ડ કું.)

# પેટ્રનો



શ્રી જાદવજી નરસીદાસ
(મે. જાદવજી નરસીદાસની કું.)



શ્રી ગિરધરલાલ દીપચંદ મહેતા



શ્રી ભોગીલાલ મગનલાલ શાહ



શ્રી વાડીલાલ ચત્રભુજ ગાંધી
(મે. વાડીલાલ ચત્રભુજ ગાંધી)



ડૉ. મોહનલાલ હેમચંદ શાહ



શ્રી કેશવલાલ વજેચંદ કાપડિયા
(મે. કેશવલાલ વજેચંદ કાપડિયા)



શ્રી છગનલાલ અમરચંદ
(મે. છગનલાલ કસ્તુરચંદ)



શ્રી સાકરચંદ મોતીલાલ મૂળજી



ડૉ. અમૃતલાલ ઉજમશી



શ્રી કપુરચંદ નેમચંદ મહેતા



શ્રી નંદગૌરી કપુરચંદ મહેતા



શ્રી ઝવેરચંદ નેમચંદ મહેતા



શ્રી દેવળચંદ નેમચંદ મહેતા

એક જ કુટુંબમાંથી આઠ વ્યક્તિઓ વિદ્યાલયના પેટ્રન બનવાનો લાભ લે છે.



શ્રી શાંતાબહેન ઝવેરચંદ મહેતા



શ્રી કમળાબહેન દેવળચંદ મહેતા



શ્રી વ્રજલાલ કપુરચંદ મહેતા



શ્રી ચંદનબહેન વ્રજલાલ મહેતા

# પેટ્રનો



શ્રી હિમચંદ કપુરચંદ શાહ



શ્રી દિનેશચંદ્ર હિમચંદ શાહ



શ્રી કેશવલાલ કપુરચંદ શાહ



શ્રી હસમુખભાઈ દીપચંદ ગાર્ડી

એક કુટુંબની ત્રણ
વ્યક્તિઓ
અને બીજા એક કુટુંબની
પાંચ વ્યક્તિઓ
વિદ્યાલયના પેટ્રન
બનવાનો લાભ લે છે.



શ્રી રશ્મિકાન્ત દીપચંદ ગાર્ડી



શ્રી વિદ્યાબહેન દીપચંદ ગાર્ડી



શ્રી દીપચંદ સવગાજ ગાર્ડી



શ્રી રુક્ષ્મણીબહેન દીપચંદ ગાર્ડી


શ્રી અમૃતલાલ જેઠાલાલ શાહ


શ્રી મોહનલાલ મ. કોઠારી


શ્રી ચીનુભાઈ નાથાલાલ શાહ


શ્રી જમનાદાસ કાળીદાસ ઝવેરી


શ્રી મનુભાઈ ગુલાબચંદ કાપડિયા


શ્રી જયંતીલાલ રતનચંદ શાહ


શ્રી જસવંતલાલ ચુનીલાલ શાહ


શ્રી રતિલાલ ચીમનલાલ શાહ


શ્રી હરજીવનદાસ રામજીભાઈ શાહ
(મે. એચ ટી શાહ એન્ડ કો)



શ્રી ઈંદુલાલ ભોગીલાલ મહેતા



શ્રી રમણલાલ નગીનદાસ પરીખ



શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ
(મે. જયસુખલાલ ચંદુલાલ એન્ડ કં.)



શ્રી લખમીચંદ જેઠાભાઈ
(મે. ઝવેરી મારાલાલ લખમીચંદ એન્ડ કં.)



શ્રી ચીમનલાલ અમૃતલાલ શાહ



શ્રી નાનકચંદ રીખવચંદ શાહ



શ્રી પ્રાણલાલ કાનજીભાઈ દોશી



શ્રી વિનાયક કુંવરજી શાહ



શ્રી નાનચંદ જુઠાભાઈ મહેતા

## પેટ્રનો



શ્રી ચીમનલાલ મોતીલાલ પરીખ



શ્રી બાલચંદ ગાડાલાલ દોશી



શ્રી જમનાદાસ સારાભાઈ મોદી



શ્રી નગીનચંદ મનસુખરામ
(શ્રી નગીનચંદ મનસુખરામ ચેરીટી ટ્રસ્ટ)



શ્રી માવજીભાઈ દામજીભાઈ શાહ



શ્રી ખેમચંદ છોટાલાલ
(મે. મોતીલાલ કાંતિલાલ એન્ડ કં.)



શ્રી ભાણજીભાઈ ધરમશીભાઈ



ડૉ હિંમતલાલ જેવતલાલ મહેતા



શ્રી કેશવલાલ એમ. શાહ
(મે. કે. [illegible] શાહ એન્ડ સન્સ)

# પેટ્રનો



શ્રી પ્રવીણચંદ્ર હેમચંદ કાપડિયા
(શ્રી હેમચંદ અમરચંદ ચેરિટી ટ્રસ્ટ)



શ્રી મદનલાલ ઠાકોરલાલ શાહ



શ્રી છોટાલાલ કાળીદાસ શાહ
(મે. શાહ ટ્રેડિંગ એજન્સીઝ)



શ્રી રણછોડભાઈ રાયચંદ શાહ



શ્રી લાલભાઈ લલ્લુભાઈ પરીખ



ડૉ. વીરચંદ મગનલાલ શાહ



શ્રી છોટુભાઈ રતનચંદ ચોકસી
(હા. અનિલભાઈ છોટુભાઈ ચોકસી)



શ્રી કેસરીચંદજી હીરાચંદજી સંઘવી



શ્રી રતિલાલ મોહનલાલ વાઢેલવાળા

## પેટ્રનો


ડૉ. કીર્તિલાલ એમ. ભણુસાળી


શ્રી ચીમનલાલ લલ્લુભાઈ


શ્રી વાડીલાલ આર. શાહ


શ્રી ચીમનલાલ ચુનીલાલ ચોકસી

કન્યા છાત્રાલય
અન્યત્ર છપાયેલ છબીઓ
શ્રી તારાબહેન જીવણલાલ
શ્રી કેશવલાલ પ્રેમચંદ મોદી

કન્યા છાત્રાલયના આદ્ય સંસ્થાપકો


શ્રી દામોદરદાસ કરસનદાસ


શ્રી રંભાબહેન હરજીવનદાસ


શ્રી લીલાવતીબહેન પોપટલાલ શાહ


શ્રી શણગારબહેન જમનાદાસ ઝવેરી

## કન્યા છાત્રાલયના આદ્ય સંસ્થાપકો


શ્રી પુજાભાઈ દીપચંદ


શ્રી વીરચંદ પાનાચંદ


શ્રી વર્ધમાન જેઠાભાઈ


શ્રી નરોત્તમદાસ હેમચંદ અમરચંદ


શ્રી બીખાભાઈ ભુદરદાસ કોઠારી


શ્રી રતિલાલ મણિલાલ નાણાવટી
(મે. નાણાવટી ફેમિલી ચેરીટી ફંડ)


શ્રી અંબાબહેન મગનલાલ શાહ


શ્રી સરલાબહેન ગતિલાલ નાણાવટી


શ્રી નરોત્તમદાસ જગજીવનદાસ

# વ્યવસ્થાપક સમિતિમાં ૧૫ વર્ષ ચૂંટાવાથી બનેલ કાયમી સભ્યો


સ્વ. લલ્લુભાઈ કરમચંદ દલાલ


શ્રી પરમાનંદભાઈ કુંવરજી કાપડિયા


સ્વ. શ્રી પ્રસન્નમુખ સુરચંદ બદામી


શ્રી માધવલાલ હીરાલાલ શાહ


શ્રી મગનલાલ ભગવાનજી શાહ


શ્રી રતિલાલ ચીમનલાલ કોઠારી


શ્રી હીરાલાલ લાલચંદ દલાલ


શ્રી કાંતિલાલ ઉમેદચંદ બરોડિયા


શ્રી ચીમનલાલ ઉજમશી શાહ

( શ્રી હીરાલાલ મંછાચંદ શાહની છબી ભૂતપૂર્વ મંત્રીઓમાં મૂકેલી છે )

## ભૂતપૂર્વ માનદ મંત્રીઓ


શ્રી હીરાલાલ મંછાચંદ શાહ


શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી


શ્રી નાનચંદ કસ્તુરચંદ મોદી


શ્રી મકનજી જૂઠાભાઈ મહેતા

**અન્યત્ર છપાયેલ છબીઓ**

પૂર્વ મંત્રીઓ

શ્રી વીરચંદ પાનાચંદ
શ્રી રતિલાલ ચીમનલાલ કોઠારી
શ્રી કકલભાઈ ભુદરદાસ વકીલ
શ્રી ચીમનલાલ મોતીલાલ પરીખ


પૂર્વ ટ્રસ્ટી
શ્રી અમૃતલાલ કાળીદાસ શેઠ

કન્યા છાત્રાલયના આદ્યસ્થાપક


શ્રી ખીમજીભાઈ ભુજપુરીઆ
(શ્રી ખીમજીભાઈ ભુજપુરીઆ ટ્રસ્ટ ફંડ)


આગમ પ્રકાશન યોજનાના મુખ્ય સંપાદક
પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા

કન્યા છાત્રાલયના આદ્યસ્થાપક


શ્રી જગજીવન ગજારામ



વિદ્યાલયના રજત મહોત્સવની ઉજવણી વખતની (૧૯૪૧-૪૨)ની
વ્યવસ્થાપક સમિતિ.

તરીકે પણ નામના મેળવી છે. આ સંસ્થા વિદ્યાલયની આર્થિક જવાબદારી પૂરી કરવામાં સમયે સમયે નોંધપાત્ર કામગીરી બજાવતી રહે છે એટલે એનો નિર્દેશ આ સ્થાને જ કરી લેવો પ્રસંગપ્રાપ્ત છે

આ સંસ્થા વિદ્યાલયને આર્થિક સહાય મેળવી આપવા માટે પોતાથી બનતો પ્રયત્ન અવારનવાર કરતી જ રહે છે આમાં બે પ્રસંગો ખાસ નોંધપાત્ર છે (૧) સને ૧૯૫૨માં વિદ્યાલયના પ્રાણ સમા સદ્ગત શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયા પ્રત્યેની પોતાની ભક્તિ, આભાર અને બહુમાનની લાગણી વ્યક્ત કરવા માટે યુનિયનના સભ્યોએ (ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ) ફાળો એકત્ર કરીને "ઓલ્ડ બૉય્ઝ યુનિયન મોતીચંદ કાપડિયા ટ્રસ્ટ" રચીને વિદ્યાલયને કાયમને માટે એમના સ્મરણરૂપે એક ટ્રસ્ટ સ્કૉલર આપેલ છે (૨) ૧૯૬૦માં, આ સંસ્થાએ ચેરિટી શો રાખીને પેટ્રનો, સભ્યો અને સહાયક સભ્યો નોંધીને તેમ જ ટિકિટોના વેચાણ તેમ જ જાહેરાતો વગેરે દ્વારા વિદ્યાલયને રૂા ૧,૩૮,૩૫૪ જેવી સારી રકમ મેળવી આપી હતી આ સંસ્થાએ સને ૧૯૬૪મા પોતાનો રજત મહોત્સવ ઊજવ્યો હતો, અને વિદ્યાલયના સુવર્ણ-મહોત્સવની ઊજવણીમા પણ એ પોતાનો નક્કર ફાળો બે રીતે આપી રહેલ છે (૧) સુવર્ણ-મહોત્સવ-નિધિ એકત્ર કરવા માટે એના સભ્યો દિલ દઈને પ્રયત્ન કરી રહ્યા છે અને (૨) વિદ્યાલયના બધા જૂના વિદ્યાર્થીઓની માહિતીપૂર્ણ ડિરેક્ટરી તૈયાર કરવાનુ મોટું કામ એણે હાથ ધર્યું છે. આનું પ્રકાશન વિદ્યાલયના સુવર્ણ-મહોત્સવ પ્રસંગે થવાનુ છે.

માતાને માટે પુત્રોની જેમ, પોતાને આંગણે તૈયાર થયેલ વિદ્યાર્થીઓ પણ, સમાજ અને શ્રીસંઘની જેમ, વિદ્યાલયનુ મોટુ અને કાયમનું બળ છે, એમ કહેવુ જોઈએ આવું યુનિયન રચાયું અને એ વ્યવસ્થિત રીતે કામ કરી રહ્યુ છે, એ બીના પણ વિદ્યાલય અને વિદ્યાર્થીઓ વચ્ચે જે મમતાના મજબૂત તાણાવાણા રચાઈ જાય છે તેની સૂચક બની રહે એવી છે આ યુનિયન અંગે વિદ્યાલયના ૪૩મા રિપોર્ટ (પૃ ૧૬)મા ઠીક જ કહેવામા આવ્યુ છે કે—

"દિન પ્રતિદિન શ્રી મહાવીર જૈન વિદ્યાલયનુ ક્ષેત્ર વિસ્તૃત બનતુ જાય છે અને અત્યાર સુધીમા કેટલાય વિદ્યાર્થીઓ તેનો લાભ પામ્યા છે લાભ લઈ છૂટા થયેલ વિદ્યાર્થીઓનો સંસ્થા સાથે સતત સંપર્ક રહે એ સંસ્થા તેમ જ સમાજની વિશેષ પ્રગતિ માટે આવશ્યક છે એવી જ કંઈ ભાવનામાથી 'ઓલ્ડ બોય્ઝ યુનિયન'નો સને ૧૯૨૮મા જન્મ થયો અને એ રીતે વિચારતાં આ યુનિયન સંસ્થાની પ્રગતિનુ પ્રશંસનીય પ્રતીક છે"

"આ યુનિયને પોતાનુ ચોક્કસ બંધારણ ઘડી, વિકાસશીલ સભ્યપદ્ધતિ યોજી, વહીવટ માટે વ્યવસ્થાપક સમિતિની વારંવાર ચૂંટણી કરી, 'શ્રી મોતીચંદ કાપડિયા ટ્રસ્ટ સ્કૉલર'ની જવાબદારી સ્વીકારી અને એવી બીજી પ્રવૃત્તિઓ દ્વારા સારી એવી પ્રગતિ સાધી છે અને તે પોતાની માતૃસંસ્થા શ્રી મહાવીર જૈન વિદ્યાલય તેમ જ સમાજને ઉપયોગી થવાની અભિલાષાઓ સેવી રહેલ છે

"મંડળના આર્થિક વિકાસની પ્રવૃત્તિઓ સાથે બીજી બૌદ્ધિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ કરી આ યુનિયને સંસ્થાના પૂર્વ વિદ્યાર્થીઓમા સારી લોકપ્રિયતા મેળવી છે અનુકૂળતા મુજબ પર્યટનો

ગોઠવી, સ્નેહસંમેલનો યોજી, ફિલ્મ-શો બતાવી, ચર્ચાસભા તેમ જ મિલન-સમારંભો કરી આ મંડળના સભ્યોએ એકબીજાની નિકટ આવવાનો પ્રશંસનીય પ્રયાસ કર્યો છે”

અત્યારે શ્રી બાલચંદ ગાડાલાલ દોશી યુનિયનના પ્રમુખ છે, અને શ્રી મગનલાલ ભગવાનજી શાહ તથા શ્રી મદનલાલ ઠાકોરદાસ શાહ એના મંત્રીઓ છે યુનિયનના બંધારણ મુજબ યુનિયનના જે સભ્યો શ્રી મહાવીર જૈન વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિના સભ્ય હોય તેઓ અધિકારની રૂએ યુનિયનની વ્યવસ્થાપક સમિતિના સભ્ય ગણાય છે.

## ખર્ચ માટે સંચાલકોની ખબરદારી

સંસ્થાના વહીવટમા બિનજરૂરી ખર્ચ ન થાય અને એની આવક-ખર્ચની સમતુલા બરાબર સચવાઈ રહે એ માટે સંસ્થાના સંચાલકો શરૂઆતથી જ કેવા ખબરદાર રહેતા હતા એનુ સૂચન નીચેનાં ત્રણેક લખાણો ઉપરથી પણ મળી રહે છે :—

“આ વર્ષે આ રિપોર્ટ જેમ બને તેમ નાનો કરવાનો તમારી મેનેજિંગ કમીટીનો ઉદ્દેશ છે અત્યારે છાપવાના સર્વ સાધનો એટલા મોંઘા છે કે અનિવાર્ય કારણ વગર એક પંક્તિ પણ ફાલતુ છપાવવી પાલવે તેમ નથી અને ટૂંક ભંડોળ પર ચાલતી સંસ્થાએ તો ખાસ કરીને નકામો વ્યય ન જ કરવો જોઈએ” (પાચમો રિપોર્ટ, પૃ ૬)

“આ વર્ષે અસહ્ય અને અભૂતપૂર્વ મોઘવારી છે, તે આપ સર્વના અનુભવનો વિષય છે યોગ્ય કરકસરથી વહીવટ કરવા છતા બજેટથી બહુ વધારે ખર્ચ થયો છે” (પાંચમો રિપોર્ટ, પૃ ૧૧)

“ચાલુ મોઘવારીને પરિણામે ખર્ચ દર વર્ષે વધતો જાય છે યોગ્ય પ્રકારની ચીવટ રાખી ખર્ચ કરવામા આવે છે, છતા વસ્તુઓની કિંમત ઘણી વધારે હોવાથી ખર્ચ વધતો જ જાય છે દર વિદ્યાર્થી પ્રમાણે ખર્ચ રૂા ૫૬૬) આખા વર્ષનો સરેરાશ આવેલ છે મોઘવારી ઉપરાંત મેડીકલ લાઈનના વિદ્યાર્થીઓનો મોટો ખર્ચ આવે છે તે પણ સરેરાશ ખર્ચ વધારે આવવાનુ કારણ છે” (છઠ્ઠો રિપોર્ટ, પૃ ૧૪)

વિદ્યાલયની સ્થાપના પછીનો સમય એ પહેલા વિશ્વયુદ્ધ પછીનો આર્થિક ભીંસનો સમય હતો, એટલે એ વખતે ખર્ચની બાબતમા સંસ્થા માટે ખૂબ સજાગ રહેવાની જરૂર હતી અને વળી સમય સોંઘારતનો હોય કે મોઘારતનો, જાહેર સંસ્થાના કારોબારમા હમેશા કરકસરને સ્થાન મળવુ જ જોઈએ કરકસર કરવામા ન આવે અને બિનજરૂરી ખર્ચાઓ વધારી મૂકવામા આવે તો મોટામા મોટી આવક પણ, કાણી કોઠી ક્યારેય ભરાવા ન પામે એમ, સરવાળે ઓછી પડે અને પરિણામે સંસ્થાના વહીવટ ઉપર એની માઠી અસર થયા વિના ન રહે વિદ્યાલયમા આવુ ન બને એ માટે એના સંચાલકો પહેલેથી જ ચેતીને ચાલતા હતા

વળી, સંસ્થાના સંચાલનનો અને સંસ્થાને ચલાવવા માટે જરૂરી નાણા ભેગાં કરવાનો—એમ બન્ને પ્રકારનો ભાર સંસ્થાના સંચાલકો ઉપર જ આવી ન પડે એ માટે તેઓ અવારનવાર સમાજને આ માટે સજાગ કરતા રહેતા હતા આ માટે આઠમા વર્ષના રિપોર્ટ (પૃ. ૧૫)મા મંત્રીના નિવેદનમા કહેવામા આવ્યુ છે કે—

“વણાખરની વિચારણા વ્યવસ્થાપકો ઉપર આધાર રાખવાની રહે છે એમ માની લેવામા

આવે છે કે કામ કરનારા કરી લેશે કામ કરનારાઓએ જ કામ કરવાનુ છે એ વાત સત્ય છે, પણ એમા દારૂગોળો પૂરુ પાડવાનુ કામ પ્રત્યેક વ્યક્તિનુ છે. કામ કરનારા વ્યવસ્થા પણ કરે અને માથે દ્રવ્યોપાર્જનની ચિંતા પણ રાખે એ અણઈચ્છવા જોગ છે ભવિષ્યમા કામ કરનાર નીકળવામા અગવડ ઉત્પન્ન કરે તેવુ છે”

ઉપરાંત, પોતાની સ્થાવર-જંગમ મિલકતને કારણે સમાજમા સંસ્થા પૈસાદાર ન ગણાઈ જાય, અને સમાજ એની સ્થિતિ સદ્ધર માની લઈને એની જરૂરિયાત તરફ બેધ્યાન ન બની જાય એ માટે પણ સંસ્થાના ચકોર સંચાલકો સમાજ સમક્ષ અવારનવાર વસ્તુસ્થિતિની રજૂઆત કરતા રહીને વધુ સહાયની માગણી કરતા જ રહેતા હતા. જુઓ પાત્રીસ વર્ષનુ અંતર ધરાવતા બે દાખલા —

“એક ગેરસમજુતી ન રહે તે માટે પ્રથમથી ઉલ્લેખ કરી નાખવો યોગ્ય લાગે છે સંસ્થાને મકાન કરાવી આપ્યુ એટલે હવે સંસ્થા સર્વ સાધનસંપન્ન થઈ ગઈ છે એમ ઘણા માની લે છે. સાધનવતી થઈ છે એ સાચી વાત છે પણ એના અંતરમા બીજી વાત વિચારવાની રહે છે તે આપ ખૂબ વિચારશો સંસ્થાને ભવ્ય મકાન આપે આપ્યુ તેમા ઇતિકર્તવ્યતા થઈ જતી નથી હવે મકાન સંબંધી પીડા દૂર થઈ છે, પણ એ મકાનને આપણાથી કંઈ મૉરગેજ મૂકાય નહિ એના ઉપર જે ખર્ચ થયો છે તેના કરતા એની કિંમત અત્યારના મંદા બજારમા પણ વધારે થાય છે, એટલે આપના નાણા સલામત છે એમ આપે માનવાનુ છે, પણ એ માન્યતા ઉપર સંસ્થા ચાલે નહિ સર્વ પ્રકારનુ દેવુ દેતા હાલ જે રોકડ રકમ રહે છે તેમાથી સંસ્થા એક વર્ષ ચાલે એટલી જ મૂડી આપણી પાસે છે તે આપને હવે પછી બતાવશુ અત્ર જે ગેરસમજુતી દૂર કરવાની વાત કરી તે આ મુદ્દા પર છે સંસ્થા સાધનવાળી થઈ છે, પણ ધનવાળી નથી થઈ” (માનદ મંત્રી શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, બારમા વર્ષના રિપોર્ટના નિવેદનમાથી, પૃ ૬)

“વિદ્યાલય માટે સમાજમા એવી માહિતી ફેલાયેલી છે કે વિદ્યાલય સંપત્તિશાળી સંસ્થા છે. આવી નામના હોવી એ સારી વાત છે પણ મારે આપને જણાવવુ જોઈએ કે આ સંસ્થા એ કોઈ સંપત્તિશાળી સંસ્થા નથી એની પાસે કોઈ મોટી રકમની મૂડી નથી દર વરસે બે લાખ ઉપરાતનુ એનુ ખર્ચ દેવકરણ મેનશન વગેરે મકાનોના ભાડાની આવકમાથી તેમ જ જૂના વિદ્યાર્થીઓ તરફથી મળતા લોન રિફંડના આધારે ચાલે છે આમ હોવા છતા સંસ્થાના વિકાસ માટે અમે પૈસાની ચિંતા વધારે કરતા નથી; એ માટે પ્રયત્નો જરૂર કરીએ છીએ અમારી સાચી મૂડી સમાજની વિદ્યાલય તરફની મમતા છે, અને સમાજના ભરોસે જ અમે અમારુ કાર્ય આગળ વધારીએ છીએ. અત્યાર સુધીનો એનો વિકાસ આ રીતે જ થતો રહ્યો છે” (માનદ મંત્રી શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ; વડોદરા શાખાના નવા મકાનના ઉદ્‌ઘાટન પ્રસંગના નિવેદનમાથી, ૪૭મા વર્ષનો રિપોર્ટ, પૃ ૨૧)

આવી સતત જાગૃતિ અને સમાજ પાસેથી મદદ મેળવતા રહેવાની ધગશને કારણે વિદ્યાલયને, પોતાની મૂળ કામગીરી ઉપર અસર કરી જાય એવી આર્થિક ભીંસ વેઠવાનો વખત એકાદ અપવાદ સિવાય, ક્યારેય નથી આવ્યો

## ભાવનાનાં નીરની સતત વર્ષા

લોકલાગણી એ જાહેર સંસ્થાને માટે અમૂલ્ય ભેટરૂપે ગણાય છે, એનો આણુ જ બની રહે છે. વિદ્યાલયે પોતાની સમાજ-ઉન્નતિની યશસ્વી કાર્યવાહી દ્વારા જનસમુદાયના

અંતરમાં એવી મમતાની લાગણી જન્માવી છે કે જૈન સમુદાય હોંશે હોંશે એને નાની-મોટી રકમની ભેટ અર્પણ કરવા પ્રેરાતો જ રહે છે વિદ્યાલયની આવી કામગીરીને કારણે સંસ્થા, સંચાલકો અને સમાજ વચ્ચે કેવી એકસૂત્રતા અને સ્નેહની ગાઠ બંધાઈ હતી તેનો ખ્યાલ પાચમા વર્ષના રિપોર્ટ (પૃ ૧૩)મા છપાયેલ માનદ મંત્રી શ્રી મોતીચંદભાઈના નિવેદનમાના લાગણીથી નીતરતા નીચેના માત્ર એક જ વાક્યથી આવી શકે એમ છે શ્રી મોતીચંદભાઈ કહે છે કે—

"અમારો માગવાનો રિવાજ થઈ પડયો છે અને આપ આપો છો તે અમારી ખાતરી છે"

આવી મમતા અને લાગણીને લીધે સારે પ્રસંગે કે કંઈ પણ સખાવત કરવી હોય એવે વખતે અથવા તો કોઈ રકમ વગર વપરાયેલી પડી રહી હોય તો તેનો સદુપયોગ કરવાની દૃષ્ટિએ વિદ્યાલયને યાદ કરવામા આવે છે આવી આવકારદાયક સ્થિતિનો નિર્દેશ કરતાં નવમા વર્ષના રિપોર્ટ (પૃ ૧૫)મા મંત્રીના નિવેદનમા કહેવામા આવ્યું છે કે—

"ચાલુ ખાતામા લગ્નાદિ પ્રસંગે સારી ભેટ મળે છે, પર્યુપણમા નાની નાની રકમો ભેટ મળે છે, અન્ય પ્રસંગોએ લોકો હવે આ સંસ્થાને યાદ કરવા લાગ્યા છે"

લોકલાગણીના આવા થોડાક પ્રસંગો જોઈએ—

વિદ્યાલયના પહેલા જ વર્ષની વાત છે કૉન્ફરન્સનુ દસમું અધિવેશન મુંબઈમા શ્રી બાલાભાઈ મગનલાલ નાણાવટીના પ્રમુખપદે મળ્યું હતું પ્રમુખશ્રીનુ બહુમાન કરવાનો એક મેળાવડો તા ૨૩-૪-૧૯૧૬ના રોજ વિદ્યાલય અને મુંબઈ માગરોળ જૈન સભા તરફથી યોજવામા આવ્યો હતો સમારંભમા કેળવણીની ખૂબ વાતો થઈ એથી પ્રભાવિત થઈને શેઠ મોતીલાલ મૂળજીએ એ પ્રસંગે વિદ્યાલયને પાચસો રૂપિયા આપવાની જાહેરાત કરી

બીજા વર્ષમા એક સદ્ગૃહસ્થે, પોતાનુ નામ જાહેર કરવાનો ઇન્કાર કરીને, ધાર્મિક અભ્યાસ માટે પાચસો રૂપિયા આપ્યા

છઠ્ઠા વર્ષની વાત છે એક સદ્ગૃહસ્થ વિદ્યાલયના કારોબારથી ખૂબ જ રાજી થયા તેઓએ રૂા ૨,૫૦૦ જેવી રકમ, પોતાનુ નામ નહીં આપવાની શરતે, ધાર્મિક ઈનામી ફંડ માટે વિદ્યાલયને આપી એના વ્યાજમાથી ઇનામો આપવાની એમની ભાવનાનો વિદ્યાલયે સહર્ષ સ્વીકાર કર્યો

એક આફ્રિકામાં વસતા જૈન ભાઈ દર વર્ષે વિદ્યાલયને કંઈક ને કંઈક ભેટ મોકલતા રહેતા હતા છઠ્ઠા વર્ષમા એમણે પુસ્તકાલયને માટે ૬૭૦ રૂપિયા મોકલ્યા

દસમા વર્ષમા એક જૈનેતર ગૃહસ્થ સંસ્થા જોવા આવ્યા સંસ્થાનો કારોબાર જોઈ ખૂબ રાજી થયા પાચ વર્ષ માટે એમણે વાર્ષિક રૂા ૧,૫૦૦ આપવાની જાહેરાત કરી.

અગિયારમા વર્ષમાં તા ૩-૧૦-૧૯૨૫ના રોજ વિદ્યાલયના નવા ભવ્ય આલિશાન મકાનનુ ભાવનગર રાજ્યના દીવાન સર પ્રભાશંકર પટ્ટણીના હાથે ઉદ્ઘાટન થયુ વિદ્યાલય તો સરસ્વતી મંદિર. ત્યાં કંઈ પણ ભેટ ધર્યા વગર પાછા કેમ જવાય? એમણે ભાવનગર રાજ્ય તરફથી દસ વર્ષ માટે વિદ્યાલયને વાર્ષિક રૂા ૨૫૦ આપવાની જાહેરાત કરી.

વિ સ ૧૯૮૫મા પૂજ્ય આચાર્યપ્રવર શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ મુંબઈ પધાર્યા જનતાનો ઉત્સાહ અનેરો હતો, અને વિદ્યાલયને મદદ કરવાની ઉત્સુકતા પણ ખૂબ હતી આ માટે શ્રી મુબઈ જૈન યુવક સઘે વિદ્યાલયને મદદ કરવાનો વિશિષ્ટ પ્રકારનો કાર્યક્રમ રચ્યો હતો આચાર્ય મહારાજશ્રીનુ સ્વાગત કરવા સઘે એક એક રૂપિયાની ટિકિટો કાઢી હતી સ્વાગત વખતે સઘે વિદ્યાલયને રૂપિયા પચીસસો કરતા વધુ રકમ સમર્પણ કરી આ પ્રસગ યુવકોના વિદ્યાલય માટેના અજબ ઉત્સાહનો સાક્ષી બની ગયો કોટના તથા ગોડીજીના ઉપાશ્રયોની બહેનોએ પણ આ પ્રસગ નિમિત્તે પોણોસો રૂપિયા જેવી નાની પુષ્પ પાખડીઓ વિદ્યાલયને ભેટ ધરી

સ્વ શ્રી ચદુલાલ સારાભાઈ મોદીએ ખૂબ નિષ્ઠાપૂર્વક વિદ્યાલયની સેવા બજાવી હતી એમના રોમ રોમમા જાણે વિદ્યાલયનુ હિત વસેલુ હતું તેઓએ એમના સદ્ગત પિતાશ્રીની કેળવણીને પ્રોત્સાહન આપવાની ભાવનાનુ ખૂબ નિષ્ઠાપૂર્વક અનુસરણ કર્યું હતુ, અને વિદ્યાલયના માનદ મત્રી તરીકે એકધારી અઠ્ઠાવીસ વર્ષ સુધી અનુપમ સેવા બજાવી હતી એમની આવી આદર્શ અને નિષ્ઠાભરી દીર્ઘકાલીન સેવાના કાયમી સ્મરણરૂપે એમના મિત્રો, પ્રશસકો તથા કુટુબીજનો તરફથી અગિયાર હજાર રૂપિયા જેવી સારી રકમ એકત્ર કરી એનુ "શ્રી ચદુલાલ સારાભાઈ મોદી ટ્રસ્ટ" રચીને, એમના નામથી કાયમને માટે વિદ્યાલયમા એક ટ્રસ્ટ-સ્કૅાલર રાખવા માટે સને ૧૯૬૩મા એ ટ્રસ્ટ વિદ્યાલયને સોપવામા આવ્યુ

મુબઈના ઝવેરી મહાજન મોતીના ધરમના કાટા તરફથી દર વર્ષે કઈક ને કંઈક રકમ વિદ્યાલયને ભેટ મળતી જ રહે છે એમા કોઈક વર્ષમા પાંચ હજાર રૂપિયા જેવી રકમ પણ મળેલી છે (અને હવે બાવનમા વર્ષમાં તો આ સસ્થા તરફથી એક ટ્રસ્ટ સ્કૅાલર પણ મળેલ છે )

પ્રિન્સેસ સ્ટ્રીટ લુહાર ચાલ જૈન સઘ પણ છેલ્લા કેટલાક વર્ષથી વિદ્યાલયને દર વર્ષે યાદ કરતો જ રહે છે

શ્રી ઉમેદચદ દોલતચદ બરોડિયાએ પોતાની બે હજારની વીમાની પૅાલિસી સને ૧૯૬૩ની સાલમા વિદ્યાલયના લાભમા ફેરવી આપીને વિદ્યાલય અને વિદ્યા પ્રત્યેની પોતાની ભક્તિ દર્શાવી હતી[૧]

વિદ્યાલયની વલ્લવિદ્યાનગરની શાખાના શિલારોપણ પ્રસગે જેમના હાથે શિલારોપણ વિધિ કરાવવામા આવ્યો હતો તે શ્રી ચીમનલાલ પ્રાણજીવન શાહે પુસ્તકાલયને માટે અગિયાર હજાર રૂપિયા આપવાની જાહેરાત કરી હતી

શ્રી કેશવલાલ પ્રેમચદ મોદીના સ્મરણ નિમિત્તે વિદ્યાલયના ૧૯મા વર્ષમા કૉલેજના પુસ્તકો માટે બે હજાર રૂપિયાની ભેટ મળી હતી તેમ જ ભાવનગરના શેઠ શ્રી કુંવરજી

---

૧ તા ૧૧-૨-૧૯૬૬ના રોજ શ્રી ઉમેદચંદ બરોડિયાનુ અવસાન થતા વિદ્યાલયના ૫૧મા વર્ષમાં આ વીમા-પૅાલિસીની રકમ વિદ્યાલયને મળી ગઈ છે અને સ્વર્ગસ્થના બન્ને પુત્રો શ્રી કાંતિભાઈ તથા શ્રી શાંતિભાઈની ઇચ્છા મુજબ એ રકમનો ઉપયોગ શ્રી વીરચદ ગાધવજી ગાંધીના પ્રગટ-અપ્રગટ સાહિત્યમાંથી વિદ્યાલય પસદ કરે તે સાહિત્યના પ્રકાશનમા કરવાનુ ઠરાવવામા આવ્યુ છે.

લાભ વિદ્યાલયને પણ મળી રહે એવી અનુકૂળ સ્થિતિ સર્જાવા લાગી : વિદ્યાલયની પહેલી શાખાની સ્થાપના જૈન પુરી અમદાવાદમા થાય એ અંગેની કેટલીક પ્રાથમિક વિચારણા પછી એ માટે કેટલીક તૈયારી પણ થવા લાગી હતી.

## અમદાવાદ-શાખા

તે વખતે વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિના સભ્ય (અત્યારે વિદ્યાલયના માનદ મંત્રી) અને જૈન સમાજના જાણીતા કાર્યકર અને ઉદ્યોગપતિ શ્રી ચંદુલાલ વર્ધમાન શાહને કેટલાક વખતથી એમ લાગ્યા કરતુ હતુ કે અમદાવાદમા વિદ્યાલયની શાખા સ્થપાવી જોઈએ. અને આ માટે તેઓ પોતાની રીતે કેટલીક તપાસ પણ કરતા રહેલા હતા એવામા કોઈક પ્રસંગે તેઓને અમદાવાદનિવાસી અને મુંબઈમા રહેતા શેઠ શ્રી ભોળાભાઈ જેસીંગભાઈ દલાલ સાથે વિદ્યાલયના સંચાલકોની ભાવના અમદાવાદમા વિદ્યાલયની શાખા સ્થાપવાની હોવા અંગે વાતચીત થઈ ત્યાર પછી શ્રી ચંદુભાઈના વિશેષ પ્રયાસથી શેઠ શ્રી ભોળાભાઈના મનમા એ વિચાર વધાવી લેવાની ભાવના જાગી અને અમદાવાદમાના ' નિર્મળ-નિવાસ નામના પોતાના ૭૩૮૧ સમચોરસ વાર જેટલી વિશાળ જમીન ઉપર બાંધેલ બંગલાનો ઉપયોગ વિદ્યાલયની શાખા માટે થઈ શકે એ રીતે એની સખાવત કરવાનો એમણે વિચાર કર્યો.

આ અંગે વિદ્યાલયના સંચાલકો સાથે વિગતવાર વિચાર-વિનિમય કર્યા બાદ છેવટે મજકૂર બંગલાની કિંમત ત્રણ લાખ રૂપિયા નક્કી કરીને એમ ઠરાવવામા આવ્યું કે વિદ્યાલય ત્રણ લાખ રૂપિયામા જમીન સાથેનો એ બંગલો ખરીદી લે, અને એ ત્રણ લાખની રકમમાંથી એક લાખ રૂપિયા શેઠ શ્રી ભોળાભાઈએ વિદ્યાલયને આપવા * એના બદલામાં એ મકાનમા વિદ્યાલયની અમદાવાદ-શાખા ચાલુ કરીને એમા વિદ્યાલયના નામની સાથે "શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ વિદ્યાર્થીગૃહ" એ પ્રમાણે નામ જોડવુ, શ્રી ભોળાભાઈ શેઠનુ નામ પેટ્રનોની યાદીમા ઉમેરવુ, એમને એમના નામથી અમદાવાદ-શાખામાં એક ટ્રસ્ટ-સ્કૉલર નીમવાનો અધિકાર આપવો આ મુખ્ય શરતોનો વિદ્યાલયની સામાન્ય સમિતિએ તા ૨૨-૭-૧૯૪૫ના રોજ સ્વીકાર કર્યો અને એ રીતે વિદ્યાલયની અમદાવાદ-શાખાની સ્થાપનાની પૂર્વભૂમિકા તૈયાર થઈ

આ પછી અમદાવાદ-શાખાનુ વિદ્યાર્થીગૃહ શરૂ કરી શકાય એ માટેની જરૂરી સાધન સામગ્રીની સગવડ પૂરી થયા પછી, પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે કાઢી આપેલ મુહૂર્ત પ્રમાણે, વિ સં ૨૦૦૨ના જેઠ સુદિ ૧૦ ને રવિવાર, તા ૯-૬-૧૯૪૬ના રોજ કુંભસ્થાપન કરીને તથા પૂજા ભણાવીને ૪૪ વિદ્યાર્થીઓથી આ શાખાની શુભ શરૂઆત કરવામા આવી આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયકલ્યાણસૂરિજી, પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયકસ્તૂરસૂરિજી તથા પૂજ્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ આદિ મુનિવરોએ પધારી આ પ્રસંગને શોભાવ્યો

* અહી એ જાણવું ગ્સપ્રદ થઈ પડશે કે બાકીના બે લાખ રૂપિયા શેઠ શ્રી ભોળાભાઈએ અમદાવાદમા ગુજરાત વિદ્યાસભાને (ગુજરાત વર્નાક્યૂલર સોસાયટીને) "શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન" સ્થાપવા માટે આપી દીધા હતા

# અમદાવાદ શાખાનો ઉદ્‌ઘાટન સમારંભ



સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ શેઠશ્રી ભોળાભાઈના બસ્ટનું અનાવરણ કરી રહ્યા છે.

અમદાવાદ શાખાનું શેઠશ્રી ભોળાભાઈ જેસીંગભાઈ દલાલ વિદ્યાર્થીગૃહ : 'નિર્મળનિવાસ'

# અમદાવાદ શાખાની વ્યવસ્થાપક સમિતિ

શ્રી લાલભાઈ લલ્લુભાઈ પરીખ, શ્રી ફતુભાઈ લલ્લુભાઈ મહેતા, શ્રી હરિલાલ રવચંદ શાહ (
શ્રી કચરાભાઈ નાથાલાલ શાહ (મંત્રી), ડૉ. જયંતીલાલ જગજીવનદાસ વોરા,
શ્રી ચંદુલાલ ઉમેદચંદ શાહ



શ્રી ભોળાભાઈ જેસીંગભાઈ દલાલ

## અમદાવાદ શાખાના વર્તમાન મંત્રીઓ



શ્રી કચરાભાઈ નાથાલાલ શાહ



શ્રી હરિલાલ રવચંદ શાહ

## નિવૃત્ત મંત્રીઓ



શ્રી શાંતિલાલ પુંજાભાઈ શાહ



શ્રી લાલભાઈ ચીમનલાલ શાહ

પૂના શાખા



તાજેતરમા નવી બધાવેલ ભવ્ય ઈમારત



શ્રી ભારત જૈન વિદ્યાલયનું જૂનું મકાન

## પૂના શાખાની વ્યવસ્થાપક સમિતિ



શ્રી કેસરીચંદ જવારમલ લલવાણી
શ્રી કાંતિલાલ ગગલભાઈ
શ્રી મણિલાલ માણેકચંદ
શ્રી પોપટલાલ રામચંદ શાહ (મંત્રી)
શ્રી ચતુરદાસ મણિલાલ શાહ
(છઠ્ઠા સભ્ય છબીમાં નથી તે—
શ્રી કાંતિલાલ એમ પારેખ)



મંત્રી
શ્રી પોપટલાલ રામચંદ શાહ

## વડોદરા શાખાના નવા મકાનનો ઉદ્ઘાટન સમારંભ

શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના પ્રમુખપદે ઊજવાયેલ સમારંભ



શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમના જૂના મકાનમાં ફેરફાર કરીને તૈયાર કરેલ ભવ્ય ઈમારત

# વડોદરા શાખાની વ્યવસ્થાપક સમિતિ

શ્રી કાંતિલાલ ચીમનલાલ શાહ, શ્રી ચીમનલાલ છગનલાલ શાહ, શ્રી જમનાદાસ કાળીદાસ ઝવેરી,
શ્રી લાલચંદ ભાઈલાલ શાહ, શ્રી રસિકલાલ છગનલાલ શાહ (મંત્રી)
શ્રી જસુભાઈ મણિલાલ શાહ (મંત્રી)



મંત્રી, શ્રી જસુભાઈ મણિલાલ શાહ



મંત્રી, શ્રી રસિકલાલ છગનલાલ શાહ

હતો. આ શાખાની દેખરેખ માટે નીચે મુજબ પાંચ સભ્યોની સ્થાનિક સમિતિની રચના કરવામાં આવી :—

(૧) શ્રી શાંતિલાલ પૂંજાભાઈ શાહ (મંત્રી)
(૨) ડૉ. સોભાગચંદ ભોળાભાઈ શાહ
(૩) શ્રી લાલભાઈ ચીમનલાલ શાહ
(૪) શ્રી હરિલાલ રવચંદ શાહ
(૫) શ્રી ધીરજલાલ ધનજીભાઈ શાહ

શ્રી શાંતિલાલ પૂંજાભાઈ શાહે, પોતાને ધંધાને કારણે બહારગામ વધુ રહેવાનું થવાથી, મંત્રી તરીકે રાજીનામું આપવાથી સને ૧૯૪૯–૫૦ (પાંત્રીસમા વર્ષ)થી, વકીલ શ્રી લાલભાઈ ચીમનલાલ શાહની મંત્રી તરીકે વરણી કરવામા આવી હતી. તેઓએ છેક ૧૯૫૯–૬૦ (પિસ્તાલીસમા વર્ષ) સુધી, દસ વર્ષ લગી, સંસ્થાની કાર્યવાહી ભાવના અને કુશળતાપૂર્વક સંભાળી હતી.

શેઠ શ્રી ભોળાભાઈની આ સખાવત નિમિત્તે એમને અભિનંદન આપવાનો એક સમારંભ તા ૨૪–૧૨–૧૯૪૫ના રોજ મુંબઈમાં શ્રી ખીમજીભાઈ માડણ ભૂજપુરીઆના પ્રમુખપદે યોજવામા આવ્યો હતો. આ પ્રસંગે સરદાર વલ્લભભાઈ પટેલ પણ હાજર રહ્યા હતા. એ પ્રસંગે પોતાની આભારની લાગણી દર્શાવતાં શ્રી ભોળાભાઈ શેઠે જે મુદ્દાસરનું વક્તવ્ય કર્યું હતું તેમાં તેઓએ જણાવ્યું હતું કે—

"હુ સદ્‌ભાગ્યે ગરીબીમા જન્મ્યો અને તેમાંથી જ રસ્તો કાઢ્યો, પડ્યો અને એમાં થોડીક આર્થિક સફળતા મળી મે મારા અગત અને કૌટુબિક જીવનમાં એ સફળતાનો ઠીક ઠીક છૂટે હાથે ઉપયોગ કર્યો પરતુ મારા મનમાં લાબા વખતથી એક દુ ખ હતો જ કે માણસ કેવળ અગત અને કૌટુબિક જીવનમા જ રચ્યોપચ્યો રહે એ બરાબર નથી

"મને જૈન પરપરાના ઉપરના ખોખા પ્રત્યે નહી પણ તેના તાત્ત્વિક વિચાર અને કલ્યાણકારી આચારના સિદ્ધાન્તો પ્રત્યે બહુમાન છે અને તેમા થોડોક રસ પણ છે હુ માનુ છુ કે સામાજિક સુધારણા અને રાષ્ટ્રિયપણાના વિકાસ માટે દરેક પ્રકારના વિદ્યાપ્રચારની સમાજમા જરૂર છે હુ એ પણ લાબા વખતથી જાણુ છુ કે આ દિશામાં જૈન સમાજ માટે ઉચ્ચ પ્રકારની કેળવણી અર્થે 'મહાવીર જૈન વિદ્યાલય' ઠીક ઠીક પ્રવૃત્તિ કરી રહ્યુ છે, અને મારી ટૂક જાણ પ્રમાણે મને એમ પણ લાગે છે કે જૈન સમાજની ઉચ્ચ કેળવણીને લગતી સસ્થાઓમા 'મહાવીર જૈન વિદ્યાલય' મોખરે છે

"વિદ્યાલયનું કામ આજ લગી મુબઈમાં જ મર્યાદિત હતુ અને તે વિદ્યાર્થીઓની સીમાથી આગળ ન હતુ, પણ વિદ્યાલય પોતાનો કાર્યપ્રદેશ વિસ્તારવા ઈચ્છતુ હતુ તેણે વિદ્યાર્થિનીઓ માટે જોગવાઈ કરવાની પેરવી ક્યારનીએ શરૂ કરી છે. મુંબઈ બહાર પણ વિદ્યાલયની શાખાઓ કાઢવા તે ઈચ્છતું હતુ અને તજવીજમા હતુ તે દરમ્યાનમાં શ્રી ચંદુલાલ વર્ધમાન શાહે વિદ્યાલયનો એ મનોરથ મને કહ્યો અને તે યોજના મને પસદ આવી

"અમદાવાદ મારુ જન્મસ્થાન અને ત્યાં જ મારુ મકાન, મારી ઈચ્છા હતી કે આ મકાનનો

અમદાવાદમાં જે વિદ્યાદાન અંગે બીજા કોઈ પ્રકારની જાહેર સેવા નિમિત્તે ઉપયોગ કરવો. અમદાવાદ ગુજરાતનું મધ્યવર્તી સ્થાન અને ઉદ્યોગની દૃષ્ટિએ એક મોટું કેન્દ્ર વહેલી કે મોડી ત્યાં 'ગુજરાત યુનિવર્સિટી' અવશ્ય થવાની. તે અંગેની તૈયારીઓ ત્યાં અનેક રીતે થઈ રહી છે. જૈન પરંપરાની દૃષ્ટિએ તો તે એક જૈન પુરી જેવું જ છે. એટલે મુંબઈ પછી ક્યાંક પણ બહાર વિદ્યાલયની શાખા કાઢવાની હોય તો તે માટે અમદાવાદ જ પ્રથમ પસંદગી પામે. તેથી જ શ્રીયુત ચંદુભાઈના પ્રસ્તાવે મને તરત જ ખેંચી લીધો.

"વિદ્યા જેવી પવિત્ર વસ્તુને ફેલાવવા માટે મારા મકાનનો ઉપયોગ થાય એને હું મારા જીવનની ધન્ય ક્ષણ માનું છું અને એવી ક્ષણ પુરી પાડવા બદલ મારે વિદ્યાલયના બધા જ કાર્યકર્તાઓ અને હિતચિંતકોનો જ આભાર માનવો જોઈએ. હું દિલપૂર્વક ચાહું છું કે હવે પછી અમદાવાદમાં ખોલનાર શ્રી મહાવીર જૈન વિદ્યાલયની શાખાને અમદાવાદમાં વસતા શ્રીમાન અને બુદ્ધિમાન જૈનો એવી રીતે ઉત્તેજન આપે કે જેથી અમદાવાદનો મોભો વધે અને એ શાખા મુંબઈ વિદ્યાલયના વટવૃક્ષની વિશાળ વડવાઈ બને" (૩૧ મો રિપોર્ટ, પૃ. ૧૦૨–૧૦૪)

આ સમારંભ પછી એક વર્ષે, તા. ૨૯–૧૨–૧૯૪૬ના રોજ, અમદાવાદમાં સરદાર શ્રી વલ્લભભાઈ પટેલના શુભ હસ્તે શેઠ શ્રી ભોળાભાઈના બસ્ટના અનાવરણવિધિનો તેમ જ વિદ્યાર્થીગૃહના ઉદ્‌ઘાટનનો જાહેર સમારંભ ઊજવવામાં આવ્યો હતો. આ પ્રસંગે બોલતા સરદારશ્રીએ કહ્યું હતું કે—

"આવી સંસ્થાને સાથ આપવાની મારી ફરજ હોય. જે અનેક સંદેશાઓ અને આશીર્વાદો આવ્યા છે તેમાં મારે શું ઉમેરો કરવાનો હોય? આ આશીર્વાદના સંદેશામાં હું મારો સાદ પુરાવું છું.

"મારે અને ભોળાભાઈને મહોબત છે. તેઓ મને જ્યાં હું હોઉં ત્યાં ઘણી વાર મળવા પણ આવે છે. તેમની સખાવત કાયમ કરવા માટે સ્મારક કરવાનું છે. એમનું કાર્ય જ એ એમનું સાચું સ્મારક છે. આ સંસ્થાએ કેટલી પ્રગતિ કરી છે તે તમારી પાસે રજૂ કરેલી છે. આ સંસ્થાની શાખાઓ પુના વગેરે સ્થળે પણ ખોલવાની છે.

"કેળવણીને કોઈ મર્યાદા નથી. જગત આખું જ મહાવિદ્યાલય છે. માણસને જિંદગીની આખર સુધી નવું નવું શીખવાનું મળે છે. એટલે કેળવણીનો કાંઈ અંત નથી. સમયને અનુકૂળ જ્ઞાન મેળવવું એ ધર્મ છે. આ સંસ્થામાં જૈન ધર્મના શિક્ષણની વ્યવસ્થા છે એ સારી વાત છે. આજની કેળવણીમાં ધર્મને સ્થાન નથી એમ કહીયે તો ચાલે. આ વિદ્યાલયમાં જૈન ધર્મના મૂળ તત્ત્વો જાણવાની વ્યવસ્થા છે તે વિશેષ અગત્યની વસ્તુ છે. એની સાચી વિદ્યા મળે તો સખાવત કરનારને પણ સંતોષ થાય." (૩૨ મો રિપોર્ટ: પૃ. ૧૧૮–૧૧૯)

અમદાવાદ-શાખાનું કામ પાંચેક વર્ષ સુધી શેઠશ્રી ભોળાભાઈના મકાનમાં સારી રીતે ચાલતું રહ્યું. તે પછી એ મકાન બદલવાના વિચારનું સૂચન કરતા, ૩૬મા રિપોર્ટ (પૃ. ૯) માં મંત્રીઓના નિવેદનમાં જણાવવામાં આવ્યું છે કે—

"અમદાવાદ-શાખાનું હાલનું મકાન સારા હવા-ઉજાસવાળા વિસ્તારમાં છે, છતાં શિક્ષણ-સંસ્થાઓ અને યુનિવર્સિટીના કેન્દ્રસ્થળથી દૂર છે. આ સંસ્થાઓના નજીકના વિભાગમાં અનુકૂળ જગ્યા મળે તો ફેરવી નાખવા પ્રબંધ કરવો ઠીક પડશે."

પણ યોગ્ય સ્થાન (મકાન) ન મળે ત્યાં સુધી સ્થાનની ફેરબદલી કરવાનું શક્ય ન

હતું; છતા એ અંગે તપાસ તો ચાલુ જ હતી. છેવટે છએક વર્ષ બાદ, સને ૨૦૧૩–૧૪ની સાલમા, નવરંગપુરામાં, યુનિવર્સિટીની નજીક એક મોટો ૬૫૩૪ સમચોરસ વારનો પ્લોટ બાવનેક હજાર રૂપિયાના ખર્ચે ખરીદી લેવામાં આવ્યો; અને ત્યાં વિદ્યાલય માટે નવું મકાન ઊભું કરવાની તૈયારીઓ થવા લાગી.

પણ ધરતીના દેવના જાગ્યા વગર એનો ભોગવટો થઈ શકતો નથી. અમદાવાદ-શાખા માટે નવું મકાન ઊભું કરવાની બાબતમા પણ કંઈક આમ જ બન્યું. ખાસ નવું મકાન ઊભું કરવા માટે જ આ જમીન ખરીદવામા આવી હતી, પણ અમદાવાદ-શાખાનું ભાવી એના જૂના મકાનમા જ ચાલુ રહેવાનું હતું, એટલે છેવટે નવી જગ્યાએ નવું મકાન ઊભું કરવાના વિચારને જતો કરવામા આવ્યો. આ અંગે ૪૮મા રિપોર્ટ (પૃ. ૪) મા સૂચવવામાં આવ્યું છે કે—

"આ [અમદાવાદ] શાખાના વિદ્યાર્થીગૃહના વિસ્તાર માટે નવરંગપુરામાં ખરીદેલ જમીન પર મકાનના બાંધકામ માટે અગાઉ નિર્ણય લીધો હતો, પરંતુ આ ખરીદેલ જમીન ઉપર ટાઉન પ્લાનિંગ સ્કીમની મંજૂરી વગેરે અનિવાર્ય કારણોને લીધે નવું બાંધકામ કરવામા આપણી ધારણાથી સવિશેષ વિલંબ થાય તેમ છે એટલે શાખાને વિસ્તૃત કરવા માટે પાલડી નાકા પરના સંસ્થાના ચાલુ મકાનમા નવા બાંધકામ દ્વારા નવા સુધારાવધારા કરી, લગ ૧૨૫ વિદ્યાર્થીઓનો સમાવેશ થઈ શકે એ રીતે યોજનાને મૂર્તસ્વરૂપ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે."

આ રીતે વિદ્યાલયને જૂના મકાનમા જ રાખવાનો નિર્ણય કરવામાં આવ્યો તેથી, નવી જમીનને વેચી નાખવામા આવતાં, જમીનના ભાવમાં સારો એવો વધારો થવાને કારણે, વિદ્યાલયને અમુક પણ ગણનાપાત્ર સારો લાભ થવાનો.[1]

અત્યારે (૫૦મા વર્ષમા) અમદાવાદ શાખાની સ્થાનિક સમિતિ નીચે મુજબ છે:—

શ્રી કચરાલાલ નાથાલાલ શાહ, મંત્રી
શ્રી હરિલાલ રવચંદ શાહ, મંત્રી
ડૉ. જયંતીલાલ જગજીવનદાસ વોરા
શ્રી કનુભાઈ લલ્લુભાઈ મહેતા
શ્રી લાલભાઈ લલ્લુભાઈ પરીખ
શ્રી ચંદુલાલ ઉમેદચંદ શાહ
શ્રી શાંતિલાલ પુંજાભાઈ શાહ
(બાવનમા વર્ષમા પણ આ જ સ્થાનિક સમિતિ છે.)

---

૧ પચાસમા વર્ષ બાદ આ જમીનના વેચાણનું કાર્ય પતી ગયું છે. ઉપરાંત, અમદાવાદ-શાખાનો વિસ્તાર કરવા માટેના પ્લાન તૈયાર થઈ ગયા છે, અને આ પ્લાન એવી રીતે તૈયાર કરવામાં આવ્યા છે કે જેથી વિદ્યાલયમા સવાસો વિદ્યાર્થીઓને રાખી શકાય, તેમ જ ધી બેંક ઑફ ઇન્ડિયાને તેમ જ બીજી ઑફિસોને ભાડે આપીને કાયમી આવક કરી શકાય આમાં આશરે અગિયાર લાખ રૂપિયા જેટલું ખર્ચ અંદાજવામાં આવ્યુ છે, અને આ માટે, ધી બેંક ઑફ ઇન્ડિયા સાથે કરવામાં આવેલ કરાર મુજબ, આઠ લાખ રૂપિયા બેંક પાસેથી લોન તરીકે મળવાના છે.

## પૂના-શાખા

દક્ષિણનું કાશી લેખાતા વિદ્યાધામ પૂના શહેરમાં વિદ્યાર્થીઓની અનુકૂળતા માટે, શ્રી ભારત જૈન વિદ્યાલયની સ્થાપના વિ. સં. ૧૯૧૬ આસપાસ થઈ હતી; અને એનો વહીવટ પૂનાના જૈન આગેવાનો સંભાળતા હતા. શ્રી મહાવીર જૈન વિદ્યાલયની વહીવટી શક્તિ અને નામના સાંભળીને, પૂનાના આ આગેવાનોની ઇચ્છા આ સંસ્થા વિદ્યાલયને સોંપી દેવાની થઈ. આ અંગે કેટલીક વાટાઘાટો પછી તા. ૧૫–૧૨–૧૯૪૬ના રોજ, વિદ્યાલયની સામાન્ય સમિતિએ શ્રી ભારત જૈન વિદ્યાલયનો કબજો સંભાળી લઈને એ સ્થાનમા વિદ્યાલયની શાખા શરૂ કરવાની શ્રી ભારત જૈન વિદ્યાલયના કાર્યવાહક મંડળની માગણીનો સ્વીકાર કર્યો. તે પછી તારીખ ૨૧–૬–૧૯૪૭ના રોજ પૂજા ભણાવીને ૩૧ વિદ્યાર્થીઓથી, આ શાખાના કાર્યનો શુભ આરંભ પણ કરવામાં આવ્યો; અને સંસ્થાના વહીવટની દેખરેખ માટે નીચે મુજબ સ્થાનિક સમિતિ નીમવામાં આવી :—

શ્રી પોપટલાલ રામચંદ શાહ, મંત્રી
શ્રી કાંતિલાલ ગગલભાઈ
શ્રી મણિલાલ માણેકચંદ
શ્રી કેશરીમલ જવારમલ લલવાણી
શ્રી કાંતિલાલ મગનલાલ પરીખ
શ્રી ચતુરદાસ મણિલાલ શાહ

પૂનામાં વિદ્યાલયની શાખા હોવી જોઈએ એ વિચાર તો મુંબઈમાં વિદ્યાલયની શરૂઆત થયા પછી થોડા જ વર્ષે વિદ્યાલયના સંચાલકોને આવવા લાગ્યો હતો. પાંચમા વર્ષના રિપોર્ટ (પૃ. ૮)મા આ માટે મંત્રીના નિવેદનમા સૂચવવામાં આવ્યું હતું કે—

"એક બીજી બાબત પર આપનું ખાસ ધ્યાન ખેંચવા યોગ્ય છે ગયા વર્ષના ૪૫ વિદ્યાર્થીઓ પૈકી ૧૫ વિદ્યાર્થીઓ મેડિકલ લાઈનમાં જુદા જુદાં વર્ષોમાં હતા વહેલે મોડે આપણે પુનામાં એક બ્રાન્ચ ખોલવાની જરૂર પડશે. ત્યાં આર્ટ, ઇન્જીનીઅરીંગ અને એગ્રીકલ્ચર (ખેતીવાડી) લાઈનના વિદ્યાર્થીઓને રાખવાથી ખર્ચ અને અભ્યાસમા વધારે લાભ કરી શકાશે એમ લાગે છે"

પૂનામાં વિદ્યાલયની શાખા ખોલવાની સને ૧૯૨૦મા સેવેલી ભાવનાને સફળ થતાં પૂરાં ૨૭ વર્ષ લાગ્યાં.

ટેકરી જેવા ઊંચાણવાળા સ્થાનમાં આવેલ આ સંસ્થા આબોહવા તેમ જ પ્રાકૃતિક સૌંદર્ય બન્ને દૃષ્ટિએ ચિત્તને વશ કરી લે એવી છે; અને આ દૃષ્ટિએ વિદ્યાલયની બધી શાખાઓમાં એનું સ્થાન મોખરે છે એમ કહેવું જોઈએ. આવા સહજસુંદર સ્થળમાં આવેલ આ સંસ્થામાં વધુ વિદ્યાર્થીઓ રહી શકે એ માટે એના જૂના મકાનનો વિસ્તાર કરવાને બદલે, જમીન પુષ્કળ હોવાથી, એ જ કંપાઉન્ડમા વધુ ઊંચાણવાળા ભાગમાં, એંશી વિદ્યાર્થીઓ રહી શકે એવું ભવ્ય મકાન ઊભું કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે; અને એનું કામ પણ ઝડપથી આગળ વધી રહ્યું છે. આમાં આશરે પાંચેક લાખ રૂપિયાનું ખર્ચ થવાનો અંદાજ છે.*

* વિદ્યાલયના બાવનમા વર્ષમા આ મકાન તૈયાર થઈ ગયું છે; અને તા. ૧૮–૬–૬૭ના રોજ પંચકલ્યાણક પૂજા ભણાવીને નવા મકાનનો ઉપયોગ કરવાની શુભ શરૂઆત કરવામાં આવી છે.

પૂના શાખાની કાર્યવાહીમા, એની સ્થાપના પછી ત્રણ-ચાર વર્ષના અનુભવ બાદ, એક મહત્ત્વનો ફેરફાર કરવામાં આવ્યો એની નોંધ અહીં લેવી જરૂરી લાગે છે

શરૂઆતમા તો પૂના-શાખામા પણ, મુંબઈ અને અમદાવાદની જેમ, વિદ્યાલય તરફથી જ રસોડું ચલાવવામા આવતુ હતુ પણ એ અંગે કંઈક પુનર્વ્યવસ્થા કરવાની જરૂર જણાતા તા ૧૮-૧૦-૫૦ના રોજ વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ, આ અંગે ઘટતી તપાસ કરી પોતાનો અહેવાલ રજૂ કરવા માટે એક સમિતિની નિમણૂક કરી હતી આ સમિતિની ભલામણોનો વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ સ્વીકાર કરતા તા. ૨૫-૨-૧૯૫૧ના રોજ સામાન્ય સમિતિની અસાધારણ સભામા એને મંજૂર કરાવવામા આવી; અને એનો અમલ નવા સત્રથી કરવાનુ ઠરાવવામાં આવ્યું આ ભલામણ મુજબ વિદ્યાલય તરફથી રસોડું ચાલતુ હતું તે બંધ કરવામા આવ્યું

આમ છતા, કૉલેજની હૉસ્ટેલની ઢબે, ખર્ચની સરખે ભાગે વહેંચણી કરી લેવાની પદ્ધતિ મુજબનુ રસોડુ વિદ્યાલયમા ચલાવી શકાય એવી વાસણ, રસોઈ કરવાની તથા જમવાની જગા વગેરેની જરૂરી બધી સગવડ વિદ્યાલયે આપવાની હતી, જેથી રાત્રિભોજન અને અભક્ષ્યભક્ષણના ત્યાગનો નિયમ સચવાઈ શકે એક રીતે વિદ્યાર્થીઓ પોતે જ રસોડાની વ્યવસ્થા અને જવાબદારી સંભાળે, એ વિદ્યાલયના વ્યવસ્થાતંત્રમા નવો ચીલો હતો, પણ અત્યાર સુધી આ વ્યવસ્થા સંતોષકારક રીતે ચાલુ રહી છે એ વાત નોંધપાત્ર છે.

અત્યારે (વિદ્યાલયના ૫૦મા વર્ષે તથા બાવનમા વર્ષમાં પણ) પૂના-શાખાની સ્થાનિક સમિતિ નીચે જણાવેલ સભ્યોની બનેલી છે :—

- શ્રી પોપટલાલ રામચંદ શાહ, મંત્રી
- શ્રી ચતુરદાસ મણિલાલ શાહ
- શ્રી કાંતિલાલ એમ પારેખ
- શ્રી કેશરીમલ જવારમલ લલવાણી
- શ્રી કાંતિલાલ ગંગલભાઈ
- શ્રી મણિલાલ માણેકચંદ

## વડોદરા-શાખા

ગુજરાતનુ સુપ્રસિદ્ધ શહેર વડોદરા જેમ જૈન ધર્મનુ વિશિષ્ટ સ્થાન છે, તેમ વિદ્યા અને કળાનું પણ નામાંકિત ધામ છે વળી, એ શહેર વિદ્યાલયના પ્રેરક આચાર્યપ્રવર શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની જન્મભૂમિ પણ છે અનેક કૉલેજોથી શોભતી સ્થાનિક યુનિવર્સિટી પણ ત્યા છે આ બધાય તત્ત્વો વહેલામા વહેલી તકે ત્યા વિદ્યાલયની શાખાની માગણી કરે એવા હતા, પણ ભવિતવ્યતાનો યોગ કંઈક એવો જ હતો કે વડોદરામા વિદ્યાલયની શાખા સ્થપાતા લગભગ ચાર દાયકા જેટલો સમય વીતી ગયો!

વડોદરાના કેટલાક ભાવનાશીલ, વિદ્યાપ્રેમી અને સમાજસેવાની ધગશ ધરાવતા ભાઈઓએ, 'અંગ્રેજો ચાલ્યા જાવ' (-કિવટ ઇન્ડિયા)ની ઐતિહાસિક લડતના સને ૧૯૪૨ના વર્ષમાં, બહારગામથી વડોદરા અભ્યાસ માટે આવતા માધ્યમિક શાળા (હાઈ-સ્કૂલ)ના વિદ્યાર્થીઓની સગવડ માટે વડોદરામા, સાડા સોળ હજાર સમચોરસ વાર જેટલા

વિશાળ પ્લોટ ઉપર, સુંદર શિખરબંધી દેરાસર સહિત, "શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ"ની સ્થાપના કરી હતી

સ્વરાજ્યની પ્રાપ્તિ બાદ ઠેર ઠેર માધ્યમિક શાળાઓ (હાઈસ્કૂલો) જેમ જેમ સ્થપાતી ગઈ તેમ તેમ બહારગામથી વડોદરામાં, હાઈસ્કૂલના અભ્યાસ માટે આવતા વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી થતી ગઈ. છેવટે સંસ્થાના સંચાલકોને લાગ્યું કે હવે હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે આ વિદ્યાર્થી આશ્રમનો કોઈ ખાસ ઉપયોગ રહ્યો નથી, પણ સાથે સાથે એમણે એમ પણ વિચાર્યું કે વિદ્યાભ્યાસ માટેના આવા શાંત, એકાંત, પૂર્ણ હવાઉજાસવાળા અને બધી સગવડ ધરાવતા આશ્રમનો ઉપયોગ, એના મૂળ હેતુ પ્રમાણે, સમાજમાં શિક્ષણનો વિકાસ થાય એ માટે જ થતો રહેવો જોઈએ એટલે આ માટે શું કરવામાં આવે તો વિદ્યાર્થીઓ આવા ઉત્તમ વિદ્યાર્થી આશ્રમનો સારી રીતે લાભ લઈ શકે, એનો તેઓ ગંભીરપણે વિચાર કરવા લાગ્યા

વિચાર-વિનિમય કરતા કરતાં, પૂનાના શ્રી ભારત જૈન વિદ્યાલયના સંચાલકોની જેમ, આ વિદ્યાર્થી આશ્રમના સંચાલકોનું ધ્યાન પણ મુંબઈના શ્રી મહાવીર જૈન વિદ્યાલય તરફ ગયું વિદ્યાલયના વહીવટ, વ્યવસ્થા અને વિદ્યાપ્રવૃત્તિની સમાજમાં આટલી બધી નામના અને પ્રતિષ્ઠા છે

આ દરમ્યાન ચિત્તોડની જૈન બોર્ડિંગના એક સમારંભ પ્રસંગે વિદ્યાલયના માનદ મંત્રી શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ અને શ્રી શાંતિલાલ મગનલાલ શાહનું ચિત્તોડ જવાનું થયું. વડોદરાથી વડુવાળા શ્રી છગનલાલ લક્ષ્મીચંદ શાહ ઉર્ફે મંગલકાકા પણ આ પ્રસંગે ચિત્તોડ ગયા હતા. શ્રી મંગલકાકા ખૂબ ભાવનાશીલ અને સખીદિલ મહાનુભાવ હતા, અને વડોદરાના વિદ્યાર્થી આશ્રમની સ્થાપનામાં એમનો પણ મહત્ત્વનો ફાળો હતો એમણે શ્રી ચંદુભાઈ તથા શ્રી શાંતિભાઈને આ સંસ્થા વિદ્યાલયને સોંપવાનો વિચાર જણાવ્યો. શ્રી ચંદુભાઈને તો એ ગમતી જ વાત હતી એ વાત એમણે વધાવી લીધી અને એને સ્નેહપૂર્વક આગળ વધારી છેવટે વિદ્યાલય અને વિદ્યાર્થી આશ્રમના સંચાલકો વચ્ચે ચાલેલી કેટલીક વાટાઘાટોને અંતે વિદ્યાર્થી આશ્રમના સંચાલકોએ વડોદરામાં ઉચ્ચ શિક્ષણ માટે આવતા વિદ્યાર્થીઓના ઉપયોગ માટે પોતાની સંસ્થા, અમુક જવાબદારીઓ પૂરી કરવાની તેમ જ બીજી જરૂરી શરતો સાથે, શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સોંપી દેવાનો નિર્ણય કરીને તા. ૨૯–૧૧–૫૩ના રોજ વિદ્યાલયના કાર્યવાહકો ઉપર લખી જણાવ્યું. આ ઉપરથી વિદ્યાલયની સામાન્ય સમિતિએ, તા. ૨–૫–૧૯૫૪ના રોજ, વિદ્યાર્થી આશ્રમને વિદ્યાલયની શાખારૂપે ફેરવવાની માગણીનો સ્વીકાર કર્યો; અને ત્યાર પછી સવા મહિના પછી જ તા. ૧૧–૬–૫૪ના રોજ, પૂજા ભણાવીને, ૩૦ વિદ્યાર્થીઓથી વડોદરા-શાખાનો મંગલ પ્રારંભ કરવામાં આવ્યો

આ રીતે શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમના સંચાલકોની સેવાભાવના, કર્તવ્યપરાયણતા અને દીર્ઘદૃષ્ટિને લીધે, પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની જન્મભૂમિમાં, તેઓશ્રીના તા. ૨૨–૯–૫૪ના રોજ થયેલ સ્વર્ગવાસના ત્રણેક મહિના પહેલાં જ, વિદ્યાલયની સ્થાપના કરવાનું શક્ય બન્યું વડોદરામાં વિદ્યાલયની શાખાની સ્થાપનાથી આચાર્ય મહારાજશ્રી તથા વિદ્યાલયના વિકાસવાંછુ સંચાલકો બન્ને આહ્લાદ અનુભવી રહ્યા.

તે વખતે વડોદરા શાખાના વહીવટ માટે નીચે મુજબ સ્થાનિક સમિતિની નિમણૂક કરવામાં આવી :—

શ્રી નાગકુમાર ના. મકાતી, મંત્રી
શ્રી જમનાદાસ કાળિદાસ ઝવેરી
શ્રી છગનલાલ લક્ષ્મીચંદ શાહ ઉર્ફે મંગળકાકા
શ્રી વાડીલાલ મગનલાલ વૈદ્ય
શ્રી લાલભાઈ નંદલાલ વકીલ
શ્રી શાંતિલાલ ન્યાલચંદ ગાંધી
શ્રી રસિકલાલ દલસુખભાઈ શાહ

શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમની સ્થાપના અને પ્રગતિમાં મહત્ત્વનો ફાળો આપનાર શ્રી જમનાદાસ કાળિદાસ ઝવેરીની સેવાની કદરરૂપે એમને વિદ્યાલયના પેટ્રન બનાવવામા આવ્યા અને એમને વડોદરા શાખામા એક ટ્રસ્ટ સ્કૉલર રાખવાનો અધિકાર આપવામા આવ્યો. ઉપરાત, એમના ધર્મપત્ની શ્રીમતી શણગારબહેનને કન્યા છાત્રાલયના આદ્ય સંસ્થાપક બનાવવામા આવ્યા

શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ હસ્તકની સ્થાવર-જંગમ મિલકત વિદ્યાલયના નામે ચડાવવાના કાયદાનો વિધિ ત્રણેક વર્ષમાં પૂરો થયો અને એનો ફેસલો તા. ૨૮-૮-૫૭ના રોજ વડોદરાના જિલ્લા ન્યાયાધીશ (ડિસ્ટ્રિક્ટ જજ) તરફથી મળી ગયો. તે પછી આ સંસ્થાનો વિદ્યાલયની શાખા તરીકે સ્વીકાર કરતા જે કેટલાક કામો પૂરા કરવાની જવાબદારી સ્વીકારવામા આવી હતી તે તરફ ધ્યાન આપવામા આવ્યુ સાથે સાથે પાંસઠ વિદ્યાર્થીઓને રાખવાની સગવડ હતી તે વધારીને સવાસો વિદ્યાર્થીઓ રાખી શકાય એ રીતે મકાનને વિસ્તૃત કરવાનો પણ નિર્ણય કરવામા આવ્યો.

લગભગ ત્રણ લાખ રૂપિયાના ખર્ચે આ આલિશાન મકાન તૈયાર થતા એ મકાનનુ તેમ જ શ્રી મંગળભાઈ ઉર્ફે શ્રી છગનલાલ લક્ષ્મીચંદ વડુવાળા સભાગૃહનું, શ્રી ઉમાભાઈ લીલાભાઈ સ્મારક પુસ્તકાલયનુ તથા શ્રી મણિબહેન શિવલાલ સત્યવાદી અતિથિગૃહનુ ઉદ્ઘાટન તેમ જ શ્રી જમનાદાસ કાળિદાસ ઝવેરીની આરસ-પ્રતિમાનુ અનાવરણ દેશના જાણીતા ઉદ્યોગપતિ અને જૈન સંઘના મુખ્ય અગ્રણી શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના વરદ હસ્તે કરાવવાનો ભવ્ય સમારંભ વિ સ ૨૦૧૮ના જેઠ સુદિ ૧૩, તા ૧૬-૬-૬૨ને રવિવારના રોજ સવારમા ઊજવવામાં આવ્યો હતો આ પ્રસંગે વિદ્યાલય, એના સ્થાપક આચાર્યશ્રી તેમ જ વિદ્યાલયના સંચાલકો અંગેની પોતાની હાર્દિક લાગણી દર્શાવતાં શેઠશ્રી કસ્તુરભાઈએ કહ્યુ હતું કે —

"વિદ્યાલય એ એક એવી સંસ્થા છે કે જેના માટે હિંદભરના જૈન ભાઈઓ ગૌરવ લઈ શકે આ સંસ્થાને સ્થપાયા ૫૦ વર્ષ થવા આવ્યાં—૪૭ વર્ષ થઈ ગયા છે આ સંસ્થાના એકનિષ્ઠ કાર્યકરોએ આ સંસ્થાને એટલી સુદર રીતે ચલાવી છે કે તે સમસ્ત જૈન આલમમાં પ્રથમ પંક્તિની સંસ્થા બની છે એનો રિપોર્ટ જોતા આ વાતની ખાતરી થાય છે સંસ્થાનો લાભ સેંકડો વિદ્યાર્થીઓએ લીધો છે અને સંસ્થાએ સેંકડો ગ્રેજ્યુએટો તૈયાર કર્યા છે ખુશી થવા જેવી વાત છે કે સેંકડોની સંખ્યામા આ સંસ્થાનો લાભ લઈ વિદ્યાર્થીઓ જુદા જુદા ક્ષેત્રે સારા સ્થાને છે. આવા

વિદ્યાર્થીઓએ પોતે લીધેલી લોન સંસ્થાને પરત કરવામાં સંકોચ કર્યો નથી, એ ગૌરવની વાત છે અને એ રીતે સંસ્થાને મોટી રકમ પાછી મળી છે આવો લાભ લેવા માટે તે વિદ્યાર્થીઓ ધન્યવાદને પાત્ર છે

"પૂજ્ય આચાર્ય વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી આ સંસ્થાની સ્થાપના થઈ હતી અને એ મગરૂર થવા જેવી વાત છે કે સંસ્થાની શાખાઓ વધતી જાય છે. આ માટે સ્થાનિક કાર્યકરોને અભિનંદન ઘટે છે કોઈ પણ કામ સાથ વગર થઈ શકતુ નથી

".સામાન્ય રીતે આવી સંસ્થાઓ લાંબા સમય સુધી ટકી શકતી નથી, કારણ કે સંસ્થામાં હોદ્દા અને સત્તા માટે સ્પર્ધા જાગે છે અને ખેંચાખેંચ થાય છે સદ્ભાગ્યે આ સંસ્થાને સેવાભાવી કાર્યકરો મળ્યા છે; અને એના લીધે જ એની આટલી પ્રગતિ થઈ શકી છે કોઈ પણ સંસ્થાના પ્રાણરૂપ વ્યક્તિ ન હોય તો સંસ્થા ન ચાલે શ્રી મોતીચંદભાઈ કાપડિયા અને શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ, એ બન્ને આ સંસ્થાના પ્રાણ બન્યા છે

"આ અવસરે હુ એક સૂચન કરવુ ઉચિત સમજુ છું કે આ સંસ્થાના વિદ્યાર્થીઓ રોજી રળી શકાય તેવો અભ્યાસ કરવાની અને ડિગ્રીઓ મેળવવાની સાથે સાથે આપણા મોટા મોટા જ્ઞાનભંડારો, એમા હજારોની સંખ્યામા સચવાયેલા આપણા મહાન આચાર્યોના ગ્રંથો, અને એમના કાર્યોનો પણ ખ્યાલ રાખે, અને એ દિશામા પણ તેઓ કામ કરે શ્રી ભોગીભાઈએ રિસર્ચની અને પ્રાચીન ગ્રંથોના અધ્યયન-સંશોધનની જે વાત કરી છે તેની સાથે હુ સહમત થાઉ છુ સંસ્કારને માટે પણ વિદ્યાર્થીઓએ આવું અધ્યયન કરવુ જોઈએ

"પૂજ્ય ગાંધીજીએ આપણને સેવાનો મંત્ર આપ્યો છે એ મંત્ર પ્રમાણે આ સંસ્થાના વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા બાદ સેવામાર્ગ તરફ વળે અને અભ્યાસકાળ દરમ્યાન મહાન જૈનાચાર્યોએ લખેલા ગ્રંથોનુ અને જૈનધર્મના તત્ત્વજ્ઞાનનુ અધ્યયન કરે તો એમને તે ઘણુ ઉપયોગી થઈ પડશે નિર્વાહ માટે સારી કમાણીની જરૂર છે, પરંતુ સાથે સાથે જીવનમા સંસ્કાર પાડવાનુ કામ એથીયે વધુ જરૂરી છે (રિપોર્ટ ૪૭. પૃ ૨૩)

આ નવા મકાનનું ઉદ્ઘાટન થયા બાદ એ શાખાનો લાભ વધુ વિદ્યાર્થીઓને મળવા લાગ્યો છે

વડોદરા-શાખાના પુસ્તકાલયના વિકાસ અંગે એ શાખાના કાર્યવાહકો અને ખાસ કરીને વિદ્યાર્થીઓએ કરેલ પ્રયાસની અહીં નોંધ લેવી જરૂરી છે આ વિદ્યાર્થીમિત્રોએ મનોરંજન-પ્રવૃત્તિઓ દ્વારા તેમ જ કાર્યવાહકોના સહકારથી અમુક રકમ એકત્ર કરીને જુદા જુદા વિષયના અભ્યાસ માટે જરૂરી એવાં કીમતી પુસ્તકો એકત્ર કરીને "સ્ટુડન્ટ્સ લેન્ડિંગ લાયબ્રેરી" શરૂ કરી છે, જે ઘણી ઉપયોગી સાબિત થઈ છે આ પ્રવૃત્તિની ઉપયોગિતા સમજીને આ લાયબ્રેરીમા પુસ્તકો ભેટ મળવા લાગ્યા છે વડોદરાના જાણીતા પુસ્તકવિક્રેતા શ્રી એમ સી કોઠારીએ એમાં છસો રૂપિયા જેટલી કિંમતનાં અને વડોદરાના જાણીતા વકીલ શ્રી ડાહ્યાભાઈ મગનલાલે એક હજારની કિંમતના પુસ્તકો ભેટ આપ્યાં છે.

આ શાખાના નવા મકાનનું તા ૧૬-૬-૬૨ના રોજ ઉદ્ઘાટન થયું તે વખતે, વડોદરાના જૈન તેમ જ સાર્વજનિક જાહેરજીવનના પ્રાણ સમા એ શાખાના કર્તવ્યનિષ્ઠ અને ભાવનાશીલ મંત્રી શ્રીયુત નાગકુમારભાઈ મકાતી, પોતાની નાદુરસ્ત તબિયતના કારણે

મુંબઈમાં સારવાર લેતા હોઈને, એ સમારંભમાં હાજર નહોતા રહી શક્યા પણ સહુને ઉમેદ હતી કે તેઓ થોડા વખતમાં સાજા થઈ જશે મુંબઈમા એમની તબિયત ધીમે ધીમે સુધરતી હોવાના પણ સમાચાર મળતા રહેતા હતા પણ એવામાં એમની બીમારીએ સાવ અણધાર્યો પલટો લીધો, અને માત્ર ૫૫ વર્ષની ઉંમરે તા ૨૦–૭–૬૨ના રોજ મુંબઈમા જ એમનો સ્વર્ગવાસ થયો!

આપણી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના કાર્યમા પણ તેઓ હમેશાં ઉમંગપૂર્વક સક્રિય ભાગ લેતા રહેતા હતા કૉન્ફરન્સનો ઇતિહાસ એમણે લખ્યો હતો તેઓની સાહિત્યરુચિ જાણીતી હતી એમણે વીર દયાળદાસ, શત્રુંજયોદ્ધારક સમરસિંહ જેવી નવલકથાઓ લખી હતી, અને સમાજસુધારાની લાગણીથી પ્રેરાઈને એમણે સંખ્યાબંધ લેખો લખ્યા હતા વિદ્યાર્થીઓ પ્રત્યે એમને ખૂબ મમતા હતી એમની પરગજુ અને પ્રેમાળ પ્રકૃતિને કારણે એમનો સ્નેહીવર્ગ ઘણો વિશાળ હતો એમની કાર્યકુશળતા અને સુજનતાની સુવાસ ચોમેર ફેલાયેલી હતી વડોદરાના જૈનસંઘની તેમ જ ત્યાની પ્રજાની દરેક સેવાપ્રવૃત્તિમા શ્રી નાગરકુમારભાઈ હમેશા મોખરે રહેતા

શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમની સ્થાપનામા, એ આશ્રમ વિદ્યાલયને સોંપાવી વડોદરામાં વિદ્યાલયની શાખા શરૂ કરાવવામા અને આ શાખાનુ કુશળતાપૂર્વક સુવ્યવસ્થિત સંચાલન કરવામાં શ્રી નાગકુમારભાઈએ જે ફાળો આપ્યો હતો તે અમૂલ્ય અને એમના સેવાપરાયણ જીવનની યશકલગીરૂપ બની રહે એવો છે. એમના અકાળ અવસાનથી વિદ્યાલયની વડોદરા-શાખાને ન પૂરી શકાય એવી ખોટ પડી છે, એટલે એમના સ્વર્ગવાસની નોંધ આ સ્થાને જ લેવી ઉચિત માની છે.

૫૦મા વર્ષમા ( તથા બાવનમા વર્ષમા પણ ) આ શાખા માટેની સ્થાનિક કમિટી નીચે મુજબ છે —

શ્રી જસુભાઈ મણિલાલ શાહ } મંત્રીઓ
શ્રી રસિકલાલ છગનલાલ શાહ
શ્રી જમનાદાસ કાળિદાસ ઝવેરી
શ્રી લાલચંદ ભાઈલાલ શાહ
શ્રી ચીમનલાલ છગનલાલ શાહ
શ્રી કાંતિલાલ ચીમનલાલ શાહ

### વલ્લભ વિદ્યાનગર (આણંદ) શાખાની તૈયારી

વિદ્યાલયનો મુખ્ય ઉદ્દેશ બને તેટલા વધુ વિદ્યાર્થીઓને વિદ્યાલયનો લાભ મળે એ જ રહ્યો છે અને વિદ્યાલયના સંચાલકો આ ઉદ્દેશને પાર પાડવા માટે હરહમેશ દિલ દઈને પ્રયત્ન કરતા રહે છે વિદ્યાલયના કાર્યવાહકોએ સામાન્ય રીતે એવું ધોરણ સ્વીકાર્યું છે કે જ્યા યુનિવર્સિટી હોય ત્યા વિદ્યાલયની શાખા સ્થાપવાના શક્ય પ્રયત્નો કરવા.

આણંદ પાસે વલ્લભ વિદ્યાનગરમાં સરદાર પટેલ યુનિવર્સિટીની સ્થાપના થઈ ત્યારથી જ મૂળ વઢવાણ શહેરના વતની અને ઘણા વર્ષોથી આણંદમાં રહેતા ધર્મભાવનાશીલ શ્રીયુત મણિલાલ નરસીદાસ દોશીને એમ લાગ્યા કરતુ હતું કે વલ્લભ વિદ્યાનગરમા વિદ્યાલયની

શાખાની સ્થાપના થાય તો તેથી ઘણા જૈન વિદ્યાર્થીઓ એનો લાભ લઈ શકે. અવસર જોઈને એમણે પોતાના મનની આ વાતની વિદ્યાલયના માનદ મંત્રી શ્રીયુત ચંદુલાલ વર્ધમાન શાહને જાણ કરી સમાજનું ઉત્થાન મુખ્યત્વે કેળવણી દ્વારા જ થઈ શકવાનું છે, એ પાયાની વાત શ્રી ચંદુભાઈના મનમા બરાબર વસી ગઈ છે તેથી જ તો તેઓ વિદ્યાલયના કાર્યક્ષેત્રના વિસ્તાર માટે અને એની નવી નવી શાખાઓની સ્થાપના માટે હમેશાં ઝંખતા જ હોય છે એટલે એમણે શ્રી મણિભાઈની આ વાતને સહર્ષ આવકાર આપ્યો. અને શ્રી ચંદુભાઈની યોગ્ય રજૂઆતથી વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ પણ એ વાતને વધાવી લીધી છેવટે શ્રી મણિભાઈ દોશીના પ્રયાસથી વિ સ. ૨૦૧૮ના વસંત પચમીના શુભ દિવસે (તા ૮–૨–૬૨ના રોજ) આ શાખાને માટે ૭૯ ગુંઠા જેટલી જમીન આશરે સાડા સાત હજાર રૂપિયામા ખરીદી લેવામા આવી આ વિચારને મૂર્ત રૂપ આપવામા આણંદ અને એની આસપાસના ગામોના જૈન ભાઈઓએ પણ સારો સહકાર આપ્યો હતો.

આ પછી આ શાખાના મકાનનુ બાંધકામ થઈ શકે એવી જરૂરી પૂર્વ તૈયારી પૂરી થતા, પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયનંદનસૂરીજી મહારાજે કાઢી આપેલ મુહૂર્ત પ્રમાણે, વિ સં. ૨૦૨૦ના માહ સુદિ બીજ, તા ૧૬–૧–૬૪ ને શુક્રવારના રોજ આ શાખાના મકાનનો ભૂમિખનનવિધિ નડિયાદના પ્રસિદ્ધ ડૉ જયંત એમ શાહને હાથે કરાવવામાં આવ્યો. આ મકાનનો શિલારોપણવિધિ તે પછી થોડા જ વખતમાં, વિ સ ૨૦૨૦ના માહ સુદિ ૧૧, તા ૨૫–૧–૬૪ ને શનિવારના રોજ વલ્લભ વિદ્યાનગરની સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રીયુત ઈશ્વરભાઈ જેઠાભાઈ પટેલના પ્રમુખપદે, મૂળ ખંભાતના વતની અને મુંબઈમા રહેતાં, જાણીતી ચીમનલાલ પેપર કંપનીવાળા શ્રીયુત ચીમનલાલ પ્રાણજીવન શાહના હાથે કરાવવામા આવ્યો

આ સમારંભમા મુંબઈથી વિદ્યાલયના સંચાલકો સારી સંખ્યામા હાજર રહ્યા હતા; ઉપરાત આણંદ અને એની આસપાસના ગામોના જૈન ભાઈઓ પણ ઘણા આવ્યા હતા આ પ્રસંગે શ્રી ચીમનભાઈએ આ શાખાના પુસ્તકાલયને માટે પોતા તરફથી અગિયાર હજાર રૂપિયા આપવાની જાહેરાત કરી હતી, અને વિદ્યાલયના કાર્યવાહકોની કાર્યદક્ષતાને ભાવભરી અંજલી આપી હતી

પ્રમુખસ્થાનેથી બોલતા શ્રી ઈશ્વરભાઈ પટેલે કહ્યું હતું કે—

"વિદ્યાનગર એ માત્ર વિદ્યાને માટે જ સ્થપાયેલ સ્થાન છે આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની પ્રેરણાથી આ વિદ્યાલયની સ્થાપના થઈ અને તેની શાખા વિદ્યાનગરમા થાય છે એ આનંદજનક ઘટના છે ધર્મની સર્વતોમુખી પાયાની કેળવણી મળે એ અગત્યનુ કાર્ય છે, અને ચારિત્રઘડતરની દૃષ્ટિએ પણ એ વધુ ઉપયોગી છે કેળવણીમા નૈતિક શિક્ષણની જરૂર છે વિદ્યાર્થીઓને લોનરૂપે અપાતી આર્થિક સહાયની યોજના ખૂબ પ્રશંસાને પાત્ર છે"* (રિપોર્ટ ૪૯ પૃ ૨૧–૨૨)

* અહીં એ વાતની જાણ કરતા આનંદ થાય છે કે આ શાખાના ૮૦ વિદ્યાર્થીઓ રહી શકે એવા આલિશાન મકાનનુ બાંધકામ પૂરુ થઈ ગયુ છે, અને તા ૧૮–૬–૬૭ ના રોજ પંચકલ્યાણક પૂજા ભણાવીને, ૩૧ વિદ્યાર્થીઓથી, આ શાખાના કાર્યની શુભ શરૂઆત કરવામા આવી છે

## શેઠ ગોકુળભાઈ મૂળચંદ જૈન હૉસ્ટેલ
### (મુંબઈમાં વધુ વિદ્યાર્થીઓ માટે કામચલાઉ વ્યવસ્થા)

શેઠ શ્રી ગોકુળભાઈ મૂળચંદ વિદ્યાપ્રેમી શ્રીમાન હતા અને શિક્ષણના કાર્યને પ્રોત્સાહન મળે એવી કેટલીક સખાવતો એમણે કરી હતી એમના સુપુત્ર શ્રી મણિભાઈએ પોતાના પિતાશ્રીની યાદમા મુંબઈમા એલ્ફીન્સ્ટન રોડ ઉપર પરેલમા એક હૉસ્ટેલ બંધાવી હતી

જૈન સમાજમા ધીમે ધીમે ઉચ્ચ શિક્ષણની ભૂખ વધતી જતી હતી, અને વિદ્યાલયની સુવ્યવસ્થાની લોકપ્રિયતાને લીધે ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાલયમા દાખલ થવા પ્રેરાતા હતા પણ જગ્યાની મર્યાદિત સગવડને કારણે અનેક સુયોગ્ય વિદ્યાર્થીઓની અરજીઓ પણ નકારવી પડતી હતી વિદ્યાલયના ભાવનાશીલ સંચાલકોને આ વાતનુ ઘણું દુ ખ હતુ, અને આનો કઈક ઉપાય શોધવા તેઓ હમેશા વિચારતા રહેતા હતા એમની આ ચિંતાનો કંઈક ખ્યાલ ૩૦મા રિપોર્ટ (પૃ. ૨૪–૨૫)માના નીચેના લાગણી ભીના ઉદ્ગારો ઉપરથી પણ આવી શકે એમ છે —

"ભણવાની અભિલાષાવાળાને સ્થળ કે ધનસહાયને અભાવે અભ્યાસ મૂકી દેવો પડે તો તે વાત આપણને પાલવે તેમ નથી એકલા મુંબઈ શહેરમા ૪૦૦ વિદ્યાર્થીઓ રહે તેટલી વ્યવસ્થા કરવાની જરૂર છે અસારના વિદ્યાર્થીઓના વલોપાત, રખડાટ અને ફફડાટ જેણે જોયા જાણ્યા હોય તેને આ બાબત મુલતવી રાખવાનુ કહેવામા આવે તો ખરેખર ખેદ થાય તેવુ છે અને કેળવણીના પ્રશ્નના નિકાલમા સમાજનો જયવારો છે, રાષ્ટ્રની ઉન્નતિના ઊંડા પાયા છે અને સાધ્યને સમીપમા લાવવાના વ્યવસ્થિત સમારભો છે"

આ દરમ્યાન એમનું ધ્યાન આ હૉસ્ટેલ તરફ ગયું અને ડૉ. શ્રી જયંતીલાલ સુરચંદ બદામી, પીએચ ડી મારફત આ હૉસ્ટેલ વિદ્યાલયના વિદ્યાર્થીઓને વસાવવાના ઉપયોગ માટે વિદ્યાલયને મળે એવો પ્રયત્ન ચાલુ કરવામા આવ્યો.

શેઠ શ્રી ગોકુળદાસ મૂળચદના પૌત્ર શ્રી ચીનુભાઈ મણિભાઈ સાથે દોઢેક વર્ષની વાટાઘાટને અંતે, આ હૉસ્ટેલનુ સમારકામ વિદ્યાલય પોતાને ખર્ચે કરે એ શરતે, પાચ વર્ષને માટે એ હૉસ્ટેલ વિદ્યાલયને સોંપવાને શ્રી ચીનુભાઈ સંમત થયા વિદ્યાલયની સામાન્ય સમિતિએ તા ૨–૭–૪૪ના રોજ આ ગોઠવણને પોતાની મંજૂરી આપી અને આ ઇમારતના સમારકામ માટે પદર હજાર રૂપિયા મજૂર કર્યા.

તરત જ આ મકાનનુ સમારકામ હાથ ધરવામાં આવ્યું, અને મકાનનુ ઉદ્ઘાટન કૉલેજોના બીજા સત્રની શરૂઆતમા કરાવવાનુ નક્કી કરવામા આવ્યુ. એ પ્રમાણે તારીખ ૧૨–૧૧–૧૯૪૪ના રોજ સાજના ૪ વાગતા જાણીતા ધર્મપ્રેમી, વિદ્વાન, સુરતનિવાસી શ્રીયુત સુરચદભાઈ પરસોતમદાસ બદામીના વરદ હસ્તે આ મકાનનું ઉદ્ઘાટન કરીને એમા વિદ્યાલયની મુંબઈની શાખાની શરૂઆત કરવામા આવી. આ પ્રસંગે આગમોદ્ધારક પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ પધાર્યા હતા, અને તેઓએ, તે દિવસે સવારમા આ સમારભ માટે બાધવામાં આવેલ વિશાળ મંડપમાં, મનનીય

વ્યાખ્યાન આપ્યુ હતું અને બપોરે પંચકલ્યાણક પૂજા ભણાવવામાં આવી હતી શરૂઆતમા આ સ્થાનમાં ૨૧ વિદ્યાર્થીઓને રાખવામાં આવ્યા હતા આગળ જતાં એમા ૫૦ વિદ્યાર્થીઓને રાખવામા આવતા હતા.

આ ગોઠવણ, કરાર પ્રમાણે, પાચ વર્ષ સુધી ચાલુ રહ્યા બાદ શેઠ શ્રી ગોકુળભાઈના પૌત્રોની ઇચ્છા એ હોસ્ટેલનો વહીવટ પોતાના હસ્તક લેવાની થવાથી તા. ૩૦-૪-૧૯૪૯ ના રોજ વિદ્યાલયે એ મકાનનો કબજો એમને સોપી દીધો.

વિદ્યાલયના જૂના મકાનને હવે વધુ વિશાળ બનાવવાની કોઈ શક્યતા ન હતી, અને પાચ વર્ષ માટે વધુ વિદ્યાર્થીઓને રાખવાની જે સગવડ મળી હતી તેને જતી કર્યા વગર પણ છૂટકો ન હતો પણ સ્વીકારેલ કરારનુ પાલન ગમે તેમ કરીને કરવાનું જ હતું.

### મુંબઈમાં શાખા માટે જમીન

વિદ્યાલયની પચાસ વર્ષની કાર્યવાહીના પરિણામે મુંબઈના વિદ્યાર્થીગૃહ ઉપરાત અમદાવાદ, પૂના અને વડોદરાની ત્રણ શાખાઓ સ્થપાઈ ચૂકી હતી, અને એ ચારે સ્થાનોમા થઈને સવાત્રણસો-સાડાત્રણસો વિદ્યાર્થીઓને રાખવામા આવતા હતા ઉપરાત વલ્લભ વિદ્યાનગર (આણંદ)ની શાખાના મકાનનું બાંધકામ પણ શરૂ થઈ ગયું હતું * આ રીતે અરધી સદી દરમ્યાન વિદ્યાલયનો વિકાસ વિદ્યાલયના સંચાલકો સંતોષ અને ગૌરવ લઈ શકે એવો થયો હતો પણ સાથે સાથે દેશમાના અન્ય સમાજોની જેમ જૈન સમાજમાં પણ ઉચ્ચ શિક્ષણની રુચિ સારા પ્રમાણમા વધી હતી, અને સમાજના અભ્યુદય માટે, એ રુચિને પ્રોત્સાહન આપવા માટે વધારેમા વધારે સગવડ પણ ઓછી પડે એવી સ્થિતિ હતી એ હકીકત વિદ્યાલયના વિચક્ષણ કાર્યકરોના ધ્યાન બહાર ન હતી સમાજના ભલાની દૃષ્ટિએ આ સ્થિતિ ખૂબ આવકારદાયક હતી, એટલે શિક્ષણના ગુણ પક્ષપાતી વિદ્યાલયના સંચાલકો હમેશા વધારે ને વધારે વિદ્યાર્થીઓને વિદ્યાલયનો લાભ કેવી રીતે આપી શકાય એની જ ચિંતા અને વિચારણા કરતા રહેતા

આ વિચારણામાથી એમને મુંબઈમા વિદ્યાલયની શાખા શરૂ કરી શકાય એવી જમીન ખરીદવાનો વિચાર સ્ફુર્યો અને વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ એ વિચારનુ સ્વાગત કરીને ટૂંક સમયમા જ ઘાટકોપરમા એક પ્લોટ ખરીદવાનો નિર્ણય કરીને એનો અમલ કરવાની વિદ્યાલયના ટ્રસ્ટીઓને સત્તા આપી છે

વિદ્યાલયના સુવર્ણ મહોત્સવના ૫૦મા વર્ષમા ભરવામા આવેલું આ પગલુ વિદ્યાલયના સંચાલકોની વિદ્યાર્થીઓ પ્રત્યેની હાર્દિક લાગણીની સાક્ષી પૂરવાની સાથે વિદ્યાલયની વિકસતી જતી કાર્યશક્તિની પણ સાક્ષી પૂરે છે વ્યક્તિની ઉમર વધતા એ વૃદ્ધ થાય છે, જ્યારે, જાહેર સંસ્થાનુ સંચાલન જો સુચારુ રીતે થતું રહેતું હોય તો, સંસ્થાની ઉમર વધવા સાથે એનામા નવુ જોમ પ્રગટે છે વિદ્યાલયના વધુ વિકાસ માટે જમીનની ખરીદી કર્યાની આ ઘટનાએ આ વાતને પુરવાર કરી આપી છે

---

* અગાઉ સૂચવવામાં આવ્યુ છે તેમ, બાવનમા વર્ષમા આ શાખા કામ કરતી થઈ ગઈ છે

વિદ્યાલયના શરૂઆતના ૩૦-૩૧ વર્ષના સમયને વિદ્યાલયની સ્થિરતાના, એના પાયાની દૃઢતાના તેમ જ યશનામી, લોકપ્રિય અને વિકાસગામી કાર્યવાહીના યુગ તરીકે પિછાની શકીએ, તો તે પછીના ૨૦-૨૨ વર્ષના સમયને વિવિધ શાખાઓની સ્થાપનાને કારણે તેમ જ સાહિત્ય પ્રકાશનની વિશિષ્ટ પ્રવૃત્તિની શરૂઆતને કારણે વિદ્યાલયના વિકાસના યુગ તરીકે ખુશીથી પિછાની શકીએ આમા શરૂઆતમા વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે અને પછીથી માનદ મ ત્રી તરીકે શ્રી ચ દુલાલ વર્ધમાન શાહે ઘણો અગત્યનો, માર્ગદર્શક અને નિર્ણાયક ફાળો આપ્યો છે, એમ કહેવુ જોઈએ એમના સહકાર્યકરોએ આપેલો સાથ પણ એટલો જ મહત્ત્વનો છે

**વિદ્યાલયમાં આપનુ નામ અમર કરો**

"દાનવીર શેઠ દેવકરણ મૂલજી જોગ ધર્મલાભની સાથે માલમ થાય જે ગઈ કાલે અમારી સાથે તમારી જે વાત થઈ હતી તે મુજબ અને અમુક વિશ્વાસુ આદમીની સાથે થયેલી વાતચિત મુજબ અમારો વિચાર નીચે મુજબ જણાય છે

"હોસ્પીટલની વાત ઘણી મોટી અને અશક્ય જેવી અમને લાગે છે તો એના બદલામા હોસ્પીટલની જલદી જરૂરત ન પડે એવી રીતે આપના સાધર્મિ ભાઈઓની ત દુરસ્તીને માટે ખાસ સગવડ મોટા પાયા ઉપર થાય તો વધારે સારૂ બનવા જોગ છે અને આ કામ જૈન સમાજમા આજ સુધી થયુ નથી આપનુ નામ પ્રથમ નબરે આવશે અને હમેશાંને માટે કાયમ રહેશે માટે ઘણાં નાના નાના કામો કરવા કરતા એક જ મોટુ અને સંગીન કામ થાય તો કાંઈ પણ કર્યું કહેવાય આ બાબત પ્રથમ પણ કઈ વખતે પત્રોમા તમને જણાવેલ યાદ હશે

"એ ઉપરાંત શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા આપનુ અમર નામ અમદાવાદવાળા વાડીલાલ સારાભાઈની માફક થવાની જરૂરત છે એ આપ પોતે જાણો છો, કારણ કે પ્રથમથી આપે જ શ્રી મહાવીર જૈન વિદ્યાલયનુ કામ માથે લીધેલુ છે

"આ બે કામ ખરા આપની જીદગીમા લાહો લેવાના સમજવામા આવે છે, તો આશા છે કે આપ જરૂર ઉદારતા દાખવી વિચારી એક મક્કમપણુ જણાવશો મોતીચદભાઈ આવશે ત્યારે બની શકશે તો હું પણ આવીશ હાલ એ જ દ વલ્લભ વિ ના ધર્મલાભ.

તા ૭-૬-૨૯ —પૂ આ મ વિજયવલ્લભસૂરિજી

[આચાર્ય મહારાજે શ્રી દેવકરણ શેઠને લખેલ પત્ર આ પત્ર લખ્યા પછી ૧૨ દિવસે, તા ૧૯-૬-૨૯ના રોજ, શ્રી દેવકરણ શેઠનો સ્વર્ગવાસ થયો.]

# પ્રકરણ સાતમું : વિદ્યાર્થીઓ

વિદ્યાલયનું અસ્તિત્વ વિદ્યાર્થીઓને લીધે તેમ જ વિદ્યાર્થીઓને માટે જ છે એટલે વિદ્યાલયની સ્થાપના અને પ્રગતિની કથા એ ખરી રીતે વિદ્યાર્થીઓએ લીધેલ વિદ્યાલયના લાભની અને સાધેલ પ્રગતિની જ કથા બની રહે છે મતલબ કે વિદ્યાર્થીઓ જ વિદ્યાલયનુ જીવન અને સર્વસ્વ છે વિદ્યાલયના સંચાલકો વિદ્યાર્થીઓ માટે કેવી આશા અને પ્રશંસાની દૃષ્ટિ ધરાવે છે તે સાતમા રિપોર્ટ (પૃ ૧૬)ની નીચેની એક જ પંક્તિથી સમજી શકાય છે —

"આપણા અત્યારના વિદ્યાર્થીઓ એટલે આપણી ભાવી જૈન મનોરથ સૃષ્ટિ છે"

વિદ્યાર્થીઓ અંગે શરૂઆતથી જ વિદ્યાલયના સંચાલકોનુ વલણ બે પ્રકારનું રહ્યું છે એક તો, સામાન્ય કે ગરીબ સ્થિતિના હોશિયાર વિદ્યાર્થીનો અભ્યાસ આર્થિક સગવડના અભાવે ન રૂંધાય તે તરફ ધ્યાન રાખવું; અને બીજું, વિદ્યાલયનો લાભ વધારેમા વધારે વિદ્યાર્થીઓને મળે એનો ખ્યાલ રાખવો

સામાન્ય સ્થિતિના સુયોગ્ય વિદ્યાર્થીઓનુ સંચાલકોના હૈયે કેટલું હિત હતું તે તેમ જ જગા ખાલી હોય તો પેઇંગ વિદ્યાર્થીઓને રાખીને બને તેટલા વધુ વિદ્યાર્થીઓને લાભ આપવાની કેવી ભાવના તેઓ ધરાવતા હતા તે ચોથા વર્ષના રિપોર્ટ (પૃ. ૭)માના નીચેના લખાણુ ઉપરથી પણ જાણી શકાય છે·

"ફ્રી વિદ્યાર્થીને ભોગે પેઇંગને દાખલ કરવામા સંસ્થાનો ઉદ્દેશ જળવાતો નથી પણ સગવડ અને સમાસ હોય તો ખાલી રહેતી જગા મેનેજિંગ કમિટી પેઇંગ વિદ્યાર્થીઓથી તે વર્ષ માટે પૂરે એવી સત્તા આપવાની જરૂરીઆત લાગે છે"

આ લખાણુમાં જણાવવામા આવ્યુ છે તે પ્રમાણે, ફ્રી વિદ્યાર્થીઓને દાખલ કરવા છતા જગા ખાલી હોય તો સંસ્થાએ પોતાના ધારાધોરણમા સ્વીકારેલ પ્રમાણ કરતા પણ વધુ સંખ્યામા પેઇંગ વિદ્યાર્થીઓને દાખલ કરવાની સત્તા વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિને આપવામા આવે એટલા માટે, તા ૭–૯–૨૪ના રોજ વિદ્યાલયની સામાન્ય સમિતિની સભા બોલાવવામા આવી હતી. આ સભાએ ફ્રી વિદ્યાર્થીઓને ગેરલાભ ન થઈ બેસે એટલા માટે છેવટે આ માગણીનો સ્પષ્ટ ઇનકાર કરી દીધો એ ઉપરથી પણ સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓ પ્રત્યે સંસ્થા કેવી હમદર્દીભરી ભલી લાગણી ધરાવે છે તે જણાઈ આવે છે આ સામાન્ય સમિતિની સભાની કાર્યવાહીનો અહેવાલ આપતા "પચીશ વર્ષની કાર્યવાહી" (પૃ ૧૯-૨૦)મા કહેવામાં આવ્યું છે કે—

"સંસ્થાના ધારાધોરણમાં શરૂઆતથી એક નિયમ રાખવામા આવ્યો છે કે 'વ્યવસ્થાપક સમિતિ પેઇંગ વિદ્યાર્થીની સંખ્યા એવી રીતે મુકરર કરશે કે તે વધારેમાં વધારે લોન વિદ્યાર્થીઓ કરતાં

એક તૃતીયાંશ ભાગથી વધારે નહિ હોય.'[1] આનો અર્થ એ થયો કે ત્રણ લોન વિદ્યાર્થી સંસ્થામાં દાખલ કરવામાં આવે ત્યારે એક પેઇંગ વિદ્યાર્થી રાખી શકાય. આ પ્રમાણ બહુ વિચાર કરીને શરૂઆતથી જ સ્વીકારવામા આવ્યું છે. સસ્થાના ચોથા વર્ષમાં આ પ્રમાણ પર અપવાદ કરવાની સત્તા વ્યવસ્થાપક સમિતિને આપવાની બાબત જનરલ સભામા વિચાર માટે રજૂ કરવામા આવી હતી. કારણ કે તે વખતે પેઇંગ વિદ્યાર્થીઓ સસ્થામા મોટી સખ્યામાં આવવા ઇચ્છા ધરાવતા હતા અને દર વર્ષે ઉપરનુ પ્રમાણ જાળવવામા ભારે મુશ્કેલી પડતી હતી મુબઈમા લાલબાગમા સઘની મોટી મેદની જામી હતી તે વખતે પેઇંગ અને લોન વિદ્યાર્થીના ઉપર જણાવેલાં પ્રમાણોમાં ફેરફાર કરવાની સત્તા વ્યવસ્થાપક સમિતિને આપવાની જરૂરીઆત પર મત્રીએ વિવેચન કર્યું પેઇંગ અને લોન વિદ્યાર્થીઓના પ્રમાણમા ફેરફાર કરવાની વ્યવસ્થાપક સમિતિને સત્તા આપવાનાં અનેક કારણો મત્રીએ રજૂ કર્યા, તે પર કેટલાક વિવેચનો થયા અને દરખાસ્ત પસાર થવાની લગભગ અણી ઉપર હતી

"તે વખતે શેઠ મોતીલાલ મૂળજી ખડા થઈ ગયા તેમણે ખરેખર ભાષણ કર્યું તેમના કહેવાનો સાર એ હતો કે આપણે આ વિદ્યાલય ખાસ મધ્યમ વર્ગ અને ગરીબ સાધર્મી ભાઈઓના હિત માટે કાઢ્યુ છે, ધનવાન પેઇંગ વિદ્યાર્થી તો ગમે સો સગવડ કરી લઈ ભણશે, પણ ખૂબ વિચાર કરી પેઇંગ અને લોન વિદ્યાર્થીના પ્રમાણનુ જે ધોરણ આપણે સ્વીકાર્યું છે, તેમા જરા પણ ફેરફાર કરવાની જરૂર નથી એમણે પોતાની દલીલના ટેકામા કેટલાક દાખલાઓ આપ્યા અને સર્વના આશ્ચર્ય વચ્ચે વ્યવસ્થાપક સમિતિએ ભલામણ કરેલી અને મત્રીએ રજૂ કરેલી પેઇંગ અને લોન વિદ્યાર્થીના પ્રમાણમાં અપવાદ કરવાની વ્યવસ્થાપક સમિતિને છૂટ આપવાની દરખાસ્ત સર્વાનુમતે રદ થઈ ગઈ"

વિદ્યાલયનો લાભ વધુમા વધુ વિદ્યાર્થીઓને મળે એ માટે સંસ્થાના સંચાલકો કેટલા પ્રયત્નશીલ અને સજાગ હતા તે નીચેની બે નોંધો ઉપરથી પણ જાણી શકાય છે. એ નોંધો કહે છે કે—

"આ વર્ષે વ્યવસ્થાપક કમીટીને એવો વિચાર થયો કે આ સસ્થાનો લાભ વધારે સખ્યામાં વિદ્યાર્થીઓ લે તેટલા માટે જાહેરખબર સારી રીતે છપાવી અરજી માગવી આટલા ઉપરથી મુબઈના તેમ જ દેશાવરના છાપાઓમા જાહેરખબર આપી હતી" (સાતમો રિપોર્ટ, પૃ ૮)

"આપણે વિદ્યાર્થી સખ્યા કમી કરી શકતા નથી એટલે આવકમા વધારો કર્યે જ આપણી સિદ્ધિ છે" (છવ્વીસમો રિપોર્ટ, પૃ. ૨૫)

વળી વિદ્યાર્થીઓને માટે જુદા જુદા વિષયના અભ્યાસ માટેની સગવડ કરવાની તેઓ કેવી તમન્ના ધરાવતા હતા તે અંગે નીચેની બે નોંધો, જાણે એમની પ્રશસ્તિ કરતી હોય એમ, કહે છે કે—

"હજી એગ્રિકલ્ચરલ (ખેતીવાડી) અને મીકેનીકલ લાઈનમા પણ વધારે વિદ્યાર્થીઓ જાય તે ઇચ્છવા યોગ્ય છે આપણે સર્વ ક્ષેત્રોમા આપણા ભાઈઓને સ્થાન મેળવતા જોવા ઇચ્છીએ તે સ્વાભાવિક છે" (સાતમો રિપોર્ટ, પૃ ૯)

"પરદેશ અભ્યાસ કરવા અગર તો અનુભવ મેળવવા જનાર બુદ્ધિશાળી પ્રવીણ વિદ્યાર્થીઓને મદદરૂપ થવા માટે સસ્થા પાસે નિયત ફડ નથી હાલ પૂરક રકમ આપી સતોષ માનવામા આવે છે

[1] અત્યારે બે લોન વિદ્યાર્થીએ એક પેઇંગ વિદ્યાર્થી લેવામા આવે છે

છે, પરંતુ તે બરાબર નથી આશાસ્પદ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને પરદેશ મોકલવા માટે એક સારું સ્થાયી ફંડ ઊભું કરવાની આવશ્યકતા અનિવાર્ય છે એમ અમને ચોક્કસપણે લાગે છે." (૪૧ મો રિપોર્ટ, પૃ ૧૨)

આર્થિક સગવડ વગરના વિદ્યાર્થીઓનું હિત પૂરેપૂરું સચવાય, વધુમાં વધુ વિદ્યાર્થીઓને વિદ્યાલયનો લાભ મળે અને વિદ્યાનાં વિવિધ ક્ષેત્રોનો અભ્યાસ કરવાની તેમ જ વિશેષ અભ્યાસ માટે પરદેશમા પણ જવાની વિદ્યાર્થીઓને પ્રેરણા મળે એ માટે વિદ્યાલયના સચાલકો માત્ર ભાવના ભાવીને જ બેસી રહે એવા ન હતા વિદ્યાર્થીઓના હિતને માટે તેઓને જે વિચારો આવતા અને વિદ્યાલયના વિકાસને માટે એમને જે કામ કરવા જેવું લાગતુ એને અમલી બનાવવા માટે તેઓ સમૂહ ભાવનાથી દિલ દઈને પ્રિયત્ન કરતા અને આ માટે જહેમત ઉઠાવવામા તેઓ, મનોહર ઉદ્યાનના કુશળ અને નિષ્ઠાવાન બાગબાનની જેમ થાક કે કટાળાને બદલે એક પ્રકારનો આનદ અનુભવતા આમ હોવાને લીધે જ વિદ્યાલયનો વિવિધ શાખાઓ રૂપે તેમ જ દરેક શાખામા વધુ વિદ્યાર્થીઓ રાખવાની સગવડરૂપે સતત વિકાસ થતો રહ્યો છે વિદ્યાલયના વિકાસની આ પ્રક્રિયા અત્યારે પણ ચાલુ છે, અને એ માટે વિદ્યાલયના અત્યારના સચાલકો એટલા જ સજાગ, પ્રયત્નશીલ અને સમૂહભાવનાના સૂત્રે બંધાયેલા છે, એ સમાજની ખુશનસીબી અને સંસ્થાના આદ્યપ્રેરક આચાર્યશ્રીના આશીર્વાદનુ જ ફળ લેખી શકાય

વળી, વિદ્યાલયના પ્રવેશ માટે ટ્રસ્ટ-સ્કૉલરોને બાદ કરતા, વિદ્યાર્થીઓની પસંદગીનું ધોરણ કેવળ એમની લાયકાત (ગુણવત્તા) અને જરૂરિયાત જ રાખવામા આવ્યું છે. અને એ માટે સંસ્થાના બધારણમા જે સુસ્પષ્ટ અને સુનિશ્ચિત જોગવાઈઓ કરવામા આવી છે એનું પૂરી સાવધાની સાથે પાલન કરવામા આવે છે. સસ્થાની શરૂઆતથી જ આવી તદુરસ્ત અને નિષ્પક્ષ પદ્ધતિ અપનાવવામા આવેલ હોવાથી વિદ્યાર્થીઓની પસંદગીનું કામ કોઈ પણ પ્રકારની તાણખેંચ વગર, જાણે સ્વય સચાલિત ન હોય, એ રીતે બિલકુલ સરળતાપૂર્વક ચાલતુ રહે છે આમ થવામા સ્વર્ગસ્થ આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભ સૂરિજી મહારાજ તથા એમના સમુદાયના મુનિવરોએ દાખવેલી નિર્મોહવૃત્તિ અને તટસ્થતા તેમ જ સંસ્થાના સંચાલકોએ દાખવેલી સસ્થાના બધારણ પ્રત્યેની વફાદારી અને ખેલદિલી દાખલારૂપ બની રહે એવી છે આને લીધે જ સંસ્થા ઉત્તરોત્તર વિકાસ સાધી શકી છે, એમાં શંકા નથી વિદ્યાર્થીઓની પસદગી માટે અપનાવવામા આવેલ ધોરણનો ખ્યાલ નીચેની નોંધો ઉપરથી પણ આવી શકશે એ નોંધો કહે છે કે —

"વિદ્યાર્થીઓની લાયકાત અને તેની જરૂર ઉપર જ લક્ષ્ય આપવામા આવે છે આથી કેટલીક વાર ભલામણ કરનારાઓને ખેદ થવાનો પ્રસગ આવે છે, પરતુ ભલામણની કોઈ બાબત પર કમીટી વિચાર કરતી નથી, એ બાબત અહી ખાસ જણાવવાની જરૂર એ છે કે આ સસ્થામા જ્ઞાતિ કે ભલામણ ઉપર લક્ષ્ય ન આપવાને સબધે કોઈએ ખેદ કરવાનુ કારણ નથી આખી શ્વેતાબર કોમની નજરે જોવાની આપણે ટેવ પાડવાની જરૂર છે અને તે સાધ્ય લક્ષ્યમા રાખવામા આવે છે" (ત્રીજો રિપોર્ટ, પૃ ૧૪)

"અરજી પસાર કરતી વખત ગામ કે કોમ ઉપર લક્ષ્ય જરા પણ અપાતુ નથી સસ્થાના નિયમને યોગ્ય હોય, જરૂરિયાતવાળો હોય અને સહાય વગર અભ્યાસ કરવા અશક્ત હોય તેને કોઈ

ભેદભાવ વગર અત્ર દાખલ કરવામાં આવે છે, અને તે ઉપરાંત જગા ખાલી રહે, સગવડ હોય તો પેઇંગ વિદ્યાર્થીને સ્થાન આપવામાં આવે છે" (છઠ્ઠો રિપોર્ટ, પૃ ૧૦)

"સંસ્થામાં દાખલ કરતી વખતે જાતિ કે દેશને ગણનામા લેવામા આવતા નથી વિદ્યાર્થીના અભ્યાસની સ્થિતિ, વય, કૌટુંબિક સ્થિતિ અને જરૂરીઆત પર ખાસ લક્ષ્ય અપાય છે, છતા પરિશિષ્ટો પરથી જોઈ શકાશે કે લગભગ સર્વ પ્રાંતો અને વિભાગોને તથા સર્વજાતિઓને સપ્રમાણ ન્યાય મળ્યો છે અમુક શહેરના વિદ્યાર્થીને દાખલ ન કરતાં કોઈ વાર કચવાટ થાય છે તો તે સબધમા જણાવવુ અસ્થાને નહિ ગણાય કે અમારે આખી જૈન કોમની દૃષ્ટિએ કામ લેવાનુ છે, સમષ્ટિના હિતમા વ્યક્તિઓનો સમાવેશ થઈ જાય છે અને ખાસ અગવડ ન થાય તેની ચીવટ રાખવા છતાં વ્યક્તિગત અપવાદ લાગે તો પૂછાવવુ, તપાસ કરવી, પણ વિના કારણે સસ્થા વિરુદ્ધ અભિપ્રાય બાંધી દેવો નહિ, તેની વિરુદ્ધ એક તરફી હુકમનામુ કરી નાખવુ નહિ" (આઠમો રિપોર્ટ, પૃ ૭)

વિદ્યાર્થીઓની પસંદગીનુ ધોરણ આવું ગુણવત્તામૂલક હોવાને લીધે એક દરે વિદ્યાલયમા પ્રવેશ મેળવતા વિદ્યાર્થીઓ પ્રથમ કક્ષાના કે ઉચ્ચ કક્ષાના તેમ જ બુદ્ધિશાળી જ હોય છે પણ સારા વિદ્યાર્થીઓ મળવા માત્રથી જ રાજી થઈ જવાનું નથી હોતું, જો જરૂરી દેખરેખ અને સાવચેતી રાખવામાં ન આવે તો સારા વિદ્યાર્થીઓને અભ્યાસમા (તેમ જ વર્તનમાં પણ) પાછા પડી જતાં વાર લાગતી નથી, આ વાત વિદ્યાલયના સંચાલકો બરાબર જાણતા હતા; અને જ્યારે પણ, પરીક્ષાના પરિણામો દ્વારા, વિદ્યાર્થીઓના અભ્યાસમા કચાશ આવ્યાનો ખ્યાલ આવતો ત્યારે તેઓ જરૂરી ચીમકી આપવાનું તેમ જ આત્મનિરીક્ષણ કરવાનું પણ ન ચૂકતા મુખ્યત્વે આવી જાગૃતિને લીધે જ વિદ્યાલયના વિદ્યાર્થીઓની ગુણવત્તાનુ ધોરણ સચવાઈ શક્યુ છે એમ કહેવું જોઈએ. વિદ્યાલયના સંચાલકોની આ વિશેષતાનું દર્શન નીચેની કેટલીક નોંધોમા પણ થઈ શકે છે. એ નોંધો કહે છે કે—

"૨૯ પૈકી ૧૮ વિદ્યાર્થીઓ પસાર થયા છે પસાર થનારમાથી ૮ સેકન્ડ ક્લાસમા આવે છે, અને એક ફર્સ્ટ ક્લાસમાં આવે છે આ વર્ષનુ પરિણામ સતોષકારક લેખી ન શકાય વિદ્યાર્થીઓને તે સબધી ઘટતી ચેતવણી આપવામાં આવી છે અને નવીન વર્ષમા તેનુ પરિણામ જરૂર દેખાશે એવો પૂરતો સભવ છે" (સાતમો રિપોર્ટ, પૃ ૭)

"સસ્થામા સર્વ પ્રકારની સગવડ મળવા છતા ૨૯ પૈકી પાચ વિદ્યાર્થીઓ નપાસ થયા છે એ ઉપરથી વિચારવાનુ એ પ્રાપ્ત થાય છે કે તદ્દન નરમ વિદ્યાર્થી હોય તેને એક વર્ષની તપાસને પરિણામે પણ બધ કરી શકાય એવી વ્યવસ્થા હોવી જોઈએ એવી અમારી સૂચના છે એક બીજી બાબત પણ વિચારવા યોગ્ય છે ૨૪ પસાર થનાર વિદ્યાર્થીમાથી ૧૦ સેકન્ડ ક્લાસમા આવે છે જ્યારે ફર્સ્ટ ક્લાસમા તો માત્ર એક જ આવે છે પૂરતી સગવડ છતાં પરિણામ આવુ આવે તે બહુ સતોષકારક ન જ લેખાય વિદ્યાર્થીઓને માથે અભ્યાસ સાથે કમાવાની ચિંતા નથી, આતર વ્યવસ્થા ઉપર બહુ જુજ ધ્યાન આપવાનુ હોય છે, છતા સારા ક્લાસમાં મોટી સખ્યા કેમ ન આવે અને એક પણ વિદ્યાર્થી નપાસ કેમ થાય તે સમજાતુ નથી આયદે આ સબધમા વિદ્યાર્થીઓ બહુ મુદ્દામ લક્ષ્ય આપશે એવી આશા રાખવામાં આવે છે" (આઠમો રિપોર્ટ, પૃ ૬)

"આ વર્ષના આકડા ઉપરથી જોવાશે કે ઇન્ટર આર્ટ્સનુ પરિણામ સર્વથી વધારે ખરાબ છે વિદ્યાર્થીઓને દાખલ કરતી વખત બતાવાયલી ઉદારતાનુ એ પરિણામ લાગે છે આ વખતે વિદ્યાર્થી-

ઓને ચેતવણી આપવામાં આવે છે કે જો આવી રીતે પરિણામ આવ્યા કરશે તો એક પરીક્ષામાં નપાસ થનારને પણ રદ કરવાનો ઠરાવ કરવો પડશે આ વર્ષમા વધારે ઉદ્યોગ, ખત અને ચીવટ વિદ્યાર્થીઓ રાખશે એવી ખાતરી મળી છે આ સબધમા કમિટીએ તપાસ કરવાની જરૂર છે આવતી કમિટી એ સબધમા જરૂર યોગ્ય તપાસ અને તજવીજ કરશે એની અમારી સૂચના છે." ( નવમો રિપોર્ટ, પૃ ૮–૯ )

"સસ્થામા ભણતા ૩૮ વિદ્યાર્થીઓ પરીક્ષામા બેઠા તેમાથી ૨૨ પસાર થયા તે પૈકી ૧૨ સેકન્ડ ક્લાસમા આવ્યા, ૧ ફર્સ્ટ ક્લાસમા આવ્યો અને તે પૈકી ૭ ગ્રેજ્યુએટ થયા પરિણામે ૧૬ નાપાસ થયા, પરિણામ ૫૮ ટકા આવ્યુ યુનિવર્સિટીની પરીક્ષામા ૩૧ બેઠા તેમા ૧૮ પસાર થયા તેનુ પરિણામ ૫૮ ટકા આવ્યુ આ પરિણામ અસતોષકારક છે આટલા વર્ષમા આવુ મદ પરિણામ આવ્યુ નથી એક પણ વિદ્યાર્થી એક પરીક્ષામા નપાસ થાય તો નીચુ જોવરાવનારી હકીકત બની છે એમ વિદ્યાર્થીએ જાણવુ જોઈએ કેમ જે રીતે તેમની ઉપર આશા બાંધે છે તેના ઉપર આ તો મોટો પ્રહાર કહેવાય જીવનની શરૂઆતમા એક વર્ષ પછાત પડવુ એ નાની સુની નુકસાની નથી" ( અગિયારમો રિપોર્ટ, પૃ ૭–૮ )

"એ ૫૧ વિદ્યાર્થી પરીક્ષામા બેઠા તેમા ૩૫ પસાર થયા અને ૧૬ નપાસ થયા એટલે પરીક્ષાનુ પરિણામ ૬૮ ટકાથી સહેજ વધારે આવ્યું આ પરિણામ સતોષકારક ન ગણાય એ વિદ્યાર્થીઓ પૈકી યુનિવર્સિટીની પરીક્ષા ૩૮ વિદ્યાર્થીને હતી તે પૈકી ૨૬ વિદ્યાર્થી પસાર થયા પરિણામ ૬૮॥ ટકા આવ્યુ આ પરિણામ પણ સતોષકારક ન ગણાય આપણે ત્યા વિદ્યાર્થીને સર્વ પ્રકારની સગવડ અપાતી હોય, તેમને અન્ય કેટલાક વિદ્યાર્થી પેઠે ભણવા સાથે રળવાની ચિતા ન હોય, છતા ૧૬ વિદ્યાર્થી પરીક્ષામા પસાર ન થાય તો ઘણુ ખરાબ ગણાય આથી પણ વધારે દિલગીરી ભરેલી વાત તો એ બની છે કે આ વર્ષે પાચ વિદ્યાર્થીઓ એકની એક જ પરીક્ષામા ઉપરાઉપરી બે વર્ષ નિષ્ફળ થયા સસ્થાના ધારાધોરણ પ્રમાણે અમે તેમને રદ કર્યા છે આમા સસ્થાને કેટલો અન્યાય થાય છે તે વિદ્યાર્થીઓએ વિચારવાનુ છે ઇન્ટર કોમર્સ જેવી પરીક્ષામા ઉપરાઉપરી બે વાર નાપાસ થવુ એટલે એમણે વિદ્યાલયના ત્રણ વર્ષ બગાડ્યા તેમ જ અધુરે અભ્યાસે તેમને રખડવુ પડ્યુ આ હકીકત અમારી નજરમા બહુ ગભીર જણાઈ છે" ( બારમો રિપોર્ટ, પૃ ૭–૮ )

વિદ્યાલયના વિદ્યાર્થીઓના અભ્યાસના ધોરણની અને પરીક્ષાના પરિણામોની ઉચ્ચ કક્ષા ટકાવી રાખવામા સચાલકોની આ ખબરદારીએ ઘણો અગત્યનો હિસ્સો આપ્યો છે એમા શક નથી

## પરદેશમાં તથા દેશમાં વિદ્યાલય બહાર અભ્યાસ

સને ૧૯૧૫મા વિદ્યાલયની સ્થાપના થઈ, અને ૧૯૪૬માં સસ્થાની પહેલી શાખા અમદાવાદમા સ્થપાઈ, એ દરમ્યાનના ૩૧ વર્ષ સુધી વિદ્યાલયનુ વિદ્યાર્થીગૃહ માત્ર મુંબઈમા જ હતુ, છતા વિદ્યાલયના સચાલકોએ એવો આગ્રહ ક્યારેય નહોતો રાખ્યો અને હજી પણ નથી રાખતા કે જે વિદ્યાર્થીઓ વિદ્યાલયમા રહીને અભ્યાસ કરે એમને જ વિદ્યાલયનો લાભ આપવો માત્ર મુબઈમા જ વિદ્યાલય હતુ ત્યારે તેમ જ અમદાવાદ, પૂના અને વડોદરામા વિદ્યાલયની શાખાઓ સ્થપાઈ તે પછી પણ જે જે વિદ્યાશાખાઓના અભ્યાસ માટેની કોલેજો આ સ્થાનોમા ન હતી, અને આવી કોલેજો હોવા છતા, જેમાં વિદ્યાર્થીઓને

પ્રવેશ મળી શકતો ન હતો, તે વિદ્યાશાખાઓનો અભ્યાસ સુયોગ્ય વિદ્યાર્થીઓ પરદેશમા જઈને તેમ જ દેશમા વિદ્યાલયની બહાર રહીને પણ કરી શકે એવી જોગવાઈ સસ્થાના બધારણમા જ કરવામા આવી છે સસ્થાના ઉદ્દેશ અને કાર્યક્ષેત્રનુ વિવરણ કરતી બધારણની ત્રીજી કલમમા સૂચવવામા આવ્યુ છે કે—

"સસ્થાના ફડ અનુસાર ઉચ્ચ અભ્યાસ માટે વિદ્યાર્થીઓને પરદેશ મોકલવા પ્રબધ કરવો, ભારતમા ઉચ્ચ અભ્યાસ માટે અન્ય સ્થળે મોકલવા"

આ જોગવાઈ પ્રમાણે, ફડની મર્યાદા હોવાને કારણે, પરદેશમા અભ્યાસ માટે તો મર્યાદિત પ્રમાણમા જ વિદ્યાલય સહાય આપી શકેલ છે, છતા વિદ્યાલયના સચાલકો આ દિશામા પણ વિદ્યાલયે સમયને અનુરૂપ કામ કરવાની તૈયારી કરવી જોઈએ એ માટે હમેશા ચિંતા સેવતા અને શકય પ્રયત્ન કરતા રહ્યા છે સને ૧૯૫૬મા (તા ૨૮-૬-૫૬ના રોજ) "આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિસ્મારકગ્રથ"ના પ્રકાશનનો સમારભ મુબઈમા શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈના પ્રમુખપદે ઉજવાયો તે વખતે વિદ્યાલયના મનોરથદર્શી માનદ મત્રી શ્રીયુત ચદુલાલ વર્ધમાન શાહે લાગણીભર્યા શબ્દોમા આ બાબતની રજૂઆત કરતા કહ્યું હતુ કે—

"અહી અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે આપના તરફથી જે સહાય અને સહકાર મળેલ છે તે માટે સમાજ જરૂર ગૌરવ લઈ શકે, પણ પરદેશ જવાની ઇચ્છા સેવનાર બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ માટે હજુ સુધી આપણે સક્રિય કાર્ય કરી શકયા નથી એથી દુખ થાય છે માત્ર દેશમા જ નહી પણ પરદેશમાય આપણા વિદ્યાર્થીઓ પોતાની, પોતાના સમાજની, દેશની, ધર્મની કીર્તિ ફેલાવે એવુ તો સૌ કોઈ ઇચ્છે છે આપણા દેશ કરતા પરદેશમા કેળવણીનો વધુ વિકાસ થયેલો છે ત્યા સશોધન માટે અનેક સાધનો તેમ જ માર્ગદર્શકો છે આપણો વિદ્યાર્થી વધુ જ્ઞાન પ્રાપ્ત કરી સમાજની તેમ જ રાષ્ટ્રની ઉપયોગી સેવા કરી શકશે એ નિ શક છે

"ઘણા વર્ષની અમારી ઝખના છે કે વિદ્યાર્થીઓને પરદેશ મોકલવા સારુ એક નિયત ફડ હોવુ જરૂરી છે અત્રે પધારેલા સર્વ ભાઈ-બહેનોને અમારી આગ્રહભરી વિનતી છે કે આપ આ માગણી ખૂબ ધ્યાનપૂર્વક વિચારશો સમાજના અગ્રગણ્ય આગેવાનો, સાધનસપન્ન સજ્જનો અને વેપારી બધુઓ સમક્ષ આ વિજ્ઞપ્તિ બહુ જ આશા અને શ્રદ્ધાથી રજૂ કરીએ છીએ સમાજના વિદ્યાર્થીવર્ગ તરફથી આપને વિનતી કરીએ છીએ કે દર વર્ષે પચીસ હજાર રૂપીઆ પરદેશ અભ્યાસ કરવા જઈ શકે એવા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને સહાય કરી શકાય એવુ એક સ્થાયી ફડ ઊભુ કરવામા મદદ કરે અને પ્રેરણા આપે"

આ પ્રસગને ૧૦ વર્ષ વીતી ગયા પછી પણ આ દિશામાં ખાસ નોંધપાત્ર કહી શકાય એવુ કામ થઈ શકયુ નથી તેથી સસ્થાના સુવર્ણ-મહોત્સવ નિમિત્તે મોટો સુવર્ણ મહોત્સવ-નિધિ એકત્ર કરવાનું નક્કી કરવામા આવ્યું છે તેમાથી ફડની અનુકૂળતા પ્રમાણે અમુક રકમ પરદેશ-અભ્યાસ માટે અનામત રાખવાનુ વિચારવામા આવ્યુ છે

આમ પરદેશ-અભ્યાસને પ્રોત્સાહન અને સહાય આપવા માટે ધારણા મુજબ આર્થિક સગવડ ન થઈ શકી તેથી એ કાર્ય મર્યાદિત પ્રમાણમા જ થઈ શકે એ સ્વાભાવિક છે. પણ હિંદુસ્તાનમાં ખાસ વિશિષ્ટ વિષયનો અભ્યાસ વિદ્યાલયની બહાર રહીને કરવા

માટેની જોગવાઈની સ્થિતિ આના કરતાં જુદી તેમ જ સતોષકારક છે વિદ્યાલયના સંચાલકોએ સસ્થાની શરૂઆતથી જ વિશિષ્ટ વિષયના અભ્યાસ માટે સુયોગ્ય વિદ્યાર્થીઓ વિદ્યાલય સિવાય બીજા સ્થળોમા પણ વિદ્યાલયના વિદ્યાર્થી તરીકે રહી શકે એ બાબત તરફ ધ્યાન આપ્યુ હતુ અને અત્યારે પણ આપે છે.

બીજા જ વર્ષમા બે વિદ્યાર્થીઓને એન્જિનિયરિંગના અભ્યાસ માટે પૂનામા રહેવાની મજૂરી આપવામા આવી હતી દસમા વર્ષમા બે વિદ્યાર્થીઓને એ જ વિષયના અભ્યાસ માટે કરાચી મોકલવામા આવ્યા હતા અને અગિયારમા વર્ષમા પૂના તથા કરાંચીમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ખર્ચ માટે અપાતી રકમ ઓછી પડતી હોવાની ફરિયાદ થતા એ માટે એક પેટાકમિટી નીમવામા આવી હતી આ અગે ૧૧મા રિપોર્ટ (પૃ ૨૦) મા કહેવામા આવ્યુ છે કે—

"પુના કરાચીમા અભ્યાસ કરતા શ્રી વિદ્યાર્થીઓને દર વર્ષે ૪૦૦ રૂપીઆ લોનના એગ્રીમેન્ટથી આપવામા આવતા હતા અને જે રકમ તેમને ઓછી અપાય તે તેમને ખાતે ઉધારવી એવો ઠરાવ થયો હતો ચાલુ મોંઘવારીથી સદર રકમ ઘણી ઓછી પડવાની અનેક અરજીઓ આવતા નીચેના ચાર મેમ્બરોની પેટાકમીટી તે સબધી તપાસ કરવા અને પત્રવ્યવહાર કરી હકીકત મેળવી રિપોર્ટ કરવા તા ૨૩-૧-૨૬ના ઠરાવથી નીમવામા આવી હતી કમીટીના મેમ્બરોના નામ શેઠ હીરાલાલ મછાચદ શાહ, શેઠ મુળચદ હીરજી, શેઠ હીરાલાલ અમૃતલાલ શાહ, શેઠ મોતીચદ ગિરધરલાલ કાપડીઆ.

"સદર કમિટીએ પત્રવ્યવહાર તપાસી અન્ય કૉલેજોમાં તપાસ કરી તા ૧૯-૩-૨૬ના રોજ રિપોર્ટ કર્યો હતો તે પર મે કમીટીએ તા ૨૧-૪-૨૬ને દિન ઠરાવ કર્યો કે પુને અથવા કરાચીમા અભ્યાસ કરનાર આપણા વિદ્યાર્થીઓને રૂ ૬૦૦) પ્રત્યેક વર્ષ માટે વધારેમા વધારે આપવા અને તે રકમ તેમને ખાતે માડવાનુ તેમની પાસે એગ્રીમેન્ટ કરાવી સુધરાવી લેવુ સદર રકમ તેમણે કેળવણીના ખર્ચ અગે જ વાપરવાની છે"

ખાસ વિદ્યાર્થીઓને, ખાસ વિષયના અભ્યાસ માટે, વિદ્યાલય બહાર રહેવાની સગવડ આપવાની આ પ્રણાલિકા અત્યારે પણ ચાલુ જ છે એકતાલીસમા વર્ષમા આવી બહાર રહી અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સખ્યા ૬૧ જેટલી હતી; ૫૦મા વર્ષમા એ સખ્યા ૨૧ની હતી, અને એ સખ્યામા દરેક વર્ષે ફેરફાર થતો રહે છે, એ બીના આ હકીકતની સાક્ષી પૂરે છે મુંબઈમા તેમ જ બીજાં સ્થાનોમા વિદ્યાલયની શાખાઓ હોવા છતા વિદ્યાલયના સચાલકોએ અપનાવેલી આ ઉદાર પદ્ધતિ જેમ એમની વિદ્યાવૃદ્ધિની સાચી દૃષ્ટિનુ સૂચન કરે એવી છે, તેમ એ અનોખી પણ છે (બાવનમા રિપોર્ટ મુજબ ૨૧ વિદ્યાર્થીઓ બહાર રહી અભ્યાસ કરે છે)

### ઘડતર માટે ચીવટ

વિદ્યાર્થીઓના અભ્યાસની જેમ એમના જીવનઘડતર અને સદ્વર્તન માટે પણ હમેશાં ખૂબ ધ્યાન રાખવામા આવે છે, તેથી તેઓ, પોતાના વિષયના મર્મજ્ઞ અભ્યાસી બનવાની સાથે, પોતાના સુસસ્કારી જીવનથી સમાજ અને દેશની યથાશક્ય સેવા બજાવીને લોકપ્રિયતા પ્રાપ્ત કરી શકે અને વિદ્યાલયના ગૌરવમા વધારો કરી શકે આ માટે તેઓમાં સ્વતંત્રતા અને સ્વનિયત્રણની સમતુલા જળવાય એ ખૂબ જરૂરી છે. વિદ્યાલયે શરૂઆતથી

જ આ બાબતમા કેટલી સજાગતા બતાવી છે તે નીચેની કેટલીક નોંધો ઉપરથી પણ જાણી શકાય છે —

"આવી સસ્થામા જે એક અતિ અગત્યની બાબત લક્ષ્યમા રાખવાની હોય છે તે વિદ્યાર્થીઓના વર્તન પર છાપ પાડવાની, પરસ્પરમ પ્રેમભાવની ઉત્પન્ન કરવાની અને બધુભાવની લાગણી વધારવાની છે તેમના પર જે અકુશ રહે તે જેમ રોગમાજ્મી દબાણ કરનાર ન હોવો જોઈએ તેમ તદ્દન સ્વચ્છદી બનાવનાર છૂટ પણ ન મળવી જોઈએ અસત નિયત્રણાના દબાણથી બુદ્ધિની પરિપક્વતા કદી થની નથી અને નિરતર પરવશ રહેવા ટેવાયેલુ મન પ્રગતિ કરી શકતુ નથી, જ્યારે તદ્દન નિરકુશ રહેનારને પોતાની જાત ઉપરાત અન્યનુ ભાન પણ રહેતુ નથી આતર વ્યવસ્થામા આ નિયમો બરાબર લક્ષ્યમા રાખી કાર્ય લેવામા આવે છે આવી વિદ્યાર્થીઓને સ્વાશ્રયી થવાનુ શીખવવામા આવે છે અને તેમના પર વત્સલ ભાવે દેખરેખ રાખવામા આવે છે" (બીજો રિપોર્ટ, પૃ ૯)

"કમિટીએ જરૂરી બુબાની લઈ લબાણ રિપોર્ટ કર્યો છે તે સસ્થાના દફતરે છે રિપોર્ટ પરથી એક વાત ખાસ ધ્યાન આપના યોગ્ય લાગે છે તે એ છે કે વિદ્યાર્થીઓએ અસારના વાતાવરણને તાબે થઈ જવુ ઇષ્ટ નથી અત્યારે પૂર્વ આર્યભાવનાનો નાશ થતો ચારે તરફ જોવામા આવે છે અને વિનય વિવેક રાખવો એ નબળાઈ ગણાય છે આ સ્થિતિ અત્રત્ય સ્થિતિ માટે ઇષ્ટ નથી જે દેશમાં સ્વતત્રતાની પોષણા વિશેષ થાય છે ત્યા જવાબદારીનો ખ્યાલ પણ એટલો જ ઉગ્ર વર્તે છે અત્રે હકકના ઉપર જોર વધારે અપાય છે, પણ ફરજ–ધર્મ તરફ તદ્દન બેદરકારી થતી જાય છે એ ઇષ્ટ નથી સ્વતત્રતાના અમે પોષક છીએ પણ સ્વતત્રતા સ્વચ્છદતામા ન ફેરવાઈ જાય એ ખાસ ધ્યાનમા રાખવુ એ ખરી સ્વતત્રતા મેળવવાનુ લક્ષણ છે એમ અમો માનીએ છીએ." (અગિયારમો રિપોર્ટ, પૃ ૧૧)

"વિદ્યાર્થીના કેટલાક વર્ગ પડી શકે તેવુ જોવામા આવ્યુ છે કેટલાક તો માત્ર ભણવા જ આવે છે, એને ખાવાનુ શુ મળ્યુ, કેટલુ મળ્યુ, ક્યારે મળ્યુ તેનો વિચાર કરવાની ફુરસદ કે દરકાર હોતી નથી, એ તો પોતે ભલો કે પોતાના પુસ્તકો ભલા એ કોલેજના ટાઈમે કોલેજમા જાય, સાજે ફરવા જાય અને બાકીનો વખત પોતાના પુસ્તકોની સાથે નિમકહલાલ રીતે ગેલ કરે એને તમે ખાધા પછી અરધા કલાકે પૂછો કે આજે રોનુ શાક બનાવ્યુ હતુ તો તેનો તેને ખ્યાલ નહિ હોય કારણ કે એનુ ધ્યાન અભ્યાસ પર જ છે" ("પચીશ વર્ષની કાર્યવાહી", પૃ ૩૧)

"વિદ્યાલયમા છાત્રો રહે છે એ સાચા છાત્રો બને અને પોતાના ચારિત્ર્ય દ્વારા વિદ્યાલયની પ્રગતિ અને પ્રતિષ્ઠા વધારે વિદ્યાલયને માત્ર રૂપિયા આપવાથી અને વિદ્યાર્થીઓને કેવળ પૈસાની મદદ આપવાથી કામ નહી ચાલે પણ ચારિત્રની શુદ્ધિ તરફ પૂરતુ ધ્યાન આપવુ જોઈએ, એ છાત્રાલયનુ ધ્યેય છે અહી વિદ્યાર્થીઓ જ્ઞાન મેળવે છે પણ જ્ઞાનની વ્યાખ્યા જ એ છે કે જે આચાર તરફ પ્રેરે, પરિગ્રહ ઓછો થાય એવુ જ્ઞાન તે સાચુ જ્ઞાન જે વસ્તુ સિવાય સારી રીતે જીવી શકાય એવી વસ્તુ વિના ચલાવી લે એવો સમાજ તૈયાર થાય એવા પ્રયત્નો કરવા જોઈએ જરૂરિયાતો ઘટી તો પાપ ઘટ્યુ, જરૂરિયાતો વધી તો પાપ વધ્યુ મહાવીરસ્વામી ખરા ત્યાગી હતા. છેવટે ભિક્ષા, વસ્ત્ર અને કરપાત્ર એ જ એમની પાસે બાકી રહ્યુ હતુ" (શ્રી રવિશકર મહારાજ, વડોદરા શાખાના નવા મકાનના ઉદ્દ્ઘાટન પ્રસગે, સુડતાલીસમો રિપોર્ટ, પૃ ૨૨)

વિદ્યાર્થીઓના અભ્યાસ અને સદ્વર્તન માટે આ રીતે લેવામા આવેલી કાળજીને પરિણામે સેંકડો વિદ્યાર્થીઓ જુદા જુદા વિષયના નિપુણ સ્નાતકો (ગ્રેજ્યુએટો) બની

શકયા હતા, અને જેઓ, કોઈ પણ કારણસર પોતાનો અભ્યાસ પૂરો કર્યા વિના અધૂરે અભ્યાસે છૂટા થયા હતા, તેઓ પણ હમેશા વિદ્યાલય પ્રત્યે આભારની લાગણી દર્શાવતા રહે છે

પચાસ વર્ષની કાર્યવાહીને અંતે વિદ્યાલયે જુદા જુદા વિષયના ૧૦૮૧ સ્નાતકો સમાજને અને દેશને ભેટરૂપે આપ્યા તેની વિગત નીચે પ્રમાણે છે —

૧૮૯ દાક્તરો, ૧૯૨ વિનયન(આર્ટ્સ)ની જુદી જુદી શાખાના સ્નાતકો, ૨૩૦ ઇજનેરો, ૨૪૯ વિજ્ઞાનની જુદી જુદી શાખાના સ્નાતકો, ૨૧૫ વાણિજ્ય અને કાયદાના સ્નાતકો, ૬ ખેતીવાડીના સ્નાતકો

અધૂરે અભ્યાસે છૂટા થયેલ વિદ્યાર્થીઓની સંખ્યા ૧,૪૯૪ છે એમાના જેઓ સ્નાતક પદ સુધી પહોચ્યા છે એનો પાયો વિદ્યાલયમા જ નખાયો હતો એમ કહી શકાય કન્યાઓની ઉચ્ચ કેળવણીને પ્રોત્સાહન આપવા માટે ૨૪૧ વિદ્યાર્થિનીઓને રૂપિયા ૧,૨૮,૭૦૩ જેટલી રકમની સ્કૉલરશિપ આપવામા આવી છે

માધ્યમિક શાળાઓમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને સહાય આપવા માટે સને ૧૯૨૪મા સ્થપાયેલ "શ્રી સારાભાઈ મગનભાઈ મોદી લોન સ્કૉલરશિપ ફંડ"માથી, ૫૦મા વર્ષ સુધીમા, ૮૫૮ વિદ્યાર્થીઓને રૂા ૯૫,૮૮૯ જેટલી લોન આપવામા આવી છે.

ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને પૂરક સહાય આપવાના ઉદ્દેશથી સને ૧૯૩૫મા સ્થપાયેલ "શ્રી સારાભાઈ મગનભાઈ મોદી ઉચ્ચ અભ્યાસ શિષ્યવૃત્તિ ટ્રસ્ટફંડ"માથી ૫૦મા વર્ષ સુધીમા, ૬૭૩ વિદ્યાર્થીઓને રૂા ૧,૩૩,૭૪૩ની લોન આપવામા આવી છે

ઉચ્ચ શિક્ષણ લેતા ખેડાના વતની વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓને સહાયરૂપ થવાના ઉદ્દેશથી સને ૧૯૪૮મા સ્થપાયેલ "શ્રી ખેડા જૈન વિદ્યાર્થી ઉચ્ચ શિક્ષણ લોન સ્કૉલરશિપ ફંડ" તરફથી, ૫૦મા વર્ષ સુધીમાં, ૧૦૦ વિદ્યાર્થીઓ–વિદ્યાર્થિનીઓને મળીને રૂા. ૬૨,૪૧૦ લોન-સ્કૉલરશિપ તરીકે આપવામા આવેલ છે

ઉપરાત, વિદ્યાલયની કાર્યવાહીને યશસ્વી બનાવવામા એટલે કે સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓને ઉચ્ચ અભ્યાસ દ્વારા પોતાની કારકિર્દીને ઉજ્જવળ બનાવવામા સૌથી વધુ અગત્યનો અને મહત્ત્વનો ફાળો આપનાર લોન યોજના મુજબ, ૫૦ વર્ષ દરમ્યાન, ૧૫૬૪ વિદ્યાર્થીઓને (૭૩૭ અભ્યાસ પૂરો કરનારા અને ૮૨૭ અધૂરા અભ્યાસે છૂટા થયેલા વિદ્યાર્થીઓને) રૂા ૨૯,૮૮,૪૮૬ જેટલી રકમની લોન આપવામા આવી છે એમાથી ૮૦૫ વિદ્યાર્થીઓએ (૪૫૧ પૂરો અભ્યાસ કરનાર અને ૩૫૪ અધૂરા અભ્યાસે છૂટા થનાર વિદ્યાર્થીઓએ) રૂા ૧૬,૧૪,૧૮૬ જેટલી રકમ પાછી આપી છે [1]

---

[1] બાવનમા વર્ષને અંતે (તા ૩૧–૫–૬૭ સુધીમા) વિદ્યાલયમા રહીને તૈયાર થયેલ સ્નાતકો વગેરેની વિગત નીચે મુજબ છે —

**સ્નાતકો (ગ્રેજ્યુએટો)**—બાવન વર્ષમા નીચે મુજબ ૧૨૧૩ સ્નાતકો વિદ્યાલયમા તૈયાર થયા — ૨૦૦ દાક્તરો, ૨૦૨ વિનયન (આર્ટ્સ)ની જુદી જુદી શાખાના સ્નાતકો, ૨૮૪ ઇજનેરો (આર્કિટેક્ટ); ૨૮૨ વિજ્ઞાનની જુદી જુદી શાખાના સ્નાતકો, ૨૩૯ વાણિજ્ય

પરદેશમાં રહી અભ્યાસ કરવા માટે સહાય આપવા માટે (સને ૧૯૨૦-૨૧માં) રચાયેલ "શ્રી મહાવીર લોન ફંડ" માંથી ૧૨ વિદ્યાર્થીઓને, ૫૦મા વર્ષ સુધીમા, રૂા ૬૫,૯૯૭ની લોન આપવામાં આવી છે આ વિદ્યાર્થીઓની નામાવલી પરિશિષ્ટમાં આપવામા આવી છે

'શ્રી દેવકરણ મૂળજી પરદેશ અભ્યાસ ટ્રસ્ટ ફંડ' વિદ્યાલયને ૧૯૩૮ની સાલમા મળ્યું હતુ, પણ એની શરત પ્રમાણે એનો ઉપયોગ થઈ શકતો ન હતો, તે છેક વિદ્યાલયના ૫૦મા વર્ષથી ૩ વિદ્યાર્થીઓને રૂા ૭,૫૦૦ની લોન આપીને એનો ઉપયોગ શરૂ કરવામા આવ્યો છે

વિદ્યાલયના અભ્યાસકાળ દરમ્યાન પોતાની કુશાગ્રબુદ્ધિ, અભ્યાસનિષ્ઠા અને પરિશ્રમશીલતાને કારણે કૉલેજોમાં, યુનિવર્સિટીના તેમ જ બીજે ચંદ્રકો કે પરિતોષિકો મેળવનાર વિદ્યાર્થીઓની નામાવલી કંઈ નાની સૂની નથી આના લીધે જેમ એ વિદ્યાર્થીઓને યશ મળે છે, તેમ વિદ્યાલયના ગૌરવમા પણ વધારો થાય છે વિદ્યાલયના વિદ્યાર્થીઓ શિસ્તપાલન, સંસ્કારિતા અને અભ્યાસમા હમેશા આગળ જ હોય વિદ્યાલયની આવી નામના થવામા વિદ્યાલયના સુવ્યવસ્થિત સંચાલનનો તેમ જ વિદ્યાર્થીઓનો—એ બંનેનો સમાન હિસ્સો છે અભ્યાસકાળ દરમ્યાન વિશિષ્ટ રીતે સન્માનિત વિદ્યાર્થીઓની યાદી જો અહી રજૂ કરવાનું શક્ય બન્યું હોત તો વિદ્યાલય અને વિદ્યાર્થીઓ—બન્નેની સુમેળભરી કારકિર્દીનું એક આહ્લાદક ચિત્ર દોરી શકાત, પણ સ્થળ-સંકોચને કારણે એ ઇચ્છા ઉપર નિયંત્રણ મૂકવુ જરૂરી લાગે છે

એ જ રીતે વિદ્યાલયમા અભ્યાસ કરી જુદે જુદે ઊંચે સ્થાને ગોઠવાઈને પોતાનો તેમ જ પોતાના કુટુંબનો અભ્યુદય સાધવાની સાથે યથાશક્તિ સમાજ તેમ જ દેશનું કામ કરીને વિદ્યાલયનું નામ રોશન કરનાર વિદ્યાર્થીઓની યાદી પણ ઘણી મોટી થઈ જાય એમ છે મન તો થાય છે કે આવા કાબેલ ભાઈઓની કાર્યવાહીના સંક્ષિપ્ત પરિચય સાથે

---

તથા કાયદાના સ્નાતકો; ૬ ખેતીવાડીના સ્નાતકો

**અધૂરા અભ્યાસે** છૂટા થયેલા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૬૧૮ છે

**કન્યાઓને સહાય**—ઉચ્ચ અભ્યાસ કરવા માટે ૩૦૪ કન્યાઓને રૂા ૧,૬૫,૦૦૩ જેટલી રકમની સ્કોલરશિપ આપવામા આવી

**શ્રી સા. મ. મોદી લોન સ્કો. ફંડ**—માધ્યમિક શાળાના શિક્ષણ માટે ૮૮૩ વિદ્યાર્થીઓને રૂા ૯૮,૨૯૯-૯૭ ની લોન આપવામા આવી એમાથી રૂ. ૪૯,૭૭૮-૧૮ નુ રિફંડ મળેલ છે અને બાવનમા વર્ષને અંતે આ ફંડમા રૂા ૧,૬૪૩-૧૨ જમે રહે છે

**શ્રી સા. મ. મોદી ઉ. અ. શિષ્યવૃત્તિ ટ્રસ્ટ ફંડ**—આ ફંડમાથી ૭૧૭ વિદ્યાર્થીઓને રૂા ૧,૪૪,૧૮૧-૪૪ જેટલી લોન આપી, એમાથી રૂા ૮૧,૭૬૪-૦૭ જેટલુ રિફંડ મળ્યુ બાવનમા વર્ષને અંતે આ ફંડમા રૂા ૧૨,૮૮૧-૮૦ જમે રહે છે

**શ્રી ખેડા જૈન વિદ્યાર્થી ઉ. શિ. લો. સ્કો. ફંડ**—આ ફંડમાથી ૯૫ છાત્રો અને ૩૩ કન્યાઓ મળીને કુલ ૧૨૮ વિદ્યાર્થીઓને રૂા ૭૫,૮૨૫ જેટલી લોન આપવામા આવી, એમાથી રૂા ૨૧,૩૮૫) પાછા મળ્યા છે, અને બાવનમા વર્ષને અંતે ફંડમા રૂા ૭૪,૨૦૨-૯૦ જમે રહે છે

લોન અને તેના રિફંડની વિગત પાંચમા પ્રકરણમા લોનરિફંડની વિગતોમા આપવામાં આવી છે

એમની નામાવલી અહીં રજૂ કરી દેવામાં આવે પણ આમ કરવા જતા કાર્યનો વિસ્તાર ઘણો વધી જાય એમ હોવાથી એ ઇચ્છાને પણ રોકી રાખવી પડે છે * આમ છતાં સમુચ્ચયરૂપે એમ જરૂર કહી શકાય કે આ વિદ્યાર્થીમિત્રોએ, સમાજની યુવાન પેઢીને ઉચ્ચ શિક્ષણ અને સંસ્કારિતા દ્વારા સ્વાશ્રયી અને શક્તિશાળી બનાવીને સમાજને સુખી અને સમૃદ્ધ બનાવવાના વિદ્યાલયની સ્થાપનાના પાયાના હેતુને સફળ બનાવ્યો છે, અને વિદ્યાલયના કાર્યક્ષેત્રનો વિસ્તાર કરવા માટે સમાજને એક પ્રકારનું પ્રોત્સાહન પણ આપ્યું છે આ વિદ્યાર્થીઓ જે જે સ્થાનમા કામ કરી રહ્યા છે ત્યાં એમણે પોતાની કુશળતાની અને સસ્કારિતાની સુવાસ પ્રસગવી છે વળી વિદ્યાલયના કેટલાક જૂના વિદ્યાર્થીઓ જે સેવાભાવના અને કૃતજ્ઞતાની લાગણીથી વિદ્યાલયના સંચાલનમા પોતાનો ફાળો ભૂતકાળમા આપી ગયા છે અને અત્યારે પણ આપી રહ્યા છે એ બીના પણ વિદ્યાલય અને વિદ્યાર્થીઓ મમતાના કેવા તતુથી બધાયેલા છે તેનો ખ્યાલ આપી શકે એમ છે

વિદ્યાલયમાથી અભ્યાસ કરીને છૂટા થયેલા વિદ્યાર્થીઓ પ્રત્યે વિદ્યાલયના કાર્યવાહકો કેવી સહાનુભૂતિની લાગણી ધરાવતા હતા અને વિદ્યાર્થીઓ પણ સંસ્થા સાથે પોતાનો સંબંધ ચાલુ રાખે એ માટે કેવી અપેક્ષા રાખતા હતા તે માટે છઠ્ઠા વર્ષના રિપોર્ટ (પૃ ૪૫)મા કહેવામાં આવ્યું છે કે—

"આ સસ્થામા અભ્યાસ કરી ગ્રેજ્યુએટ થનારને આ સસ્થા સાથે પત્રવ્યવહાર ચાલુ રાખવાનુ કહેવામા આવે છે તેઓને વ્યવહારમા સ્થિત થવા માટે ભલામણ કે ઓળખાણ જોઈએ તેને માટે તજવીજ કરી દેવામાં આવે છે"

વળી સસ્થાના વિદ્યાર્થીઓની સંસ્થા પ્રત્યેની તેમ જ સમાજ અને દેશ પ્રત્યેની આવકારપાત્ર લાગણી અંગે નવમા વર્ષના રિપોર્ટ (પૃ. ૯)મા યોગ્ય જ કહેવામા આવ્યું છે કે—

"સસ્થામાથી બહાર નીકળેલા લગભગ દરેક વિદ્યાર્થી સસ્થા તરફ ઘણો સદ્ભાવ રાખે છે, સસ્થા માટે પ્રેમ રાખે છે, કાર્ય કરવા ઉદ્યુક્ત રહે છે અને તેમાનો સારો ભાગ આગળ જતા સમાજ કે દેશસેવામા જોડાઈ આપણી ભાવનાને જરૂર પોષશે એવી પૂર્ણ આશા રહે છે"

વિદ્યાલયમાંથી છૂટા થતા વિદ્યાર્થીઓ પોતાની માતૃસંસ્થા પ્રત્યે કેવી કૃતજ્ઞતાની લાગણી ધરાવે છે એ બાબતની સવિસ્તર રજૂઆત "અર્થવ્યવસ્થા" નામે પાચમા પ્રકરણમા લોનરિફંડની તેમ જ મુંબઈના "ઓલ્ડ બૉય્ઝ યુનિયન"ની વિગતો આપતી વખતે કરવામા આવી છે, એટલે અહીં એ અંગે વધારે વિસ્તારથી લખવાની જરૂર નથી

ટૂંકમા કહેવું હોય તો એમ જરૂર કહી શકાય કે જૈન સમાજે પોતાની આ સસ્થાના વિકાસ માટે મોકળે મને જે સહાય આપી હતી તેનું વિદ્યાલયમા ખર્ચ નહી પણ વાવેતર થયુ હતુ એમ વિદ્યાલયના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ વિદ્યાલય પ્રત્યેના પોતાના કૃતજ્ઞતાભર્યા ઉદાર વર્તનથી પુરવાર કરી આપ્યું છે આ માટે વિદ્યાલયના સંચાલકો તેમ જ સહાયકો જરૂર ગૌરવ અને સંતોષ લઈ શકે વિદ્યાર્થીઓનુ આવું ગુણવત્તાભર્યું વલણ સમાજમા વિદ્યાલય પ્રત્યે વિશેષ મમતાની લાગણી જન્માવવામા અને વિદ્યાલયને વિશેષ

* વિદ્યાલયના સુવર્ણ-મહોત્સવ પ્રસગે ઓલ્ડ બૉય્ઝ યુનિયન તરફથી પ્રગટ થનાર વિદ્યાલયના જૂના વિદ્યાર્થીઓની ડિરેક્ટરીમાથી આવી કેટલીક માહિતી જાણી શકાશે

લોકપ્રિય બનાવવામાં નિમિત્ત બન્યું છે એમ ખુશીથી કહી શકાય વિદ્યાર્થીઓના વિદ્યાલય પ્રત્યેના આવા પ્રશંસનીય વલણ અંગે વિદ્યાલય તરફથી એના રજત-મહોત્સવ પ્રસંગે પ્રગટ થયેલ "પચીશ વર્ષની કાર્યવાહી" (પૃ ૨૩)મા યોગ્ય જ કહેવામાં આવ્યુ છે કે—

"એના પુત્રોની માતા તરફ કેવી ભક્તિ છે તે બતાવવા માટે જો એમનો સસ્થા સાથેનો પત્રવ્યવહાર રજૂ કરવામા આવે, તો એમની ભક્તિનો ભર ખ્યાલમાં આવે આખો પત્રવ્યવહાર રજૂ કરવાનું અશક્ય છે, પણ એ પત્રવ્યવહાર વાચનાર તરીકે અત્યત ગૌરવ સાથે આપની સમક્ષ કહી શકાય તેમ છે કે અત્યાર સુધીના આખા ઇતિહાસમા સસ્થા તરફ અવફાદાર થનાર એક અપવાદ સિવાય એક પણ વિદ્યાર્થીએ પોતાનો હિસાબ જરા પણ મોળો આપ્યો નથી કોઈ વિદ્યાર્થી લોન ભરપાઈ કરી શક્યા નથી, તો તે માટે પોતાની અશક્તિ, અલ્પશક્તિ, કૌટુબિક જવાબદારી કે ધધા યા નોકરી ન મળવાનુ કે મોડુ મળવાનુ કારણ આપે એવા અનેક કિસ્સા બન્યા છે, પણ કોઈએ સસ્થા તરફ અસદ્ભાવ બતાવ્યો હોય, એના તરફ તિરસ્કાર બતાવ્યો હોય એવુ (એક અપવાદ સિવાય) બન્યુ નથી સસ્થાનો એ મહાન વિજય છે, એના કાર્યકરોનો એ મહા ગૌરવાસ્પદ વિષય છે અને દોરવણી અને દાન આપનારનો એમા સફળ પ્રસગ છે"

વિદ્યાલયના વિદ્યાર્થીઓ વિદ્યાલય પ્રત્યે કેવી આત્મીયતાની લાગણી ધરાવે છે એ અંગે હવે વિશેષ ન લખતા, એમની આવી લાગણી કેવળ મોઢાની કે નિષ્ક્રિય નહીં પણ સક્રિય અને જવલત હતી તેના પ્રત્યક્ષ પુરાવારૂપે જે જૂના વિદ્યાર્થીઓ, સસ્થાની લોન વેળાસર ભરપાઈ કરવા ઉપરાત, વિદ્યાલયના પેટ્રન બન્યા છે, જેઓએ ટ્રસ્ટ સ્કૉલરનો હક્ક મેળવ્યો છે તેમ જ જેઓએ પેટ્રન બનવા સાથે બે ટ્રસ્ટ-સ્કૉલરો નીમવાનો હક્ક આપતી યોજનાનો લાભ લીધો છે તેમના નામ અહીં આપવા ઉચિત લાગે છે.—

(આ યાદી તા ૧૫-૨-૧૯૬૮ સુધીની છે)

**પેટ્રન તથા બે ટ્રસ્ટ-સ્કૉલરોનો હક્ક મેળવનાર**

(૧) શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ
ટ્રસ્ટનુ નામ—શ્રી વર્ધમાન ટ્રસ્ટ
(શ્રી ચદુભાઈ કન્યા છાત્રાલયના આદ્ય સંસ્થાપક પણ બન્યા છે.)

(૨) ડૉ હિંમતલાલ જેવતલાલ મહેતા
ટ્રસ્ટનુ નામ—(૧) શ્રી દુધીબહેન જેવતલાલ મહેતા (વાકાનેરવાળા) ટ્રસ્ટ
(૨) શ્રી જેવતલાલ મનજીભાઈ મહેતા (વાકાનેરવાળા) ટ્રસ્ટ

(૩) શ્રી જગજીવનદાસ પોપટલાલ શાહ
ટ્રસ્ટનું નામ—(૧) શ્રી પોપટલાલ ધનજી શાહ ટ્રસ્ટ
(૨) શ્રી જગજીવનદાસ પોપટલાલ શાહ ટ્રસ્ટ

(૪) ડૉ. વીરચંદ મગનલાલ શાહ
ટ્રસ્ટનું નામ—ડૉ. વીરચંદ મગનલાલ શાહ તથા શ્રીમતી ચપાબેન વીરચદ શાહ (માડળવાળા) ટ્રસ્ટ

**એક ટ્રસ્ટ-સ્કૉલરનો હક્ક મેળવનાર**

(૧) ઓલ્ડ બૉય્ઝ યુનિયન શ્રી મોતીચંદ કાપડિયા ટ્રસ્ટ
(જૂના વિદ્યાર્થીઓએ મળીને શ્રી મોતીચદભાઈના માનમા રચેલુ ટ્રસ્ટ)

(૨) શ્રી ચીમનલાલ ઉજમશી શાહ
ટ્રસ્ટનુ નામ—શ્રી ચીમનલાલ ઉજમશી શાહ તથા શ્રીમતી સૂરજગૌરી ચીમનલાલ શાહ ટ્રસ્ટ
(૩) શ્રી માધવલાલ નથુદાસ શાહ
ટ્રસ્ટનુ નામ—અ.સૌ. પ્રભાલક્ષ્મી નથુદાસ જીવણદાસ ટ્રસ્ટ
(૪) શ્રી અમીચંદ ખીમચંદ ઝવેરી
ટ્રસ્ટનુ નામ—શ્રી ખીમચંદ ધરમચંદ ઝવેરી ટ્રસ્ટ
(૫) શ્રી બાબુભાઈ મગનલાલ ગાંધી
ટ્રસ્ટનુ નામ—કુમારી દક્ષાબહેન બાબુભાઈ ગાંધી ટ્રસ્ટ
(૬) ડૉ. કાંતિલાલ ખેમચંદ કાપડિયા
ટ્રસ્ટનુ નામ—શ્રી માનકોરબહેન ખેમચંદ કાપડિયા (ચાંદવડવાળા) ટ્રસ્ટ
(૭) ડૉ. જીવણલાલ મૂળચંદ લાખાણી
ટ્રસ્ટનુ નામ—ડૉ. લાખાણી ટ્રસ્ટ
(૮) શ્રી ચતુરદાસ મણિલાલ શાહ
ટ્રસ્ટનુ નામ—શ્રી રમેશચંદ્ર ચતુરદાસ શાહ ટ્રસ્ટ
(૯) શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી ટ્રસ્ટ
(એમના સ્મરણાર્થે પૂર્વ વિદ્યાર્થીઓ, મિત્રો અને પ્રશંસકોએ આ ટ્રસ્ટ રચ્યું છે)
(૧૦) શ્રી મણિલાલ ચુનીલાલ ભણસાળી
ટ્રસ્ટનુ નામ—શ્રીમતી લલિતા મણિલાલ ભણસાળી ટ્રસ્ટ
(૧૧) ડૉ. જયેન્દ્ર મોતીલાલ શાહ ટ્રસ્ટ
(એમના સ્મરણાર્થે એમના પિતા શ્રી મોતીલાલ કસ્તુરચંદ શાહે આ ટ્રસ્ટ રચ્યું છે)
(૧૨) શ્રી ચંદુલાલ જગજીવનદાસ શાહ તથા બીજા ભાઈઓ
ટ્રસ્ટનું નામ—શ્રી જગજીવનદાસ વેલજીભાઈ શાહ ટ્રસ્ટ
(૧૩) શ્રી સુબોધચંદ્ર ખાંતિલાલ શાહ
ટ્રસ્ટનુ નામ—શ્રી સુબોધચંદ્ર ખાંતિલાલ શાહ ટ્રસ્ટ
(૧૪) શ્રી દીપચંદ સવરાજ ગારડી
ટ્રસ્ટનુ નામ—ગંગાસ્વરૂપ કપૂરબહેન સવરાજ ગારડી ટ્રસ્ટ
(૧૫) શ્રી છોટાલાલ કાળિદાસ શાહ
ટ્રસ્ટનુ નામ—શ્રી ચંચળબહેન છોટાલાલ શાહ ટ્રસ્ટ
(૧૬) શ્રી ગજેન્દ્ર બાલચંદ્ર મહેતા
ટ્રસ્ટનું નામ—શ્રી લીલાવતી બાલચંદ્ર મહેતા તથા શ્રી બાલચંદ્ર મગનલાલ મહેતા ટ્રસ્ટ
(૧૭) ડૉ. વ્રજલાલ નરશીદાસ બગડિયા
ટ્રસ્ટનુ નામ—શ્રી શેઠ નરશીદાસ ઓઘડભાઈ બગડિયા તથા શ્રીમતી સમરતબહેન નરશીદાસ બગડિયા ટ્રસ્ટ
(૧૮) શ્રી પ્રવીણચંદ્ર વાડીલાલ કપાસી
ટ્રસ્ટનુ નામ—શ્રી પ્રવીણચંદ્ર વાડીલાલ કપાસી ઍન્ડ ફૅમિલી ટ્રસ્ટ

(૧૯) ડૉ નગીનદાસ પાનાચંદ શાહ હસ્તક એક ટ્રસ્ટ
(૨૦) શ્રી સેવંતીલાલ કેશવલાલ શાહ
ટ્રસ્ટનુ નામ—શાહ કેશવલાલ કુંવરજી (વાકાનેરવાળા) ટ્રસ્ટ
(૨૧) ડૉ બાબુલાલ કેશરીમલ પ્રાગાણી
ટ્રસ્ટનુ નામ—ડૉ બાબુલાલ કેશરીમલ પ્રાગાણી ટ્રસ્ટ
(૨૨) શ્રી કસ્તુરચંદ પ્રેમચંદ શાહ, શ્રી શાતિલાલ પ્રેમચંદ શાહ તથા બીજા ભાઈઓ
ટ્રસ્ટનુ નામ—શ્રી પ્રેમચંદ છોટાલાલ શાહ તથા
શ્રીમતી શનીબહેન પ્રેમચંદ શાહ (ખંભાતવાળા) ટ્રસ્ટ

### પેટ્રન બનનાર

(આ યાદી તા ૧૫-૧-૧૯૬૮ સુધીની છે)

(૧) શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી
(૨) શ્રી હીરાલાલ ભોગીલાલ શાહ
(૩) ડૉ મોહનલાલ હેમચંદ શાહ
(૪) શ્રી અમૃતલાલ જેઠાલાલ શાહ
(૫) શ્રી દીપચંદ સવરાજ ગારડી
(૬) શ્રી ચીનુભાઈ નાથાલાલ શાહ
(૭) શ્રી જસવંતલાલ ચુનીલાલ શાહ
(૮) શ્રી રતિલાલ ચીમનલાલ શાહ
(૯) શ્રી ઇંદુલાલ ભોગીલાલ મહેતા
(૧૦) શ્રી વિનાયક કુંવરજી શાહ
(૧૧) શ્રી નાનચંદ જૂઠાભાઈ મહેતા
(૧૨) શ્રી ચીમનલાલ મોતીલાલ પરીખ
(૧૩) શ્રી બાલચંદ ગાડાલાલ દોશી
(૧૪) શ્રી મદનલાલ ઠાકોરલાલ શાહ
(૧૫) શ્રી છોટાલાલ કાળિદાસ શાહ
[મે શાહ ટ્રેડિંગએજન્સીઝ]
(૧૬) શ્રી રણછોડભાઈ રાયચંદ શાહ
(૧૭) શ્રી જયંતીલાલ સોભાગચંદ શાહ
(૧૮) ડૉ શાતિલાલ નગીનદાસ શાહ
(૧૯) શ્રી લાલભાઈ લલ્લુભાઈ પરીખ
(૨૦) શ્રી સવાઈલાલ કેશવલાલ શાહ
(૨૧) શ્રી બી કે શાહ

### કન્યાઓનું રિફંડ

કન્યા છાત્રાલય તરફથી વિદ્યાર્થિની બહેનોને ઉચ્ચ અભ્યાસ માટે જે સહાય આપવામા આવે છે તે લોનરૂપે નહી પણ સ્કૉલરશિપરૂપે અપાતી હોવાથી એ રકમ પાછી આપવાનુ કોઈ બંધન એમના ઉપર નથી આમ છતા કેટલીક બહેનો પોતાની મેળે સમજીને અને કેળવણી માટેની સહાયનુ મહત્ત્વ પિછાનીને, પોતે લીધેલ સહાય પાછી આપે છે, એ વાતની અહી સહર્ષ નોધ લઈને એમને ધન્યવાદ આપવા ઘટે છે

વિદ્યાલયના સર્વસ્વરૂપ વિદ્યાર્થીઓ માટે જેટલુ લખીએ એટલુ ઓછુ છે, પણ સ્થળની મર્યાદાનો ખ્યાલ રાખીને સારરૂપે અહી જે કંઈ નિરૂપણ કરવામા આવ્યુ છે તે ઉપરથી પણ વિદ્યાર્થીઓએ વિદ્યાલયના આશ્રયે જે પ્રગતિ સાધી છે અને વિદ્યાલય પ્રત્યે જે લાગણી દર્શાવી છે, એનુ પ્રેરક ચિત્ર જોવા મળશે એવી આશા છે

વિદ્યાર્થીઓના સંસ્કાર ઘડતર માટેના વિદ્યાલયના પ્રયત્નની વાત હવે પછીના પ્રકરણમાં કહેવામા આવશે

## પ્રકરણ આઠમું : ધાર્મિક શિક્ષણ

હિંદુસ્તાનમાં જેમ જેમ, પાશ્ચિમની શિક્ષણપદ્ધતિ પ્રમાણે, વિનયન, વિજ્ઞાન, વાણિજ્ય, હુન્નર-ઉદ્યોગ, દાક્તરી, ઈજનેરી, ખેતીવાડી વગેરે વિષયોના વ્યાપક ઉચ્ચ અધ્યયન માટે મહાશાળાઓ (કૉલેજો) અને વિશ્વવિદ્યાલયો (યુનિવર્સિટીઓ) સ્થપાતાં ગયા તેમ તેમ, એની સાથે, બહારગામના વિદ્યાર્થીઓને રહેવા માટે છાત્રાલયો (હૉસ્ટેલો) પણ બનવા લાગ્યા વળી, ૫૦-૬૦ વર્ષ પહેલા, જેમ આવી ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓની સંખ્યા મર્યાદિત હતી તેમ એમા અભ્યાસ કરનારાઓની સંખ્યા પણ ઓછી જ હતી એટલે એ સમયે જો કેવળ આવી ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમા અભ્યાસ કરવા માટે જ જો રહેવાની સગવડની જરૂર હોત તો તે મોટે ભાગે છાત્રાલયો દ્વારા પૂરી થઈ શકત અને તો પછી ખાનગી કે કોમી છાત્રાલયોની ભાગ્યે જ જરૂર રહેત

પણ, કેવળ અર્થોપાર્જનમા ઉપયોગી થાય એવું શિક્ષણ લેવા માત્રથી જ વ્યક્તિ અને સમાજના વિકાસનુ કામ પૂરુ થતું નથી; એ માટે તો જીવનઘડતર માટેની એટલે કે ધર્મ અને સંસ્કાર માટેની વિશિષ્ટ કેળવણી કે પ્રવૃત્તિની જરૂર પડે છે. અને, ભારતમા અનેક ધર્મો હોવાને કારણે, સરકારમાન્ય જાહેર શિક્ષણસંસ્થાઓમા આવી ધર્મ અને સંસ્કારની કેળવણીને માટે બહુ જ ઓછો અવકાશ હોય છે એટલે પછી એ કામ જુદા જુદા ધર્મોમા શ્રદ્ધા ધરાવતી કોમોએ ખાનગી રાહે જ કરવાનું રહે છે જુદા જુદા ધર્મોનાં કોમી છાત્રાલયોને, સમય જતાં, વેગ મળ્યો એનુ આ પણ એક કારણ લેખી શકાય શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના પણ કંઈક આવા જ વિચારથી અને આશયથી પ્રેરાઈને જૈન સંઘે કરી હતી આ અંગે વિદ્યાલયના પહેલા જ વર્ષના રિપોર્ટ (પૃ. ૬)-મા કહેવામાં આવ્યું છે કે—

"અનેક પ્રકારની ચર્ચાઓ તથા યોજનાઓ થયા પછી છેવટે એક નિર્ણય પર હકીકત તેઓશ્રી (મુનિમહારાજ શ્રી વલ્લભવિજયજી) લાવી શક્યા અને તે એ હતી કે નવીન પદ્ધતિની ઊંચા પ્રકારની કેળવણી લઈને ધર્મના દૃઢ સંસ્કાર સાથે કોમનુ હિત હૃદયમા રાખીને કાર્ય કરનારા યુવાનોનો એક મોટો સમૂહ ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે અને તેને માટે એક યોજના તાત્કાલિક હાથ ધરવા-ની બહુ જરૂર છે પ્રૌઢ ભાષામા યોગ્ય શબ્દોમા અસરકારક રીતે આ ઉપદેશ તેઓશ્રીએ આખા ચાતુર્માસમા ચાલુ રાખ્યો અને છેવટે તેઓશ્રીના ઉપદેશથી આ વિદ્યાલયની સ્થાપના કરવાનો નિર્ણય સંવત ૧૯૭૦ ના ફાગણ સુદ ૫ ને રોજ થયો"

એ જ રિપોર્ટમા આગળ ચાલતા (પૃ ૧૪) કહેવામા આવ્યુ છે કે—

"મગજની કેળવણી સાથે હૃદયને ખીલવવાની ખાસ જરૂર છે તે ધોરણ પર જ આ સંસ્થાની શરૂઆત કરવામાં આવી છે, જે ઉપર જણાવ્યુ છે ધાર્મિક શિક્ષણ કૉલેજમા જ આપવાની જરૂર છે, પણ હિંદુસ્તાનમા મતમતાંતરની વિવિધતા હોવાથી તેમ બની શકે તેવુ નથી તેમ જ એક

ધર્મની કૉલેજ કરવામાં એકદેશીયતા થઈ જવાનો સંભવ હોવાથી આવી સંસ્થામાં કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણથી સંસ્કારિત કરવામાં આવે તો તેથી બહુ લાભ થાય એવો નિર્ણય કરવામાં આવ્યો હતો."

વિદ્યાર્થીઓ સંસ્કારસંપન્ન બને તે માટે ધાર્મિક શિક્ષણ આપવું અનિવાર્ય લાગવાથી સંસ્થાના બંધારણમાં શરૂઆતથી જ આ માટેની જોગવાઈ કરવામાં આવી હતી. વિદ્યાલયના પહેલા જ રિપોર્ટમાં છપાયેલ સંસ્થાના બંધારણની ૫૩, ૮૩ અને ૯૪મી કલમોમાં આ બાબતનો નિર્દેશ જોવા મળે છે સંસ્થાના છેલ્લા (૧૯૬૪માં સુધારેલા) બંધારણમાં કેટલાક ફેરફાર સાથે આ અંગે નીચે મુજબ ત્રણ કલમો રાખવામાં આવી છે —

"૯૧ આ સંસ્થામાં દાખલ થનાર વિદ્યાર્થીનું જીવન ધાર્મિક તેમ જ સંસ્કારી થાય તે આશય લક્ષમાં રાખીને દરેક વિદ્યાર્થીએ અભ્યાસ કરવાનો છે અને તે જ આશયપૂર્વક વ્યવસ્થાપક સમિતિએ વ્યવસ્થા કરવાની છે

"૯૨ વિદ્યાર્થીગૃહમાં રહેનાર દરેક વિદ્યાર્થીએ દરરોજ જિનપૂજા કરવી જોઈશે, અને રાત્રિભોજન નિષેધ અને કંદમૂળ-અભક્ષ્યના ત્યાગનો નિયમ પાળવો જોઈશે, તેમ જ નિર્ણીત ધાર્મિક શિક્ષણ બરાબર નિયમિત લેવું જોઈશે વિદ્યાર્થીગૃહની બહાર અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓએ તે નિયમો પાળવા જોઈશે અને ધાર્મિક શિક્ષણના સંબંધમાં વ્યવસ્થાપક સમિતિ દર વર્ષ માટે જે પાઠ્યપુસ્તકો નિર્ણીત કરે તેનો અભ્યાસ કરવો પડશે આ મૂળ નિયમોમાં વાજબી કારણ સિવાય કોઈ પણ સ્ખલના કરનારને યોગ્ય શિક્ષા થશે અને અનેક વખત સ્ખલના કરનાર ૭૮મી કલમ પ્રમાણે સંસ્થાના વિદ્યાર્થી તરીકે બંધ થશે

"૯૩ ધાર્મિક વિષયની પરીક્ષા દર વર્ષે જાન્યુઆરી માસમાં યોગ્ય પરીક્ષક મારફત લેવાની ગોઠવણ મંત્રી કરશે અને દરેક વિદ્યાર્થીઓએ તે પરીક્ષા આપવી પડશે અને તેવી પરીક્ષામાં જે વિદ્યાર્થીની તૈયારી બિલકુલ હતી નહી એવું માલૂમ પડશે તે અથવા જે લાગલાગટ તેવી ધાર્મિક પરીક્ષામાં બે વખત નાપાસ થશે તે સંસ્થામાંથી છૂટો થવાને પાત્ર થશે આવી પરીક્ષા ઉપરાંત ત્રૈમાસિક આદિ સામયિક પરીક્ષા વ્યવસ્થાપક સમિતિ ઠરાવે તે વિદ્યાર્થીએ આપવી પડશે"

વળી ધાર્મિક શિક્ષણ અને એના અભ્યાસક્રમ વગેરેનું ધ્યાન રાખવા માટે સંસ્થાના બંધારણની ૩૬મી કલમ મુજબ ધાર્મિકશિક્ષણ સમિતિ નામે પેટાસમિતિ નીમવામાં આવે છે

કૉલેજમાં જૈન સાહિત્યના અભ્યાસને પ્રોત્સાહન મળે એટલા માટે વિદ્યાલયના બંધારણની ૮૧મી કલમમાં નીચે મુજબ જોગવાઈ રાખવામાં આવી છે —

"પોસ્ટ-ગ્રેજ્યુએટ કોર્સમાં જૈન સાહિત્ય (લિટરેચર) લેનાર કોઈ પણ વિદ્યાર્થીને વ્યવસ્થાપક સમિતિ વિદ્યાર્થીગૃહમાં દાખલ કરી શકશે અને તે પરીક્ષામાં પાસ થશે તો તેણે કરી આપેલ કરારનામાની રૂએ પાછી વાળવાની રકમ આપવાનું તેની ઇચ્છા પર રહેશે તે જ પ્રમાણે લોન કે હાફ પેઇંગ તરીકે દાખલ થયેલ વિદ્યાર્થી જૈન સાહિત્યને લઈને પાસ થશે તો તેણે કરી આપેલ કરારનામાની રૂએ બી એ ના બે વર્ષની પાછી વાળવાની રકમ આપવાનું તેની ઇચ્છા પર રહેશે *

* વિદ્યાલયના ત્રીજા વર્ષમાં શ્રી અંબાલાલ ચતુરભાઈ શાહે જૈન સાહિત્યનો વિષય લઈને બી એ (ઓનર્સ)ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી હતી તેતાલીસમા વર્ષમાં શ્રી નગીનદાસ જીવણલાલ શાહ મુખ્ય વિષય જૈન તત્ત્વજ્ઞાન અને પૂરક વિષય અર્ધમાગધી ભાષાનો લઈને એમ.એ.માં

વિદ્યાર્થીઓમા ધર્મના સસ્કાર પડે અને તેઓ નિયમિતપણે ધાર્મિક અભ્યાસ કરી શકે એ માટે સસ્થાની સ્થાપના થઈ ત્યારથી જ મુંબઈમા તેમ જ બધી શાખાઓમા દેરાસરની અને ધાર્મિક શિક્ષકની જોગવાઈ રાખવામા આવે છે

વિદ્યાલયની શરૂઆત ભાયખલામા મકાન ભાડે રાખી કરવામાં આવી ત્યારે ત્યા તો સુપ્રસિદ્ધ જૈન મહાજન અને શાહ સોદાગર શ્રી મોતીશા શેઠે બંધાવેલુ ઐતિહાસિક જિનમદિર હતુ જ. પણ વિદ્યાર્થીઓની વિશેષ સગવડ માટે જ્યારે સસ્થાને લેમિંગ્ટન રોડ ઉપર વાડેકર બિલ્ડિગમા ફેરવવામા આવી ત્યારે ત્યા કે નજીકમા દેરાસર ન હતું એટલે ત્યા ઘરદેરાસરની સ્થાપના કરવામા આવી હતી આ માટે પ્રતિમાજી મુનિમહારાજ શ્રી વલ્લભવિજયજીએ સુરતમાથી મોકલાવ્યા હતા, એનો ગૃહપ્રવેશ વિ સ. ૧૯૭૨ના કારતક સુદિ ૬ના રોજ મુનિ મહરાજ શ્રી લલિતવિજયજીના સાનિધ્યમા કરવામા આવ્યો હતો

શરૂઆતમા ધાર્મિક શિક્ષણ માટે આગ્રાવાળા બાબુ દયાલચદજીની સાથે પત્રવ્યવહાર કરીને પડિત શ્રી વ્રજલાલજીને રોકવામા આવ્યા તેઓ છયે દર્શનોના અને ન્યાયશાસ્ત્રના જાણકાર હતા અને સેવાભાવથી, જરૂર પૂરતુ ખર્ચ લઈને, આ કાર્યમા જોડાયા હતા પાઠ્યપુસ્તક તરીકે શ્રી ઉમાસ્વાતિ વાચકકૃત તત્ત્વાર્થાધિગમ સૂત્ર રાખવામાં આવ્યુ હતું. પડિત શ્રી વ્રજલાલજીની કામગીરી અગે પહેલા વર્ષના રિપોર્ટ (પૃ ૧૪)માં નોધ કરવામા આવી છે કે—

"તેઓએ જે ઉચ્ચ આશય બતાવ્યો તેનુ પરિણામ ઘણુ સુદર આવ્યુ છે સસ્થાના વિદ્યાર્થીમા જે ચારિત્રની વિશિષ્ટતા કે વિનયગુણ જણાય છે તે આ આર્ય આત્મભોગીને આભારી છે આવી સારી ગોઠવણ થતા વિદ્યાલયમા અભ્યાસ ચલાવવા માટે શ્રી ઉમાસ્વાતિ વાચકનો તત્ત્વાર્થાધિગમ નામનો ગ્રથ ચલાવવાનો ઠરાવ કમિટીએ કર્યો પ્રથમ વર્ષમા પડિતજીએ એ ગ્રથના પ્રથમના બે અધ્યાય શીખવ્યા, પરતુ સાથે પ્રકીર્ણ એટલી બધી બાબતો વિદ્યાર્થીના મન ઉપર ઠસાવી છે કે તેનો અનુભવ એકાદ કલાક આ ધાર્મિક ક્લાસ કેવી રીતે ચાલે છે તે જોયાથી જ સમજાય તેવુ છે. આપણે મગરૂરી કર્યા વગર કહી શકીએ છીએ કે ધાર્મિક અભ્યાસનો અખતરો અહી ફત્તેહમદ થયો છે અને તેનો આધાર, તેનુ જીવન પડિત વ્રજલાલજી જ છે અભ્યાસ જુલાઈથી જ શરૂ થાય છે, વચ્ચે એક માસની રજા આવે છે, છતા ડિસેબર માસમા મી કેશવલાલ પ્રેમચદ મોદી, બી એ, એલએલ બી એ ધાર્મિક પરીક્ષા લઈ સતોષ જાહેર કર્યો છે"

વિદ્યાલયની શરૂઆત થયા પછી બે મહિને જ (તા ૧૪-૮-૧૯૧૫ના રોજ) વિદ્યાલયની મુલાકાતે આવનાર શ્રીયુત મોહનલાલ નાગજીભાઈ ચીનાઈના મન ઉપર વિદ્યાલયમા અપાતા ધાર્મિક શિક્ષણ અગે કેવી સારી છાપ પડી હતી તે એમના નીચેના ઉદ્ગારો

---

બીજા વર્ગમા ઉત્તીર્ણ થયા એમને સસ્કૃતમા સૌથી વધુ માર્ક્સ મેળવવા બદલ 'શ્રી મોતીલાલ લલ્લુભાઈ વ્યાકરણ પ્રાઈઝ' મળ્યુ છે પછીથી અમદાવાદમા લાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિરમા રહી એમણે "Aklanka's Criticism of Dharmakirti's Philosophy : A Study" નામે મહાનિબધ લખી પીએચ ડી ની ડિગ્રી મેળવી છે અને અત્યારે તેઓ પં શ્રી દલસુખભાઈ માલવણિયા સાથે એ સસ્થાના ડેપ્યુટી ડાયરેક્ટર પદે કામ કરે છે.

ઉપરથી જાણી શકાય છે. તેઓ કહે છે :—

"પંડિત શ્રી વ્રજલાલજી જેઓને હું નામથી ઓળખતો હતો તેમને પણ મળવાનો લાભ મળ્યો. વિદ્યાર્થીઓ માટેની બીજી બોર્ડીંગો કરતાં આ વિદ્યાલયમાં—વિદ્યાલય કાઢવાનો હેતુ—ધાર્મિક અભ્યાસ તરફ સારું ધ્યાન આપવામાં આવે છે."

વિદ્યાલયની સ્થાપનાની પ્રેરણા ત્યાગી ધર્મગુરુએ આપી હતી, એની આર્થિક સહાય આપનારાઓ પણ વિદ્યાપ્રેમી અને ધર્માનુરાગી મહાનુભાવો હતા, અને વિદ્યાર્થીઓમાં ધર્મસંસ્કારોનું સિંચન થાય એ વિદ્યાલયના હેતુને પાર પાડવા માટે વિદ્યાલયના ધર્મપ્રેમી સંચાલકો હમેશાં ધ્યાન આપતા રહેતા હતા. તેમાંય વિદ્યાલયના પ્રાણસમા વિદ્યાલયના આજીવન માનદ મંત્રી શ્રીયુત મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયાની શાસ્ત્રાભ્યાસની રુચિ અને ધાર્મિકવૃત્તિ ખૂબ જાણીતી હતી, એટલે વિદ્યાર્થીઓ જૈન દર્શનના મૂળતત્ત્વોના જાણકાર અને જૈન ધર્મના નિયમોનું પાલન કરવામાં રુચિ ધરાવનાર બને અને એમનું જીવન ધાર્મિકતા અને સંસ્કારિતાથી સુરભિત બને એ માટે વિશેષ ચીવટ રાખવામાં આવે એ સ્વાભાવિક હતું. એટલે જ છેક વિદ્યાલયની શરૂઆતથી લઈને તે અત્યાર સુધી આ બાબતને ઘણી મહત્ત્વની ગણીને એ તરફ પૂરતું ધ્યાન આપવામાં આવે છે.

ધાર્મિક અભ્યાસ અંગે પહેલા વર્ષના રિપોર્ટમાં જે કહેવામાં આવ્યું છે તે ઉપર રજૂ કરવામાં આવ્યું છે. એની સાથે ૫૦મા વર્ષના રિપોર્ટમાં આ અંગે જે નોંધ કરવામાં આવી છે તે જોવાથી એ વાતની પ્રતીતિ થયા વગર નહીં રહે કે સંસ્થાની સ્થાપનાથી લઈને તે છેક અત્યાર સુધી ધાર્મિક અભ્યાસ અને ધર્મના સંસ્કારની બાબતમાં કેવું સાતત્ય જળવાઈ રહ્યું છે. ૫૦મા રિપોર્ટ (પૃ. ૧૫)માં કહેવામાં આવ્યું છે કે—

"સંસ્થામાં રહી ધાર્મિક અભ્યાસ કરીને તેમ જ જિનપૂજા, રાત્રિભોજનનિષેધ વગેરે મૂળભૂત નિયમોના પાલન દ્વારા વિદ્યાર્થીઓના જીવનમાં સંસ્કારિતા, ધર્મ પ્રત્યેની અભિરુચિ અને શિસ્ત-પાલનની તત્પરતા નજરે પડે છે. નૈતિક જીવનના ઘડતરમાં સંસ્થાએ સિંચેલ ધર્મભાવનાનું મૂલ્ય કાંઈ જેવું તેવું નથી. કેળવણીનું એક પાસું છે વ્યાવહારિક કેળવણી, એની સાથે બીજા પાસાઓની ઉપેક્ષા ન થઈ શકે. એ રીતે ધાર્મિક કેળવણી પણ આવશ્યક છે. કેળવણીકારો અને તત્ત્વચિંતકો પણ હવે આ દિશામાં વિચારતા થયા છે. આ રીતે ધાર્મિક કેળવણીની મહત્તા સમજી સંસ્થામાં ધાર્મિક અભ્યાસ ફરજિયાત રાખવામાં આવ્યો છે. તદનુસાર ધાર્મિક સમિતિએ નક્કી કર્યા મુજબ ધાર્મિક અભ્યાસ કરવામાં આવે છે."

વિદ્યાલયનો બીજા વર્ષનો રિપોર્ટ જોયા પછી મુંબઈના સુપ્રસિદ્ધ ગુજરાતી દૈનિક પત્ર 'મુંબઈ સમાચાર'ના તા. ૧૯–૭–૧૯૧૭ના અંકમાં શ્રી 'જૈને' વિદ્યાલયની કાર્ય-વાહીની પ્રશંસાત્મક સુવિસ્તૃત નોંધ લીધી છે તેમાં ધાર્મિક શિક્ષણ અંગેની વિદ્યાલયની વિશેષતાને બિરદાવતાં એ પત્રે લખ્યું છે કે —

"બે વર્ષ થયાં મુંબઈમાં સ્થાપન કરવામાં આવેલું શ્રી મહાવીર જૈન વિદ્યાલય પોતાના શરૂ-આતના તબક્કામાં પણ ઘણું સારું કામ બજાવી ચૂક્યું છે એમ તેના હમણાં જ બહાર પડેલા દ્વિતીય વાર્ષિક અહેવાલ ઉપરથી જોવાને બની આવે છે. ઊંચા પ્રકારની કેળવણીને ઉત્તેજન આપવા માટે સ્થાપવામાં આવેલી તે સંસ્થાએ કૉલેજની કેળવણી લેનારા વિદ્યાર્થીઓને ઊંચા પ્રકારનું ધાર્મિક

શિક્ષણ આપવાની વ્યવસ્થા કરીને વ્યાવહારિક તેમ જ ધાર્મિક ઊચું જ્ઞાન ધરાવનારા જૈન યુવકો બહાર પાડવાનો જે સાહસ માથે ઉઠાવ્યો છે તે સંતોષકારક રીતે પાર પાડવાનાં ઉત્તેજક ચિહ્નો તેના હમણા સુધીના કામકાજ ઉપરથી જોઈ શકાય છે એ સંસ્થામાંથી તૈયાર થઈને બહાર પડનારા વિદ્યાર્થીઓ જેમ વ્યાવહારિક તેમ ધાર્મિક સૃષ્ટિમા ઘણો સારો દેખાવ કરવા સમર્થ થઈ પડશે" (રિપોર્ટ બીજો, પૃ ૬૭)

આ પછી ત્રીશ વર્ષ બાદ, તા ૨૯-૧૨-૪૬ના રોજ, વિદ્યાલયની અમદાવાદ શાખાનુ ઉદ્ઘાટન તેમ જ શેઠ શ્રી ભોળાભાઈ જેસિંગભાઈ દલાલના બસ્ટનું અનાવરણ કરતા, સરદાર શ્રી વલ્લભભાઈ પટેલે પણ વિદ્યાલયની આ વિશેષતા અંગે કહ્યુ હતું કે—

"આ વિદ્યાલયમા જૈન ધર્મના મૂળ તત્ત્વો ભણાવવાની વ્યવસ્થા છે એ વિશેષ અગત્યની વસ્તુ છે એવી સાચી વિદ્યા મળે તો સખાવત કરનારને પણ સંતોષ થાય વિદ્યાર્થીઓએ જૈન ધર્મના સિદ્ધાન્ત જાણી લેવા જોઈએ જૈન ધર્મના સિદ્ધાંતોનુ પાલન કરવાનો જેવો જૈન સાધુઓનો ધર્મ છે, તેવો સંસારવાળાઓનો પણ ધર્મ છે"

બીજા વર્ષની ધાર્મિક પરીક્ષાના પરીક્ષક જાણીતા જૈન ધર્મના મર્મજ્ઞ અને ધર્માનુરાગી મહાનુભાવ શ્રીયુત સુરચંદ દભાઈ પુરુષોત્તમદાસ બદામીએ પરીક્ષાના પરિણામ અંગે પોતાની સંતોષની લાગણી દર્શાવતા (રિપોર્ટ ૨, પૃ. ૪૫) કહ્યુ હતું કે—

The result of the examination is highly satisfactory The answers with very few exceptions show that the subject is intelligently taught and learnt, and reflect much credit on the teacher and the taught"

(અર્થાત્—પરીક્ષાનુ પરિણામ ખૂબ સંતોષકારક છે જે જવાબો આપવામાં આવ્યા છે તે, બહુ જ ઓછા અપવાદોને બાદ કરતા, આ વિષયને કેવો બુદ્ધિપૂર્વક અધ્યાપક ભણાવે છે અને વિદ્યાર્થીઓ ભણે છે એ દર્શાવે છે ઉપરાંત એ અધ્યાપક અને વિદ્યાર્થીઓને ઘણા યશના ભાગી પણ બનાવે છે)

પહેલાં દસ વર્ષ દરમ્યાન, પહેલા વર્ષમા ૧૮ વિદ્યાર્થીઓએ ધાર્મિક પરીક્ષા આપી હતી, એમાથી ૧૭ પાસ થયા હતા, અને દસમા વર્ષમા ૩૯ વિદ્યાર્થીઓએ પરીક્ષા આપી હતી અને એમા બધાય પાસ થયા હતા આ દસ વર્ષમા ઓછામા ઓછુ પરિણામ નવમા વર્ષમા ૩૧માથી ૨૯ પાસ થતાં ૯૩ ટકા આવ્યું હતુ દસમા વર્ષના પરીક્ષક શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરીએ પોતાનો સંતોષ દર્શાવતા (રિપોર્ટ ૧૦, પૃ ૪૨) લખ્યુ હતુ કે—

"સર્વે વિદ્યાર્થીઓ પાસ થાય છે વિવિધ પરીક્ષાઓના વાંચનના રોકાણ છતા વિદ્યાર્થીઓએ શ્રમ સારો કર્યો હોય એમ માલમ પડે છે"

આ રીતે મુંબઈમા તેમ જ વિદ્યાલયની બધી શાખાઓમા ધાર્મિક અભ્યાસ માટે તેમ જ ધર્મના સામાન્ય નિયમોના પાલન માટે વ્યવસ્થા અને આગ્રહ રાખવામા આવે છે; અને પરીક્ષાના પરિણામો પ્રત્યે મોટે ભાગે પરીક્ષકો સંતોષ વ્યક્ત કરતા રહ્યા છે વિદ્યાલયના રિપોર્ટમા, ઉપર ટાંકયા એવા બીજા અભિપ્રાયો પણ જોવા મળે છે, પણ એ બધાંને અહીં રજૂ કરવાની જરૂર નથી

ધાર્મિક વર્ગો ઉપરાંત ધર્મશાસ્ત્રોના જાણકાર વિદ્વાનોનાં વ્યાખ્યાનો અવારનવાર યોજવામાં આવતાં હતાં. ત્રીજા વર્ષમા પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનન્દસૂરિજી મહારાજ, ચોથા વર્ષમા પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ, પાંચમા વર્ષમા જાણીતા ધર્માભ્યાસી શેઠ શ્રી કુંવરજી આણંદજી, શ્રી મનસુખલાલ કિરાચન્દ્ર મહેતા, મુનિરાજ શ્રી તિલકવિજયજી, પંદરમા વર્ષમા જાણીતા દિગંબર વિદ્વાન બૅરિસ્ટર શ્રી ચંપતરાયજી જૈન વગેરે વિદ્વાનોનાં નામો રિપોર્ટમા નોધાયેલા મળે છે છઠ્ઠા વર્ષમા એક એવી પણ વિચારણા કરવામા આવી હતી કે—

"ત્રિમાસિક પત્ર જૈનોની કેળવણી અને સામાન્ય કેળવણી તથા ધાર્મિક વિષયોનો સગ્રહ કરનાર નીકળે એવી ભાવનાને આ વર્ષમા પણ છાપવાના સર્વ સાધનોની મોઘવારીને લઈને અમલમા મૂકાણી નથી એક બીજી જરૂરિયાત જણાય છે આપણે દર વર્ષે એક લેક્ચરશિપ સ્થાપવી હરિભદ્ર, હેમચદ્ર, મુનિસુન્દરાદિ મહાન પૂર્વ પુરુષોનો અભ્યાસ કરી તે પર ચાર સુદર ભાષણ લેખિત તૈયાર કરી આપવાની પ્રથમથી માગણી કરવી અરજી આપનારમાથી એકને છ માસ તૈયાર થવા વખત આપવો નવા વર્ષની શરૂઆતમા તે ભાષણ તેણે સસ્થામા ચાર રવિવારે આપવાં, પછી ઠીક લાગે તો તે છપાવવાં એ કાર્ય કરનારને પારિતોષિક તરીકે રૂપિયા ૫૦૦ની રકમ આપવી આ કાર્ય કરવા માટે વિદ્વાનોની કમિટી નીમવી આ કાર્યથી અભ્યાસ આગળ વધશે અને શોધક બુદ્ધિ જાગૃત થશે"

ઉપરાંત, રજાઓના વખતનો ઉપયોગ વિદ્યાર્થીઓ જૈન ધર્મના સિદ્ધાતો અને આચારો-ને જાણવા માટે કરે એ દૃષ્ટિએ ઉનાળાના વૅકેશન માટે એક પુસ્તક નક્કી કરીને રજાઓ પૂરી થયા પછી એની ઇનામી પરીક્ષાઓ લેવામા આવતી હતી અને એ માટે તે વખતમાં સારી કહી શકાય એવી દોઢસો રૂપિયા જેવી રકમના ઇનામો આપવામા આવતા હતા દા ત, બીજા વર્ષમા જૈન ધર્મ ઉપર ઊંડી શ્રદ્ધા ધરાવનાર અગ્રેજ વિદ્વાન હર્બર્ટ વોરનકૃત "જૈનિઝમ" નામક અગ્રેજી પુસ્તકની પરીક્ષા શ્રી ઉમેદચદ દોલતચદ બરો-ડિયાએ લીધી હતી, પાચમા વર્ષમા ન્યાયવિશારદ, ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી-કૃત "જૈનદર્શન" પુસ્તકની પરીક્ષા શ્રી અમરચદ ઘેલાભાઈ ગાધીએ લીધી હતી, તેવીસમા વર્ષમા શ્રી હરિસત્ય ભટ્ટાચાર્યલિખિત અને શ્રી સુશીલ દ્વારા અનુવાદિત "જિનવાણી" પુસ્તકની પરીક્ષા શ્રી ચીમનલાલ જેચદભાઈ શાહે લીધી હતી, સતાવીસમા વર્ષમા યોગાભ્યાસી પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયકેશર સૂરિકૃત "સમ્યગ્દર્શન" પુસ્તકની પરીક્ષા શ્રી સૌભાગ્યચદ ઉમેદચદ દોશીએ લીધી હતી, અઠ્ઠાવીસમા વર્ષમાં શ્રી ગોપાલદાસ જીવાભાઈ પટેલકૃત "મહાવીરસ્વામીનો સયમધર્મ" નામે પુસ્તકની પરીક્ષા શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરીએ લીધી હતી અને બત્રીશમા વર્ષમાં શ્રીમદ્ રાજચંદ્રકૃત "મોક્ષમાળા"ની પરીક્ષા ડૉ ભગવાનદાસ મનસુખલાલ મહેતાએ લીધી હતી "મોક્ષમાળા"ના પરીક્ષક ડૉ. ભગવાનદાસ મહેતાએ પોતાના અહેવાલમાં જણાવ્યુ હતુ કે—

"સમગ્રપણે જોતા પરિણામ સતોષપ્રદ અને ઉત્સાહવર્ધક કહી શકાય, કારણ કે વિદ્યાર્થીઓએ આમા ઉલટથી ભાગ લઈ, પ્રશ્નોની છણાવટ રસથી કરી છે પ્રાય પ્રત્યેક વિદ્યાર્થીના હૃદય પર આ ગ્રથના પઠનથી તત્ત્વજિજ્ઞાસા અને સદ્ધર્મરુચિમાં અભિવૃદ્ધિ કરનારી ઊડી છાપ પડી છે આ ઉપરથી પ્રતીત થાય છે કે વિદ્યાલયે વિદ્યાર્થીઓને વેકેશનમા વાચનાર્થે આ ગ્રથ (મોક્ષમાળા) આપેલ તે પ્રશસ્ત અને સમુચિત જ કર્યું છે"

ઉપર સૂચવ્યું તેમ ત્રૈમાસિક પત્રિકાનું પ્રકાશન કરવાનું કે જુદા જુદા જૈન વિષયો ઉપર વિદ્વાનોના લેખિત વ્યાખ્યાનો યોજવાનું શક્ય ન બન્યું. તેમ જ ઉનાળાની રજાઓમાં વિદ્યાર્થીઓ અભ્યાસ કરી શકે એવુ વિશિષ્ટ ધાર્મિક પુસ્તક નક્કી કરીને રજાઓ બાદ એની ઇનામી ધાર્મિક પરીક્ષા લેવાની પ્રથા પણ અવિચ્છિન્નપણે ચાલુ ન રહી શકી. આમ છતા એના ઉપરથી એટલુ તો ચોક્કસ જાણી શકાય છે કે વિદ્યાર્થીઓ ધાર્મિક અભ્યાસમા વધુ ને વધુ રસ લેતા થાય એ માટે એક યા બીજા પ્રકારની યોજના કરવા માટે વિદ્યાલયના સચાલકો હમેશા પ્રયત્નશીલ રહેતા હતા

ધાર્મિક અભ્યાસક્રમ વિદ્યાલયની ધાર્મિક સમિતિ નામે પેટાસમિતિની સલાહ મુજબ નક્કી કરવામા આવે છે આ સમિતિ અત્યારે નીચે મુજબ સભ્યોની બનેલી છે :—

(૧) ડૉ જયતીલાલ સુરચદ બદામી
(૨) શ્રી જયતીલાલ રતનચદ શાહ
(૩) ડૉ ભગવાનદાસ મનસુખલાલ મહેતા
(૪) શ્રી સેવંતીલાલ ચીમનલાલ શાહ
(૫) શ્રી હીરાલાલ હાલચંદ દલાલ

વિદ્યાલયે નક્કી કરેલ ધાર્મિક અભ્યાસક્રમનો મુખ્ય હેતુ વિદ્યાર્થીઓ અહિંસા અને અનેકાંતવાદ મૂલક જૈન દર્શનના તત્ત્વો તેમ જ સિદ્ધાંતોથી, જૈન ધર્મના આચારોથી અને જૈન ઇતિહાસ, કળા, સાહિત્ય તથા સસ્કૃતિથી માહિતગાર થાય એ છે એટલે એમા સૂત્રો ગોખવાના હોતા નથી અભ્યાસક્રમનો ખ્યાલ નીચે સૂચવેલ કેટલાક પાઠ્યપુસ્તકો ઉપરથી પણ આવી શકશે —

શ્રી ઉમાસ્વાતિ વાચકકૃત તત્ત્વાર્થસૂત્ર (પંડિત સુખલાલજીકૃત વિવેચનયુક્ત)

ઉપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત જ્ઞાનસાર પ્રથમ કર્મગ્રથ. નવતત્ત્વ આનંદઘનજીકૃત ચોવીશી

ષડ્દર્શન સમુચ્ચયમાનો જૈન દર્શનને લગતો ભાગ

શ્રી હરિભદ્રસૂરિજીકૃત અષ્ટકો તથા ધર્મબિંદુ અધ્યાત્મસાર, ન્યાયદીપિકા, પ્રમાણનયતત્ત્વાલોકાલકાર, સન્મતિપ્રકરણ (વિવેચન પં સુખલાલજી તથા બેચરદાસજી), ન્યાયાવતાર

શ્રી મોહનલાલ દલીચદ દેશાઈકૃત જૈનસાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ

શ્રી હેમચદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર (ચાર પ્રકાશ) મુ શ્રી ન્યાયવિજયજીકૃત જૈનદર્શન

શ્રી હરિસત્યભટ્ટાચાર્યકૃત જિનવાણી ગુણસ્થાન ક્રમારોહ પ સુખલાલજીકૃત આધ્યાત્મિક વિકાસક્રમ વગેરે

સત્તાવીસમા વર્ષના ધાર્મિક પરીક્ષક શ્રી દલસુખભાઈ માલવણિયાએ પોતાના પત્ર (રિપોર્ટ ૨૭, પૃ ૬૦)મા પાઠ્યપુસ્તકો અંગે યોગ્ય જ કહ્યું છે કે—

"પાઠ્યપુસ્તક સારુ હોય તો વિદ્યાર્થી રસપૂર્વક વાચે છે અને તૈયાર કરે છે એટલુ જ નહિ, પણ પ્રતિપાદ્ય વિષયને તે પોતાની ભાષામા સહજ રીતે મૂકી શકે છે આ વાતની ખાતરી, આપ પ્રારભિક શ્રેણીના વિદ્યાર્થીઓના 'જૈનદર્શન' સંબધી ઉત્તરો તપાસી જોશો તો, આપને જરૂર

થઈ જશે આગળની શ્રેણીમા એ ઢબના પુસ્તકો અભ્યાસક્રમમા નહિ હોવાથી તત્ત્વજ્ઞાનના વિષયમા વિદ્યાર્થીને પોતાની માત્ર સ્મૃતિ પર જ અને અધ્યાપકે જે કાઈ ઉપરથી કહ્યુ હોય તેના ઉપર જ આધાર રાખવો પડે છે આમ થવાથી તે વિષયને યથાયોગ્ય ન્યાય આપી શકયા નથી આમા તેમના કરતા અભ્યાસક્રમ પર જ દોષ ઢોળવો રહ્યો એટલે 'જૈનદર્શન' છે તે બહુ જ ઉપયુક્ત છે અને તે જ ઢબથી લખાયલા આગળની શ્રેણીઓ માટે પાઠયપુસ્તકો પસદ કરવા જોઈએ"

## શ્રી મેઘજી સોજપાળ ઉચ્ચ ધાર્મિક શિક્ષણ સહાયક ફડ

વિદ્યાલયમા રહી ઉચ્ચ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ પોતાના કૉલેજના અભ્યાસની સાથે સાથે (તેમ જ બીજા વિદ્યાર્થીઓ સ્વતત્રપણે) કલકત્તા સસ્કૃત ઍસોસિયેશનની ન્યાય–વ્યાકરણતીર્થની પદવીની તેમ જ કૉલેજને માન્ય અર્ધમાગધી (પ્રાકૃત)ની પરીક્ષાઓ આપવા પ્રેરાય એ માટે ધર્મશાસ્ત્રોના અભ્યાસના હિમાયતી શેઠ શ્રી મેઘજી સોજપાળે એક ખાસ યોજના સને ૧૯૩૧મા તૈયાર કરી હતી અને એ યોજનાને અમલી બનાવવા માટે એમણે જરૂરી શરતો સાથે એ કામ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સોપવાની ઇચ્છા દર્શાવતા વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ તા ૧૩–૪–૧૯૩૧ના રોજ એનો સ્વીકાર કર્યો હતો આ યોજનાનુ મહત્ત્વ સમજાવતા સોળમા વર્ષના રિપોર્ટ (પૃ ૧૨૭)મા કહેવામાં આવ્યુ છે કે—

"અત્યાર સુધીમા ભારતવર્ષના જુદા જુદા ધર્મો સબધી પાશ્ચાત્ય વિદ્વાનોએ જે શોધખોળો કરી છે તથા ધાર્મિક સાહિત્યનો અભ્યાસ કરી ઐતિહાસિક દૃષ્ટિએ જે અજવાળુ પાડયુ છે તે જોતા હિદુસ્તાનના વિદ્યાર્થીઓ પણ પોતાના જ દેશમા ઉદ્ભવેલ ધર્મો સબધી અભ્યાસ તથા શોધખોળ કરે એવી આશા ભારતીય પ્રજા રાખે એ સ્થાને જ છે આધુનિક પદ્ધતિએ કામ કરી શકે એવા વિદ્વાનો ત્યારે જ તૈયાર થઈ શકે કે જો ઇગ્રેજીનો ઊચો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ સાથે સાથે ઉચ્ચ ધાર્મિક શિક્ષણ લે આ યોજનાની એ જ વિશેષતા છે અને તેનો સારા પ્રમાણમા લાભ લેવામા આવે તો ઉપાધિ પરીક્ષામા ઉત્તીર્ણ થયા પછીના અભ્યાસ (Post-graduate Study) માટે પુરાતત્ત્વનુ એટલે શોધખોળનુ અને તે સબધી જરૂરી પ્રકાશનનુ ખાતુ કાઢવાની જરૂર રહે"

આવી ઉપયોગી અને દીર્ઘ દૃષ્ટિથી આ યોજના શેઠશ્રી મેઘજી સોજપાળે તૈયાર કરી હતી, અને એમા વિદ્યાર્થીઓ ભાગ લેવા ઉત્સાહિત થાય તે માટે ન્યાય–વ્યાકરણતીર્થના અભ્યાસ માટે પ્રથમાના વિદ્યાર્થીઓને માસિક રૂા ૧૦, મધ્યમાના વિદ્યાર્થીઓને માસિક રૂા. ૧૨ અને તીર્થની છેલ્લી પરીક્ષાના વિદ્યાર્થીઓને બે વર્ષ માટે માસિક રૂા ૧૫ની સ્કૉલરશિપ આપવાનુ ઠરાવવામા આવ્યુ અર્ધમાગધીના અભ્યાસ માટે કૉલેજના પ્રથમ વર્ષ (પ્રિવિયસ)થી લઈને તે બી એ તેમ જ એમ એ માટે મુબઈ યુનિવર્સિટીએ માન્ય કરેલ અભ્યાસક્રમનો આ યોજનામા સ્વીકાર કરવામા આવ્યો હતો, અને પ્રિવિયસ માટે માસિક રૂા ૧૦, ઈન્ટર માટે માસિક રૂા ૧૨ અને બી એ. તથા એમ એ માટે માસિક રૂા ૧૫ની સ્કૉલરશિપ આપવાનુ ઠરાવવામા આવ્યુ હતુ. આ માટે શેઠશ્રી મેઘજીભાઈએ વિદ્યાલયને દસ વર્ષ માટે વાર્ષિક ત્રણ હજાર રૂપિયા આપવાનુ સ્વીકાર્યુ હતુ, અને શરૂઆતમા એકીસાથે દસ હજાર રૂપિયા વિદ્યાલયને મોકલી પણ આપ્યા હતા.

આ યોજનાનો હેતુ ન્યાયતીર્થ, વ્યાકરણતીર્થની પદવી માટેના તથા અર્ધમાગધીના

અભ્યાસને પ્રોત્સાહન આપીને જૈન દર્શન અને સાહિત્યના અભ્યાસ પ્રત્યે વિદ્યાર્થીઓને આકર્ષીને જૈન વિદ્વાનો તૈયાર કરવાનો હોવાથી એમા એમ પણ નક્કી કરવામા આવ્યું હતું કે જે શ્વેતાબર મૂર્તિપૂજક વિદ્યાર્થીઓ કૉલેજમા અભ્યાસ કરતા ન હોય એવા વિદ્યાર્થીઓ પણ જો આ યોજના મુજબ અભ્યાસ કરવા ઇચ્છતા હોય તો એમને અમુક મર્યાદિત સખ્યામા વિદ્યાલયમા રેસિડેન્ટ વિદ્યાર્થી તરીકે દાખલ કરવા વળી, જૈનેતર વિદ્યાર્થીઓ પણ જો આ પરીક્ષાઓ આપવા માગતા હોય તો તેમને પણ ન્યાયતીર્થ અને વ્યાકરણતીર્થના અભ્યાસ માટે ઉપર સૂચવી તે મુજબની અને અર્ધમાગધીના અભ્યાસ માટે ઉપર સૂચવી છે તેથી અરધી સ્કૉલરશિપ આપવાનુ પણ ઠરાવવામા આવ્યું.

આ માટે વિદ્યાલયમા નિયમિત વર્ગો ચલાવવાની વ્યવસ્થા કરવામા આવી. પં દરબારીલાલજી (અત્યારે 'સ્વામી સત્યભક્ત' તરીકે જાણીતા વિદ્વાન) ન્યાય અને અર્ધમાગધી-ના વર્ગો લેતા હતા, અને વ્યાકરણને માટે પડિત નાગેશ પાડચેને રોકવામા આવ્યા હતા

શરત પ્રમાણે આમા વાર્ષિક ત્રણ હજારનું ખર્ચ કરવાનુ હતુ, પરતુ આ યોજનાને લોકપ્રિય કરવામા કે આગળ વધારવામા આર્થિક તગી કારણભૂત ન બને એટલા માટે પહેલા વર્ષમાં શેઠ શ્રી મેઘજીભાઈએ વધારાના પચીસસો રૂપિયા આપ્યા હતા આ બીના તેઓ આ માટે કેવી ધગશ ધરાવતા હતા એનુ સૂચન કરે છે

આ યોજના પ્રમાણે છ વર્ષ સુધી વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિ આપવામા આવી, તેમ જ વિદ્યાર્થીઓ પરીક્ષાઓ પણ આપતા રહ્યા પણ છેવટે એનુ પરિણામ ધારણા મુજબ આવતું ન લાગ્યુ એટલે કે પદવીની–છેલ્લી પરીક્ષા સુધી પહોચનાર વિદ્યાર્થીઓની સખ્યા ઘટતી ગઈ તેથી છેવટે એને બધ કરવામા આવી બાવીશમા રિપોર્ટ (પૃ ૧૪)મા આ અગે નોધ કરવામા આવી છે કે—

"ન્યાય તથા વ્યાકરણના અભ્યાસ માટેની યોજના તરફ શેઠ મેઘજીભાઈનુ ખાસ દિલ હોવા છના અને તે માટે તેમણે ઉદારતા ભરેલી રૂા ૨૭,૮૨૧ જેટલી નવાજેશ કરેલ હોવા છતા એ અભ્યાસક્રમ વિદ્યાર્થીઓમા ખાસ રસ ઉત્પન્ન કરી શક્યો નથી કોલેજના અભ્યાસના બોજાને કારણે તથા આ અભ્યાસ તરફ પૂરતુ ધ્યાન ન આપવાને કારણે વિશિષ્ટ સમિતિએ આ અભ્યાસક્રમ ઉપર ખૂબ ચર્ચા કરી તેને આખરે બધ કરવાનો નિર્ણય કર્યો છે"

આ યોજના બંધ કરવા છતા વિદ્યાર્થીઓ ધાર્મિક શિક્ષણ નિયમિત રીતે લેતા રહે એ તો જરૂરી જ હતુ. એટલે આના સ્થાને વિદ્યાલયે પોતાનો પચવર્ષીય અભ્યાસક્રમ પંડિત શ્રી ભગવાનદાસ હરખચદ પાસે તૈયાર કરાવ્યો આગળ જતા આ અભ્યાસક્રમમાં પણ વિદ્યાર્થીઓની સ્થિતિ, શક્તિ અને રુચિ પ્રમાણે જરૂરી ફેરફાર કરવામા આવ્યો (રિપોર્ટ ૨૪, પૃ ૫૫) આને લીધે મુબઈમા તેમ જ શાખાઓમા ચાલતા અભ્યાસક્રમમા કેટલોક ફેરફાર જોવામા આવે છે

વિદ્યાલયનો ૩૨મા વર્ષનો રિપોર્ટ (પૃ ૧૩, ૨૦, ૭૨) જોતા માલૂમ પડે છે કે વિદ્યાલયન (તેમ જ જૈન સંઘને પણ) જરૂર મુજબ યોગ્ય ધાર્મિક શિક્ષકો મળતા રહે તે માટે, વિદ્યાલયની ધાર્મિક શિક્ષણ સમિતિએ, ધાર્મિક શિક્ષકો તૈયાર કરવા માટે એક યોજના તૈયાર કરી હતી.

આ યોજના મુજબ દર વર્ષે સંસ્કૃત અગર પ્રાકૃત લઈને બીએ થયેલ પાંચ વિદ્યાર્થીઓને બનારસ અથવા બીજા યોગ્ય સ્થાને જૈન શિક્ષણ માટે મોકલવાના હતા. એમને રહેવા-જમવાનું તેમ જ પુસ્તકો અને ફીનુ ખર્ચ આપવા ઉપરાંત માસિક રૂા. ૨૫ ની છાત્રવૃત્તિ પણ આપવાની હતી અને આ રીતે તૈયાર થયેલ વિદ્યાર્થીઓએ વિદ્યાલયમાં અથવા વિદ્યાલય નક્કી કરે તે સ્થાનમાં પાંચ વર્ષ સુધી, નક્કી કરેલ પગારથી, ધાર્મિક અધ્યાપક તરીકે કામગીરી બજાવવાની બાહેધરી આપવાની હતી.

યોગ્ય ધાર્મિક શિક્ષકો તૈયાર કરવાની દૃષ્ટિએ આ યોજના ખૂબ જ મહત્ત્વની હતી, પણ ભવિતવ્યતાને યોગે એની શરૂઆત જ ન થઈ શકી!

જૈન પંડિતો તૈયાર કરવા માટેની શેઠ મેઘજી સોજપાલની યોજના તેમ જ ધાર્મિક શિક્ષકો તૈયાર કરવાની આ યોજનાનો જો અમલ થઈ શક્યો હોત તો આપણે ત્યાં વર્તાતી પંડિતો અને ધાર્મિક શિક્ષકોની તંગીને દૂર કરવામાં એ જરૂર ઉપયોગી થઈ શકત પણ એ તો જેવી ભવિતવ્યતા! આમ છતાં આ ઉપરથી એટલું તો જરૂર ફલિત થાય છે કે વિદ્યાલયના સંચાલકો જેમ ઉચ્ચ વ્યાવહારિક શિક્ષણ માટે પ્રયત્નશીલ રહે છે, તેમ ઉચ્ચ ધાર્મિક અભ્યાસ માટે પણ એટલા જ સજાગ છે આપણી જરૂરિયાત જોતાં આ બન્ને પ્રકારની યોજનાની (સમયાનુરૂપ જરૂરી ફેરફાર સાથે) અત્યારે પણ એટલી જ જરૂર અને ઉપયોગિતા છે

ધાર્મિક શિક્ષકો, પરીક્ષકો અને ધાર્મિક પરીક્ષા માટે યોજવામાં આવેલા ઇનામો કે મેડલ વગેરેની હકીકત અહીં નહીં આપતાં જુદા પરિશિષ્ટરૂપે આપી છે તે ઉપરથી પણ જોઈ શકાશે કે ધાર્મિક અભ્યાસ માટે વિદ્યાલય હમેશાં કેટલું ધ્યાન આપતું રહે છે.

અહીં એ જાણવું ઉપયોગી થઈ પડશે કે ધાર્મિક અભ્યાસ અને ધર્મસંસ્કારના પ્રયત્નોને લીધે વિદ્યાર્થીઓમાં એકંદર તત્ત્વજિજ્ઞાસા અને યથાશક્તિ ધર્મપાલનની રુચિ જાગતી રહે છે પર્યુષણા મહાપર્વ જેવા પવિત્ર દિવસોમાં અઠ્ઠાઈ જેવી મોટી તપસ્યા પણ વિદ્યાલયના વિદ્યાર્થીઓએ કરી હોવાના દાખલા વિદ્યાલયના રિપોર્ટમાં જોવા મળે છે

આની સાથોસાથ અહીં એ પણ નોંધવું જોઈએ કે આપણા સંઘમાં અન્યત્ર ધાર્મિક શિક્ષણ અંગે બને છે તેમ, વિદ્યાલયના વિદ્યાર્થીઓને પણ ક્યારેક આ કામ સીધાં ચઢાણ જેવું મુશ્કેલ લાગતું હોય, એમ વિદ્યાલયના રિપોર્ટમાંની કેટલીક નોંધો ઉપરથી જોવા મળે છે આમ થવાના કારણોનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરવામાં આવે તો એ માટે વિદ્યાર્થીઓની ઓછી રુચિ કે અમુક અંશે ઉપેક્ષાવૃત્તિ ઉપરાંત એમના ઉપર વધી રહેલ અભ્યાસનું ભારણ, અત્યારના વિદ્યાર્થીઓની જિજ્ઞાસાને સંતોષે એવા પાઠ્યપુસ્તકો, શિક્ષકો અને શિક્ષણપદ્ધતિનો અભાવ વગેરે બાબતોને પણ એ માટે જવાબદાર લેખી શકાય એવી સ્થિતિ છે પણ જ્યારે પણ ધાર્મિક પરીક્ષાનું પરિણામ અસંતોષકારક માલૂમ પડે છે ત્યારે પરીક્ષકો એ અંગે સંસ્થાના સંચાલકોનું ધ્યાન દોરતા જ રહે છે; અને વિદ્યાલયના સંચાલકો પણ એ માટે ઘટતાં પગલાં લેવાનું ચૂકતા નથી આને લીધે મુંબઈમાં તેમ જ વિદ્યાલયની બધી શાખાઓમાં ધાર્મિક શિક્ષણ નિયમિત ચાલુ રહે છે અને છમાસિક તેમ જ વાર્ષિક ધાર્મિક પરીક્ષાઓ પણ નિયમસર લેવાતી રહે છે.

અનેક દિશામા વહે'ચાઈ જતી મનોવૃત્તિ તેમ જ સમયના પ્રભાવને લીધે પલટાતી રુચિ વગેરે કારણે ધાર્મિક શિક્ષણ ક્યારેક કડવા ઔષધ જેવુ' અરુચિકર કે ઓછા સ્વાદુ કે સ્વાદ વગરના પથ્ય જેવુ' નીરસ લાગવા છતા એ મા ાના ધાવણ જેવુ' નરવુ' અને સસ્કારપોષક છે એમા શકા નથી માનવીને સાહ્યબીના વખતમા છકી જતા અને સ'કટના સમયમા ભાગી પડતા એ જ બચાવી શકે છે એમાથી જ જીવનનુ સાચુ' બળ મળે છે અને જીવનઘડતર પણ એ દ્વારા જ થઈ શકે છે. માનવીની માનવતાને જાગ્રત કરીને એને સાચા વિકાસને માર્ગે એ જ દોરી જાય છે. જે વ્યક્તિઓ, રુચિપૂર્વક કે કચવાતે મને પણ ધર્મના અભ્યાસ અને આચરણ તરફ વળે છે તેઓ જીવનનો સાર પામવાની સાથે જીવનને સ્વસ્થ, સુસસ્કારી અને તેજસ્વી બનાવે છે એના વગર માનવીનુ' સસ્કાર ઘડતર સાવ અપૂર્ણ રહી જાય છે આ ઉપરથી વિદ્યાલયે શરૂઆતથી જ આ બાબતનો આગ્રહ રાખ્યો છે તે કેટલો વાજબી અને ઉપકારક છે તે સહેજે સમજી શકાય છે

અહી' એ વાતની નોંધ લેતા આહ્લાદ થાય છે કે વિદ્યાલયના જે ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ પોતાના અભ્યાસકાળ દરમ્યાન, આનાકાનીપૂર્વક, પણ ફરજિયાત હોવાને કારણે, ધાર્મિક શિક્ષણ લીધેલ છે એમાના કેટલાક આના લીધે પોતાને કેટલો લાભ થયો છે એ વાતનુ' ખૂબ કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરે છે એમની આવી લાગણીનો પ્રતિધ્વનિ, વિદ્યાલયને ૫૦ વર્ષ પૂરા થયાં તે નિમિત્તે, વિદ્યાલયની બીજી શાખાઓની જેમ, અમદાવાદમા પણ વિ સ' ૨૦૨૧ના જેઠ સુદિ ૬ તથા ૮, તા ૫–૬–૬૫ ને ૬–૬–૬૫ના રોજ પૂજા વ્યાખ્યાન વગેરે ધાર્મિક કાર્યક્રમ રાખવામા આવ્યો હતો, તે પ્રસગે તા ૬–૬–૬૫ના રોજ પૂજ્યપાદ આગમ પ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી આપેલ ધર્મપ્રવચનમા નીચેના શબ્દોમાં સાભળવા મળે છે પૂજ્ય મહારાજશ્રીએ કહ્યુ હતું કે—

"હુ અનુભવને આધારે ભારપૂર્વક કહી શકુ છુ કે મારા પરિચયમાં આવવાવાળા વિદ્યાલયના જૂના વિદ્યાર્થીઓએ મને કહ્યુ હતુ કે સસ્થામા અમને ધાર્મિક સસ્કારો આપવામા આવતા હતા, પણ અમે એ ન લીધા એ અમારી ભૂલ હતી એમ આજે લાગે છે જો જીવનની ઉત્તરાવસ્થામા પણ એમને આવી લાગણી થઈ હોય તો એ વિદ્યાલયની એક મોટી સિદ્ધિ છે"

બડભાગી રોહિણેયની માફક કમને લીધેલા સસ્કાર પણ જો વિદ્યાલયના જૂના વિદ્યાર્થીઓને આવી આતરખોજ તરફ દોરી જતા હોય તો એ, પૂજ્યપાદ મહારાજશ્રીએ કહ્યું છે તેમ, સાચે જ મોટી સિદ્ધિ અને વિદ્યાલયે ધાર્મિક શિક્ષણ માટે રાખેલ આગ્રહ અને કરેલ પ્રયત્નની ચરિતાર્થતાની બોલતી સાક્ષીરૂપ છે એમા શક નથી

# પ્રકરણ નવમું : સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ

કૉલેજના અભ્યાસ તેમ જ ધાર્મિક શિક્ષણની સાથે સાથે વિદ્યાર્થીઓમાં સામાજિક દૃષ્ટિ, સાહિત્યરુચિ અને રાષ્ટ્રીય ભાવના કેળવાય એ માટે પણ ધ્યાન આપવું જરૂરી છે એમ થાય તો જ વિદ્યાર્થીઓનો સર્વાંગીણ વિકાસ થઈ શકે અને તેઓ પોતાના કુટુંબ ઉપરાંત સમાજ અને દેશને પણ ઉપયોગી થવાની સાથે પોતાની કાર્યકુશળતા અને સંસ્કારિતાની છાપ પાડી શકે વિદ્યાલયના વિદ્યાર્થીઓ એકાંગી ન બનતા એમનો સર્વાંગી વિકાસ થાય એ માટે વિદ્યાલયના શાણા, ઉદાર અને સમયજ્ઞ સંચાલકોએ શરૂઆતથી જ કાળજી રાખી હતી એમ વિદ્યાલયના રિપોર્ટો જોતાં કોઈને પણ લાગ્યા વગર નહીં રહે આ અંગે વિદ્યાલયના પહેલા જ રિપોર્ટ (પૃ. ૨૨)મા કહેવામા આવ્યું છે કે—

"વિદ્યાર્થીઓમાં વિચારશક્તિ અને વિવેચનશક્તિ ખીલે તેટલા માટે ડીબેટીંગ સોસાયટી દર વર્ષે મેળવવામા આવે છે વિદ્યાર્થીઓની સુઘડતા, સ્વચ્છતા અને પ્રેમાળવૃત્તિ ઉપર ખાસ લક્ષ્ય આપવામાં આવે છે વિદ્યાર્થીઓ દરેક બાબત જાતે જ સુવ્યવસ્થિત રાખે તેથી જુદી જુદી બાબતોમાં વિદ્યાર્થીઓને સેક્રેટરી નીમવાની વ્યવસ્થા સુપ્રીન્ટેન્ડેન્ટે નવા વર્ષથી કરી છે વિદ્યાર્થીનુ જીવન સાદુ પણ ઉચ્ચ ગ્રાહી થાય, જ્વલંત અને દારિદ્ર રહિત થાય, આત્મશ્રદ્ધાયુક્ત પણ અભિમાન રહિત થાય તેવાં સર્વ ખાનપાન, વર્તન તથા વાણી–વિલાસના નિયમો ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે અને પરસ્પર પ્રેમ અને મૈત્રી તથા બંધુભાવ વૃદ્ધિ પામે તથા આદર્શ જૈનત્વ પ્રગટી નીકળે તે પર આડકતરી રીતે અને સીધી રીતે બનતુ લક્ષ્ય આપવામા આવે છે"

ઉછરતી ઉંમરમાં સૌથી અગત્યની વાત તનને તંદુરસ્ત અને મનને પ્રફુલ્લ અને વિકસિત બનાવે એ બાબત ઉપર ધ્યાન આપવાની હોય છે. આ માટે જો ઘર કરતા શિક્ષણસંસ્થામાં અને તેમાય બહારગામ રહેવાનું થાય તો તેથી ઘણો લાભ થાય છે વિદ્યાલયમાં રહેતા વિદ્યાર્થીઓને આ બંને પ્રકારનો અને છેવટે એક પ્રકારનો લાભ તો થાય જ છે આ અવસરનો વિદ્યાર્થીઓના શરીરના, મનના અને જીવનના ઘડતરમાં કાયમી લાભ મળે એ માટે વિદ્યાલયમા અંગકસરતના, રમતગમતનાં અને જ્ઞાનને વિશાળ અને દૃષ્ટિને ઉદાર બનાવે એવા સાધનો વસાવવા તરફ પૂરતું ધ્યાન આપવામા આવે છે

### વ્યાયામનાં સાધનો

અંગકસરત કે વ્યાયામની બાબત તો એવી સહેલી છે કે જો વિદ્યાર્થીઓમા ઘરમાંથી જ આ માટેની રુચિ અને શરીરને સુદૃઢ બનાવવાનો શોખ કેળવાયા હોય તો ખાસ કંઈ સાધનો વગર પણ આમા પ્રગતિ થઈ શકે છે આમા પાયાની વાત ઘરમાંથી જ આ માટેના સંસ્કારો મળે એ છે પણ ગુજરાતના તેમાય જૈન કોમના મોટા ભાગના વિદ્યાર્થીઓ અને યુવાનોમા બચપણમા ઘરમાથી આવો શોખ બહુ જ ઓછો કેળવાતો હોવાને કારણે આ દિશામા જોઈએ તેટલી પ્રગતિ જોવામાં નથી આવતી છતા વિદ્યાલય તો આ માટેની

જરૂરી સામગ્રી વસાવે છે તેમ જ આને પ્રોત્સાહન આપવા માટે અમુક અમુક ઇનામી હરીફાઈઓ પણ યોજે છે

ઘરમા કે ઘરના આંગણામાં ખેલી શકાય એવી રમતોનાં સાધનો શરીરને કસરત અને મનને આનંદ-વિનોદ આપવામા ઠીક પ્રમાણમા ઉપયોગી થઈ પડે છે વળી એ એકધારા અભ્યાસ-વાચનથી થાકેલ ચિત્તને તાજગી પણ આપી શકે છે તેથી વિદ્યાલયમાં આવા રમતગમતના સાધનો શરૂઆતથી જ વસાવવામા આવે છે, અને એની હરીફાઈઓ યોજીને ઈનામો પણ આપવામા આવે છે આ માટે એક મેડલ પણ આપવામાં આવે છે.

અભ્યાસના વિષય ઉપરાત બીજા વિષયોનુ જ્ઞાન જેટલા પ્રમાણમા વધારે મેળવી શકાય તેટલું જીવન વધુ સમૃદ્ધ અને દૃષ્ટિ વધુ વિશાળ બની શકે છે એથી વ્યક્તિની હોશિયારી પણ ખીલી ઊઠે છે આનુ મુખ્ય સાધન વિવિધ વિષયને સ્પર્શતાં પુસ્તકોનું બહોળુ વાચન અને જુદા જુદા વિષય ઉપર પ્રકાશ પાડતા અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનોનું શ્રવણ છે આ બન્ને બાબતો ઉપર વિદ્યાલયના સંચાલકોએ શરૂઆતથી જ પૂરતું ધ્યાન આપ્યું છે

## વાચનાલય તથા પુસ્તકાલય

આ માટે મુંબઈમાં વિદ્યાલયમા વાચનાલય ચલાવવામા આવે છે અને પુસ્તકાલય પણ વસાવવામા આવ્યું છે વાચનાલયમા જુદી જુદી ભાષાના અને જુદા જુદા વિષયનાં દૈનિકો, અઠવાડિકો અને માસિકો વગેરે સંખ્યાબંધ સામયિકો મંગાવવામા આવે છે. કેટલાક પરદેશના સામયિકો પણ આવે છે આને લીધે જેમ દેશ અને દુનિયામાં રોજ-બ-રોજ બનતી ઘટનાઓના સમાચારોથી માહિતગાર રહી શકાય છે તેમ પરિવર્તનો, શોધો અને ઝડપથી થઈ રહેલ વૈચારિક કે મનોવૈજ્ઞાનિક ફેરફારથી પણ સુપરિચિત રહી શકાય છે, સાથે સાથે એથી વિચારોનુ પણ ઘડતર થઈ શકે છે જીવનનિર્વાહ અને સાંસ્કૃતિક ઘડતર બન્ને દૃષ્ટિએ અત્યારના ઘટનાપ્રવાહો અને વિચારપ્રવાહોથી માહિતગાર રહી શકાય તો જ પ્રગતિનો માર્ગ નક્કી કરીને આગળ વધી શકાય વિદ્યાલયના વિદ્યાર્થીઓને આવો લાભ મળતો રહે એમા વાચનાલય ઘણુ ઉપયોગી થાય છે

વિદ્યાલયની દૃષ્ટિએ એનુ (મુંબઈનું) પુસ્તકાલય એક સમૃદ્ધ પુસ્તકાલય છે પોણોલાખ રૂપિયા કરતા પણ વધુ કિંમતના આશરે વીસેક હજાર પુસ્તકો એમા વસાવવામા આવ્યા છે આમા જૈન ધર્મના શાસ્ત્રો તથા જૈન સંસ્કૃતિને લગતા જુદા જુદા વિષયના પુસ્તકોનો સારો એવો સંગ્રહ છે, જેમા થોડાક પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો પણ સમાવેશ થાય છે ઉપરાત સંસ્કૃત, પ્રાકૃત, પાલિ જેવી પ્રાચીન ભાષાઓના તેમ જ ગુજરાતી, હિંદી, મરાઠી, અંગ્રેજી જેવી આધુનિક ભાષાઓમા લખાયેલા વિદ્યાની વિવિધ શાખાઓને લગતાં તેમ જ લોકોપયોગી રસાત્મક ચાલુ સાહિત્યના—જેમ કે નવલકથા, નવલિકા, નાટકો, નિબંધો, કવિતાઓ, પ્રવાસવર્ણન, ચરિત્રો વગેરેના—પુસ્તકો પણ સારા પ્રમાણમા વસાવવામા આવ્યા છે વિદ્યાલયની અમદાવાદ અને વડોદરા શાખાઓમાં વાચનાલય ચાલુ છે અને પુસ્તકાલય માટે બારેક હજાર રૂપિયાના ખર્ચે મોટે ભાગે લોકોપયોગી પુસ્તકોનો સંગ્રહ કરવામા આવ્યો છે. આમ છતા જૈન ધર્મ, સાહિત્ય અને સંસ્કૃતિના અધ્યયન-સંશોધનમા

ઉપયોગી થઈ શકે એવુ સુસમૃદ્ધ પુસ્તકાલય કરવા માટે હજી ઘણું ઘણું કરવાની જરૂર છે એ વાત વિદ્યાલયના સંચાલકોના ધ્યાન બહાર નથી. આ માટે ૫૦મા રિપોર્ટ (પૃ ૧૬)માં યોગ્ય જ કહેવામાં આવ્યું છે કે—

"જૈન ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, કળા, શિલ્પ–સ્થાપત્ય જેવા વિવિધ વિષયોને લગતુ જૈન સાહિત્ય એટલુ તો વિપુલ અને સમૃદ્ધ છે કે દેશ–વિદેશના વિદ્વાનો એને માટે ઘણી ઉત્સુકતા સેવી રહ્યા છે આ સ્થિતિમા જૈન સાહિત્યના બધા જ મુદ્રિત ગ્રથો સાથે તે તે વિષય સાથે સબધ ધરાવતા બધા ઇતર ગ્રથોનો સગ્રહ ધરાવતુ, અને સાથોસાથ શક્ય હોય તેટલા હસ્તલિખિત ગ્રથોનો પણ સમાવેશ કરતુ એક સમૃદ્ધ કેન્દ્રવર્તી પુસ્તકાલય હોવુ બહુ જ જરૂરી છે આ કામ અઢળક ધન અને એક સ્વતત્ર યોજના માગી લે એટલુ વિશાળ છે આપણા ધર્મ અને સાહિત્યના પ્રસારની દૃષ્ટિએ આ કામ જેટલુ જલદી થઈ શકે તેટલુ જલદી કરવા જેવુ છે વિદ્યાલય આવા મનોરથો તો સેવે છે, પણ, અત્યારની વિદ્યાલયની જવાબદારી લક્ષમા લેતા, એ મનોરથો તુરત સફળ થવા મુશ્કેલ લાગે છે આમ છતા વિદ્યાલય પોતાની શક્તિના પ્રમાણમાં આ દિશામા કઈક ને કઈક પ્રયત્ન તો કરી રહેલ છે, એ વાતનો વિદ્યાલયે વસાવેલ પુસ્તકાલયની (ઉપર નોંધેલી) વિગતો ઉપરથી કઈક ખ્યાલ આવી શકશે"

## વિદ્યાર્થીમંડળ

વાચનાલય અને પુસ્તકાલયના લાભ ઉપરાત વિદ્યાલયના વિદ્યાર્થીઓને અવારનવાર જુદા જુદા વિષયના અભ્યાસ અને માહિતીપૂર્ણ તેમ જ રોચક વ્યાખ્યાનો સાંભળવા મળે એની પણ ગોઠવણ થતી રહી છે. સાથેસાથે વિદ્યાર્થીઓની વક્તૃત્વશક્તિ ખીલે એ માટે પણ ધ્યાન રાખવામા આવે છે આ કામ મુખ્યત્વે વિદ્યાલયના વિદ્યાર્થીમંડળ દ્વારા જ થતુ રહે છે બીજા જ વર્ષનો રિપોર્ટ (પૃ ૧૦) જોતા માલૂમ પડે છે કે તે વખતે વિદ્યાલયના વિદ્યાર્થીઓની ઇચ્છાથી 'યુનિયન ક્લબ' નામે વિદ્યાર્થીમંડળની સ્થાપના થઈ હતી આ ક્લબ ધાર્મિક, સામાજિક, નૈતિક,, આર્થિક જેવા વિષયો ઉપર વિદ્યાર્થીઓની ચર્ચાઓ ગોઠવતી હતી, અને એમાં વિદ્યાર્થીઓ હોશપૂર્વક ભાગ લેતા હતા વિદ્યાર્થીઓના વિચારોને આકાર આપીને વ્યવસ્થિત કરવામા તેમ જ પોતાના વિચારોને સુસંબદ્ધ રૂપમા વ્યક્ત કરવાની વક્તૃત્વશક્તિને ખીલવવામા આ સભાઓ ખૂબ ઉપયોગી નીવડતી અત્યારના રાજકારણ ઉપર અર્થકારણનુ વર્ચસ્વ પિછાનીને એ વિશેની ચર્ચા–વિચારણા થઈ શકે એ માટે આ વિદ્યાર્થીબધુઓએ એક આર્થિક મડળ (Economic club) પણ સ્થાપ્યુ હતુ. વળી, વિદ્યાર્થીઓનુ જ્ઞાન વ્યાપક થાય એટલા માટે બીજા વર્ષમા શ્રી ગુલાબચદજી ઢઢ્ઢા, શેઠ શ્રી કુવરજી આણદજી, શ્રી ઉમેચદ દોલતચદ બરોડિયા, દક્ષિણામૂર્તિવાળા શ્રી નાનાભાઈ ભટ્ટ વગેરે વિદ્વાનો અને વિચારકોના વ્યાખ્યાનો પણ યોજવામા આવ્યા હતા, અને તે પછી અવારનવાર નામાકિત વિચારકો, કાર્યકરો તેમ જ વિદ્વાનોના આવા વ્યાખ્યાનો યોજવામા આવતાં હતાં આગળ પણ જો આ પરપરા અખડપણે ચાલુ રહી હોત તો તેથી વિદ્યાર્થીઓને ઘણો લાભ થાત

એમ લાગે છે કે થોડા વખત પછી જ 'યુનિયન કલબ'નું નામ 'શ્રી મહાવીર જૈન વિદ્યાલય સ્ટુડન્ટ્સ યુનિયન' એમ ફેરવવામા આવ્યુ હતુ આગળ જતા આ યુનિયનનું 'શ્રી મહાવીર સ્ટુડન્ટ્સ યુનિયન' કે 'વિદ્યાલય સ્ટુડન્ટ્સ યુનિયન' એવુ ટૂંકાક્ષરી નામ

રાખ્યાનું પણ જાણવા મળે છે એ દ્વારા વક્તૃત્વસભાઓ અને વિદ્વાનો, વિચારકો અને કાર્યકરોનાં વ્યાખ્યાનો યોજવા ઉપરાંત સ્કાઉટ જેવી ઉપયોગી પ્રવૃત્તિ પણ હાથ ધરવામાં આવતી હતી

આ વિદ્યાર્થીમંડળને કામ કરવાની કેટલી બધી મોકળાશ અને કેટલો બધો સાથ વિદ્યાલયના શાણા સંચાલકો તરફથી આપવામા આવ્યાં હતાં તે એટલા ઉપરથી પણ જાણી શકાય છે કે આ વિદ્યાર્થીમંડળના પ્રમુખ તરીકે પ્રો વાડિયા, શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ,[1] શ્રી એમ સી ચાગલા, પ્રો હરસિદ્ધભાઈ દિવેટિયા, શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ, શ્રી પરમાનંદભાઈ કુંવરજી કાપડિયા, શ્રીમતી વાયોલેટ જેકીમ આલ્વા, શ્રી મીનુ આર મસાણી જેવી નામાંકિત જાહેર વ્યક્તિઓની વરણી કરવામા આવતી હતી વિદ્યાલયના માનદમંત્રી શ્રી મોતીચંદભાઈ કાપડિયા, વર્ષો સુધી આ મંડળનું ઉપપ્રમુખપદ સંભાળીને, એને હેત અને મમતાપૂર્વક દોરવણી આપતા રહ્યા હતા વિદ્યાલયના વિદ્યાર્થીઓનો સર્વાંગીણ વિકાસ થાય અને અભ્યાસકાળ પછીની સુદીર્ઘ કારકિર્દીમાં એ કોઈ પણ બાબતમાં પાછા ન પડે પણ સર્વત્ર પોતાની કાબેલિયત અને સંસ્કારિતાની છાપ પાડે એવી એમની તીવ્ર ઝંખના રહેતી એમ કહેવુ જોઈએ કે આ વિદ્યાર્થીમંડળને આવી રાષ્ટ્રીય વ્યક્તિઓની દોરવણીનો લાભ મળ્યો તે મોટે ભાગે શ્રી મોતીચંદભાઈની વ્યાપક દૃષ્ટિ તેમ જ મુંબઈના જાહેર જીવન સાથે તેમ જ રાષ્ટ્રીયભાવના સાથે એમણે કેળવેલી એકરૂપતા અને મેળવેલ પ્રતિષ્ઠાને કારણે જ વિદ્યાલયના છવ્વીસમા વર્ષમા આ મંડળનો વાર્ષિક ઉત્સવ ડૉ જીવરાજ મહેતાના પ્રમુખપદે ઊજવાયો હતો, એ બીના પણ ઉપરની વાતની સાક્ષી પૂરે છે

વિદ્યાલયની સ્થાપના પછી ચાર–પાચ વર્ષ પછીનો સમય એ મહાત્મા ગાંધીજીના પ્રભાવ-વિસ્તારનો અને આખી પ્રજાના માનસ પર જામતી એમની અદ્ભુત આગેવાનીનો સમય હતો તેમાય વિદ્યાર્થીઆલમના હૃદય ઉપર તો એણે જાણે કામણ જ કર્યું હતું. ભારતના અને ખાસ કરીને રાષ્ટ્રીય લડતના હાર્દ સમું મુંબઈ શહેર, રાષ્ટ્રીય અને સામાજિક દૃષ્ટિબિંદુને આવકારતી વિદ્યાલયની ઉદાર દૃષ્ટિ અને શ્રી મોતીચંદભાઈ જેવા આગેવાનની હૂંફ આ બધાંની આવકારદાયક અસર વિદ્યાલયના વિદ્યાર્થીઓના માનસ ઘડતર ઉપર પડે એ સ્વાભાવિક છે આ વર્ષોના વિદ્યાલયના રિપોર્ટમાની વિદ્યાર્થીમંડળની કાર્યવાહીનો અહેવાલ જોતા એ સમયમા વિદ્યાર્થીઓમા કેવો તરવરાટ દેખાતો હતો અને સમાજસેવા

---

[1] વિદ્યાલયના ૧૬ મા રિપોર્ટ ( પૃ ૫૯ )મા કસ્તુરભાઈ શેઠે વિદ્યાર્થીમંડળમા પ્રાસ્તાવિક ભાષણ ( Inaugural Address ) આપ્યાનુ નોધ્યું છે અને એ જ રિપોર્ટમા અન્યત્ર ( પૃ ૫૬ ) એ ભાષણનો સાર નોધતા કહ્યુ છે કે—" વરસનો પ્રારંભ સફળ યુદ્ધની ( ૧૯૩૦ ના મીઠા સત્યાગ્રહના અહિંસક યુદ્ધની ) નોબતોથી જ થઈ ચૂક્યો હતો આખાયે દેશમા લડાઈના જ રણશીંગા વાગતા હતા એવે સમયે અહિં આ વિદ્યાર્થીઓનુ પણ વર્ષ શરૂ થયુ અમારા પ્રત્યેકના માનસમા ખૂણે ને ખોચરે યુદ્ધના ભણકારા તો ક્યારનાયે વાગી રહેલા હતા તેવામાં અમારા ચાલુ વર્ષના પ્રમુખ શ્રીયુત કસ્તુરભાઈ લાલભાઈએ અમને એમની ભાવનાની ભાવી યુદ્ધની ચમકારા દેતી છતા મીઠી અને અનુપમ વાણીમા અમારા વર્ષકાર્યનું માર્ગસૂચન કર્યું તેમા સ્વદેશી વસ્તુ ઉપર સારુ ધ્યાન આપ્યું "

અને રાષ્ટ્રભક્તિની ભાવના કેવી ઉત્કટ હતી અને એમના અ તર નવીનવી પ્રવૃત્તિને આવકારવા કેવા થનગની રહ્યા હતા એનુ પ્રોત્સાહક ચિત્ર જોવા મળે છે

આનો એક જ્વલ ત દાખલો જોઈએ સને ૧૯૨૭માં ગુજરાત–સૌરાષ્ટ્રમા અતિવૃષ્ટિને કારણે ભારે કારમું રેલસ કટ આવી પડયુ ગાધીજી અને સરદાર વલ્લભભાઈ પટેલની હાકલથી ગુજરાત, સૌરાષ્ટ્ર અને મુબઈ ઉપરાત આખા દેશમાંથી રાહતફ ડ એકત્ર થવા લાગ્યુ માનવરાહતના આવા રાષ્ટ્રીય કાર્ય માટે વિદ્યાલયના વિદ્યાર્થીઓ પાછળ રહે એ ન બનવા જોગ હતુ' એમણે આ કામમા પોતાની રીતે સાથ આપ્યો તા ૧૯–૮–૨૭ ના રોજ જાણીતા સાક્ષરરત્ન શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે "ભારત સ ધ્યા" નામે નાટક ભજવીને આ ફ ડમા, ૩,૮૫૦ રૂપિયા મોકલી આપ્યા હતા (રિપોર્ટ ૧૨, પૃ ૨૩).

અહી એ જાણવુ રમપ્રદ થઈ પડશે કે વિદ્યાલયના સ ચાલકોએ વિદ્યાર્થીઓમા ધાર્મિક અને સામાજિક ભાવના સાથે રાષ્ટ્રીય ભાવનાનો સુમેળ સધાય એનુ' હમેશા ધ્યાન રાખ્યુ છે વિદ્યાલયના એક વિદ્યાર્થી શ્રી રમણીકલાલ મગનલાલ મોદી (શ્રી સારાભાઈ મગનભાઈ મોદીના ભાઈ) બી એ થઈને મહાત્મા ગાધીના સત્યાગ્રહ આશ્રમમા જોડાયા એની વિદ્યાલયે ગૌરવપૂર્વક નોધી લીધી છઠ્ઠા વર્ષમા વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ જે વિદ્યાર્થીઓ ચાલુ (સરકારી કે સરકારમાન્ય) કૉલેજ છોડી મુબઈમા રાષ્ટ્રીય કૉલેજમા જોડાવા ઇચ્છતા હોય તેમને તેમ કરવાની છૂટ આપી હતી અને ૧૫મા વર્ષમા (તા ૧૩–૭–૧૯૩૦ના રોજ રિપોર્ટ ૧૫, પૃ ૧૦૫), જ્યારે મીઠાનો સત્યાગ્રહ આખા દેશમાં પુરજોશમા ચાલી રહ્યો હતો ત્યારે, નીચે મુજબ ઠરાવ કર્યો હતો—

"રાજદ્વારી વાતાવરણને અગે કોઈ વિદ્યાર્થી તેમા ભાગ લેવા જવા માંગે તો એની અરજી આવતા તેના વાલીને ખબર આપવી અને જાહેરાત કરવી કે જેને રજા આપવામા આવશે તે આવતે વર્ષે વિદ્યાલયમા આવે ત્યારે તેને તે જ શરતે પાછા દાખલ કરવામા આવશે"

આ વિદ્યાર્થીમ ડળમાથી સંસ્થાના જુદા જુદા કામો સ ભાળવા માટે વિદ્યાર્થીઓની મ ત્રીઓ તરીકે વરણી કરવામા આવતી, અને એ રીતે વિદ્યાર્થીઓને સંસ્થાના અમુક કામોની જવાબદારી સ ભાળવાની તાલિમ મળવાની સાથે એ નિમિત્તે સ સ્થાની કાર્યવાહી સાથે ઓતપ્રોત થવાનો અવસર પણ મળતો આ મ ડળ તરફથી શરૂઆતમા હસ્તલિખિત કે ટાઈપ કરેલ રૂપમા અને પાછળથી મુદ્રિત રૂપમા "તણખા" ("Sparks") નામે વાર્ષિક પ્રગટ કરવામા આવતુ હતુ ૧૯મા રિપોર્ટ (પૃ ૩)માથી જાણવા મળે છે કે આપણા જાણીતા સામાજિક કાર્યકર ડૉ ભાઈલાલ એમ. બાવીશી એક વાર આ વાર્ષિકના ત ત્રી નિમાયા હતા

આ વિદ્યાર્થીમ ડળની પ્રવૃત્તિનુ અવલોકન કરતા એમ સ્પષ્ટ લાગે છે કે ૩૦–૩૫ વર્ષ સુધી તો આ મ ડળની કાર્યવાહી વિદ્યાર્થીઓમા રહેલા તરવરાટ અને ઉત્સાહનુ દર્શન કરાવે એવી તેમ જ વિદ્યાર્થીઓમા ચેતના જગાવે એવી વિદ્યુતવેગી (Dynamic) હતી આ મ ડળે વિદ્યાર્થીઓના સ સ્કારઘડતરમા નોધપાત્ર ફાળો આપવાની સાથે વિદ્યાલયના ગૌરવને વધારવામા પણ ઘણો ફાળો આપ્યો છે આ મ ડળે યોજેલ વ્યાખ્યાનો, અને હાથ ધરેલ વિવિધ પ્રકારની કાર્યવાહીની વિગતો અહી' આપવાનુ મન થઈ આવે એવુ છે. એમાં એ સમયના વિદ્યાર્થીઓની પરિશ્રમશીલતા, જિજ્ઞાસા અને ઉત્સાહનુ સુરેખ, આહ્લાદક

અને પ્રેરક પ્રતિબિંબ નિહાળવા મળે છે પણ સ્થળમર્યાદાને કારણે અહીં આ વિદ્યાર્થી-મંડળની પ્રશસ્તિમા આટલેથી જ સંતોષ માનવો ઉચિત લાગે છે.

આવા તેજસ્વી વિદ્યાર્થીમંડળની કાર્યવાહી છેલ્લા ૧૨–૧૫ વર્ષ દરમ્યાન ઢીલી પડી ગઈ હોય એમ વિદ્યાલયના પાછલા વર્ષોના રિપોર્ટો જોતા લાગે છે. આ વર્ષો દરમ્યાન વિદ્યાર્થીઓ એક કાર્યશીલ અને પ્રગતિગામી પ્રવૃત્તિઓના પુરસ્કર્તા એવું જૂથ મટીને કંઈક પોતપોતાની ચિંતા કે પ્રવૃત્તિઓમા અટવાઈ ગયા હોય એમ લાગે છે. પણ આ સ્થિતિ માત્ર વિદ્યાલયના વિદ્યાર્થીઓની જ છે એવું નથી, સ્વરાજ્યપ્રાપ્તિ બાદ આખા દેશમા વિદ્યાર્થીવર્ગમા શિસ્ત અને કર્તવ્યભાન પ્રત્યેની જે શિથિલતા આવી ગઈ છે તેનો જ એક અંશ આને લેખવો જોઈએ, પણ આ બાબતની ચર્ચાને અહીં અવકાશ ન હોવાથી એ માટે આટલુ સૂચન જ બસ છે મુખ્ય વાત આ વિદ્યાર્થીમંડળે વિદ્યાર્થીઓના સાંસ્કૃતિક ઘડતરમા નોંધપાત્ર ફાળો આપ્યો છે એ જ છે

વિદ્યાર્થીઓના શારીરિક વિકાસ માટે જેમ વ્યાયામના સાધનો રાખવામા આવે છે તેમ એમને પૌષ્ટિક ખોરાક મળે એ બાબત ઉપર પણ પૂરતુ લક્ષ આપવામાં આવે છે. વળી, જેમ એમના બૌદ્ધિક વિકાસ માટે વિદ્યાર્થીમંડળ દ્વારા તથા બીજી રીતે સખ્યાબંધ સાસ્કૃતિક પ્રવૃત્તિઓ ચલાવવામા આવે છે તેમ એમની તંદુરસ્તીની તપાસ માટે પણ પૂરેપૂરી જોગવાઈ કરવામા આવે છે આ માટે મોટે ભાગે વિદ્યાલયમાં રહી દાક્તરીનો અભ્યાસ કરનારા વિદ્યાલયના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ જ પોતાની સેવાઓ આપે છે. આ કાર્યમા આ દાક્તર મિત્રો જે મમતા અને નિસ્વાર્થતા બતાવે છે તે પણ વિદ્યાલયના વિદ્યાર્થીઓના સંસ્કારપૂર્ણ ઘડતરની સાક્ષી પૂરે એમ છે.

તેરમા વર્ષથી કેટલાક વખત સુધી કેટલાક વિદ્યાર્થીઓ રોવર સ્કાઉટ જેવી ખૂબ ઉપયોગી પ્રવૃત્તિમા જોડાયા હતા, અને જ્યારે દેશમા હિન્દી ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે અભ્યાસ કરવાનો જુવાળ આવ્યો ત્યારે વિદ્યાલયના વિદ્યાર્થીઓ પણ એમા પાછળ રહ્યા ન હતા, એમણે પણ એ દિશામા પ્રયત્ન કર્યો હતો, એમ છવ્વીસમો રિપોર્ટ (પૃ ૧૯) જોતા જાણી શકાય છે

વક્તૃત્વકળા અને લેખનકળા જેમ વિદ્યાર્થીઓના ઘડતર અને વિકાસમાં ઉપયોગી થાય છે, તેમ રમતગમત અને ખુદ વિદ્યાર્થીઓ પોતે જ જેમા ભાગ લેતા હોય એવા તંદુરસ્ત મનોરંજન કાર્યક્રમો, નાટ્યપ્રયોગો કે પ્રહસનો પણ વિદ્યાર્થીઓની કેટલીક પ્રસુપ્ત શક્તિઓને જાગ્રત કરવામા તેમ જ એમના મનને પ્રફુલ્લિત કરવામા ઠીકઠીક ઉપયોગી થઈ પડે છે વિદ્યાલયના વિદ્યાર્થીઓ વાર્ષિક મેળાવડા નિમિત્તે આવા કાર્યક્રમો યોજતા રહેતા હતા એમ વિદ્યાલયના રિપોર્ટો ઉપરથી જાણવા મળે છે આવા મેળાવડા વખતે પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવતી નામાંકિત વ્યક્તિઓ ઉપરથી પણ વિદ્યાર્થીઓના આવા પ્રયાસોનું મહત્ત્વ અને ગૌરવ સહેજે ખ્યાલમા આવ્યા વગર રહેતુ નથી આ પ્રમુખોમા બૅરિસ્ટર શ્રી મકનજીભાઈ જે. મહેતા (નવમું વર્ષ; નાટક 'રાણો પ્રતાપ'), બૅરિસ્ટર શ્રી એમ આર. જયકર (૧૧મું વર્ષ; નાટક 'શાકિત હૃદય') સાક્ષરરત્ન શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી (૧૨મું વર્ષ; નાટક 'ભારતસંધ્યા'); દેશભક્ત શ્રી ભુલાભાઈ જે.

દેસાઈ (૧૩મું વર્ષ), બૅરિસ્ટર શ્રી એમ સી ચાગલા (૧૬મું વર્ષ, નાટક 'ગ્રેજ્યુએટ')* (આની સાથેના સ્નેહસંમેલનનુ પ્રમુખપદ શ્રીમતી સરોજિની નાયડુએ શોભાવ્યું હતુ), જસ્ટિસ હરિલાલ કણિયા (૧૯મું વર્ષ), શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી (૨૫મું વર્ષ, નાટક 'અખો'), ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા (વર્ષ ૨૯) વગેરે વિદ્યાર્થીઓને આવી નામાંકિત કે અખિલ ભારતીય દરજ્જો ધરાવતી વ્યક્તિઓનો લાભ મળતો રહ્યો તે જેમ વિદ્યાલયની પ્રતિષ્ઠાને તેમ શ્રી મોતીચદભાઈની લાગવગ અને પ્રતિષ્ઠાને પણ આભારી છે એમ કહેવું જોઈએ છેલ્લા દસ–બાર વર્ષથી આ પ્રવૃત્તિમા ઓટ આવી હોય એમ વિદ્યાલયના રિપોર્ટો જોતા જાણવા મળે છે

પણ, ખરી રીતે, આવી સાસ્કૃતિક પ્રવૃત્તિઓની મૂલ્યવત્તા અને ઉપયોગિતા સર્વકાલીન છે અને અત્યારે તો ઊલટુ આ બાબતમા ઘણુ ઘણુ થઈ શકે એમ છે વળી, વિદ્યાર્થીઓના ભાવીને ઉજ્જવળ બનાવવાની દૃષ્ટિએ આવી પ્રવૃત્તિઓ વધારે ઉત્સાહપૂર્વક શરૂ કરવી જોઈએ શરીરઘડતર અને સસ્કારઘડતરની ખરેખરી ઉમર આ જ છે, આ ઉંમરમા જે કઈ થઈ શકયુ તે આખી જિદગી સુધી કામ આવવાનુ છે; અને અત્યારે જે કરવાનું રહી જશે તે કાયમને માટે રહી જવાનુ છે આને લીધે વિદ્યાર્થીઓને પોતાની કારકિર્દીને તેજસ્વી અને યશસ્વી બનાવવામા પણ ઘણી સહાય મળી રહે છે

વળી, વિદ્યાર્થી અને સચાલકો વચ્ચે સપર્ક સ્થપાય અને એમનુ સસ્કારઘડતર થાય એ માટે ક્યારેક ક્યારેક પ્રીતિભોજનો કે સ્નેહમિલન પણ યોજવામા આવ્યા હોવાનુ રિપોર્ટો ઉપરથી જાણી શકાય છે રિપોર્ટ ૭ (પૃ ૧૨), રિપોર્ટ ૯ (પૃ ૨૦), રિપોર્ટ ૨૧ (પૃ ૧૬), રિપોર્ટ ૨૪ (પૃ ૨૬), રિપોર્ટ ૨૫ (પૃ ૩૨)મા આપેલી નોધો આ હકીકતનું સમર્થન કરે છે

આવી સાંસ્કૃતિક તેમ જ જીવનઘડતરમા ઉપયોગી થાય એવી અનેક પ્રકારની પ્રવૃત્તિઓ યોજીને વિદ્યાર્થીઓની શક્તિ અને બુદ્ધિનો અનેક રીતે વિકાસ થાય એ તરફ સસ્થા તરફથી પૂરતું ધ્યાન આપવામા આવે છે પોતપોતાના કાર્યક્ષેત્રમા વિદ્યાલયના વિદ્યાર્થીઓ જે સફળતા અને નામના મેળવી શકે છે એમા આવી પ્રવૃત્તિઓનો ફાળો કઈ નાનોસૂનો નથી, એમ ખુશીથી કહી શકાય

* આ કાર્યક્રમમા બાવીસસો રૂપિયા ઉપરાત આવક થઈ હતી અને તે વિદ્યાલયમા આપી દેવામા આવી હતી (રિપોર્ટ ૧૬, પૃ ૨૪)

**ત્રુટીનું નિવારણ**

જ્યારે જ્યારે પાશ્ચાત્ય કેળવણી ઉપર ચર્ચા થાય છે ત્યારે પ્રથમત. આપણે સાભળીએ છીએ કે તે કેળવણીમા ધર્મનો એક શબ્દ પણ શીખવવામા આવતો નથી અને એવી ન્યૂનતા આપણને પળે પળે દૃષ્ટિગોચર થાય છે આ પ્રકારની ત્રુટી આપણા વિદ્યાલયમા નથી; બલકે ધાર્મિક શિક્ષણ ઉપર પૂરતુ લક્ષ આપવામા આવે છે (રિપોર્ટ ૧૧, પૃ ૧૦)

# પ્રકરણ દસમું : સાહિત્યપ્રકાશન

શિક્ષણની સાથે સાથે સાહિત્યનું કામ પણ થતું રહે તો એ ધર્મ અને સંસ્કૃતિના પ્રચાર અને અભ્યાસમા ઘણુ ઉપયોગી થઈ રહે છે અને પ્રાચીન જૈન સાહિત્યનો ખજાનો તો વિવિધવિષયસ્પર્શી અને વિપુલ છે અને હજી પણ એના સંસ્કૃત, પ્રાકૃત, રાજસ્થાની, ગુજરાતી, હિંદી વગેરે ભાષાઓમા લખાયેલા જુદા જુદા વિષયના અસખ્ય ગ્રંથો પ્રગટ થવા બાકી છે તેથી વિદ્યાલયે પોતાના બધારણમા ઉચ્ચ શિક્ષણના પ્રસારની સાથે સાથે જૈન સાહિત્યના સશોધન–પ્રકાશનને પણ સસ્થાના એક ઉદ્દેશરૂપે સ્વીકારેલ છે આ અગે બંધારણની ત્રીજી કલમમા સૂચવવામા આવ્યુ છે કે—

"સસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, હિન્દી વગેરેનુ સાહિત્ય અભ્યાસ તથા પ્રચાર માટે તૈયાર કરવું, પ્રગટ કરવુ અને તેનો સગ્રહ કરવો, જૈન સાહિત્ય, તત્ત્વજ્ઞાન અને ઇતિહાસને અગે શોધખોળ ખાતુ યાને પુરાતત્ત્વ મદિર ખોલવુ અને કેળવણીના સર્વ ક્ષેત્રોને વિશાળ અર્થમા પોષવા પ્રવૃત્તિ કરવી"

આ ઉદ્દેશમાં જણાવ્યા મુજબ જૈન સાહિત્યના પુસ્તકો—ખાસ કરીને પાઠ્યપુસ્તકો—પ્રગટ કરવાની યોજના અંગે બીજા વર્ષના રિપોર્ટ (પૃ. ૧૬)મા જણાવવામાં આવ્યું છે કે—

"યુનિવર્સિટીમા જૈન સાહિત્ય દાખલ થયા પછી યોગ્ય સાહિત્ય–સાધનોને અભાવે તેનો પૂરતો લાભ લેવાતો નથી એવું અનુભવ ઉપરથી જણાયુ છે ખુદ જિજ્ઞાસુ જૈન અભ્યાસીઓ પણ જૈન સાહિત્યને ઐચ્છિક વિષય તરીકે લઈ શકતા નથી, તેથી કેળવણીને અગે સાહિત્યના પુસ્તકો નવીન ઢબ પ્રમાણે નોટ તરજુમા સાથે અને પાઠાતરે નોટ કરીને તૈયાર કરાવવાની એક વિશાળ યોજના હાથ ધરવાનો કમીટીએ ઠરાવ કર્યો છે એ સબધી પ્રો આનદશકર બાપુભાઈ ધ્રુવ સાથે પત્રવ્યવહાર થયો હતો અને તેમને રૂબરૂ પણ મળી ઘણી વાતચીત કરવામા આવી હતી"

આ જ રીતે દશમા વર્ષના રિપોર્ટ (પૃ ૧૯)મા પણ સૂચવવામા આવ્યું છે કે—

"યુનિવર્સિટીમા ચલાવવા યોગ્ય સાહિત્ય તૈયાર કરાવવાની પણ ઇચ્છા છે ધાર્મિક કેળવણીના પાઠ્યપુસ્તકોની બહુ જ જરૂર છે જૈન ધર્મનો સુલભ બોધ થાય એવા નવીન જમાનાને રુચિ જાગૃત કરનાર પુસ્તકો સારી સખ્યામા બાળ યુવાનને ઉપયોગી નીવડે તેવા તૈયાર કરાવવા છે, ગુજરાતી સાહિત્યને જગપ્રસિદ્ધ કરવુ છે, પ્રાકૃત ભાષાનો પ્રચાર કરાવવો છે વિગેરે અનેક અનેક ભાવનાઓ છે"

કૉલેજોમા તથા બીજી રીતે ઉપયોગી થાય એવા જૈન પાઠ્યપુસ્તકો તૈયાર કરાવીને પ્રગટ કરવાનો આ વિચાર બિલકુલ સાચો વિચાર હતો, અને સાહિત્ય-પ્રકાશનની સાચી દિશામા અગુલીનિર્દેશ કરતો હતો આમ છતા આ ભાવનાને મૂર્ત કરવાની બાબતમાં વિદ્યાલય ઓછું કામ કરી શકેલ છે. તેથી જ છત્રીસમા વર્ષના રિપોર્ટ (પૃ ૭૧)માં, "શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ પ્રકાશન યોજના"માં એ જ ભાવનાનુ પુનરુચ્ચારણ કરવામાં આવ્યું હતું કે—

"આજે અર્ધમાગધી ભાષાના અભ્યાસ માટે તેમ જ અન્ય ભાષાના વિશિષ્ટ સાહિત્ય તરીકે હિંદની કેટલીક યુનિવર્સિટીઓએ જૈન સાહિત્યના કેટલાક પુસ્તકો પાઠ્યપુસ્તકો તરીકે જાહેર કરેલાં છે અને એમ છતા વિદ્યાર્થીઓને બુકસેલરોને ત્યાંથી આમાંના ઘણા પુસ્તકો મળતા નથી આવી જ રીતે શ્રી જૈન શ્વે મૂ એજ્યુકેશન બોર્ડ તથા શ્રી મહાવીર જૈન વિદ્યાલયે ધાર્મિક અભ્યાસક્રમ તથા પરીક્ષા માટે જે પાઠ્યપુસ્તકો નક્કી કરેલા છે તેમાના પણ કેટલાક સુલભ નથી આવા પુસ્તકોમાવી જેની બહુ માગ હોય અને જેનો શિષ્ટ જનતાને પણ પુરો ઉપયોગ હોય એવા પુસ્તકો પસદગીપૂર્વક પ્રગટ કરવા"

આનો અર્થ એટલો તો ખુશીથી કરી શકાય કે સાહિત્યપ્રકાશનની દિશામાં કામ ભલે ઓછું થઈ શકયુ હોય, પણ એ કામ થવાની કેટલી જરૂર છે એ વાત તો વિદ્યાલયના સંચાલકોના અ તરમા બરાબર વસી ગઈ હતી એટલે સાહિત્યપ્રકાશનની ભાવનાના આ બીજનુ જ એ ફળ સમજવુ જોઈએ કે, વખત જતા, આગમ-પ્રકાશન જેવી ખૂબ મહત્ત્વ-ની અને વિદેશમા પણ આવકાર પામે એવી મહાન યોજના હાથ ધરવાનું સાહસ વિદ્યાલયના સચાલકો કરી શકયા (આની વિગતો આગળ આપવામા આવી છે)

## વિદ્યાલયનાં પ્રકાશનો

**કાવ્યાનુશાસન**—કૉલેજ કે યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ઉપયોગી થાય એવું વિદ્યાલયનું મહત્ત્વનુ પ્રકાશન છે 'કાવ્યાનુશાસન'. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્યવિરચિત આ ગ્રંથ અલ કારશાસ્ત્રનો આકર ગ્ર થ છે એના ઉપર કર્તાએ પોતે જ 'અલ કારચૂડામણિ' નામે વૃત્તિ અને 'વિવેક' નામનુ વિવરણ રચ્યુ છે ઉપરાત એક અજ્ઞાતકર્તૃક ટિપ્પણ પણ મળે છે એ બધી સામગ્રી સહિત આ ગ્રંથનું સંપાદન અમદાવાદની ગુજરાત વિદ્યાસભા (ગુજરાત વર્નાકયૂલર સોસાયટી) હસ્તકના શ્રી ભો જે અ સ વિદ્યાભવનના અધ્યક્ષ અને ગુજરાતના જાણીતા વિદ્વાન શ્રી રસિકલાલ છોટાલાલ પરીખે બે ભાગમાં કર્યું હતુ આના પહેલા ભાગમા મૂળ ગ્રંથ, વૃત્તિ, વિવરણ અને ટિપ્પણ આપવામાં આવેલ છે બીજા ભાગમાં ગ્રંથ અને ગ્ર થકારની મીમાસા કરતી તેમ જ ગુજરાતના ખાસ કરીને સાસ્કૃતિક ઇતિહાસ-નુ સવિસ્તર નિરૂપણ કરતી સ પાદકની વિસ્તૃત અ ગ્રેજી પ્રસ્તાવના તેમ જ ગુજરાત કૉલેજના સ સ્કૃતના નિવૃત્ત અધ્યાપક શ્રી રામચંદ્ર બળવ ત આઠવલેએ અ ગ્રેજીમા તૈયાર કરેલી નોધો આપવામા આવી છે આનુ પુરોવચન (Foreword) જાણીતા સાક્ષર ડૉ શ્રી આનદ-શંકર બાપુભાઈ ધ્રુવે લખી છે આ ગ્ર થના સંપાદનનુ કામ શ્રી રસિકભાઈને સોપવાનો નિર્ણય સને ૧૯૨૭–૨૮ મા કરવામા આવ્યો હતો તે પછી નવ–દસ વર્ષે ૧૯૩૭–૩૮માં આ ગ્રંથ પ્રકાશિત થયો હતો ૧૨૦૦ થી પણ વધુ પાનાંના બે ભાગનુ મૂલ્ય માત્ર છ જ રૂપિયા રાખવામા આવ્યું હતું વિદ્વાનો અને વૃર્તમાનપત્રોએ આ ગ્ર થની મુક્ત મને જે પ્રશંસા કરી હતી, તે ૨૩ મા રિપોર્ટ (પૃ ૧૩૨) અને ૨૪ મા. રિપોર્ટ (પૃ ૧૩૧)માથી જાણી શકાય છે.

અલ કારશાસ્ત્રના અભ્યાસ માટે સારો આવકાર પામેલ આ ગ્ર થની પહેલી આવૃત્તિની નકલો ખલાસ થઈ જતાં, મૂળ ગ્ર થવાળા પહેલા ભાગની બીજી આવૃત્તિ સને ૧૯૬૩મા (કિંમત રૂા ૧૫) પ્રગટ કરવામા આવી છે બીજી નવી મળેલી હસ્તપ્રતો સાથે આનુ પુન-

સંપાદન શ્રી રસિકભાઈ પરીખે સંસ્કૃત-અર્ધમાગધીના અધ્યાપક પ્રો. વી. એમ. કુળકર્ણીના સહકારથી કર્યું છે

વિદ્યાલયના વિદ્યાર્થીઓને (અને બીજાઓને પણ) ધાર્મિક અભ્યાસમાં ઉપયોગી થાય એવા નીચે મુજબ બે પુસ્તકો વિદ્યાલય તરફથી પ્રગટ થયા છે —

યોગશાસ્ત્ર—કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય વિરચિત આ ગ્રંથના ચાર પ્રકાશનો ગુજરાતી અનુવાદ પં શ્રી ખુશાલદાસ જગજીવનદાસ પાસે કરાવીને એની પહેલી આવૃત્તિ વિ સં ૧૯૯૭મા, બીજી આવૃત્તિ વિ સં ૨૦૦૫માં અને ત્રીજી આવૃત્તિ વિ સં. ૨૦૨૨માં પ્રગટ કરવામા આવી છે

અષ્ટક પ્રકરણ—સાધ્વી શ્રી યાકિનીમહત્તરાના ધર્મપુત્ર તરીકે વિખ્યાત આચાર્ય શ્રી હરિભદ્રસૂરિકૃત આ ગ્રંથ, પં શ્રી ખુશાલદાસ જગજીવનદાસે કરેલ ગુજરાતી અનુવાદ સાથે, વિ સં. ૧૯૯૭મા પ્રસિદ્ધ થયો છે

રજતમહોત્સવ સ્મારક ગ્રંથ—વિદ્યાલયના રજત મહોત્સવ પ્રસંગે પ્રગટ કરવામાં આવેલ આ સચિત્ર સુંદર ગ્રંથમા દોઢસો પાનામા વિદ્યાલયની પચીસ વર્ષની કાર્યવાહીની વિગતો આપવા ઉપરાત ત્રણસો પાનાંમાં ગુજરાતી તેમ જ અંગ્રેજીમા વિદ્વાનોના અભ્યાસ-પૂર્ણ લેખોની વાચનક્ષમ સામગ્રી આપવામા આવી છે આનુ પ્રકાશન રજત-મહોત્સવ પ્રસંગે સને ૧૯૪૧ના ડિસેમ્બરની આખરે કરવામાં આવ્યું હતું

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ—વિ સં. ૨૦૧૦મા (ભાદરવા વદિ ૧૦ના રોજ) સંસ્થાના પ્રેરક આચાર્યશ્રીનો મુંબઈમા સ્વર્ગવાસ થયો એમના પ્રત્યેની કૃતજ્ઞતાથી પ્રેરાઈને, એમના પુણ્ય સ્મરણ નિમિત્તે, વિદ્યાલય તરફથી એક સ્મારક ગ્રંથ પ્રગટ કરવાનુ વિ સં ૨૦૧૧ની શરૂઆતમા (તા ૭-૧૨-૧૯૫૪ના રોજ) નક્કી કરવામા આવ્યુ તે પછી દોઢ વર્ષે તા ૨૮-૬-૫૬ના રોજ, જૈન સંઘના જાણીતા મુખ્ય અગ્રણી શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈના હસ્તે આ ગ્રંથનુ પ્રકાશન કરાવવામાં આવ્યું ચિત્ર સામગ્રીથી સમૃદ્ધ અને સુઘડ અને કળામય રીતે છપાયેલ આ દળદાર ગ્રંથમા ગુજરાતી, હિંદી અને અંગ્રેજી ત્રણે ભાષામા સ્વર્ગસ્થ આચાર્યશ્રીને અંજલિ આપતા લેખો ઉપરાત જૈન સંસ્કૃતિના જુદા જુદા વિષયો ઉપર પ્રકાશ પાડતા અભ્યાસપૂર્ણ લેખો આપવામા આવ્યા છે આ માટે દસ સભ્યોની એક કમીટી (રિપોર્ટ ૪૦, પૃ ૧૪) રચવામા આવી હતી કળાસામગ્રી તથા લેખસામગ્રી બન્ને દૃષ્ટિએ સમૃદ્ધ આ ગ્રંથની વિદ્વાનોએ અને વર્તમાનપત્રોએ મુક્ત મને પ્રશંસા કરી છે. (રિપોર્ટ ૪૨, પૃ. ૭૩)

વળી, ડૉ શ્રી નગીનદાસ જગજીવનદાસ શાહ સંસ્થામા રહીને અભ્યાસ કરીને સને ૧૯૧૯-૨૦માં બી એ (ઓનર્સ)મા પાસ થયા. તે પછી તેઓ અર્થશાસ્ત્રના અભ્યાસને માટે લંડન ગયા આ માટે વિદ્યાલયે એમને પાંચ હજાર રૂપિયાની પૂરક સહાય આપી હતી લંડનમા તેઓએ એમ એ ની ડિગ્રી મેળવીને ટેરીફના વિષય ઉપર મહાનિબંધ લખી પીએચ ડી ની ડિગ્રી મેળવી ચારેક વર્ષ બાદ તેઓ દેશમા આવ્યા ત્યારે એમનું બહુમાન કરવામા આવ્યુ, અને બે એક હજાર રૂપિયા એકત્ર કરીને "History of Indian Tariffs" નામનો એમનો એ મહાનિબંધ પ્રગટ કરવામા આવ્યો (રિપોર્ટ ૯, પૃ ૧૭)

શ્રી મોતીચંદભાઈ કાપડિયાએ લખેલ "કૉલેજ જીવન અને ધાર્મિક શિક્ષણ" નામે એક નાનો નિબંધ વિ. સં. ૨૦૦૫માં વિદ્યાલય તરફથી પ્રગટ કરવામા આવ્યો હતો.

## શ્રી મોતીચંદ કાપડિયા ગ્રંથમાળા

તા ૨૦–૩–૪૯ના રોજ, શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયાની વિદ્યાલયની દીર્ઘકાલીન સેવાઓ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવા માટે, સર શ્રી મણિલાલ બાલાભાઈ નાણાવટીના પ્રમુખપદે, એક ભવ્ય સન્માન સમારંભ યોજવામાં આવ્યો હતો અને એમાં એમને એમના મિત્રો, પ્રશંસકો તથા સહકાર્યકરો તરફથી રૂા ૭૦,૦૦૧ની થેલી અર્પણ કરવામાં આવી હતી (આ સમારંભની વિગતો હવે પછીના પ્રકરણમા આપવામા આવી છે) આ રકમમાં પોતા તરફથી રૂા ૫૦૦૧ ઉમેરીને એ બધી રકમ જૈન સાહિત્યના પ્રકાશન માટે શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સોંપતા શ્રી મોતીચંદભાઈએ કહ્યુ હતુ કે—

"આપને આવી સન્માન થેલી મારા જેવા સામાન્ય માણસને આપવાની ઇચ્છા કેમ થઈ તે એક કોયડો છે, હુ તે સમજી શક્યો નથી, અથવા તે સમજવાના મારા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે હુ તે રકમમા મારા તરફથી રૂા ૫૦૦૧) વધારી શ્રી મહાવીર જૈન વિદ્યાલયને આપુ છું વ્યાજ આવે તેમાંથી તેમ જ મુદ્દલ રકમમાંથી વ્યવસ્થાપક સમિતિ પસંદ કરે તે પુસ્તક પ્રગટ કરે ગુજરાતી જૈન સાહિત્યને જોઈએ એટલું પ્રોત્સાહન મળેલ નથી આ દિશામા વિશાળ યોજનારૂપે નહીં પણ સારી ગતિએ વ્યવસ્થિત રીતે પગરણ મૂકવાની જરૂર છે અને તેથી જ આ સૂચન કરેલ છે" (સન્માન સમિતિની કાર્યવાહી, પૃ ૧૬)

શ્રી મોતીચંદભાઈની આ ભાવનાને ધ્યાનમાં રાખીને આ ગ્રંથમાળાની યોજના તૈયાર કરવા માટે તા ૮–૫–૧૯૪૯ના રોજ (૧) શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી, (૨) શ્રી હીરાલાલ મંછાચંદ શાહ, (૩) શ્રી હીરાલાલ હાલચંદ દલાલ, અને (૪) શ્રી પરમાનંદભાઈ કુંવરજી કાપડિયાની એક પેટાસમિતિ નીમી હતી, એ સમિતિએ તૈયાર કરેલી યોજનાને વ્યવસ્થાપક સમિતિએ તા ૪–૨–૧૯૫૧ના રોજ મંજૂર કરી ૩૬મા રિપોર્ટ (પૃ ૭૧) માં છપાયેલી એ યોજના આ પ્રમાણે છે —

"શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ સન્માન થેલી દ્વારા સાહિત્ય પ્રકાશન અર્થે થએલી રૂા ૮૦,૪૮૪–૧૨–૯ની રકમમાથી કેવા પ્રકારનુ સાહિત્ય પ્રગટ કરવુ તે વિષે યોજના ઘડવા માટે નીમાયલી અમારી સમિતિ બે વાર મળી હતી અને કેટલીક ચર્ચાને પરિણામે નક્કી કરવામા આવેલી નીચે મુજબની યોજના વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિ સમક્ષ મંજૂરી માટે અમે રજુ કરીએ છીએ :—

"સન્માન થેલી દ્વારા વિદ્યાલયને પ્રાપ્ત થયેલી રકમમાંથી રૂા ૨૦,૦૦૦) સુધીની રકમ શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆના પ્રગટ તેમ જ અપ્રગટ લેખો તથા પુસ્તકોમાથી પસંદ કરીને યોગ્ય લાગે તે લેખો અને પુસ્તકો પ્રગટ કરવા પાછળ રોકવી અને તેની શરૂઆત તરીકે તેમણે લખેલુ 'અધ્યાત્મકલ્પદ્રુમ' ઉપરનુ વિવેચન જે તેમની એક વિશિષ્ટ કૃતિ છે અને જે હાલ બીલકુલ ઉપલબ્ધ નથી તેનુ પુન પ્રકાશન વિદ્યાલયે હાથ ધરવુ

"આજે અર્ધમાગધી ભાષાના અભ્યાસ માટે તેમ જ અન્ય ભાષાના વિશિષ્ટ સાહિત્ય તરીકે હિંદની કેટલીક યુનિવર્સિટીઓએ જૈન સાહિત્યના કેટલાક પુસ્તકો પાઠ્યપુસ્તકો તરીકે જાહેર કરેલા છે અને એમ છતા વિદ્યાર્થીઓને બુકસેલરોને ત્યાથી આમાના ઘણા પુસ્તકો મળતા નથી આવી જ રીતે શ્રી જૈન શ્વે મૂ એજ્યુકેશન બોર્ડ તથા શ્રી મહાવીર જૈન વિદ્યાલયે ધાર્મિક અભ્યાસક્રમ તથા

પરીક્ષા માટે જે પાઠ્યપુસ્તકો નક્કી કરેલાં છે તેમાંનાં પણ કેટલાંક સુલભ નથી. આવાં પુસ્તકોમાંથી જેની બહુ માંગ હોય અને જેનો શિષ્ટ જનતાને પણ પુરો ઉપયોગ હોય એવાં પુસ્તકો પસંદગીપૂર્વક પ્રગટ કરવાં

"આ ઉપરાંત જૈન ધર્મ અને તત્ત્વજ્ઞાનની સામાન્ય જનતાને સાચી સમજ આપે તેવાં દુર્લભ પુસ્તકો પુન. પ્રગટ કરાવવા તેમ જ નવાં પુસ્તકો તૈયાર કરાવવાં અને બહાર પાડવાં

"આ બન્ને પ્રકારનાં પુસ્તકોની પસંદગી કરવા માટે, તેનુ પ્રકાશન સંભાળવા માટે, જરૂર હોય ત્યા મૂળ ગ્રંથો ઉપર માર્ગદર્શક નોંધ તથા વિવેચન તૈયાર કરવા માટે અને પ્રકાશનને લગતી બીજી અનેક બાજુઓ સંભાળવા માટે એક વિદ્વાન અને જૈન ધર્મના સાહિત્યનો સારો જાણકાર હોય એવી વ્યક્તિને વિદ્યાલયે રોકવી આ જ વ્યક્તિનો ઉપયોગ સંસ્થામા અપાતા ધાર્મિક શિક્ષણના કાર્યમા પણ થઈ શકશે"

આ રીતે આ ગ્રંથમાળાનો જન્મ થયો અત્યાર સુધીમાં એ ગ્રંથમાળામાં વિદ્યાલય તરફથી નીચે મુજબ પુસ્તકો પ્રગટ થયા છે.—

**અધ્યાત્મકલ્પદ્રુમ**—પંદરમી સદીમા (વિ સ ૧૪૬૬માં) આચાર્ય શ્રી મુનિસુંદર-સૂરિજીએ આ ગ્રંથની રચના કરી હતી તેના ઉપર શ્રી મોતીચંદભાઈએ વિશદ વિવેચન લખ્યું હતું, તેની વિ સં ૧૯૬૫, ૧૯૬૭ તથા ૧૯૮૦માં એમ ત્રણ આવૃત્તિઓ ભાવનગરની શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી પ્રગટ થઈ હતી તે પછી પણ આ ગ્રંથની માંગ ચાલુ હોવાથી શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની અનુમતિથી, વિદ્યાલય તરફથી, આ ગ્રંથમાળાના પહેલા ગ્રંથ તરીકે આ પુસ્તકની ચોથી આવૃત્તિ (વિ સ. ૨૦૦૮મા) અને પાચમી આવૃત્તિ (વિ સં. ૨૦૨૧મા) પ્રગટ કરવામા આવી છે.

**જૈન દૃષ્ટિએ યોગ**—શ્રી મોતીચંદભાઈએ લખેલ આ માહિતીપૂર્ણ અને ચિંતનપૂર્ણ ગ્રંથની પહેલી આવૃત્તિ વિ સ ૧૯૭૧માં ભાવનગરની શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી પ્રગટ થઈ હતી તેની બીજી આવૃત્તિ, વિ સ ૨૦૧૦મા આ ગ્રંથમાળાના બીજા ગ્રંથરૂપે, વિદ્યાલય તરફથી પ્રગટ કરવામા આવેલ છે

**શ્રી આનંદઘનજીનાં પદો ભાગ પહેલો**—યોગીરાજ શ્રી આનંદઘનજીના ૫૦ પદોનું શ્રી મોતીચંદભાઈએ કરેલ વિશદ વિવેચન પણ વિ સં ૧૯૭૧મા, ભાવનગરની શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી "શ્રી આનંદઘન પદ્ય રત્નાવલી" નામે પ્રગટ થયું હતું. તે અપ્રાપ્ય થઈ જવાથી તેની બીજી આવૃત્તિ, આ ગ્રંથમાળાના ત્રીજા પુસ્તકરૂપે, વિ સં. ૨૦૧૨મા, ઉપર સૂચવેલ નામથી વિદ્યાલયે પ્રગટ કરી હતી આ ગ્રંથ અત્યારે અપ્રાપ્ય છે

**શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ બીજો**—શ્રી આનંદઘનજીના ૫૧થી ૧૦૮ સુધીનાં પદોનું શ્રી મોતીચંદભાઈએ લખેલ વિવેચન પુસ્તકરૂપે પ્રગટ થાય તે પહેલા જ એમનો સ્વર્ગવાસ થયો એમણે પોતાના અપ્રગટ ગ્રંથોની પ્રેસકોપીઓ વિદ્યાલયને સોંપી છે એટલે એમનો આ અપ્રગટ ગ્રંથ, આ ગ્રંથમાળાના ચોથા પુસ્તક તરીકે, વિ. સ ૨૦૨૦મા વિદ્યાલયે પ્રગટ કર્યો છે. આ ગ્રંથનુ સંપાદન શ્રી રતિલાલ દીપચંદ દેસાઈએ કર્યું છે.

આ રીતે આ ગ્રંથમાળા તરફથી ત્રણ પુનર્મુદ્રિત અને એક નવો એમ ચાર ગ્રંથો પ્રગટ થયા છે

**અપ્રગટ ગ્રંથો**—વિદ્યાલય પાસે મોતીચંદભાઈના આ પ્રમાણે અપ્રગટ ગ્રંથોનુ

લખાણ છે શ્રી આનંદઘનજીકૃત ચોવીશી—અર્થ અને વિવેચન, શ્રી ઉમાસ્વાતિ વાચકકૃત પ્રશમરતિ—અર્થ અને વિવેચન, કર્મતત્ત્વનું વિવરણ કરતું લખાણ આ ગ્રંથો ક્રમે ક્રમે પ્રગટ કરવામાં આવનાર છે

### આગમ-પ્રકાશન-યોજના

આઠેક વર્ષ પહેલાં, સને ૧૯૬૦માં, વિદ્યાલયના માનદ મંત્રી શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ પોતાના કામે વિલાયત ગયા હતા તે વખતે લંડન યુનિવર્સિટીમાં બૌદ્ધ ધર્મનું અધ્યાપન કરાવતા ડૉ શ્રી પદ્મનાભ જૈનીને તેઓને મળવાનું થતાં શ્રી પદ્મનાભજીએ મૂળ જૈન આગમોની સંશોધિત–સંપાદિત (Critical) આવૃત્તિઓ પ્રગટ કરવામાં આવે તો પરદેશમાં જૈન વિદ્યાના અધ્યયન–અધ્યાપનને વેગ મળે એમ સૂચવ્યું શ્રી ચંદુભાઈ જૈન સંસ્કૃતિ અને સાહિત્યના અધ્યયનને વેગ મળે એ માટે ઘણી ધગશ ધરાવે છે, અને એ માટે જે કંઈ કરવું જરૂરી હોય તે દિશામાં પણ પ્રયત્નશીલ રહે છે શ્રી પદ્મનાભજીની વાત એમના મનમાં વસી ગઈ, અને વિલાયતથી પાછા ફરીને તરત જ એમણે એ તરફ ધ્યાન આપ્યું આ સંબંધમાં વિદ્યાલયના પિસ્તાલીસમા રિપોર્ટ (પૃ ૧૮)માં જણાવવામાં આવ્યું છે કે—

"આગમોનું પ્રકાશન છેલ્લા પચાસેક વર્ષમાં ઠીક પ્રમાણમાં થવા છતાં બધાય મૂળ આગમો પ્રગટ કરવાનું કામ તો બાકી જ છે, અને છેલ્લા કેટલાક વર્ષથી આની માગણી થયા કરતી હતી. આ માટે એક વ્યવસ્થિત યોજના કરવા માટે અમદાવાદમાં બીરાજતા પૂજ્ય આગમપ્રભાકર મુનિ મહારાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ તથા પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા સાથે વિગતવાર ચર્ચા–વિચારણા અને વાતચીત કરવામાં આવી આ ઉપરથી તેઓશ્રીએ એક યોજના તૈયાર કરી આ યોજના ઉપર વિચાર કરી આશરે નવથી દસ વર્ષમાં ત્રણથી ચાર લાખ રૂપિયાના ખર્ચે પૂરી કરી શકાય એવી એક યોજના વ્યવસ્થાપક સમિતિએ નવીન વર્ષમાં હાથ ધરી છે, અને તે માટે એક વિશિષ્ટ સમિતિની નિમણૂક કરી છે આવા મોટા કાર્યના પ્રકાશનના સંપાદનની જવાબદારી પૂજ્ય આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ અને પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા જેવા આગમના અભ્યાસીઓએ સ્વીકારી છે"

આ પછી આ "જૈન આગમ ગ્રંથમાળા"ની બધી વિગતો નક્કી કરવામાં આવી. એ યોજના મુજબ પૂજ્યપાદ આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ તથા પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા એના મુખ્ય સંપાદક રહેશે, ગ્રંથની સાઈઝ રૉયલ ("૨૦×૨૭") આઠ પેજી રહેશે, અને કુલ ૧૭ ગ્રંથોમાં ૪૫ મૂળ આગમોને પ્રગટ કરવામાં આવશે—એમ નક્કી કરવામાં આવ્યું તા ૧૮–૮–૧૯૬૦ના રોજ વ્યવસ્થાપક સમિતિએ આ યોજનાને બહાલી આપીને એને માટે નીચે મુજબ આગમ-પ્રકાશન-સમિતિની નિમણૂક કરી —

(૧) શ્રી પ્રસન્નમુખ સુરચંદ બદામી
(૨) શ્રી પરમાનંદભાઈ કુંવરજી કાપડિયા
(૩) ડૉ. જયંતીલાલ સુરચંદ બદામી
(૪) શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ (માનદ મંત્રી)
(૫) શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી (માનદ મંત્રી)

આ પછી વિ સં ૨૦૧૭ના કારતક વદિ ૩, તા ૬–૧૧–૧૯૬૦ ને રવિવારના રોજ બપોરના ૧૧॥ વાગતા, અમદાવાદમા, પૂ મુ શ્રી પુણ્યવિજયજી મહારાજના સાનિધ્યમા, નાના સરખા જ્ઞાન-સમારભથી આ કાર્યનું મંગલાચરણ કરવામાં આવ્યું શ્રી રતિલાલ દીપચદ દેસાઈની આ યોજનાની વ્યવસ્થા માટે સહમંત્રી તરીકે નિમણૂક કરવામા આવી અત્યારે પૂજ્ય મહારાજશ્રી તથા શ્રી દલસુખભાઈની દેખરેખ નીચે પં શ્રી. અમૃતલાલ મોહનલાલ તથા પ શ્રી હરિશકર અબારામ પંડચા કામ કરી રહ્યા છે વિદ્યાલયના સુવર્ણ-મહોત્સવ પ્રસગે, આ યોજના મુજબ, નદિસૂત્ર તથા અનુયોગદ્વાર સૂત્રનો પહેલો ગ્રથ પ્રગટ થશે એવી ધારણા છે અત્યારે આગમપ્રકાશન-સમિતિ નીચેના સભ્યોની બનેલી છે —

૧ શ્રી પરમાનંદભાઈ કુવરજી કાપડિયા
૨ શ્રી જયતીલાલ સુરચદ બદામી
૩. શ્રી રતિલાલ ચીમનલાલ કોઠારી
૪ શ્રી સેવતીલાલ ચીમનલાલ શાહ
પ. શ્રી ચદુલાલ વર્ધમાન શાહ (માનદ મંત્રી)
૬ શ્રી મનુભાઈ ગુલાબચંદ કાપડિયા (માનદ મત્રી)
૭ શ્રી જયતીલાલ રતનચદ શાહ (માનદ મત્રી)
૮ શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ (સહમંત્રી)

વિદ્યાલયે હાથ ધરેલી આગમપ્રકાશનની આ યોજના જૈન ધર્મ અને સાહિત્યની શકવર્તી સેવા બજાવવાની સાથે પ્રકાશનક્ષેત્રે વિદ્યાલયને આતરરાષ્ટ્રીય ખ્યાતિ અપાવે એવી મહત્ત્વની છે એમા શક નથી

સુવર્ણ–મહોત્સવ–ગ્રંથ—વિદ્યાલયના સુવર્ણ-મહોત્સવ નિમિત્તે કળા અને લેખસામગ્રી બન્ને દૃષ્ટિએ ઉત્તમ અને સમૃદ્ધ બને એવો સુવર્ણ-મહોત્સવ-ગ્રંથ પ્રગટ કરવાની યોજના કરવામા આવી છે એ માટે નવ સભ્યોનુ એક સંપાદક મડળ નીમવામા આવ્યું છે, એમા નામાકિત વિદ્વાનોનો પણ સમાવેશ થાય છે આ ગ્રંથ વિદ્યાલયના સાહિત્ય-પ્રકાશન-ક્ષેત્રમા એક સીમાચિહ્નરૂપ બની રહે એવો ઉત્તમ બનશે

જૈન સાહિત્ય અને કળાની સામગ્રીના પ્રકાશનની જરૂર અંગે ૫૦મા રિપોર્ટ (પૃ ૨૩)માં કહેવામા આવ્યુ કે—

"અહિંસામય સસ્કૃતિ અને એના સાહિત્યના પ્રસાર માટે અત્યારનો સમય સોનેરી છે જૈન સાહિત્યના પ્રકાશનની દિશામા હજુ ઘણુ ઘણુ કરવાનુ બાકી છે દેશવિદેશના અભ્યાસીઓ અને જિજ્ઞાસુઓની માગણીને સતોષવા ઘણુ કામ કરવાની જરૂર છે જૈન કળાની સામગ્રી ખૂબ વિપુલ તેમ જ વૈવિધ્યસભર છે એને પણ સુચારુ રૂપમા જગત સમક્ષ મૂકી શકાય એવી યોજના તૈયાર કરવાની ખાસ જરૂર છે"

વિદ્યાલયના સચાલકોની ભાવના, ભલે ધીમે ધીમે પણ, દેશવિદેશમા ઉપયોગી થાય એવુ જૈન સાહિત્ય પ્રગટ કરવાની છે, એથી એટલું તો ફલિત થાય જ છે કે વિદ્યાલયનું મુખ્ય કામ ઉચ્ચ શિક્ષણને પ્રોત્સાહન આપવાનું હોવા છતા એ સાહિત્યના ક્ષેત્રને વિસારી મૂકવાને બદલે એમા પણ યથાશક્ય કામ કરવાની તમન્ના સેવે છે, અને એ દિશામાં બને તેટલો પ્રયત્ન પણ કરતું રહે છે સમાજ, સંસ્થા અને વિદ્વાનો ત્રણેના લાભની આ વાત છે.

# પ્રકરણ અગિયારમું : ખાસ સમારંભો અને ઘટનાઓ

જાહેર સંસ્થાઓને કોઈ ને કોઈ પ્રસંગ નિમિત્તે જાહેર સમારંભો યોજવા પડે છે. વિદ્યાલય એ જૈન સમાજની એક લોકપ્રિય જાહેર સંસ્થા છે, એટલે એને પોતાની ૫૦ વર્ષની કાર્યવાહી દરમ્યાન આવા અનેક સમારંભો યોજવાના અવસર પ્રાપ્ત થયા હોય એ સ્વાભાવિક છે.

ક્યારેક સમાજ સમક્ષ પોતાની કાર્યવાહીની વિગતો રજૂ કરીને સમાજનો વિશેષ સહકાર અને વિશ્વાસ પ્રાપ્ત કરવા માટે, ક્યારેક સમાજ પ્રત્યેની પોતાની લાગણી વ્યક્ત કરવા માટે, ક્યારેક ધાર્મિક પ્રસંગની ઉજવણી નિમિત્તે, ક્યારેક સંસ્થાની કે સમાજની વિશિષ્ટ સેવા કરનાર મહાનુભાવોના સન્માન માટે, તો ક્યારેક વિદ્વાનોનું બહુમાન કરવા માટે—એમ જુદા જુદા નિમિત્તે વિદ્યાલય તરફથી અવારનવાર સમારંભો યોજાતા રહે છે. પણ સમારંભનું નિમિત્ત ગમે તે હોય, બધાય સમારંભોની પાછળ વિદ્યાલયના સંચાલકોની મૂળ દૃષ્ટિ શરૂઆતથી જ એવી રહી છે કે, કેવળ સમારંભની ખાતર સમારંભ જેવી આનંદ-વિનોદની દૃષ્ટિએ નહીં પણ, સંસ્થાની આર્થિક શક્તિ, કાર્યશક્તિ અને પ્રતિષ્ઠામાં વધારો કરે કે એના કાર્યક્ષેત્રનો વિકાસ કરે એવા જ સમારંભો પ્રયોજવા અને વિદ્યાલયના ક્રમિક વિકાસની વિગતો જોતાં એમ ચોક્કસ લાગે છે કે વિદ્યાલયને વિશેષ પ્રાણવાન અને પ્રગતિશીલ બનાવવામાં આ સમારંભોનો પણ ચોક્કસ અને નોંધપાત્ર ફાળો છે. આ સમારંભોની સફળતા એ પણ વિદ્યાલયની લોકપ્રિયતાની સૂચક બની રહે એવી છે આવા કેટલાક સમારંભોની અહીં ટૂંકમાં નોંધ લેવી ઉચિત લાગે છે

**જિનમંદિરની પ્રતિષ્ઠા**—વિદ્યાલયનું કામ ભાડાના મકાનમાં શરૂ કરવામાં આવ્યું ત્યારે તેમ જ દસ વર્ષ બાદ વિદ્યાલયનું પોતાનું આલિશાન મકાન ચણાવવામાં આવ્યું ત્યારે પણ, સંસ્થાના એક અનિવાર્ય અંગ રૂપે, એની સાથે જિનમંદિર રાખવામાં આવ્યું જ હતું ભાડાના મકાનમાં સંસ્થા હતી ત્યારે ત્યાં એક ઓરડામાં ઘરદેરાસર કરીને એમાં ધાતુના પ્રતિમાજી પધરાવવામાં આવ્યા હતા ગોવાળિયા ટેંક ઉપર સંસ્થાનું મકાન તૈયાર થયું ત્યારે ત્યાં સંસ્થાના મકાનમાં, છતાં મંદિરની પવિત્રતા સચવાય એમ અલાયદું, જિન-મંદિર ચણાવવામાં આવ્યું, અને એમાં ધાતુના જ પ્રતિમાજી પધરાવવામાં આવ્યા નવ-દસ વર્ષ આ પ્રમાણે ચલાવ્યા પછી વિ સં ૧૯૯૧માં સંસ્થાના પ્રેરક આચાર્યશ્રીનું મુંબઈમાં પધારવાનું થયું તેઓશ્રીની અનુમતિથી જિનમંદિરમાં ધાતુના પ્રતિમાને સ્થાને આરસનાં પ્રતિમા પધરાવવાનું નક્કી થયું તેઓના મુંબઈ પધાર્યા બાદ પાંચ દિવસનો ધર્મમહોત્સવ ઊજવવાપૂર્વક, વિ સં ૧૯૯૧ના માહ સુદિ ૧૦ના રોજ, તેઓશ્રીની નિશ્રામાં, પાટણ-નિવાસી સ્વ શેઠ શ્રી જીવાભાઈ મોકમચંદના શ્રેયાર્થે, તેમના ધર્મપત્ની સુભદ્રાબહેન તથા સુપુત્ર પ્રવીણચંદ્રભાઈના હાથે, મૂળનાયક શ્રી વાસુપૂજ્યસ્વામીની પ્રતિષ્ઠા કરાવવામાં આવી.

સાથે સાથે મૂળનાયક ભગવાનની જમણી બાજુએ મહાવીરસ્વામીની અને ડાબી બાજુએ સુમતિનાથ પ્રભુની પ્રતિમાઓ પધરાવવામાં આવી વિ. સં. ૧૯૭૩ના ચોમાસા પછી આચાર્ય મહારાજનું મુંબઈમાં પધારવું ૧૮ વર્ષ પછી થયું હતું, અને આ દરમ્યાન વિદ્યાલય પણ ઉત્તરોત્તર લોકપ્રિયતા પ્રાપ્ત કરતું જતું હતું, એટલે સંઘનો ઉત્સાહ અનેરો હતો; અને તેથી આ પ્રતિષ્ઠા મહોત્સવનો રંગ પણ અનેરો હતો

ફરી પ્રતિષ્ઠા—વીસેક વર્ષ બાદ દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર લાગવાથી, પૂ. આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરિજીની અનુમતિ મેળવીને, મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવામાં આવ્યો જીર્ણોદ્ધારનું કામ ચાલતું હતું તે દરમ્યાન પૂ. આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજનો સ્વર્ગવાસ થયો. જીર્ણોદ્ધારનું કામ પૂરું થતાં આચાર્ય મહારાજ શ્રી વિજયપૂર્ણાનંદસૂરિજી મહારાજની નિશ્રામાં ફરી પ્રતિષ્ઠા કરાવવાનું નક્કી થયું. વિ. સં. ૨૦૧૪ના પોષ વદિ ૧૧, બુધવારથી માહ સુદિ ૬, રવિવાર તા. ૧૫-૧-૧૯૫૮થી તા. ૨૬-૧-૧૯૫૮ સુધીનો બાર દિવસનો ધર્મોત્સવ ઊજવીને માહ સુદિ ૩ને ગુરુવાર, તા. ૨૩-૧-'૫૮ના રોજ જિનમંદિરમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનની બે પ્રતિમાઓની પ્રતિષ્ઠા શ્રી હીરાલાલ રાયચંદ ભણશાળીના હાથે કરાવવા ઉપરાંત બે બાજુના બે ગોખમાં પૂજ્ય આત્મારામજી મહારાજની આરસપ્રતિમાની પ્રતિષ્ઠા શ્રી ભોગીલાલ રિખવચંદ ઝવેરીના હાથે અને પૂજ્ય આચાર્ય વિજયવલ્લભસૂરિજી મહારાજની આરસપ્રતિમાની પ્રતિષ્ઠા શ્રીમતી મંજુલાબહેન અભેચંદભાઈના હાથે કરાવવામાં આવી આ પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મસૂરિજી પણ પધાર્યા હતા, અને મહોત્સવ ખૂબ ઉત્સાહથી ઊજવાયો હતો આ રીતે તીર્થંકર ભગવંતની સાથે પરમ ઉપકારી ગુરુવર્યોની પ્રતિમાના નિયમિત દર્શનનો શુભ યોગ બની ગયો—જાણે દેવ અને ગુરુ મૂકપણે ધર્મની પ્રેરણા આપી રહ્યા.

## સંસ્થાકીય સમારંભો

સંસ્થાના કાર્યનો આરંભ—સંસ્થા શરૂ કરવાની પૂર્વ તૈયારી એક જ વર્ષમાં પૂરી થતાં તા. ૧૮-૬-૧૯૧૫ના રોજ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે પંચ કલ્યાણક પૂજા ભણાવીને ધર્મવિધિપૂર્વક, વિદ્યાલયના કાર્યની મંગલ શરૂઆત કરવામાં આવી તે પછી આવી જાહેર સંસ્થા પ્રત્યે સમાજનું વિશેષ ધ્યાન જાય એ હેતુથી, એક મહિના બાદ, મુંબઈના સુપ્રસિદ્ધ આગેવાન સર વસનજી ત્રીકમજીના પ્રમુખપદે ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો હતો આ મેળાવડામાં જૈન તેમ જ અન્ય ભાઈઓ-બહેનો અને આગેવાનોએ મોટી સંખ્યામાં હાજર રહીને વિદ્યાલયને સહર્ષ વધાવી લીધું હતું

મકાનનું ખાતમુહૂર્ત—મુંબઈમાં ગોવાળિયા ટેંક ઉપર અત્યારે જે સ્થાને વિદ્યાલયનું આલિશાન મકાન ખડું છે તેનું ખાતમુહૂર્ત વિ. સં. ૧૯૭૮ના માગસર વદિ ૯, ગુરુવાર, તા. ૧૩-૧૨-૧૯૨૨ના રોજ શેઠ શ્રી દેવકરણ મૂળજીના હસ્તે કરાવવામાં આવ્યું. વિદ્યાલયનો ઇતિહાસ કહે છે કે મકાનના ખાતમુહૂર્તની સાથે સાથે વિદ્યાલયના વિકાસ માટે પણ એ પ્રસંગ જાણે ખાતમુહૂર્ત સમો સાબિત થયો હતો

મકાનનું ઉદ્‌ઘાટન—વિદ્યાલયની સ્થાપના બાદ દસ જ વર્ષમાં ઉત્તરોત્તર વિકસતી સંસ્થાના ચાલુ ખર્ચને પહોંચી વળવા ઉપરાંત, મકાન માટે જમીન ખરીદવામાં તેમ જ

મકાન તૈયાર કરવામાં ચાર લાખ કરતાં પણ વધારેની રકમનું (રૂ. ૪,૨૧,૦૭૫-૦૦ જેટલું) ખર્ચ કરવાની શક્તિ અને હિંમત આવવી એ ઘટના પોતે જ સંસ્થા અને સમાજ વચ્ચે કેવી આત્મીયતાની ભાવના સ્થપાઈ હતી એનુ આનંદજનક અને પ્રેરક દર્શન કરાવે એવી છે તેથી સંસ્થાનું મકાન તૈયાર થતાં એનું ભવ્ય ઉદ્‌ઘાટન કરાવવાની ભાવના સંસ્થાના મોવડીઓને થાય એ સ્વાભાવિક છે વિ સં. ૧૯૮૧ના શ્રાવણ સુદિ ૬ ને સોમવાર, તારીખ ૨૭-૭-૧૯૨૫ના રોજ, મકાનનું પ્રાચીન પદ્ધતિ પ્રમાણે વાસ્તુ કરવામાં આવ્યુ આ મંગલ પ્રસંગે પૂજ્ય પંન્યાસ શ્રી લલિતવિજયજી તથા પૂજ્ય પંન્યાસ શ્રી લાભવિજયજી આદિએ પધારી પ્રસંગને ધાર્મિક ગૌરવ આપ્યુ હતું શેઠ દેવકરણ મૂળજીના સુપુત્રી કુમારી શાતાબહેનના હાથે કુંભસ્થાપન કરાવીને પંચકલ્યાણક પૂજા ભણાવવામાં આવી હતી આ પછી થોડા જ વખતે, વિ સં ૧૯૮૧ના આસો વદિ ૮, સોમવાર, તારીખ ૩-૧૦-૧૯૨૫ના રોજ, મકાનના ઉદ્‌ઘાટનનો જાહેર સમારંભ ભાવનગર રાજ્યના લોકપ્રિય દીવાન સર પ્રભાશંકર પટણીના પ્રમુખપદે ઊજવવામા આવ્યો આ પ્રસંગે પ્રમુખશ્રીએ, પોતાની ખુશાલીરૂપે, ભાવનગર રાજ્ય તરફથી, ૧૦ વર્ષ માટે, વાર્ષિક રૂા ૨૫૦ વિદ્યાલયને આપવાની જાહેરાત કરીને આ સમારંભને વિશેષ ગૌરવશાળી બનાવ્યો હતો આ પ્રસંગ વિદ્યાલયના ઇતિહાસમા એક જ્વલંત સીમાચિહ્નરૂપ બની રહે એવો હતો મકાનની સાથે સાથે વિદ્યાલયના પાયા પણ સમાજમા દૃઢમૂળ થતા જતા હતા*

**શ્રી. વાડીલાલ સારાભાઈની સખાવત**—વિદ્યાલયના મકાનનુ ઉદ્‌ઘાટન થયા પછી થોડા વખતમાં જ અમદાવાદનિવાસી જાણીતા ધર્મપ્રેમી શ્રેષ્ઠી શ્રી વાડીલાલ સારાભાઈએ વિદ્યાલયને એક લાખની સખાવત આપવાનો ઉદાર નિર્ણય કર્યો એ ઉપરથી વિદ્યાલયના મકાનને "શેઠ વાડીલાલ સારાભાઈ વિદ્યાર્થીગૃહ" એવુ નામ આપવાનુ વિદ્યાલયના સંચાલકોએ નક્કી કર્યું અને એની જાહેરાતનો સમારંભ પણ વિ સં ૧૯૮૨ના ચૈત્ર વદિ ૧૨, શુક્રવાર, તા ૯-૪-૧૯૨૬ના રોજ સર પ્રભાશંકર દલપતરામ પટણીના પ્રમુખપદે ભવ્ય રીતે ઊજવવામા આવ્યો આ પ્રસંગે પોતાની લાગણી વ્યક્ત કરતા પ્રમુખશ્રીએ કહ્યું કે—

"આવા ધર્મના કામમાં તેમણે આવી મોટી સખાવત કરી છે એ માટે તેમને ધન્યવાદ ઘટે છે સખાવત ઔદાર્ય કરતી વખતે એમને ખુશાલી ઊપજી હશે અને આપણે ઉપકાર માની તેની કદર કરીએ છીએ એમણે તમારા ઉપર ઉપકાર કર્યો છે અને તે ગ્રહણ કરીને તેમનુ ઔદાર્ય બતાવવાને જે પ્રસંગ મળ્યો છે તેથી તેમને ખરેખરી ખુશાલી ઊપજશે આ વિદ્યાલય એક વિરાટ સ્વરૂપ જેવુ છે અને તેને મદદ કરનારાઓને ખરેખર ધન્યવાદ ઘટે છે" (રિપોર્ટ ૧૧, પૃ ૭૯)

---

* આ પ્રસંગે પ્રમુખશ્રીના હાથે વિદ્યાર્થીઓ ઉપરાંત મિસ્ત્રી, સુતાર, કડિયા વગેરેના કામની કદરદાની રૂપે એમને પણ પારિતોષિકો અપાયા હતા આની સાથોસાથ આ કામની નિઃસ્વાર્થભાવે અને પૂરી ચીવટથી દેખરેખ રાખવા બદલ શ્રી વાડીલાલ નથુભાઈનુ રૂા ૫૦૦) આપીને બહુમાન કરવામાં આવ્યુ એ સેવાભાવી મહાનુભાવે એ રકમના પોતા તરફથી રૂા ૨૫) ઉમેરીને રૂા ૫૨૫) મકાન ફડમા અર્પણ કરી દીધા આ પ્રસંગ જેમ શ્રી વાડીભાઈની નિઃસ્વાર્થ સેવાભાવનાની તેમ સમાજની વિદ્યાલય પ્રત્યેની મમતાની પ્રશસ્તિરૂપ બની રહે એવો છે

આ પ્રસંગે શેઠ વાડીભાઈ નાદુરસ્ત તબિયત છતાં હાજર રહ્યા હતા. સમારંભમાં એમનું ભાષણ એમના ભાણેજ શ્રી મણિલાલ મોહનલાલે વાંચી સંભળાવ્યું હતું, જેમાં બહુ જ વિનમ્રતાપૂર્વક જણાવવામા આવ્યુ હતું કે—

"આ કાર્ય માટે મારો જે ઉપકાર માનવામાં આવ્યો છે, અને એમા મારાં જે વખાણ કરવામા આવ્યા છે તે સબધમા તમારો ઉપકાર માની જણાવીશ કે મે માત્ર મારી ફરજ બજાવી છે અને તેમ કરવામા મે કઈ ઉપકાર કર્યો નથી મહાવીર વિદ્યાલયને મદદ કરી અને તેવા કાર્યમા મારો ફાળો આપવો એમા કઈ મે મહત્ત્વનું કાર્ય કર્યું નથી આ સંસ્થાને જોઈતી સગવડો આપી કઈ પણ શ્રેયનુ કાર્ય કરવુ એ મારી ફરજ સમજું છુ" (રિપોર્ટ ૧૧, પૃ ૭૯)

કેળવણી દ્વારા સમાજ ઉત્કર્ષના કાર્યમા પોતાનો આવો ઉમદા ફાળો આપ્યા બાદ થોડા જ મહિનામાં, તા ૧૦–૬–૧૯૨૬ના રોજ, આ સરળ, સાદા અને મખીદિલ મહાનુભાવનો ખેદજનક સ્વર્ગવાસ થયો એમના સત્કાર્યોની સુવાસ સદાને માટે મઘમઘતી રહેશે *

વિદ્યાલયનો રજત મહોત્સવ—સને ૧૯૪૦માં વિદ્યાલયને ૨૫ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે રજત મહોત્સવની ઉજવણી માટે, સને ૧૯૪૧મા તા ૨૭–૨૮–૨૯ ડિસેમ્બરના ત્રણ દિવસનો ભરચક્ક કાર્યક્રમ યોજવામા આવ્યો હતો, અને ખૂબ ઉત્સાહપૂર્વક એ બધા કાર્યક્રમોની ઉજવણી કરવામા આવી હતી

તા ૨૭મીની સવારે રોયલ ઓપેરા હાઉસમાં મનોરંજન કાર્યક્રમ, બપોરે વિદ્યાલયના પ્રથમ સ્નાતક શ્રી રમણીકલાલ મગનલાલ મોદીના પ્રમુખપદે વિદ્યાલયના જૂના વિદ્યાર્થીઓનુ સમ્મેલન, રાત્રે દીવાનબહાદુર સર હરિલાલ ગોસળિયાના પ્રમુખપદે અગ્રેજી અને ગુજરાતીમાં વકતૃત્વસ્પર્ધા યોજવામાં આવ્યા હતા

તા ૨૮મીની સવારે શ્રીયુત મકનજી જૂઠાભાઈ મહેતા, બૅરીસ્ટરના પ્રમુખપદે વ્યાયામના પ્રયોગો, બપોરે સર મણિલાલ બાલાભાઈ નાણાવટીના પ્રમુખપદે રજત–મહોત્સવનો કાર્યક્રમ અને રાત્રે પડિત શ્રી સુખલાલજીના પ્રમુખપદે શ્રી શંકરરાવદેવનું અહિંસા ઉપર ભાષણ રાખ્યું હતું અનિવાર્ય કારણે શ્રી શંકરરાવદેવ ન આવી શકયા તેથી ગાધીજીના સત્યાગ્રહ આશ્રમના નિવાસી બનેલા (વિદ્યાલયના જૂના વિદ્યાર્થી) શ્રી રમણીકભાઈ મોદીએ અહિંસા ઉપર સુદર ભાષણ આપ્યું હતુ

* વિદ્યાલયનો અગિયાર–બારમા વર્ષનો સમય જેમ મકાન વગેરેમા થયેલ જંગી ખર્ચને કારણે આર્થિક કટોકટીનો હતો તેમ ડોકટરી લાઈનને લઈને વિદ્યાલયની સામે ઊભી થયેલ ચર્ચાને કારણે સામાજિક કસોટીનો પણ હતો એ જ વખતમાં માત્ર ૭ જ માસના ટૂકા ગાળામા સસ્થાના મકાનના ઉદ્ઘાટનનો ભવ્ય સમારભ થયો અને શેઠ વાડીલાલ સારાભાઈની એક લાખ રૂપિયા જેવી બાદશાહી સખાવત મળી તેને લીધે આવો બીજો સુદર સમારંભ યોજી શકાયો તે એમ સૂચવે છે કે કુદરત વિદ્યાલયને માટે દરેક પ્રકારની સાનુકૂળતા કરી આપતી હતી શેઠ વાડીલાલ સારાભાઈ વિદ્યાર્થીગૃહના ઉદ્ઘાટન પ્રસગે જાણીતા સ્વતત્ર ચિતક શ્રીયુત પરમાનદભાઈ કુંવરજી કાપડિયાએ ઠીક જ કહ્યુ હતુ કે—"અત્યારની શેઠ વાડીલાલની ઉદારતા માટે તેમને ધન્યવાદ ઘટે છે અત્યારના સમયમાં નાણા સબધી સ્થિતિ કેવી છે, તે કાંઈ અજાણ્યુ નથી આવા સમયે તેમની એક લાખની સખાવત ચાર લાખ જેટલી છે અને એમના એ ઉદાર કાર્ય માટે તેમને ધન્યવાદ ઘટે છે." (રિપોર્ટ ૧૧, પૃ ૭૮)

# મુંબઈના જિનમંદિરનો પ્રતિષ્ઠા મહોત્સવ



બેઠા ઘાટનું નાનું નમણું જિનમંદિર



પૂ. આ. વિજયપૂર્ણાનંદસૂરિજી મહારાજ પ્રાણપ્રતિષ્ઠાવિધિ કરી રહ્યા છે.

## દેવ અને ગુરુનાં દર્શન



મૂળ નાયક શ્રી વાસુપૂજ્યસ્વામી તથા અન્ય જિનપ્રતિમાઓ



પૂ. આ. વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ



પૂ. આ. વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ

# વિદ્યાલયનો રજત મહોત્સવ સમારંભ



માનદમંત્રી શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા નિવેદન કરે છે.



પ્રમુખ શ્રી મણિલાલ બાલાભાઈ નાણાવટી પ્રવચન કરી રહ્યા છે.

## શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાનું સન્માન



પ્રમુખ શ્રી મણિલાલ બાલાભાઈ નાણાવટી અભિનંદનપત્ર
અર્પણ કરી રહ્યા છે.



શ્રી મોતીચંદભાઈ જવાબ આપી રહ્યા છે.

# આચાર્ય વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ પ્રકાશન સમારંભ

શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ ગ્રંથનું પ્રકાશન કરી રહ્યા છે.

સ્મારક ગ્રંથના બાહ્ય આવરણનો દેખાવ





શેઠ શ્રી કપૂરચંદ નેમચંદ મહેતા તથા એમના કુટુંબીજનોનું બહુમાન
શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ એમને અભિનંદન આપે છે.



પંડિત શ્રી સુખલાલજીનું બહુમાન



શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સના ૨૦મા અધિવેશનના પ્રમુખ શ્રી મોહનલાલ લલ્લુચંદ શાહનું બહુમાન



શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાના આરસના બસ્ટનું શ્રી એસ. કે. પાટીલે અનાવરણ કર્યું તે પ્ર[illegible]



શાહસોદાગર શેઠશ્રી મેઘજીભાઈ પેથરાજનું બહુમાન



પૂ. આ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીની વિદ્યાલયમાં સ્થિરતા દરમ્યાન
એમના દર્શનાર્થે આવેલ જૈન અગ્રણીઓ



સરદાર પટેલ યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી ઈશ્વરભાઈ જેઠાભાઈ પટેલના પ્રમુખપદે શાખાના મકાનનો શિલારોપણવિધિ શ્રી ચીમનલાલ પ્રાણજીવનદાસ શાહે કર્યો તે પ્રસંગની તસ્વીર.



શ્રી ચીમનલાલ પ્રાણજીવનદાસ શાહ શિલારોપણવિધિ કરી રહ્યા છે.



તાજેતરમાં તૈયાર થયેલું વલ્લભવિદ્યાનગર શાખાનું વિશાળ, સુંદર મકાન



વલ્લભવિદ્યાનગર શાખાના પ્રેરક
શ્રી મણિલાલ નરસીદાસ દોશી

તા. ૨૯ના સવારના સ્નાત્રપૂજા તથા શ્રી વિજયવલ્લભસૂરિજીકૃત પંચકલ્યાણક પૂજા, સાંજે સમૂહભોજન અને રાત્રે મુંબઈ રાજ્યના માજી મુખ્યપ્રધાન શ્રી બાળાસાહેબ ખેરના પ્રમુખપદે પંડિત સુખલાલજીએ "ભારતીય સંસ્કૃતિના માર્ગો" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું આ પ્રસંગની યાદમાં વિદ્યાલય તરફથી સચિત્ર અને સુંદર રજત–મહોત્સવ સ્મારક ગ્રંથ પ્રગટ કરવામા આવ્યો હતો. એમા ૧૫૦ પાનાંમા વિદ્યાલયની ૨૫ વર્ષની કાર્યવાહીનો અહેવાલ અને ૩૦૦ પાનામા વિદ્વાનોના અભ્યાસપૂર્ણ લેખો આપવામા આવ્યા હતા

મુખ્ય સમારંભના પ્રમુખપદેથી સર મણિલાલ બાલાભાઈ નાણાવટીએ વિચારપૂર્ણ અને પ્રેરક ભાષણ કર્યું હતુ આ વક્તવ્યમા જ્ઞાનનુ મહત્ત્વ, જૈનોની જ્ઞાનોપાસના તેમ જ વ્યાવહારિક કેળવણીની પ્રાચીન પદ્ધતિ અંગે વિવેચન કર્યા બાદ અત્યારની પરિસ્થિતિનો ઉલ્લેખ કરતા (રિપોર્ટ ૨૭, પૃ ૩૨–૩૪) પ્રમુખશ્રીએ કહ્યું કે—

"પરંતુ કાળબળે આપણી આ પ્રાચીન શિક્ષણ પ્રણાલિકાની ઉજ્જવળ કારકિર્દી મધ્ય યુગના અંત સમયમા ઝાખી પડવા લાગી આ અરસામા જ રાજાઓના અરસપરસના ઝઘડા, ધર્મગુરુઓના ક્ષુદ્ર મતમતાંતરોની મારામારી અને યુગબળને પિછાણવાની આપણી ટૂંકી દૃષ્ટિને લીધે ભારતવર્ષમા અંગ્રેજ સત્તાની સ્થાપના થઈ તેની સાથે જગત પર પોતાની પ્રચંડ શક્તિઓ દર્શાવતુ પશ્ચિમનુ વિજ્ઞાન પણ આવ્યુ આથી આપણી સઘળી જીવનપ્રણાલિકામા ભારે પરિવર્તનો શરૂ થયા

"આ ક્રાંતિયુગમા જૈનાચાર્યો પાછળ પડચા હોય તેમ જણાય છે તેઓએ અંગ્રેજી ભાષાનો તથા પશ્ચિમના વિજ્ઞાનનો પ્રામાણિક અભ્યાસ કરીને સમાજને દોરવણી આપવાની જરૂર હતી, પરંતુ તેઓ એ દિશામા ઉદાસીન જ રહ્યા માત્ર ત્રણ વ્યક્તિઓએ એ દિશામા પ્રયાસ કર્યો પૂજ્યપાદ શ્રી આત્મારામજી મહારાજ, પૂજ્યપાદ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ તથા પૂજ્યપાદ શ્રી વિજય-ધર્મસૂરીશ્વરજી મહારાજ

"ઉચ્ચ કેળવણી લેનારાઓને પૂરતી સગવડ આપનાર આપણા સમાજમા આ એકની એક સંસ્થા છે છતાં તેની નાણા વિષયક સ્થિતિ આમ કેમ? આપણો સમાજ જોકે પ્રાચીન કાળનો સમૃદ્ધ જૈન સમાજ નથી છતાં તેમા હજી અનેક ધનવાનો પડચા છે, અને દાનનો પ્રવાહ પણ વહી રહ્યો છે પરંતુ કેટલીક ખોટી માન્યતાઓને લીધે તે એવી રીતે વહી રહ્યો છે કે તેનુ જે પરિણામ આવવુ જોઈએ તેટલુ આવતુ નથી કેટલાક ભાઈઓ શુભેચ્છાથી દાન કરે છે પરંતુ તેના ઉપયોગ માટે પોતાની નાનકડી જ્ઞાતિ અને સ્થાનની જે મર્યાદા મૂકે છે તેથી તેની ઉપયોગિતા ઘણા અંશે કમી થાય છે આવા નાના નાના ને છુટા છુટા ફંડોને જો એકત્ર કરવામા આવે અને 'જૈન એજ્યુકેશન જનરલ ફંડ' જેવુ ફંડ સ્થાપવામાં આવે તો તે દ્વારા ઘણુ સંગીન કાર્ય થઈ શકે

"શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો વહીવટ નમુનેદાર છે તેની દરેક વસ્તુ બંધારણ પૂર્વક થાય છે દર વર્ષે તેનો નિયમિત રિપોર્ટ જનતાની સેવામા રજુ થાય છે તેમા તેના હસ્તકના તમામ ટ્રસ્ટો, ચાલુ ખર્ચ, વિદ્યાર્થીઓની વર્તમાન સંખ્યા તથા લોન રિફંડની પ્રામાણિક માહિતી રજુ થાય છે તેથી કોઈને તે સંબંધી ટીકા કરવાનો અવકાશ નથી"

"જૈન બંધુઓ! આપ જૈન સમાજનો ખરેખરો ઉત્કર્ષ ચાહતા હો તો નાની નાની બાબતોના મતભેદો અને ઝઘડાઓમા પડવાનુ છોડી દઈ રચનાત્મક કાર્યક્રમની પાછળ લાગો કેળવણીનો પ્રચાર તેમાનુ એક મુખ્ય કાર્ય છે એ કાર્ય આપ બરાબર પાર પાડો તો વર્તમાન કાળની અનેક વિકટ

સમસ્યાઓનો આપોઆપ ઉકેલ આવી જશે સાધુ મુનિરાજો ! આપ મહાન તીર્થંકરો અને પૂર્વાચાર્યોના વારસદાર છો તે યાદ કરશો તેઓએ જે નિષ્ઠાથી જ્ઞાનોપાસના કરી હતી, લોકજીવનમાં જ્ઞાનનો પ્રચાર કર્યો હતો તે જ નિષ્ઠાથી આપ પણ જ્ઞાનોપાસના કરો એના ફળો હમેશા મધુરા જ આવશે"

આ પ્રસંગે વિદ્યાલયના મંત્રીશ્રીએ પણ કેળવણીનુ મહત્ત્વ સમજાવતું નિવેદન કર્યું હતુ. શહેરના તથા બહારગામના આગેવાનોએ મોટી સંખ્યામા હાજર રહી આ સમારંભનું ગૌરવ વધાર્યું હતુ.

અમદાવાદ શાખાનું ઉદ્‌ઘાટન—શેઠ શ્રી ભોળાભાઈ જેશિંગભાઈએ અમદાવાદમાં વિદ્યાલયની શાખા શરૂ કરવા માટે એક લાખ રૂપિયાની સખાવત આપી તે મુજબ તેમના 'નિર્મળ નિવાસ' નામે બંગલામા "શેઠ શ્રી ભોળાભાઈ જેસિંગભાઈ દલાલ વિદ્યાર્થીગૃહ" મા વિદ્યાલયની અમદાવાદ શાખાની શરૂઆત વિ સં. ૨૦૦૨ના જેઠ સુદિ ૧૦ને રવિવાર, તા ૯–૬–૧૯૪૬ના રોજ, આપણી પ્રાચીન પદ્ધતિ પ્રમાણે, પૂજા ભણાવીને, કરવામાં આવી ત્યાર બાદ આ શાખાના ઉદ્‌ઘાટનનો તથા શ્રી ભોળાભાઈ શેઠના બસ્ટના અનાવરણનો વિધિ તા ૨૯–૧૨–૪૬ના રોજ અમદાવાદમા ભારતના રાષ્ટ્રપુરુષ સરદાર વલ્લભભાઈ પટેલના હાથે કરાવવામા આવ્યો આની વિગતો છઠ્ઠા પ્રકરણમા (પૃ ૭૨) આપવામા આવી છે, તેથી એની અહીં પુનરુક્તિ કરવાની જરૂર નથી

આગમ-પ્રકાશન-યોજનાનો પ્રારંભ—આ યોજનાની અને એની શુભ શરૂઆત કરવાના નાના સરખા સમારંભની કેટલીક વિગતો ૧૦મા પ્રકરણમા (પૃ ૧૨૩) આપવામાં આવી છે અમદાવાદમા લુણસાવાડાના ઉપાશ્રયમા તા. ૬–૧૧–૬૦ના રોજ ઊજવાયેલ આ સમારંભ અંગે વિશેષમા ૪૬મા રિપોર્ટ (પૃ ૧૬–૧૭)મા જણાવવામા આવ્યું છે કે—

"આ સમારંભ માટે વિદ્યાલયના બન્ને માનદમંત્રીઓ શ્રી ચંદુલાલ સાકરચંદ મોદી તેમ જ શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ, કોષાધ્યક્ષ શ્રી પ્રવીણચંદ્ર હેમચંદ કાપડિયા, વ્યવસ્થાપક સમિતિના સભ્ય શ્રી મોતીલાલ ચીમનલાલ શાહ અને મહામાત્ર શ્રી કાંતિલાલ ડા કોરા ખાસ મુંબઈથી અમદાવાદ ગયા હતા

"આ મંગલ પ્રસંગે અનેક જૈન-જૈનેતર વિદ્વાનો—પંડિત શ્રી સુખલાલજી, પુરાતત્ત્વાચાર્ય શ્રી જિનવિજયજી, પં શ્રી દલસુખભાઈ માલવણિયા, પ્રો ડૉ વિ એમ કુળકર્ણી, પ્રો વિ એમ શાહ, ડૉ પ્રબોધ પંડિત, ડૉ હરિપ્રસાદ શાસ્ત્રી, શ્રી કેશવરામ શાસ્ત્રી, શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ, શ્રી જયભિખ્ખુ, શ્રી મનુભાઈ જોધાણી વગેરે, તેમ જ આગેવાનો શ્રી કેશવલાલ લલ્લુભાઈ ઝવેરી, શ્રી જગાભાઈ ભોગીલાલ નાણાવટી, શ્રી રસિકલાલ નાથાલાલ, શ્રી જેશિંગભાઈ ઉગરચંદ, શ્રી ચંદુલાલ ભીખાભાઈ સતિયા, શ્રી સારાભાઈ ડાહ્યાભાઈ વગેરે અને શ્રી ઇન્દુમતીબહેન ચીમનલાલ શેઠ, શ્રી ગંગાબહેન ઝવેરી, શ્રી હીરાબહેન પાઠક વગેરે બહેનો સારી સંખ્યામા હાજર રહ્યા હતા

"પૂજ્યપાદ આગમપ્રભાકર શ્રી પુણ્યવિજયજી મહારાજના મંગળાચરણ બાદ સંસ્થા તરફથી શ્રી ચંદુલાલ વર્ધમાન શાહે આવકાર આપતુ પ્રાસંગિક નિવેદન કર્યું હતુ, અને ત્યાર બાદ પંડિત શ્રી સુખલાલજી, પુરાતત્ત્વાચાર્ય શ્રી જિનવિજયજી તેમ જ પં શ્રી દલસુખભાઈ માલવણિયાએ અને અંતમા પૂજ્યપાદ શ્રી પુણ્યવિજયજી મહારાજે આ કાર્ય તેમ જ વિદ્યાલયે હાથ ધરેલ યોજનાનુ મહત્ત્વ સમજાવતા તેમ જ જૈન આગમો, એની મહત્તા, એના સંપાદનની પદ્ધતિ તેમ જ આવી સંપાદિત આવૃત્તિઓની ઉપયોગિતાની વિગતવાર સમજૂતી આપતા પ્રવચનો કર્યા હતા, અને આવુ

ઉપયોગી કાર્ય હાથ ધરવા બદલ વિદ્યાલયને અભિનંદન આપ્યાં હતા

"મુદ્રાગ્રરના અને જૈન આગમો સબંધી વિશિષ્ટ માહિતી આપતા તેમ જ એની મહત્તાનો ખ્યાલ આપતા આ પ્રવચનોને લીધે, બે કલાક ચાલેલ આ સમારંભ, જૈન સાહિત્ય અને ખાસ કરીને આગમોની દૃષ્ટિએ, નાના સરખા જ્ઞાનસત્ર જેવો ગૌરવશાળી બન્યો હતો."

**વડોદરા શાખાના નવા મકાનનુ ઉદ્ઘાટન**—વડોદરા શાખાનું નવું વિશાળ મકાન તૈયાર થતા તેનું ઉદ્ઘાટન વિ સ ૨૦૧૮ના જેઠ સુદિ ૧૩, તા ૧૬–૬–૧૯૬૨ ને રવિવારે શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના હસ્તે કરાવવામા આવ્યું એ સમારંભનો સવિસ્તર અહેવાલ છઠ્ઠા પ્રકરણમા (પૃ ૭૯) આપ્યો છે તે ત્યા જોઈ શકાશે

**વલ્લભવિદ્યાનગર (આણંદ) શાખાનુ શિલારોપણ**—તા ૨૫–૧–૬૪ના રોજ સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રી ઈશ્વરભાઈ પટેલના પ્રમુખપદે, શ્રીયુત ચીમનલાલ પ્રાણજીવનદાસ શાહના હાથે વિદ્યાલયની વલ્લભવિદ્યાનગર (આણંદ) શાખાનુ શિલારોપણ કરવામા આવ્યુ તેનો અહેવાલ પણ છઠ્ઠા પ્રકરણમાથી (પૃ ૮૧) જોઈ શકાશે

**૫૦ વર્ષની પૂર્ણાહુતિનો ધાર્મિક સમારંભ**—વિ સ ૨૦૨૧ના જેઠ સુદિ છઠ્ઠના રોજ વિદ્યાલયની યશસ્વી કારકિર્દીને ૫૦ વર્ષ પૂરા થયા તે નિમિત્તે વિદ્યાલય તરફથી મુંબઈમાં તેમ જ અમદાવાદ, પૂના તથા વડોદરા શાખાઓમા નીચે મુજબ બે દિવસનો ધાર્મિક કાર્યક્રમ રાખવામા આવ્યો હતો —

(૧) જેઠ સુદિ ૬, તા ૫–૬–૧૯૬૫, શનિવાર, સવારે ૯ વાગે પં શ્રી વીરવિજયજી-કૃત પંચકલ્યાણક પૂજા.

(૨) જેઠ સુદિ ૮, તા–૬–૬–૧૯૬૫, રવિવાર બપોરે ૩ વાગે શ્રી યશોવિજયજી ઉપાધ્યાયકૃત નવપદજી પૂજા

આ પ્રસંગ અમદાવાદમા આગમપ્રભાકર પૂજ્યપાદ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજની નિશ્રામા અને વડોદરામા પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી મેરુપ્રભસૂરિજી તથા પૂ પંન્યાસ શ્રી ચંદનવિજયજી આદિની નિશ્રામા ઊજવાયો હતો આ પ્રસંગે અમદાવાદમાં પૂજ્ય પુણ્યવિજયજી મહારાજે પોતાના પ્રવચનમા જણાવ્યુ હતુ કે—

"આજે આપણે જે સંસ્થાના પ્રાંગણમા બેઠા છીએ એની સ્થાપનાની પહેલી પ્રેરણા શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સાહેબને સ્વર્ગસ્થ બડા ગુરુદેવ (શ્રી આત્મારામજી મહારાજ) તરફથી જ મળી હતી કેટલાક લોકોને આવી સંસ્થાઓ પ્રત્યે અણગમો પણ છે, પણ હુ અનુભવને આધારે ભારપૂર્વક કહી શકુ છુ કે મારા પરિચયમા આવવાવાળા વિદ્યાલયના જૂના વિદ્યાર્થીઓએ મને કહ્યુ હતુ કે "સંસ્થામા અમને ધાર્મિક સંસ્કારો આપવામા આવતા હતા, પણ અમે એ ન લીધા એ અમારી ભૂલ હતી એમ આજે અમને લાગે છે" જો જીવનની ઉત્તરાવસ્થામા પણ એમને આવી લાગણી થઈ હોય તો એ વિદ્યાલયની એક મોટી સિદ્ધિ છે જ્યારે આ સંસ્થાની સ્થાપના થઈ તે વખત કરતા અત્યારે અધ્યયનની ભૂખ વધી ગઈ છે આજે તો આ સંસ્થાના જેવી સો સંસ્થાઓ હોય તો એકસો એકમી સંસ્થાની જરૂર સમાજને લાગવાની જ જે વ્યક્તિઓ શક્તિશાળી છે એમની એ ફરજ છે કે સંસ્થા ફળે-ફૂલે અને વિકાસ સાધે એટલા માટે એને તન-મન-ધનથી પોતાનો હકાર આપે." (૫૦મો રિપોર્ટ, પૃ ૨૭)

સુવર્ણ-મહોત્સવના કાર્યને પ્રોત્સાહન આપવા માટે મુંબઈમા તા ૨૦-૬-૬૫ના રોજ જાણીતા સખીદિલ શ્રેષ્ઠી શ્રી માણેકલાલ ચુનીલાલના પ્રમુખપદે એક સ્નેહમિલન યોજવામા આવ્યુ હતુ શ્રી દીપચદ સવરાજ ગાર્ડી આ પ્રસગે અતિથિવિશેષ હતા પ્રમુખ શ્રી તથા અતિથિવિશેષ એ બન્ને મહાનુભાવો વિદ્યાલયના પેટ્રન છે ઉપરાત, તા ૧-૮-૬૫ના રોજ વિદ્યાલયના પેટ્રનો, કન્યાછાત્રાલયના આદ્ય સંસ્થાપકો, વ્યવસ્થાપક સમિતિના સભ્યો અને ટ્રસ્ટ દાતાઓનો એક મિલનસમારંભ યોજવામા આવ્યો હતો બન્ને પ્રસગે સુવર્ણ-મહોત્સવને સફળ બનાવવા માટે ૨૧ લાખનો સુવર્ણ-મહોત્સવ-નિધિ એકત્ર કરવાની વિચારણા કરવામા આવી હતી

## અભિનંદન-સમારંભો

**ડૉ શ્રી બાલાભાઈ મગનલાલ નાણાવટી**—સંસ્થા શરૂ થયા પછી પહેલા જ વર્ષમાં શ્રી જૈન શ્વેતાબર કોન્ફરન્સનુ ૧૦મુ અધિવેશન સને ૧૯૧૬ના એપ્રિલ માસમા, ડૉ શ્રી બાલાભાઈ મગનભાઈ નાણાવટીના પ્રમુખપદે મુબઈમા ભરાયુ તે પ્રસગે કોન્ફરન્સના પ્રમુખશ્રીનુ બહુમાન કરવા, તા ૨૩-૪-૧૯૧૬ના રોજ, શ્રી મુંબઈ માંગરોળ જૈન સભાના સહકારમા, ભવ્ય મેળાવડો કરવામા આવ્યો હતો પ્રમુખશ્રી કેળવણીના ખાસ હિમાયતી હોઈ તેઓએ સમાજને કેળવણીને પ્રોત્સાહન આપવાનો અનુરોધ કરવાની સાથે વિદ્યાલયને માટે બહુ આશાજનક શબ્દો ઉચ્ચાર્યા હતા

**ડૉ. નગીનદાસ જગજીવનદાસ શાહ**—તેઓ સસ્થાના વિદ્યાર્થી તરીકે લંડનથી અર્થશાસ્ત્રમા પીએચ. ડી ની ડિગ્રી લઈને પાછા ફરતા તા. ૧૮-૧૦-૨૪ના રોજ, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસના પ્રમુખપદે એમને અભિનદન આપવાનો મેળાવડો કરવામાં આવ્યો હતો એ પ્રસગે એમણે અભ્યાસમા મેળવેલ સિદ્ધિ અગે અભિનદન આપીને એમનો મહાનિબધ છપાવવાનુ પણ નક્કી કરવામા આવ્યુ હતુ

**ડૉ. દામાણી તથા શ્રી હીરાલાલ હાલચદ દલાલ**—ડૉ જે એમ દામાણી વિલાયતમા અભ્યાસ કરી ડી એ ડી એલ એ અને એફ. આર એફ પી ની પદવી લઈને પાછા આવ્યા મુબઈના જાણીતા કાર્યકર શ્રી હીરાલાલ હાલચદ દલાલ વિલાયતથી બેરિસ્ટર બનીને પાછા ફર્યા. એ બન્નેનું અભિનદન કરવાનો મેળાવડો તા ૧૧-૮-૧૯૨૭ના રોજ જાણીતા બેરીસ્ટર શ્રી જમનાદાસ મહેતાના પ્રમુખપદે વિદ્યાલય તરફથી યોજવામા આવ્યો હતો

**શ્રી નવલખા તથા ડૉ અમીચંદ શાહ**—કોન્ફરન્સના ૧૪મા અધિવેશનના પ્રમુખ બાબૂ શ્રી નિર્મળકુમારસિહ નવલખા તથા જૈન યુવક પરિષદના પહેલા અધિવેશનના પ્રમુખ ડૉ અમીચંદ છગનલાલ શાહનુ બહુમાન કરવાનો સમારંભ તા ૮-૫-૧૯૩૪ના રોજ શ્રીયુત મણિલાલ બાલાભાઈ નાણાવટીના પ્રમુખપદે ઊજવાયો હતો એ પ્રસગે વડોદરા રાજ્યના કેળવણીપ્રેમી નાયબ દીવાન શ્રી ગોવિદભાઈ હાથીભાઈ દેસાઈએ જૈન સઘને ઉદ્દેશીને વિચારપ્રેરક ભાષણ કર્યું હતુ

**ગાંધીજીની છબીનુ અનાવરણ**—વિદ્યાલયના વિદ્યાર્થીઓએ રાષ્ટ્રભાવનાના પ્રતીકરૂપે અદરોઅંદર ફાળો કરીને, અને સસ્થાની વ્યવસ્થાપક સમિતિની અનુમતિ મેળવીને ગાધીજીનું તૈલચિત્ર તૈયાર કરાવ્યું હતુ તેનું અનાવરણ તા ૧૮-૩-૪૩ના રોજ, વિદ્યાલય-

ના વ્યાખ્યાનખંડમાં, જાણીતા રાષ્ટ્રીય કાર્યકર શ્રી વૈકુંઠભાઈ લલ્લુભાઈ મહેતાના હસ્તે કરાવવામા આવ્યું હતુ

શ્રી ભોળાભાઈ જેશિંગભાઈ દલાલ—વિદ્યાલયની અમદાવાદ શાખાના વિદ્યાર્થીગૃહ માટે શેઠ શ્રી ભોળાભાઈએ એક લાખ રૂપિયા વિદ્યાલયને આપ્યા, તે નિમિત્તે તેઓને અભિનંદન આપવાનો સમારંભ, તા ૨૪-૧૨-૧૯૪૬ના રોજ, શ્રી ખીમજી માડણ ભુજપુરિયાના પ્રમુખપદે યોજવામા આવ્યો હતો આ સમારંભમા સરદાર વલ્લભભાઈ પટેલ, જેઓ ભોળાભાઈ શેઠ પ્રત્યે મિત્રતાની લાગણી ધરાવતા હતા, તેઓએ હાજર રહી પ્રસંગને વિશેષ ગૌરવશાળી બનાવ્યો હતો

શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા—શ્રી મોતીચંદભાઈએ સમાજ, દેશ, ધર્મ અને શિક્ષણ તથા સાહિત્યની ઘણી સેવાઓ બજાવી હતી તેમાય વિદ્યાલયની તેમની સેવાઓ તો અસાધારણ અને અમૂલ્ય હતી વિદ્યાલયના અત્યારના માનદમંત્રી અને તે વખતે વ્યવસ્થાપક સમિતિના સભ્ય શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ શ્રી મોતીચંદભાઈ પ્રત્યે ખૂબ આદરની લાગણી ધરાવતા હતા એમને તથા બીજા કાર્યકરોને પણ શ્રી મોતીચંદભાઈની આવી દીર્ઘકાલીન સેવાઓનુ બહુમાન કરવાના વિચારો આવતા રહેતા હતા શ્રી ચંદુભાઈએ એમના મોટાભાઈ શ્રી રતિભાઈ તથા બીજાઓ સાથે પરામર્શ કરીને આ માટે પૂર્વભૂમિકા તૈયાર કર્યા બાદ શ્રી કકલભાઈ ભુદરભાઈ વકીલની પ્રેરણા અનુસાર તારીખ ૭-૯-૧૯૪૭ના રોજ "શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા સન્માન સમિતિ"ની રચના કરવામા આવી શ્રી કકલભાઈ વકીલને એના પ્રમુખ, શ્રી ચંદુલાલ વર્ધમાન શાહને એના મંત્રી અને શ્રી વિનાયક કુંવરજી શાહને એના કોષાધ્યક્ષ બનાવવામા આવ્યા

સમિતિએ દોઢેક વર્ષમા આશરે પોણો લાખ ઉપરાંતનો સન્માન-નિધિ એકત્ર કર્યો તા ૨૦-૩-૧૯૪૯ના રોજ મુંબઈમા સુંદરાબાઈ હોલમા, સર મણિલાલ બાલાભાઈ નાણાવટીના પ્રમુખપદે, શ્રી મોતીચંદભાઈનું બહુમાન કરવાનો ભવ્ય સમારંભ ઊજવવામા આવ્યો આ સમારંભમા મુંબઈના દરેક ક્ષેત્રના જૈન-જૈનેતર આગેવાન સદ્ગૃહસ્થો અને સન્નારીઓ તેમ જ જનસમૂહની હાજરી, આ પ્રસંગે ઠેરઠેરથી નામાંકિત વ્યક્તિઓ તરફથી આવેલ સેંકડો સંદેશાઓ અને જુદા જુદા વક્તાઓએ શ્રી મોતીચંદભાઈના વ્યક્તિત્વ અને એમની સેવાઓના મુક્ત મને કરેલ ગુણગાન ઉપરથી શ્રી મોતીચંદભાઈની સેવાઓની સુવાસ કેટલી વિસ્તરેલી હતી એનો કંઈક ખ્યાલ આવી શકતો હતો

પ્રમુખશ્રીએ શ્રી મોતીચંદભાઈની વિશેષતા દર્શાવતા યોગ્ય જ કહ્યું હતુ કે—

"આપણા સમાજમા લેખકો થોડા છે, તેમા તેમનુ સ્થાન છે વક્તાઓ તેથી પણ થોડા છે, તેમાં પણ તેમનુ સ્થાન છે, અને સેવકો તો ગણ્યાગાંઠ્યા જ છે, તેમા પણ તેમનુ સ્થાન છે"

આ પ્રસંગે શ્રી મોતીચંદભાઈને અભિનંદનપત્ર તથા રૂા ૭૦૦૦૧)ની સન્માન થેલી અર્પણ કરવામા આવી હતી, અને બીજી અનેક સંસ્થાઓ તરફથી પણ ફૂલહાર કરીને એમનું બહુમાન કરવામા આવ્યુ હતુ

સન્માનના રચનાત્મક જવાબરૂપે શ્રી મોતીચંદભાઈએ રૂા ૭૦૦૦૧)મા પોતા તરફથી રૂા. ૫૦૦,૧) ઉમેરીને એ રકમ જૈન સાહિત્યના પ્રકાશનને માટે પોતાની પ્રાણપ્રિય

સંસ્થા શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સુપરત કરી (આની વિગત દસમા પ્રકરણમા (પૃ. ૧૨૧) આપી છે) વધુમા શ્રી મોતીચદભાઈએ વિનમ્રતાભરી વાણીમા પોતાની લાગણી વ્યક્ત કરતા કહ્યુ કે —

"લખવુ એ તો મારો વ્યવસાય અથવા આનદ છે મને શિક્ષણ જ મારા કાકા સદ્ગત શેઠ શ્રી કુવરજી આણદજીએ એવા પ્રકારનુ આપ્યુ કે મારી ઇચ્છા અથવા અનેક હિતેચ્છુઓની ઇચ્છા હોય કે ન હોય તોપણ મારે લેખક જ થવાનુ નિર્મિત હતુ

"સાગ કાર્યોમા અલ્પવિરામ, અર્ધવિરામ કે પૂર્ણવિરામ મૂકશો નહિ તે અનુસાર લેખન અને સેવાકાર્ય તો મારુ ચાલુ જ રહેશે જો આખ કે મગજ બગડે તો ઉપાય નથી, બાકી એ ચાલુ રાખવા મારી ઉમેદ છે અને પરમાત્મા એ ઇચ્છા પાર પાડે

"મારી ત્રુટિઓ તો હુ જાણુ છુ મારે મારો ધધો કરવાનો હતો સાથે સાથે આ કાર્ય મારી શક્તિ મુજબ કર્યું એમા મે કાઈ વિશેષ કર્યું નથી આપને લાગતુ હોય કે કાઈ થઈ શક્યુ છે તો તેનુ માન શ્રીમાન આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજીને ફાળે જાય છે, હુ તો નિમિત્ત માત્ર છે એ નિમિત્તને આપ માન આપો પણ ખરુ માન તો મારા કાકા શ્રી કુવરજી આણદજી જેઓ મને ધર્મની કેળવણી આપતા હતા અને મને સેવાના માર્ગે પ્રેર્યો તેમને અને આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજીને ફાળે જાય છે એ ત્યાગી વરમે અનિયત વિહાર કરનારા મહાપુરુષ વગર કોઈથી આવી યોજના ઉપાડાય નહિ

"શ્રી મ જૈ વિદ્યાલયનુ કામ એ તો મારે મન મારુ જીવનકર્તવ્ય છે અને યથાશક્તિ જીવનભર કર્યે જ રહીશ" ('સન્માન સમિતિની કાર્યવાહી', પૃ ૧૬–૧૮)

આ સમારભ શ્રી મોતીચદભાઈની વિરલ સેવાઓ અને સમાજની એમના પ્રત્યેની લાગણીનુ ચિરસ્મરણીય સ્મારક બની રહેશે

**શેઠ વાડીલાલ સારાભાઈ તથા શેઠ દેવકરણ મૂળજીનાં બસ્ટનુ અનાવરણ**—વિદ્યાલયને એક લાખની સખાવત કરનાર શેઠ શ્રી વાડીલાલ સારાભાઈ અને વિદ્યાલયને માટે કલ્પવૃક્ષ સમાન શેઠ શ્રી દેવકરણ મૂળજીના આરસના બસ્ટોનુ અનાવરણ મુંબઈમા તા ૨૩–૧૨–૧૯૫૧ના રોજ શ્રી વાડીલાલ ચત્રભુજ ગાધીના હસ્તે કરાવવામા આવ્યુ હતુ

**શ્રી કપૂરચંદ મહેતા વગેરે ભાઈઓનું સન્માન**—વિદ્યાલયને અઢી લાખ રૂપિયા જેવી ઉદાર સહાય આપનાર શ્રીયુત કપૂરચંદ નેમચંદ મહેતા, શ્રી ઝવેરચંદ નેમચદ મહેતા, શ્રી કેવળચંદ નેમચદ મહેતાને તા ૧૪–૧૦–૫૩ના રોજ શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈના પ્રમુખપદે ભવ્ય સમારંભ યોજીને અભિનંદન આપવામા આવ્યા હતા આ પ્રસંગે બોલતાં શેઠ શ્રી કસ્તુરભાઈએ કહ્યું હતું કે—

"પૂજ્ય આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીના સદુપદેશથી આ સસ્થા હસ્તીમા આવી અને તેના પાયામા શેઠ શ્રી મોતીલાલ મૂળજી, શેઠ શ્રી દેવકરણ મૂળજી, શ્રી મોતીચદ ગિરધરલાલ કાપડિયા જેવા પ્રખર કાર્યકરોનો પસીનો પડેલ છે આ સસ્થાની પ્રગતિ તેમના ભગીરથ પ્રયાસોને આભારી છે ધનના ઢગલા કમાનારે જાણવું જોઈએ કે તેઓ એ સપત્તિના માલિક નહી પણ ટ્રસ્ટી છે. કપુરચદભાઈઓ એ સમજ્યા છે તે બદલ તેમને જેટલા અભિનદન આપીએ તેટલ ઓછા છે" (રિપોર્ટ ૩૯, પૃ. ૧૨)

**આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ**—તા ૨૮-૬-૫૬ના રોજ આ ગ્રંથનું પ્રકાશન મુંબઈમા શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના હસ્તે થયું તેની વિગતો દસમા પ્રકરણ-માં (પૃ ૧૨૦) આપી છે આ પ્રસંગે સ્વર્ગસ્થ આચાર્યશ્રીને અંજલિ આપતાં શેઠશ્રી કસ્તુરભાઈએ કહ્યુ હતું કે—

"મારી એ મક્કમ માન્યતા છે કે આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી જેવી વ્યક્તિ, જેની જગતની મહાન વ્યક્તિઓમા ગણના થાય છે, તેમના સ્મરણમા આવો સ્મારક ગ્રથ પ્રગટ કરવો એ તો સાવ નાની વાત છે વસ્તુત આપણે આવા સ્મારક ગ્રથ દ્વારા એ મહાન વિભૂતિ પ્રત્યેનુ યત્કિંચિત્ કર્તવ્ય બજાવીએ છીએ આવી મહાન વ્યક્તિ માટે ફૂલ તો શુ ફૂલની પાખડી જેટલુ પણ કરી શકવાની આપણી શકિત નથી સમાજે તેમનુ ઋણ ત્યારે જ અદા કર્યું લેખાય જ્યારે તે તેમના ગુણોને શ્રદ્ધાપૂર્વક અનુસરે" (રિપોર્ટ ૪૧, પૃ ૧૬)

આ પ્રસંગે વિદ્યાલયના માનદ મત્રી શ્રી ચંદુલાલ વર્ધમાન શાહે વિદ્યાલયની પ્રવૃત્તિ તેમ જ સ્મારકગ્રંથની કાર્યવાહીને લગતુ સવિસ્તર નિવેદન રજૂ કર્યું હતુ અને એમાં પરદેશ અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓને મદદ કરવા માટે વિદ્યાલય પાસે સારું એવું ફડ હોવું જોઈએ એ વાતની ભારપૂર્વક રજૂઆત કરી હતી.

**પંડિત શ્રી સુખલાલજી**—ભારતીય દર્શનોના ઊંડા અભ્યાસી અને મૌલિક ચિંતક પડિત શ્રી સુખલાલજી સાથે વિદ્યાલયને એની સ્થાપનાના સમયથી જ સંબધ રહ્યો છે. ધાર્મિક શિક્ષણ અને સાહિત્ય-પ્રકાશનની બાબતમા વિદ્યાલય અવારનવાર તેઓનું માર્ગ-દર્શન લેતું રહે છે પંડિતજીને ૭૫ વર્ષ પૂરા થતાં 'પડિત શ્રી સુખલાલજી સન્માન-સમિતિ' તરફથી એમનું અખિલ ભારતીય ધોરણે બહુમાન કરવાનો સમારભ તા ૧૫-૭-૧૯૫૭ના રોજ, મુંબઈમા, તે વખતના ઉપરાષ્ટ્રપતિ ડૉ સર્વપલ્લી રાધાકૃષ્ણનના પ્રમુખ-પદે યોજાયો હતો આ પ્રસગ નિમિત્તે વિદ્યાલય તરફથી પડિતજીનુ બહુમાન કરવાનો સમારભ તા ૧૬-૬-૫૭ના રોજ યોજવામા આવ્યો હતો, જે વખતે અનેક વિદ્વાનો અને આગેવાનોએ પડિતજી પ્રત્યેની પોતાની બહુમાનની લાગણી દર્શાવી હતી બહુમાનનો જવાબ આપતાં પડિતજીએ કહ્યું કે—

"શ્રી મહાવીર જૈન વિદ્યાલય જેવી સસ્થાઓએ જૈન સમાજના વિદ્યાર્થીઓને મદદ કરી આગળ ધપાવવામા નોંધપાત્ર ફાળો આપ્યો છે આવી સસ્થાઓ હાલની કેળવણી સાથે ધાર્મિક સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના અભ્યાસને ઉચ્ચ સ્થાન આપે અને સમાજના સસ્કારકેન્દ્રો બની રહે એવી મારી અભિલાષા છે"

**શ્રી મોહનલાલ લલ્લુચદ શાહ**—કોન્ફરન્સના ૨૦મા અધિવેશનના ચૂંટાયેલા પ્રમુખ કલકત્તાનિવાસી શ્રી મોહનલાલ લલ્લુચદ શાહનુ વિદ્યાલય તરફથી તા. ૨૯-૬-૫૭ના રોજ બહુમાન કરવામાં આવ્યુ હતુ.

**શ્રી ઉમેદચદ દોલતચંદ બરોડિયા**—વિદ્યાલય સાથે જૂના વખતથી સંકળાયેલા, જાણીતા ધર્માભ્યાસી કાર્યકર શ્રી ઉમેદચદ દોલતચંદ બરોડિયાને ૭૦ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે તા. ૧૭-૧-૫૯ના રોજ એક મિલનસમારભ શ્રી કે આર પી શ્રોફના પ્રમુખ-પદે વિદ્યાલય તરફથી યોજવામા આવ્યો હતો આ પ્રસગે શ્રી બરોડિયાએ સેવાની ભાવના

કેળવવાની વાત ઉપર ભાર આપતાં કહ્યું હતું કે—"યુવાન મિત્રોને આ તકે એટલું જ કહીશ કે શક્તિ મુજબ દરેક જણ સમાજસેવાના કોઈ પણ મનગમતા ક્ષેત્રમા જરૂર ઝંપલાવે" (રિપોર્ટ ૪૮, પૃ. ૧૨૭)

શ્રી મોતીચંદભાઈનુ બસ્ટ—વિદ્યાલયમા શ્રી મોતીચંદભાઈની સ્મૃતિને કાયમ રાખવા માટે સંસ્થામા એમનુ બસ્ટ મૂકવાનુ પહેલા નક્કી કરવામા આવ્યુ હતું તે મુજબ તા. ૨૭–૩–૬૦ના રોજ એનુ અનાવરણ દેશના જાણીતા રાષ્ટ્રીય કાર્યકર શ્રી એસ કે પાટીલને હાથે કરાવવામા આવ્યુ હતું આ પ્રસંગે શ્રી મોતીચંદભાઈને અંજલિ આપતા ન્યાયમૂર્તિ શ્રી કાંતિલાલ ટી દેસાઈએ કહ્યુ હતુ કે—

"સોલિસિટરનુ ક્ષેત્ર પસંદ કર્યા છતા તેમણે બીજા અનેક ક્ષેત્રોમા એટલા જ રસપૂર્વક ભાગ લઈ કિંમતી ફાળો આપ્યો હતો સાથે સાથે તેઓ જૈન તત્ત્વજ્ઞાનના પણ ઊંડા અભ્યાસી હતા તેમની આ શક્તિનો તેમણે સમાજ સેવામા સદુપયોગ કર્યો અને શ્રી મહાવીર જૈન વિદ્યાલય જેવી સામાજિક સંસ્થાના તો તેઓ પ્રાણ જ બની રહ્યા આ સંસ્થા આ રીતે તેમનુ બહુમાન કરે તે સર્વથા ઔચિત્યભર્યુ અને પ્રશંસનીય છે" (રિપોર્ટ ૪૫, પૃ ૧૯)

શ્રી મેઘજી પેથરાજ—જાણીતા શાહસોદાગર, દાનવીર અને દેશવિદેશમા વિખ્યાત ઉદ્યોગપતિ શ્રી મેઘજી પેથરાજ વિદેશથી પાછા ફરતા તેમને મળવાનો મિલન-સમારંભ તા ૨૫–૧૧–૬૨ના રોજ વિદ્યાલયમાં યોજવામા આવ્યો હતો

સાક્ષર શ્રી રસિકભાઈ પરીખ—ગુજરાતના જાણીતા વિદ્વાન શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ વિદ્યાલય સાથે લાંબા વખતથી સંકળાયેલા છે ગુજરાતી સાહિત્ય પરિષદના વિલેપારલેમા મળેલ ૨૨મા અધિવેશનના પ્રમુખ તરીકે તેઓનુ મુંબઈમા આગમન થતા એમનું બહુમાન કરવાનો સમારંભ તા ૩૧–૧૨–૬૩ના રોજ વિદ્યાલય, શ્રી મુંબઈ જૈન યુવક સંઘ તેમ જ શ્રી ભારત જૈન મહામંડળ તરફથી શ્રી રામપ્રસાદ બક્ષીના અધ્યક્ષપદે યોજવામા આવ્યો હતો

શ્રી જીવરાજ ભાણજી શાહ—મુંબઈ કૉર્પોરેશનની સ્થાયી સમિતિના પ્રમુખ તરીકે વરાયેલા શ્રી જીવરાજ ભાણજી શાહનું બહુમાન વિદ્યાલય તરફથી તા ૩૦–૪–૬૫ના રોજ કરવામા આવ્યુ હતુ.

### નોંધપાત્ર ઘટનાઓ

મોટા ભાગની નોધપાત્ર ઘટનાઓ તો તે તે પ્રકરણમાં સમાવી લેવામાં આવી છે આમ છતા જે થોડીક ઘટનાઓ નોધપાત્ર લાગે છે તે ટૂંકમા અહી રજૂ કરવામા આવે છે

પૂ. આ. સાગરાનંદસૂરિજી મહારાજ—પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદ સૂરીશ્વરજીએ ત્રીજા વર્ષમા વિદ્યાલયમા પધારી 'જીવનઆદર્શ' એ વિષય ઉપર પ્રવચન આપ્યુ હતુ ઉપરાંત ત્રીસમા વર્ષમા (મુંબઈમા શ્રી મહાવીર જૈન વિદ્યાલયની શાખારૂપ) શેઠ ગોકુળભાઈ મૂળચંદ જૈન હૉસ્ટેલના ઉદ્ઘાટન વખતે (તા ૧૨–૧૧–૪૪ના રોજ) પધારીને તેઓએ મનનીય પ્રવચન આપ્યુ હતું

પૂ. આ વિજયધર્મસૂરિજી મહારાજ—શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજે પાંચમા વર્ષમા (તા ૨૯–૬–૧૯૧૯ના રોજ) વિદ્યાલયની મુલાકાત લીધી હતી

અને તે પ્રસંગે પ્રસિદ્ધ વક્તા મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ 'વિદ્યાર્થીજીવન' ઉપર પ્રવચન આપ્યું હતું અને આચાર્ય મહારાજના વિદ્વાન શિષ્ય ન્યાયવિશારદ, ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાયવિજયજીએ રચેલ "જૈનદર્શન"ની ૪૦ નકલ તેમના તરફથી સંસ્થાને ભેટ મળી હતી

લાકડાનું દેરાસર—પાટણમા લાકડાની કારીગરીવાળાં સુંદર મંદિરો છે પૂજ્ય પ્રવર્તક, સમતામૂર્તિ શ્રી કાંતિવિજયજી મહારાજે વિદ્યાલય પ્રત્યેની લાગણીથી પ્રેરાઈને લાકડાની કારીગરીવાળું એક નાનુ સરખુ મંદિર વિદ્યાલયને પંદરમા વર્ષમા ભેટ મોકલાવ્યું હતું અત્યારે આ કળાનો નમૂનો વિદ્યાલયમા વિદ્યમાન છે

શિયાલકોટના દેરાસરને મદદ—વિદ્યાલય પાસે દેરાસરની જૂજ રકમ હોવા છતાં પૂ આ વિજયવલ્લભસૂરિજીની પ્રેરણાથી શિયાલકોટના દેરાસર ઉપર શિખર બાંધવા માટે વિદ્યાલય તરફથી એક હજાર રૂપિયા આપવામા આવ્યા હતા

પૂ. પુણ્યવિજયજી મહારાજના જન્મદિનની ઉજવણી—ખરી રીતે તો આ ઉત્સવ એ વિદ્યાલયનો નહીં પણ કપડવંજ શ્રીસંઘે કપડવંજમા ઊજવેલ ઉત્સવ હતો છતાં વિદ્યાલયના ઉત્સવ તરીકે અહીં એની નોંધ લેવી ઉચિત છે, તે નીચેની હકીકતથી જાણી શકાશે. વિ સં. ૨૦૧૮નું ચતુર્માસ પૂજ્ય આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ કપડવંજમા રહ્યા હતા તે પ્રસંગે ત્યાના સંઘે એમના વિ સ ૨૦૧૯ના કારતક સુદિ ૫ ના ૬૮મા જન્મદિન નિમિત્તે ઉત્સવની ઉજવણી કરવાનુ નક્કી કર્યું આ ઉત્સવ કારતક સુદિ ૫-૬-૭, તા ૨-૩-૪ નવેમ્બર ૧૯૬૨, શુક્ર-શનિ-રવિવાર એમ ત્રણ દિવસનો રાખવામા આવ્યો હતો જન્મદિનના અભિનંદનનો મુખ્ય સમારંભ રવિવારે રાખવામાં આવ્યો હતો. અને આ પ્રસંગે પંડિતવર્ય શ્રી સુખલાલજી પ્રમુખ તરીકે અને શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ અતિથિવિશેષ તરીકે પધાર્યા હતા વિદ્યાલયના મંત્રીઓ તથા સંચાલકો પણ આ પ્રસંગે કપડવંજ ગયા હતા આ પ્રસંગની સ્મૃતિરૂપે કપડવંજના શ્રીસંઘે પંદર હજાર રૂપિયા પૂજ્ય મહારાજશ્રીના ઉપદેશ અનુસાર વાપરવાની ભાવના પ્રદર્શિત કરી હતી તેઓએ એ રકમ વિદ્યાલયના આગમ-પ્રકાશનના કાર્યમાં—નંદિસૂત્ર અને અનુયોગદ્વારસૂત્રના પહેલા ગ્રંથ માટે—આપી દેવાનુ સૂચવીને વિદ્યાલય પ્રત્યેની લાગણી દર્શાવી હતી. આ રીતે આ સમારંભ જાણે વિદ્યાલયનો સમારંભ જ હોય એવી લાગણી સહુએ અનુભવી હતી

### વિદ્યાલયના પ્રેરક વિદ્યાલયમાં

સંસ્થાના પ્રેરક આચાર્યપ્રવર પૂજ્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનું જ્યારે જ્યારે મુંબઈમા આગમન થતું ત્યારે ત્યારે વિદ્યાલયને માટે એ એક પ્રેરક પ્રસંગ બની રહેતો હતો, તેમાય છેલ્લા વર્ષો દરમ્યાન તેઓશ્રીની વિદ્યાલયમાં સ્થિરતા એ તો વિદ્યાલયને માટે ધન્ય અવસર હતો એટલે એ અંગે પણ અહીં નોંધ લેવી ઉચિત છે.

મુંબઈના આગેવાનોની આગ્રહભરી વિનંતીથી વિ. સં ૧૯૬૯માં તેઓશ્રી પહેલવહેલા મુંબઈ પધાર્યા અને તે સાલનુ તેમ જ પછીની સાલનુ ચતુર્માસ મુંબઈમા બિરાજ્યા એના લીધે તો વિદ્યાલય અસ્તિત્વમા આવી શક્યું હતું વિ સ ૧૯૭૩મા પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ તથા તેઓશ્રી પોતાના શિષ્યસમુદાય સાથે મુંબઈ ફરી વાર

પધાર્યા અને એ ચોમાસુ તેઓએ મુંબઈમાં કર્યું તેથી સંસ્થાને વિશેષ બળ મળ્યું અને ખાસ કરીને સંસ્થાના પોતાના મકાનની બાબતમા નક્કર પગલાં ભરવાની શરૂઆત થઈ. આ માટે ત્રીજા રિપોર્ટ (પૃ ૬–૭)મા સૂચવવામા આવ્યું છે કે—

"પૂજ્યપાદ મુનિમહારાજ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી તથા મુનિમહારાજ શ્રી વલ્લભવિજયજીનું ચાતુર્માસ કરવા અત્રે આગમન થયુ આ સંસ્થા માટે એક સુદૃઢ મુકામની યોજના તૈયાર થાય અને અમલમા મુકાય તો તેથી સંસ્થાની સ્થિતિ કાયમ થવાનો બહુ સંભવ થાય એ હકીકત તેમના સદુપદેશથી વધારે સ્પષ્ટ થઈ"

આ પછી બાર વર્ષે, વિ સં ૧૯૮૫મા, આચાર્ય મહારાજ ત્રીજી વાર મુંબઈ પધાર્યા અને એ વર્ષનુ ચતુર્માસ મુંબઈમા રહ્યા તે વખતનો જનતાનો ઉત્સાહ અને વિદ્યાલય પ્રત્યેનો અનુરાગ અનેરો હતો. શ્રી મુંબઈ જૈન યુવક સંઘે તો એક રૂપિયાની ટિકિટનુ વેચાણ કરીને વિદ્યાલયને પચીસસો રૂપિયા જેવી રકમ અર્પણ કરીને આચાર્ય મહારાજના આગમનને અનોખી રીતે વધાવ્યુ હતુ

છેલ્લે છેલ્લે તેઓ, વિ સં ૨૦૦૭નું ચતુર્માસ શ્રી શત્રુંજય મહાતીર્થની પવિત્ર છાયામા કરીને, વિ સં ૨૦૦૮મા મુંબઈ ચોથી વાર પધાર્યા, ત્યારે અવસ્થા ચાર વીશી વટાવી ચૂકી હતી, કાયાનો ડુંગર ડોલવા લાગ્યો હતો, આંખની પણ કંઈક તકલીફ વરતાતી હતી, છતા સમાજકલ્યાણ અને શ્રાવકસંઘના ઉત્કર્ષની એમની ભાવનામા જરાય ઓછાશ આવી ન હતી, ઊલટું એમનુ હૃદય વધુ સંવેદનશીલ બન્યું હતું અને વિદ્યાલયના વિકાસની અને શ્રાવણ-શ્રાવિકા-સંઘના ઉત્કર્ષની એમની તમન્ના અને એ માટેનો પુરુષાર્થ વધુ ઉત્કટ બન્યા હતા સમાજઉત્કર્ષ અને ધર્મપ્રભાવનાની આ પ્રબળ ભાવના જ જાણે એમનુ જીવનબળ હતુ

વિદ્યાલયના કાર્યને વિશેષ વેગ મળે અને સૌને એ માટે સાચી દિશામા કામ કરવાની પ્રેરણા મળે એ માટે વિદ્યાલયના ચાલુ તેમ જ જૂના વિદ્યાર્થીઓ, સભ્યો અને શુભેચ્છકોનું એક સમ્મેલન તા ૭, ૮, ૯ નવેમ્બર ૧૯૫૨ના ત્રણ દિવસ માટે વિદ્યાલયમા તેઓશ્રીના સાંનિધ્યમા યોજવામા આવ્યુ હતું આ નિમિત્તે આચાર્ય મહારાજ પોતાના સમુદાય સાથે સંસ્થામા પધાર્યા હતા આ ત્રણ દિવસ વિવિધ કાર્યક્રમ યોજીને ચારિત્રઘડતર અને વિદ્યાલયના વિકાસ અંગે આચાર્ય મહારાજશ્રી તથા પૂજ્ય કેદારનાથજી, સમારંભના પ્રમુખ શ્રી મનસુખલાલ માસ્તર, મુંબઈ રાજ્યના પ્રધાન શ્રી શાંતિલાલ શાહ, પુરાતત્ત્વાચાર્ય મુનિ શ્રી જિનવિજયજી, શ્રી ગણપતિશંકર દેસાઈ વગેરેએ પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા. આ કાર્યક્રમમા સ્થાનિક તેમ જ બહારગામના ભાઈઓ–બહેનોએ સારી સંખ્યામા ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

આ પ્રસંગે તેમ જ તે પછી બે વાર એમ ત્રણ વાર આચાર્ય મહારાજને વિદ્યાલયમાં રહેવાનુ થતા વિદ્યાલયના સંચાલકોને પોતાના ઉપકારી મહાપુરુષની સેવા કરવાનો થોડોક પણ અવસર મળતા તેઓએ કૃતાર્થતા અનુભવી વળી, મહારાજશ્રીના આંખના સફળ ઓપરેશનને લીધે શ્રીસંઘ તેમ જ વિદ્યાલયના સંચાલકો ખૂબ જ હર્ષિત થયા હતા

તેમાય તા ૨૧–૧૨–૫૩થી તા ૧૨–૮–૫૪ સુધીની ખૂબ નાદુરસ્ત તબિયત વખતે

આચાર્ય મહારાજે વિદ્યાલયમાં સ્થિરતા કરી તેથી વિદ્યાલયના વિદ્યાર્થીઓ, વિદ્યાલયમાં તૈયાર થયેલ ડાક્તરો તેમ જ સંચાલકોની હાર્દિક ભક્તિથી તેઓને સંતોષ અને હર્ષ અનુભવવાનો અને વિદ્યાલયના સંચાલકો અને વિદ્યાર્થીઓને પોતાના ઉપકારીની ભક્તિ કરીને કૃતકૃત્યતા અનુભવવાનો સુઅવસર મળ્યો હતો

આ અંગે ૩૯મા રિપોર્ટ (પૃ ૨૩B)મા સૂચવવામા આવ્યુ છે કે—

"સંસ્થાના આદ્ય પ્રેરકની આઠ માસની સ્થિરતા દરમ્યાન વિદ્યાર્થીઓ તેમ જ સંસ્થાના સભ્યોને અપૂર્વ લાભ મળ્યો સંસ્થાના સ્થાપક અને પ્રેરકની થોડી ઘણી શુશ્રૂષા કરવાની તક મળી તે સંસ્થાનુ સદ્ભાગ્ય છે. આ સ્થિરતા વખતે સંસ્થાની દરેક પ્રવૃત્તિઓનુ બારીકાઈથી નિરીક્ષણ કરી તેનો વિકાસ કેમ થાય તે અંગે તેઓશ્રી અવારનવાર સૂચનો કરતા હતા આ સમય દરમ્યાન સંસ્થાની એક શાખાની પૂ આચાર્યશ્રીની જન્મભૂમિ વડોદરામા શરૂઆત થઈ"

તે પછી તેઓ શેઠ શ્રી કાંતિલાલ ઈશ્વરલાલના બંગલે પધાર્યા અને થોડા જ વખતમાં વિ સં ૨૦૧૦ના ભાદરવા સુદિ ૧૦, તા ૨૨–૯–૧૯૫૪ ને મંગળવારના રોજ, ૮૪ વર્ષની ઉમરે, ત્યા તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો આખી મુંબઈ નગરીએ આ ધર્મનાયકને અપૂર્વ અંતિમ માન આપ્યુ !

પોતાની અંતિમ અવસ્થામા પણ તેઓશ્રીના અંતરમા વિદ્યાર્થીઓની તેમ જ વિદ્યાલયના વિકાસની કેટલી ચિંતા હતી તે ઉપર સૂચવેલ સમ્મેલનમાના એમના ઉદ્ગારોથી પણ જાણી શકાય છે તા ૭–૧૧–૫૨ના રોજ વિદ્યાર્થીઓની સંસ્કારિતાને અનુલક્ષીને, જાણે આર્ષવાણી ઉચ્ચારતા હોય એમ, તેઓએ કહ્યુ હતુ કે—

"અભ્યાસનો ઉદ્દેશ પરીક્ષાઓ પસાર કરવાનો નહી રાખતા જીવનમા ઉપયોગ કરવાનો રાખજો એટલે અભ્યાસનો ઉદ્દેશ આપણને પશુ અવસ્થામાથી માનવ અવસ્થામા લાવવા અને ખરો માનવ બનાવવાનો છે જે પુત્ર માતા–પિતાની હાસી કરે છે અને માતા–પિતાના કાર્યોને ધતીંગ માનનારો છે, તે પોતે જ ઢોંગી છે આજકાલના આ વિચારોમા સુધારો નહી આવે તો હિંદ પર શા દુખો આવશે તે ખબર નથી આજની કેળવણી માણસના દિલને બગાડે છે, તેને દૂર કરવા ધાર્મિક અભ્યાસ આવશ્યક છે અને તે માટે આવા વિદ્યાલય અને પાઠશાળા સ્થાપવામા આવે છે" (રિપોર્ટ ૩૮, પૃ ૧૫)

તા ૮–૧૧–૫૨ના રોજ મળેલ સમ્મેલનમા વિદ્યાલયના વધુ વિકાસની પોતાની તીવ્ર ઝંખના વ્યક્ત કરતા આચાર્યશ્રીએ લાગણીભર્યા શબ્દોમા કહ્યુ હતું કે—

"મુબઈ શહેરમા ઘણા ધનાઢ્યો અને ઉદારદિલ ગૃહસ્થો છે છતા મારી ભાવના મુજબ આ વિદ્યાલયની જેટલી ઉન્નતિ થવી જોઈએ તેટલી ઉન્નતિ થઈ નથી અલ્પ ઉન્નતિથી મને સંતોષ નથી. હુ તો માગુ છુ કે હજી આ વિદ્યાલય મારફત જૈન સમાજ માટેના શિક્ષણના અનેક કાર્યો થાય વિદ્યાલયને તમારી ઇચ્છા પ્રમાણે દાન આપી શિક્ષણના કાર્યને વેગ આપો તમારુ ધન શિક્ષણ–પ્રચારના કાર્યમા લગાડો એ મારી ભાવના છે, મારા અંતરની ભાવના છે હજુ તમે મારી એ ભાવના પારખી શક્યા નથી એનુ મને દુખ છે" (રિપોર્ટ ૩૮, પૃ ૧૭)

ઇચ્છીએ અને પ્રાર્થના કરીએ કે સંસ્થાના પ્રેરક આચાર્યદેવની આ વાણી પણ આર્ષવાણી નીવડે, વિદ્યાલય ખૂબ વિકાસ સાધીને સમાજની સવિશેષ સેવા કરે અને આચાર્ય મહારાજના અંતરની આ ભાવના સફળ થાય !

## ઉપસંહાર

વિદ્યાલયના પ્રેરક આચાર્યપ્રવરની આવી ઉત્કટ ઝંખના ત્યારે જ સફળ થઈ શકે, જ્યારે આપણો સમાજ શિક્ષણના મહત્ત્વને વધુ ને વધુ સમજતો–સ્વીકારતો થાય અને એ કાર્ય માટે હજી પણ વધારે ઉદારતાપૂર્વક નાણાં આપવા લાગે આ અંગે વિદ્યાલયના રૌપ્ય મહોત્સવ પ્રસંગે મંત્રીઓના નિવેદનમાં જે વાત કહેવામાં આવી હતી તે આજે પણ એટલી જ ધ્યાન આપવા જેવી છે તે વખતે (રિપોર્ટ ૨૭, પૃ ૩૧માં) કહેવામાં આવ્યું હતું કે—

"આ અને આવી સંસ્થા આપણો પ્રાણ છે, એને વિકસાવવી એમાં આપણો ઉદય છે, એની પ્રગતિમાં સાથ આપવો એમાં આપણી સંતતિનું કલ્યાણ રહેલું છે, અને એને માટે તનમનધનની સહાય કરવી એ આપણા સર્વનું પરમ કર્તવ્ય છે

"કેળવણીનું ફળ એક અને એકધારું જ આવશે એ જૈનને મળે કે લુહાણાને મળે, બ્રાહ્મણને મળે કે વાણીયાને મળે—પરિણામે રાષ્ટ્રભાવ ખીલે છે, વાડાભાવ નાશ પામે છે, અને આપણે ઉઘાડી આંખે જોઈએ તો આપણી ચારે બાજુએ આ બનતું જોઈ શકાય છે

"કેળવણીના વિકાસમાં ધર્મનો હ્રાસ સમજે કે મનાવે તે આ વર્તમાન યુગને સમજ્યા નથી, એના ઝોકનો તેમણે અભ્યાસ કર્યો નથી, એમણે દર્શન કાળ અને જ્ઞાન કાળનો તફાવત જાણ્યો નથી, તેમણે સમાજશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી બાકી કેળવણીની નિંદા કરવી એ અંધારાને અપનાવવા અથવા એમાં પ્રકાશ માનવા જેવું છે કદાચ અઢારમી અને ઓગણીસમી સદીની અંધકારદશાનો એને અવશેષ ગણીએ તો ખોટું ન ગણાય એ મનોદશા દૂર થતી જાય છે, પણ જેમ જલદી દૂર થાય તેમ વધારે સારું"

~

વિદ્યાલયના વિકાસની આ કથામાં પચાસ વર્ષની કાર્યવાહીની રૂપરેખા આપવામાં આવી છે તે પૂરી કરતાં પહેલાં "પચીસ વર્ષની કાર્યવાહી" (પૃ ૩૪)માં જે ઉદ્ગારો મૂકવામાં આવ્યા છે તેનું સ્મરણ–મનન કરવું ઉચિત લાગે છે એ ઉદ્ગારો કહે છે કે—

"લાખો રૂપિયા ખરચી કેળવણી આપી તેના પરિણામો જોવા હોય તો એ ભણેલાના હૃદયો તપાસો, એમના પૂર્વકાળનો અભ્યાસ કરો, એમના સમવયસ્કોની સ્થિતિની વિગતો તપાસો એટલે કેળવણીના ખર્ચને અનિવાર્ય ગણવા ઉપરાંત ખાસ જરૂરી–આવશ્યકીય ગણવો પડશે તમે બીજા ગમે તે ખર્ચ કરો તે તમારી મરજીની વાત છે, અમારો તેમાં વિરોધ નથી, અમારા અભિપ્રાયને તેમાં સ્થાન નથી, પણ એક વાત તો અમે ભાર મૂકીને કહીએ છીએ કે આ ઇતિહાસ વાંચ્યા પછી તમે કેળવણીના કાર્યમાં લાખો ખરચ્યા અને તમારી ઉદારતાથી આ સંસ્થાએ તેનો વ્યય કર્યો તેમાં જો તમે જરા પણ ભૂલ કરી લાગતી હોય તો વધારે ઝીણવટથી ઊંડા ઉતરો કેળવણીનો પ્રશ્ન અતિ મહત્ત્વનો છે, એમાં ખરચેલ પાઈએ પાઈનો બદલો મળી શકે તેમ છે એટલું જ નહિ, પણ એનો ભરપટ્ટે અનેક ગણો બદલો મળે છે, મળ્યો છે અને મળી રહ્યો છે તેના હવે તો જીવતા દાખલાઓ તમારી પાસે રજૂ કરી શકાય તેમ છે"

અત્યારે આપણને કેળવણીનું મહત્ત્વ વધુ ને વધુ સમજાતું જાય છે અને સમાજ પણ એમાં વિશેષ ઉદારતાપૂર્વક સખાવતો આપતો થયો છે એ સમાજના ઉત્કર્ષની દૃષ્ટિએ ખૂબ

આશાસ્પદ ચિહ્ન છે અને છતાં, રોજ-બ-રોજ નવી નવી શાખાઓરૂપે વિકસી રહેલા શિક્ષણક્ષેત્રને પૂરેપૂરો ન્યાય આપવા માટે આપણે જેટલું કરીએ તેટલુ ઓછુ છે, એ હકીકત પણ આપણે બરાબર ધ્યાનમા રાખવાની છે, અને નવી પરિસ્થિતિને એટલે કે નવી જરૂરિયાતને પહોચી વળવા માટે હમેશા પૂરતી તૈયાર કરતાં જ રહેવાનું છે.

વિદ્યાલયની આ વિકાસકથા આપણને આ દિશામા વિશેષ પ્રેરક બને એવી અભ્યર્થના સાથે વિદ્યાલયના આદ્યપ્રેરક આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજે શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા ત્રણ દિવસ માટે મળેલ વિદ્યાલયના જૂના તથા ચાલુ વિદ્યાર્થીઓ, સભ્યો અને શુભેચ્છકોના સમ્મેલનમાં ઉચ્ચારેલ ("આદર્શ જીવન", પૃ ૮૦૩) નીચેની ગૌરવ, પ્રેરણા અને શુભેચ્છાભરી વાણીથી આ વિકાસકથા પૂરી કરીએ —

> "આ વિદ્યાલય તો જૈન સમાજનું ગૌરવ છે, પ્રગતિની પારાશીશી છે, શ્રમની સિદ્ધિ છે અને આદર્શની ઈમારત છે શાસનદેવને પ્રાર્થના છે કે એ તમારા મહોત્સવને નિર્વિઘ્ને પૂરો કરે, આ વિદ્યાલય સદા-સર્વદા પ્રગતિશીલ રહે, વિકાસશીલ રહે અને ધર્મ, સમાજ અને દેશની સેવામા સહાયક થાય!"



॥ न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥

# શ્રદ્ધાંજલિ

ગગનમંડલને કેટકેટલા ગ્રહો, નક્ષત્રો અને તારાઓ સુશોભિત બનાવે છે! મહેલ-મહેલાતોને કેટકેટલા ઈંટ, પથ્થર અને કંકરો એકરૂપ બનીને સહારો આપે છે! નદી-સરોવરોને કેટકેટલા જળબિંદુઓ અને ઝરણાઓ ભેગા મળીને છલકાવી દે છે! જાહેર સંસ્થાઓનું પણ એવું જ સમજવું કંઈક છતી-અછતી શક્તિઓ અને કેટલીય નામી-અનામી વ્યક્તિઓનો સંગમ સધાય ત્યારે જ એને કિનારે સેવાતીર્થની સ્થાપના થઈ શકે છે

વિદ્યાલયની સ્થાપના અને એના વિકાસની કથા સહકારના સુભગ પરિણામની આવી જ પ્રેરક અને આહ્લાદક કહાની સંભળાવી જાય છે. સમાજે વિદ્યાલયની સ્થાપના કરી, એનું પૂરી મમતાથી જતન કર્યું અને એને મોમાગી સહાય આપીને એનો, બીજના ચંદ્રની જેમ, ઉત્તરોત્તર વિકાસ કર્યો બદલામા વિદ્યાલયે સમાજને સુખી, સમૃદ્ધ અને ગૌરવશાળી બનાવે એવા સુશિક્ષિત, સંસ્કારી અને શક્તિશાળી નવલોહિયાઓની ભેટ આપી. આદાન-પ્રદાનની આ પ્રક્રિયાની વચ્ચે પ્રાતઃસ્મરણીય અનેક સાધુપુરુષોની મંગલકામનાભરી પ્રેરણા અને સંખ્યાબંધ સ્વનામધન્ય મહાનુભાવોની સમર્પણશીલતાભરી જહેમત શોભી રહી છે

આમ જોઈએ તો, ઘડિયાળના નાનામા નાના કળપુરજાની જેમ, સંસ્થાની સ્થાપના અને એના વિકાસમા નાની ગણાતી વ્યક્તિથી લઈને તે મોટામા મોટી ગણાતી વ્યક્તિનો ઉપયોગ અને હિસ્સો હોય છે. આ સ્થિતિમા કોને યાદ કરીએ અને કોને ન કરીએ? અને છતા ઉપકારીઓનું સ્મરણ તો કરવું જ જોઈએ એટલે અહી પણ આ સંસ્થા દ્વારા સમાજની સેવા કરનાર બધી વ્યક્તિઓના પ્રતિનિધિરૂપે કેટલાક સાધુપુરુષોને અને કેટલાક મહાનુભવોને શ્રદ્ધાંજલિ અર્પણ કરવી એ ઉચિત અને અવસરપ્રાપ્ત છે

## મહાપ્રભાવક પૂજ્ય આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી

પાચ નદીઓનો પ્રદેશ પંજાબ ભારે આબદાર–પાણીદાર ભૂમિ જેવી આબદાર એવી જ ખમીરવંતી અને એવી જ પરાક્રમી! અને ભક્તિની ભાગીરથી તો એની રગરગમા સદાય વહેતી રહે. આર્યોના પ્રથમ ભારતપ્રવેશનો એ પ્રદેશ આર્યોના આગમન અને સંપર્કની ઘેરી છાપ આજે પણ પંજાબના નિવાસીઓ ઉપર જોવા મળે છે એમનો ગૌર વર્ણ, પડછંદ શરીર અને પ્રભાવશાળી ચહેરો–મોરો આ વાતની સાખ પૂરે છે

ભક્તિ અને શક્તિના સંગમતીર્થ સમી પંજાબની આ બડભાગી ધરતીએ, એક માતાની મમતાથી, ખરે અણીને વખતે, જૈન સંઘનું જતન કર્યું —એક યુગદ્રષ્ટા જ્યોતિર્ધર સાધુપુરુષની ભેટ આપીને!

## સાહસિક પિતાને ત્યાં જન્મ

પંજાબ પ્રદેશના ફિરોજપુર જિલ્લાનો જીરા તાલુકો; એ તાલુકાનું સાવ નાનુ સરખું ગામ નામે લહરા નાનું સરખું બીજ વટવૃક્ષને જન્મ આપે એમ આ નાના સરખા ગામે એક તેજસ્ફુલિંગને જન્મ આપ્યો પિતાનુ નામ ગણેશચંદ્ર, માતાનું નામ રૂપાદેવી, જ્ઞાતિ કપૂરવંશની ક્ષત્રિય, વિ સ ૧૮૯૪ (ગુજરાતી ૧૮૯૩)ના ચૈત્ર સુદિ એકમના દિવસે એમનો જન્મ, નામ આત્મારામ

પિતા શક્તિશાળી અને પરાક્રમી પંજાબના મહારાજા રણજિતસિહના પૂરા વિશ્વાસ પાત્ર તલવારને બળે એમણે એક વિજયી યોદ્ધાની નામના મેળવેલી માતા રૂપાદેવી એટલા જ ભક્તિશીલ નારી આમ આત્મારામને પિતાના પરાક્રમ અને માતાની ભક્તિ-શીલતાનો વારસો પારણે ઝૂલતા જ મળ્યો અને એ વારસો એમણે સવાયો કરીને દીપાવી જાણ્યો, એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે

એ સમય ભારતના ઇતિહાસનો સંક્રાતિકાળ હતો ભારતની પોતાની રાજસત્તા આથમતી જતી હતી, પંજાબમાથી મહારાજા રણજિતસિંહનુ શાસન દીપકનો છેલ્લો ઝબકારો અનુભવી રહ્યુ હતું, અને પરદેશી કંપની સરકારના (ઇસ્ટ ઇન્ડિયા કંપનીના) પગ ભારતના રાજશાસનમા ધીમે ધીમે આગળ વધતા જતા હતા અને સ્થિર થતા જતા હતા ગણેશચંદ્રનુ ભાગ્ય છેવટે એક બહારવટિયા જેવુ જોખમી અને અસ્થિર બની બેઠું હતું આવી સ્થિતિમા એમને ન જીવનનો અભખરો રહ્યો હતો, ન મૃત્યુનો ભય સતાવતો હતો, એ તો ખડિયામા ખાપણુ રાખીને ગમે તેવી પરિસ્થિતિને આવકારવા સજ્જ બેઠા હતા અને પતિને અનુસરનારા રૂપાદેવી પણ પતિના પગલે પગલે ગમે તેવા કષ્ટમય માર્ગે ચાલવા તૈયાર હતા પતિ–પત્નીને માત્ર એક જ ચિંતા સતાવતી હતી વૃક્ષના પાકા પાનની જેમ સાવ અનિશ્ચિત બની બેઠેલા આપણા જીવનના સર્વસ્વ સમા બાળપુત્ર આત્મારામ ઉર્ફે દિત્તાનુ જતન અને સંવર્ધન કેવી રીતે કરવુ ? આત્મારામનુ હુલામણું નામ દિત્તા હતુ

એવામા એક પ્રસંગ બન્યો લહરામા અત્તરસિંઘ નામે એક જાગીરદાર રહેતો હતો. જાગીરદાર હોવા ઉપરાત એ શિખોનો ધર્મગુરુ પણ હતો એ બધી વાતે સુખી હતો, પણ કુદરત માતાએ એને સંતાનના સુખથી વંચિત રાખ્યો હતો એને વારવાર એક જ ચિંતા સતાવ્યા કરતી કે ભગવાને બધી વાતની મહેર કરી અને માત્ર સવાસેર માટીની ભેટ આપવાનુ બાકી રાખ્યુ ! તો પછી આટલી બધી સંપત્તિ અને આવા મોટા ધર્મગુરુપદનો લાયક ઉત્તરાધિકારી કોણ બનશે ? અને એવો ઉત્તરાધિકારી ન મળે તો આ જિંદગી, આ સંપત્તિ અને આ સત્તા મળ્યાનો અર્થ પણ શો ?

અત્તરસિંઘને ગણેશચંદ્ર સાથે સારો પરિચય હતો. એટલે બાળક દિત્તા એના આગણામા ક્યારેક ક્યારેક રમવા જતો. દિત્તા એને ભારે હોનહાર છોકરો લાગતો એટલે તેજ અને શક્તિના પુંજ સમા બાળક દિત્તાને જોઈને એનું મન એના ઉપર ઠર્યું બાળક-ના સુગઠિત અને મજબૂત શરીર, વિશાળ ભાલ, ભરાવદાર ચહેરો અને તેજસ્વી આંખો અત્તરસિંઘના અંતર ઉપર જાણે કામણ કરી ગયા એને થયું, કોઈ પણ રીતે આ બાળક

મને મળે તો લાયક વારસદાર અંગેની મારી બધી ચિંતા ટળી જાય—દિત્તાનાં સામુદ્રિક લક્ષણો એના ભાવી યુગપુરુષપણાની જાણે સાક્ષી પૂરતાં હતા. અને, ગરજવાનને અક્કલ ન હોય એમ, એક દિવસ અત્તરસિંઘે ધીઠા બનીને ગણેશચંદ્ર પાસે પોતાની માગણી રજૂ કરી પણ કાળજાની કોરને પોતાને સગે હાથે કોરીને આપી દેવી સહેલી નથી હોતી · ગણેશચદ્રે વિવેકપૂર્વક ના પાડી દીધી.

પણ ગણેશચંદ્ર અત્તરસિંઘના કિન્નાખોર સ્વભાવને સારી રીતે જાણતા હતા. પોતાનું ધાર્યું ન થાય તો સામાનુ સત્યાનાશ નોતરવામા પણ એ પાછી પાની કરે એવો ન હતો! અને પોતાની માગણીમા નાસીપાસ થવાથી ગુસ્સે થયેલા અત્તરસિંઘે, સાચે જ, ગણેશચદ્રની પજવણી શરૂ કરી એને કાયદાના ગુનાના સાણસામાં સપડાવવાની એ પેરવી કરવા લાગ્યો, એમા એ કામિયાબ પણ થયો સત્તાએ જાણે સત્ય અને શાણપણને ગળે ચીપ લગાવી દીધી!

## જૈન કુટુંબમાં ઉછેર અને કરુણાભરી સાહસિકતા

ગણેશચદ્ર પોતાના પુત્રને માટે ચેતી ગયા એમને પોતાની જાતની તો જરાય ચિંતા ન હતી એ તો મોતનો સામાન સાથે લઈને ફરનારા નર હતા પણ શતદળ કમળની જેમ ખીલતા પોતાના પ્રાણપ્યારા પુત્ર આત્મારામનુ ભાવિ જોખમાઈ ન જાય એ માટે એમણે પાણી પહેલા પાળ બાધી પોતાનું હૈયું કઠણ કરીને પોતાના બાર વર્ષના પુત્રને વિ સં ૧૯૦૬ મા એણે જીરાના રહીશ પોતાના મિત્ર જોધામલને સુપરત કરી દીધો—જાણે જાલિમ કંસના કારાવાસમાથી છટકીને વસુદેવ–દેવકીના નદન શ્રીકૃષ્ણ વૃદાવનનાં પાલક પિતા-માતા નંદ-યશોદાના ઘરનો આશ્રય પામ્યા! જોધામલના ભાઈનુ નામ પણ દિત્તામલ હતું એટલે દિત્તાનુ ત્રીજું નામ પડયું દેવીદાસ

જોધામલ જાતે ઓસવાળ અને ધર્મે જૈન હતા સ્થાનકમાર્ગી ફિરકા ઉપર એમને ઊંડી આસ્થા હતી ગણેશચદ્રે સોંપેલી જવાબદારી એમણે ધર્મબુદ્ધિથી પૂરી કરીને મિત્રધર્મનુ બરાબર પાલન કર્યું શૂરો અને સાહસી ક્ષત્રિયપુત્ર આત્મારામ જૈન વણિકકુળના શાણપણ અને વિચારશીલતાના સંસ્કારમા ઊછરવો લાગ્યો ઉજ્જવળ ભાવીની પૂર્વતૈયારીનો જાણે કોઈ અકળ સંકેત એમા સમાયો હતો

ચિત્રકળાની દેવી તો આત્મારામ ઉપર જાણે પારણે ઝૂલતાં જ પ્રસન્ન થઈ હતી સાવ નાની ઉમરમાં પણ તેઓ હેરત પમાડે એવા ચિત્રો દોરી શકતા. પણ એમનું ભાવી આત્મધર્મના સર્વકલ્યાણકારી અદ્ભુત ચિત્રો દોરીને માર્ગ ભૂલેલાઓને સત્યધર્મને માર્ગે લાવવાનું હતુ, એટલે એ ચિત્રકળા એટલેથી જ અટકી ગઈ.

વળી, બીજાની મુસીબતને ચુપચાપ જોઈ રહેવું કે એને પોતાની પરેશાનીમાં પિલાવા દઈને તટસ્થ રહેવું એ આત્મારામને હરગિજ મંજૂર ન હતુ; એવી ઉપેક્ષાબુદ્ધિ કે કઠોરતા એમના સ્વભાવમા જ ન હતી કોઈને પણ દુખી કે સંકટગ્રસ્ત જોતા કે એમનું દિલ દ્રવવા લાગતુ અને એ દુખને દૂર કરવાની પુરુષાર્થવૃત્તિ એમનામાં સહજપણે જાગી ઊઠતી એક વાર મિત્રોની સાથે એ નદીસ્નાનનો આનંદ લેવા ગયા જોયુ તો એક મુસલમાન સ્ત્રી એના બાળકને નવરાવતી હતી બાળક હાથમાથી છટકી ગયો અને

ડૂબવા લાગ્યો. માતાથી ન રહેવાયું એટલે એ એને બચાવવા પાછળ ગઈ તો એય તણાવા લાગી બાળક આત્મારામથી આવું કારમું સંકટ જોયું ન ગયું. એ કશોય વિચાર કર્યા વગર નદીમાં કૂદી પડ્યો, અને જાનને જોખમે મા–બેટાને બચાવી લાવ્યો! જેનું જીવન સંસાર–મહાસાગરને પાર કરવાના અને બીજાઓને પાર કરાવવાના પુરુષાર્થમાં જ વીતવાનું હોય એને માટે આવું સાહસ શી વિસાતમાં?

## સંયમને માર્ગે સત્યની શોધ

ચારેક વર્ષ જોધામલના કુટુંબના સંસ્કારો ઝીલવામા વીત્યાં ક્ષત્રિય કુટુંબમાં જન્મેલ આત્મારામનું અંતર જૈન ધર્મની અહિંસાના સંસ્કારથી રંગાવા લાગ્યું · જાણે એમનુ અંતર હિંસાના ગોઝારા પરાક્રમોથી પાછુ વળીને અહિંસાના સર્વમંગલકારી પરાક્રમોને માટે ઝંખી રહ્યુ સોળ વર્ષની કુમારવય પૂરી થઈ, અને યૌવનના મંગલપ્રવેશ વખતે જ, વિ સં. ૧૯૧૦ ના માગશર સુદિ પંચમીના દિવસે, માલેરકોટલામા, આત્મારામનો દેહ ત્યાગી–સાધુ જીવનના અંચળાથી શોભી ઊઠ્યો યુવાન આત્મારામ સ્થાનકવાસી સંત જીવનરામજીના શિષ્ય બની ગયા. બહારવટિયા પિતાનો પુત્ર જાણે સંસારની સામે બહારવટે નીકળીને સંતશિરોમણિ બનવા ધર્મમાર્ગનો પુણ્યપ્રવાસી બની ગયો!

મુનિ આત્મારામને જ્ઞાન અને ચારિત્રની સાધના સિવાય બીજુ કશુ ખપતું નથી. ઉત્કટ એમની જિજ્ઞાસા છે, અને અદમ્ય એમની સત્યની શોધની તાલાવેલી છે સત્યધર્મનાં અમૂલખ મોતી શોધવા એ, મરજીવાની જેમ, ઊંઘ અને આરામ તજીને, અંધશ્રદ્ધાના જાળા-ઝાખરાને દૂર કરીને અને નિર્ભય બનીને ધર્મશાસ્ત્રોના મહામહેરામણના અતળ તળિયા સુધી ડૂબકીઓ લગાવે છે અને આવી એક એક ડૂબકીએ એમનો આત્મા સત્યનુ નિષ્કલંક અને બહુમૂલું મોતી મેળવ્યાનો આહ્લાદ અનુભવે છે.

## મતપરિવર્તન

ધર્મશાસ્ત્રોના ઊંડા અવગાહનને અંતે મુનિ આત્મારામજીને સત્યનો સાક્ષાત્કાર થાય છે એમનો આત્મા અંદરથી પોકારી ઊઠે છે જિનપ્રતિમાનો નિષેધ અને આગમ-પંચાગી (મૂળ સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકા) નો નિષેધ એ તો ધર્મનો કે સત્યનો પોતાનો જ નિષેધ કરવા જેવો મહાદોષ છે, આત્મધર્મના સાધકે અને સત્યના ચાહકે એ મહાદોષથી બચવુ ઘટે અને સમાજમા જડ ઘાલી બેઠેલી જૂની અંધશ્રદ્ધા સામે બળવો પોકારીને, મુનિ આત્મારામજીએ, પોતાના અનેક સમર્થ અને ભકિતપરાયણ સાથીઓ સાથે, જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક આમ્નાયનો સ્વીકાર કર્યો; અને પંજાબમાં એ ધર્મનો પુનરુદ્ધાર કરવાનું બીડું ઉઠાવ્યું

મતપરિવર્તન પછી પણ કેટલાંક વર્ષ સુધી વેશપરિવર્તનની ઉતાવળ કર્યા વગર તેઓ પ્રાચીન જૈન ધર્મનુ પાલન અને એનો પ્રચાર મોકળે મને કરતા રહ્યા વિ સં. ૧૯૩૧મા એમણે મુખવસ્ત્રિકા મોઢે બાંધવાની પ્રથાનો ત્યાગ કર્યો, અને વિ સં ૧૯૩૨ના અષાડ મહિનામા તે વખતના જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના વયોવૃદ્ધ સાધુપ્રવર શ્રી બુદ્ધિવિજયજી અપર નામ બૂટેરાયજી મહારાજ પાસે ફરી દીક્ષા લીધી એમનુ નામ મુનિ આનંદવિજયજી રાખવામા આવ્યુ

## ધર્મોદ્ધાર અને આચાર્યપદ

આ સંવેગી દીક્ષા પહેલાનાં અને પછીનાં વર્ષોમાં મુનિ આનંદવિજયજીએ ગુજરાત, સૌરાષ્ટ્ર, મારવાડ, રાજસ્થાનમા ધર્મનો ખૂબ પ્રચાર અને પુનરુદ્ધાર કર્યો અને પંજાબનો તો એમના પુરુષાર્થથી કાયાપલટ જ થઈ ગયો · પંજાબમાં ઠેર ઠેર જિનમંદિરોની ધજાઓ ફરકી રહી, જિનમંદિરના શિખરોના સુવર્ણકળશો જાણે જિનમંદિરના ઉદ્ધારક મહાપુરુષની કીર્તિગાથા સંભળાવી રહ્યા વિ સં. ૧૯૪૩મા કારતક વદિ ૫ ના રોજ તીર્થાધિરાજ શત્રુંજયની પવિત્ર છાયામા, આશરે પાંત્રીસ હજાર જેટલા વિશાળ સંઘ સમુદાયની હાજરીમા, ભરે ઉત્સાહ અને ઉત્સવપૂર્વક, મુનિ આનંદવિજયજીને આચાર્યપદ અર્પણ કરવામા આવ્યું

તપગચ્છની પટ્ટપરંપરા પ્રમાણે, ભગવાન મહાવીરની ૬૧મી પાટે આચાર્યશ્રી વિજયસિંહસૂરિજી થયા પછી ૧૧ પાટો આચાર્યપદ વગરની ચાલુ રહ્યા પછી, ૨૩૫ વર્ષ બાદ જૈન સંઘમા શ્રમણ પરંપરાની ૭૩ મી પાટે આચાર્ય શ્રી વિજયાનંદસૂરિજી આવ્યા * આવા પ્રાભાવિક અને મહાન જ્યોતિર્ધરની આચાર્યપદ ઉપર પ્રતિષ્ઠા થવાથી જૈન ધર્મ, સંઘ અને આચાર્યપદ એ ત્રણે ગૌરવશાળી બન્યા; અને જૈન સંઘને એક પ્રખર વિદ્વાન, ઉત્કટ ચારિત્રના પાલક અને સમર્થ ધર્મનાયક મળ્યા જૈનધર્મ અને સંઘના અભ્યુદયના મનોરથદર્શી એ મહાપુરુષ હતા

જેમ એમને પંજાબમાં સ્થાનકવાસી ફિરકાની સામે કામ કરવાનું હતું તેમ મૂર્તિવિરોધ તેમ જ બીજી બાબતોમા સ્વામી દયાનંદ સરસ્વતી અને એમણે પ્રવર્તાવેલ આર્યસમાજની સામે પણ ઘણું મુશ્કેલ કામ કરી બતાવવાનું હતું અનેક ગ્રંથો રચીને તેમ જ અવિરત ધર્મપ્રચાર ચાલુ રાખીને એમણે આ કામ સફળ રીતે પૂરું કર્યું હતું.

### વિશ્વખ્યાતિ અને યુગદર્શન

પછી તો એમની પ્રખર વિદ્વત્તા અને નિર્મળ સાધુતાની નામના છેક દરિયાપારના દેશો સુધી પહોચી, અને જ્યારે અમેરિકાના ચિકાગો શહેરમાં સને ૧૮૯૩ (વિ સં. ૧૯૪૯)મા પાર્લામેન્ટ ઑફ રિલિજિયન્સ–વિશ્વધર્મપરિષદ ભરવાનો નિર્ણય થયો ત્યારે જૈનધર્મના પ્રતિનિધિ તરીકે એ પરિષદમા હાજર રહેવાનું બહુ માનભર્યું આમંત્રણ આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજને જ મળ્યું હતું.

પણ એક જૈન સાધુ તરીકે તેઓ જાતે તો એ પરિષદમા જઈ શકે એમ ન હતા; બીજી બાજુ ઇતર ભારતીય જનોની જેમ જૈનોમા પણ સમુદ્રયાત્રા સામે વિરોધ પ્રવર્તતો હતો; ઉપરાંત સંકુચિત દૃષ્ટિ અને આવા મોટા કાર્યના લાભાલાભ સમજવાની દીર્ઘ દૃષ્ટિનો અભાવ પણ આડે આવતો હતો પણ આ યુગદ્રષ્ટા આચાર્યે પોતાની વેધક દૃષ્ટિથી આ અવરોધોની પેલે પાર રહેલ ધર્મપ્રભાવનાનો મોટો લાભ જોઈ લીધો અને લોકમાન્યતા, પરંપરાગત વિરોધ કે શાસ્ત્રને નામે આગળ ધરવામા આવતા અવરોધોથી લેશ પણ

* આચાર્ય શ્રી વિજયસિંહસૂરિ વિ સં ૧૭૦૮ માં સ્વર્ગવાસી થયા અને મુનિ આનંદવિજય (આત્મારામજી) વિ સં. ૧૯૪૩ મા આચાર્ય થયા આમ જૈન સંઘમાં ૨૩૫ વર્ષ આચાર્ય–વગરનાં વીત્યાં, એમ એનો ઇતિહાસ જોતા જાણવા મળે છે

વિચલિત થયા વગર એ મહાપુરુષે, પોતે તૈયાર કરેલ નિબંધ સાથે, શ્રી વીરચંદ રાઘવજી ગાંધીને એ પરિષદમાં પોતાના એટલે કે જૈનધર્મના પ્રતિનિધિ તરીકે મોકલ્યા.

સ્વનામધન્ય શ્રી વીરચંદ રાઘવજી ગાંધીએ પોતાની વિદ્વત્તા, વકતૃત્વશક્તિ અને સચ્ચરિત્રતાને બળે અમેરિકાના વિદ્વાનો અને સામાન્ય પ્રજાજનોને કેટલા ડોલાવી મૂક્યા હતા, એનો અહેવાલ વાંચીએ છીએ ત્યારે ખરેખર, નવાઈ લાગે છે. આવતા યુગને પારખવાની પારગામી દૃષ્ટિ હોય તો જ હામ ભીડી શકાય એવું મહાન આ કાર્ય હતું. અને એ કરીને શ્રી આત્મારામજી મહારાજે જૈનધર્મની જે પ્રભાવના કરી અને જૈન સંઘનું જે ગૌરવ વધાર્યું, એનું મૂલ્યાંકન કરવું સહેલું નથી. શ્રી વીરચંદ ગાંધીએ અમેરિકામાં ભગવાન મહાવીરના જૈનધર્મનો સંદેશ તો ગુંજતો કર્યો, પણ સાથે સાથે ભારતના બધાય દર્શનોની વાત પણ ત્યાંની જનતાને ખૂબ કુશળતા તેમ જ સરળતાપૂર્વક સમજાવી. ઉપરાંત, અમેરિકાથી પાછા ફરતાં, યુરોપના દેશોમાં પણ જૈનધર્મ અને સંસ્કૃતિ સંબંધી રોચક અને માહિતીપૂર્ણ વ્યાખ્યાનો આપીને ત્યાંના લોકોને પણ જૈનધર્મનો યથાર્થ ખ્યાલ આપ્યો અને એમની જિજ્ઞાસાને જાગ્રત અને પ્રોત્સાહિત કરી.

આ યુગદર્શી આચાર્ય પ્રવરને સર્વજનસમાનતાની જૈનધર્મની ઉદાત્ત ભાવનાનો કેટલો સચોટ ખ્યાલ હતો તે એમના નીચેના ઉદ્‌ગારો ઉપરથી પણ સમજી શકાય છે. તેઓએ કહ્યું છે કે—

"અસભ્ય–હીન જાતિઓને જે બૂરી (ભૂંડી) માને છે, તેમને અમે બુદ્ધિમાન કહેતા નથી. કારણ કે અમારો એવો નિશ્ચય છે કે બુરાઈ તો ખોટાં કર્મ કરવાથી થાય છે. બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય બૂરાં કામ કરે તો તેમને અમે પણ અવશ્ય બૂરા માનશું. સુકર્મ કરશે તેને સારા માનશું. નીચ ગોત્રવાળા સાથે જે ખાનપાનનો વહેવાર રાખતા નથી તેનું કારણ તો કુલરૂઢિ છે. એ લોકોની જે નિંદા કરે છે, તેઓ મહા અજ્ઞાની છે. કારણ કે અમારો સિદ્ધાંત છે કે નિંદા તો કોઈની પણ ન કરવી. તેમને જે અસ્પર્શ્ય માનવામાં આવે છે તે પણ કુળાચાર છે."

(શ્રી 'સુશીલ'કૃત "ન્યાયાંભોનિધિ શ્રી વિજયાનંદસૂરિ", પૃ. ૪)

આ જ રીતે જૈન સંઘમાં પ્રવેશી ગયેલી ક્ષતિઓ પણ એમની પારદર્શી દૃષ્ટિની બહાર રહી શકી ન હતી. આવી ક્ષતિઓ તરફ અંગુલિનિર્દેશ કરતાં તેઓ કહે છે કે—

"જૈન ધર્મમાં તો લેશમાત્ર પણ ક્ષતિ નથી, પરંતુ ભારતવર્ષના જૈનોમાં આ કાળમાં શારીરિક અને માનસિક સત્ત્વ નથી રહ્યું; એને લીધે મોક્ષમાર્ગની જે રીતે પ્રરૂપણા કરવામાં આવી છે એ રીતે એનું સંપૂર્ણપણે પાલન તેઓ નથી કરી શકતા. આ કાળ પ્રમાણે જેવું સાધુપણું અને શ્રાવકપણું કહેવામાં આવ્યું છે એ મુજબ તો એનું પાલન કરે છે, પણ સંપૂર્ણ ઉત્સર્ગમાર્ગનું પાલન નથી કરી શકતા. જૈનોમાં બીજી ખામી એ છે કે વિદ્યાને માટે જેટલો ઉદ્યમ કરવો જોઈએ એટલો નથી થતો, એમનામાં એકતા–સંપ નથી. સાધુઓમાં પણ પ્રાયઃ કરીને આપસઆપસમાં ઈર્ષ્યા ઘણી છે. આ ખામી જૈનધર્મનું પાલન કરનારાઓની છે, નહીં કે જૈનધર્મની." (એજન, પૃ. ૩૯)

શ્રી આત્મારામજી મહારાજના સરળ, સીધા અને સચોટ ધર્મોપદેશની જનતા ઉપર કેટલી માર્મિક અસર થતી હતી તે અમદાવાદના નગરશેઠ શ્રી પ્રેમાભાઈ હેમાભાઈના

નીચેના લાગણીભીના હૃદયસ્પર્શી ઉદ્દગારો ઉપરથી પણ સમજી શકાય છે. તેઓએ આચાર્ય મહારાજની ધર્મવાણીથી પ્રભાવિત અને પ્રોત્સાહિત થઈને કહેલું કે—

"શુ કરીએ મહારાજ, જ્યારે દાત હતા ત્યારે દાળિયા ન મળ્યા; અને જ્યારે દાળિયા (ચણા) મળ્યા ત્યારે ચાવવાને સારુ જે દાત જોઈએ તે નથી રહ્યા" (એજન, પૃ ૨૮)

આનો સાર એ છે કે આપનો સત્સગ પહેલા થયો હોત તો અમે સવિશેષપણે ધર્મનુ આરાધન કરી શકત—તે વખતે અમારી એટલી બધી શક્તિ હતી

શ્રી વિજયાનદસૂરિજી મહારાજમા એક સમર્થ સંઘનાયકના પદને શોભાવે એવી અસાધારણ કાર્યશક્તિ, સર્વસ્પર્શી અને તલસ્પર્શી વિદ્વત્તા અને ધર્મપ્રચારની ઉત્કટ ધગશ હતી, પણ એથીય આગળ વધીને, એક સહૃદય, સંવેદનશીલ અને કરુણાપરાયણ શિરછત્રની જેમ એમના અતરમા જૈનધર્મના અનુયાયીના દુખનું નિવારણ કરવાની ભાવના સતત વહેતી રહેતી હતી સાચે જ તેઓ ભાગ્યાના ભેરુ હતા સ્વ શ્રી 'સુશીલ'-ભાઈએ પોતાની મધુર કલમે એમના સુદર ચરિત્રનુ આલેખન કરતાં યથાર્થ કહ્યું છે કે—

"જૈન સઘના હિત અને શ્રેયમા પોતાનુ વ્યક્તિત્વ વીસરી જનાર, એની સાથે એકતાર બનનાર આવો પુરુષ વર્તમાન જૈન સમાજે આ પહેલી અને છેલ્લી વાર જોયો જૈન સંઘના પુણ્યે જ એમને આકર્ષ્યા હતા આત્મારામજીની જીવનઘટનાઓ જોતા જાણે કે કોઈ દેવદૂત, ભાગ્યાના ભેરુ જેવો કોઈ મહારથી, અદૃશ્યપણે વિચરતા સતસઘનો કોઈ સિતારો, જૈન સઘમા અચાનક આવી પડચો હોય અને પોતાનુ જીવનકાર્ય પૂરુ થતા કર્તવ્યના મેદાનમાથી ચુપચાપ ચાલી નીકળ્યો હોય એમ લાગે છે" (એજન, પૃ ૩૯)

ચિકાગો વિશ્વધર્મ પરિષદના અહેવાલમા શ્રી આત્મારામજી મહારાજની છબીની નીચે, એમનો ટૂક પરિચય આપતા, સાચું જ કહેવામા આવ્યું છે કે—

"જૈન સમાજના કલ્યાણ સાથે મુનિ આત્મારામજીની જેમ બીજી કોઈ વ્યક્તિએ પોતાની જાતને ખાસ એકરૂપ બનાવેલ નથી દીક્ષા ગ્રહણ કરી ત્યારથી લઈને તે જીવન પર્યત પોતે સ્વીકારેલ ઉચ્ચ જીવનકાર્યને માટે કાર્યરત રહેનાર ઉમદા સાધુસમૂહમાના તેઓ એક છે જૈન સમાજના તેઓ મહાન આચાર્ય છે, અને પ્રાચ્ય વિદ્યાના વિદ્વાનોને માટે જૈનધર્મ અને સાહિત્યની બાબતમા તેઓ મોટામા મોટા જીવત આધારરૂપ છે *"

("જૈનાચાર્ય શ્રી આત્મારામજી જન્મશતાબ્દિ સ્મારક ગ્રથ", પૃ ૧૬)

## સાહિત્યસર્જન

આચાર્ય વિજયાનંદસૂરીશ્વરજીને જૈનધર્મનો ઉદ્ધાર, જૈન સંઘનો અભ્યુદય અને જૈન

* "ધી વર્લ્ડસ પાર્લામેન્ટ ઓફ રિલિજિયન"ના લડનથી પ્રસિદ્ધ થયેલ અહેવાલના ૨૧ મે પાને છપાયેલ આ મૂળ લખાણ આ પ્રમાણે છે—

"No man has so peculiarly indentified himself with the interests of the Jain Community as Muni Atmaramji He is one of the noble bands sworn from the day of initiation to the end of life to work day and night for the high mission they have undertaken He is the High Priest of the Jain Community and is recognised as the highest living authority on Jain Religion and literature by oriental Scholars."

સાહિત્ય તથા સંસ્કૃતિનો પ્રચાર કરવાનું યુગકર્તવ્ય બજાવવાનું હતું અને એ સૈકા કરતાં પણ વધુ સમય સુધી આચાર્ય વિહોણા રહીને વિશૃંખલ બની ગયેલા જૈન સંઘને સંગઠિત અને શક્તિશાળી બનાવવો હતો, સાથે સાથે જિનમૂર્તિ અને જિનવાણી સામેના આંતરિક તેમ જ બાહ્ય વિરોધોનું પણ શમન કરવાનું હતું આ બધા કાર્યો તેઓ અપાર પુરુષાર્થ કરીને અને પાર વગરની જહેમત ઉઠાવીને સફળતાપૂર્વક પૂરા કરી શક્યા એમાં એમની સત્યશોધક જ્ઞાનોપાસના અને એમના સમયાનુરૂપ સાહિત્યસર્જનનો ફાળો ઘણો મોટો છે

જૈન શાસ્ત્રોને આત્મસાત્ કરીને તેમ જ ઇતર સાહિત્યનો પણ પરિચય મેળવીને એમણે સાહિત્યસર્જનનો આરંભ, લગભગ મતપરિવર્તનની સાથે સાથે, ત્રીસેક વર્ષની ઉંમરથી, વિ સં ૧૯૨૪ની સાલથી કર્યો હતો એમનું સાહિત્યસર્જન કેવળ મનમોજ ખાતર હોવાને બદલે ધ્યેયલક્ષી હતું, તેથી એમાં વિશેષ સચોટપણું આવ્યું હતું એમ કહેવું જોઈએ.

વિ સં ૧૯૨૪માં 'નવતત્ત્વ'થી શરૂ થયેલું સાહિત્યસર્જનનું કાર્ય જીવનના અંત સમયે, વિ સં ૧૯૫૩માં, 'તત્ત્વનિર્ણયપ્રાસાદ' નામે મહાન ગ્રંથના સર્જન સાથે પૂરું થયું * આ ગ્રંથ એ એના સર્જકની અમર કીર્તિનો પ્રાસાદ—મહેલ બની રહ્યો આ બે ગ્રંથોની વચમાં 'જૈનતત્ત્વાદર્શ', 'અજ્ઞાનતિમિરભાસ્કર', 'સમ્યક્ત્વશલ્યોદ્ધાર', 'જૈન ધર્મ વિષયક પ્રશ્નોત્તર', 'ચિકાગો પ્રશ્નોત્તર' વગેરે અનેક ગ્રંથોએ તેમ જ કેટલીક ધાર્મિક કાવ્યકૃતિઓએ આચાર્યપ્રવરના સાહિત્યસર્જનનું સાતત્ય જાળવ્યું હતું

### જ્ઞાનપ્રસારની ઝંખના

ચિકાગોની વિશ્વધર્મ પરિષદમાં જૈનધર્મના પ્રતિનિધિ તરીકે હાજર રહેવાનું આમંત્રણ આચાર્ય શ્રી આત્મારામજી મહારાજને વિ સં ૧૯૪૯માં મળ્યું ત્યારે તેઓ હોશિયારપુરમાં બિરાજતા હતા

આચાર્યશ્રી જ્ઞાનનો મહિમા બરાબર પિછાનતા હતા શાસ્ત્રાભ્યાસને લીધે જ પોતાને સાચા ધર્મનો માર્ગ સમજાયો હતો અને જ્ઞાનોપાસનાથી જ પોતાના આત્માનો ઉદ્ધાર થયો હતો, એ વાતનો એમને જાતઅનુભવ પણ હતો તેથી જ તેઓ જ્ઞાનનો પ્રસાર કરવા હમેશાં પ્રયત્નશીલ રહેતા હતા તેઓએ સાહિત્યસર્જન કર્યું, ધર્મોપદેશની અવિરત ધારા વહાવી અને સમાજના વિરોધને ગૌણ ગણીને પણ શ્રી વીરચંદભાઈ ગાંધીને પરદેશ મોકલ્યા તે આટલા માટે જ.

એમનું અંતર તો શ્રીસંઘમાં જ્ઞાનનો પ્રસાર કરવા માટે જ્ઞાનની પરબો સ્થાપવા ઝંખી રહ્યું હતું, પણ એ કામ તેઓ હાથ ધરે એ પહેલાં સંઘની શ્રદ્ધાને પરિમાર્જિત અને સ્થિર કરવાનું યુગકાર્ય એમને બજાવવાનું હતું એ કામ પૂરા સમય અને શક્તિ માગી લે એવું મોટું અને મુશ્કેલ હતું અને, આચાર્યશ્રીની જીવનકથા કહે છે કે, એ કાર્યની પૂર્ણાહુતિ સાથે આચાર્યપ્રવરના જીવનની પણ સમાપ્તિ થઈ!

પણ કોઈ કામ શરૂ કે પૂરું થઈ શકે કે ન થઈ શકે એ ભલે ભવિતવ્યતાના હાથની

* આ ગ્રંથ આચાર્ય મહારાજના સ્વર્ગવાસ બાદ પ્રગટ થયો તો.

વાત હોય, છતાં ભાવી વિકાસને માટે ભાવનાના બીજનું વાવેતર તો કોઈ પણ દીર્ઘદર્શી, કલ્યાણવાંછુ અને ભાવનાશીલ વ્યક્તિ કરી જ શકે છે

પૂજ્ય આત્મારામજી મહારાજે વિ. સં. ૧૯૪૮માં હોશિયારપુરમાં જૈન સુવર્ણમંદિરની પ્રતિષ્ઠા કરી અને વિ. સં. ૧૯૪૯નું ચતુર્માસ ત્યાં કર્યું. વિ. સં. ૧૯૫૦નું ચોમાસું જંડિયાલાગુરુમાં કર્યું. વિ. સં. ૧૯૫૧માં પટ્ટીના જિનમંદિરની પ્રતિષ્ઠા કરીને એ ચોમાસું જીરામાં કર્યું.

વિ. સં. ૧૯૫૨નું છેલ્લું ચોમાસું અંબાલા શહેરમાં કર્યું અને ત્યાં જિનમંદિરની પ્રતિષ્ઠા કરી. આ ચતુર્માસ દરમ્યાન શ્રી વીરચંદ રાઘવજી ગાંધી વિદેશથી પાછા ફરીને આચાર્ય મહારાજને મળ્યા. એમની ધર્મપ્રચાર માટેની જ્ઞાનયાત્રાની વિગતો જાણીને આચાર્યશ્રી ખૂબ પ્રસન્ન થયા. ધર્મના વિકાસ અને શાસનની પ્રભાવના માટે વિદ્યાવૃદ્ધિની કેટલી બધી જરૂર છે એ વાતની તેઓને વિશેષ પ્રતીતિ થઈ, અને બાકીનું જીવન હવે આ કાર્યની પાછળ જ વિતાવવાનો તેઓનો વિચાર વધારે દૃઢ થયો.

આચાર્યશ્રીની આ મનોભાવના લુધિયાનાના શેઠ ધનાજી હનિષ મહાનબાવ આદિની વાતચીતમાં સ્પષ્ટરૂપે વ્યક્ત થયેલી જોવા મળે છે. અંબાલાનું ચતુર્માસ પૂરું કરી તેઓ લુધિયાના પધાર્યા. ત્યાં જિનમંદિરનું મંગળ મુહૂર્ત કરાવ્યું અને પેલા શ્રાવિક મહાનુભાવની સરસ્વતીમંદિરોની સ્થાપના કરવાની વિનતિના જવાબમાં તેઓએ કહ્યું કે— "હવે હું સરસ્વતીમંદિરોની સ્થાપના તરફ જ વિશેષ ધ્યાન આપવાનો પ્રયત્ન કરીશ. આ માટે આખા પંજાબમાં ગુજરાનવાલા જ વધારે ઉપયોગી થઈ શકે એમ છે." [1]

જ્ઞાનપ્રસારની આ ઝંખનાને અમલી બનાવવા વિ. સં. ૧૯૫૩માં આચાર્યપ્રવરે સનખતરાવી પ્રતિષ્ઠા કરાવીને ગુજરાનવાલા તરફ વિહાર કર્યો પણ ભાવીનો યોગ કંઈક જુદો જ હતો વિ. સં. ૧૯૫૩ (ગુજરાતી ૧૯૫૨)ના જેઠ સુદિ બીજના દિવસે તેઓ ગુજરાનવાલા પહોંચ્યા ત્યારે સાઠમા વર્ષમાં પ્રવેશેલી કાયામાં જ્વર તેમ જ શ્વાસના વ્યાધિએ તેમ જ વધારે પડતી અશક્તિએ ઘર કર્યું હતું. જોતજોતામાં વ્યાધિએ ઉગ્રરૂપ ધારણ કર્યું, અને પાંચ જ દિવસ બાદ, જેઠ સુદિ છની પાછલી રાત્રે, જૈન શાસનના એ મહાન જ્યોતિર્ધર, સરસ્વતીમંદિરોની સ્થાપનાની પોતાની ભાવના પૂરી કરવાનું કામ પોતાના પ્રીતિપાત્ર મુનિ શ્રી વલ્લભવિજયજીને ભળાવીને, સ્વર્ગે સિધાવી ગયા! [2]

પંજાબમાં અને સમસ્ત જૈન સંઘમાં સૂનકાર વ્યાપી ગયો. એ વખતે તો એમ પણ લાગ્યું કે યુગદ્રષ્ટા આચાર્યદેવની સરસ્વતીમંદિરો ઊભાં કરવાની વાત અધૂરી રહી ગઈ. પણ એ ભાવનાના બીજમાં ખમીર ભર્યું હતું. વડાગુરુએ શ્રીસંઘમાં શ્રદ્ધાની પુનઃપ્રતિષ્ઠા કરીને એ માટેનું ખેડાણ કરી રાખ્યું હતું એ શ્રદ્ધાની ફળદ્રુપ ભૂમિમાં જ્ઞાનનું વાવેતર કરીને ઠેરઠેર સરસ્વતીમંદિરોની સ્થાપના કરવાનું યશનામી અને ઉપકારી યુગકાર્ય પૂજ્ય મુનિ શ્રી વલ્લભવિજયજીએ કરવાનું હતું, અને એ એમણે યશસ્વી રીતે કરી જાણ્યું.

ત્યારે આપણે એ યુગપુરુષના જીવનની ઝાંખી કરીએ

---

૧. આ આખા વાર્તાલાપ માટે જુઓ આ પુસ્તકનું ૧૦મું પાનું

૨. પૂજ્ય આત્મારામજી મહારાજના અંતિમ ઉદ્ગારો માટે જુઓ આ પુસ્તકનું ૧૧ મું પાનું.

## સરસ્વતીમંદિરોના પ્રેરક
## પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી

પુરાણપ્રસિદ્ધ ગૂર્જરભૂમિની ભવ્યતાને ઇતિહાસકાળે વધુ ભવ્ય બનાવી પુરાતન સમયમા અને ઇતિહાસયુગમા એવાં અને સાધકો, સંતો, સતીઓ, શૂરાઓ અને રાજવીઓ એ ભૂમિમા થઈ ગયા આમ તો ગૂર્જરભૂમિનો પ્રદેશ એ ભારતભૂમિનુ જ એક અ ગ છે, અને ગુજરાતની સ સ્કૃતિ એ ભારતની સ સ્કૃતિધારાનું જ એક ઝરણું છે અને છતા ગુજરાતની સંસ્કૃતિની આગવી કહી શકાય એવી વિશિષ્ટતા પણ છે, અને એ વિશેષતા એને ભારતીય સ સ્કૃતિના ભાલતિલક સમું ગૌરવભર્યું સ્થાન અપાવે છે આની કેડીઓ પુરાતન કાળ તેમ જ ઇતિહાસયુગ બન્નેમા જોવા મળે છે

શ્રીકૃષ્ણે અનાસક્તભાવે કર્તવ્યનું પાલન કરવાનો સ દેશો આપ્યો એમના જ કુટુબી શ્રી નેમિકુમારે કરુણાભાવથી પ્રેરિત થઈને લગ્નના લીલા તોરણેથી પાછા ફરીને વૈરાગ્યનો આશ્રય લીધો અને સંયમનો માર્ગ સ્વીકાર્યો ઉત્કટ જીવનસાધના દ્વારા તેઓ બાવીસમા તીર્થંકર ભગવાન નેમિનાથ તરીકે અમર થઈ ગયા. ઇતિહાસયુગ પહેલાની આ ઘટના. એમણે આપેલો કરુણા અને વૈરાગ્યનો વારસો ગુજરાતની ધરતીને ભાવી ગયો, એ વારસાને પણ ગુજરાતની ભૂમિ અનુકૂળ લાગી પરિણામે ગુજરાતની જનતાના અંતર છેક પુરાતન કાળથી તે અત્યાર સુધી જીવદયા અને ત્યાગ–વૈરાગ્યની ભાવનાથી સુવાસિત–સ સ્કારિત બનતાં રહ્યા આપણી પાંજરાપોળો, પરબડીઓ, ચકલાંને નખાતી ચણ, પારેવાંને નખાતી જાર, માછલાંને અપાતી કણીક અને પાજરાપોળો ઉપરાત માદા પશુ–પ ખીઓની માવજતમા વ્યક્તિગત રીતે પણ દાખવવામા આવતી ધર્મરુચિ આ વાતની સાક્ષી પૂરે છે ઇતિહાસયુગમા અહિંસાપ્રધાન શ્રમણ સ સ્કૃતિને કરુણા–વૈરાગ્યરસભીની ગુજરાતની ધરતી બહુ ગમી ગઈ, અને ગુજરાતમા ઠેર ઠેર જૈનધર્મ અને બૌદ્ધધર્મના કેન્દ્રો સ્થપાયાં. સમય જતા બૌદ્ધધર્મે ગુજરાતમાથી વિદાય લીધી, ત્યારે જૈનધર્મે આ ભૂમિમાં સ્થિરતા પ્રાપ્ત કરી અને ઘણો વિકાસ સાધ્યો

ઇતિહાસયુગમા શ્રી શીલગુણસૂરિ, વનરાજ ચાવડા, કલિકાલસર્વજ્ઞ હેમચ દ્રાચાર્ય, જયસિંહ સિદ્ધરાજ, કુમારપાળ અને વસ્તુપાળ–તેજપાળે અહિંસા, કરુણા, વૈરાગ્ય અને સર્વધર્મબહુમાનની ભાવનાના આ વારસાને જીવી અને પ્રસારી જાણ્યો જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ આ વારસાના જ પ્રતિભાશાળી પ્રતિનિધિ હતા અને આપણી સામેના જ ભૂતકાળમાં શ્રી સહજાનંદસ્વામી, શ્રી દયાનંદ સરસ્વતી, શ્રીમદ્ રાજચંદ્ર અને મહાત્મા ગાધીજીની કારકિર્દી અહિંસા–કરુણા અને સ યમ–વૈરાગ્યની ભાવનાને કેન્દ્રમા રાખીને જ વિકસી હતી. જૈન સંસ્કૃતિના પ્રખર જ્યોતિર્ધર શ્રી આત્મારામજી મહારાજે (આચાર્ય શ્રી વિજયાનંદસૂરિશ્વરજી મહારાજે) પજાબમા જન્મ ધારણ કરીને ગુજરાત, પંજાબ અને બીજા પ્રદેશોમા આ વાસસાને વધારે જાજરમાન બનાવ્યો હતો આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજ એ જ ગૌરવશાળી પર પરાના પ્રભાવક સ ત થઈ ગયા—સ યમ અને વૈરાગ્યના, અહિ સા અને કરુણાના એ જ વારસાને દીપાવી જાણનાર અને સ્વપરકલ્યાણના એ જ ધર્મમાર્ગના પુણ્યપ્રવાસી! તેઓ કોઈના પણ દુ ખ-દર્દ દીનતા જોતા અને એમનુ

દયાળુ અંતર દ્રવવા લાગતું અને એ દુઃખનું નિવારણ કરવાનો પુરુષાર્થ કરવાની એમને અને બીજાઓને પ્રેરણા આપતું—એવા દયાના મહેરામણ હતા એ આચાર્યશ્રેષ્ઠ !

## જન્મ અને દીક્ષા

ગરવી ગૂર્જરભૂમિનું વડોદરા શહેર—વિદ્યા, કળા અને ધર્મના ધામ સમું ગુજરાતનું નાનું સરખુ કાશી એ જ આચાર્ય વિજયવલ્લભસૂરિજીની જન્મભૂમિ. વિ સં ૧૯૨૭ના કારતક સુદિ બીજ (ભાઈબીજ)નો એમનો જન્મ. પિતાનું નામ દીપચંદભાઈ. માતાનું નામ ઇચ્છાબાઈ એમનું પોતાનુ નામ છગનલાલ જ્ઞાતિ વિસા શ્રીમાળી શ્રી દીપચંદભાઈને ચાર દીકરા અને ત્રણ દીકરીઓ ચાર દીકરામાં છગનલાલ ત્રીજા માતા-પિતા ધર્મના રંગે રગાયેલા હતા એમાય ઇચ્છાબાઈ તો ભલે ભણ્યાં ઓછુ હતા, પણ ધર્મની સાદી સમજણ અને ધર્મપાલનની એમની તાલાવેલી એમના જીવનનો જાણે આધાર બની હતી એ જેમ ઘરવ્યવહાર અને કુટુંબને સાચવતાં એ જ રીતે ધર્મને સાચવવાનુ પણ ધ્યાન રાખતાં માતા પિતાની આ ધર્મભાવનાનો પ્રભાવ આખા કુટુબ ઉપર અને બધાં સંતાનો ઉપર વિસ્તરી રહેતો બીજું ધન મળે કે ન મળે એ ભાગ્યની વાત છે, ધર્મધનને મેળવવું એ માનવીના પોતાના હાથની વાત છે માતપિતાનું સરળ, સાદું, નિર્મળ જીવન જાણે સંતાનોને આ જ બોધ આપતું

પણ આવા શાણાં, ગરવા અને ધર્માનુરાગી માતાપિતાની છત્રછાયા લાબો વખત ન ન ટકી પહેલા શ્રી દીપચદભાઈનું અવસાન થયુ પછી માતા–પિતાના શરણના અભાવે અનાથ બનતા સતાનોને અર્હંતનું શરણ સ્વીકારવાની ભલામણ કરીને માતા ઇચ્છાબાઈ પણ સ્વર્ગે સિધાવી ગયા અતિમ સમયે દીન બનીને પોતાની પાસે બેઠેલા છગનને માતાએ કહ્યું. "બેટા, અર્હંતનુ શરણુ સ્વીકારજે અને અનત સુખના ધામમા પહોચાડે એવા શાશ્વત ધર્મધનને મેળવવામા અને જગતના જીવોનું કલ્યાણ કરવામાં તારું જીવન વિતાવજે " એ વખતે છગનલાલની ઉમર તો માડ ૧૦–૧૨ વર્ષની હતી, પણ માતાની છેલ્લી શિખામણના શબ્દો એના અંતરમા સદાને માટે કોતરાઈ ગયા એ જ જાણે એનો જીવનમત્ર બની ગયો

છગનનું શરીર જેવું દેખાવડું હતુ એવી જ એની બુદ્ધિ તેજસ્વી હતી. ઠાવકાઈ, શાણપણ અને કોઈનું પણ કામ કરી છૂટવાની પરગજુ ભાવનાની બક્ષિસ એને બચપણથી જ મળી હતી અને ભક્તિની ગંગા તો જાણે એના રોમ રોમને પાવન કરતી હતી. ધ્યાનપૂર્વક અભ્યાસ કરીને છગને સાત ધોરણ સુધીનો અભ્યાસ પૂરો કર્યો. માથે બે મોટાભાઈ હીરાલાલ અને ખીમચદ હતા, અને ઘરની કોઈ ચિંતા હતી નહીં, એટલે છગનને ભણવું હોય તો ભણવાનો અને વેપારી થવું હોય તો મન ફાવે ત્યા વેપારમાં જોડાવાનો માર્ગ મોકળો હતો—વાણિયાનો દીકરો ખપપૂરતું ભણીને છેવટે વાણોતર થાય કે વેપારી બને, એ જ એનું ભાગ્યવિધાન પણ છગનનો જીવ કંઈક જુદી માટીનો હતો. એને ન વધુ ભણવાનો વિચાર આવ્યો, ન વેપાર ખેડવાનું રુચ્યુ અને લગનસસારમા પડવાની તો કલ્પના પણ ન આવી એની ઝંખના કંઈક જુદી જ હતી: એને તો એકમાત્ર આરાધ્ય માતાની આજ્ઞાનુ પાલન કરીને જીવનને ધન્ય બનાવવાની હતી

વાણિયાનો દીકરો મોટેભાગે વેપારીની સોબત કરે, ધનપતિનાં પડખાં સેવે અને બીજુ કંઈ ન સૂઝે તો છેવટે ઘરનુ ખાઈને પણ કોઈની દુકાને વગર પગારે અનુભવ લેવા બેસે. પણ છગનનો જીવ આમાં ક્યાંય ન લાગે એને તો દેવમંદિર વહાલા લાગે, સંતોની સેવાના સ્વપ્ના આવે અને ગુરુમુખેથી ધર્મની નિર્મળ વાણીનુ પાન કરવુ ગમે કાં દેવમંદિર, કાં ઉપાશ્રય એ જ એના સાચા વિશ્રામસ્થાન. ઘરમા એ મહેમાનની માફક જ રહે ન માયા–મમતાના બંધન, ન પૈસાટકાની પરવા, ન ઘરવ્યવહારની જંજાળ છગનનુ જીવન ઘરમા જળકમળ જેવું બની રહ્યુ અને એનુ અંતર સંયમ–વૈરાગ્યને ઝંખી રહ્યુ ક્યારે એ ધન્ય ઘડી આવે ?

ધર્મવાણીનું શ્રવણ તો અવારનવાર થતું જ રહેતું હતું એવામા એક પ્રેરક પ્રસંગ બની ગયો, અને જાણે એ પ્રસંગ પુરાતન ઈતિહાસને સજીવન કરી ગયો

પચીસ સો વર્ષ પહેલાની–ભગવાન મહાવીરના યુગની–જંબૂકુમારની ધર્મકથા ઘેર ઘેર પ્રચલિત છે જંબૂકુમાર ઋષભદત્ત વ્યવહારિયા–શ્રેષ્ઠીના એકના એક પુત્ર યૌવનવયે એના લગ્ન લેવાયાં એવામા ભગવાન મહાવીરના પટ્ટધર, પંચમ ગણધર, શ્રી સુધર્મા-સ્વામીની ધર્મવાણી એમના અંતરને સ્પર્શી ગઈ, અને તેઓ લીધે લગ્ને જ ઘરવાસી મટીને ત્યાગમાર્ગના પ્રવાસી બની ગયા

છગનનુ પણ કંઈક આવુ જ સદ્ભાગ્ય જાગ્યુ વિ સં. ૧૯૪૨ માં, ૧૫ વર્ષની વયે, એમને વડોદરામા શ્રી આત્મારામજી મહારાજની વૈરાગ્યભરી ધર્મવાણી સાભળવાનો અવસર મળ્યો એ વાણી છગનના અંતરને જગાડી ગઈ ત્યાગમાર્ગનો સ્વીકાર કરીને માતાની અંતિમ આજ્ઞાનું પાલન કરવા એનુ અંતર તલસી રહ્યુ છગને આત્મારામજી મહારાજને પોતાને દીક્ષા આપવાની વિનંતિ કરી

આત્મારામજી મહારાજે એટલુ તો જોઈ લીધું કે દીક્ષાની ભિક્ષા માગનાર વ્યક્તિમા ભક્તિ, શક્તિ અને બુદ્ધિનો ત્રિવેણીસંગમ સધાયેલો છે, અને એનુ ભાવી ઉજ્જવળ છે, શાસનને પણ એનાથી લાભ થવાનો છે પણ તેઓ વિચક્ષણ, સમયજ્ઞ, સમતાળુ, શાણા અને દીર્ઘદર્શી પુરુષ હતા. એમણે ઉતાવળ ન કરતા છગનના મોટા ભાઈ વગેરેની અનુમતિથી જ દીક્ષા આપવાનો નિર્ણય કર્યો, અને છગનને પણ ધીરજ રાખવા કહ્યુ

છગને પોતાના મનની વાત ઘરમા કરી, પણ આવું અસાધારણ પગલું ભરવાની અનુમતિ મેળવવાનુ કંઈ સહેલુ નથી હોતુ કોઈએ એની વાત કાને ન ધરી મોટાભાઈ ખીમચંદનું મન કોઈ રીતે માને નહીં, એ તો એનો વિરોધ કરીને બેઠા છગનના બે વર્ષ કસોટીમા વીત્યા એ સમય છગને ધર્માભ્યાસમા અને દેવ-ગુરુની સેવામા વિતાવીને પોતાનો વૈરાગ્ય સાચો અને દૃઢ હોવાની સૌને ખાતરી કરાવી આપી અને છેવટે, ઘીના ઘડામા ઘી પડી રહે એમ, છગનની ઉત્કટ ઝંખના સફળ થઈ વિ સં ૧૯૪૩ ના વૈશાખ સુદિ ૧૩ ના રોજ, ધર્મનગરી રાધનપુર શહેરમા, આચાર્ય શ્રી આત્મારામજી મહારાજે છગનને ત્યાગધર્મની દીક્ષા આપી, એમને પોતાના પ્રશિષ્ય (મુનિ શ્રી લક્ષ્મીવિજયજીના શિષ્ય) મુનિ શ્રી હર્ષવિજયજીના શિષ્ય બનાવ્યા, અને નામ આપ્યુ મુનિ વલ્લભવિજય— ત્યાગમાર્ગના પ્રવાસી બનેલ છગનલાલનુ ભાવી સાચે જ, સર્વજનવલ્લભ બનવાનુ હતું !

## અભ્યાસ અને ગુરુભક્તિ

મુનિ વલ્લભવિજયજીને તો, ભૂખ્યાને ભાવતાં ભોજન મળી ગયા જેવું થયું. એમણે પોતાનું ચિત્ત એકાગ્રપણે અભ્યાસમા, અપ્રમત્તપણે આચારપાલનમા અને સમર્પિતભાવે વડાદાદાગુરુ આચાર્ય શ્રી આત્મારામજી (વિજયાનંદસૂરીશ્વરજી) મહારાજની ભક્તિમાં લગાવી દીધુ તેઓ જાણે આચાર્ય મહારાજની કાયાની છાયા બની ગયા. કાયાથી છાયા અળગી થાય તો પૂજ્ય આત્મારામજી મહારાજથી મુનિ વલ્લભવિજયજી અળગા થાય આચાર્યપ્રવર પણ પોતાના વલ્લભ ઉપર ખૂબ પ્રસન્ન રહેતા—જાણે જન્મજન્માંતરનો કો ધર્મસ્નેહભર્યો ઋણાનુબંધ ઉદયમા આવ્યો હતો.

પોતાના ગુરુ હર્ષવિજયજી મહારાજની બિમારીના કારણે વિ સં. ૧૯૪૫નું ચતુર્માસ દાદાગુરુથી જુદા પાલીમા કરવાનુ થયું ગુરુસેવાનો આ યોગ મુનિ વલ્લભવિજયજીએ સહર્ષ વધાવી લીધો શ્રી હર્ષવિજયજી મહારાજ પોતાના ગુરુ હતા એટલું જ નહી, તેઓ ખૂબ શાંત, સમતાધારી અને શાસ્ત્રોના અભ્યાસી હતા પદવી તો એમની પાસે કોઈ હતી નહીં અને પદવી તરફનું એમને આકર્ષણ પણ ન હતું તેઓ તો સાવ નિર્મોહી શ્રમણ હતા, પણ એમનો શાસ્ત્રોના અધ્યયન–અધ્યાપનનો યજ્ઞ એવો અવિરત ચાલતો રહેતો કે તેઓ સમુદાયમા વગર પદવીના છતા સાચા અર્થમા ઉપાધ્યાય જ હતા સમુદાયમા સૌ 'ભાઈજી મહારાજ'ના આદર અને સ્નેહભર્યા ઉપનામથી એમને ઓળખતા, સાચે જ તેઓ સહુના હિતચિંતક ભ્રાતા જ હતા આવા જ્ઞાની અને શાત ગુરુના શિષ્ય બનવાનો યોગ મળ્યો એ મુનિ વલ્લભવિજયજીનુ સદ્ભાગ્ય હતું એટલે એમની ભક્તિ એ તો, ખરી રીતે, ધર્મની જ ભક્તિ હતી

આમ છતાં દાદાગુરુથી આટલું પણ જુદુ રહેવું પડ્યુ એની ખામી શ્રી વલ્લભ-વિજયજીને વરતાયા વગર ન રહી શ્રી આત્મારામજી મહારાજ એવા હેતાળ અને હિત-ચિંતક હતા અને મુનિ વલ્લભવિજયજી ઉપર તો એમને વિશેષ ભાવ હતો યૌવનને આગણે આવી ઊભેલા ૧૭–૧૮ વર્ષના આ મુનિમા જાણે એમને આશાની આહ્લાદકારી એંધાણીઓ, શાસનનો ભાવિ ઉદ્યોત અને સમાજના ઉત્થાનના દર્શન થતા જેમ કોઈ કુશળ શિલ્પી પોતાની કળાકૃતિ ઉપર એકાગ્ર ધ્યાન, ચીવટ અને ભક્તિથી પોતાનુ ટાંકણું ફેરવીને અને એમાં પોતાનો જીવ રેડીને એને કંડારે એવી જ મમતાભરી લાગણીથી પૂજ્ય આત્મા-રામજી મહારાજ, શાસનના હિતની દૃષ્ટિએ, મુનિ વલ્લભવિજયજીનું ઘડતર કરી રહ્યા હતા. એમ કહી શકાય કે હજી તો જીવનની પહેલી વીશીમા જ રહેલા મુનિશ્રી અરધી સદી વટાવીને વયોવૃદ્ધ બનેલા આચાર્યપ્રવરના અંગત મંત્રી જ બની ગયા હતા!

ધર્મગુરુ એટલે જ્ઞાની શાસ્ત્રો તો એની જીભે હોય અને જુદી જુદી વિદ્યાઓનું અધ્યયન કરીને એ પંડિત બનેલ હોય. અજ્ઞાનનાં અને અંધશ્રદ્ધાના અંધારા ઉલેચવા, સત્યનો માર્ગ દેખાડવો, જિજ્ઞાસુઓની જિજ્ઞાસા સંતોષવી, કોઈની પણ શંકાનું નિવારણ કરવું અને લોકોની જીવનશુદ્ધિનુ જતન કરવું એ તો ધર્મગુરુનુ જ કામ. જનસમૂહમા ધર્મગુરુ પ્રત્યેની સામાન્ય રીતે આવી આદર–બહુમાનની લાગણી અને આવી આશા–અપેક્ષા પ્રવર્તતી હોય છે. અને જે ધર્મગુરુ એને પૂરી કરવા પ્રયત્નશીલ રહે છે એ પોતાનુ અને

બીજાનુ ભલુ કરીને પોતાના ધર્મગુરુપદને શોભાવી જાય છે, અને જનહૃદયના અધિપતિ બની જાય છે જનસમૂહની આવી આશાને પૂરી કરવા માટે ધર્મગુરુએ જ્ઞાન-ચારિત્રની અખંડપણે અને અપ્રમત્તભાવે ઉપાસના કરવાની હોય છે. એક વીશી કરતાય ઓછી ઉમરે સંયમ અને ત્યાગનો માર્ગ સમજણ અને ઉલ્લાસપૂર્વક સ્વીકારનાર મુનિ વલ્લભવિજયજી ધર્મગુરુપદનાં આ જવાબદારી અને આ મહિમા જાણે હૈયાઉકલતથી આપમેળે જ સમજી ગયા હતા, અને એ માટે પોતાની જાતને સજ્જ કરી રહ્યા હતા. ભગવાન મહાવીરે ગુરુ ગૌતમસ્વામીને અને એ દ્વારા સમગ્ર વિશ્વને પળમાત્રનો પણ પ્રમાદ ન કરવાનું (**समय गोयम ! मा पमायए**ના સૂત્રનું) જે ઉદ્બોધન કર્યું હતુ તે મુનિ વલ્લભવિજયજીના અંતરમા બરાબર વસી ગયું હતું નિરર્થક વાત કે પ્રવૃત્તિમાં કાળક્ષેપ થાય તો તો જીવનનો વિકાસ જ રુંધાઈ જાય અને સમયની બરબાદી સાથે સાધુજીવનની પણ બરબાદી થઈ જાય આટલા માટે જ સદા જાગ્રત રહેવાની જરૂર છે

મુનિ વલ્લભવિજયજીએ શરૂઆતથી જ વ્યાકરણ, ન્યાય, કાવ્ય, કોષ, જ્યોતિષ અને ધર્મશાસ્ત્રોના અધ્યયનમા મનને પરોવી દીધુ હતુ, અને સાથે સાથે જ્ઞાનના મહાસાગર સમા દાદાગુરુના જ્ઞાન અને અનુભવનો લાભ તો હરહમેશ મળતો રહેતો હતો માગવા છતા કે પ્રયત્ન કરવા છતા પણ ભાગ્યે જ મળી શકે એવો સુદર યોગ મળી ગયો હતો એનો લાભ લેવામા કશી ખામી ન રહી જાય એનો ખ્યાલ રાખવાનો હતો અને એટલા માટે જ દાદાગુરુથી દૂર રહેવાનુ એમને ગમતું ન હતું. અને છતા ગુરુની સેવા પણ એટલી જ લાભકારી હતી. તેઓ સહર્ષ પાલીમાં રોકાઈ ગયા

મુનિશ્રીએ જ્યારે પાલીમાં ચોમાસું કર્યું તે વર્ષે શ્રી આત્મારામજી મહારાજ જોધપુરમાં ચતુર્માસ રહ્યા હતા મુનિશ્રીને તો એમ જ થતું કે ક્યારે મારા ગુરુવર્યનું સ્વાસ્થ્ય સારુ થાય અને અમે ક્યારે ચોમાસુ ઊતરતા આચાર્ય મહારાજની છત્રછાયામા પહોચી જઈએ ચોમાસું પૂરુ થયુ અને શ્રી હર્ષવિજયજી મહારાજની તબિયત વિહારને યોગ્ય લાગી એટલે એમણે પાલીથી વિહાર કર્યો આચાર્યશ્રીએ પણ જોધપુરથી વિહાર કર્યો હતો. બધા અજમેરમા ભેગા થયા મુનિ વલ્લભવિજયજીને તો ઉપવાસનો આનદ માણનારને સુખરૂપ પારણાનો આનદ મળ્યા જેવું થયું ત્યાથી બધા જયપુર પહોચ્યા

જયપુરમા ફરી પાછા હર્ષવિજયજી મહારાજ બિમાર થઈ ગયા અને મનોકામના કરતાં કર્તવ્યને ઊચે આસને બેસાડવાનો તો મુનિ વલ્લભવિજયજીનો સ્વભાવ જ હતો. આચાર્ય મહારાજ સાથે રહેવાની ઇચ્છા ઉપર સયમ મૂકીને તેઓ અને બીજા મુનિઓ જયપુરમા જ રોકાઈ ગયા તબિયત સારી થઈ એટલે ફરી પાછા બધા દિલ્હી પહોચીને આચાર્ય મહારાજને મળ્યા પણ અહી પણ એ જ વાતનુ પુનરાવર્તન થયું મુનિ હર્ષવિજયજીને વળી પાછા બિમારીએ ઘેરી લીધા, અને આચાર્ય મહારાજને તો જલદી પંજાબ પહોચવું જરૂરી હતુ, એટલે મુનિ વલ્લભવિજયજી વગેરે સાધુઓને એમની સેવા માટે દિલ્હીમા મૂકીને તેઓ પંજાબ તરફ વિહાર કરી ગયા.

મુનિ વલ્લભવિજયજીને માટે આ પ્રસગ એક પ્રકારના મનોમંથનના પ્રસંગો હતા: એક તરફ બિમાર ગુરુની ભક્તિ કર્તવ્યનો સાદ કરતી હતી અને બીજી તરફ અંતરનો

અધિનાયક સમા આચાર્ય મહારાજ તરફની ભક્તિ ખેચતી હતી અને ભક્તિના આ બે નેતરાની વચ્ચે મુનિશ્રીનુ મન રવૈયાની જેમ ફર્યા કરતુ હતુ, પણ અતે તો કર્તવ્ય-પાલનનો જ વિજય થતો જીવનમા એ જ સાચું નવનીત મેળવવાનુ હતું જાણે કુદરત પોતે જ આવા પ્રસંગો યોજીને આ ઊછરતા મુનિવરને આસક્તિ-અનાસક્તિ કે મોહ-નિર્મોહના ગેરલાભ લાભનો વિવેક પ્રચ્છન્નપણે સમજાવી–શીખવી રહી હતી ગુરુ ગૌતમ-સ્વામી જેવાને પણ ભગવાન મહાવીર જેવા વીતરાગી પુરુષ ઉપરનો અતિઅલ્પ પણ મોહ પૂર્ણ વીતરાગપણાની પ્રાપ્તિમા બાધક જ બન્યો હતો ને!

મુનિ વલ્લભવિજયજી અને અન્ય મુનિવરોએ શ્રી હર્ષવિજયજી મહારાજની ખડે પગે ચાકરી કરવામા કશી ખામી ન રહેવા દીધી દિલ્લીના સઘે પણ સારા સારા વૈદ્યો–હકીમોની સલાહ મુજબ દવા અને પથ્યની પૂરી સંભાળ રાખીને રાતદિવસ ભક્તિ કરી પણ આ વખતે વ્યાધિ એવુ અસાધ્ય રૂપ લઈને આવ્યો હતો કે છેવટે શ્રી હર્ષવિજયજી મહારાજ વિ સ ૧૯૪૬ ના ચૈત્ર સુદિ ૧૦ ના રોજ કાળધર્મ પામ્યા! દાદાગુરુ પંજાબમા બિરાજતા હતા અને ગુરુમહારાજે પરલોક પ્રયાણ કર્યું હતુ મુનિ વલ્લભવિજયજીના અતરમા સૂનકાર વ્યાપી ગયો! દિલ્લીના સઘે અને સાથેના મુનિવરોએ ઘણુ આશ્વાસન આપ્યુ, શ્રીસઘે તો અભ્યાસ માટેની બધી જોગવાઈ કરી આપવાનુ અને દિલ્લીમા ચતુર્માસ કરવાનુ પણ કહ્યુ, પણ મુનિશ્રીનું મન કોઈ રીતે ન માન્યુ મુનિજીના મનની સ્થિતિ સઢ ફાટેલા વહાણુ જેવી અસહાય બની ગઈ એ સઢના સાધણહાર એક જ હતા અને અત્યારે એ પંજાબની ભૂમિમા બિરાજતા હતા આવા કારમા સંકટમા એ જ સાચુ શરણુ હતુ મુનિ વલ્લભવિજયજીએ પજાબ તરફ વિહાર કર્યો એમનુ રોમ રોમ અત્યારે શ્રી આત્મારામજી મહારાજને જ ઝખી રહ્યુ હતુ ક્યારે આવે પંજાબ! અને ક્યારે મળે ગુરુચરણોનો આશ્રય!

## દાદાગુરુના ચરણોમાં; એમનો સ્વર્ગવાસ

મુનિ વલ્લભવિજયજી તથા એમના બે ગુરુભાઈઓ મુનિ શ્રી શુભવિજયજી તથા મુનિ શ્રી મોતીવિજયજી ઝડપથી પજાબ તરફ જઈ રહ્યા છે વાત્સલ્યમૂર્તિ આચાર્ય મહારાજના દર્શનની તાલાવેલીમાં એમને સાવ અજાણ્યો પ્રદેશ અને સાવ અજાણ્યો પંથ પણ કશી રુકાવટ કરી શકતો નથી

છેવટે વિહાર સફળ થયો તેઓ પોતાની મંજિલે દાદાગુરુના ચરણોમાં, અંબાલા કેમ્પમાં પહોંચી ગયા વલ્લભવિજયજીનું ચિત્ત ભારે સાતા અનુભવી રહ્યુ સ્વજનની સામે દુખનુ ઢાકણુ આપમેળે ઊઘડી જાય છે શ્રી આત્મારામજી મહારાજનો આશ્રય પામીને મુનિ શ્રી વલ્લભવિજયજીના અતરની લાગણીના બંધ જાણે પળ માટે છૂટી ગયા દાદાગુરુના ચરણોમા મસ્તક ઢાળી દઈને એને તેઓ અશ્રુઓથી અભિષેક કરી રહ્યા. લાગણીના એ પ્રવાહ આગળ વાણી જાણે થંભી ગઈ. શ્રી આત્મારામજી મહારાજે હેતાળ હાથે એમને હૈયે લગાવીને આશ્વાસન આપ્યું "મહાનુભાવ, ભાવી ભાવને કોણ રોકી શક્યું છે ભલા?" મન કંઈક સ્વસ્થ થયુ એટલે મુનિ વલ્લભવિજયજીએ દાદાગુરુશ્રીને એક જ વિનતિ કરી "ગુરુદેવ, હવેથી મને ક્યારેય આપના ચરણોથી દૂર ન કરશો."

આચાર્યપ્રવર આ નવયુવાન મુનિવરના આવા લાગણીભીના અ તરને મનોમન પ્રશ સી રહ્યા. કેવુ કુમળુ અને સ વેદનશીલ હૃદય! અહિ સા અને કરુણાની સરવાણીઓ આવા મુલાયમ અને રસાળ હૃદયપ્રદેશમાથી જ પ્રગટવાની અને માનવસમાજને પાવન કરવાની

શ્રી આત્મારામજી મહારાજની ભાવના મુનિ વલ્લભવિજયજીને શાસ્ત્રવેત્તા ઉપરાત શાસનના ઉદ્ધારક અને પોતાની પાછળ પ જાબના રક્ષક બનાવવાની હતી જ્ઞાન અને ચારિત્રના ધારક અને સ ઘના હિતચિ તક ગુરુને હમેશા પોતાના યોગ્ય ઉત્તરાધિકારીની ઝ ખના રહે છે શ્રી આત્મારામજી મહારાજનુ મન મુનિ વલ્લભવિજયજી ઉપર ખૂબ ઠર્યુ હતુ અને એમનામાં પોતાના અધૂરાં કામોને પૂરા કરનાર શક્તિશાળી અને ભક્તિશીલ વારસદારના એમને દર્શન થયાં અ બાલામા કોઈકે આચાર્ય મહારાજને પૂછ્યુ કે આ મુનિને આપ શું ભણાવી રહ્યા છો ત્યારે એમણે એ ભાઈને ભારે અર્થસૂચક અને આર્ષવાણી ભરેલો જવાબ આપતા કહ્યુ કે એમને પ જાબની સાચવણીના પાઠ ભણાવીને પ જાબને માટે તૈયાર કરી રહ્યો છુ

મુનિ શ્રી વલ્લભવિજયજીનુ મન જેમ વિદ્યાઅધ્યયન માટે તલસી રહેતુ તેમ વિદ્યાના પ્રસાર માટે પણ ખૂબ ઉત્સુક રહેતુ માનવીને સાચો માનવી બનાવવાનુ ખરુ સાધન જ્ઞાન જ છે, એ તેઓ બરાબર સમજવા લાગ્યા હતા એક જ પ્રસ ગ એમને હમેશા લાગ્યા કરતું કે પોતાના સ્વર્ગસ્થ ગુરુમહારાજના અપાર ઉપકારના સ્મરણ નિમિત્તે ક ઈક પણ એમને પ્રિય એવું સત્કાર્ય કરવુ ઘટે અને એમનુ તથા એમના ગુરુભાઈઓનું મન તાત્કાલિક ઉત્સવ—મહોત્સવના બદલે ગુરુના નામથી એક જ્ઞાનભ ડારની સ્થાપના કરવાનું થયુ. એમણે પોતાની આ ભાવના આચાર્ય મહારાજને જણાવી આચાર્ય મહારાજે આવી ઉત્તમ ભાવનાને સહર્ષ પ્રોત્સાહન આપ્યુ લુધિયાનામા શ્રી હર્ષવિજયજી જ્ઞાન-ભંડારની સ્થાપના થઈ પછીથી એ જ્ઞાનભંડાર જ ડિયાલાગુરુ નામે શહેરમા લઈ જવામા આવ્યો જ્ઞાનપ્રસારની રુચિનુ આ બીજ, સમય જતા, ખૂબ પાગર્યું, અને મુનિ વલ્લભ-વિજયજીના હાથે ઠેર ઠેર જ્ઞાનની નાની-મોટી પરબોની સ્થાપના થઈ

વિ સં ૧૯૪૬નું ચોમાસુ માલેરકોટલામા થયું પ જાબની ભલી-ભોળી અને ભક્તિ શીલ જનતાનો મુનિશ્રીને નવો અનુભવ હતો, અને દાદાગુરુની સેવા અને વિદ્યાભ્યાસને કારણે જનસ પર્કનો અવકાશ પણ ઓછો રહેતો, છતા શાસનભક્ત મુનિવર અને ભક્તહૃદય શ્રીસંઘ વચ્ચે ધર્મસ્નેહના તાણાવાણા રચાતા વાર ન લાગી મુનિ વલ્લભવિજયજીને પ જાબ-ની ભક્તિસભર અને ખમીરવ ત ભૂમિ ખૂબ ગમી ગઈ. પંજાબની ભક્તિ અને શક્તિના પ્રતીક-સમા દાદાગુરુનો સત્સંગ તો જીવનમા સમજણનું પરોઢ ઊગ્યુ ત્યારથી જ મળી ગયો હતો કેવુ પ્રતાપી, પુણ્યશાળી અને પાવનકારી એમનુ વ્યક્તિત્વ હતુ! એમા પ જાબની પુણ્ય-ભૂમિમા વિચરવાનો અને દાદાગુરુના હાથે ધર્મશ્રદ્ધા અને ધર્મભક્તિનુ નવજીવન પામી રહેલ પ જાબ શ્રીસ ઘનો પ્રત્યક્ષ પરિચય કરવાનો અવસર મળ્યો મુનિ વલ્લભવિજયજીનું અ તર પંજાબ તરફના ધર્મસ્નેહના ર ગથી રંગાવા લાગ્યુ વિ સ ૧૯૪૭નુ ચોમાસુ પટ્ટીમા થયુ

પટ્ટીમા પ ડિત ઉત્તમચ ંદજીનો યોગ મળી ગયો એમની ભણાવવાની શૈલી અંતરમા દીવા પ્રગટાવે એવી આદર્શ હતી. શ્રી વલ્લભવિજયજીને તો મનગમતા મેવા મળ્યા જેવું

થયુ ચોમાસુ પૂરું થયુ, પણ આવા પંડિત પુરુષ પાસેથી જ્ઞાન મેળવવાની આકાંક્ષા અધૂરી રહી, અને વિહારનો સમય તો આવી પહોચ્યો વળી, પોતાને ક્યારેય પોતાની સેવામાથી દૂર નહી કરવાની ભિક્ષા તો દાદાગુરુ પાસે મુનિશ્રીએ પોતે જ માગી હતી. એટલે હવે વિશેષ અધ્યયન માટે દાદાગુરુથી છૂટા થઈને પટ્ટીમા રોકાઈ જવુ કે અધ્યયનનો આવો વિરલ સુયોગ મૂકીને દાદાગુરુની સાથે રહેવુ, એની વિમાસણ ઊભી થઈ નિર્ણય તત્કાળ લેવાનો હતો અને આવો અવસર ફરી ફરી મળવાનો ન હતો. 'અવસર ચૂકયા મેહુલા' જેવી સ્થિતિ હતી!

પણ પૂજ્ય આત્મારામજી મહારાજ દ્રવ્ય ક્ષેત્ર કાળ-ભાવના જાણકાર અને લાભાલાભનો વિવેક કરી શકે એવા વિચક્ષણ અને દીર્ઘદર્શી પુરુષ હતા મુનિ વલ્લભવિજયજી ત્યાગમાર્ગ અને સયમધર્મના ઉપાસક હતા અને દાદાગુરુ અને પ્રશિષ્ય બન્ને મોહ-મમતાના બંધનથી જ્ઞાન-ક્રિયાની આરાધનામા વિક્ષેપ ન આવે એ માટે જાગ્રત હતા ભાવી લાભનો વિચાર કરીને બન્નેએ છૂટા પડવાનુ નક્કી કર્યુ આચાર્યપ્રવરે કમૂર ગામ તરફ વિહાર કર્યો; મુનિ શ્રી વલ્લભવિજયજી, મુનિ શ્રી ચારિત્રવિજયજીની સાથે, પટ્ટીમા રોકાઈ ગયા અને એકાગ્રપણે અધ્યયનમાં પરોવાઈ ગયા વચમા થોડો વખત અમૃતસરના જિનમદિરની પ્રતિષ્ઠા વગેરે માટે બીજા સ્થાનોમા વિહાર કરી આવ્યા; અને વિ. સ ૧૯૪૪ નુ ચોમાસુ દાદાગુરુ સાથે પટ્ટીમા જ કર્યુ પછી પણ વિશેષ અભ્યાસ માટે એમની ભાવના પટ્ટીમા રહેવાની હતી, એટલે જિરાના પ્રતિષ્ઠામહોત્સવમાં હાજરી આપીને તેઓ ફરી પાછા પટ્ટી ગયા, પણ ત્યારે પડિત ઉત્તમચંદજી લાબા વખત માટે બહાર ગામ ગયા હોવાથી એ ભાવના સફળ ન થઈ, અને અમૃતસર આવીને તેઓ પંડિત કર્મચંદ્રજી પાસે ભણવા લાગ્યા પણ એ યોગ પણ વધુ વખત ચાલુ ન રહ્યો. એ પંડિતજી પોતાના અભ્યાસને આગળ વધારવા બનારસ ગયા બીજા એક પંડિતજી પાસે અભ્યાસ શરૂ કર્યો તો એમનો લાભ પણ વધુ વખત ન મળી શક્યો આમ એક પછી એક પંડિતનો જે કંઈ લાભ મળી શક્યો એ તેઓ લેતા ગયા, પણ એમની જ્ઞાન-પિપાસાની તૃપ્તિ ન થઈ

વિદ્યા-ઉપાર્જનની ભાવનાનું પણ અર્થોપાર્જનના લોભ જેવુ જ છે ચિત્તમાં એક વાર લોભદશા જાગી, પછી તો જેમ જેમ પૈસાનો લાભ વધારે મળતો જાય તેમ તેમ લોભ પણ આગળ વધતો જાય અને પૈસો પ્રાપ્ત કરવાના નવા નવા માર્ગોએ લોભી માનવી દોડતો જ રહે; અને છતા ધનની તૃપ્તિ થવી તો દૂર ને દૂર જ રહે. વિદ્યારસનુ પણ એવું જ છે એક વાર જિજ્ઞાસા અને જ્ઞાનોપાર્જનની તાલાવેલી જાગી, એટલે પછી જે કંઈ અધ્યયન થઈ શકયુ હોય એના કરતા ઘણું ઘણુ બાકી રહી ગયેલું લાગ્યા જ કરે અને એ મેળવવાની ઝખના રહ્યા જ કરે· કયા જઈને કોની પાસે આ જ્ઞાનતૃષાને છિપાવી શકાય, એવી તીવ્ર લાગણીથી પ્રેરાઈને એ નવા નવા માર્ગો શોધતો જ રહે પણ ધનના લોભ અને જ્ઞાનના લોભ વચ્ચે પાયાનું અંતર છે· ધનનો લોભ માનવીને પામર બનાવી મૂકે છે, જ્ઞાનનો લોભ માનવીને વિકાસ તરફ દોરી જાય છે

મુનિ વલ્લભવિજયજીને જ્ઞાનના અમૃતનો આસ્વાદ મળી ચૂકયો હતો. એ કેવો અપૂર્વ હતો એનો એમને જાતઅનુભવ થયો હતો. એટલે તેઓ તો હમેશાં એ વાતની જ શોધ

કરતા કે ક્યાં જવાથી વિશેષ અધ્યયનમાં આગળ વધી શકાય? ક્યારેક તો આ ઝંખના એવી તીવ્ર બની જતી કે તેઓ દાદાગુરુથી ઘણે દૂર જવાનું સાહસ કરવાનો વિચાર પણ કરી બેસતા આવો જ એક પ્રસંગ અહીં નોંધવા જેવો છે.

એક વાર ગુજરાતમાથી સમાચાર આવ્યા કે પાલીતાણામાં મુનિવરોના અભ્યાસને માટે બાબુ બુધસિંહ દુધેડિયાએ એક સંસ્કૃત પાઠશાળાની સ્થાપના કરી છે, અને એમા સારા સારા પંડિતો રાખવામા આવ્યા છે આ સમાચાર જાણીતા શાસ્ત્રાભ્યાસી ધર્માત્મા શેઠ શ્રી કુંવરજી આણંદજી જેવા ઠરેલ અને જવાબદાર આગેવાને મુનિરાજ શ્રી વીરવિજયજી ઉપર પંજાબમા લખ્યા હતા શ્રી વીરવિજયજી મહારાજ પાસેથી આ વાત જાણી એટલે મુનિ વલ્લભવિજયજીનું મન પંજાબ છોડીને છેક પાલીતાણા પહોચવાના વિચારો કરવા લાગ્યું. એમણે આ માટે દાદાગુરુની અનુમતિ મગાવી તો તેઓએ, ભાવી લાભાલાભનો વિચાર કરીને, પોતાની સીધેસીધી સમતિ ન આપી, તેમ જ એ માટે નાખુશી પણ ન દર્શાવી, પણ તમને સુખ ઊપજે એમ ખુશીથી કરો, પણ ત્યા પાંચ વર્ષથી વધુ ન રોકાશો, પાચ વર્ષમા પણ જ્યારે પણ મન થાય ત્યારે વગર સંકોચે પાછા આવી જજો અને ત્યા જવામા તમને બન્ને તરફથી નુકસાન ન થાય એનો ખ્યાલ રાખજો—એ મતલબનો હિતશિક્ષાભરેલો જવાબ આપ્યો. શ્રી વલ્લભવિજયજી મહારાજનું મન તો હજી પણ પાલીતાણા પહોચવા ઉત્સુક હતુ; પણ પંજાબ સંઘના પ્રયાસોથી અને ગુજરાતથી આવેલા ખુલાસાઓથી છેવટે તેઓ દાદાગુરુના અંતરની ભાવનાને સમજી ગયા અને પાલીતાણા જવાનો વિચાર એમણે પડતો મૂક્યો મુનિશ્રીને પણ લાગ્યુ કે સારું થયું કે આ બધાએ મળીને કલ્પવૃક્ષ સમા દાદાગુરુથી દૂર થવાની ભૂલથી મને બચાવી લીધો! કોઈ પણ વિચારને જડતા કે જકપૂર્વક વળગી રહેવાને બદલે સારાસારનો વિવેક કરીને જ એનો અમલ કે ત્યાગ કરવાની મુનિ શ્રી વલ્લભવિજયજીની આવી દીર્ઘદૃષ્ટિ એ પણ એમના ધર્મગુરુપદની સફળતાની એક ચાવી હતી, એમ કહેવુ જોઈએ આ બધી દુવિધામાં વિ સં ૧૯૪૮ નુ ચતુર્માસ એમણે દાદાગુરુથી જુદું અંબાલામા કર્યું અને ચોમાસું ઊતરતા જ તેઓ જલંધરમા દાદાગુરુની સેવામા ઉપસ્થિત થઈ ગયા આચાર્ય મહારાજે એમને એવા જ વાત્સલ્યથી આવકાર્યા મુનિશ્રીનુ અંતર દાદાગુરુથી દૂર-સુદૂર જવાના દુઃસ્વપ્ન જેવા દુર્ભાગ્યથી બચી ગયાની સાતા અનુભવી રહ્યુ

આ સમય પૂજ્ય આત્મારામજી મહારાજની સાધુતા અને વિદ્વત્તાની વિખ્યાતિનો સૂર્ય સોળે કળાએ ખીલી ઊઠચાનો સમય હતો જૈનધર્મના એક સમર્થ આચાર્ય તરીકે એમની નામના છેક અમેરિકા સુધી પહોચી હતી અમેરિકામાં ચિકાગો શહેરમાં ભરાનાર વિશ્વધર્મ પરિષદમાં જૈનધર્મના પ્રતિનિધિ તરીકે હાજર રહેવાનું પૂજ્ય આચાર્ય વિજયાનંદસૂરિજી મહારાજને આમંત્રણ મળ્યું હતુ જૈનધર્મ, સંઘ અને સંસ્કૃતિને માટે ભારે ગૌરવ લેવા જેવો એ પ્રસંગ હતો. જૈન સાધુ તરીકે આચાર્ય મહારાજ પોતે તો ત્યા જઈ શકે એમ ન હતા, પણ આવો લાભદાયી અવસર જતો કરવા પણ તેઓ તૈયાર ન હતા એમણે શ્રી વીરચંદ રાઘવજી ગાંધીને પોતાના પ્રતિનિધિ તરીકે ચિકાગો મોકલ્યા અને એ સ્વનામધન્ય ધર્માત્મા વિદ્વાન પુરુષે અમેરિકામા તેમ જ બીજા દેશોમા પણ કેવળ જૈન સંસ્કૃતિનો જ નહી, સમગ્ર ભારતીય સંસ્કૃતિનો ડંકો વગાડચો અને

ખૂબ નામના એગની મુનિ વલ્લભવિજયજી આ પ્રસંગના સાક્ષી હતા જ્ઞાનનો અને જ્ઞાનીનો મહિમા કેટલો જબરજસ્ત છે તે તેઓ આ પ્રસંગ ઉપરથી પણ વિશેષ સમજ્યા, અને દાદાગુરુનો પ્રભાવ વિશેષ સમજતા થયા આવા શીલ-પ્રજ્ઞાના વારિધિ અને વાત્સલ્યનિધિ પાસેથી તો જ્ઞાન-ક્રિયાનુ બગ જેટલુ પ્રાપ્ત કરી શકાય એટલુ ઓછું વિ સં. ૧૯૪૯ નુ ચાતુર્માસ જ ડિયાલાગુરુમાં કર્યું

દાદાગુરુના પવિત્ર સાનિધ્યમા સાચા ક્ષમાશ્રમણ, સમતાના સાગર, ધીર, ગભીર, ઉદાર શ્રી કાન્તિવિજયજી મહારાજના સપર્કનો લાભ મળ્યો એની પણ મુનિશ્રીના ચિત્ત ઉપર ઘણી સારી અસર થઈ, અને તેઓ એમના પ્રત્યે એક પ્રકારનું આદર-બહુમાનભર્યું આકર્ષણ અનુભવી રહ્યા જોગાનુજોગ શ્રી કાંતિવિજયજી મહારાજનુ વતન પણ વડોદરા હતુ બે મુનિવરો વચ્ચેની ધર્મસ્નેહની ગાંઠ વધારે દઢ થઈ

આ બધો સમય પંજાબના જૈન સંઘના નવસર્જનનુ કામ ખૂબ વેગપૂર્વક ચાલતું હતું. આચાર્ય મહારાજ એ માટે રાત-દિન પ્રયત્ન કરતા રહેતા હતા અને પોતાના સમગ્ર સાધુસમુદાયને પણ એમણે એ કામમા જ જોડી દીધો હતો. સૌ આચાર્યદેવની આજ્ઞા પ્રમાણે જુદા જુદા સ્થાનોમા રહીને પોતાની સમગ્ર શક્તિ લગાવીને નિષ્ઠાપૂર્વક એ કામ કરી રહ્યા હતા જાણે પ્રતાપ અને પ્રકાશ વેરતા સૂર્યની આસપાસ તેજસ્વી ગ્રહોનું એક વર્તુળ રચાઈ ગયુ હતુ મુનિ શ્રી વલ્લભવિજયજીની ઉમર તો હજી નાની હતી, પણ શક્તિ, કાર્યસૂઝ અને ભાવનાની સપત્તિ એમની વર્ધમાન હતી, એટલે એમનો પણ આ કાર્યમા નોંધપાત્ર ફાળો હતો

વિ સ ૧૯૫૦નુ ચોમાસું જીરામા થયુ ચોમાસા પછી શ્રી કાંતિવિજયજી મહારાજ તથા શ્રી વીરવિજયજી મહારાજ પટ્ટીથી વિહાર કરીને આચાર્ય મહારાજને વદના કરવા જીરા આવ્યા મુનિ વલ્લભવિજયજીને આચાર્યશ્રીના પ્રીતિપાત્ર અને વિશ્વાસપાત્ર બનેલા જોઈને તેઓ ખૂબ રાજી થયા એક દિવસ હસતા હસતા આચાર્યશ્રીએ કાંતિવિજયજી મહારાજને કહ્યુ "જોજો, મે અહી તૈયાર કરેલ સાધુઓને તમે ક્યાક ગુજરાતમા ઉપાડી જતા! પંજાબને માટે મે એમને તૈયાર કર્યા છે, અને પંજાબને એમની પાસેથી ઘણી આશા છે."

સૌ ભદ્રપરિણામી અને શાસનની પ્રભાવનામા જ કૃતાર્થતા અનુભવનારા સંતો હતા. અને ગમે ત્યા રહીને આત્મકલ્યાણ અને ધર્મનો પુનરુદ્ધાર કરવાનું જ એમનુ જીવનવ્રત હતું એટલે આવો કોઈ ભય તો હતો જ નહીં; પણ આચાર્ય મહારાજના આ શબ્દોમા એમની પંજાબની સંભાળ માટેની ચિંતા અને મુનિ શ્રી વલ્લભવિજયજી વગેરે મુનિવરો પ્રત્યેની લાગણીનુ પ્રતિબિંબ જોઈ શકાય છે

વિ સ ૧૯૫૧નુ ચોમાસુ અબાલામા કર્યું. આ દરમ્યાન આચાર્ય મહારાજે જોઈ લીધું કે જિનમંદિર અને જિનપ્રતિમાની પ્રતિષ્ઠા દ્વારા જૈન સંઘની શ્રદ્ધાને પરિમાર્જિત અને સ્થિર કરવાનું એક યુગકાર્ય પૂરું થયુ હતું, અને સરસ્વતી-મંદિરોની સ્થાપના દ્વારા જૈન સંઘને વધારે તેજસ્વી બનાવવાનુ બીજુ યુગકાર્ય સામે જ આવીને ખડું છે. અને એમણે પોતાનુ શેષ જીવન એ કાર્યમા જ વિતાવવાનું વિચાર્યું શ્રાવક સમુદાય આગળ એમણે પોતાની આ ભાવના વ્યક્ત પણ કરી હતી, અને મુનિ શ્રી વલ્લભવિજયજી એ બધા

પ્રસંગોના સાક્ષી હતા, એટલું જ નહીં, પોતાના દાદાગુરુની એ ભાવનાને સફળ કરવા માટે તેઓ પોતાની જાતને સજ્જ કરી રહ્યા હતા

પણ કુદરતની કાર્યવહેંચણી જાણે કંઈક જુદી જ હતી : આવું મોટું એક યુગકાર્ય પૂરું કરવામાં જેમણે, કાયાની માયા અને ઊંઘ–આરામની ઇચ્છા વિસારીને, પોતાની સમસ્ત શક્તિઓ કામે લગાડી દીધી હોય એના માથે બીજા એવા જ મોટા યુગકાર્યની જવાબદારી નાખવી એ ક્યાનો ન્યાય? પોતાનું યુગકાર્ય પૂરું થયું અને આચાર્યશ્રી આત્મારામજી મહારાજનું જીવન, સંધ્યા સમયે કમળ બિડાય એમ, શાંતિપૂર્વક ગુજરાનવાલા નગરમાં બિડાઈ ગયું વિ. સં ૧૯૫૨ (હિંદી ૧૯૫૩)નું એ વર્ષ.

એ મહાન જ્યોત બીજી એવી જ જ્યોત પ્રગટાવીને અમર બની ગઈ! સરસ્વતી-મંદિરોની સ્થાપના કરવાનું યુગકર્તવ્ય બજાવીને જૈન સંઘનો વધારે ઉત્કર્ષ સાધી શકે એવા મુનિ વલ્લભવિજયજી જેવા સમર્થ અને નવયુવાન યુગદ્રષ્ટાની ભેટ આપીને યુગદ્રષ્ટા જ્યોતિર્ધર શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ જૈન સંઘને સદાને માટે ઓશિંગણ બનાવતા ગયા

ત્યારે મુનિ શ્રી વલ્લભવિજયજીની વય તો માંડ એક પચીશી વટાવી ચૂકી હતી, અને દાદાપુરુષના સંપર્કનો લાભ પણ એક દાયકાથી પણ ઓછો જ મળ્યો હતો; અને માથે આવી પડેલું યુગકર્તવ્ય તો ઘણું મોટું હતું પણ શાસનસેવાની ધગશ, અંતરનું ખમીર અને આપસૂઝ તેમ જ કાર્યશક્તિ એમનાના એવા પ્રગટચા હતા કે પોતાના ધર્મકર્તવ્યને બજાવવામાં વયની કે પદવીના અભાવની કશી મર્યાદા આડે આવી શકે એમ ન હતી ભાવના અને શક્તિ હોય તો કાર્યસિદ્ધિ મળ્યા વગર ન રહે!

## બાર વર્ષ પંજાબમાં : ધર્મગુરુ તથા લોકગુરુ

જીવનપ્રદ મહાન જ્યોતિનાં દર્શન સદાને માટે બંધ થઈ ગયા હતા અને અંતરમાં અનાથતા જેવી એકલતા વ્યાપી ગઈ હતી પણ નિરાશ થઈને નિષ્ક્રિય બેસી રહીએ તો દાદાગુરુનો સંગ લાજે અને શ્રમણજીવનની સાધના નબળી સાબિત થાય હવે તો ભાવના અને કર્તવ્યબુદ્ધિના બળે એ જ્યોતને હૃદયમંદિરમાં પુનઃ પ્રગટાવીને એના અજવાળે અજવાળે કર્તવ્યને માર્ગે આગળ જ વધવાનું હતું વિ. સં ૧૯૫૨નું ચોમાસું શ્રી વલ્લભવિજયજી મહારાજે ગુજરાનવાલામાં જ કર્યું, અને દાદાગુરુને પોતાની સક્રિય શ્રદ્ધાંજલિ આપવા માટે નીચે મુજબ પાંચ કાર્યો કરવાનો સંકલ્પ કર્યો—

(૧) શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગવાસદિનની સ્મૃતિરૂપે આત્મસંવત ચાલુ કરવો.

(૨) શ્રી આત્મારામજી મહારાજના અગ્નિસંસ્કારને સ્થાને સમાધિમંદિર બનાવવું.

(૩) પંજાબમાં શ્રી આત્માનંદ જૈન સભાની સ્થાપના કરવી

(૪) દાદાગુરુના નામે ઠેરઠેર પાઠશાળાઓ સ્થાપન કરવી; અને એમના નામથી એક જૈન મહાવિદ્યાલય (જૈન કૉલેજ) સ્થાપવું

(૫) શ્રી આત્માનંદ જૈન પત્રિકાનું પ્રકાશન કરવું

મુનિવર્ય શ્રી વલ્લભવિજયજીની જીવનકથા કહે છે કે એમના તથા પંજાબ શ્રીસંઘના

પ્રયાસથી વહેલે કે મોડે આ પાંચે કાર્યો પૂરાં થયાં છે, તે હકીકત નીચેની માહિતીથી જાણી શકાશે.

આપણા સંઘના અમુક વર્ગમાં આત્મસંવતનું ચલણ પ્રચલિત થયું છે. ગુજરાનવાલામાં શ્રી આત્મારામજી મહારાજના સમાધિમંદિરનો પાયો તો એ વખતે જ—વિ સં. ૧૯૫૨ મા જ—નખાયો હતો વિ સં. ૧૯૬૨ ના વૈશાખ સુદિ ૬ ના રોજ ખૂબ ઉત્સાહ અને મહોત્સવપૂર્વક સમાધિમંદિરની પ્રતિષ્ઠા કરીને એમા આચાર્ય શ્રી આત્મારામજી મહારાજની ચરણપાદુકા પધરાવવામા આવી આ સ્થાન શ્રી આત્માનંદ જૈન ભવન તરીકે પણ ઓળખાતું હતુ એ સ્થાન ભક્તિની સાથે સાથે વિદ્યાનું પણ કેન્દ્ર બને એ માટે વિ સ ૧૯૮૧ મા ત્યા શ્રી આત્માનદ જૈન ગુરુકુલની સ્થાપના કરવામાં આવી શ્રી આત્મારામજી મહારાજની અ તિમ ઇચ્છા સરસ્વતી-મ દિરોની સ્થાપના તરફ ધ્યાન આપવાની હતી, અને એની શુભ શરૂઆત ગુજરાનવાલાથી જ કરવાનુ એમણે વિચાર્યું હતું એ ભાવના ત્યારે તો અધૂરી રહી, અને એમના સ્વર્ગવાસ બાદ છેક ઓગણત્રીસ વર્ષે, મુનિમાથી એ જ વર્ષે આચાર્ય બનેલા શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના પવિત્ર હાથે સફળ થઈ આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી તથા પંજાબ શ્રીસંઘ યત્કિંચિત્ ગુરુ-ઋણ અદા કર્યાનો સંતોષ લઈ શકે એવુ એ કાર્ય હતુ પણ પછી દેશના વિભાજન સાથે એકવીસ વર્ષ પહેલા આવેલ સ્વરાજ્ય જેમ આખા દેશ માટે કમનસીબી લઈને આવ્યું તેમ એ જ અરસામા તીર્થધામ બનેલ ગુજરાનવાલા ઉપર પણ સર્વનાશ વરસી ગયો! એ સ્થાન પાકિસ્તાનમા ગયું, આજે ત્યા એક પણ જૈનની વસતી નથી જોતજોતામા આ ધર્મનગર આપણું મટી પરાયું બની ગયુ! કેવી ક્રૂર અને કરુણ ભવિતવ્યતા!

પ જાબમા શ્રી આત્માન દ જૈન મહાસભા નામે એક કેન્દ્રસ્થ સ સ્થાની સ્થાપના થવા ઉપરાત પ જાબના જૈન વસતી ધરાવતા લગભગ બધા નાના—મોટા શહેરોમા એની શાખાઓરૂપે શ્રી આત્માનંદ જૈન સભાની સ્થાપના થયેલી જોવા મળે છે આ શાખા-સંસ્થાઓની મહાસભા સાથે એવી તો ફૂલગૂથણી રચાઈ ગઈ છે કે એના લીધે સમસ્ત પંજાબનો શ્રીસ ઘ એકતાના સૂત્રે બ ધાઈ ગયો છે પોતાના ઉદ્ધારક પૂજ્ય આચાર્ય આત્મારામજીનું અને ગુરુ વલ્લભનુ નામ પંજાબના ભાવનાશીલ ભાઈઓ-બહેનો ઉપર અજબ કામણ કરે છે, અને એમને ધર્મમાર્ગે ચાલવાની અને પોતાની એકતાને ટકાવી રાખવાની પ્રેરણા આપતું રહે છે પ જાબ ઉપરાત સૌરાષ્ટ્ર, ગુજરાત, મુ બઈ જેવા સ્થાનોમા પણ શ્રી આત્મારામજી મહારાજના નામથી સ સ્થાઓ સ્થપાઈ છે આ સ સ્થાઓ પણ આ આચાર્ય મહારાજના શ્રીસ ઘ ઉપરના અસાધારણ ઉપકારનાં સ્મારકો બનીને, એ આચાર્યપ્રવરે એ યુગના જૈન સંઘને સરખો ઘાટ આપીને સુરક્ષિત અને સુવ્યવસ્થિત બનાવવામાં કેટલો અસરકારક ફાળો આપ્યો હતો તેનો ખ્યાલ આપે છે સાચે જ, બસો ઉપરાત વર્ષના ગાળા બાદ તેઓને પ્રાપ્ત થયેલ આચાર્યપદને શ્રી આત્મારામજી મહારાજે યથાર્થપણે સફળ કરી બતાવ્યું હતુ, એમા શ કા નથી

મુનિ શ્રી વલ્લભવિજયજીના સંકલ્પ મુજબ પ જાબમા ઠેર ઠેર પાઠશાળાઓ જેવી માતા સરસ્વતીની સ ખ્યાબ ધ દેવકુલિકાઓ ઊભી થઈ એ તો ખરું જ, પણ આ પાઠ-શાળાઓ આપણી બીજી પાઠશાળાઓ કરતા વિદ્યાર્થીઓની અધ્યયનરુચિ, સંખ્યા અને

સંઘનો એને મળી રહેતો સાથ વગેરે બાબતોમા અત્યારે પણ જુદી પડે એવી તેમ જ કેવળ બાલકો–બાલિકાઓ માટે જ નહીં પણ બીજાઓને માટે પણ એક પ્રકારના સસ્કાર-કેન્દ્રની અને મિલનસ્થાનની ગરજ સારે એવી છે આ પાઠશાળાઓ ઉપરાત આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની, પંજાબમાં દાદાગુરુના નામથી એક જૈન મહાવિદ્યાલય એટલે કે કૉલેજની સ્થાપના કરવાની ભાવના પણ વિ સં ૧૯૯૪ માં અંબાલા શહેરમાં "શ્રી આત્માનદ કૉલેજ"ની સ્થાપનાથી સફળ થઈ આટલે મોડે મોડે, શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગારોહણ પછી છેક ચાર દાયકા કરતા પણ વધુ વખત પછી, આ કૉલેજની સ્થાપના થઈ એ બીના આચાર્ય વિજયવલ્લભસૂરિજી કોઈ પણ કામ કરવાનુ નક્કી કર્યા પછી, કાળની અસર નીચે, એને વીસરી જવાને બદલે એ માટે હમેશા ધ્યાન આપતા રહેતા હતા અને સમય પાકચો લાગે ત્યારે એનો અમલ પણ કરી બતાવતા હતા, એ વાતની સાક્ષી પૂરે છે આ કૉલેજ તો પંજાબ શ્રીસઘની ગુરુભક્તિ અને જ્ઞાનભક્તિની પણ કીર્તિગાથા બની રહે એવી છે એ કહેવાની જરૂર નથી કે આપણા સઘે સ્થાપેલ જૈન કૉલેજ આ એક જ છે

માસિક પત્રિકા તરીકે ઘણાં વર્ષોથી શ્રી આત્માનદ જૈન મહાસભા–પજાબના મુખ-પત્ર રૂપે 'વિજયાનદ' નામે માસિક પ્રગટ થઈ રહ્યું

દાદાગુરુના સ્વર્ગવાસ પ્રસંગે મુનિ શ્રી વલ્લભવિજયજીએ કરેલ આ સંકલ્પોની વિગતો અહીં ખાસ હેતુસર આપવામા આવી છે પૂજ્ય આત્મારામજી મહારાજના સ્વર્ગવાસ પછીનો પંજાબ જૈન સંઘના વિકાસનો ઇતિહાસ જોતાં કહેવું જોઈએ કે શરૂઆતમા સામાન્ય લાગતા આ સકલ્પોની આસપાસ–એટલે કે એ નિમિત્તે–જ મોટા ભાગનો વિકાસ થયેલો છે, અને એ સંકલ્પોની પૂર્તિ કરવાને નામે પજાબ શ્રીસંઘને એકતાનું અને કાર્યશીલતાનું વિશેષ બળ મળતું રહ્યું છે માત્ર પચીસ વર્ષ જેટલી નાની ઉંમરે પણ મુનિ શ્રી વલ્લભવિજયજીમા શ્રીસઘની જરૂરિયાત, સમયના એધાણ અને વિકાસની દિશાને પામી જવાની કેવી કોઠાસૂઝ, સમજ અને દીર્ઘદૃષ્ટિ હતી, એનો કંઈક ખ્યાલ પણ આ સંકલ્પો ઉપરથી આવી શકે છે

*

આમ તો મુનિ વલ્લભવિજયજી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘના ધર્મગુરુ હતા પણ વિદ્વત્તા અને સાધુતા કોઈ એક પથ, ફિરકા કે વાડાની મૂડી નથી ગણાતી, એ તો સમગ્ર માનવસમાજની મૂડી છે જે દિવસે વ્યક્તિ ઘરસસારનો ત્યાગ કરીને ત્યાગધર્મ દ્વારા આત્મસાધના કરવાનો માર્ગ સ્વીકારે છે તે દિવસથી એ વિશ્વનો બની જાય છે, અને આખુ વિશ્વ એને માટે મિત્ર કે કુટુબ બની જાય છે વિશ્વ સાથે આવી એકરૂપતા સાધવી એ જ એ ધર્મનો ઉપદેશ અને આત્મસાધનાનો ખરો માર્ગ છે મુનિશ્રી આ વાત બરાબર સમજતા હતા એમને થયુ, વેષ ભલે અમુક સંપ્રદાયની માન્યતા મુજબ ધારણ કર્યો, પણ મનને જો ઉદાર કરીએ અને સકુચિત વાડાબંધીમાંથી બહાર આવીએ તો ધર્મોપકાર કરવાને માટે આખી દુનિયા આપણી છે, એમા વેષ કઈ આડે આવતો નથી. સર્વમંગલકારી શ્રમણજીવન સ્વીકારીને તેઓએ અહિંસા, સયમ અને તપની તેમ જ ધર્મશાસ્ત્રોની આરાધના કરી હતી અને પૂજ્ય આત્મારામજી મહારાજના ચરણોમા સર્વ-

દર્શનનો સમન્વય કરીને એનો સાર ગ્રહણ કરવાનો માર્ગ દર્શાવનાર અનેકાંતદૃષ્ટિની ઊંડી સમજૂતી પણ મેળવી હતી, એટલે મુનિ વલ્લભવિજયજી એક ફિરકાના ધર્મગુરુ મટીને માનવસમાજના લોકગુરુ બની ગયા હતા

પોતાના ગુરુપદને આવું વ્યાપક, ઉદાર અને સર્વહિતકારી બનાવવાથી મુનિ વલ્લભવિજયજી શિખો, મુસલમાનો અને અન્ય જૈનેતર વર્ગને પોતા તરફ આકર્ષી શક્યા અને સદાચરણની પ્રેરણા આપી શક્યા એ તો ખરું જ, પણ એથીય વધારે મહત્ત્વની વાત તો એ થઈ કે જિનપ્રતિમા અને જિનવાણીનો પંજાબમા પુનરુદ્ધાર કરવા માટે જે સ્થાનકમાર્ગી ફિરકાની સામે પૂજ્ય આત્મારામજી મહારાજને ઘણુ કામ કરવું પડ્યું હતું અને પોતાને પણ એમા સાથ પુરાવવો પડયો હતો એ જ સ્થાનકમાર્ગી ફિરકામાથી મુનિ શ્રી વલ્લભવિજયજી સામેનો અણગમો અને વિરોધ શમી ગયો હતો, એટલું જ નહિ એ ફિરકાના અનુયાયીઓ પણ એમનો આદર કરતા અને એમની ધર્મવાણી ઉલ્લાસ અને શ્રદ્ધાપૂર્વક સાભળતા થયા હતા આ પ્રતાપ મુનિ શ્રી વલ્લભવિજયજીની સમતા, નિર્મળ સાધુતા અને નિર્દંશ મનોવૃત્તિનો હતો. ક્યારેક સંજોગોના બળે કોઈની સામે થઈને કામ કરવું પડે તોપણ એનો ડખ મનમા ન રાખીએ, અને આવા કામની પાછળની દૃષ્ટિ પણ અંગત સ્વાર્થ કે માનની નહીં પણ લોકકલ્યાણી જ હોય તો 'દિલભર દિલ'ના સિદ્ધાત મુજબ આપણી ભલી લાગણીની અસર સામાના અંતર ઉપર થયા વગર ન રહે. આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજીનું જીવન આ સિદ્ધાતની સચ્ચાઈના જ્વલંત પુરાવારૂપ છે ધર્મસાધનાને પ્રતાપે જેમના જીવનમા સમતા, સરળતા સર્વહિતકામના, સહૃદયતા અને સાધુતાનો ઉદય થયો હોય એ જ પોતે એક ફિરકાના ધર્મગુરુ હોવા છતા, ખુમારીપૂર્વક પોતાની જાતને માટે કહી શકે કે—

"હુ ન જૈન છું ન બૌદ્ધ, ન વૈષ્ણવ છું ન શૈવ, ન હિંદુ છુ ન મુસલમાન હુ તો વીતરાગ દેવ પરમાત્માને શોધવાના માર્ગે વિચરનારો એક માનવી છુ, યાત્રાળુ છુ; આજે સૌ શાંતિની ચાહના કરે છે; પરંતુ શાંતિની શોધ તો સૌથી પહેલાં પોતાના મનમા જ થવી જોઈએ"*

આ રીતે સૌને પોતાના માનીને મુનિરાજ શ્રી વલ્લભવિજયજી મહારાજ પૂજ્ય આચાર્ય શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગવાસ બાદ ૧૩ વર્ષ સુધી પંજાબમા વિચર્યા, અને પંજાબ શ્રીસંઘને સાચવવાની દાદાગુરુની આજ્ઞાનું પાલન કરવાની સાથે પંજાબની અઢારે વર્ણની જનતાના ગુરુ બન્યા

પંજાબમા આટલા લાબા સમય સુધીની સ્થિરતા દરમ્યાન જિનમંદિરોની તથા પાઠશાળાઓની સ્થાપના, જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા, શિક્ષણપ્રચાર, ધર્મપ્રરૂપણા, પંજાબ સંઘનું સંગઠન તથા સાહિત્યનો મહિમા પુનઃસ્થાપન કરવા માટે વલ્લભવિજયજી મહારાજે જે કામ કર્યું તેથી પંજાબનો જૈન સંઘ ખૂબ પ્રભાવશાળી બન્યો, અને મુનિશ્રીનું વ્યક્તિત્વ પણ વિશેષ પ્રભાવશાળી બન્યુ મુનિશ્રીની આટલી બધી જહેમતને પ્રતાપે પંજાબ શ્રીસંઘ ખૂબ સંગઠિત, શક્તિશાળી અને ધર્મશ્રદ્ધામાં દૃઢ થયો ગુજરાતમાં જન્મેલ મહાપુરુષે પંજાબને જ જાણે પોતાની કર્તવ્યભૂમિ બનાવી દીધુ હતું

* આચાર્યશ્રીના ૮૪મા જન્મદિન નિમિત્તે, મુબઈની ૭૩ જેટલી સંસ્થાઓ તરફથી શ્રી એસ કે પાટીલના પ્રમુખપદે યોજાયેલ સમારંભ પ્રસંગે આપેલ પ્રવચનમાથી ('આદર્શ જીવન', પૃ. ૬૧૨)

બાકી સંતોને તો, 'સબ ભૂમિ ગોપાલકી'ની જેમ, જન્મ ગમે ત્યાં થયો હોય, ઉછેર, અભ્યાસ અને સાધના પણ ગમે ત્યા થયા હોય છતા, છેવટે આખો દેશ પોતાનુ વતન બની જાય છે. અને એમની સેવાભાવનાને આ કે તે પ્રદેશના સીમાડાઓ બ ધિયાર બનાવી શકતા નથી રાજકારણી પુરુષોને પોતાની અ ગત સગવડ મુજબ આ કે તે પ્રદેશને પોતાના કે પરાયા બનાવી મૂકતા વાર લાગતી નથી, અને એમ કરવાનાં માઠા પરિણામોનો ખ્યાલ મેળવી લેવા જેટલી દીર્ઘદૃષ્ટિ પણ તેઓની હોતી નથી પણ લોકકલ્યાણના ચાહક સંતોની વાત આથી જુદી છે શ્રી દયાનદ સરસ્વતી ગુજરાત (સૌરાષ્ટ્ર)મા જન્મ્યા, અને એમણે સેવા કરી ઉત્તર ભારતની શ્રી સહજાનદ સ્વામીએ ઉત્તર પ્રદેશમા જન્મ ધારણ કર્યો અને ઉદ્ધાર કર્યો ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છના પ્રદેશોનો આવા તો અનેક દાખલા મળી શકે આ ઉપરથી એટલુ જોઈ શકાય છે કે ભારતદેશની અખંડિતતા–એકરૂપતાનું દર્શન મુખ્યપણે આવા ઉદારદિલ સાધુ–સતોના જીવન અને વ્યવહારમા જ થાય છે પૂજ્ય આત્મારામજી મહારાજે પજાબમા જન્મીને ગુજરાત–સૌરાષ્ટ્રની કેટલી બધી સેવા કરી! એ જ રીતે આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની પજાબની સેવાઓ પણ અસાધારણ હતી પજાબને તો જાણે એમના અતરમાં સર્વોચ્ચ સ્થાન મળ્યુ હતુ

## વારંવાર પંજાબની યાત્રા

આમ જોઈએ તો મુનિ શ્રી વલ્લભવિજયજી મહારાજે દીક્ષા લીધા પછીના ત્રણ ચોમાસા ગુજરાત–રાજસ્થાનમા (બે ગુજરાતમા રાધનપુર અને મહેસાણામા અને એક રાજસ્થાનમા) કર્યા પછી ૧૯ જેટલા ચોમાસા પજાબમા જુદા જુદા સ્થાનોમા કરીને ઘણાં ગામ-શહેરોને પોતાની ભાવના, શક્તિ અને વિદ્વત્તાનો લાભ આપ્યો હતો તેમા છ ચોમાસાં દાદાગુરુજીની સાથે અને તેર તેઓના સ્વર્ગવાસ પછી કર્યાં હતા

વળી, એમની પજાબની યાત્રાઓનો એકંદર વિચાર કરીએ તો ચાર વાર થઈને એમણે પંજાબમા કુલ ૩૨ ચોમાસાં કર્યા હતા એમના ૬૮ વર્ષ જેટલા સુદીર્ઘ દીક્ષા-પર્યાયનો લગભગ અડધો સમય એમણે પજાબને અર્પણ કર્યો હતો, એ બીના પંજાબ ઉપરની એમની અપાર પ્રીતિનુ અને પજાબ સઘની તેઓના ઉપરની અસાધારણ ભક્તિનું સૂચન કરે છે

પંજાબથી પહેલી વાર વિહાર કર્યા બાદ તેર ચોમાસા ગુજરાત, મુબઈ, સૌરાષ્ટ્ર અને રાજસ્થાનમા કરીને જાણે તેઓએ પંજાબ અને પજાબ સિવાયના પ્રદેશોના જૈન સંઘના ઉત્થાન માટેની પોતાની સેવાપ્રવૃત્તિની સમતુલા સાચવી હતી, અને એ રીતે સમગ્ર જૈન સઘ ઉપર ઉપકાર કર્યો હતો અને સૌને પોતાના ગુરુપદનો લાભ લેવાનો અવસર આપ્યો હતો.

વિ સ. ૧૯૭૭નું ચોમાસું બીકાનેરમા કરીને તેઓએ બીજી વાર પજાબમા પ્રવેશ કર્યો અને-વિ. સ. ૧૯૭૮ થી ૧૯૮૧ સુધીના ચાર ચોમાસા પજાબમા જુદા જુદાં સ્થાનોમા કરીને ત્યાના શ્રીસઘની સેવા બજાવી

શ્રી વલ્લભસૂરિજી મહારાજ પજાબમા હોય કે પંજાબથી દૂર હોય, પંજાબના યોગ-ક્ષેમની ચિંતા તો કયારેય એમના હૃદયથી દૂર થતી ન હતી. અને દૂર રહ્યા રહ્યા પણ

તેઓ પોતાના સમુદાયના સાધુઓ દ્વારા તેમ જ સલાહ-સૂચનો દ્વારા જરૂરી માર્ગદર્શન કરાવતા જ રહેતા હતા તેઓ ગમે ત્યા હોય તોપણ 'હુ મારા પંજાબમા ક્યારે પહોચુ' એવી એમને હમેશા ઝંખના રહ્યા કરતી

વિ. સં ૧૯૯૩ નુ ચોમાસું ખભાતમા કરીને એમણે પંજાબ તરફ વિહાર કર્યો, અને વિ. સ ૧૯૯૪ થી ૧૯૯૯ સુધીનાં છ ચોમાસા પજાબમા કર્યા આ એમની પંજાબની ત્રીજી યાત્રા હતી તે પછી એક જ વર્ષ માટે આચાર્ય મહારાજે પંજાબની બહાર છતાં પંજાબની નજીક વિ સ. ૨૦૦૦ નું ચોમાસુ બીકાનેરમા કર્યું તે પછી ફરી પાછા તેઓ ચોથી–અને છેલ્લી–વાર પંજાબ પધાર્યા વિ સં ૨૦૦૧ થી ૨૦૦૩ સુધીનાં ત્રણ ચોમાસા એમણે પંજાબમાં કર્યા

સને ૧૯૪૫ થી ૧૯૪૭ સુધીનો અઢી–ત્રણ વર્ષનો સમય આપણા દેશમાં ભારે અસ્થિરતા અને અસ્તવ્યસ્તતાનો સમય હતો સ્વરાજ્યપ્રાપ્તિની પૂર્વેના એ સમયમા દેશ આખો કોમી તોફાનોના દાવાનળમા સપડાઈ ગયો હતો, તેમાંય ઉત્તર ભારતની અને વિશેષે કરીને પજાબ–સિધ–સીમા પ્રાન્તની દુર્દશા તો વર્ણવી જાય એવી ન હતી. અને સ્વરાજ્ય આવ્યા પછીની કત્લેઆમે તો માજા મૂકી હતી આ પ્રદેશના વસનારાઓ માટે આ ખરેખરી કસોટીનો કાળ હતો—લોકોના જાન-માલની લેશ પણ સલામતી નહોતી જેઓનાં જાન-માલ સલામત રહી શક્યાં એ કેવળ અકસ્માતરૂપે કે પોતાનાં પાશરાં ભાગ્યના બળે અથવા તો ભગવાનની કૃપાના કારણે

આવા કપરા અને કારમા સમયમા પંજાબ જવુ અને ત્યાં અઢી–ત્રણ વર્ષ માટે રહેવું એ આકરી કસોટી કરે એવો સમય હતો પણ શ્રી વલ્લભસૂરિજી મહારાજને એની વિશેષ ચિંતા ન હતી—આ સમયે એમની ઊંઘને ઉડાડી મૂકે એવી ચિંતાજનક વાત હતી, આવા ભયંકર સંકટના સમયમા પંજાબના શાતિપ્રેમી અને અહિંસાવાદી જૈન સમાજનું શું થશે એ પણ આ કોમી તંગદિલી અને તોફાનોએ ક્રમે ક્રમે એવું તો ઉગ્ર રૂપ ધારણ કર્યું હતું કે એનુ શમન કરવુ કે એનો સામનો કરવો એ મોટા મોટા સત્તાધારીઓના હાથની વાત પણ નહોતી રહી—કરાળ કાળ પોતે જ જાણે માનવરુધિરથી પોતાનું ખપ્પર ભરવા ક્રૂર બન્યો હતો! આવા દાવાનળની સામે થવાનુ સામાન્ય માનવીનું કે ધર્મગુરુનુ પણ શું ગજું? અને છતાં, પોતાના હૃદયબળ, હિંમત અને પુરુષાર્થને બળે પોતાના ચિત્તને સ્વસ્થ રાખીને, સર્વનાશ વેરતા આ હુતાશનમાંથી બની શકે તેટલાને તો અવશ્ય ઉગારી શકાય છે આચાર્ય મહારાજે ૭૫ વર્ષની જઈફ ઉંમરે, આવા મતિમૂઢ બનાવી મૂકે અને ભલભલાની હિંમતને ભરખી જાય એવા કારમા સકટના સમયમા, સ્વસ્થતાપૂર્વક સઘરક્ષાનું આવું કામ કરી બતાવ્યું એ બીના એમની સાધુતાના ખમીરની, એમની જીવનસાધના દ્વારા પ્રગટેલી ઠંડી તાકાતની અને સાચા અહિંસાધર્મના આચરણથી પ્રાપ્ત થતી તેજસ્વિતાની કીર્તિગાથા બની રહે એવી છે.

### ગુજરાનવાલાને છેલ્લી સલામ!

પોતાના દાદાગુરુની, એમના સમાધિમદિરની અને એમના નામે સ્થપાયેલ ગુરુકુળની યાદ આચાર્ય મહારાજ ક્યારેય ભૂલી નહીં શકતા. એમને તો હમેશાં એમ જ રહ્યા

કરતું કે ક્યારે અવસર મળે અને ક્યારે એ બધાનાં મનભરીને દર્શન કરવા ગુજરાનવાલા જઈ પહોચીએ. વિ. સં ૨૦૦૩ નું ચોમાસું તેઓ ગુજરાનવાલામાં રહ્યા ત્યારે એક બાજુ સ્વરાજ્યપ્રાપ્તિના પડઘમ જોરશોરથી વાગી રહ્યા હતા; અને બીજી બાજુ દેશના વિભાજનની પૂર્વતૈયારી રૂપે કોમી તોફાનોએ અસાધારણ વિકરાળ રૂપ ધારણ કર્યું હતું —માણુસને મારવો એ, તે કાળે, ચીભડાને વધેરવા કરતાં પણ સહેલું બની ગયું હતું પંજાબની અશાંતિની કોઈ સીમા ન હતી અને ગુજરાનવાલા પણ કોમી ઝનૂને જન્માવેલી અશાંતિનો અડ્ડો બની ગયું હતું

સ્વરાજ્યને આવવાને હજી થોડા અઠવાડિયાં ખૂટતાં હતા, પણ કત્લેઆમ તો ક્યારની શરૂ થઈ ચૂકી હતી ગુજરાનવાલાના હિંદુઓની સલામતી પૂરેપૂરી જોખમમાં હતી; અને જૈનોનો પણ એમા સમાવેશ થતો હતો. કોઈ કોઈ વહેલાં ચેતીને ચાલી નીકળ્યા તે સિવાય બધાનાં જાન–માલ ભયમા હતા આચાર્યશ્રી કેવળ જૈન સંઘના કે હિંદુ જાતિના ભયંકર ભાવીથી જ નહી પણ આખા દેશના સંકટગ્રસ્ત લાગતા ભાવીથી ખૂબ ચિંતિત હતા; અને એમની પારગામી દૃષ્ટિ દેશના અમંગળ ભાવીનુ દર્શન કરાવીને એમને દુખી બનાવી મૂકતી હતી એમની આ લાગણી 'આદર્શ જીવન' (પૃ ૫૩૫)માં નોધાયેલ નીચેના વાર્તાલાપ ઉપરથી પણ જાણી શકાય છે :—

'એક ગૃહસ્થે કહ્યું "ગુરુદેવ, હિંદુસ્તાનને સ્વરાજ્ય તો મળ્યુ, પણ પંજાબના હિંદુઓને માટે તો આ આફત માલૂમ પડે છે"

'આચાર્યશ્રીએ કહ્યુ : "જ્યારથી મે ભાગલાની વાત સાંભળી છે ત્યારથી હુ ચિંતિત છુ કે આપણાં ધર્મસ્થાનો અને સમાજનુ શુ થશે ?"

'એક જણે કહ્યુ "પાકિસ્તાનમા લગભગ વીસ શહેર અને કસબા એવા છે, જ્યાં આપણાં મંદિર અને ધર્મસ્થાનો છે"

'આચાર્યશ્રીએ કહ્યુ "હિંદુસ્તાનમા મુસલમાનો રહેશે કે નહીં ? હિંદુસ્તાનમાં હિંદુઓની સાથે મુસલમાનો રહી શકશે, પરંતુ પાકિસ્તાનીઓની મનોવૃત્તિ જોતાં હિંદુઓ પાકિસ્તાનમાં રહી શકે એ અસંભવ જેવુ લાગે છે કારણ કે પાકિસ્તાનની રચના થતા પહેલા જ મુસલમાનો ઉત્તેજિત થઈ રહ્યા છે"

'એકે કહ્યુ . "શુ પાકિસ્તાન સરકાર બિનમુસ્લિમોનુ રક્ષણ નહી કરે ?"

'આચાર્યશ્રી "કરવુ તો જોઈએ, પણ સત્તાનો મદ ભૂડો હોય છે"'

દિવસે દિવસે સૌની બિનસલામતી વધતી જતી હતી, ચિંતાનો કોઈ પાર ન હતો; અને ચિંતા કરવાથી કોઈ માર્ગ પણ નીકળે એમ ન હતો હવે તો હિંમતથી કામ લેવાની અને સંઘ સહિત સહુનું રક્ષણ કેવી રીતે થાય એનો માર્ગ શોધવાની જરૂર હતી. જો વ્યક્તિગત જાનમાલની સલામતીના સ્વાર્થમા સપડાયા તો પોતાનો બચાવ તો થતા શું થાય, પણ સર્વ કોઈ ઉપર સર્વનાશની આફત વરસી જાય એવો કટોકટીનો એ સમય હતો; અને એની સામે હિંમત, ધીરજ, સ્વસ્થતા, દીર્ઘદૃષ્ટિ અને કુશળતાથી કામ લેવાનુ હતું.

સ્વરાજ્યની જાહેરાતના સવા મહિના પહેલાં, તા ૨–૭–૪૭ના રોજ શ્રી આત્મારામજી મહારાજના સમાધિમંદિરને આગ લગાડયાના સમાચાર મળ્યા અંતર ચિરાઈ જાય અને

મન એકાબૂ બની જાય એવા એ સમાચાર હતા આચાર્ય મહારાજ સ્તબ્ધ બનીને એ સમાચાર સાંભળી રહ્યા પણ સમય એવો હતો કે મનને વશ રાખ્યા વગર છૂટકો ન હતો. સંઘનાયકપદની ખરેખરી અગ્નિપરીક્ષા થઈ રહી હતી

હવે તંગદિલી અને બિનસલામતી ઓછી થવાનો તો કોઈ અવકાશ જ ન હતો. ક્યારે શું થાય એ કહેવુ મુશ્કેલ હતું પંજાબના સંઘને જેટલી પોતાની સલામતીની ચિંતા હતી, એટલી જ ખરેખરા તોફાનના કેન્દ્રમા રહેલાં આચાર્ય મહારાજ તથા અન્ય સાધુ–સાધ્વી તેમ જ શ્રાવક–શ્રાવિકાઓની ચિંતા હતી તેમાય પંજાબ શ્રીસંઘના પ્રાણ સમા આચાર્ય મહારાજને કંઈ આચ આવી જાય તો ..? આ વિચારની કલ્પના પણ રૂવાડાં ખડા કરી દે એવી હતી સૌ અત્યારે એક જ પ્રાર્થના કરતા હતા · ભગવાન આપણા ગુરુદેવને આ સંકટમાથી ઉગારી લે

જેમ વખત ગયો તેમ જોખમ વધતું ગયું આખા દેશનો સંઘ આચાર્ય મહારાજની સલામતી માટે ચિંતિત બની ગયો ચોતરફથી મહારાજજીને એક જ વિનતિ થતી હતી · ગમે તેમ કરીને ગુજરાનવાલા છોડીને–પાકિસ્તાનમા ગયેલ પ્રદેશ તજીને–ભારતમાં આવી જાઓ આ માટે કેટલીક તૈયારી કરીને એની જાણ પણ આચાર્યશ્રીને કરવામા આવી. પણ પોતાનો જીવ બચાવવા ખાતર કર્તવ્યધર્મનો માર્ગ ભૂલે એ બીજા આચાર્ય મહારાજ તો જાણે એક જ નિશ્ચય કરીને બેઠા હતા કે જીવીશુ તો સંઘ સાથે જ જીવીશું; અને સંઘ ઉપર જો જોખમ આવી પડશે તો એ જોખમ પહેલાં અમે ઝીલીશું અમે જીવતા રહીએ અને સંઘને આંચ આવે એ ન બને! પહેલાં સંઘની સલામતી, પછી અમારી સલામતી અને આમ કરતા કદાચ અમારા જીવ ઉપર જોખમ આવી પડશે તો સંઘરક્ષામા અમારું જીવન ધન્ય બની જશે

એક દિવસ આચાર્ય મહારાજે શ્રાવકોને કહ્યું, તમે તમારા બાલબચ્ચાંને મોકલી આપ્યા એ સારુ કર્યું, હવે તમે તમારી રક્ષા માટે અહીથી સલામત સ્થળે ચાલ્યા જાઓ પણ શ્રાવકોય છેવટે વલ્લભગુરુના ઘડેલા હતા, એમણે પણ એકલા જવાનો ઇન્કાર ભણી દીધો.

સરકારે આચાર્યશ્રીને હવાઈ માર્ગે લઈ જવાની તૈયારી બતાવી, પણ પોતાની જવાબદારીની ઉપેક્ષા કરવા જેવી એ વાત એમને હરગિજ મંજૂર ન હતી

સંઘની ચિંતા દિવસે દિવસે વધુ ને વધુ ઘેરી બનતી જતી હતી, અને સંઘ તેમ જ સાધુ–સાધ્વીઓ સહિત આચાર્ય મહારાજને સહિસલામત હિંદુસ્તાનમા લઈ આવવાના ચક્રો ગતિમાન થઈ ગયા હતાં હવે તો સ્વરાજ્ય આવી ચૂકયુ હતુ અને પાકિસ્તાનનું સર્જન પણ થઈ ચૂકયુ હતું અને વળી ગુજરાનવાલામાથી હિંદુસ્તાનમાં આવી પહોંચવું અશકય જેવું હતું ભગવાન જાણે કયારે કેવી મુસીબત આવી પડે!

પણ આચાર્ય મહારાજ તો સ્થિતપ્રજ્ઞની જેમ સ્વસ્થ હતા, અને પોતાના સંઘને હમેશા ધીરજ અને હિંમત આપતા રહેતા હતા. સૌને એટલી આસ્થા હતી કે માથે ઓલિયા જેવા સાધુપુરુષનુ શિરછત્ર છે, તો એમના પુણ્યે આપણે જરૂર આ સંકટના મહાસાગરને પાર પામી જઈશું. આમ ધૈર્ય અને હિંમતના અવતાર બનેલા ગુરુ અને ગુરુ-શ્રદ્ધામા લીન બનેલા ભક્તો સંકટની સામે જાણે લક્ષ્મણરેખા દોરીને સારા સમયની રાહ જોઈ રહ્યા.

એવામા પર્યુષણ મહાપર્વ આવ્યાં. સૌને થયું, આવા વખતમાં પર્યુષણ કેવાં અને એનું આરાધન કેવુ! કોઈનુ ચિત્ત પર્વારાધનમા લાગે એવી સ્થિતિ જ ન હતી. પણ આચાર્યશ્રી તો ધર્મમૂર્તિ હતા સ કટને તરવાનો ઉપાય એમને ધર્મારાધનમા જ દેખાયો મનને દૃઢ કરીને તેઓ શાત ચિત્તે મહાપર્વની આરાધનામા લાગી ગયા! આવા રૂડા આત્મ-પર્વનુ આરાધન કરતા કદાચ જાન જવાનો વખત આવે તોપણ શી ચિ તા?

સ્થિતિ તો વધારે ને વધારે ખરાબ થતી જતી હતી પણ જાણે પોતાના સ તજનો અને ધર્મી જીવોના રક્ષણની જવાબદારી કુદરતે પોતાના ઉપર લઈ લીધી હતી અહીં જાણે પેલી કવિપંક્તિઓનુ સત્ય સાકાર થતુ લાગતું હતુ—

મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે દેવદાનવનું સદા,
હણે છે કોઈ તો કોઈ રક્ષાતું કરનાર છે

પણ આ રક્ષા કયારે, કેવી રીતે, કોની મારફત થવાની હતી?

અને એક દિવસ આ સવાલનો જવાબ મળી ગયો

ભાદરવા સુદિ આઠમે અમૃતસરથી ત્રણ મોટર લોરીઓ ગુજરાનવાલા આવી પહોચી આવનારાઓએ સાધુ-સાધ્વી સમુદાય સાથે એમા અમૃતસર આવવા આચાર્યશ્રીને વિનતિ કરી પણ તેઓ તો પોતાના નિશ્ચયમાં દૃઢ હતા 'પહેલા મારો સ ઘ અને સમુદાય, છેલ્લો હું! મારા અહી થી રવાના થવા સાથે જ આપણા સંઘની બિનસલામતીનો પણ અ ત આવવો જોઈએ. વિનંતી કરનારા નિરાશ થયા આમને કેવી રીતે સમજાવવા? કોણ સમજાવે?

આ અપાર સંકટોએ જન્માવેલી જીવનની અનિશ્ચિતતાની વચ્ચે જાણે આચાર્ય-પ્રવરનું તેજ વધારે ખીલી નીકળ્યું એમનો આત્મા સિદ્ધયોગીની ધીરતા—ગ ભીરતા દાખવી રહ્યો ભાદરવા સુદિ અગિયારસે જગદ્‌ગુરુ હીરવિજયસૂરિજીની જય તીની ઉજવણી કરી

અને બીજે જ દિવસે સૌના છુટકારાનો સમય જાણે પાકી ગયો હોય એમ અમૃતસરથી એકીસાથે અગિયાર મોટર લોરીઓ આવી પહોચી સૌના વિદાયની અને પ્રાણપ્યારા ગુરુતીર્થ ગુજરાનવાલાને આખરી સલામ કરવાની વસમી ઘડી આવી પહોચી કુદરતનો સ કેત પણ કયારેક કેવો વિચિત્ર હોય છે? જે ગુજરાનવાલા પ્રત્યે રોમ રોમમા ધર્મભક્તિ ઊભરાતી અને જ્યાની યાત્રા કરવાને માટે મન થનગની રહેતું એનો સદાને માટે ત્યાગ કરવાનો વખત આવ્યો!

આચાર્ય મહારાજ પગે ચાલીને ગુરુકુલ સુધી ગયા. વચમાં દાદાગુરુના સમાધિમંદિર-નાં છેલ્લા દર્શન કર્યા આખોમા આસુ અને અંતરમા અસહ્ય વેદના જાગી ઊઠચા, પણ એના ઉપર મનનું ઢાકણુ વાળી દીધા વગર છૂટકો ન હતો આચાર્યપ્રવરે એ તીર્થધામને અશ્રુઓની છેલ્લી અ જલિ આપી. કેવા જાજરમાન સ્થાનો આજે કેવા વેરાન બની ગયાં હતા! અ તર વલોવાઈ જાય એવું એ દૃશ્ય હતું જાણે પોતાના હૃદયને પાછળ મૂકતા જતા હોય એમ આચાર્ય મહારાજે દુભાતે દિલે, ભારે પગલે ત્યાંથી પ્રયાણ કર્યું

ગુજરાનવાલામા દાદાગુરુના સ્વર્ગવાસ બાદ પોતાની નજર સામે જ સ વત ૧૯૫૨ માં ગુરુમંદિરનો—સમાધિમ દિરનો પાયો ન ખાયો હતો આજે ૫૧ વર્ષે એ પુણ્યભૂમિનો સદાને માટે ત્યાગ કર્યો! કર્તવ્યની કેડીઓ અને કુદરતની કરામતો સદાય અકળ રહી છે

આખો સંઘ સુખરૂપ અમૃતસર પહોંચી ગયો. સાધુચરિત આચાર્યશ્રીનું તપ ફળ્યું. સમસ્ત સંઘમાં આનંદ અને નિરાંતની લાગણી પ્રવર્તી રહી

## મારું પંજાબ, મારું પંજાબ

એ વાતને સાત વર્ષ વીતી ગયાં અત્યારે આચાર્ય મહારાજ પંજાબથી સેંકડો માઈલ દૂર મુંબઈમાં બિરાજે છે, પણ પંજાબને પળ માટે પણ વીસરી શકતા નથી. પંજાબ તો જાણે એમનો શ્વાસ અને પ્રાણ બની ગયું છે

તબિયત સારી નથી અને ઉંમર પણ ૮૪ વર્ષ જેટલી પાકી થઈ છે. વળી શિષ્ય-પ્રશિષ્યો ગુરુથી છૂટા પડવા જરાય તૈયાર નથી પણ આચાર્યશ્રી તો એટલું જ વિચારે છે, શરીરની કે સગવડ–અગવડની ચિંતા મૂકીને પણ પંજાબને સંભાળવાનું ધર્મકર્તવ્ય બજાવવું જ જોઈએ. અને તેઓ આચાર્યશ્રી વિજયસમુદ્રસૂરિજીને પંજાબ પહોચવા માટે મુંબઈથી વિહાર કરાવે છે

પણ આટલું જ શા માટે? છેક છેલ્લા દિવસોની વાત છે સને ૧૯૫૪ના ઓગસ્ટની ૧૨મી તારીખે આચાર્ય મહારાજ શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાંથી શેઠ શ્રી કાંતિલાલ ઈશ્વરલાલને બંગલે પધાર્યા, અને તા. ૨૨–૯–૫૫ના રોજ એમનો સ્વર્ગવાસ થયો, એ અરસામાં અમૃતસરના એક વૈદ્યરાજે મુંબઈ આવીને આચાર્ય મહારાજનો ઉપચાર કર્યો, તબિયતમાં કંઈક સુધારો લાગ્યો; વૈદ્યરાજ વિદાય થયા વૈદ્યરાજ રજા લેવા આવ્યા તે વખતે આગેવાનોએ એમનો આભાર માનીને કહ્યું આચાર્ય ભગવંત તો અત્યારે–આવી તબિયતની નાજુક પરિસ્થિતિમાં પણ–પાલીતાણા અને પંજાબને સંભાર્યા કરે છે એમની ભાવના શત્રુંજયની યાત્રા કરીને પંજાબ જવાની છે, અને બાકીનું જીવન ત્યાં જ વિતાવવા-ની છે આપ એમને જલદી સાજા કરી દ્યો વૈદ્યરાજ શું જવાબ આપે? તેઓ મનોમન આ સંત આચાર્યશ્રીની ઉદાત્ત ભાવનાને વંદી રહ્યા

એ જ અરસામાં પંજાબના ભાઈઓ આચાર્ય મહારાજના દર્શને આવ્યા એમને જોઈને આચાર્ય મહારાજનું મન ભરાઈ આવ્યું દાદાગુરુ આત્મારામજી મહારાજ અને પંજાબ સંઘની ભક્તિના સ્મરણથી એમનું રોમ રોમ ભરાઈ ગયું કેવા એ ગુરુદેવ અને કેવો મારો પંજાબનો સંઘ! અંતરનો એકેએક તાર ઝણઝણી ઊઠ્યો અને આંખોને આંસુઓ-થી પખાળી રહ્યો જાણે અંતરનો લાગણીનો બંધ તૂટી ગયો સૌ લાગણીની એ પાવન ભિનાશ અને કુમાશનો સ્પર્શ અનુભવી રહ્યા વાતાવરણમાં એક પ્રકારની પાવનકારી ગમગીની પ્રસરી રહી, અને વાણી જાણે થંભી ગઈ થોડી વારે સ્વસ્થ બનીને આચાર્યશ્રીએ ગદ્‌ગદ સ્વરે કહ્યું "મારી અંતરની ઇચ્છા છે કે ચોમાસું પૂરું થાય એટલે દાદાના દર્શન કરવા પાલીતાણા જાઉં અને મન ભરીને દાદાના દર્શન કરું. ત્યાંથી વિહાર કરીને પંજાબ જાઉં છેવટના શ્વાસ સુધી ત્યાં જ રહું અને ત્યાંની પવિત્ર ભૂમિમાં જ આ પૌદ્‌ગલિક શરીરનો ત્યાગ કરું આ મારી ઇચ્છા છે.. ...શું એ પૂરી થશે?" બોલતા બોલતા ફરી પાછા નેત્રો સજળ બની ગયા એ દૃશ્ય નીરખનારા ધન્ય બની ગયા

પણ એ સવાલનો જવાબ કોણ આપી શકે? એ ઇચ્છા તો પૂરી ન થઈ—આ દેહે પૂરી ન થઈ! પણ કેમ કહી શકીએ કે એ પૂરી ન થઈ? એક દેહમાંથી મુક્ત બનીને એ

ઇચ્છા સર્વવ્યાપી બની ગઈ; અને આવી સુભગ ભાવના ભાવનાર પવિત્ર આત્માની સુભગ ભાવનાની શાશ્વત કીર્તિગાથા બની ગઈ પંજાબની ભક્તિ અને રક્ષા કરવામાં શેષ જીવન સમર્પિત કરવાની આચાર્યપ્રવરની આ ઝંખના એ પંજાબ સંઘની અમર સંપત્તિ અને આચાર્ય મહારાજના મુનિસમુદાય તેમ જ ધર્મપ્રભાવનાની ધગશ ધરાવતા સર્વ મુનિવરોની જવાબદારી અને પ્રેરણાનું સ્થાન બની ગઈ

પંજાબને પોતાની કર્મભૂમિ બનાવીને આચાર્યપ્રવર કંઈ એકલા શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘના જ ગુરુ નહોતા રહ્યા, પંજાબમાં વસતા સૌકોઈ પ્રત્યે એમને વાત્સલ્ય હતું અને સૌનું ભલું કરવાની એમની ભાવના હતી આવી મંગલ કામનાનો પડઘો પણ એવો જ પડ્યો પંજાબ વાસીઓને પણ આચાર્ય પ્રત્યે એટલી જ ભક્તિ અને આદરભરી પ્રીતી હતી અને એ મહાનુભાવોએ અનેક પ્રસંગે પોતાની આવી ભક્તિ પ્રદર્શિત કર્યાના અનેક હૃદયસ્પર્શી પ્રસંગો, ગગનમંડળના તેજસ્વી તારાઓની જેમ, આચાર્ય મહારાજના જીવનને શોભાયમાન કરી રહ્યા છે પણ એ બધાનું દર્શન કરવાનો અવકાશ અહીં ક્યાં? બધાનો સાર એ કે પંજાબની ભૂમિની ભક્તિ અને આચાર્ય મહારાજના અંતરની ભક્તિનો સુભગ સંગમ સધાયો અને એ સંગમને તીરે પંજાબ કૃતાર્થ બની ગયું.

## સમાજ હશે તો ધર્મ ટકશે

પંજાબે ભલે શ્રી વલ્લભસૂરિજી મહારાજને પોતાના માની લીધા અને આચાર્યશ્રીએ પણ ભલે પંજાબને પોતાનું માન્યું, પણ એથી કંઈ તેઓની અન્ય પ્રદેશો સાથેની હિતચિંતાભરી આત્મીયતા મટી કે ઘટી જતી નથી અન્ય પ્રદેશો સાથે પણ શ્રી વલ્લભસૂરિજી મહારાજને એવો જ ધર્મસ્નેહ અને ધર્મસંબંધ રહ્યો છે સૂરજ–ચાંદાને ભલા કોણ હંમેશને માટે પોતાપણાના વાડામાં રોકી રાખી શકે? એ તો એવા ઉચ્ચ સ્થાને બિરાજતા હોય છે કે એમની નજર સૌ ઉપર ફરતી રહે અને સૌ એમ જ માને કે એ અમારી સામે જ નીરખી રહ્યા છે! જેવું સૂર્ય–ચંદ્રનું એવું જ જીવનસાધક અને વિશ્વવત્સલ સંતોનું સૌ એમને પોતાના લાગે, સૌ એમને પોતાના માને.

આચાર્ય મહારાજ જેમ એક ધર્મગુરુ તરીકે સંઘની આવતી કાલની–આવતા ભવની–ચિંતા સેવતા હતા તેમ નજર સામેથી પસાર થઈ રહેલા આજની–વર્તમાન કાળની–આ ભવની–ચિંતાની ક્યારેય ઉપેક્ષા કરતા ન હતા એમની દીર્ઘદૃષ્ટિ જેમ પરલોકનો વિચાર કરી શકતી તેમ આ લોકનો પણ વિચાર કરી શકતી, તેઓ અતિપરલોકપરાયણ બની કેવળ કલ્પનામાં જ નહોતા ઊડ્યા કરતા, પણ ધરતી પર પગ માંડીને પોતાની આસપાસની પરિસ્થિતિને પણ સમજી શકતા હતા એક ધર્મગુરુ તરીકે આચાર્ય મહારાજની આ જ અસાધારણ અને વિરલ વિશેષતા હતી અને એને લીધે જ તેઓ સંઘ અને સમાજના સુખદુઃખના સાથી સાચા ધર્મગુરુ બની શક્યા હતા, અને સંઘની રક્ષા માટે અવિરત જહેમત ઉઠાવીને પોતાનું સંઘનાયકપદ ચરિતાર્થ કરી શક્યા હતા

સંવેદનશીલ, કરુણાપરાયણ અને ભક્તિસભર એમનું હૃદય હતું પોતાની જરૂરિયાતો કરતાં પણ તેઓ સમાજની કે સામી વ્યક્તિની જીવનની અનિવાર્ય જરૂરિયાત વધારે સમભાવપૂર્વક સમજી શકતા. ત્યાગધર્મ સ્વીકારીને સાધુપણાનો સ્વીકાર કરવા છતાં

પોતાને અન્ન-જળ કે વસ્ત્ર-આવાસ વગર કે વખત આવ્યે દવા-પથ્ય વગર ચાલતું નથી એ નગદ સત્ય તેઓ બરાબર સમજતા હતા; એક કરુણાપરાયણ સંતની જેમ જેવી પોતાની જરૂરિયાત એવી જ બીજાની જરૂરિયાતને તેઓ સમજતા થયા હતા ' સમાજ સાથે આવો સમમ વેદનભર્યો સબંધ એમણે બાંધ્યો હતો અને તેથી જ તેઓ સમાજ કે સઘની પરલોકની તેમ જ આ લોકની એમ બન્ને જરૂરિયાત તરફ ધ્યાન આપવામા સમતુલા જાળવી શકયા હતા

પોતે પોતાની રીતે કરેલ જીવનદર્શનનો તથા સમાજદર્શનનો તેમ જ વિશેષે કરીને ધર્મસઘોના ઇતિહાસનો એ બોધપાઠ તેઓ બરાબર પામી ગયા હતા કે ધર્મ અગર ટકી શકે છે તો તે એના અનુયાયીઓમા જ ટકી શકે છે, જો ધર્મના અનુયાયીઓ નામશેષ થઈ જાય છે, એ ધર્મ પણ નામશેષ થઈને કેવળ ઇતિહાસ અને પુરાતત્ત્વનો જ વિષય બની રહે છે न धर्मो धार्मिकैर्विना એ ઉક્તિ બિલકુલ સાચી અને અનુભવયુક્ત છે. આપણા દેશના કે દુનિયાના પ્રાચીન અનેક ધર્મો કે પંથોનો ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે આચાર્ય મહારાજની ધર્મસેવાનુ ધ્યેય તો કેવળ ધર્મને ટકાવી રાખવાનું જ નહીં પણ એને પ્રભાવશાળી બનાવવાનું અને એનો લાભ માનવસમાજને વ્યાપક પ્રમાણમાં આપતા રહેવાનુ હતુ મતલબ કે તેઓ ધર્મને ગોંધી રાખવામા નહીં પણ ધર્મની લહાણી કરવામા માનનારા સતપુરુષ હતા અને ધર્મની લહાણી તો ત્યારે જ થઈ શકે કે જ્યારે ધર્મની અંદરનુ —એના પ્રાણરૂપ—વિશ્વકલ્યાણ કરવાનું શક્તિતત્ત્વ કુંઠિત થઈ ગયુ ન હોય અને આ ત્યારે જ બની શકે કે જ્યારે એ ધર્મના વારસદારો—અનુયાયીઓ શક્તિશાળી અને પ્રભાવશાળી હોય એટલે છેવટે તો અનુયાયીઓની શક્તિ—અશક્તિ એ જ ધર્મની શક્તિ—અશક્તિ બની રહે છે આચાર્ય મહારાજ આ રહસ્ય બરાબર સમજ્યા હતા, અને તેથી જ એમણે એ નિશ્ચય કર્યો હતો કે સઘ કે સમાજ હશે તો જ ધર્મ ટકી શકશે •

દર્દ પરખાઈ જાય પછી દવા કરીને દર્દને દૂર કરવામા વાર કેટલી? માર્ગ સમજાઈ જાય પછી મજિલે પહોચવામા બહુ સમય ન લાગે આમા મોટી વાત સાચી સમજણ મેળવવી એ જ છે સમજણ મળી ગઈ પછી ઇલાજ કરવાનુ સહેલું થઈ પડે આચાર્ય મહારાજે જૈન સંઘ અને જૈન સમાજની એમના સમયની સ્થિતિનું નિદાન પોતાની વેધક દૃષ્ટિથી તરત કરી લીધુ. એમણે જોયું કે પ્રસગે પ્રસગે પુષ્કળ પૈસો વાપરીને ધનવાન હોવાની ખ્યાતિ મેળવનાર જૈન સમાજની આતરિક હાલત બેહાલ, નબળી અને ચિતા કરાવે એવી છે અને જો આવી ને આવી સ્થિતિ કાયમ રહી, અને કોઈએ, સજાગ બનીને, પાણી પહેલા પાળ બાધવાની દૂરંદેશી ન દાખવી તો સમાજની સ્થિતિ વધુ કરુણ અને કફોડી બની ગયા વગર નથી રહેવાની સમાજની આવી સ્થિતિના દર્શને આચાર્યશ્રીને વધુ સચિત બનાવ્યા અને એમના ઊંઘ—આરામને હરામ બનાવી દીધા.

નજર સામેના સમયને પારખીને તેને અનુરૂપ પગલા ભરવાની દૃષ્ટિ તો પૂજ્ય દાદાગુરુ પાસેથી મળી જ હતી, સમાજના મધ્યમ અને નીચલા વર્ગના સંપર્કે એ દૃષ્ટિને વધારે તેજસ્વી બનાવી અને અંતે એ દૃષ્ટિનુ દીર્ઘદૃષ્ટિમા રૂપાતર થયુ અને આચાર્ય મહારાજ પોતાની એ પારગામી દૃષ્ટિથી સમાજની સાચી અને ચિતા ઉપજાવે એવી સ્થિતિનુ વધારે સ્પષ્ટ દર્શન કરી શકયા. શરીરમા દર્દ પેઠાની કે ઘરમા સર્પ પેસી ગયાની વાત જાણ્યા

પછી તો ભલા કોણ નિરાતની કે સુખની નીદ લઈ શકે? આચાર્યશ્રીનુ પણ એવુ જ થયુ

એમણે જોયુ' કે જૈન સમાજ અભ્યાસમા, બીજા સમાજોની સરખામણીમા, ખૂબ પછાત છે. નાનીનાની–નજીવી–નમાલી બાબતોને કારણે છાશવારે ને છાશવારે સઘમા જાગી ઊઠતા કલેશ–કલહોને કારણે સઘ વેરવિખેર બની રહ્યો છે અને એનુ બળ અને હીર હણાઈ રહ્યુ છે. અને ઊજળા અને પૈસાદાર ગણાતા સમાજની આતરિક સ્થિતિ અને આર્થિક શક્તિ ધીમે ધીમે ઘસાઈ રહી છે ઇતિહાસ કહે છે કે પોતાના સહધર્મી-ઓની દીનતાથી દુખી થઈને આચાર્ય હેમચદ્રસૂરિજીએ પાણકોરાના જાડા વસ્ત્રો પરિધાન કરીને મહારાજા કુમારપાળને દીનજનોના દુખ દૂર કરવાની પ્રેરણા આપી હતી આચાર્ય વિજયવલ્લભસૂરિજી મહારાજ એ જ પરપરાના સઘહિતચિતક અને સમાજરક્ષક પ્રભાવક પુરુષ હતા. સમાજના દીનતા અને દુખ જોઈને તેઓ ચૂપ કેવી રીતે બેસી શકે?

તેઓ ઊજળુ એટલુ દૂધ અને પીળુ એટલુ સોનુ માની લેવાના ભ્રમમા પડી જાય એવા ન હતા, એટલે સમાજમા, મધપૂડાની જેમ ઘર કરી રહેલી ગરીબીનો ખ્યાલ મેળવતા વાર ન લાગી

સમાજની કમજોરીનુ' કારણ સમજાઈ ગયુ હતુ હવે તો એ કારણનુ નિવારણ કરી શકે એવા કારગત ઇલાજો હાથ ધરવાની જ જરૂર હતી અને એ ઇલાજોની અજમાયશ એ જ આચાર્ય મહારાજનુ જીવનકાર્ય બની ગયુ હતુ

સમાજની આ સ્થિતિની સુધારણા કરીને સમાજને શક્તિશાળી અને તેજસ્વી બનાવવા માટે એમણે, રત્નત્રયીના જેવી, આ પ્રમાણે ત્રિસૂત્રીની રચના અને પ્રરૂપણા કરી —

(૧) સમાજના બાળકોને દરેક કક્ષાનુ વ્યાવહારિક તેમ જ ધાર્મિક શિક્ષણ મળે એવી શ્રીસ'ઘ પૂરેપૂરી વ્યવસ્થા કરે

(૨) અ'દર અદરના મતભેદોને દૂર કરીને બધાય ફિરકાના જૈન સઘોમા એકતા સ્થપાય એવા પ્રયત્નો કરવા, અને નાની વાતોને મોટુ રૂપ આપીને નકામા ઝઘડા કે કલેશ કરવાથી દૂર રહેવુ સપ અને સ'ગઠન એ જ સાચુ બળ છે, અને અત્યારે, પહેલા કરતા પણ, જૈનોની એકતાની ખૂબ જરૂર છે

(૩) સમાજની શક્તિને ટકાવી રાખવા માટે સમાજના ગરીબ અને મધ્યમ વર્ગનો ઉત્કર્ષ થાય એવા રચનાત્મક ઉપાયો મોટા પાયા ઉપર હાથ ધરવા

અને આચાર્યશ્રીની જીવનકથા કહે છે કે એમનુ આખુ જીવન સમાજના કલ્યાણ માટેની આ ત્રિસૂત્રીને અમલમા મૂકવા–મુકાવવામા જ વીત્યુ હતુ, અને એમના વિચાર, વાણી અને વર્તન આને માટે એકરૂપ બની ગયા હતા અને એ બધાયના કેન્દ્રમા વિરાજતી હતી નિર્મળ સાધુજીવનની અપ્રમત્ત આરાધના! સાચે જ તેઓ સ્વ અને પર બન્નેના કલ્યાણના સાધક હતા!

### મુબઈને અને મુબઈ મારફત આખા સમાજને લાભ

અલબેલી મુબઈ નગરી તો ચોર્યાશી બ'દરનો વાવટો ગણાય છે, અને આતરરાષ્ટ્રીય નગર હોવાનુ ગૌરવ મેળવી શકે એવુ એ પચરગી અને વિવિધ સસ્કૃતિઓના અનુયાયીઓનું મિલનસ્થાન છે. જૈન સમાજની દષ્ટિએ પણ એનુ' ખાસ વૈશિષ્ટ્ય છે. સમાજ-

સેવાની સંખ્યાબંધ પ્રવૃત્તિઓનું જન્મસ્થાન અને આશ્રયસ્થાન મુંબઈ શહેર છે, અને તેથી સમાજસેવાની નાની-મોટી અનેક સંસ્થાઓ મુંબઈમાં સ્થપાઈ છે, અને આજે પણ યથાશક્તિ-મતિ પોતાની સેવાપ્રવૃત્તિઓને ચલાવી રહી છે. જૈન સમાજની સામાજિક સેવાપ્રવૃત્તિની દૃષ્ટિએ મુંબઈને પ્રથમ પંક્તિનું કેન્દ્ર ગણી શકાય એવી એની કારકિર્દી છે.

એટલે પછી જે કોઈને સમાજઉત્કર્ષની પ્રવૃત્તિ કરવી હોય એનું ધ્યાન આ શહેર તરફ જાય એ સ્વાભાવિક છે આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનું મન પણ આ દૃષ્ટિએ મુંબઈ તરફ વિશેષ આકર્ષાયું હોય એ બનવા જોગ છે. જુદા જુદા વખતે મળીને ચારેક દાયકાના (વિ સં ૧૯૬૯ થી વિ સં ૨૦૦૮ સુધીના) ગાળામાં તેઓ પાંચ વાર મુંબઈ પધાર્યા હતા, અને બધા મળીને એમણે આઠ ચતુર્માસ ત્યાં વિતાવ્યા હતા

સૌથી પહેલાં તેઓ વિ સં ૧૯૬૯માં મુંબઈ ગયા અને ૧૯૬૯ તથા ૧૯૭૦ના બે ચોમાસાં ત્યાં રહ્યા ત્યાર પછી વિ સં ૧૯૭૩માં મુંબઈ ગયા, અને એક ચોમાસું ત્યાં કર્યું તે પછી વિ સં ૧૯૮૫નું ચોમાસું મુંબઈમાં કર્યું. ત્યારબાદ વિ. સં. ૧૯૯૧માં[1] તેઓ મુંબઈ ગયા, અને એ ચોમાસું ત્યાં પસાર કર્યું અને છેલ્લે છેલ્લે વિ. સં ૨૦૦૮માં તેઓશ્રી પાંચમી વાર મુંબઈ ગયા અને ૨૦૦૮-૨૦૦૯-૨૦૧૦ના ત્રણ ચતુર્માસ મુંબઈમાં કર્યા ૨૦૧૦નું ચોમાસું એ કેવળ મુંબઈનું જ નહીં પણ એમની ૬૭-૬૮ વર્ષ જેટલી સુદીર્ઘ સંયમયાત્રાનું પણ છેલ્લું ચોમાસું બની રહ્યું

**વિદ્યાલયની સ્થાપના**—મુનિરાજ શ્રી વલ્લભવિજયજી પહેલવહેલા વિ સં ૧૯૬૯માં મુંબઈમાં આવ્યા એથી આખા સમાજને સૌથી મોટો અને સ્થાયી લાભ થયો તે એમની શિક્ષણપ્રચાર માટેની સતત પ્રેરણાથી થયેલ શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના આ સંસ્થાએ નવી પેઢીને ઉચ્ચ શિક્ષણ માટેની સવલતો આપીને દુઃખી કુટુંબોને સુખી બનાવીને સમાજઉત્કર્ષનું કેટલું મહત્ત્વનું કાર્ય કર્યું છે તે સુવિદિત છે વિ સં. ૧૯૭૩માં આચાર્યશ્રી ફરી મુંબઈ ગયા અને ચોમાસું ત્યાં રહ્યા તે પણ વિદ્યાલયને વધુ પગભર બનાવવાના હેતુથી જ એમના આશીર્વાદ અને પ્રયત્નથી વિદ્યાલય કેટલું પાંગર્યું અને એણે કેટલી પ્રગતિ કરી એની સવિસ્તર કથા આ 'વિકાસકથા'માં આપવામાં આવી છે, એટલે અહીં એની પુનરુક્તિ કરવાની જરૂર નથી. સાચે જ, વિદ્યાલય આચાર્યપ્રવરની સમાજ ઉત્કર્ષની ઝંખના, વિદ્યાવિસ્તારની તમન્ના અને સેવાપરાયણ સાધુતાની અમર કીર્તિગાથા બની રહેશે

વિ સં. ૧૯૮૫ની સાલનું મુંબઈનું ચોમાસું આચાર્ય મહારાજની સમતા અને સાધુતાની કસોટીનો નાનો સરખો પ્રસંગ બની રહ્યું જૈન સંઘમાં જે કંઈ પક્ષાપક્ષી ચાલ્યા કરે છે એનાથી ગુણગ્રાહક દૃષ્ટિ અવરાઈ ગઈ છે અને રાગદૃષ્ટિ વધી ગઈ છે નાગણી પોતાનાં જ સંતાનોનું ભક્ષણ કરી જાય એમ જૈન સંઘમાં ઘર કરી ગયેલી રાગ-

૧ આ 'વિકાસકથા'ના ૧૨૮મે પાને આચાર્ય મહારાજ ચાર વાર મુંબઈ ગયાનું લખ્યું છે; અને તેઓ વિ સં ૧૯૯૧માં પણ મુંબઈ પધાર્યા હતા એ હકીકત નોંધવી રહી ગઈ છે આ ભૂલ સુધારી લેવા વિનતી છે. —લેખક

દષ્ટિએ જૈન સંઘનાં તેજ, હીર અને બળનુ ગ્રસન કરી દીધું છે; અને, 'કમજોરને ગુસ્સો બહુ' એ નીતિવાક્ય મુજબ, અંદરથી કમજોર બની ગયેલા જૈન સઘને અંદરઅંદરના કલેશ–કંકાસ અને ઝઘડાઓમા ઓરી દીધો છે આને લીધે સંઘમા ઇર્ષ્યા અદેખાઈ, રાગ-દ્વેષ, નિંદા કૂથલી અને મારા-તારાપણાના અનેક દુર્ગુણો પ્રવેશી ગયા છે, અને પોતાના ન હોય એ ભલે વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને ચરિત્રવૃદ્ધ સાધુમુનિરાજ હોય તોપણ એમના વિરોધ કે અવર્ણવાદમા આવા દુર્ગુણોનો ભોગ બનેલા માનવીઓ જરાય પાછી પાની કરતા નથી આવે વખતે એ માનવીઓ પાયાની એ વાત ભૂલી જાય છે કે રાગદશાથી પ્રેરિત થઈને વ્યક્તિગત નિંદામા પડીને તેઓ અમુક વ્યક્તિની નહીં પણ ધર્મની કે ધર્મ-માર્ગની જ નિંદા કરીને ધાર્મિકતાના પાયામાં કુઠારાઘાત કરી રહ્યા છે

આચાર્ય મહારાજના સમાજના ભલા માટેના તેમ જ શાસનની સાચી પ્રભાવના માટેના પ્રગતિશીલ વિચારો 'જૂનુ એટલુ સોનુ અને નવું તેટલુ પિત્તળ' માનવાના જૂનવાણી વિચારો ધરાવતા શ્રમણસમુદાયને પસંદ પડતા નહી એટલે તેઓ આચાર્યશ્રીના કે એવા જ અન્ય વિચારકોના વિચારોનો વિરોધ કરવામા, એમના વિચારોના બહાને એમના વ્યક્તિત્વની સામે વિરોધનો વટોળ ખડો કરી દેતા અને એ રીતે વિચારો તો બાજુએ રહી જતા અને વ્યક્તિ વ્યક્તિ વચ્ચે વેર-વિરોધનું વાતાવરણ જાગી જતું મુંબઈના આ ચતુર્માસમા શ્રી વલ્લભસૂરિજીની સામે ઠીક ઠીક વિરોધ દાખવવામા આવ્યો, અણછાજતા હેંડબિલો પણ પ્રગટ કરવામા આવ્યા પણ આચાર્ય મહારાજ સ્વયં શાંત રહ્યા અને બધાને શાંત રાખતા રહ્યા તેઓ સમજતા હતા કે આવી ગંદકી ઉછાળવામાં વ્યક્તિને જે કંઈ નુકસાન થવાનું, તે ઉપરાત ખુદ શાસનને જ ભયંકર હાનિ પહોંચવાની

આ યુગ એ સ્વદેશી વસ્તુઓના ઉપયોગના પ્રચારનો અને અહિંસક રાષ્ટ્રીય આંદોલનનો ગાંધીયુગ હતો ગુણગ્રાહક દષ્ટિ, પ્રગતિશીલ મનોવૃત્તિ અને જનકલ્યાણની ભાવના ધરાવતા આચાર્ય મહારાજ એનાથી અસ્પૃષ્ટ રહે એ ન બનવા જેવું હતું એમણે ક્યારના ખાદીનો સ્વીકાર કરીને અને પરદેશી ખાંડનો ત્યાગ કરીને પોતાની રાષ્ટ્રભાવનાને સક્રિય બનાવી હતી આચાર્યશ્રીના વિરોધ કરનારાઓને આ વાત ભલે ન રુચી હોય, પણ એથી આચાર્યશ્રી રાષ્ટ્રના લોકગુરુ કે ધર્મગુરુ બની શક્યા અને ધર્મોદ્ધારની પોતાની વાત વ્યાપક જનસમાજ સુધી પહોંચતી કરી શક્યા એ કંઈ નાનોસૂનો લાભ ન હતો

આ ચતુર્માસ દરમ્યાન પણ તેઓ કેળવણીની, સમાજઉત્કર્ષની અને એકતાની વાત એટલી જ લાગણીપૂર્વક સમાજને સમજાવતા રહ્યા આથી વિદ્યાલય તથા કૉન્ફરન્સ જેવી સંસ્થાઓને ઘણો લાભ થયો, એમની સેવાપ્રવૃત્તિઓને ઘણુ પ્રોત્સાહન મળ્યુ અને આચાર્યશ્રીની સમાજના ઉત્કર્ષની ભાવનાને સમાજ વધારે સારી રીતે સમજતો થયો અને એમા સક્રિય અને ઉદાર સહકાર આપતો થયો

આચાર્યશ્રીની આ ચોમાસાની આ બધી ધર્મપ્રવૃત્તિ ઉપર સુવર્ણકળશ ચડાવવાનો યશ લીધો કચ્છના ભાઈઓએ આચાર્ય મહારાજની ઉદાર દષ્ટિને લીધે મુનિ શ્રી સમુદ્ર-વિજયજી મહારાજ વગેરે કચ્છના વીસા ઓસવાળ મહાજનની વાડીમાં ચતુર્માસ રહ્યા હતા ચતુર્માસ પછી આચાર્ય મહારાજ વાડીમા પધાર્યા ત્યા એમણે "શિક્ષણની જરૂર" ઉપર હૃદયસ્પર્શી પ્રવચન આપ્યુ એ વાણી મુખમાથી નહી પણ સમાજસેવાના ભેખ-

ધારી સતપુરુષના અંતરમાથી પ્રગટી હતી. એ વાણી હીરજી ભોજરાજ એન્ડ સન્સ નામે પેઢીના કચ્છના માલિકોના અંતરને એવી સ્પર્શી ગઈ કે એ વખતે જ એમણે કચ્છી વીસા ઓસવાળ જૈન બોર્ડિંગને સવા લાખનું દાન આપવાની જાહેરાત કરી! સૂર્ય જ્યા જાય ત્યા પ્રકાશ પાથરે, આચાર્ય મહારાજ જ્યા જાય ત્યા સમાજઉત્કર્ષનાં બીજ વાવે!

વિ સં. ૧૯૯૧મા આચાર્ય મહારાજ ચોથી વાર મુંબઈ પધાર્યા અને એ ચતુર્માસ મુંબઈમા જ રહ્યા માહ સુદિ ૧૦ના રોજ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના જિનમંદિરની પ્રતિષ્ઠા કરી અને ચોમાસુ પૂરું થતા સુધી મુંબઈમાં ઠેર ઠેર શિક્ષણપ્રચાર, સંગઠન અને મધ્યમ વર્ગના ઉત્કર્ષનો સંદેશો આપતા રહ્યા

વિ સ ૨૦૦૭નુ ચોમાસુ આચાર્યશ્રીએ પાલીતાણામા કર્યું, ત્યારે ત્યા સંઘમાં–તપગચ્છ સંઘમા–એકતા કરવા માટે નાનુ સરખું મુનિસમ્મેલન યોજીને ખૂબ પ્રયાસ કર્યો. એમા સફળતા તો ન મળી, પણ આચાર્યશ્રીની એકતાની ભાવનાની સંઘને વિશેષ પ્રતીતિ થઈ ચોમાસુ પૂરુ થતા જાણે સૌરાષ્ટ્ર–ગુજરાતને પોતાનો છેલ્લો ધર્મસંદેશ સંભળાવ્યો; અને અત્યારના યુગમા શિક્ષણપ્રચાર, સંગઠન અને મધ્યમ વર્ગના ઉત્કર્ષ માટે નક્કર કામ કરવાની કેટલી જરૂર છે તે સમજાવ્યું. અનેક સ્થાનોને પોતાની વાણીનો લાભ આપીને વિ સં ૨૦૦૮મા આચાર્ય મહારાજ મુંબઈ પધાર્યા.

૮૨ વર્ષની જઈફ ઉંમરે શરીર ભલે કમજોર કે બીમાર રહેતું હોય, પણ ધર્મપ્રચારની ઝંખનામા અને સહધર્મીઓનો ઉત્કર્ષ સાધવાની ભાવનામા ઢીલાશ કેવી? આચાર્યશ્રીનો આત્મા તો એવો જ પ્રબળ અને જાગ્રત હતો સામાન્ય માનવીઓ માટે સમય કેટલો બધો કપરો આવી ગયો હતો, અને એમનો જીવનનિર્વાહ કેવો મુશ્કેલ બની ગયો હતો, અને હજી પણ વધારે મુશ્કેલીનો સમય આવી રહ્યો હતો, એ દુખદ અને ચિંતાકારક વસ્તુસ્થિતિ આચાર્યશ્રીની કરુણાપરાયણ અને પારદર્શી દૃષ્ટિએ તરત જ પારખી લીધી; અને જાણે જીવનની છેલ્લી સંધ્યાએ, પોતાની સમગ્ર શક્તિ અને ભક્તિ એ કામને જ સમર્પિત કરી દેવાની હોય એ રીતે, તેઓ એ કાર્યમાં પરોવાઈ ગયા જાણે એમની સંવેદનશીલતા અને વિચારણામા નવયૌવન આવ્યું હતું

આ અરસામા આંખની તકલીફ ચાલુ હતી તે સંઘના સદ્ભાગ્યે દૂર થઈ કરુણાભાવનાથી પ્રેરિત થઈને તેઓએ જનસમૂહ પ્રભુની વાણી સારી રીતે સાભળી શકે એ માટે લાઉડસ્પીકરનો ઉપયોગ શરૂ કર્યો કોઈ કે આ માટે આચાર્યશ્રીની ટીકા કરી તો એમણે એનાથી જરાય નારાજ કે ગુસ્સે થયા વગર પોતાનુ શાસનરક્ષા અને સમાજરક્ષાનુ કામ ચાલુ રાખ્યું જે વ્યક્તિ યુગના એંધાણ સ્પષ્ટપણે પારખી શકતી હોય, અને પરિસ્થિતિને અનુરૂપ પગલા ભરવાની જેનામા હામ હોય તેને આવી બાબતો ચલિત ન કરી શકે એક વખત આચાર્યશ્રી આંખના ઇલાજ માટે રવાના થઈ રહ્યા હતા. એ વખતે જ કોઈ કે વિરોધી હેંડબિલ બહાર પાડયાના ખબર મળ્યા મહારાજશ્રીના અનુરાગીઓ તળેઉપર થઈ ગયા. પણ આચાર્યશ્રીએ તો સૌને શાંત રહેવાની જ આજ્ઞા કરી આચાર્યશ્રીનું જીવન આવું શાંત અને સમતાથી સભર હતું કોઈ પણ કામ કરતા એની સચ્ચાઈની એમની કસોટી એક જ હતી આથી પ્રભુશાસનને કેટલો લાભ થાય છે? મારા સહધર્મીઓનું

કેટલું કલ્યાણ થાય છે? જે પ્રવૃત્તિ કે વિચારણામાંથી આવો લાભ નિષ્પન્ન થતો ન લાગતો એનાથી અળગા રહેવાની તેઓ પૂરી ખબરદારી રાખતા. એક વાત શરૂઆતથી જ એમના અંતરમાં વસી હતી કે સાધુજીવનનો સ્વીકાર એ પોતાના ઉદ્ધાર અને બીજાના કલ્યાણ માટે જ કર્યો છે, તો પછી ભૂલેચૂકે એવી એક પણ પ્રવૃત્તિ મારા હાથે ન થઈ જવી જોઈએ કે જેથી મારી સંયમયાત્રાને અને સમાજકલ્યાણની ભાવનાને ક્ષતિ પહોંચે જગતનું ભલું કરવામા આપણું પણ ભલું થાય છે, એટલે છેવટે કોઈનું ભલુ આપણાથી કદાચ ન થઈ શકે તોપણ કોઈના ભૂંડાના નિમિત્ત તો ન જ થવુ, પણ આપણી ભલી-બૂરી કરણીના ફળ કેવળ આપણે જ નહી, પણ એક ધર્મગુરુના સગપણે, આખા સંઘને ભોગવવુ પડશે આચાર્ય મહારાજની એકેએક વિચારસરણી અને પ્રવૃત્તિની પાછળ હમેશા આવી સ્વ-પરકલ્યાણની ભાવના માટે જાગૃતિ ધબકતી રહેતી હતી

મુંબઈની સ્થિરતા દરમ્યાન સને ૧૯૫૨ના જૂન મહિનામા કૉન્ફરન્સનું ૧૯મુ અધિવેશન સુવર્ણજયતી અધિવેશન તરીકે મુબઈમા શેઠ શ્રી અમૃતલાલ કાળીદાસ દોશીના પ્રમુખપદે મળ્યુ એ અધિવેશન પહેલાં, એ અધિવેશન દરમ્યાન અને એ અધિવેશન પછી પણ આચાર્ય મહારાજે મધ્યમ વર્ગના ઉત્કર્ષ માટે જે ધર્મવાણી વહાવી અને સમાજને પ્રેરણા આપી એ અવિસ્મરણીય છે અને ખાસ તો, આ બાબતમા માત્ર ઉપદેશ આપીને જ ચૂપ ન રહેતા તેઓશ્રીએ સંઘને સ્પષ્ટ જણાવ્યું કે આ દિશામા કંઈક પણ નક્કર પગલા ભરવામા આવશે તો જ મારા આત્માને સતોષ થશે, અને તમે પણ કઈક કામ કર્યું ગણાશે મોઢાની વાતોથી કઈ કોઈનું પેટ નથી ભરાતુ અતરમાથી વહેતી આ લાગણીની અસર થઈ. મધ્યમ વર્ગના ઉત્કર્ષ માટે એક ભડોળ એકત્ર થયુ; છતા એમા પોતાને સતોષ થાય એવી પ્રગતિ થતી ન લાગી ત્યારે આ માટે પાચ લાખનું ભડોળ ન થાય ત્યા સુધી દૂધનો ત્યાગ કર્યો આચાર્યશ્રીની આવી પ્રતિજ્ઞાથી આ કાર્યમા વેગ આવ્યો, અને ધારણા મુજબનું ફડ પણ એકત્ર થયુ, અને આમા ખરી મહત્ત્વની વાત તો એક ધર્મગુરુ પોતાના ધર્મના અનુયાયીઓના ઉત્કર્ષ માટે આવી લાગણી બતાવે એ છે કુટુબની રક્ષામા જેમ કુટુંબના વડીલનું વડીલપણુ ચરિતાર્થ થાય, એ જ રીતે આ સંઘનાયકે સઘરક્ષા માટેની આવી ઉત્કટ ઝંખના અને આવી સક્રિયતા દાખવીને પોતાના સઘનાયકપદને ચરિતાર્થ કર્યું ધર્મપરંપરા કે ગુરુપરંપરાનો ઈતિહાસ તો ઘણો લાંબો અને પુરાતન છે, અને આપણી નજર સામેના યુગમા પણ કેટલાય ધર્મનાયકો થઈ ગયા અને કેટલાય વિદ્યમાન છે, પણ સઘ કે સમાજના સુખ-દુખ માટેની આવી ઉત્કટ ઝંખના અને ચિંતાના દાખલા બહુ ઓછા જોવા મળે છે, અને એ બીના જ આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજને નવયુગપ્રવર્તક કે યુગદ્રષ્ટાનુ ગૌરવ આપી જાય છે.

વિ. સં ૨૦૦૯ની શરૂઆતમાં આચાર્યશ્રીના સાનિધ્યમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં વિદ્યાલયના જૂના તેમ જ ચાલુ વિદ્યાર્થીઓ, સભ્યો અને શુભેચ્છકોનું સંમેલન મળ્યું. એમા આચાર્યશ્રીએ શિક્ષણના પ્રચાર માટે તથા વિદ્યાલયના વિકાસ માટે તેમ જ વિદ્યાર્થીઓની સસ્કારિતા માટે દિલ ખોલીને વાતો કરી અને પોતાની ઝખનાને સફળ કરવા જૈન સઘને લાગણીસ્પર્શી ઉદ્ગારોમા અનુરોધ કર્યો

મુંબઈની સ્થિરતા દરમ્યાન માંદગીએ પણ ઠીકઠીક ઉગ્ર રૂપ ધારણ કર્યું. પણ સાથે સાથે, સંઘકલ્યાણ માટે કાયાનો જાણે કસ કાઢી લેવો ન હોય એમ, શરીરની વ્યાધિને પોતાની રીતે કામ કરવા દઈને પણ, આચાર્યશ્રીએ પોતાની સમાજકલ્યાણની પ્રવૃત્તિને પણ એવી જ વેગવાન બનાવી હતી દિવસ-રાત એમને એક જ ખ્યાલ રહેતો કે મારો સમાજ કેવી રીતે ઊંચે આવે? તેઓ આ માટેનો એક પણ નાનોમોટો અવસર ચૂકતા નહીં.

મુંબઈની અઢી વર્ષની આ છેલ્લી સ્થિરતામાં કંઈક સમારંભો યોજાયા, કંઈક પ્રવચનો આપ્યા, કંઈક પ્રવૃત્તિઓ આદરી, કંઈક મુલાકાતો થઈ—એ બધાંયની પાછળનું આચાર્યશ્રીનું ધ્યેય એક જ હતું કે સંઘનો અભ્યુદય કેમ થાય, શાસનની પ્રભાવના કેવી રીતે થાય અને આચાર્યશ્રીનો ધર્મસ્નેહ કંઈ કેવળ જૈન સમાજના ભલા પૂરતો જ મર્યાદિત હતો એવું નથી, તેઓ તો માનવમાત્ર અને જીવમાત્રના કલ્યાણ વાંછુ હતા; અને એ રીતે વિશ્વના સમસ્ત જીવો સાથે મૈત્રી સાધવાની ( मित्ती मे सव्वभूएसु )ની ધર્મઆજ્ઞાને તેઓ જીવનમાં ઉતારવાનો હમેશાં પ્રયત્ન કરતા રહેતા હતા. છેલ્લી અવસ્થામાં, છેલ્લા દિવસોમાં અને છેલ્લી ઘડીઓમાં પણ તેઓ આ જ કાર્ય કરતા રહ્યા, આ જ ભાવના ભાવતા રહ્યા

અને આવી સર્વમંગલકારી ભાવના અને સર્વકલ્યાણકારી પ્રવૃત્તિના ખોળે જ આચાર્યશ્રી મુંબઈમાં ચિરનિદ્રામાં પોઢી ગયા

મુંબઈ નગરીને અને મુંબઈનગરી દ્વારા આખા સંઘને આચાર્યશ્રી જેવા નિર્મળ, શાણા અને હિતચિંતક સંઘનાયકનો જે લાભ મળ્યો તે ઇતિહાસને પાને સોનેરી અક્ષરોથી સદાને માટે અંકિત થઈ રહેશે, અને ધર્મભક્તિ, સંઘરક્ષા અને સમાજસેવાની પ્રેરણા આપતો રહેશે.

આચાર્યપ્રવર જેવા પારસનો સ્પર્શ પામીને મુંબઈનગરી ધન્ય બની ગઈ!

### અન્ય સ્થાનોને લાભ

શ્રી વલ્લભસૂરિજી મહારાજનું મોટા ભાગનું કાર્યક્ષેત્ર ભલે પંજાબ રહ્યું હોય, અને સમાજના ઉત્કર્ષની દૃષ્ટિએ ભલે તેઓએ મુંબઈને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું હોય, છતાં, ગમે ત્યાં રહેવા છતાં, તેઓ આખા દેશના જૈન સંઘના રક્ષણ અને અભ્યુદયની ચિંતા સેવતા રહેતા હતા, એ માટે સમાજને પ્રેરણા આપતા રહેતા હતા અને પોતાની શક્તિ કે સગવડની ચિંતા કર્યા વિના એ માટે પ્રયત્ન કરતા જ રહેતા હતા છેવટે તો પોતે દેશવ્યાપી જૈન સંઘના ધર્મગુરુ છે એમ સમજીને પોતાની જવાબદારીની ક્યારેય ઉપેક્ષા ન થઈ જાય એની તેઓ સતત જાગૃતિ રાખતા રહેતા હતા. સંઘકલ્યાણ અને આત્મકલ્યાણને તેઓએ પોતાના જીવનમાં એકરૂપ બનાવી દીધાં હતા સર્વકલ્યાણકારી યોગસાધના કે સંયમસાધનાનું જ આ પરિણામ હતું ન કોઈથી દ્વેષ, ન કોઈ પ્રત્યે પક્ષપાત, ન કોઈની ઈર્ષ્યા—અસૂયા કે ન કોઈની નિંદા—બદબોઈ

તેથી જ આચાર્ય મહારાજના ધર્મપ્રવર્તનમાં અને સેવાવ્રતમાં સર્વ પ્રદેશો અને સર્વે સંઘોને સમાન આદર અને સ્થાન મળતા હતા આચાર્ય મહારાજના વિહારની અને ચતુર્માસની વિગતો જોઈએ તો એમાં સૌરાષ્ટ્ર, ગુજરાત, મહારાષ્ટ્ર, રાજસ્થાન અને ઉત્તર પ્રદેશનો પણ સમાવેશ થયેલો જોવા મળે છે.

તેઓએ ગુજરાતમા રાધનપુર, પાલનપુર, વડોદરા, અમદાવાદ, સૂરત, ખભાત વગેરે સ્થાનોમા ૧૪ ચતુર્માસ કર્યાં હતા, સૌરાષ્ટ્રમા જૂનાગઢ અને પાલીતાણાની પવિત્ર તીર્થ-ભૂમિઓમા બે ચતુર્માસ કરીને આત્મચિંતનનો વિશેષ લાભ લીધો હતો રાજસ્થાનમા સાદડી, બીકાનેર વગેરે સ્થાનોમા મળીને આઠ, ઉત્તર પ્રદેશમા એક અને મુંબઈ સિવાયના મહારાષ્ટ્રમાં પૂના તથા બાલાપુરમા એક-એક ચતુર્માસ કર્યા હતા શેષકાળમા તે તે પ્રદેશમાના સખ્યાબંધ ગામો–શહેરોને એમના સૌમ્ય છતાં પ્રભાવશાળી વ્યક્તિત્વનો લાભ મળતો રહ્યો હતો. સામાની વાતને સમભાવપૂર્વક સમજવી, શકય હોય તો એનો સ્વીકાર કરવો અને ઇન્કાર કરવાનો વખત આવે તોપણ સામાના દિલને ચોટ ન પહોચે એવી રીતે કરવો આચાર્ય મહારાજના આવા વર્તનમા એમની અહિંસા અને કરુણાની સાધના દેખાઈ આવતી હતી પરિણામે કોઈ લાગણીપૂર્વક કંઈ માગણી કરે તો તે મોટે ભાગે માન્ય જ રહેતી પોતાના ગામ પધારવાની કે અમુક ધર્મકાર્યમા સહકાર આપવાની કોઈની પણ વિનતિનો તેઓ જવલ્લે જ ઇનકાર કરતા અને જેમણે પોતાનુ જીવન સર્વજનવત્સલ બનાવ્યુ હોય તે આવો ઇનકાર કરી પણ કેવી રીતે શકે ?

આચાર્યશ્રી જ્યા જતા ત્યા પોતાનો ધર્મસદેશ લઈને જ જતા સઘમા જામેલા અજ્ઞાન અને અધશ્રદ્ધાના અંધારાને ઉલેચીને અને સકુચિતતા, રૂઢિગ્રસ્તતા અને સાપ્રદાયિક કટ્ટરતાનાં પ્રગતિરોધક બધનોની સામે જેહાદ જગાવીને સઘને સજાગ કરવો એ જ આચાર્ય મહારાજના ધર્મસદેશનો પ્રાણ હતો આ રીતે ધર્મની સેવા થતી હોય તો તેઓ પોતાની સર્વ શક્તિને સહર્ષ સમર્પિત કરતા; અને માત્ર વાદાવાદ થતો હોય કે સમાજની પ્રગતિને રોકી રાખે એવી વાતો ચાલતી હોય ત્યાથી તેઓ સો ગાઉ દૂર રહેતા—સાચા સાધકને સમય અને શક્તિનો આવો વ્યય કર્યો ન જ પાલવે. આ માટે આચાર્ય મહારાજ સદા જાગ્રત રહેતા

આ રીતે ઠેર ઠેર વિચરીને અને સમાજઉત્કર્ષનો સદેશો ફેલાવીને આચાર્યશ્રીએ પોતાના સાધુજીવનને ધન્ય બનાવ્યુ, આચાર્યપદને ચરિતાર્થ કર્યું અને સાધુસમુદાયને માટે એક જ્વલત ઉદાહરણ આપ્યુ.

## અંતિમ વિદાય

મુબઈ તો આચાર્ય મહારાજનું પણ એક પ્રેરક કર્તવ્યક્ષેત્ર હતું. ત્યાની સમાજ-ઉત્થાનની પ્રવૃત્તિનો લાભ આખા દેશને મળતો

આ યુગદ્રષ્ટા સતપુરુષના છેલ્લા વર્ષો મુબઈમા વીત્યા એ વર્ષોની એમની એક એક પળ પોતાની ભાવનાને સફળ બનાવવાની શ્રીસઘને પ્રેરણા આપવામા અને એ માટે પુરુષાર્થ કરવામા વીતી

અને એક દિવસે પુરુષાર્થ કરી કરીને થાકેલી કાયાએ પોતાની કળા સકેલી લીધી આચાર્યપ્રવરનો પવિત્ર આત્મા ઉચ્ચ સ્થાનનો અધિકારી બનીને એ કાયાને છોડી ગયો ! વિ સ ૨૦૧૦ ના ભાદરવા વદિ ૧૦, તા ૨૨–૯–૫૪ નો એ દિવસ. પુષ્પ ખરી પડ્યું પણ એની સુવાસ સસારમા સદાને માટે વિસ્તરી રહી !

આખી મુંબઈ નગરીએ જૈનસમાજના આ ઉપકારી સંતપુરુષને અપૂર્વ અંતિમ વિદાય-માન આપીને પોતાની કૃતજ્ઞતા દર્શાવી.

ભાયખલાની દેવતીર્થની પુનિત ભૂમિ ગુરુતીર્થનું ગૌરવ અનુભવી રહી

## સરસ્વતી-મંદિરો અને સેવામંદિરો

હૃદયમંદિરમાં સરસ્વતીની જ્યોત પ્રગટાવો અને અંતરમાં ધર્મની ઝંખના પ્રગટ્યા વગર નહીં આ ઝંખના સહુને પાવન કરે છે અને આત્મધર્મની ઉપાસનાનો માર્ગ દર્શાવે છે સમાજને આગળ વધારવાના શ્રીગણેશ પણ સરસ્વતીના ચરણોની સેવાથી જ થાય છે જૈન સમાજને આંતર અને બાહ્ય રીતે શક્તિશાળી બનાવવા માટે આચાર્ય શ્રી વિજયવલ્લભ-સૂરિજી મહારાજે નાના-મોટા અનેક સરસ્વતીમંદિરોની સ્થાપના કરી હતી; અને એમ કરીને ધનના વ્યયની દિશામાં સમયાનુરૂપ ફેરફાર કરવાની શ્રીસંઘને પ્રેરણા આપી હતી. અત્યારે અનેક શિક્ષણ સંસ્થાઓ આચાર્યશ્રીની વિદ્યાપ્રસારની ભાવનાના યશોગાન સંભળાવી રહી છે, તેમાંથી કેટલીક આ છે.—

શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ અને એની ચાર શાખાઓ.
શ્રી આત્માનંદ જૈન ગુરુકુળ, ગુજરાનવાલા (હવે પાકિસ્તાનમાં જવાથી સ્મૃતિશેષ થયું.)
શ્રી મહાવીર જૈન વિદ્યાલય, સાદડી
શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલય, વરકાણા

પંજાબમાં લુધિયાના, માલેરકોટલા અને અંબાલામાં શ્રી આત્માનંદ જૈન હાઈસ્કૂલો; હોશિયારપુર અને જંડિયાલાગુરુમાં શ્રી આત્માનંદ જૈન મિડલસ્કુલો, જંડિયાલાગુરુમાં શ્રી આત્માનંદ જૈન પ્રાયમરીસ્કુલ

અંબાલામાં તથા માલેરકોટલામાં શ્રી આત્માનંદ જૈન કૉલેજો
બગવાડામાં શ્રી આત્માનંદ જૈન હાઈસ્કૂલ
રાજસ્થાનમાં ફાલનામાં શ્રી પાર્શ્વનાથ જૈન ઉમેદ કૉલેજ
પાલનપુરમાં શ્રી આત્મવલ્લભ જૈન કેળવણી ફંડ

જૂનાગઢમાં શેઠ દેવકરણ મૂળજી વીસા શ્રીમાળી જૈન બોર્ડિંગ (અત્યારે આ બોર્ડિંગ ધોરાજીમાં ચાલે છે)

આચાર્ય મહારાજ વિ સં ૨૦૦૭માં કદંબગિરિ તીર્થની યાત્રાએ ગયા ત્યારે એ તીર્થના સંચાલકો આગળ એમણે એવી ભાવના જ દર્શાવી હતી કે આવા શાંત વાતા-વરણમાં સાધુઓ માટે વિદ્યાપીઠ અથવા જૈન ગુરુકુળની સ્થાપના થવી જોઈએ.

આ ઉપરાંત આચાર્ય મહારાજની પ્રેરણાથી પંજાબ, ગુજરાત, સૌરાષ્ટ્ર અને રાજસ્થાન-માં છોકરાઓ માટે તેમ જ કન્યાઓ માટે અનેક પાઠશાળાઓ સ્થપાઈ હતી; અનેક પુસ્તકા-લયો, વાચનાલયો અને સાહિત્યપ્રકાશનની સંસ્થાઓ સ્થપાઈ હતી

આવાં સરસ્વતીમંદિરોની સાથોસાથ સેવામંદિરો માટે પણ તેઓશ્રીએ એવી જ પ્રેરણા આપી હતી મુંબઈનું જૈન ઉદ્યોગગૃહ, બીકાનેરની શ્રાવિકા ઉદ્યોગશાલા, વેરાવળનું શ્રી આત્માનંદ જૈન ઔષધાલય, સૂરતનું શ્રી આત્માનંદ જૈન વનિતા આશ્રમ વગેરે

સસ્થાઓ આચાર્યશ્રીની સમાજસેવાની ધગશની સાક્ષી પૂરે છે તેઓની પ્રેરણાથી શ્રી અંતરિક્ષજી, કાપરડાજી, દિલ્લી, અંબાલા અને પાલીતાણામા ધર્મશાળાઓ બની છે

આચાર્યશ્રીની પ્રેરણાથી નવા જિનમદિરો બન્યાં છે, જૂના જિનમદિરોના જીર્ણોદ્ધાર થયા છે, અંજનશલાકા તથા પ્રતિષ્ઠાઉત્સવો થયા છે, તીર્થયાત્રાના સઘો નીકળ્યા છે અને કેટલાક સ્થાનોમા ઉપાશ્રયો પણ બન્યા છે આમ વિદ્યાવૃત્તિ, સેવાવૃત્તિ અને ધર્મસાધનાના નાનામાં નાનાથી લઈને મોટામા મોટાં અને લૌકિક કે વ્યાવહારિકથી માડીને તે લોકોત્તર કે આધ્યાત્મિક સુધીના કાર્યો એ સમયજ્ઞ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવના જાણકાર અને દીર્ઘદર્શી આચાર્યપ્રવરના ઉપદેશ અને પ્રેરણાથી થયા હતાં, અને એ રીતે તેઓએ જૈન સઘના સર્વાગીણ વિકાસ માટે આજીવન અવિરત પુરુષાર્થ કર્યો હતો

## પ્રેરક વ્યક્તિત્વ; થોડાક પ્રસંગો

આચાર્યશ્રીનું આખુ જીવન હૃદયસ્પર્શી પ્રેરક પ્રસગોથી સભર છે નિરાશામાથી આશા પ્રગટે, ક્રૂરતામાથી કરુણા જન્મે, અધર્મમાથી ધર્મને માર્ગે વળવાનુ મન થાય એવા સારમાણસાઈના, નિરભિમાનતા અને નમ્રતાના, કરુણાપરાયણતાના, સમતા, શાતિ અને સ્વસ્થતાના અનેક પ્રસગો આચાર્ય મહારાજના વિમળ, ઉચ્ચ અને ઉદાત્ત જીવનનું પાવનકારી અને પ્રેરક દર્શન કરાવે છે, પણ અહી તો આચાર્યશ્રીના જીવન, કાર્ય અને વ્યક્તિત્વનું સારગ્રાહી ચિત્ર રજૂ કરવાનું હોઈ એ બધાને માટે અહી અવકાશ નથી. સદ્ભાગ્યે આવા અનેક પ્રસંગો "આદર્શ જીવન" વગેરે ગ્રથોમાં સગ્રવાઈ રહ્યા છે. અહીં તો એમાંથી બે–ચારના આછા દર્શન કરી સંતોષ માનીએ

વિ સં. ૧૯૫૭ મા હોશિયારપુરના સઘે આચાર્યપદ સ્વીકારવાનો અતિ આગ્રહ કર્યો, પણ મુનિ વલ્લભવિજયજીએ એનો વિવેક અને નમ્રતાપૂર્વક ઈન્કાર કરીને પોતાની નિર્મોહવૃત્તિની તથા સમુદાયના વય તેમજ દીક્ષાપર્યાય બન્નેમા પોતાથી મોટા સાધુઓ પ્રત્યેની બહુમાન અને આદરની લાગણી દર્શાવી હતી આ પછી ૨૪ વર્ષ બાદ, વિ સ. ૧૯૮૧ મા, લાહોરમાં પંજાબના શ્રીસઘના આગ્રહને વશ બનીને, ખૂબ આનાકાની પૂર્વક તેઓએ આચાર્યપદવીનો સ્વીકાર કર્યો હતો આ પછી પચીસ વર્ષે, વિ સ. ૨૦૦૬ મા, ફાલનામા કૉન્ફરન્સનુ ૧૭મું અધિવેશન મળ્યુ ત્યારે, જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘમા એકતા કરવાનું કામ પાર પડતુ ન લાગ્યુ, ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે જો આપણા સંઘની એકતા સાધવા માટે જરૂર પડે તો હુ મારુ આચાર્યપદ છોડવા તૈયાર છું. પદ તો હતું, પણ એના પ્રત્યે આચાર્યશ્રી આવા નિર્મોહી હતા એમને મન આ પદ એ સત્તાનુ સાધન નહી પણ જવાબદારીનુ કારણ હતુ. આ પદ તેઓએ પૂરા ત્રણ દાયકા સુધી (વિ. સ. ૧૯૮૧ થી ૨૦૧૦ સુધી) પૂરી જવાબદારી પૂર્વક નિભાવી જાણ્યુ

આચાર્ય મહારાજે સમાજઉત્કર્ષની ભાવનામા સાધ્વીસમુદાયના ઉત્કર્ષને ઘણું અગત્યનુ સ્થાન આપ્યું હતું, અને તેથી જ પોતાના આજ્ઞાવર્તી સાધ્વીસમુદાયને શાસ્ત્રાભ્યાસની, શાસ્ત્રપ્રવચનની અને જાહેર વ્યાખ્યાનોની પૂરેપૂરી છૂટ આપી હતી. વિકાસની પ્રેરક અને સૂચક આવી બાબતોનો સાધ્વીસમુદાયને માટે ઈનકાર ભણવો એ શ્રમણ સમુદાયના એક મોટા વર્ગના ધર્માધિકારનો ઈનકાર કરવા જેવી ભૂલ છે, અને જેઓએ

અહિંસા અને કરુણાની સાધનાને પોતાના જીવનવ્રત તરીકે સ્વીકાર કર્યો હોય તેનાથી તો પોતાના વ્રતને ખંડિત થવા દીધા વગર આવી ભૂલ થઈ જ ન શકે આચાર્યશ્રીએ આ ભૂલથી ઊગરી જઈને સાધ્વીસમુદાયને અણુવિકસિત સ્થિતિમા રહેવાથી ઉગારી લીધો હતો

અનેકાંતદૃષ્ટિના નવનીતરૂપ ગુણગ્રાહક દૃષ્ટિ, ઉદારતા અને સહિષ્ણુતા એ આચાર્ય મહારાજના જીવનની બીજી વિશેષતા હતી તેથી જ તેઓ આ મ શ્રી જિનદત્તસૂરિજી, આ મ શ્રી બુદ્ધિસાગરસૂરિજી, આ મ શ્રી વિજયધર્મસૂરિજી (કાશીવાળા) વગેરે પ્રાચીન-અર્વાચીન આચાર્યોની જયતીમા ભાગ લઈ શકયા હતા અને મુક્ત મને એમનો ગુણાનુવાદ કરી શકયા હતા એ જ રીતે સ્થાનકમાર્ગી અને તેરાપંથના સાધુસતો સાથે પણ તેઓ સ્નેહસબધ કેળવી શકયા હતા, અને જૈનેતર વિદ્વાનો, પંડિતો, આગેવાનો અને સતોનો સ્નેહ પણ મેળવી શકયા હતા જૈન સઘના કુસપને મિટાવવા માટે એક બાજુ આ મ શ્રી વિજયપ્રેમસૂરિજી સાથે તો બીજી તરફ મુ શ્રી ધર્મસાગરજી સાથે વિચાર વિનિમય કરી શકયા અને એ મત્રણાઓ સફળ ન થતા પોતાની જાતને તથા શ્રીસંઘને વધુ કડવાશ કે કલેશમાથી બચાવી શકયા તે આવા ગુણોને લીધે જ કોઈ આચાર્ય મહારાજ કે સાધુમુનિરાજ ગમે તે ફિરકા, ગચ્છ કે સમુદાયના હોય, છેવટે તો એ ભગવાન મહાવીરના ધર્મસઘના જ છે એવી વિશાળ દૃષ્ટિ આચાર્યશ્રીમા પ્રગટી હતી તેથી ગમે તે ફિરકા, ગચ્છ કે સમુદાયના સાધુમુનિરાજને તેઓ આત્મીયતાની લાગણીથી જ આવકારતા અને કોઈને જરા પણ માનભંગ થવા જેવુ લાગે એવા વર્તનથી હમેશા દૂર રહેતા. વિવેક, વાત્સલ્ય અને વિનયની રત્નત્રયી આચાર્યશ્રીના સાધુજીવનમા એવી એકરૂપ બની ગઈ હતી કે ક્યારેય એમના વિચાર, વાણી અને વર્તનમા અભદ્રતાનો અશ પણ જોવા ન મળતો આથી જ તેઓ સમતા અને સ્વસ્થતાપૂર્વક નિર્મળપણે સયમની આરાધના કરી શકતા હતા આ મ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ અને એમના સમુદાયના સાથે તો આચાર્ય મહારાજને ખૂબ નીકટનો અને આત્મીયતાભર્યો સબધ હતો વિ. સં ૧૯૯૦ મા અમદાવાદમા મળેલ મુનિસમ્મેલનને સફળ બનાવવામા આ બે શાસનપ્રભાવક આચાર્ય મહારાજોનો ફાળો કેટલો મહત્ત્વનો હતો એ સુવિદિત છે.

વળી, સયમનો સ્વીકાર કર્યો ત્યારથી તે ૮૪ વર્ષ જેવી પાકટ વયે જીવન સંકેલાઈ ગયુ ત્યા સુધી એમના અતરમા તપ, ધર્મક્રિયાઓ અને ધાર્મિક પ્રસંગો પ્રત્યે જે રુચિ હતી તે ઉપરથી જોઈ શકાય છે કે આચાર્યશ્રીની ધર્મપરિણતિ અંતરતમ અંતર સુધી પહોચેલી હતી, અને છતા તપ કે ધર્મક્રિયાઓ પ્રત્યે ઓછો રસ કે આદર ધરાવનાર વ્યક્તિ પ્રત્યે પણ એમને ક્યારેય અણગમો ઊપજતો ન હતો તેથી એમની સાધુતા વિશેષ શોભી ઊઠતી સામી વ્યક્તિનો વાણીથી તિરસ્કાર કરવાને બદલે પોતાના વર્તનથી એને વશ કરી લેવામા જ તેઓ માનતા

સંપ ત્યા જ જંપ, અને પોતાને પણ સંપમા જ શાતિ મળી શકે—આ વિચારથી પ્રેરાઈને આચાર્યશ્રીએ ક્યારેય કાતરનુ કામ કર્યું નહી, અને કુસંપ કે વિરોધનુ નિવારણ કરીને એકબીજાના અંતરને એકરૂપ બનાવવા માટે સોય-દોરાનુ કામ કરવાની એક પણ તક તેઓએ ગુમાવી નહી વ્યક્તિઓ વચ્ચેના, કુટુબમાના, જ્ઞાતિમાના તેમ જ સઘમાના તડાઓ દૂર કરીને સુલેહસપ સ્થાપ્યાના સંખ્યાબંધ પ્રસંગો આચાર્યશ્રીની એકતા અને

સંગઠનની તીવ્ર ઝંખનાની સાક્ષી પૂરે છે. એમના ઉદ્‌ગારોમા આ ભાવનાનાં મોતી ઠેરઠેર વેરાયેલાં જોવા મળે છે

પાલનપુરમાં સંઘમાં મતભેદ જોયો અને આચાર્યશ્રીનો આત્મા કકળી ઊઠયો જેઠ મહિનાના ખળખળતા તાપમા વિહાર કરવા આચાર્ય મહારાજ તૈયાર થઈ ગયા કહે, જ્યા કુસુપ હોય ત્યા રહેવાનુ મારુ કામ નહી સંઘ તરત જ સમજી ગયો

રાજસ્થાનમાં ખિવાણુદીના સંઘમા ઝઘડો જોઈને આચાર્યશ્રીએ કહ્યુ કે તમે ઝઘડો મિટાવો તો જ મારે ગોચરી ખપે ! તરત ઝઘડો મટી ગયો

બુરાનપુરમા આચાર્યશ્રીએ જાણ્યુ કે મા દીકરા વચ્ચે ઘણો ખટરાગ છે, અને મામલો છેક વિલાયતની કોર્ટ સુધી પહોચ્યો છે. આ કલેશ તો મટાડવો જ ઘટે તેઓ ગોચરીએ નીકળ્યા માતા અને દીકરો બંને ગોચરી વહોરવાની વિનતિ કરવા લાગ્યાં આચાર્ય મહારાજે કહ્યું - કલેશવાળા ઘરોમાથી ગોચરી નહીં લઉં. તમે બેય સંપીને સાથે વહોરાવો તો લઈશ વર્ષો જૂનો કલેશ મિનિટોમા દૂર થઈ ગયો

થોડાક બીજા પ્રસંગો જોઈએ—

સને ૧૯૫૪મા વિહાર કરતા મુનિ વલ્લભવિજયજી એક ગામમા જઈ પહોચ્યા જોયુ તો એક મકાનમા બકરો કાપીને લટકાવેલો ! મુનિશ્રીનુ દયાળુ મન ખિન્ન થઈ ગયુ. મન તો ગામ છોડીને ચાલ્યા જવાનુ થયુ, પણ બપોર થઈ ગઈ હતી અને તડકો આકરો હતો. બધા ધર્મશાળાના એક ઓરડામા ઊતર્યા એવામા એક બાઈએ કહ્યુ, મહારાજ, આપે અહીં રહેવા જેવું નથી. અહીં રાત રહેનારનો સામાન ચોરાઈ જાય છે, અને કયારેક તો જાન પણ જાય છે અને આવા કામ ખુદ મારો પતિ કરે છે આપના જેવા સંતોને દુ ખી ન થવું પડે માટે હુ આપને અહીથી ચાલ્યા જવાનુ કહું છુ સાથેના શ્રાવકોએ કહ્યું, ચોરથી ડરીને ચાલ્યા જવાની શી જરૂર છે? એ તો લાગશે એવા દેવાશે પણ શાણા મુનિશ્રીએ કહ્યુ અમારે સાધુઓને તો કશુ ચોરાઈ જવાનો ભય નથી પણ તમે જોખમમા મુકાઓ અને કોઈના જાન-માલનું નુકસાન થાય એ ઠીક નહી અને થાક કે તાપનો વિચાર કર્યા વગર તેઓ ત્યાથી વિહાર કરી ગયા.

ગુજરાનવાલાનું ગુરુકુલ તો સ્થાપ્યુ, પણ એને માટે પૈસાની પૂરી જોગવાઈ થવી જોઈએ આચાર્યશ્રીએ નિયમ કર્યો કે ગુરુકુલ માટે એકલાખ રૂપિયા ભેગા થાય, પછી જ મારે ગોળ ખાડ ખપે કામ તરત પતી ગયું

એક મુસલમાન સજ્જન મુન્શી અબદુલ લતીફ મુનિ વલ્લભવિજયજીના એવા અનુરાગી બની ગયા કે એક દિવસ એમણે વિનતી કરી કે " મહારાજ, આપ જેવા ભાવડાઓના (શ્રાવકોના) ગુરુ છો એવા જ મારા પણ ગુરુ છો, તો મારે ત્યાથી ભિક્ષા કેમ નથી લેતા? બીજુ કંઈ નહી તો હુ આપને માટે ગાયના દૂધની વ્યવસ્થા કરીશ, પછી શો વાંધો ?" મુનિશ્રીએ એમને શાતિથી પોતાનો સાધુધર્મ સમજાવીને એમનું મન જીતી લીધું

અંબાલામા જૈન કોલેજની સ્થાપના થઈ પંજાબનો સંઘ ખૂબ રાજી થયો સંઘના આગેવાનો આચાર્ય મહારાજને માનપત્ર આપવાનો વિચાર કરવા લાગ્યા આચાર્યશ્રીએ

એમને બોલાવીને કહ્યુ. કોલેજને માટે દોઢ લાખ રૂપિયા ભેગા ન કરો ત્યાં સુધી મને માનપત્ર ન ખપે!

વિ સં ૧૯૮૨માં બિનૌલીના હરિજનોએ આવીને આચાર્યશ્રીને કહ્યું, "મહારાજ, હિંદુઓ અમને પાણીને માટે પજવે છે, એ દુઃખ દૂર નહીં થાય તો અમે હિંદુ મટી મુસલમાન બની જઈશુ" આચાર્યશ્રીએ એમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી શ્રાવકોએ તરત એમને એક કૂવો બનાવી દીધો

મુબઈમા ચોપાટી ઉપરની વિરાટ સભા પૂરી થઈ અને બધા વીખરાઈ ગયા એક ભાઈએ આચાર્યશ્રીનો ચરણસ્પર્શ કરીને કહ્યુ મહારાજ, આપ તો મને શેના ઓળખો? પણ મેરઠમા આપના પ્રતાપે, આપે મારા માથે વાસક્ષેપ નાખેલો તેથી, હું ફાસીની સજામાથી બચી ગયો અને અત્યારે સુખી છુ. પણ આચાર્યશ્રીએ તો આથી જરાય ફુલાઈ ગયા વગર રહ્યુ, "ભાઈ, આ તો બધો કર્મોનો ખેલ છે; બાકી તો નિમિત્ત માત્ર છે"

નિર્મળ જીવનસાધના દ્વારા પ્રગટેલી આવી નિર્મોહવૃત્તિ એ જ સાચી સાધુતા

## અમૃતવાણીની થોડીક સરવાણી

અંતરના ઊંડાણમાંથી સવેદનપૂર્વક વહેતી આચાર્ય મહારાજની ભદ્રવાણી જેવી સરળ-સુગમ તેવી જ અંતરસ્પર્શી રહેતી એમાં વાણીની છટાને બદલે સંવેદનની આભા રહેતી, અને સત્યનો પક્ષ લેવા, અન્યાયનો વિરોધ કરવા તેમ જ સૌકોઈના કલ્યાણની આકાંક્ષાને વાચા આપવા એ વહેતી એ અમૃતવાણીનું થોડુક આચમન કરીએ :—

"યુવકોને નાસ્તિક અને વૃદ્ધોને અધશ્રદ્ધાળુ કહેવાથી કશો અર્થ સરવાનો નથી બનેના હાથ મેળવી સમયને, દેશકાળને ઓળખીને તેમને અને જગતને બતાવી આપવાનુ છે કે જૈનધર્મ શ્રેષ્ઠ છે મોક્ષ એ કઈ કોઈનો ઇજારો નથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ દરેક જો વીતરાગ બને તો મોક્ષ મેળવી શકે છે" (વિ સ ૧૯૮૫, અમદાવાદ)

"આપણા દેશની આઝાદીમા આપણા સૌનુ કલ્યાણ છે આઝાદીને માટે હિંદુ—મુસ્લિમ—શીખની એકતા જરૂરી છે આ એકતા આપણે ગમે તે ભોગે સાધવી પડશે જ આપણા દેશમા એકતા સ્થપાય તો વિશ્વશાતિમા આપણા દેશનુ સ્થાન અનેરુ બનશે તેની ખાતરી રાખશો હિંદુ નથી ચોટીવાળા જન્મતા, મુસલમાન નથી સુન્નતવાળા જન્મતા, શીખ નથી દાઢીવાળા જન્મતા જન્મ લીધા પછી જેવા જેના સંસ્કાર અને જેવા જેના આચાર તેવો તેને રગ ચઢે છે આત્મા તો બધામા એક જ છે સર્વે મોક્ષના અધિકારી છે સર્વે સરખા છે આપણે બધા એક જ છીએ" (વિ સ ૨૦૦૨, માલેરકોટલા)

"સસારનો ત્યાગ કરી, આ વેશ પહેરી, ભગવાન મહાવીરની જેમ અમારે અમારા જીવનની પળેપળનો હિસાબ આપવાનો છે આત્મશાંતિ અને આત્મશુદ્ધિ તો મળતાં મળશે, પણ સમાજ, ધર્મ અને દેશના ઉદ્યોતમાં આ જીવનમા જે કાંઈ ફાળો આપી શકાય તે આપવાનુ કેમ ભૂલી શકાય?" (વિ સ ૨૦૦૧, લુધિયાના)

"મને બધા ઓળખે છે મારી પાસે ઘણુ કામ છે મારા આત્માને જે વાત કલ્યાણકારી લાગે છે એ હું નિર્ભયતાપૂર્વક કરું છુ આમા કોઈની રોકટોકને નથી માનતો, કારણ કે પ્રવર્તકજી શ્રી

કાંતિવિજયજી મહારાજ અને શાંતમૂર્તિ હંસવિજયજી મહારાજની મારા ઉપર છત્રછાયા છે મારા પંજાબની અને આખા ભારતવર્ષના સંઘની ઉન્નતિ થાય એ જ મારું ધ્યેય છે અને એ જ અંત સમય સુધી રહેશે" (વિ સં. ૧૯૮૬, પાનસર)

"મેં સાંભળ્યું છે કે પૂનાના સંઘના લોકો અંદરઅંદર બહુ ઝઘડે છે, આટલું જ નહીં, એવું પણ સાંભળ્યું છે કે એક પક્ષના લોકોએ જ મારું સ્વાગત કરવાનું નક્કી કર્યું છે પણ તમારે જાણવું જોઈએ કે જ્યાં સંઘમાં ઝઘડા હોય છે ત્યાં જવાનું હું ત્યારે જ પસંદ કરું છું કે જ્યારે સંઘના ઝઘડા મટી જાય" (વિ સં ૧૯૮૬, ખડકી)

"અત્યારે હજારો જૈન કુટુંબો પાસે ખાવા પૂરતું અન્ન નથી, પહેરવા પૂરતા કપડાં નથી, માંદાની સારવાર માટે અને પોતાના બાળકોને ભણાવવા માટે પાસે પૈસો નથી આજે મધ્યમ વર્ગનાં આપણાં ભાઈ-બહેન દુઃખની ચક્કીમાં પિસાઈ રહ્યા છે એમના પાસે થોડા ઘણા ઘરેણા હતાં એ તો વેચાઈ ગયા, હવે તો તેઓ વાસણ પણ વેચવા લાગ્યા છે કેટલાક તો દુઃખના લીધે આપઘાત કરવાની પરિસ્થિતિમાં પહોંચી ગયા છે, આ બધા આપણાં જ ભાઈ-બહેન છે એમની સ્થિતિ સુધારવાની જરૂર છે જો મધ્યમ ગરીબ વર્ગ જીવતો રહેશે તો જૈન જગત પણ ટકી રહેશે ધનિક વર્ગ લહેર કરે અને આપણા સહધર્મી ભાઈઓ ભૂખે મરે એ સામાજિક ન્યાય નહીં પણ અન્યાય છે" (વિ સં ૨૦૦૮, મુંબઈ)

"સાધર્મિક વાત્સલ્યનો અર્થ કેવળ મિષ્ટાન્ન ખવડાવવું એવો જ નથી, પરંતુ સાધર્મિક ભાઈઓને કામે લગાડીને એમને પગભર બનાવવા એ પણ સાચું સાધર્મિક વાત્સલ્ય છે" (વિ સં. ૨૦૦૭, જૂનાગઢ)

"સેવા, સ્વાવલંબન, સંગઠન, શિક્ષણ અને જૈન સાહિત્યનું પ્રકાશન તથા એનો પ્રચાર—આ પાંચ બાબતો ઉપર જ જૈન સમાજની ઉન્નતિનો આધાર છે" (વિ સં ૨૦૦૯, મુંબઈ)

"બને કે ન બને, પણ મારો આત્મા એમ ચાહે છે કે સાંપ્રદાયિકતા દૂર થાય અને જૈન સમાજ શ્રી મહાવીરસ્વામીના નેજા નીચે એકત્રિત થઈને શ્રી મહાવીરસ્વામીની જય બોલે. અને જૈન શાસનની વૃદ્ધિને માટે જૈન વિશ્વ વિદ્યાલય નામે એક એવી સંસ્થા સ્થાપિત થાય કે જેમાં પ્રત્યેક જૈન શિક્ષિત થાય; અને ધર્મને બાધ ન આવે એવી રીતે રાજ્યાધિકારમાં જૈનોનો વધારો થાય પરિણામે બધા જૈન શિક્ષિત થાય અને એમને ભૂખનું દુઃખ ન રહે શાસનદેવ મારી આ બધી ભાવનાઓને સફળ કરે એ જ હું ઇચ્છું છું." (વિ સં ૨૦૦૯, મુંબઈ)

## અંજલિ

**આચાર્યશ્રીનો સ્વર્ગવાસ એ કેવળ જૈન સંઘની જ નહીં પણ દેશની ખોટ બની ગયો હતો. વર્તમાનપત્રોએ, સંસ્થાઓએ અને જુદાજુદા વિભાગના આગેવાનોએ આ ખોટનું સંવેદન ઝીલીને એમને ભાવભરી અંજલિ આપી હતી. થોડીક અંજલિઓ જોઈએ :—**

"આચાર્યશ્રીના કાળધર્મના સમાચાર જાણીને અમને ઘણો શોક થયો છે રાજનગરના અખિલ ભારતીય મુનિસમ્મેલનની સફળતા પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ તથા આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ એ બન્નેના અન્યોન્ય સંપૂર્ણ સહકારને લીધે જ થઈ હતી"

**—આ મ શ્રી વિજયોદયસૂરિજી તથા આ. મ. શ્રી વિજયનંદનસૂરિજી.**

"આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી સમન્વય, સદ્ભાવના અને એકતાના હામી હતા. જૈનોમાં એમના જેવી એકતા માટેની ભાવના અને કોશિશ બીજે બહુ ઓછી જોવા મળે છે છેલ્લા કેટલાક વખતથી તેઓ આ માટે રાતદિવસ પ્રયત્ન કરતા હતા મારી એમની સાથે મુલાકાત થઈ અને અડધો કલાક એમની સાથે વાત થઈ તેથી લાગ્યું કે એમના મનમા એકતાની સાચી ધગશ છે એમની આ સમન્વયમૂલક ભાવના મારા હૃદયમા વધારે ઊડી ઊતરી અને એમના પ્રત્યે મને જે આદરની લાગણી હતી એમા વધારો થયો"—**આચાર્ય શ્રી તુલસી.**

"તેઓએ ઠેર ઠેર શિક્ષણસસ્થાઓ સ્થાપીને જૈન સમાજના મધ્યમ વર્ગમા શિક્ષણનો પ્રચાર કરવામા ઘણો પરિશ્રમ કર્યો હતો એ વાત સૌકોઈ જાણે છે કે તેઓ સપ્રદાયનુ અભિમાન રાખવાને બદલે સૌની સાથે સમભાવ રાખતા હતા તેથી જ જૈનોની જેમ જૈનેતરોને પણ એમના માટે પૂજ્યભાવ હતો એટલા માટે જ એમના જવાથી એમને જાણનાર પ્રત્યેક માનવીના મનમા દુ ખની લાગણી પેદા થઈ છે"—**શ્રી કેદારનાથજી**

"આચાર્ય વિજયવલ્લભસૂરિ આ સદીની સતપરપરામા યુગપુરુષ અને અસાધારણ જનસેવાને વરેલા સર્વોત્તમ સત હતા એમની પ્રેરણા, એમની લોકસેવા અને એમની અર્હદ્ભક્તિ સદા અમર રહેશે એકતા, સમાજસગઠન, મધ્યમ વર્ગની સ્થિતિની સુધારણા વગેરે પવિત્ર કાર્યો એ જ એમના જીવનના મુખ્ય ઉદ્દેશ હતા જૈન વિશ્વવિદ્યાલયની સ્થાપના એ એમની સાધનાનુ અજોડ ધ્યેય હતુ"
**—મુનિ શ્રી સુશીલકુમારજી.**

"આવા યુગાવતારી પુરુષો દુનિયામા આવીને સતત કર્તવ્યપરાયણ જીવન પૂર્ણ કરીને પરલોક સિધાવે છે અને આખી દુનિયાને કર્તવ્યની યાદ આપતા જાય છે"

**—આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજી.**

**વિશ્વકલ્યાણની વ્રતધારી એ વદનીય વિભૂતિને આપણી હાર્દિક વદના હો!***

## સમતાના સાગર પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ

સમતારસ ભરપૂર એક સાધુપુરુષનુ અતર મહુવામાં શ્રી મહાવીરસ્વામીની પ્રતિમાનાં દર્શન કરીને દ્રવવા લાગે છે—

"લૌકિક પથ મે પરિહર્યો, મારે તુમરો પથ પ્રમાણ;
તન મન વચને માનીયો, દિજો સુગુણ ગુણાવલી દાન"

એ સતપુરુષને દુનિયાની નામના, કીર્તિ, સપત્તિની કોઈ લાલસા નથી, ઇંદ્રિયસુખોપભોગની કોઈ વાસના એમને સ્પર્શી શકતી નથી એમને તો એક જ ઝંખના છે જીવનમા સદ્ગુણોનો સંચય કરવાની, એ માટે જ એ પોતાના ઇષ્ટદેવને અતરથી વીનવે છે: 'દિજો સુગુણ ગુણાવલી દાન' આ ગુણોની પ્રાપ્તિ માટે તો એ સસારી મટી ત્યાગી બન્યા છે; અને ત્યાગી બનીને ત્યાગીઓના શિરોમણિ બન્યા છે અને ભલભલા સાધકોને લાબી અને આકરી સાધનાને અતે પણ જે ગુણવિભૂતિ મળવી દુર્લભ હોય છે, એવી

* આ પરિચયની સામગ્રી મેળવવામા મેં શ્રી કૃષ્ણલાલ વર્મા તથા શ્રી ફૂલચદ હરિચદ દોશી 'મહુવાકર' લિખિત 'આદર્શ જીવન' નામે શ્રી આત્માનદ જૈન સભા પજાબ, અબાલા તરફથી પ્રગટ થયેલ ગ્રંથનો ઉપયોગ કર્યો છે, તે બદલ હુ એ બન્ને લેખક મહાનુભાવોનો ખૂબ આભારી છુ—લેખક

સમતા, ક્ષમતા, સરળતા, સહનશીલતા, સંયમરંગ, સેવાપરાયણતા અને શીલ–પ્રજ્ઞા જેવી ગુણવિભૂતિ પોતાને સહજપણે મળી હોવા છતાં એમને એટલાથી સંતોષ નથી. એ તો પ્રભુના માર્ગે આગળ અને આગળ વધવા અને પોતાના જીવનને વધુ ને વધુ વિમળ અને શ્રેયસ્કર બનાવવા ઝંખે છે આવી વિરલ ગુણવિભૂતિના અધિકારી પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ આદર્શ ક્ષમાશ્રમણ સંતપુરુષ થઈ ગયા વિદ્યાલયના ઉત્કર્ષ માટેની એમની લાગણી અને સેવાઓ ન વીસરી શકાય એવી છે

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની અને આ સંતપુરુષની જન્મભૂમિ એક જ વડોદરા શહેર; બન્નેનું સંસારી નામ પણ જોગાનુજોગ એક જ હતું છગનલાલ એમનો જન્મ વિ સં ૧૯૦૭મા થયેલો જ્ઞાતિ દશા શ્રીમાળી પ્રબળ ત્યાગભાવનાથી પ્રેરાઈને વિ. સં. ૧૯૩૫મા ૨૮ વર્ષની ભરયુવાન વયે તેઓએ અંબાલામા પૂજ્ય આત્મારામજી મહારાજ પાસે દીક્ષા લીધેલી બાવીસ વર્ષના દીક્ષા પર્યાય બાદ વિ સં ૧૯૫૭ માં, પચાસ વર્ષની ઉંમરે, એમને પ્રવર્તકપદ આપવામા આવ્યુ હતું પદવીનો એમને ક્યારેય મોહ ન હતો, એટલે સમુદાયમા એમનુ સ્થાન વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને ચારિત્રવૃદ્ધ મુનિવર તરીકે એક વડીલ તરીકેનુ હોવા છતા, તેમ જ ગંભીર, ઠરેલ, શાણી, સૌનુ હિત ચાહનારી અને સર્વવત્સલ પ્રકૃતિ હોવાને કારણે સૌકોઈને એમના પ્રત્યે ખૂબ આદર-બહુમાનની લાગણી હોવા છતા, એમણે ક્યારેય પદવીની આકાક્ષા કરી ન હતી. નિર્મળ સંયમયાત્રા દ્વારા સમતાની પ્રાપ્તિ એ જ એમનુ જીવનધ્યેય હતું.

પ્રાચીન જ્ઞાનભંડારોની સુરક્ષા અને સુવ્યવસ્થા, નવા જ્ઞાનમંદિરોની સ્થાપના એ જાણે એમનો જીવનરસ હતો એને લીધે વડોદરા, છાણી, લીંબડી અને પાટણના જ્ઞાનભંડારો સુરક્ષિત બન્યા અને નવા પણ સ્થપાયા જ્ઞાનરક્ષાના આ કાર્યની પરંપરા તેઓના સુશિષ્ય પૂજ્ય મુનિરાજ શ્રી ચતુરવિજયજીએ સાચવી હતી, અને પૂજ્ય ચતુરવિજયજી મહારાજના જ્ઞાનમૂર્તિ શિષ્યરત્ન આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજે તો જ્ઞાનભંડારોની સાચવણી, પ્રાચીન પ્રતોનો ઉદ્ધાર અને જ્ઞાનોપાસનાને પોતાનું જીવન જ સમર્પિત કર્યું છે. જ્ઞાનભંડારો અને પ્રાચીન હસ્તપ્રતોની સાચવણીના ઇતિહાસમા એક જ પરંપરાના આ ત્રણ મુનિવરોની સેવાઓ સદા સ્મરણીય બની રહેશે

પ્રવર્તકજી મહારાજે પંજાબ, ગુજરાત, મારવાડ, સૌરાષ્ટ્ર, મહારાષ્ટ્ર આદિ પ્રદેશોનો વિહાર કરીને એ પ્રદેશમા પોતાની સૌમ્યતાભરી નિર્મળ સાધુતાની સુવાસ ફેલાવી હતી જે કોઈ વ્યક્તિ એમના પરિચયમા આવતી તે એમની પ્રશાંત સાધુતાથી પ્રભાવિત થયા વગર ન રહેતી આમા આપણા દેશના ડૉ દેવદત્ત રામકૃષ્ણ ભાડારકર અને પરદેશના ડૉ હર્મન યાકોબી જેવા વિદ્વાનનો પણ સમાવેશ થતો પંડિતવર્ય શ્રી સુખલાલજી, મુનિ શ્રી જિનવિજયજી, શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ, શ્રી ઉમાશંકર જોશી જેવા વિદ્વાનો એમના પ્રત્યે ખૂબ આદર રાખતા

એમનામા સેવાભાવ અને કરુણાભાવ એવો હતો કે જરૂર લાગે તો ગૃહસ્થ બીમારની સેવા કરતા પણ તેઓ અચકાતા નહી અને એમની પાસે કામ કરતા લહિયાઓ-કે વિદ્વાનોની તો તેઓ કુટુંબના વડીલ તરીકે જ સંભાળ રાખતા અવિવેકી થવું નહીં અને અસત્ય કે અન્યાય સામે નમતુ જોખવું નથી; એવી સૌમ્યભાવ અને સત્યપ્રિયતાની

સમતુલા એમના જીવનમા સધાઈ હતી આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી અને સમુદાયના અન્ય મુનિરાજો માટે તેઓ પૂછયાઠેકાણુ હતા આદર્શ શિરછત્રની ગુણિયલતા એમના જીવનમા સહજપણે વિકસી હતી

વિ સં. ૧૯૫૭મા મુનિ શ્રી વલ્લભવિજયજીને આચાર્ય પદવી આપવાની વાત આવી ત્યારે એમણે, સમુદાયનું હિત વિચારીને, એ વાત હમણાં જતી કરવાનું સૌમ્યભાવે સહુને સમજાવ્યું હતુ તેઓ ઓછાબોલા અને કર્તવ્યપરાયણ સંતપુરુષ હતા. વાણીનો વિલાસ એમને કયારેય ખપતો નહીં. પોતાની એક સજ્ઝાયમાં એમણે જીભને ઉદ્દેશીને પોતાની લાગણી વ્યક્ત કરતા સાચું જ કહ્યું છે કે—

"રસના તું છે ચોર ધુતારી, સવિ જગને ઠગનારી."

જીભાજોડી કે વાદાવાદથી સર્વથા દૂર રહેવાની પ્રકૃતિને કારણે તેઓ એક આદર્શ સંતપુરુષની જેમ પોતાના વિચાર, ઉચ્ચાર અને આચારમાં સમરૂપતા સાધી શકયા હતા.

આ સંત મુનિવરનો વિ સં ૧૯૯૮માં, ૯૧ વર્ષની વૃદ્ધ ઉંમરે, પાટણમાં સ્વર્ગવાસ થયો એ ક્ષમાશ્રમણને આપણી ભાવભરી વંદના હો !

## કર્તવ્યનિષ્ઠ પૂજ્ય આચાર્ય શ્રી વિજયલલિતસૂરિજી મહારાજ

ગુરુની સેવા માટે પોતાના સર્વ શક્તિ અને સમયને હર્ષપૂર્વક સમર્પિત કરીને પોતાના શિષ્યપદને અને સાધુપદને કૃતકૃત્ય કરનાર આચાર્ય શ્રી વિજયલલિતસૂરિજીનો શ્રીમહાવીર જૈન વિદ્યાલયના વિકાસમા અને એને પગભર બનાવવામા કલ્પી ન શકાય એટલો ફાળો છે વિ. સં ૧૯૭૨ના મુંબઈના ચતુર્માસ દરમ્યાન તેઓએ તથા પૂજ્ય પંન્યાસ (પછીથી ઉપાધ્યાય) શ્રી સોહનવિજયજીએ મકાન ફંડની જે શુભ શરૂઆત કરાવી તેથી એ કામ સુગમ બની ગયુ ત્યાર પછી વિ સં. ૧૯૭૯મા, ખરે અણીને વખતે, પોતાના ગુરુવર્યની આજ્ઞાથી વિદ્યાલય માટે છેક પંજાબથી ઝડપથી વિહાર કરી મુંબઈ પહોચ્યા અને પૂજ્ય પંન્યાસ ઉમંગવિજયજી ( પછીથી આચાર્ય વિજયઉમંગસૂરિજી )ની સાથે રહીને જે કામ કર્યુ એણે વિદ્યાલયને મુસીબતમાથી ઉગારી લઈને એને સુદૃઢ કરવામા ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો એમ કહેવું જોઈએ

એ વખતે વિદ્યાલયને પૈસાની ભીંસ હતી, અને દાક્તરીલાઈનના અભ્યાસને નિમિત્તે વિદ્યાલયની સામે ઝંઝાવાત ઊભો થયો હતો. આ બંને મુસીબતોમાં પંન્યાસ શ્રી લલિતવિજયજીની સેવાઓ ખૂબ ઉપયોગી નીવડી હતી એ અરસામા મુખ્યત્વે એમની જ પ્રેરણાથી શેઠ શ્રી વાડીલાલ સારાભાઈએ વિદ્યાલયને એક લાખ રૂપિયા જેવી મોટી રકમ ભેટ આપી હતી

પંજાબની વિભૂતિ પૂજ્ય આત્મારામજી મહારાજના અંગત મંત્રી તરીકેની જવાબદારી બજાવવાનું કામ ગુજરાતના સંત પૂજ્ય વિજયવલ્લભસૂરિજી મહારાજે કર્યું હતું; તો શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના અંગત મંત્રીનુ કામ પંજાબના મુનિ શ્રી લલિતવિજયજીએ સંભાળ્યું હતું શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની સમાજઉત્કર્ષ અને શિક્ષણપ્રસારની યોજનાને મૂર્ત કરવામા આ મુનિશ્રીનો ફાળો અસાધારણ હતો.

આ મુનિવરનુ મૂળ વતન પંજાબમાં ગુજરાનવાલા જિલ્લાનું ભાખરિયારી ગામ વિ. સ ૧૯૩૭મા એમનો જન્મ નામ લક્ષ્મણદાસ પિતાનુ નામ દૌલતરામ તેઓનુ કુટુબ શૈવધર્મી હતું. તેઓ એમના પિતાના એકના એક સ તાન હતા પિતાનુ છત્ર નાનપણમા જ હરાઈ ગયુ તેથી તેઓ જૈનધર્મી ઓસવાલ લાલા બૂડામલ ભગતને ત્યા ઊછર્યા એટલે ધીમે ધીમે એમનુ વલણ જૈનધર્મ તરફ ઢળતું ગયુ વિ સ ૧૯૫૪મા એમણે પજાબમા નારોવલ ગામમા મુનિ શ્રી વલ્લભવિજયજી પાસે દીક્ષા લીધી નામ લક્ષ્મણવિજયજી રાખ્યું તેઓ રામના હનુમાનની જેમ મુનિ શ્રી વલ્લભવિજયજીના અનન્ય સેવક બની ગયા. તેઓને વિ સં ૧૯૭૬મા બાલીમા પન્યાસપદ અને વિ સં ૧૯૯૩મા વીસલપુરમા આચાર્યપદ આપવામા આવ્યુ હતું.

તેઓ શાસ્ત્રના અભ્યાસી અને પ્રભાવશાળી વક્તા તેમ જ સગીતના પણ જાણકાર હતા તેઓએ જુદે જુદે સ્થાને વિહાર કરવા છતા એમનુ મુખ્ય કાર્યક્ષેત્ર મારવાડ હતું. અને મારવાડના પછાત સમાજનો ઉદ્ધાર કરવામા એમણે ખૂબ પુરુષાર્થ કર્યો હતો તેથી જ તેઓને 'મરુધરદેશોદ્ધારક'નુ સાર્થક બિરુદ મળ્યું હતુ

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજે ગુજરાનવાલાના ગુરુકુલ માટે એક લાખ રૂપિયા ભેગા ન થાય ત્યા સુધી ગોળ-ખાંડ નહીં વાપરવાનો નિયમ કરેલો. અડસઠ હજારે ફાળો અટકી ગયો હતો મુનિ શ્રી લલિતવિજયજી એ વખતે મુબઈમા હતા એમના જેવા ગુરુભક્તથી આ સહન કેમ થાય? એમણે, પોતાની પ્રેરણાથી અજૈનમાથી જૈન બનેલ શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસને વાત કરી એ ભાઈએ તરત જ બત્રીસ હજાર રૂપિયા આપીને આચાર્ય મહારાજનો સંકલ્પ પૂરો કર્યો.

ગુરુ પ્રત્યેની ભક્તિ અંગે તો તેઓ કહેતા કે ગુરુમહારાજના મારા ઉપર એટલા બધા ઉપકાર છે કે જો એમની આજ્ઞાનુ પાલન કરતા કદાચ આ દેહ પડી જાય તોપણ એનો બદલો વળી શકે એમ નથી પોતાનું સર્વસ્વ ગુરુચરણે સમર્પણ કરવું એ જ એમનો જીવનઆનદ હતો વરકાણાનુ શ્રી પાર્શ્વનાથ વિદ્યાલય એ ગુરુપ્રેરણાથી આ મુનિવરે કરેલ અવિરત પ્રયત્નનુ જ પરિણામ છે ફાલનામા સ્થપાયેલ જૈન કૉલેજના પાયામા પણ એમનો પરસેવો પડેલો છે

આ ગુરુભક્ત અને કર્તવ્યનિષ્ઠ આચાર્ય મહારાજ વિ સ. ૨૦૦૬મા સ્વર્ગવાસી થયા એમની સેવાની યશોગાથા સૌને સેવાની પ્રેરણા આપતી રહેશે આચાર્યશ્રીને આપણી અનેકાનેક વદના હો!

પૂજ્ય ઉપાધ્યાયશ્રી સોહનવિજયજી મહારાજ, તથા પૂજ્ય આચાર્ય શ્રી વિજયઉમંગ-સૂરિજી મહારાજ અને વિદ્યાલયને માટે મમતા દર્શાવનાર અને પ્રયત્ન કરનાર સર્વ સાધુ-મુનિવરોને પણ આ પ્રસંગે આપણે આપણી ભાવભરી અજલિ અર્પણ કરીએ.

બે હાથ ભેગા થાય તો તાળી પડે પ્રેરક સતો અને કાર્યકર સદ્ગૃહસ્થોનો સુમેળ સધાય તો સત્કાર્યનો જન્મ થાય વિદ્યાલયનો ઇતિહાસ કહે છે કે એની સ્થાપના માટે પ્રેરણા આપનાર સાધુપુરુષની પ્રેરણાને હોશે હોશે ઝીલનાર આગેવાનો જોઈએ તેટલા મળી આવ્યા, અને એ બધાના પુરુષાર્થને બળે વિદ્યાલયની સ્થાપના થઈ અને એમને

મળેલા શ્રીસંઘના ઉદાર સહકારને બળે વિદ્યાલયનો, બીજના ચંદ્રની જેમ, ઉત્તરોત્તર વિકાસ થયો. આવા થોડાક કાર્યકર મહાનુભાવોનું આ પ્રસંગે પુણ્યસ્મરણ કરીએ.

## વિદ્યાલયના પ્રાણ શ્રી મોતીચંદભાઈ કાપડિયા

પ્રાણ વગર શરીર ન ચાલે. જેવું શરીરનું એવું જ સંસ્થાનું. કોઈ ને કોઈકે તો સંસ્થાના પ્રાણ બનવું જ પડે છે, તો જ સંસ્થા ટકી રહે છે અને વિકાસ સાધી શકે છે. એમ કહેવું જોઈએ કે સ્વ. શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયા વિદ્યાલયના પ્રાણ બન્યા હતા; અને સાથે સાથે વિદ્યાલય પણ એમને મન શ્વાસ અને પ્રાણ સમું વહાલું બની ગયું હતું. પ્રવૃત્તિઓની ગમે તેટલી જંજાળ હોય પણ સૌ કામ મૂકીને વિદ્યાલયનું કામ પહેલું. વિદ્યાલય સાથે એમણે એવી મહોબ્બત કેળવી હતી. વિદ્યાલયની સ્થાપનાથી લઈને તે પોતાની જિંદગીના અંત સુધી એમણે વિદ્યાલયની બજાવેલી સેવાઓ વિદ્યાલયના તથા સમાજ-સેવાના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે અંકિત થઈ રહે એવી છે.

શ્રી મોતીચંદભાઈનો જન્મ વિદ્યા અને સંસ્કારિતાની ભૂમિ ભાવનગરમાં વિ. સં. ૧૯૩૬, માગસર વદિ ૨, તા. ૭-૧૨-૧૮૭૯માં થયો હતો. એમનાં માતાનું નામ સમરત બહેન. પિતાનું નામ ગિરધરભાઈ. કુટુંબનું વાતાવરણ જ ધર્મ અને વિદ્યામય હતું, એટલે બચપણથી જ એમને ધર્મ તરફની પ્રીતિ અને અધ્યયન તરફની રુચિનું વરદાન મળ્યું હતું.

બી. એ. સુધીનો અભ્યાસ એમણે ભાવનગરમાં કર્યો. કેવળ કૉલેજના પાઠ્યપુસ્તકોના અધ્યયનથી સંતુષ્ટ થાય એવું એમનું મન ન હતું. વિદ્યા પ્રત્યેની વ્યાપક રુચિએ એમને દેશ-પરદેશના જુદાજુદા વિષયોના સાહિત્યના પરિશીલન તરફ પ્રેર્યા—ખાસ કરીને ધર્મ અને તત્ત્વજ્ઞાનના સાહિત્ય તરફ તેઓ વિશેષ આકર્ષાયા, અને તેમાંય જૈનધર્મના સાહિત્યનું ઝીણવટપૂર્વક અધ્યયન કરવાનો એમને વિશેષ સુયોગ સાંપડ્યો, કારણ કે આ બધો સમય દરમ્યાન એમને જૈનધર્મના મર્મજ્ઞ વિદ્વાન અને એમના કાકા શ્રી કુંવરજી આણંદજીનો સતત સંપર્ક મળતો રહ્યો.

એમના સાહિત્યસર્જનની તવારીખ તપાસતાં એ પણ સ્વીકારવું પડે છે કે એમનામાં લેખક તરીકેની પ્રતિભાનો ઉન્મેષ યૌવનના આરંભથી જ થવા લાગ્યો હતો. એમણે ફક્ત વીસ વર્ષની વયે શ્રી સિદ્ધર્ષિગણિવિરચિત સંસ્કૃત 'શ્રી ઉપમિતિભવપ્રપંચકથા' જેવા સંસ્કૃત મહાગ્રંથના પીઠબંધરૂપ પહેલા પ્રસ્તાવનો અનુવાદ કર્યો હતો.

બી. એ. થઈને તેઓ એલ.એલ.બી.નો અભ્યાસ કરવા મુંબઈ ગયા, અને સને ૧૯૧૦માં વકીલાતની પરીક્ષા પાસ કરીને સોલિસિટર થયા. હવે તો એમણે મુંબઈમાં જ સ્થિર થવાનો નિર્ણય કર્યો અને કાયદાશાસ્ત્રી શ્રી દેવીદાસ જેકિસનદાસ દેસાઈની સાથે મળીને મેસર્સ મોતીચંદ એન્ડ દેવીદાસ નામની સોલિસિટરની પેઢી શરૂ કરી. હૃદય તત્ત્વપ્રેમી હતું, બુદ્ધિ સત્યશોધક હતી અને વૃત્તિ નાનું કે મોટું દરેક કામ પૂરી નિષ્ઠા, એકાગ્રતા અને ચોકસાઈથી કરવાની હતી, એટલે કાયદાના સલાહકાર તરીકે આ પેઢીને અને શ્રી મોતીચંદભાઈને ખૂબ નામના મળી.

પણ ધીકતી વકીલાતના જોરે ચાલતી પૈસાની ટંકશાળથી સંતુષ્ટ થાય એવો શ્રી મોતીચંદભાઈનો આત્મા ન હતો. એમને તો જીવનના બધાય સુંદર પાસાઓનો આસ્વાદ

લેવો હતો; વિદ્યાગગાનું પુણ્યસ્નાન કરવું હતું; સમાજ અને દેશની સેવા કરવી હતી અને ધર્મામૃતનું પણ પાન કરવું હતું તેમાય ધાર્મિકતા એ શ્રી મોતીચદભાઈનો શ્વાસ હતી, અને એમની વ્યાવહારિક કે પારમાર્થિક એકેએક પ્રવૃત્તિમાં હંમેશા વિશાળ ધાર્મિકતાનો પ્રાણ ધબકતો રહેતો પણ શ્રી મોતીચદભાઈની ધાર્મિકતાને રૂઢિચુસ્તપણાએ જન્માવેલી સંકુચિતતાના સીમાડા ક્યારેય મજૂર ન હતા અલબત્ત, તેઓ ક્રાંતિવીર ન હતા, પણ મધ્યમમાર્ગી સુધારક હતા, અને વિસર્જન કરતા સર્જનમા પોતાના સમય અને શક્તિનો ઉપયોગ કરવામા એમને વિશેષ રસ હતો

એક બાજુ ભારે જવાબદારીથી ભરેલો અને ખૂબ સમય અને શક્તિનો ભોગ માગી લે એવો વકીલાતનો ધધો હતો, અને બીજી બાજુ જાહેરજીવનની સખ્યાબધ પ્રવૃત્તિઓ પણ સમય અને શક્તિનો એટલો જ હિસ્સો માગતી હતી કહેવુ જોઈએ કે શ્રી મોતીચંદભાઈએ પોતાના જીવનમા ધધો અને સેવા એ બન્નેની સમતુલા જાળવી જાણી હતી, એટલું જ નહીં છેવટે સેવાના પલ્લાને નમતું બનાવીને પોતાના જીવનને કૃતાર્થ બનાવ્યુ હતુ

એમના જાહેરજીવનના અનેક પાસા છે. રાષ્ટ્રીય, ધાર્મિક તેમ જ સમાજસેવાની અને સાહિત્યસેવાની અનેક સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ સાથે તેઓ સક્રિય રીતે ગાઢપણે સકળાયેલા હતા પણ એ બધાયમા એમનુ મોટામાં મોટું અર્પણ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને હતું. સને ૧૯૧૫મા વિદ્યાલયની સ્થાપના થઈ, ત્યારથી તે છેક ૧૯૪૯ની સાલ સુધી, એકધારા ૩૪ વર્ષ સુધી, તેઓ સસ્થાના માનદ મત્રી અને ટ્રસ્ટી તરીકેની ભારે જવાબદારી ઉત્સાહપૂર્વક ઉઠાવતા રહ્યા આ સ્થાને રહીને એક સમજુ અને હેતાળ માતાની મમતાથી વિદ્યાલયની માવજત કરીને એમણે વિદ્યાલયને વિકસાવ્યું હતું વિદ્યાલય એ શ્રી મોતીચંદભાઈની અમૂલ્ય સેવાઓનુ ચિરંજીવ સ્મારક છે.

શ્રી જૈન શ્વેતાબર કૉન્ફરન્સને પણ શ્રી મોતીચદભાઈની સેવાઓનો દાયકાઓ સુધી લાભ મળતો રહ્યો હતો કૉન્ફરન્સના જનરલ સેક્રેટરી તરીકે તેમ જ બીજી રીતે પણ એમણે લાબા સમય સુધી કૉન્ફરન્સને પોતાનો સહકાર આપ્યો હતો. કેટલીક વાર તો રૂઢિચુસ્તતાએ જન્માવેલ ઝઝાવાત સામે કૉન્ફરન્સની નૌકાને ટકાવી રાખવામા એક કાબેલ સુકાની તરીકે શ્રી મોતીચંદભાઈને ખૂબ જહેમત ઉઠાવવી પડી હતી

એ જ રીતે ભાવનગરની જૈનધર્મ પ્રસારક સભાની સાથે પણ તેઓ બહુ ગાઢ રીતે સંકળાયેલા હતા શ્રી મોતીચદભાઈના ઘણા ખરા ગ્રથો આ સસ્થા તરફથી પ્રગટ થયા હતા, તેમ જ 'જૈન ધર્મ પ્રકાશ' માસિકને માટે પણ તેઓ હમેશા લેખસામગ્રી આપતા રહેતા એ જ રીતે જૈન એસોસીએશન ઑફ ઇન્ડિયા, માગરોળ જૈન સભા અને કન્યાશાળા, ઘોઘારી વીસા શ્રીમાળી જૈન દવાખાનું, શેઠ શ્રી દેવકરણ મૂળજી ટ્રસ્ટ, શ્રી ગોડીજી ટ્રસ્ટ, ગુજરાતી સાહિત્ય પરિષદ, ફાર્બસ સાહિત્ય સભા, હરકિશનદાસ હૉસ્પિટલ વગેરે મુંબઈની અનેક જૈન અને જૈનેતર સાર્વજનિક સસ્થાઓ સાથે તેઓ જોડાયેલા હતા

અતરિક્ષજી તીર્થ અગેના કેસ માટે સને ૧૯૨૬મા વિલાયતમા પ્રિવીકાઉન્સીલમાં રજૂઆત કરવાની જરૂર પડી તો એ માટે કાયદાશાસ્ત્રી તરીકે શ્રી મોતીચદભાઈની પસંદગી કરવામા આવી ચીવટ, ખંત, ઝીણવટ, મર્મગ્રાહી બુદ્ધિ અને ઠાવકાઈથી તેઓ એ કેસમા સફળ થઈને આવ્યા

જેના અંતરમાં લોકકલ્યાણની ભાવના ધબકતી હોય તે વ્યક્તિ દેશભક્તિની ભાવનાથી અસ્પૃષ્ટ રહી જ ન શકે મહાત્મા ગાંધીજીના નેજા નીચે દેશની સ્વતંત્રતાના અહિંસક સંગ્રામના શ્રીગણેશ મંડાયા ત્યારે શ્રી મોતીચંદભાઈ પણ એના એક અદના સૈનિક બની ગયા. સને ૧૯૩૦ના સત્યાગ્રહસંગ્રામમા બે વર્ષ માટે જેલવાસનું ગૌરવ પણ તેઓ લઈ આવ્યા મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના તેઓ વર્ષો સુધી સભ્ય રહ્યા હતા સને ૧૯૨૯મા તેઓ મુંબઈ કોરપોરેશનના સભ્ય બન્યા અને છૂટક છૂટક મળીને પંદર વર્ષ સુધી એમણે કોરપોરેશન દ્વારા મુંબઈ શહેરની સેવા કરી હતી મુંબઈ યુનિવર્સિટી સેનેટના સભ્ય તરીકે પણ એમણે શિક્ષણક્ષેત્રની કીમતી સેવા બજાવી હતી

શ્રી મોતીચંદભાઈની જ્ઞાનોપાસના નિઃસ્વાર્થ અને આત્મપ્રસન્નતાથી પ્રેરાયેલી હતી. સાહિત્યસર્જન દ્વારા અર્થોપાર્જન કરવાની વાત તો દૂર રહી, ઊલટું પોતા તરફથી કંઈક ને કંઈક અર્થ વ્યય કરીને તેઓ માતા સરસ્વતીની સેવા કરતા હતા સને ૧૯૪૯માં (તા ૨૦-૩-૧૯૪૯ના રોજ) તેમની વિદ્યાલયની દીર્ઘકાલીન સેવાઓના સન્માનરૂપે, સર મણિલાલ બાલાભાઈ નાણાવટીના પ્રમુખપદે, એક જાહેર સમારંભ યોજીને રૂ. ૭૦૦૦૧)ની થેલી એમને અર્પણ કરવામાં આવી; તે વખતે એ રકમ પોતાની પાસે ન રાખતા, પોતાના તરફથી માતા શારદાના ચરણે ફૂલપાંદડીરૂપે રૂ ૫૦૦૦) ઉમેરીને કુલ રૂ ૭૫૦૦૧) જેવી રકમ એમણે સાહિત્ય-પ્રકાશન માટે શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સોંપી દીધી હતી.

એમનું સાહિત્યસર્જન જેમ વિપુલ છે, તેમ વિવિધ વિષયને સ્પર્શતું પણ છે. આમ છતા જૈન સાહિત્યની એમની કૃતિઓ વિશેષ ધ્યાન ખેંચે એવી છે.

ઉપમિતિ ભવપ્રપંચકથાનો અનુવાદ, અધ્યાત્મકલ્પદ્રુમનો અનુવાદ, આનંદઘનજીનાં પદોનું વિવેચન, શાંતસુધારસનું વિવેચન, જૈન દૃષ્ટિએ યોગ, શ્રી સિદ્ધર્ષિનું ચરિત્ર, શ્રીહેમચંદ્રાચાર્ય તથા મોતીશા શેઠના ચરિત્રો, યુરોપના સંસ્મરણો, નવયુગનો જૈન, સાધ્યને માર્ગે, ધર્મકૌશલ્ય, વ્યવહારકૌશલ્ય, વ્યાપારકૌશલ્ય વગેરે ત્રીશેક પુસ્તકો એમણે લખ્યા હતા *

પોતાની અનેક સેવાઓ અને સાહિત્યકૃતિઓ દ્વારા પોતાના ચિત્તને આહ્લાદિત અને સમાજને આભારિત કરીને, ૭૨ વર્ષની વયે, મુંબઈમા, તા ૨૭-૩-૧૯૫૧ના રોજ શ્રી મોતીચંદભાઈ સ્વર્ગે સિધાવ્યા! એમને આપણા પ્રણામ હો!

## વિદ્યાલયના કલ્પવૃક્ષ શેઠ શ્રી દેવકરણ મૂળજી

માગો અને આપે એ કલ્પવૃક્ષ શ્રી દેવકરણ શેઠ તો ઘણીવાર વગર કહ્યે વિદ્યાલયની જરૂરિયાત સમજી જતા અને વગર માગ્યે આપતા વિદ્યાલયના વિકાસમા આ રીતે એમનો અસાધારણ ફાળો હતો શૂન્યમાથી તેઓ પ્રારબ્ધ અને પુરુષાર્થને બળે શ્રીમંત બન્યા હતા અને સત્કાર્યોમાં પુષ્કળ ધન ખરચીને તેઓએ પોતાના જીવનને અને ધનને ધન્ય બનાવ્યું હતું

* શ્રી મોતીચંદભાઈના પુસ્તકોની વિગતવાર પૂરી યાદી એમના વિદ્યાલય તરફથી પ્રગટ થયેલ 'શ્રી આનંદઘનજીના પદો ભાગ બીજો' મા આપવામા આવેલ એમના સવિસ્તર પરિચયમાં આપવામાં આવી છે

એમના કુટુંબનુ મૂળ વતન સોરઠમાં જામકંડોરણા. ત્યાથી ધધા માટે એમના પિતાશ્રી માગરોળ આવીને રહ્યા એમનો જન્મ વિ. સં ૧૯૨૧ના પોષ સુદિ સાતમે માગરોળમા થયો હતો એમની જ્ઞાતિ વીસા શ્રીમાળી માંગરોળમા ન ફાવ્યુ એટલે એમના પિતાશ્રી શ્રી મૂળજી ઉકાભાઈ મુંબઈ ગયા, અને દેવકરણભાઈ જૂનાગઢ પાસે એમના મોસાળ વણુથલી (સોરઠ)મા રહ્યા ત્યા દસ વર્ષની ઉંમર સુધી રહીને ત્રણેક ગુજરાતી જેટલો અભ્યાસ કર્યો પછી તો ભણવાનો ભાગ્યયોગ ન લાગ્યો અને ઊલટુ ભાગ્ય રૂઠ્યું હોય એમ પિતાજીનું અવસાન થયુ ! કુટુંબને માટે ઉપર આભ અને નીચે ધરતી જેવી સ્થિતિ ઊભી થઈ, અને મોટાભાઈ હરજીવનદાસ ઉપર બધી જવાબદારી આવી પડી દેવકરણભાઈને પોતાની જવાબદારીનો ખ્યાલ આવતા વાર ન લાગી ભલે ભણતર સાવ ઓછુ મળ્યું હતુ, પણ હૈયાઉકલત અને હિંમત પૂરી હતી માત્ર બાર વર્ષની વયે, કુટુંબની આનાકાની છતા, દરિયામાર્ગે તેઓ મુંબઈ પહોચ્યા એમના મોટાભાઈ હરજીવનદાસ પણ મુંબઈમા જ હતા માગરોળથી વહાણમા મુંબઈ પહોચવાના એ વખતે ફક્ત આઠ જ આના થતા!

નોકરી તો મળી શકે એમ હતી પણ નોકરી કરનારનુ ભાગ્ય વેચાઈ જાય છે ઉંમરે નાનો દેવકરણ આ વાત સમજતો હતો એણે ટોપીની ફેરી શરૂ કરી મહેનત કરવાની તૈયારી હતી અને ગ્રાહકને રાજી રાખવાની આવડત પણ હતી ફેરીનો ધંધો સારી રીતે જામ્યો એવામાં હરજીવનદાસના શેઠ લક્ષ્મીદાસનુ ધ્યાન દેવકરણ તરફ ગયુ એમના કહેવાથી તેઓ એમની કાપડની દુકાનમા જોડાઈ ગયા, અને જોતજોતામા બધા જૂના નોકરોથી આગળ વધી ગયા સિદ્ધિ માટે ઉંમર નહી પણ અક્કલ જોઈએ પણ આ જીવ કઈ નોકરીનો ન હતો

એમની સાથે શ્રી નારણદાસભાઈ પણ એ જ પેઢીમા નોકરી કરતા જ્ઞાતિએ લુહાણા હતા, અને વેપારમા કાબેલ હતા બન્ને બરોબરિયા મળ્યા એટલે એમનામા સ્વતંત્ર ધંધો ખેડવાની હિંમત આવી વિ સ ૧૯૪૪મા એમણે દેવકરણ નારણદાસની પેઢીના નામથી ગામઠી કાપડનો વેપાર શરૂ કર્યો આ દરમ્યાન વિ સ ૧૯૪૩મા, ૨૩ વર્ષની ઉંમરે, વણુથળીના શ્રી પૂતળીબાઈ સાથે એમના લગ્ન થયા ધર્મ તરફની રુચિ પહેલાથી જ હતી, અને નીતિ-પ્રામાણિકતાથી વેપાર કરીને ગ્રાહકને રાજી રાખવાનો નિયમ હતો એમની પેઢીની ખ્યાતિ અને સંપત્તિ વધવા લાગી અને છતા એમનુ જીવન તો એવુ જ સાદુ, નિર્મળ અને નિરભિમાની રહ્યુ

આજથી ૭૦-૮૦ વર્ષ પહેલાં જૈન મુનિરાજો મુંબઈમા જતા જ નહી વિ સ ૧૯૪૭મા તપસ્વી અને જ્ઞાની મુનિ શ્રી મોહનલાલજીએ પહેલવહેલા મુંબઈ પધારીને જૈન શ્રમણો માટે મુંબઈનો વિહાર ખુલ્લો કર્યો શ્રી દેવકરણભાઈને એમનો સત્સંગ ખૂબ ગમી ગયો તેઓ એમની દિલ દઈને સેવા કરવા લાગ્યા એક દિવસ એ સેવાથી લાગણી વશ બનેલા એ સંતપુરુષનુ અંતર બોલી ઊઠ્યુ "બચ્ચા, તેરા કલ્યાણ હોગા!" અને સાચે જ, આ સંતની અંતરની વાણી ફળી એમની ખૂબ ઉન્નતિ થઈ, એટલુ જ નહીં, પણ જ્યારે બધા વેપારો ઉપર મંદી ફરી વળી ત્યારે પણ શ્રી દેવકરણ શેઠની પેઢી મુસીબતમાથી બચી ગઈ અને પછી તો એમની પેઢીની નામનાથી અનેક મિલોની એજન્સીઓ પણ એમને મળી.

શ્રી પૂતળી શેઠાણી કુટુંબવ્યવહારમાં કુશળ, ધર્માનુરાગી સન્નારી હતાં પતિની સેવાને એમણે પોતાનું જીવનવ્રત ગણ્યું હતું. એમને સંતાનમાં પાંચ પુત્રીઓ હતી, અને એમના ઉછેર અને સુખમાં જ એમણે પુત્રનું સુખ માન્યું હતું.

જેણે ધનને સારે માર્ગે વાપરી જાણ્યું, એણે જ ધન રળી જાણ્યું સમજવું શ્રી દેવકરણ શેઠનું ધન આવું જ સત્કાર્ય પોષક ધન હતું. પોતાના ગુરુના સ્મરણમાં મુંબઈના લાલબાગમાં એમણે શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી સ્થાપી, વણથળીમાં શ્રી શીતળનાથ ભગવાનનું મંદિર બંધાવી એમાં તથા પ્રતિષ્ઠામાં તે વખતે એક લાખ રૂપિયા ખરચ્યા, અને એની સંભાળ તથા બીજા કામો માટે એકાવન હજારનું ટ્રસ્ટ કર્યું, મલાડમાં શ્રી જગવલ્લભ પાર્શ્વનાથનું મંદિર કરાવ્યું અને સમાજને સુખી કરવા માટે કેળવણીના પણ કામમાં એમણે અઢળક ધન અર્પણ કર્યું મુંબઈની માંગરોળ જૈન સભા, વણથળીની પૂતળીબાઈ કન્યાશાળા, પાલીતાણાનું બાલાશ્રમ, જૂનાગઢની (હવે ધોરાજીની) શેઠ દે મૂ સૌરાષ્ટ્ર વીસા શ્રીમાળી જૈન બોર્ડિંગ, સોનગઢનો શ્રી મહાવીર જૈન ચારિત્ર રત્નાશ્રમ અને બીજી સંખ્યાબંધ સંસ્થાઓ શ્રી દેવકરણ શેઠની કેળવણીપ્રીતિ અને દાનવીરતાની પ્રશસ્તિ સંભળાવી રહી છે

અને શ્રી મહાવીર જૈન વિદ્યાલય તો એમની દાનશૂરતા, કેળવણીપ્રીતિ અને સમાજ-સેવાની ધગશનું અમર સ્મારક છે આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજની પ્રેરણા અને શ્રી મોતીચંદભાઈની સલાહથી વિદ્યાલયને લાખોનું દાન કરીને એ સંસ્થાને પગભર બનાવવામાં એમણે મહત્ત્વનો ફાળો આપ્યો હતો તેઓ મુનિવર્ય શ્રી મોહનલાલજી તથા આચાર્ય વલ્લભસૂરિજીના અનુરાગી બન્યા હતા, અને એમના સમાજસેવાના દરેક કામમાં પોતાનો ઉદાર હિસ્સો આપતા રહેતા હતા વર્ષો સુધી એમણે વિદ્યાલયનું ખજાનચી પદ સાચા અર્થમાં સંભાળીને એના ખજાનામાં ક્યારેય ખોટ આવવા દીધી ન હતી, એટલું જ નહીં, પોતાની આટલી શ્રીમંતાઈ છતાં એક અદના સેવક તરીકે વિદ્યાલય માટે ફાળો ઉઘરાવવાની જહેમત ઉઠાવી હતી વિદ્યાલયની શેઠશ્રીની સખાવતોની વિગતો આ ગ્રંથમાં (પાનું ૫૭) વિસ્તારથી આપવામાં આવી જ છે

આવા એક ધર્માનુરાગી અને સખીદિલ શ્રેષ્ઠીનો વિ સં ૧૯૮૫ના જેઠ સુદિ ૧૩ (તા ૧૯–૬–૧૯૨૯)ના રોજ, ૬૪ વર્ષની ઉંમરે, મુંબઈમાં સ્વર્ગવાસ થયો, અને જૈન સંઘને એક સાચા અગ્રણીની મોટી ખોટ પડી એમની લાગણીભરી સેવાઓ માટે આપણે સદાય એમના ઓશિંગણ રહીશું એમને આપણા અંતરના પ્રણામ હો!

## સનામધન્ય શેઠ શ્રી મોતીલાલ મૂળજી

રાધનપુરથી આવીને ભાગ્યને ખીલવનાર આ શ્રેષ્ઠીવર્ય એમના જમાનાના એક આદર્શ ધર્મપરાયણ શ્રેષ્ઠી થઈ ગયા. પરગજુ જૈન મહાજનોની પ્રાચીન પરંપરાના તેઓ પ્રતિનિધિ હતા; અને સારા કામમાં સામે ચાલીને સહકાર આપવામાં તેઓ આનંદ અનુભવતા હતા વિદ્યાલયના આદ્ય સ્થાપકોમાં શ્રી મોતીલાલ શેઠનું સ્થાન ઘણું આગળ પડતું હતું, અને મુંબઈના જૈન સંઘમાં પણ તેઓ આગળ પડતું સ્થાન ધરાવતા હતા તેઓ ઘણાં વર્ષ સુધી વિદ્યાલયના ટ્રસ્ટી રહ્યા હતા વિદ્યાલયને આર્થિક રીતે પગભર કરવામાં એમનો ફાળો

| વર્ષ | | નામ |
|---|---|---|
| ૧૯૩૦-૩૨ | શ્રી | હરિલાલ નિવલાલ શાહ બી એ, બી ટી |
| ૧૯૩૨-૩૩ | ,, | મોહનલાલ હીરાચંદ શાહ (૩ માસ સુધી) |
| * | ,, | દલપતલાલ વિઠ્ઠલદાસ મહેતા |
| *૧૯૩૩-૩૪ | ,, | દલપતલાલ વિઠ્ઠલદાસ મહેતા |
| *+૧૯૩૪-૩૫ | ,, | વીરચંદ મેળાપચંદ શાહ બાર-એટ-લો |
| *+ | ,, | વીરચંદ મેળાપચંદ શાહ બાર-એટ-લો |
| * | ,, | દલપતલાલ વિઠ્ઠલદાસ મહેતા |
| * | ,, | અંબાલાલ ચતુરભાઈ શાહ બી એ |
| *૧૯૩૫-૩૭ | ,, | અંબાલાલ ચતુરભાઈ શાહ બી એ |
| ૧૯૩૭-૪૬ | ,, | કાંતિલાલ ડાહ્યાભાઈ કોરા એમ એ, ડી એલ (સને ૧૯૪૬ થી **મહામાત્ર**) |
| ૧૯૪૬-૪૭ | ,, | ચીનુભાઈ અમૃતલાલ નાહ, બી એ |
| *૧૯૪૭-૪૮ | ,, | કાંતિલાલ જગજીવનદાસ દોશી એમ એ |
| ૧૯૪૮-૪૯ | ,, | પાશવીર રૂપશી મોતા (ત્રણ માસ) |
| | ,, | ભોગીલાલ છોટાલાલ કોઠારી એમ એ. |
| ૧૯૪૯-૫૦ | ,, | ભોગીલાલ છોટાલાલ કોઠારી એમ એ |
| *+૧૯૫૦-૫૧ | ,, | નવીનચંદ્ર હિંમતલાલ શાહ બી એ |
| ૧૯૫૧-૫૩ | ,, | ભોગીલાલ છોટાલાલ કોઠારી એમ એ |
| *+૧૯૫૩-૬૩ | ,, | કાંતિલાલ મણીલાલ કાપડીઆ બી કોમ, બી એ, એલએલ, બી |
| *+૧૯૬૩-૬૪ | શ્રી | અરવિંદ આશારામ શાહ એમ એસમી |
| *+૧૯૬૪ થી | ,, | કેશવલાલ ચુનીલાલ શેઠ બી એ |

**શ્રી ગોકુળચંદ મુળચંદ હોસ્ટેલ મુંબઈ**

| | | |
|---|---|---|
| *૧૯૪૫-૪૬ | ,, | મોહનલાલ દોલાભાઈ શાહ બી એ (ઓનર્સ) |
| *+ | ,, | બિપિનચંદ્ર હીરાલાલ કાપડીઆ પીએચ ડી |
| ૧૯૪૬-૪૭ | ,, | મનસુખલાલ અમૃતલાલ દોશી, એમ એ (ઓનર્સ) |
| *૧૯૪૭-૪૮ | ,, | કાંતિલાલ જગજીવનદાસ દોશી એમ એ |
| ૧૯૪૮-૪૯ | ,, | ભોગીલાલ છોટાલાલ કોઠારી એમ એ (શાખા બંધ થઈ) |

**અમદાવાદ શાખા (૧૯૪૬ થી)**

| | | |
|---|---|---|
| ૧૯૪૬-૫૧ | , | ચિનુભાઈ નગીનદાસ ડોકટર બી એ, બી કોમ, એલએલ બી |
| ૧૯૫૧-૫૪ | ,, | કાંતિલાલ ગિરધરલાલ શાહ |
| *+૧૯૫૪-૬૧ | ,, | સજ્જનસિંહ નાથુસિંહ મહેતા બી કોમ |
| ૧૯૬૧-૬૨ | ,, | જયંતીલાલ અંબાલાલ શાહ બી એ |
| ૧૯૬૨ થી | ,, | દામુભાઈ નં ગાંધી એમ એ, એલએલ બી |

**પૂના શાખા (૧૯૪૭ થી)**

| | | |
|---|---|---|
| *૧૯૪૬-૪૭ | ,, | હરખચંદ હેમચંદ શાહ એમ એ, બી ટી |

૧૯૪૭-૪૮ શ્રી શાન્તિલાલ શાહ
૧૯૪૮-૫૦
*+૧૯૫૦-૫૮ ,, ચંદ્રકાંત વીરચંદ પટણી એમ એ, એલએલ બી
૧૯૫૮-૬૦ ,, શાન્તિલાલ ખેમચંદ શાહ એમ એ
*૧૯૬૦-૬૧ , અશોક મણીલાલ કોઠારી

### વડોદરાની શાખા (૧૯૫૪થી)

૧૯૬૧-૬૨ , હરિભાઈ એન પટેલ
૧૯૬૨ થી મોહનલાલ નગીનદાસ શાહ

### વલ્લભવિદ્યાનગર શાખા (૧૯૬૭ થી)

૧૯૬૭ ૬૮ , હસમુખભાઈ બી શાહ, એમ એસસી

## પરિશિષ્ટ ૧૩

## ધાર્મિક શિક્ષકો

**અત્યાર સુધીમાં નીચે મુજબ વિદ્વાનોએ મુંબઈમાં તેમ જ શાખાઓમાં ધાર્મિક શિક્ષકની કામગીરી બજાવી છે :—**

### મુંબઈ

પંડિત શ્રી વ્રજલાલજી
પંડિત ,, [illegible]
પંડિત , નાગેન્દ્રજી
પંડિત ,, ભગવાનદાસ હરખચંદ
પંડિત ,, ખુશાલદાસ જગજીવનદાસ
પંડિત ,, મહેન્દ્રકુમાર
શ્રી બિપિનચંદ્ર જ ઝવેરી
,, નગીનદાસ મ મહેતા
,, શાન્તિલાલ મણિલાલ વોરા
,, મોહનલાલ દોલાજી શાહ
ડૉ બિપિનચંદ્ર હીરાલાલ કાપડિયા
શ્રી નવીનચંદ્ર અ દોશી
,, વિજયમૂર્તિ જૈન
ડૉ ઇન્દ્રચંદ્ર શાસ્ત્રી
પંડિત શ્રી પૃથ્વીચન્દ્રજી

અત્યારે

શ્રી નવીનચંદ્ર અ દોશી

**મુંબઈ ગોકુળદાસ મૂળચંદ જૈન હોસ્ટેલ**

શ્રી મોહનલાલ દોલાજી શાહ

### મુંબઈ

ડૉ બિપિનચંદ્ર હીરાલાલ કાપડિયા
શ્રી નવીનચંદ્ર અ દોશી

### અમદાવાદ શાખા

પંડિત શ્રી બેચરદાસ જીવરાજ દોશી
શ્રી પદ્માનાભજી જૈની
,, રતિલાલ દીપચંદ દેસાઈ
પ્રો વી એમ શાહ
શ્રી શાન્તિલાલ મ વોરા

અત્યારે—

ડૉ શ્રી નગીનદાસ જે શાહ

### પૂના શાખા

શ્રી શાન્તિલાલ પાનાચંદ શાહ
,, સુમતિલાલ શાહ
,, ચંદ્રકાન્ત વીરચંદ પટણી
,, શાન્તિલાલ કે શાહ

### વડોદરા

પંડિત શ્રી લાલચંદ ભગવાન ગાંધી
(૧૯૬૨થી તે અત્યાર સુધી ચાલુ)

# પરિશિષ્ટ—૧૪

## ધાર્મિક પરીક્ષકો

( મુંબઈ તેમ જ શાખાઓમાં જુદા જુદા વર્ષમાં ધાર્મિક પરીક્ષક તરીકે સેવા આપનાર વિદ્વાનોની યાદી )

શ્રી કેશવલાલ પ્રેમચંદ મોદી
,, સુરચંદ પુ બદામી
પંડિત શ્રી બેચરદાસ જીવરાજ દોશી
શ્રી ઉમેદચંદ ડી બરોડીઆ
,, કુંવરજી આણંદજી
,, મોહનલાલ દ દેસાઈ
,, ચુનીલાલ મૂળચંદ કાપડિયા
,, મોહનલાલ ભ. ઝવેરી
,, પાનાચંદ ખુશાલ
,, પ્રસન્નસુખ સુ બદામી
પંડિત શ્રી સુખલાલજી
પ્રો એચ ડી વેલનકર
પ્રો એ એન ઉપાધ્યે (કોલ્હાપુર કોલેજ)
પ્રો જગદીશચંદ્ર જૈન
પ્રો વ્રજલાલ મોહનલાલ શાહ
શ્રી સૌભાગ્યચંદ ઉ દોશી
,, ફતેહચંદ ઝવેરભાઈ
,, ચીમનલાલ જે શાહ
પં ભગવાનદાસ હરખચંદ
પં દલસુખભાઈ માલવણિયા
શ્રી ચંપકલાલ ડી શાહ
ડૉ જયંતીલાલ સુ બદામી
ડૉ ભગવાનદાસ મ મહેતા
શ્રી નગીનદાસ મ મહેતા
,, મોહનલાલ દી ચોકસી
,, ખુશાલદાસ જગજીવનદાસ
પૂજ્ય મુનિ શ્રી પુણ્યવિજયજી
શ્રી રમણીકલાલ મ મોદી
,, નટવરલાલ કે શાહ
,, મોહનલાલ દોલાજી શાહ
આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી
શ્રી બિપિનચંદ્ર જી ઝવેરી
શ્રી શાન્તિલાલ મણીલાલ વોરા
ડૉ અમૃતલાલ ગોપાણી
પંડિત શ્રી રત્નેશજી
શ્રી નવીનચંદ્ર અ દોશી
,, રમણલાલ સી કોઠારી
,, અંબાલાલ ચતુરભાઈ
,, માવજી દામજી શાહ
,, હીરાલાલ દેવચંદ શાહ
પંડિત શ્રી ઈશ્વરચંદ્રજી
ડૉ જિતેન્દ્ર જેટલી
શ્રી જસુભાઈ મણીલાલ શાહ
,, વસંતલાલ બી કાપડિયા
પૂજ્ય મુનિશ્રી જયાનંદવિજયજી
શ્રી કેશરીચંદ નેમચંદ શાહ
,, કાન્તિલાલ મણિલાલ કાપડિયા
પૂજ્ય પં શ્રી રમણીકવિજયજી
શ્રી ચુનીલાલ બાબરભાઈ શાહ
,, પ્રવીણચંદ્ર જયંતીલાલ શાહ
પૂજ્ય આચાર્ય શ્રી વિજયજીવિકાસસૂરિજી
પૂજ્ય પં શ્રી દર્શનવિજયજી ગણી
શ્રી અંબાલાલ નગીનદાસ શાહ
પંડિત શ્રી અમૃતલાલ મોહનલાલ
શ્રી શાંતિલાલ છોટાલાલ શાહ
,, લાલચંદ કે શાહ
પં શ્રી અંબાલાલ પ્રેમચંદ શાહ
શ્રી શાન્તિલાલ નગીનદાસ શાહ
,, રતિલાલ દીપચંદ દેસાઈ
ડૉ. ઇંદુકલાબેન ઝવેરી

# પરિશિષ્ટ–૧૫

## શાખા સમિતિઓના પૂર્વ તથા ચાલુ સભ્યો તેમજ
## શાખા વિદ્યાર્થીગૃહોની સંપર્ક સમિતિ

### અમદાવાદ શાખા સમિતિ

#### પૂર્વ સભ્યો

શ્રી લાલભાઈ ચીમનલાલ શાહ
,, ધીરજલાલ ધનજીભાઈ શાહ
ડૉ. ભોગીચંદ ભોળાભાઈ શાહ
,, નરોત્તમદાસ કેશવલાલ ઝવેરી
,, લાલભાઈ ઉમેદચંદ લઠ્ઠા
પ્રો. સાકળચંદ એન. શાહ

#### ચાલુ સભ્યો

શ્રી શાંતિલાલ પુંજાભાઈ શાહ
,, લાલભાઈ લલ્લુભાઈ પરીખ
,, ચંદુલાલ ઉમેદચંદ શાહ
,, કનુભાઈ લલ્લુભાઈ મહેતા
ડૉ. જયંતીલાલ જગજીવનદાસ વોરા
શ્રી હરિલાલ ગવચંદ શાહ (મંત્રી)
,, કચરાભાઈ નાથાલાલ શાહ (મંત્રી)

### પૂના શાખા સમિતિ

#### પૂર્વ સભ્ય

શ્રી વિનાયક ડુંગરજી શાહ

#### ચાલુ સભ્યો

શ્રી કાંતિલાલ ગગલભાઈ
,, મણીલાલ માણેકચંદ
,, કેસરીચંદ જ્વાગમલ લલવાણી
, કાન્તિલાલ મગનલાલ પારેખ
,, ચતુરદાસ મણિલાલ શાહ
પોપટલાલ રામચંદ શાહ (મંત્રી)

### વડોદરા શાખા સમિતિ

#### પૂર્વ સભ્યો

શ્રી છગનલાલ લક્ષ્મીચંદ શાહ
,, વાડીલાલ મગનલાલ વૈદ્ય
,, લાલચંદ નંદલાલ વકીલ
,, શાંતિલાલ ન્યાલચંદ ગાંધી
,, રસિકલાલ દલસુખભાઈ શાહ
,, નાગકુમાર ના. મકાતી

#### ચાલુ સભ્યો

શ્રી જમનાદાસ કાળીદાસ ઝવેરી
,, ચીમનલાલ છગનલાલ શાહ
,, લાલચંદ ભાઈલાલ શાહ
,, કાન્તિલાલ ચીમનલાલ શાહ
,, જયુભાઈ મ. શાહ (મંત્રી)
,, રસિકલાલ છગનલાલ શાહ (મંત્રી)

### શાખા વિદ્યાર્થીગૃહોની સંપર્ક સમિતિ

શ્રી પ્રાણલાલ કાનજીભાઈ દોશી
,, રમણલાલ નગીનદાસ પરીખ
,, મગનલાલ ભગવાનજી શાહ
,, રતિલાલ ચીમનલાલ કોઠારી
,, પ્રવીણચંદ્ર હેમચંદ કાપડિયા
,, જયંતીલાલ રતનચંદ શાહ
,, મનુભાઈ ગુલાબચંદ કાપડિયા
,, ચંદુલાલ વર્ધમાન શાહ



જૈન સાહિત્ય એટલું ઉપયોગી અને કલ્યાણકારી છે કે એ જૈન-અજૈન બધાની પાસે પહોંચે એવો પ્રયત્ન થવો જોઈએ આજે વિશ્વશાંતિને માટે જૈન સિદ્ધાંતોના પ્રચારની ખૂબ જરૂર છે

પૂ આ વિજયવલ્લભસૂરિજી
ભાવનગર. વિ સ ૨૦૦૮, માગસર સુદિ ૭
શ્રી આત્મકાંતિ જ્ઞાનમંદિરના ઉદ્ઘાટન પ્રસંગે



ગુજરાતી જૈન સાહિત્યને જોઈએ એટલું પ્રોત્સાહન મળેલ નથી આ દિશામાં વિશાળ યોજના રૂપે નહી પણ સારી ગતિએ વ્યવસ્થિતપણે પગરણ મૂકવાની જરૂર છે

શ્રી મોતીચંદ ગિ કાપડિયા
મુંબઈ તા ૨૦-૩-૧૯૪૮ સન્માન સમારંભ પ્રસંગે

# કલ્યાણલક્ષી વિચાર

લેખક  પૂજ્ય મુનિરાજ શ્રી ન્યાયવિજયજી, ન્યાયવિશારદ, ન્યાયતીર્થ

શાસ્ત્રથી સીધો અનુભવ સર્જાતો નથી, પણ શાસ્ત્રોપદેશના યોગ્ય પરિશીલન બાદ મુમુક્ષુ જ્યારે અન્તર્યોગની સાધનાનો માર્ગ ગ્રહણ કરે છે ત્યારે એ સાધનાના વિકાસમાથી, શાસ્ત્રોથી ન મેળવી શકાય એવો અનુભવ તેને પ્રાપ્ત થાય છે આ પ્રકારના ઉજ્જવળ અનુભવમાથી સર્જાતું શાસ્ત્ર યથાર્થ અને શ્રેયસ્કર હોય છે આમ અનુભવનુ સ્થાન બહુ ઊંચુ છે, શાસ્ત્રની ભૂમિથી બહુ ઊચે છે.

દુનિયામાં શાસ્ત્રોના પ્રવાહો કેટલી બધી ભિન્ન ભિન્ન વિચારધારાઓમાં વહી રહ્યા છે! એમના ( શાસ્ત્રોના ) પ્રણેતા ઋષિઓ સમાન ભૂમિકાના નથી તે બધાની આતરિક નિર્મલતા તથા સમતા સરખી નથી. શાસ્ત્રવિદ્યાના મહારથી મહાપુરુષ આચાર્યો વચ્ચે કેટલા અને કેવા મતભેદો જોવામા આવે છે! અને સ્વમન્તવ્ય વિષે સમતુલા ન રહેતા તેના પ્રતિપાદનમા આવેશને વશ થયેલા પણ જોઈ શકાય છે ઋષિઓ અને આચાર્યોના પરસ્પર ખ ડનમ ડનથી ભરેલા શાસ્ત્રો કઈ ઓછા છે? આ પ્રકારના વિકટ વાવ ટોળથી મૂઝાઈ અખો ભગત બોલી ગયો કે—

> " અખો કહે અધારો કૂવો, ઝઘડો ચુકાવી કોઈ ન મુઓ "

કહેવાની મતલબ એ છે કે શાસ્ત્રમોહે શાસ્ત્રના પૂજક ન થતા પોતાની પ્રજ્ઞારૂપ પ્રદીપને સાથે રાખી શાસ્ત્રવિહાર કરવામા ક્ષેમકુશલ છે. દરેક સમજદારે કોઈ પણ શાસ્ત્ર-જળ યા ઉપદેશ-જળને પોતાની સ્વસ્થ બુદ્ધિરૂપ ગળણાથી ગાળીને જ લેવામા ડહાપણ છે શાસ્ત્રોરૂપ સમુદ્રમાથી " મરજીવા " થઈ મોતી કાઢવાના છે એ રીતે શાસ્ત્રોથી કામ લેવાનુ છે, પણ ડૂબી મરવા માટે કોઈ એક શાસ્ત્રને કૂવો બનાવવાનુ નથી

આર્ષ, પારમર્ષ શાસ્ત્રોમાં જ્ઞાનસમ્પત્તિ તથા પવિત્ર વિચારસમ્પત્તિ ઘણી ભરી છે. છતા શાસ્ત્રો લાંબા ભૂતકાળના ઝ ઝાવાતોમાથી પસાર થઈ આવ્યાં છે એ વસ્તુ પણ, શાસ્ત્રોના અવલોકનમા પોતાની સહજ તટસ્થ બુદ્ધિના ઉપયોગને સાથે રાખવાની આવશ્યકતા સૂચવે છે કોરું " બાબાવાક્ય પ્રમાણ " ન ચાલે.

આજના પ્રતિભાશાલી પ્રાજ્ઞોના વિચારો શાસ્ત્રપરંપરાથી વિરુદ્ધ જણાતા હોય તોયે તેથી ન ભડકતા તે વિચારોને સમતાથી વિચારવા ઘટે, અને, ઠીક લાગે તો, સત્યશોધકની હેસિયતથી તે વિચારોને પોતાની વિચારપૂજીમા ભેળવવા ઘટે. કોઈના પણ વિચારો જેટલે અશે યુક્ત-ઉપયુક્ત લાગતા હોય તેટલે અશે તેમની કદર કરવી ઘટે. એ સત્યપૂજા યા જ્ઞાનપૂજાનુ પ્રશસ્ત લક્ષણ છે

સત્યને માટે શાસ્ત્ર છે, પણ શાસ્ત્રને માટે સત્ય નથી જે સત્ય છે, જે વિચારપૂત અથવા બુદ્ધિપૂત છે, યુક્તિસિદ્ધ અને હિતાવહ છે તેને શાસ્ત્ર ઉથલાવી શકે નહિ, ઉથલાવવા જાય તો તે પોતે જ ઊથલી પડે જે બુદ્ધિથી અગમ્ય-બુદ્ધિની પહોગની બહાર-હોય તેની સામે તો વિરોધ કરવાની શકયતા જ કયા છે? તેવી બાબતમા ગમ ન પડે તોયે ચુપકી જ રાખવી પડે પરન્તુ બુદ્ધિવિરુદ્ધ હોય (બુદ્ધિ વાધો ઉઠાવે) એવુ, લોકહિતવિરુદ્ધ હોય એવુ તત્ત્વ શાસ્ત્રથી (શાસ્ત્ર કહે છે માટે) માની લેવાય નહિ બૃહસ્પતિ સ્મૃતિમા કહ્યુ છે .

केवलं शास्त्रमाश्रित्य न कर्तव्यो विनिर्णय ।
युक्तिहीनविचारे तु धर्महानिः प्रजायते ॥

અર્થાત્ કેવળ શાસ્ત્રનો આધાર લઈ નિર્ણય કરી શકાય નહિ, કેમકે જે વિચાર યુક્તિવિરુદ્ધ હોય તેને અનુસરવાથી ધર્મની હાનિ થાય છે

અહી પ્રસંગોપાત્ત જણાવવુ જોઈએ કે કુલાચારથી પણ સારુ આચરણ કે સારા કામ થાય તે પ્રશસનીય છે, પણ સમજબુદ્ધિથી જે સત્કર્મ થાય તેની સત્ત એક ઔર છે કુલાચારથી જે જૈન, બૌદ્ધ યા વૈષ્ણવ છે તેની એટલી મહત્તા નથી, પણ જે સમજપૂર્વક જૈન, બૌદ્ધ યા વૈષ્ણવ છે, અર્થાત્ જૈનત્વ, બૌદ્ધત્વ યા વૈષ્ણવત્વના વિશુદ્ધ આદર્શ મુજબ જે જૈન, બૌદ્ધ યા વૈષ્ણવ છે તે જ ખરો જૈન, બૌદ્ધ યા વૈષ્ણવ છે, કેમકે જે સમજપૂર્વક સન્માર્ગની દીક્ષા અંગીકાર કરે છે તે એ માર્ગની પરપરામા કસ્તર-કચરા જેવુ જે આવી પડેલું હોય તેને ખસેડવાનો વિવેક પણ દાખવે છે એવા વિવેકથી તે અસત્ તત્ત્વને દૂર કરી પોતાના જીવનવિકાસના સાધન સાથે આમજનતા આગળ પણ એક સ્વચ્છ જ્ઞાનમાર્ગ રજૂ કરે છે

જૈન, બૌદ્ધ, વૈષ્ણવ વગેરે સકુચિત મનોવૃત્તિના હોય તો જ એકબીજાથી અલગ-જુદા જુદા માર્ગગામી-બને છે, પણ જો વિવેકદૃષ્ટિસમ્પન્ન અને સાચી કલ્યાણ કામનાવાળા હોય તો તેઓ, સામ્પ્રદાયિક નામ જુદા જુદા ધરાવવા છતા, વસ્તુત એક જ કલ્યાણમાર્ગ પર વિહરનારા હોય છે આવા સમભાવી, શુદ્ધ જિજ્ઞાસુ, ગુણપૂજક સજ્જનો ખરેખર, એક જ માર્ગના સહપ્રવાસી છે

"વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે"

—એ ભજન, જે દેશભરમા પ્રસિદ્ધ છે, તેમા બતાવેલા નૈતિક સદ્ગુણો જેમ વૈષ્ણવ થવા માટે આવશ્યક છે, તેમ બૌદ્ધ કે જૈન થવા માટે પણ આવશ્યક છે અત એ સદ્ગુણોને ધારણ કરવા એ જ જો સાચુ વૈષ્ણવથવાપણુ, બૌદ્ધથવાપણું અથવા જૈનથવાપણુ

હોય તો વૈષ્ણવપણુ, બૌદ્ધપણું અને જૈનપણુ એ જુદી વસ્તુઓ રહેતી નથી, એ એક જ વસ્તુ બની જાય છે જેમ જલ, વારિ, પાણી, નીર શબ્દો એક જ વસ્તુના બોધક હોઈ જલ, વારિ, પાણી, નીર એક જ વસ્તુ છે, તેમ વૈષ્ણવ, બૌદ્ધ, જૈન * એક જ વસ્તુના બોધક હોઈ એક જ વસ્તુ છે

જગતમા દાર્શનિક મન્તવ્યો હમેશા જુદા જુદા જ રહેવાના, તેમ જ ક્રિયાકાડની પ્રણાલીઓ પણ જુદી જુદી જ રહેવાની

હવે અહી એ સમજી લેવાની જરૂર છે કે દાર્શનિક મન્તવ્યો અને ક્રિયાકાડની જુદાઈને લીધે ધર્મમા જુદાઈ આવી શકતી નથી હજારો માણસોમા દાર્શનિક માન્યતાઓ અને ક્રિયાકાડની રીતિ-પદ્ધતિઓ એકબીજાથી જુદી જુદી હોવા છતાય જો એ બધા સત્ય-અહિંસારૂપ એક ધર્મમા માનનાર હોય તો તેઓ એક ધર્મના ગણાવા યોગ્ય છે

એ વાત સ્પષ્ટ છે કે ધાર્મિકતાનુ માપ ધર્મથી (જીવન ધર્મના નિર્મળ રગે જેટલુ રંગાયુ હોય તે પરથી) થાય, દાર્શનિક પટુતાથી કે ક્રિયાકાડના બાહ્ય આચરણ પરથી નહિ તેમ જ એ પણ ખુલ્લું છે કે જીવનનો ઉદ્ધાર એકમાત્ર ધર્મથી (અહિસા-સત્ય-રૂપ સદ્ધર્મના પાલનથી) છે, કોરા દાર્શનિક મન્તવ્યોના સ્વીકરણથી કે કોરા ક્રિયાકાડથી નહિ. આમ છતા ભિન્ન ભિન્ન પ્રકારના દાર્શનિક વાદો પૈકી કોઈ પણ વાદ કોઈ માણસની પવિત્ર ધર્મસાધનામા સહારો આપનાર બને અને કોઈ પદ્ધતિનુ ક્રિયાકાડ એની પવિત્ર ધર્મસાધનામા ઉલ્લાસ પૂરનાર બને તો તે માણસ માટે તે બન્ને (તે વાદ અને તે ક્રિયા-કાડ) શ્રેયસ્કર બની જાય છે

આમ, ધર્મ એ મુદ્દાની વસ્તુ છે, અને દાર્શનિક મતવાદ તથા ક્રિયાકાડનું સૌષ્ઠવ ધર્મપાલનમા ઉપયોગી અથવા સહાયક થવામા જ રહેલુ છે જેની પવિત્ર ધર્મસાધનામા જે તત્ત્વવાદ અને જે પ્રકારનુ ક્રિયાકાડ સહારો આપે તે તેને માટે અમૃતરૂપ અત દાર્શનિક મન્તવ્યોની વિશેષતા કે ક્રિયાકાડની ભિન્ન ભિન્ન પ્રણાલીઓ ઉપરથી ધર્મ જુદા જુદા માની લેવાની દૃષ્ટિ ખોટી હોઈ દૂર કરવી જોઈએ, અને અહિસા-સત્યના સન્માર્ગમા ધર્મ માનનારા બધા—ચાહે એ લાખો હોય કે કરોડો—એક ધર્મના છે, સાધર્મિક છે એમ સમજવુ જોઈએ

જીવનનુ કલ્યાણ શાસ્ત્રજ્ઞાનની વિશાળતા કે અધિકતા ઉપર અવલંબિત નથી, પણ તત્ત્વભૂત સમજણનો દૃઢ રીતે અમલ કરવામા છે જાડી બુદ્ધિના પણ માણસો અનીતિ-અન્યાય તથા રાગ-રોષ ન કરવાની શિખામણને જીવનમા ઉતારી ઝપાટામા તરી ગયા છે, જ્યારે મોટા મોટા પડિતો, શાસ્ત્રીઓ કે ફિલસૂફો તત્ત્વદૃષ્ટિને સ્પર્શવામા અસમર્થ રહી ભવસાગરમા ડૂબેલા રહે છે

"મારુ તે સાચું એમ નહિ, પણ સાચું તે મારું" એમ બોલવામા ઘણાખરા ચતુરાઈ વાપરે છે, પણ વર્તવામા તેઓ પક્ષમોહથી ખેંચાઈ જાય છે અને સાચુ શુ છે, કયા છે એનો વિચાર કરવાને થોભતા નથી, અને પોતાનું તે સાચું અને બીજાનુ તે ખોટુ

* વૈષ્ણવ, બૌદ્ધ, જૈનની જેમ અન્ય સમ્પ્રદાયાનુયાયી ધાર્મિકો પણ લેવા.

એવા મનોબદ્ધ પૂર્વગ્રહથી દોરવાઈ બીજાને મિથ્યાત્વી, કુસંગી નાસ્તિક, કાફર એવાં એવા ઉપનામોથી નવાજે છે પરન્તુ આમા વિવેકદૃષ્ટિની મોટી ખામી દેખાઈ આવે છે.

જેમને આપણે આપ્તપુરુષ માન્યા તેમના વિષે આપણને શ્રદ્ધાભાવ હોય એ સ્વાભાવિક છે, પરંતુ તે શ્રદ્ધા અંધશ્રદ્ધા ન હોવી જોઈએ. સ્થાને પડેલી હોય તોયે વિવેક-વિચારના પાયાવાળી ન હોય તો તે જાગ્રત અને અડગ શ્રદ્ધા નથી હોતી જ્યારે તે શ્રદ્ધાને વિવેક-વિચારનુ પીઠબળ હોય છે ત્યારે તે સાચી શ્રદ્ધા બને છે

અહી આપણે એ જાણી લેવુ ઉપયોગી છે કે માનવજીવનના સર્વાંગીણ વિકાસ માટે બુદ્ધિ ( જે જ્ઞાનનુ સ્થાન છે ) અને હૃદય ( જે શ્રદ્ધાનું સ્થાન છે ) એ બેનું સતુલન આવશ્યક છે એ બન્ને એકબીજાનાં પૂરક છે—બુદ્ધિ જો કર્તવ્યમાર્ગ સુઝાડે છે, તો હૃદય એ માર્ગ પર ચાલવાની પ્રેરણા આપે છે, હૃદય વિના બુદ્ધિ નિષ્ક્રિય છે અને બુદ્ધિ વિના હૃદય દિગ્ભ્રાન્ત છે બુદ્ધિ અને હૃદય એ બેના સુમેળથી જ જીવનયાત્રા ચાલે છે અને જીવનયાત્રાનું સૌષ્ઠવ સધાય છે

ચારિત્રમાર્ગમા જ્ઞાનની અપૂર્ણતા શ્રદ્ધાથી પૂરીને આગળ વધી શકાય છે. જેમ જેમ અનુભવજ્ઞાનનુ ક્ષેત્ર વધતુ જાય છે તેમ તેમ શ્રદ્ધાનુ ક્ષેત્ર ઘટતુ જાય છે—એટલે કે શ્રદ્ધાની ઘનિષ્ઠતા વધતી જાય છે, અને જ્યારે અનુભવજ્ઞાન પૂર્ણતાએ પહોચે છે ત્યારે શ્રદ્ધા પોતાનુ સ્વતંત્ર અસ્તિત્વ તજીને અનુભવજ્ઞાનમા લય પામી જાય છે

કોઈ બાબતના અસ્તિત્વના સંબંધમા અથવા કોઈ કાર્યકારણભાવના સંબંધમાં સન્દેહને માટે કિંચિત્ પણ અવકાશ રહેતો હોય ત્યા શ્રદ્ધા રાખવા ન રાખવાનો પ્રશ્ન આગળ આવે છે, પરંતુ જ્યારે તે બાબતનું પ્રત્યક્ષ રીતે કે પ્રયોગસિદ્ધપણે અનુભવજ્ઞાન થાય છે ત્યારે શ્રદ્ધા રાખવા ન રાખવાનો પ્રશ્ન ઊઠતો નથી.

માંડલ ( વીરમગામ થઈને ) · તા. ૨૯–૧૦–૬૪



કવિવર પંડિત શ્રી પદ્મવિજયજી વિરચિત

# મદન-ધનદેવ-રાસ

સંપાદક પૂજ્ય પંન્યાસ શ્રી રમણીકવિજયજી ગણિ

ધર્મોપદેશ તેમ જ શાસ્ત્રરચના માટે પણ લોકભાષાનો આદર એ જૈન સંસ્કૃતિની ભારતીય સંસ્કૃતિને મહત્ત્વની ભેટ છે લોકભાષા તરફના જૈન સંસ્કૃતિના આવા આદર અને ગુણપક્ષપાતભર્યા વલણને કારણે દરેક સૈકામા જુદા જુદા પ્રદેશોની પ્રચલિત લોકભાષામા જૈનધર્મના સાહિત્યના ચારે અનુયોગના ગ્રંથો રચાતા રહ્યા છે તેમાય કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય પછી તો ગુજરાતી–રાજસ્થાની ભાષામા ગદ્ય તેમ જ પદ્ય બન્ને શૈલીમા નાની–મોટી ગણી ગણાય નહી એટલી બધી કૃતિઓની રચના થઈ છે (કન્નડ તથા તામિલભાષાનુ પ્રાચીનમા પ્રાચીન સાહિત્ય પણ જૈન ભિક્ષુઓ અને વિદ્વાનોના હાથે જ રચાયેલુ છે, એમ એ સાહિત્યના અભ્યાસીઓ કહે છે) અને ઉચ્ચ કોટિની સાહિત્યિક રચનાઓ દ્વારા લોકભાષાનુ વધુ ને વધુ સામર્થ્ય પ્રગટાવવાનો અને લોકભાષાના સાહિત્યને વિશેષ સમૃદ્ધ બનાવવાનો આ ક્રમ અત્યારે પણ જૈન સંઘમા પહેલા જેટલો જ પ્રચલિત છે આ પછી તો સર્વસામાન્ય વર્ગના વિદ્વાનો અને કવિઓ પણ લોકભાષાનો પૂરેપૂરો આદર કરીને એમાં ઉત્તમ કોટિની અસંખ્ય ગદ્ય–પદ્ય કૃતિઓ ઘણા લાબા સમયથી રચવા લાગ્યા છે

ધર્મકથા કહેવી હોય કે સંસારકથા કહેવી હોય, એને ત્રણ રીતે આકર્ષક બનાવી શકાય સરળ અને મધુર ભાષા, સચોટ અને સરસ શૈલી, અને મનને વશ કરી લે અને કુતૂહલ, ઉત્સુકતા અને જિજ્ઞાસાને ઉત્તેજિત કરે એવુ કથાવસ્તુ કથામા આટલુ તત્ત્વ હોય એટલે પછી કથાના વાચકો કે શ્રોતાઓ આપમેળે જ વશ થઈ જાય તેમાય રચના પદ્ય શૈલીની હોય, ભાષા સુગમ અને મધુર હોય, કથાવસ્તુ ઉત્સુકતા પ્રેરક હોય અને ગાયકને બુલંદ, મધુર અને ભાવવાહી કંઠની ભેટ મળી હોય, પછી તો ગાયક અને શ્રોતાઓ વચ્ચે એવી એકરૂપતા પ્રગટે કે જાણે આ ધરતીનુ રૂપ જ બદલાઈ જાય! આમા મુખ્ય

વશીકરણ ગેયાત્મક-પદ્યબદ્ધ કાવ્યકૃતિનું મનાય છે. સંખ્યાબંધ જૈન કવિઓ નાના-મોટા અસંખ્ય રાસોની રચના કરવા પ્રેરાતા રહ્યા તે મુખ્યત્વે આ જ કારણે. ગેય કાવ્યની પાંખે ચડેલું કથાવસ્તુ જાણે સહેલાઈથી શ્રોતાના હૃદયપ્રદેશ સુધી પહોંચી જાય છે.

વિક્રમની ઓગણીસમી સદીમાં થઈ ગયેલા એક ખ્યાતનામ કવિવર પંડિતરત્ન શ્રી પદ્મવિજયજીએ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં રચેલ આવી જ એક આજ સુધી અપ્રગટ કાવ્યકૃતિ-મદન-ધનદેવ-રાસ-નું સંપાદન કરીને એને અહીં પ્રગટ કરવામાં આવે છે. આ કાવ્યકૃતિમાં આમ તો બધાય સાહિત્યરસોનો આસ્વાદ મળી રહે છે, આમ છતાં એમાં અદ્ભુતરસનું પ્રાધાન્ય છે, અને તેથી આવી રચના ચરિત્રકથાશૈલી કરતાં પૌરાણિક કથા-શૈલીને વધુ અનુસરે છે, એ હકીકત રાસનું વાચન કરતાં સહેજે જણાઈ આવે છે. કવિવર પં. શ્રી પદ્મવિજયજી મહારાજ એમની સુમધુર કાવ્યકૃતિઓ દ્વારા—ખાસ કરીને જુદી જુદી પૂજાઓની રચના દ્વારા—જૈન સંઘમાં આબાલગોપાલ જાણીતા છે. એમની અનેક કૃતિઓને અંતે આવતી 'ઉત્તમજિનપદપદ્મની સેવા' જેવી પંક્તિઓએ, મુનિવર્ય શ્રી ઉત્તમવિજયજીના શિષ્ય મુનિરાજ શ્રી પદ્મવિજયજી તરીકે, આ કવિરત્નનું નામ જન-સમુદાયની જીભે રમતું કરી દીધું છે. મધુર કાવ્યનું સર્જન કરવાની પ્રતિભાનું જાણે એમને વરદાન મળ્યું હતું. ધર્મ અને તત્ત્વજ્ઞાનના કંઈક ગહન વિષયોને તેઓ પોતાની રસઝરતી, સરળ, કાવ્યવાણી દ્વારા સામાન્ય જનસમુદાય સુધી સહેલાઈથી પહોંચતા કરી શકે છે.

## કર્તા*

આ રાસના કર્તાનું નામ શ્રી પદ્મવિજયજી છે. કર્તાએ રાસને અંતે પ્રશસ્તિમાં પોતાની ગુરુપરંપરા આપેલ છે, તે આ પ્રમાણે છે —

(તપાગચ્છ) શ્રી વિજયદેવસૂરિ
|
વિજયસિંહસૂરિ
|
પંડિત સત્યવિજયજી
|
ખિમાવિજય
|
જિનવિજય
|
ઉત્તમવિજય
|
પદ્મવિજય

* આ રાસના કર્તા પંડિત શ્રી પદ્મવિજયજી મહારાજનો પરિચય સાક્ષરવર્ય શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈકૃત "જૈન ગૂર્જર કવિઓ", ભાગ ત્રીજો, ખંડ પહેલો—એ સુપ્રસિદ્ધ ગ્રંથરત્ન (પૃ. ૭૩-૭૫)માંથી આભારપૂર્વક અહીં આપવામાં આવ્યો છે.

કર્તાના ગુરૂનુ નામ મુનિવર્ય શ્રી ઉત્તમવિજયજી છે કર્તા શ્રી પદ્મવિજયજી ક્રિયો-દ્ધારક પંડિત શ્રી સત્યવિજયજીની પરંપરામા થયેલા છે તેમનો પરિચય આ પ્રમાણે છે —

અમદાવાદમા શામળાની પોળમા રહેતા ગણેશ નામના શ્રીમાલી વણિકને ત્યા એની ભાર્યા ઝમકુથી વિ સ ૧૭૯૨ ના ભાદ્રપદ શુદ બીજને દિને એક પુત્રનો જન્મ થયો એનુ નામ પાનાચંદ રાખ્યુ ૭ વર્ષની વયે માતા મરણ પામી વિ સ ૧૮૦૫ના મહા સુદ પાચમને દિને, ૧૩ વર્ષની વયે, પાનાચદે મુનિવર્ય શ્રી ઉત્તમવિજયજી પાસે રાજનગરમા દીક્ષા લીધી નામ પદ્મવિજય સ્થાપિત કર્યું પછી ગુરુ પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો અને સૂરતમા સુવિધિવિજયજી પાસે શબ્દશાસ્ત્ર (વ્યાકરણ) તથા કાવ્ય, અલકાર આદિનો અભ્યાસ કર્યો ઉપરાત, એમણે તારાચદ સઘવીની મહાયથી ન્યાયશાસ્ત્રનુ અધ્યયન શરૂ કર્યું

પછી તપગચ્છના વિજયધર્મસૂરિ ભટ્ટારકે રાધનપુરમા વિ સ ૧૮૧૦મા પદ્મવિજય-જીને પડિતપદ આપ્યું ત્યાથી સઘ સાથે ગિરનાર, નવાનગર, શત્રુજય તીર્થની યાત્રા કરીને તેઓએ ભાવનગરમા ચોમાસુ કર્યું વિ સ ૧૮૧૩ અને ૧૮૧૪ના ચોમાસા સૂરતમા કર્યા તે પછી તેઓના ગુરુશ્રીએ એમને બુરહાનપુર મોકલ્યા ત્યા ચોમાસુ કરી દક્ષિણ દેશમા કેટલોક સમય વિચરી તેઓએ બુરહાનપુર આવી સ્થાનકવાસી સાથે વાદ કર્યો સં ૧૮૧૫–૧૬ના ચોમાસા ત્યા કરી ૧૭નુ ચોમાસુ ખભાતમા કર્યું પછી શત્રુજય આવી રૂપચદ ભીમના જિનપ્રાસાદમા અનેક બિબોની પ્રતિષ્ઠા કરાવી ઘોઘા જઈ ચદ્રપ્રભ-સ્વામીની પ્રતિષ્ઠા કરી પાટણમા ચોમાસુ કરી સિદ્ધપુર, પાલનપુર—એમ ફરીને સઘ સહિત આબુની યાત્રા કરી પછી રાધનપુર બે ચોમાસા કરી સ ૧૮૨૧મા સિદ્ધપુરમા ચોમાસુ કરી રાજનગર ને સૂરત ગયા સૂરતના તારાચદ સઘવીને સિદ્ધાચલમા ૨૯૫ બિબની પ્રતિષ્ઠા કરવાની ઇચ્છા થઈ તે પદ્મવિજયજીએ પૂરી પાડી પછી સમેતશિખરની યાત્રા કરી મક-સુદાબાદમા પ્રતિષ્ઠા કરી સ ૧૮૨૫મા નવસારી ચોમાસુ કરી ગુરુ ઉત્તમવિજયજી સાથે રાજનગરમા આવ્યા. અહી સ ૧૮૨૭મા ગુરુ દિવગત થયા

પછી પોતે સ ૧૮૩૦મા સાણદ ચોમાસુ કરી રાજનગરમા ત્રણ ચોમાસા કર્યા પછી બે ચોમાસા વીસનગરમા કર્યા પાટણ આવી પ્રેમચદ લવજીએ કાઢેલા સઘ સાથે સિદ્ધાચલ ગયા સ ૧૮૩૮ અને ૧૮૩૯ મા લીમડીમા ચોમાસા કર્યા અહીથી વીસનગર ગયા અને ત્યા ચોમાસુ કર્યું સ ૧૮૪૩મા રાધનપુરમા ચોમાસુ કર્યું ત્યાથી વીરમ-ગામમા ચૈત્યપ્રતિષ્ઠા કરી તે જ વર્ષના જેઠ માસમા રાધનપુરના દેવરાજ મસાલીએ ગોડીજીની યાત્રા માટે કાઢેલા સઘ સાથે ગયા સ ૧૮૪૪ ના માઘ વદિ ૯ ગુરુવારે પાટણમા બિબપ્રતિષ્ઠા કરી પછી રાધનપુર, પાટણ વગેરે સ્થાનમા ચોમાસા કરી સ ૧૮૪૮મા રાધનપુર ચોમાસુ કરી ત્યાથી વિમલાચલ જઈ લીબડી થઈ સૂરત આવી રાદેર જઈ સ્થાનકવાસી સાથે વાદ કર્યો ખભાત આવી ફરી સિદ્ધાચલની યાત્રા કરી લીબડી આવ્યા ત્યા પણ સ્થાનકવાસી સાથે વાદ કર્યો પછી હૃદયરામ દીવાને કાઢેલ ગોડીજીના સઘ સાથે જોડાઈ યાત્રા કરી લીબડી ચોમાસુ કર્યું. પછી સ ૧૮૫૩મા રાજનગરમા ચોમાસુ કર્યું અહી શ્રીમાલી લક્ષ્મીચદ શેઠે સહસ્રફણા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા ૧૮૫૪ના મહા વદિ ૫ ને સોમવારે કરાવી, તેમા ૪૭૨ જિનમૂર્તિઓ અને ૪૯ સિદ્ધચક્રની પ્રતિષ્ઠા કરી પછી રાજનગરના ઓસવાળ હર્ષચદ સંઘવીએ સિદ્ધાચલનો મોટો સઘ કાઢયો સ.

૧૮૫૭મા સમેતશિખરમા જીર્ણોદ્ધાર કરાવ્યો મ ૧૮૫૮મા લીબડી ચોમાસુ કર્યું સ ૧૮૫૯મા અમદાવાદ વૈશાખ સુદિ ૭ ગુરુવારે પ્રતિષ્ઠા કરી ત્યા બે ચોમાસા કરી પાટણ આવ્યા, ત્યા સ ૧૮૬૨ના ચૈત્ર સુદ ૪ ને બુધવારે સ્વર્ગવાસ કર્યો એમણે ૫૭ વર્ષના દીર્ઘ દીક્ષાપર્યાય દરમ્યાન આ પ્રમાણે યાત્રાઓ કરી હતી —

| | | |
|---|---|---|
| વિમલાચલ (પાલીતાણા)ની | યાત્રા | તેર વાર, |
| ગિરનારની | યાત્રા | ત્રણ વાર, |
| શખેશ્વરની | યાત્રા | એકવીશ વાર, |
| ગોડીપ્રભુની | યાત્રા | ત્રણ વાર, |
| તારગાજીની | યાત્રા | પાચ વાર, અને |
| આબુની | યાત્રા | એક વાર |

## રાસકર્તાની રચનાઓનો પરિચય

શ્રી પદ્મવિજયજી સિદ્ધહસ્ત કવિ હતા અને દીક્ષા લીધા પછી છઠ્ઠા વર્ષથી જ તેઓએ પૂજા સ્તવન, રાસ આદિ નાની-મોટી અનેક રચનાઓ કરવાની શરૂઆત કરી હતી એમની રચનાનો સવતવાર ક્રમ નીચે પ્રમાણે છે —

### રાસ અને પૂજા

| | |
|---|---|
| (૧) અષ્ટપ્રકારી પૂજા | રચના સંવત ૧૮૧૯ ઘોઘામા |
| (૨) નેમિનાથ રાસ | ર૦ સ૦ ૧૮૨૦ રાધનપુર |
| (૩) શ્રી ઉત્તમવિજય-નિર્વાણ રાસ (ઐ૦) | ર૦ સં૦ ૧૮૨૮ |
| (૪) મહાવીરસ્તવ (ષટ્પર્વી મહિમાધિકાર ગર્ભિત) | ર૦ સ૦ ૧૮૩૦ |
| (૫) જિનકલ્યાણસ્તવ | ર૦ સ૦ ૧૮૩૭ |
| (૬) પચકલ્યાણ-મહોત્સવસ્તવ | ર૦ સં૦ ૧૮૩૭ |
| (૭) નવપદપૂજા | ર૦ સ૦ ૧૮૩૮ લીબડી |
| (૮) સમરાદિત્ય કેવલી રાસ | ર૦ સ૦ ૧૮૪૧ વીસનગર |

આ રાસ સમદર્શી આચાર્ય શ્રી હરિભદ્રસૂરિકૃત સમરાદિત્યચરિત્ર પરથી રચ્યો છે

'સમરાદિત્ય સુસાધુનો ચરિત્ર અછે સુવિચિત્ર ।
હરિભદ્ર સૂરે ભાખીઓ વચન વિચાર પવિત્ર ॥'

| | |
|---|---|
| (૯) સિદ્ધાચલ નવાણૂ યાત્રા પૂજા | ર૦ સ૦ ૧૮૫૧ |
| (૧૦) મદન-ધનદેવ-રાસ | ર૦ સ૦ ૧૮૫૭ રાજનગર |
| (૧૧) જયાનદ કેવલી રાસ | ર૦ સ૦ ૧૮૫૮ લીબડી |

આ રાસ સહસ્રાવધાની શ્રી મુનિસુદરસૂરિકૃત શ્રી જયાનદકેવલિચરિત્ર પરથી બનાવ્યો છે. પોતે રાસમા આ વાતનો આ પ્રમાણે ઉલ્લેખ કરે છે.—

મુનિસુંદરસૂરિ એકાવનમે પાટે ગુણગણદરિયા જી;
સહસ્રવિધાની બાલપણાથી તાર્યા જિહાં વિચરિયા જી
અધ્યાત્મકલ્પદ્રુમ નામે સાંતિકર જિણે કીધુ જી;
એકસો આઠ હાથનો કાગલ લિખિને ગુરુને દીધુ જી
એકસો આઠ વર્તુંલિકાના રવ ભિન્ન ભિન્ન ઓળખિયા જી;
ઉપદેશરત્નાકર જિણે કીધો વાદિગોકુલસાંઢ લખિયા જી
ઇત્યાદિક બહુ ગ્રંથના કર્તા શ્રી જયાનંદચરિત્ર જી;
જિણે કીધુ નાના રસ સંયુત બહુ વૈરાગ્ય પવિત્ર જી
તેહ ચરિત્રથી રાસ રચ્યો મે ઓછો અધિક લિખાયો જી;
તે મુઝ મિચ્છા દુક્કડ હોજ્યો પાપ રતિ ન રખાયો જી

**દેવવંદન, સ્તવન, સજ્ઝાય આદિ**

ચોવીસી બે. ચોમાસી દેવવંદન ચોવીસી દંડક ગર્ભિત વીર જિન સ્તવન ખંભાત ચૈત્યપરિપાટી સ્તવ સમકિત પચીસી સ્તવન ર૦ સં૦ ૧૮૧૧ સિદ્ધચક્ર સ્તવ તથા સિદ્ધાચલાદિ અનેક તીર્થ સ્તવનસંગ્રહ તથા સિદ્ધચક્રાદિ નમસ્કાર સંગ્રહ. સિદ્ધદંડિકા સ્તવન ર૦ સં૦ ૧૮૧૪. પંચકલ્યાણ સ્તવન ર૦ સં૦ ૧૮૧૭ પંચકલ્યાણક માસાદિ ગર્ભિત સ્તવન આ સિવાય બીજાં તીર્થ સંબધીના, સંઘયાત્રા સંબંધીના, સીમંધર આદિ જિનસ્તવનો તેમ સજ્ઝાય, ગહુંલીઓ, થોય–સ્તુતિઓની રચનાઓ કવિ શ્રી પદ્મવિજયજીએ એમના કવિ નામને સાર્થ કરી બતાવે એવી સરસ રીતે કરી છે તેમનાં સ્તવનોમા જે ભાવ બતાવેલ છે તે કાવ્યદૃષ્ટિએ વિશેષ રસિક છે ચોમાસી દેવવંદનમા આદિનાથના 'પ્રથમ જિનેશ્વર' સ્તવનમાં ચોત્રીશ અતિશયનું વર્ણન બહુ સુંદર રીતે કર્યું છે, તેવી રીતે બીજા સ્તવનોમાં પણ જોવામા આવે છે. અને સ્તુતિઓ–થોયોમા તો તેઓ ચમકનો ચમત્કાર બતાવ્યા વિના રહેતા નથી.—

આદિ જિનવર રાયા જાસ સોવન્ન કાયા,
મરુદેવી માયા ધોરી લંછન પાયા;
જગત સ્થિતિ નિપાયા શુદ્ધચારિત્ર પાયા,
કેવલશ્રી રાયા મોક્ષનગરે સિધાયા (૧)

પ્રસ્તુત રાસમાં તેમણે કરેલુ મેઘનુ વર્ણન ઉપરની હકીકતનો એક સુંદર નમૂનો છે—

એક દિન પાઉસ આવ્યો રે,
કામિની વિરહ અગનિ થકી ધૂમલેખા ઘનમાળા રે;
વિસ્તરી ગગને તેણિ કરી મેઘ હુઆ માનુ કાલા રે
દિશિવધૂને આભર્ણું પરિ જલદા ભર્તાઈ દીધુ રે;
ચમકે ચિહું દિશિ વીજ તે કનકમયી સુપ્રસીધુ રે
ડિંડિમ પાઉસ રાયનો ચ્યારિ દિશ વિસ્તરીઓ રે;
હું રાજા છું ઇણુ પરેં લોક ગર્જારવે ભરીઓ રે

પ્રથિવી મહિલાને હર્દે હાર સૈર અભિરામ રે;
સરિતા પસરી સોહિઈ દેશી પસરે કામ રે
મેઘ ઘટા મહિષી વલી પૃથિવી ને આકાશે રે;
પય ઝરતી ગાજે ઘણું શ્યામ વરણ સુપ્રકાશે રે

આ ઉપરથી કવિની સ્પષ્ટ રીતે ચમકતી કાવ્યરસિકતા કોના ખ્યાલ બહાર રહે એમ છે? આ ઉપરાત એમણે ગદ્યની રચના કરી છે. શ્રી યશોવિજયજીકૃત સીમધરજિનના ૩૫૦ ગાથાના સ્તવન પર બાલાવબોધ રચ્યો—૨૦ સં ૧૮૩૦, 'ગૌતમકુલક' ઉપર બાલાવબોધ રચ્યો છે—સં ૧૮૪૬, તેમ યશોવિજયજી કૃત મહાવીર સ્તવનો બાલાવબોધ સં ૧૮૪૯મા, 'ગૌતમપૃચ્છા' બાલાવબોધની સં ૧૮૮૪મા અને સંયમશ્રેણિ સ્તવન પર ટબાની રચના કરી છે

કવિશ્રી પોતાની નાની–મોટી તમામ કૃતિઓમાં પોતાના ગુરુનુ 'ઉત્તમ' શબ્દ દ્વારા સ્મરણ કરતા હોય છે એ તેમની અસાધારણ ગુરુભક્તિ જ કહેવાય

જિન ઉત્તમ ગુણેતા પદ્મને સુખ દિતા

વાચનાર તથા સાભળનારને જે કવિતાનો સમૂહ રસ પેદા કરે તેને સાધારણ રીતે રાસ કહેવામાં આવે છે. પ્રસ્તુત રાસમા મદન અને ધનદેવનું કથાનક સરસ રીતે વર્ણવાયેલ છે, એટલે આ કવિતાનુ 'રાસ' નામ સાર્થક બનેલ છે.

## ભાષા

ભાષા અગે વિશેષ લખવા જેવું નથી, કારણ કે આ રાસની ભાષા ૧૯મા સૈકાના મધ્યકાળની છે, એટલે લગભગ ચાલુ ગુજરાતી ભાષા જેવી છે, રાસ વાંચતાં તરત સમજાય તેવી સુગમ છે કવિશ્રી સસ્કૃત અને પ્રાકૃત ભાષાના પંડિત છે તેથી રાસમા કેટલીક જગાએ સંસ્કૃત અને પ્રાકૃત શબ્દો જોવા મળે છે પરતુ સંદર્ભ જોઈને વાચનાર કે સાંભળનાર તે શબ્દોના અર્થ તરત સમજી શકે એમ છે

## આધાર

શ્રી પદ્મવિજયજીએ પોતાની મતિકલ્પનાથી આ રાસ રચ્યો નથી; પરતુ પૂર્વાચાર્યોએ આ કથાનકની રચના કરી છે, તેના આધારે પોતે રાસની રચના કરી છે તે માટે પોતે રાસના અતે આ રીતે ઉલ્લેખ કરે છે :—

તસ આસન સોહાગુરુ એ જાણે જૈન સિદ્ધાન;
શ્રી ગુરુ ઉત્તમવિજયજી એ રે વૈરાગી એકાંત
તસ પદપદ્મ ભ્રમર સમો પદ્મવિજય વર નામ,
ગુરુકિરપાથી કીધસો રે એહ રાસ અભિરામ.
પચમ સુમતિ જિનેસરૂ રે તેહના ચરિત્ર મંઝારી
શ્રી જયાનંદચરિત્રમાંથી રે ભાખ્યો એ અધિકાર

પાંચમા તીર્થંકર સુમતિનાથના ચરિત્રમા તેમ શ્રીજયાનંદકેવલીચરિત્રમાં આ કથાનક આવેલ છે તેના આધારે આ રાસની રચના કરી છે

જયાનંદકેવલીચરિત્રના કર્તા સહસ્રાવધાની આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિજીએ પોતાના રચેલા ચરિત્રના નવમા સર્ગમા કમલપ્રભનગરમા કમલપ્રભ નામનો રાજા છે તેને એકનો એક પુત્ર છે તેને ગાત્રસંકોચ નામનો મહાવ્યાધિ થયેલો છે ઘણા ઉપચાર કરાવે છે; છતાં વ્યાધિ મટતો નથી પછી નગરમા પડહ વગડાવે છે જે કોઈ આ વ્યાધિ મટાડશે તેને મારી પુત્રી કલમસુંદરી અને રાજ્યમાથી એક દેશ આપવામા આવશે આ અવસરે એક બ્રહ્મવૈશ્રવણ નામનો વૈદ્ય આવ્યો છે, તે પરોપકારદૃષ્ટિથી લોકોની દવા કરતો અને અસાધ્ય રોગને મટાડતો હતો આ વાત નગરમા પ્રસિદ્ધિ પામી ને રાજા પાસે પહોચી રાજા તે વૈદ્યને બોલાવે છે બ્રહ્મવૈશ્રવણ રાજપુત્રની દવા કરે છે વ્યાધિ મટી જાય છે એટલે રાજા પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વૈદ્યને રાજપુત્રી આપવા તૈયાર થાય છે રાજા બ્રહ્મ-વૈશ્રવણને કહે છે, “મારી પુત્રીનુ પાણિગ્રહણ કરો, કારણ કે મારા પુત્રને સજ્જ કરનારને મારી પુત્રી આપવી એવી મેં પ્રતિજ્ઞા કરેલી છે” આ સાંભળીને વૈદ્ય કહે છે, “મારે ઘરમા રસોઈ કરનારી બ્રાહ્મણી છે તે સાથે મારા જેવા સામાન્ય માણસોને વધારે પ્રિયાઓ કરવી યોગ્ય નથી તેમ બે પત્નીના પતિ મદનની કથા સાભળીને કોણ મૂર્ખ બે પત્નીઓ કરે ?” એટલે રાજાએ પૂછ્યુ “તે મદન કોણ છે ?” બ્રહ્મવૈશ્રવણ કહે છે, “સંસારમા સુખ મુખ્યતાએ સ્ત્રીથી લાવી શકાય છે, પરંતુ પ્રાય કરીને સ્ત્રી કુટિલ, ક્રૂર તથા પરિણામે અતિ દુઃખદાયી હોય છે. આ બાબતમા મદન ને ધનદેવનુ દૃષ્ટાંત કહુ છુ તે સાવધાન થઈને સાંભળો.” એમ કહીને વૈદ્ય મદન અને ધનદેવનુ દૃષ્ટાંત કહે છે (જે રાસમાં ગૂંથવામાં આવ્યુ છે) આ કથાનક નવમા સર્ગમાં પૂરું થતા મુનિસુંદરસૂરિ પોતે કહે છે, “આ ચરિત્ર પ્રાકૃત સુમતિનાથ ચરિત્ર ઉપરથી મેં રચ્યુ છે”

આથી એક વાત નક્કી થઈ કે આ ચરિત્રનુ મૂળ પ્રાકૃતભાષામય સુમતિનાથના ચરિત્રમાં છે. સુમતિનાથચરિત્રના કર્તા ૧૨મી સદીમા થયેલા છે. જેમણે કુમારપાળ-પ્રતિબોધ ને સિંદૂરપ્રકરની રચના કરી છે, તે સોમપ્રભાચાર્યે આ ચરિત્ર બનાવ્યુ છે. તેમા કથાનક આ રીતે આવે છે આચાર્ય મહારાજ પધાર્યા છે, ત્યાં બધા દેશના સાભળવા જાય છે દેશના પૂરી થતા એક વિદ્યાધર કહે છે, “આપના દર્શન કરતા મને ઘણો હર્ષ થાય છે માટે મારે ને તમારે પૂર્વનો કોઈ સંબંધ હોવો જોઈએ” તે વખતે આચાર્ય-શ્રી પોતાનો ને આ વિદ્યાધરનો પૂર્વનો ભવ કહે છે, કે આપણે બે પૂર્વભવમા મદન–ધનદેવ હતા એમ કહીને આખી કથા કહેવામા આવી છે આ રાસનો આધાર સુમતિનાથ-ચરિત્ર છે

અમદાવાદમા ડોશીવાડાની પોળમા ગોસાઈજીની પોળમા સીમંધરનો ખાચો તે ભાભા પાર્શ્વનાથનો ખાચો, ત્યા રહીને આ રાસની રચના કરી છે. રાસમા અંતે કહે છે–

સીમંધર સ્વામી તથા રે તિમ વળી ભાભા પાસ;
સાનિધે સંપૂરણ થયો રે મદન-ધનદેવ-રાસ

## પ્રતિ-પરિચય

પ્રસ્તુત રાસના સંપાદન-કાર્યમા જામનગર વીસા શ્રીમાળી જૈન ઉપાશ્રયના જ્ઞાન-ભંડારની પ્રતિનો ઉપયોગ કર્યો છે આ પ્રતિ કાગળ ઉપર લખાયેલી છે. તેની લંબાઈ–

પહોળાઈ ૯ા ×૪ાા ઇંચની છે આ રાસની બીજી પ્રતિઓ અમદાવાદ, પાટણ, વડોદરા, પાલનપુર, ખેડા આદિ જ્ઞાનભંડારમા છે, તે મારા ધ્યાનમાં છે. પરંતુ જામનગરમાંથી મળેલી પ્રતિ કર્તાના પોતાના હસ્તાક્ષરમા લખાયેલ છે એથી તેને મુખ્ય સ્થાન આપીને આ રાસનું સંપાદન મેં કર્યું છે. જે ભંડારમાંથી આ પ્રતિ મેળવી છે તે ભંડારના સૂચી-પત્રમાં આ પ્રતિની માહિતી આ પ્રમાણે છે :—

"મદન-ધનદેવ-રાસ, ગૂ પોથી ૯૪ નં ૬૩૬, પત્ર ૧૬, કર્તા શ્રી પદ્મવિજયજી, રાસગાથા ૪૫૯, લેખન-કાલ ૧૯મું શતક, રચના-સંવત ૧૮૭૫, લખ્યા-સંવત ૧૮૭૫, કારણ કે કર્તાના પોતાના હસ્તાક્ષરથી લખાયેલી પ્રતિ છે.

## રાસનો કથાસાર

રાસની રચનાનો હેતુ વિશેષત સંસારની અસારતા બતાવીને ધર્મબોધ આપીને માનવીને ધર્માભિમુખ બનાવવાનો છે આ રાસમા મદન અને ધનદેવની કથા દ્વારા કવિ સંસારની વિષમતા બતાવવા માગે છે તેમા પણ સંસારમા બે પત્ની કે વધારે પત્ની હોય એવા નાયકની કેવી વિષમ સ્થિતિ થાય છે, તે આ કૃતિમા બતાવ્યુ છે તે સાથે સ્ત્રીચરિત્ર કેવુ હોય છે, તે પણ બતાવ્યુ છે

આ રાસમા ૧૯ ઢાળો છે એનો ઢાળવાર કથાસાર નીચે આપવામા આવે છે:—

**પહેલી ઢાળ**—કુશસ્થળ નામના નગરમાં મદન નામનો શ્રેષ્ઠી હતો તેને નામથી અને ગુણથી ચંડા અને પ્રચંડા નામની બે સ્ત્રીઓ હતી મદન શેઠ બન્ને પર સરખો પ્રેમ રાખતો હતો; પરંતુ બન્ને નહીં જેવા કારણે કલહ કરતી હતી તેથી મદન શેઠે પ્રચંડાને નજીકના બીજા ગામમાં રાખી અને એક એક દિવસનો નિયમ કરીને મદન શેઠ એક એકને ઘેર જવા-આવવા લાગ્યો એક વખત મદન શેઠ પ્રચંડાને ઘેર એક દિવસ વધારે રહ્યો; ત્યાર પછી ચંડાને ઘેર ગયો ચંડા ખૂબ કોપાયમાન થઈ, એણે તેની સન્મુખ સાબેલું ફેંક્યું. તેનો પ્રકોપ જોઈ મદન ત્યાથી નાઠો. કેટલેક દૂર જઈ પાછુ જોયુ, તો મુશળના બદલે ભયંકર સર્પ આવતો જોઈને એ ગભરાઈ ગયો ને દોડતો દોડતો પ્રચંડાના ઘેર ગયો પ્રચંડાએ પૂછ્યું "પ્રિય! તુ કેમ આટલો બધો વ્યાકુળ થયો છે?" ત્યારે તેણે ચંડાનો વૃત્તાંત કહ્યો. તે સાંભળી પ્રચંડા બોલી "મનમાથી ભય દૂર કર અને સ્વસ્થ થા. હમણાં તેનો ઉપાય કરું છું."

**બીજી ઢાળ**—પેલો ભયંકર સર્પ તેણીના ઘરના આગણામા આવ્યો તેને જોઈને તેણીએ પોતાના શરીરના મેલની ગોળીઓ કરીને તે સર્પની સામે ફેંકી એ ગોળીઓના નોળિયા થઈ ગયા અને એમણે સર્પના કકડેકકડા કરી નાખ્યા આ જોઈ ને મદન શેઠ વિચાર કરવા લાગ્યો ચંડાના કોપથી બચવા હુ આ પ્રચંડાને શરણે આવ્યો પરંતુ આ પ્રચંડા પણ કોપ કરે તો મારે કોનું શરણ લેવું? માટે આ બન્ને સ્ત્રીનો ત્યાગ કરીને પરદેશ ચાલ્યો જાઉ. આ પ્રમાણે વિચારી મદન શેઠ એક દિવસ પુષ્કળ ધન લઈને દેશાતર ચાલ્યો ગયો કેટલાક દિવસે તે સ્વર્ગસમાન સંકાશ નગરીના ઉદ્યાનમા વિશ્રાતિ લેવા માટે બેઠો તે વખતે ત્યા આવેલા ભાનુદત્ત શ્રેષ્ઠીએ એને કહ્યુ "મદન, તુ ભલે આવ્યો. ચાલ મારા ઘેર." મદન એમના ઘેર ગયો ભાનુદત્તે સ્નાન, ભોજન વગેરે કરાવી પોતાની પુત્રીને આગળ

કરીને કહ્યુ . " મદન શેઠ ! તમે આ મારી પુત્રીનું પાણિગ્રહણ કરો " રતિથી અધિક રૂપવતી તે કન્યાને જોઈને તેણે શ્રેષ્ઠીને કહ્યુ · " મારું કુળ–શીલ જાણ્યા વિના મને તમારી પુત્રી કેમ આપો છો ? " શેઠ કહે " મારે ચાર પુત્રો અને વિદ્યુલ્લતા નામની આ એક પુત્રી છે પુત્રી ઉંમરલાયક અને બધી કળાઓમા નિપુણ થઈ એટલે એ કોને પરણાવવી એની મને ચિંતા થવા લાગી. મને ગઈ રાત્રે કુળદેવીએ આવીને કહ્યું 'વત્સ ! શા માટે ચિંતા કરે છે ? પ્રાતઃકાળે આ નગરના ઉદ્યાનમા તારી કન્યાને યોગ્ય મદન નામનો પુરુષ આવી પહોચશે, તેને તારી કન્યા પરણાવજે અને તારા ઘરમા રાખજે.' તેના આદેશથી જ આ પુત્રી હું તમને આપુ છું. "

ત્રીજી ઢાળ—મદન વિદ્યુલ્લતાને પરણે છે, અને ભાનુદત્તે આપેલ ઘરમા રહીને વિદ્યુલ્લતા સાથે ભોગ ભોગવે છે. આ પ્રમાણે કેટલોક સમય સુખમા નિર્ગમન થયો તેવામા વિયોગી સ્ત્રીઓને માટે યમરાજ સમાન વર્ષાકાળ આવ્યો અહીં કવિ વર્ષાઋતુનું બહુ સરસ–સુંદર વર્ણન કરે છે તે વખતે એક વિયોગી સ્ત્રી પતિનુ સ્મરણ કરી રુદન કરતી હતી. તે રુદન ગોખમા બેઠેલા મદને સાભળ્યુ તેથી તેને વિચાર આવે છે કે—

ચોથી ઢાળ—' જેમ આ સ્ત્રી પતિના વિયોગથી કામદેવ વડે પીડા પામીને રુવે છે તેમ મારા વિરહથી મારી બન્ને પત્નીઓ પણ મને યાદ કરીને દુ ખી થતી હશે. તો એમની પાસે જઈને એમને આશ્વાસન આપુ ' પછી મદન શેઠ આસુ સારવા લાગ્યો વિદ્યુલ્લતાએ એ જોયું અને પૂછ્યું. " હે પ્રિય ! અત્યારે અકસ્માત્ તમને રુદન કેમ આવ્યું ? " ત્યારે મદને પોતાની બે પત્નીઓની હકીકત કહી સભળાવી એ સાંભળીને તેણીએ કહ્યુ " તો તમે ત્યા જઈને તેમને કેમ આશ્વાસન આપતા નથી ? " મદને કહ્યુ " હે પ્રિયે ! તુ રજા આપે તો ત્યા જઈ આવું " તે સાભળી એને ઈર્ષ્યા થઈ આવી, છતા બાહ્ય શાંતિ રાખીને તે બોલી · " હે પ્રિય ! હમણા વર્ષાઋતુ હોવાથી રસ્તો કાદવ–કીચડથી વિષમ થઈ ગયો છે, માટે શરદ ઋતુ આવે ત્યારે જવુ યોગ્ય છે પછી મદને અવસર જોઈને વિદ્યુલ્લતા પાસે જવાની રજા માગી તેણીએ તરત જ સમતિ આપી, અને કરંબાનું ભાતુ પણ આપ્યુ. મદન કુશસ્થલ દેશ તરફ ચાલ્યો. મધ્યાહ્ન સમયે તે એક સરોવરના કાંઠે વિશ્રામ કરીને બેઠો. પછી દેવગુરૂનુ સ્મરણ કરી ભોજન કરવાની ઇચ્છા થતા તેને વિચાર આવ્યો કે કોઈ અતિથિને આપીને પછી હું જમુ. તેવામા એક જટાધારી તાપસને જોઈ તેણે તેને શ્રદ્ધાપૂર્વક કરંબો આપ્યો ભૂખ્યો તાપસ ત્યા બેસીને ખાવા લાગ્યો. મદન ખાવા જાય છે ત્યા છીંક થઈ અપશુકન થયા જાણી, મદને ખાવામા વિલંબ કર્યો; તેવામાં કરંબાના પ્રભાવથી તાપસ ઘેટો બની ગયો

પાંચમી ઢાળ—ઘેટો બેબે કરતો સકાશ નગર તરફ ચાલ્યો તે જોઈને મદને વિચાર્યું કે જો મે કરબો ખાધો હોત તો હુ પણ ઘેટો થઈ જાત એ ઘેટો કયાં જાય છે તે જાણવા માટે તે તેની પાછળ ચાલ્યો બન્ને જણ સકાશ નગરમા પહોંચ્યા ઘેટો વિદ્યુલ્લતાના ઘરમા પેઠો મદન એક બાજુ સતાઈને ઊભો રહ્યો વિદ્યુલ્લતા બારણા બંધ કરીને ક્રોધથી ઘેટાને મારવા લાગી, અને બોલી " અરે દુષ્ટ, નિરપરાધી એવી મને મૂકીને અપરાધી એવી બે પ્રિયાઓની સાથે રમવા માટે ઇચ્છે છે ? શુ મારી પાસે મુશળ નથી ? પરંતુ ભરતારના પ્રાણનો નાશ કેમ કરુ ?–એવા વિચારથી હું તને મુશળથી હણતી નથી.

ચંડાના મુશળથી ભય પામીને તું પ્રચંડાને શરણે ગયો, પણ અત્યારે મારાથી હણાતો તું કોને શરણે જઈ શકે તેમ છે ?" આમ કહીને તે ઘેટાને વારંવાર મારવા લાગી ઘેટાના પોકારથી લોકો એકઠા થઈ ગયા અને બોલ્યા, "રે નિર્દય ! આ પશુને શા માટે મારે છે ?" ત્યાર પછી તેણીએ મંત્રેલું પાણી ઘેટા પર છાટ્યું એટલે તરત ઘેટો જટાધારી તાપસ થઈ ગયો તે જોઈ માણસોએ તાપસને પૂછ્યું, "હે પૂજ્ય ! આ શું ?" ત્યારે તેણે પોતાનો વૃત્તાત કહ્યો તે સાભળી લોકો આશ્ચર્ય પામ્યા. ભય પામેલો તાપસ ત્યાંથી નાસી ગયો. વિદ્યુલ્લતા વિચાર કરે છે કે મને ધિક્કાર છે કે મે નિરપરાધી તાપસને માર્યો ! લોકમા મારી નિંદા થઈ અને પતિનો વિયોગ થયો મદન વિચારવા લાગ્યો કે સ્ત્રીઓના ચરિત્ર જાણવા યોગીઓ પણ સમર્થ નથી તેથી ચંડા, પ્રચંડા ને વિદ્યુલ્લતા–એ ત્રણેને તજીને હવે હું આત્મહિત કરીશ આ પ્રમાણે વિચારી મદન શેઠ હસંતી નગરીએ પહોચ્યો

**છઠ્ઠી ઢાળ**—ત્યા ઉદ્યાનમા તેણે આદિજિણંદનું ચૈત્ય જોયું ભગવાનની સ્તુતિ કરીને તે રંગમંડપમા બેઠો તે વખતે સુંદર વેષવાળો એક યુવાન તેની પાસે આવીને બેઠો તેને દુઃખી જોઈને મદને પૂછ્યું "હે મિત્ર ! તું કોણ છે અને શા માટે નિઃશ્વાસ મૂકે છે ?" તે બોલ્યો "મારુ દુઃખ પછી કહીશ પહેલા તમે કોણ છો તે કહો" ત્યારે લજ્જા સાથે મદન શેઠે પોતાનો સર્વ વૃત્તાત કહ્યો તે સાભળી ધનદેવ નામનો તે યુવાન બોલ્યો "તમારા દુઃખ કરતા મારુ દુઃખ અલ્પ છે" મદને કહ્યું, "તમારો વૃત્તાત કહો" એટલે ધનદેવ આ પ્રમાણે કહેવા લાગ્યો –

**સાતમી ઢાળ**—"આ નગરીમાં ધનપતિ નામે શ્રેષ્ઠી હતો તેને લક્ષ્મી નામની ભાર્યા હતી. તેમને બે પુત્રો હતા. પ્રથમ ધનસાર, બીજો ધનદેવ બન્નેને સર્વ કળા ભણાવી બે કન્યાઓ પરણાવી. તેમનો કેટલોક કાળ આનંદમા વ્યતીત થયો તેમનાં માતાપિતા જૈનધર્મનું આરાધન કરી સ્વર્ગે ગયા બન્ને ભાઈઓ પરસ્પર સ્નેહથી રહેતા, પરંતુ સ્ત્રીઓ કલહ કરતી હતી તેથી ધનાદિક વસ્તુઓ વહેંચીને તેઓ જુદા રહેવા લાગ્યા નાનાભાઈને ઉદ્વેગ પામેલો જોઈને મોટા ભાઈએ ઉદ્વેગનું કારણ પૂછ્યું, ત્યારે નાનાભાઈએ પોતાની સ્ત્રી તરફ અસંતોષ બતાવ્યો, તેથી મોટાભાઈએ રૂપગુણયુક્ત એવી બીજી કન્યા શોધી તેની સાથે ધનદેવને પરણાવ્યો

**આઠમી ઢાળ**—નવી સ્ત્રી સાથે ધનદેવ ભોગ ભોગવવા લાગ્યો, પરંતુ દુર્ભાગ્યે તે પણ સ્વેચ્છાચારી નીકળી એક દિવસ બન્ને સ્ત્રીઓનું ચરિત્ર જાણવાની ઇચ્છાથી ધનદેવે કહ્યું : "મને આજે જ્વર આવ્યો છે." અને પછી તે સૂઈ ગયો, નાસિકાના ઘોર શબ્દ બોલાવવા લાગ્યો. તેને નિદ્રાવશ થયેલો જાણી મોટી સ્ત્રીએ નાનીને કહ્યું "બહેન, ઝટ બધી સામગ્રી તૈયાર કર" પછી બન્ને જણી એક આમ્રવૃક્ષ પર ચઢી તે વખતે ધનદેવ પણ ગુપ્ત રીતે આમ્રવૃક્ષના કોટરમા બેસી ગયો. પછી તે સ્ત્રીઓએ મંત્રજાપ કર્યો, એટલે એ આંબો આકાશમા ઊડીને રત્નદ્વીપના રત્નપુર નગરમા ગયો બન્ને જણી નગરમા ઇચ્છા પ્રમાણે આશ્ચર્યો જોવા લાગી ધનદેવ પણ તેમની પાછળ ગયો, અને તેમનું આવું ચરિત્ર જોઈને આશ્ચર્ય પામ્યો.

**નવમી ઢાળ**—તે નગરમાં શ્રીપુંજ નામનો શ્રેષ્ઠી હતો તેને ચાર પુત્રો ઉપર એક શ્રીમતી નામની પુત્રી હતી તેનો અત્યારે લગ્નોત્સવ ચાલતો હતો તેને પરણવા માટે

વસુદત્ત સાર્થવાહનો પુત્ર અશ્વ પર આરૂઢ થઈને તોરણે આવ્યો, પણ લોકોના ધક્કાથી તોરણનો થભ પડી ગયો અને તેનો અગ્રભાગ વરરાજાના મસ્તક પર વાગવાથી તે તરત મૃત્યુ પામ્યો આ વખતે શ્રીપુજ શ્રેષ્ઠી વિચાર કરે છે કે કન્યાને અત્યારે જ નહિ પરણાવીએ તો લોકમા તેણીનુ દુર્ભાગ્ય પ્રસિદ્ધ થશે. માટે કોઈ યુવાન વર મળી જાય તો તેની સાથે આ પુત્રીને તત્કાળ પરણાવી દઈએ અને શ્રેષ્ઠીએ વરને શોધી લાવવા માણસો મોકલ્યા. તેઓ કામદેવ જેવા ધનદેવને શ્રેષ્ઠી પાસે લઈ આવ્યા યુવાન પુત્રીને યોગ્ય છે એમ જાણી શ્રેષ્ઠીએ પ્રાર્થનાપૂર્વક હર્ષથી તે યુવાન સાથે પુત્રીને પરણાવવાનુ નક્કી કર્યું

**દશમી ઢાળ**—તે વખતે ધનદેવે વિચાર કર્યો કે આવી સુંદર સ્વયવરાનો શા માટે ત્યાગ કરું ? પછી લગ્નક્રિયા શરૂ થઈ આ અવસરે ધનદેવની બન્ને સ્ત્રીઓ ત્યા આવી પહોચી, અને દેવ-દેવી જેવુ વરવહુનુ યુગલ જોઈને પ્રશસા કરવા લાગી તે વેળા નાની સ્ત્રી બોલી · "બહેન ! આ વર આપણા પતિ જેવો દેખાય છે" મોટી બોલી "સમાન આકૃતિવાળા મનુષ્યો ઘણા હોય છે આપણો પતિ તો શીત જ્વરથી પીડાતો ઘેર સૂતો છે, જેથી તુ જરા પણ ચિતા ના કરીશ." પછી ધનદેવ કોઈ બહાનું કાઢી નગર બહાર આવી આબાના કોટરમા ભરાઈ ગયો. પેલી બે સ્ત્રીઓ પણ ત્યા આવી. એમણે મત્ર ભણ્યો અને આબો આકાશમા ઊડીને પોતાના ઘરના આગણે આવી ગયો ધનદેવ તેમાથી નીકળીને ઘરમા જઈને ઓઢીને સૂઈ ગયો બન્ને સ્ત્રીઓ એને સૂતેલો જોઈ શકા વિના સૂઈ ગઈ સવારે ઘરકામ કરતા નાનીએ ધનદેવના હાથે કંકણ બાધેલુ જોઈને મોટીને તે વાત કહી મોટીએ કહ્યું "તુ ચિતા ન કરીશ હમણા જ હું એનો ઇલાજ કરું છુ"

**અગિયારમી ઢાળ**—પછી મોટી સ્ત્રીએ કંદોરાને મત્રીને સાત ગાંઠ વાળીને ધનદેવના પગે બાધી દીધો, એટલે તરત એ પોપટ થઈ ગયો તે વિચાર કરે છે, 'મનુષ્યભવ હારી ગયો, અને પક્ષી થયો, હવે હુ શુ કરુ ?' આ વિચારથી દુખી થયેલો પોપટ ઊડવા લાગ્યો. તે વખતે મોટી સ્ત્રી એને પકડીને બોલી "રે મૂર્ખ ! ટાઢિયો તાવ આવ્યાનુ બહાનુ કરી તે અમારુ ચરિત્ર જોયુ છે, તો હવે કપટનુ ફળ ભોગવ !" પછી એણે પોપટને પાજરે પૂરી દીધો નાની સ્ત્રી મોટી સ્ત્રીની આવડતની પ્રશસા કરવા લાગી પોપટ પોતાના ઘરને તથા પરિવારને જોઈ શોક કરવા લાગ્યો પછી તે સ્ત્રીઓ જે વખતે વઘારના છમકારા આપતી હતી તે વખતે પોપટને કહેવા લાગી · "રે દુષ્ટ ! અમે તારો વધ કરીને તારા પણ આવા જ છમકારા બોલાવીશું."

**બારમી ઢાળ**—આ બાજુ રત્નપુરમા શ્રીમતીનો પતિ ક્યાં ગયો, ક્યા ગયો તેમ શોધ શરૂ થઈ, પણ તેનો પત્તો લાગ્યો નહિ સવારે તેણે લખેલો એક શ્લોક શ્રીમતીના જોવામા આવ્યો તેમા લખ્યુ હતું કે હસતીપુરના નિવાસી ધનપતિનો પુત્ર ધનદેવ અહી આવ્યો હતો, તે પરણીને પાછો ગયો છે શ્રીમતીએ આ વાત પોતાના પિતાને કહી પિતાએ તેને કહ્યુ "તારા પતિને શીઘ્ર અહી બોલાવુ છુ" પછી એક દિવસ સાગરદત્ત શેઠ ધનોપાર્જન માટે હસંતી નગરી જતો હતો તે વાત જાણીને શ્રીપુજ શ્રેષ્ઠીએ ધનદેવને માટે રત્નના અલકાર આપીને સદેશો કહેવરાવ્યો "હે ધનદેવ, તારી પત્ની તને બહુ યાદ કરે છે, માટે જલદી આવીને એની સંભાળ લે" સાગરદત્ત સમુદ્ર ઓળગીને હસતી નગરીમા

આવ્યો અને ધનદેવને ઘેર ગયો ત્યા એણે ધનદેવને જોયો નહિ, એટલે તેની પત્નીઓને પૂછ્યું કે ધનદેવ કયા ગયો છે? એમણે જવાબ આપ્યો કે વ્યાપાર માટે પરદેશ ગયા છે. ત્યારે સાગરદત્તે કહ્યું "શ્રીપુંજ શેઠે આ અલકાર મોકલાવ્યા છે ને જમાઈ ધનદેવને શીઘ્ર બોલાવ્યા છે" બન્ને સ્ત્રીઓ બોલી: "અમારા પતિ તે પત્નીને મળવા ઉત્સુક છે પરંતુ કાર્યવશ દેશાતર ગયા છે જતા કહેતા ગયા છે કે કદાચ રત્નપુરથી અહીં કોઈ આવે તો તેની સાથે મારી પ્રિયાને માટે પોપટ મોકલજો, ને જે આપે તે લઈ લેજો" એમ કહી સાગરદત્તને પાજરા સહિત પોપટ આપ્યો, અને તેની પાસેથી અલંકારો લઈ લીધા સાગરદત્ત વ્યાપાર કરીને પોતાના નગર રત્નપુર ગયો ને શ્રીપુંજને ધનદેવના સમાચાર કહીને પોપટ આપ્યો શેઠે પોતાની પુત્રીને એ પોપટ આપ્યો તેથી તે સંતોષ પામી અને પોપટને રમાડતી દિવસો વિતાવવા લાગી

**તેરમી ઢાળ**—પોપટને રમાડતાં રમાડતાં એણે એક દિવસ પોપટના પગમા દોરો જોયો, આશ્ચર્ય પામી તે તોડી નાખ્યો તત્કાળ પોપટના બદલે ધનદેવ પ્રગટ થયો તે જોઈને તે આશ્ચર્ય પામી એણે પૂછ્યું. "આ શુ આશ્ચર્ય?" તે બોલ્યો "તુ જે જુવે છે તે સત્ય છે વધારે પૂછવાની જરૂર નથી" આ વૃત્તાત શ્રીમતીએ પોતાના પિતાને કહ્યો આ સાભળી બધા આનદિત થયા કેટલોક સમય સુખમા વ્યતીત થયો શ્રીપુજ સ્વર્ગે ગયો પિતાના ઘરમા ભાઈઓનો સ્નેહ ઓછો જાણીને શ્રીમતીએ પતિને કહ્યુ. "તમારા પિતાનું ઘર કેમ બતાવતા નથી?" ધનદેવ બોલ્યો "અવસરે બતાવીશ" શ્રીમતીએ ફરી ફરી આગ્રહ કર્યો

**ચૌદમી ઢાળ**—ધનદેવ બોલ્યો · "હે પ્રિયા, હજુ સુધી મને છમકારા સાભરે છે." શ્રીમતી બોલી "તે છમકારા કેવા?" એટલે ધનદેવે પોતાનો સર્વ વૃત્તાંત કહી સભળાવ્યો. શ્રીમતીએ કહ્યુ "તમે શંકા ના રાખશો હુ તેનો પ્રતીકાર કરીશ, માટે પિતાના ઘેર ચાલો. ધનદેવ હસંતી નગરીમા આવ્યો તે વખતે ધનદેવને પોપટના બદલે મૂળરૂપમા જોઈને આશ્ચર્ય પામેલી અને બહારથી હર્ષ બતાવતી તે બન્ને સ્ત્રીઓએ સુખશાતા પૂછીને પતિને ખુશ કર્યો. પછી મોટી સ્ત્રીના કહેવાથી નાની સ્ત્રી પગ ધોવા માટે જળ લઈ આવી અને ભક્તિથી તામ્રપાત્રમાં તેના પગ ધોયા તે જળ લઈને મોટી સ્ત્રીએ મત્રીને જમીન પર છાંટ્યું. એટલે તરત ચારે તરફથી પાણી વધવા લાગ્યું તે જોઈને ધનદેવે ભય પામીને શ્રીમતી સન્મુખ જોયુ. તે બોલી "ભય ન પામો" વૃદ્ધિ પામતું તે જળ અનુક્રમે ઘૂટી, ઢીચણ, સાથળ, નાભિ, કંઠ ને છેવટે નાસિકા સુધી પહોચ્યું તે વખતે તેણે ભય પામીને શ્રીમતીને કહ્યુ "પ્રિયા! ડૂબી ગયા પછી શું?" શ્રીમતીએ "ગભરાશો નહિ" એમ કહીને પોતાના મુખ વડે તે જળનુ એવી રીતે પાન કર્યું કે એક બિંદુ પણ બાકી રહ્યુ નહિ! આ ચમત્કાર જોઈને બન્ને સ્ત્રીઓ શ્રીમતીના પગમાં પડી અને બોલી "તારી વિદ્યાથી અમે હારી ગયા છીએ. તારી માફક અમે પણ પતિની સેવા કરીશું" ત્યાર પછી ત્રણે સ્ત્રીઓ પ્રીતિવાળી થઈને રહેવા લાગી કારણ કે સરખા સ્વભાવવાળાને પ્રીતિ હોય છે પણ પછી પ્રથમની બે સ્ત્રીઓની જેમ શ્રીમતી પણ સ્વેચ્છાચારી થઈ ગઈ!

**પંદરમી ઢાળ**—આથી ધનદેવ વિચાર કરે છે કે આ ત્રણેનો ત્યાગ કરીને હું હવે આત્મહિત કરુ પછી ધનદેવ કંઈક બહાનું કરીને અહીં આવ્યો છે. તે ધનદેવ હું જ છું.

મેં પક્ષીની અવસ્થામા તથા બીજી રીતે પણ જે દુ ખ ભોગવ્યું છે તે તમારા દુઃખથી વિશેષ છે" મદન કહે, "હવે તો આ સ સાર જ દુ ખમય છે એમ જાણીને આપણે આત્મહિત કરવુ યોગ્ય છે આ વખતે ત્યાં વિમળબાહુ નામના ગુરુ પધાર્યા. બન્ને ભક્તિથી ગુરુની પાસે બેઠા ગુરુએ ધર્મદેશના આપી સ સારનુ સ્વરૂપ સમજાવ્યું. દેશના સાંભળીને બન્નેએ એમની પાસે દીક્ષા અંગીકાર કરી સ વેગ ધારણ કરીને વિહાર કરતા બન્ને વિવિધ પ્રકારનું તપ અને છેવટે અનશન કરીને સૌધર્મ દેવલોકમાં દેવ થયા.

**સોળમી ઢાળ**—ત્યાથી મદનનો જીવ વિજયપુરમાં સમરસેન રાજાની વિજયાવતી રાણીથી મણિપ્રભ નામે પુત્રરૂપે ઉત્પન્ન થયો અનુક્રમે પિતાએ તેને ગાદી પર બેસાર્યો. ચિરકાળ રાજ્યલક્ષ્મી ભોગવી, એક દિવસ કરમાઈ ગયેલા કમળવનને જોઈને પ્રતિબોધ પામી, પોતાના પુત્રને રાજ્ય સોંપી જિનેશ્વરસૂરિ પાસે એ દીક્ષિત થયો મણિપ્રભ રાજર્ષિ અવધિજ્ઞાન પામ્યા ને આકાશગમનની શક્તિવાળા થયા.

**સત્તરમી ઢાળ**—ધનદેવનો જીવ વૈતાઢ્ય પર્વતના રથનૂપુરચક્રવાલ નગરમાં મહેન્દ્રસિ હ નામે વિદ્યાધર–ચક્રવર્તી થયો. તેને રત્નમાલા નામની પટરાણી હતી તથા રત્નચૂડ અને મણિચૂડ નામે પુત્રો હતા. એક વખત ચક્રવર્તીની પ્રિયા મહાવ્યાધિથી મરણ પામી રાજા તેનુ રક્ષણ ના કરી શકયો તે મોહવશ થઈ વિલાપ કરવા લાગ્યો.

**અઢારમી ઢાળ**—આ વૃત્તાત અવધિજ્ઞાનથી જાણી મણિપ્રભ મુનીશ્વર આકાશગામિની લબ્ધિથી અને પૂર્વભવના સ્નેહના વશથી તેના નગરમા ગયા ત્યા ચક્રવર્તી વંદન કરીને તેની સન્મુખ બેઠો. મુનિએ સંસારનું સ્વરૂપ સારી રીતે સમજાવ્યું.

**ઓગણીસમી ઢાળ**—ત્યાર પછી વિદ્યાધરે મણિપ્રભ મુનિને કહ્યુ : "તમારા પર મને બહુ સ્નેહ થાય છે તેનુ શુ કારણ?" તે વખતે મુનિરાજે ધનદેવ અને મદનનો પૂર્વભવ કહ્યો. પૂર્વભવની સ્ત્રીઓનું ચરિત્ર સાભળીને વિદ્યાધર પ્રતિબોધ પામ્યો અને પુત્ર રત્નચૂડને રાજ્ય સોપી પોતે દીક્ષા ગ્રહણ કરી વિદ્યાધર રાજર્ષિ આગમનો અભ્યાસ કરી ઉગ્ર તપ તપી અનેક લબ્ધિના ભ ડાર થયા અનુક્રમે બન્ને મુનિરાજ શુકલધ્યાન કરતા કરતા કેવળજ્ઞાન પામીને મોક્ષસુખ પામ્યા

આ પ્રમાણે હે સુજ્ઞ પુરુષો, મદન-ધનદેવની જેમ વિષયસુખને દુઃખરૂપ માની તેનાથી વિરક્ત થઈ ચારિત્ર અંગીકાર કરીને અનુક્રમે મોક્ષસુખ પામો.

## મદન-ધનદેવ-રાસ

॥ ૐ હ્રીં અર્હં નમઃ ॥

॥ દુહા ॥

વિહરમાન પ્રભુ રાજતા, વ દુ જિનવર વીસ ।
પદકજ પ્રણમુ પાસના, જેહની ચડતી જગીસ ॥ ૧ ॥

ગુણદાયક ગુણસ્યુ ભર્યા, પ્રણમુ ગુરુના પાય ।
ભમતા જે ભવસાયરે, પ્રવહણ સમ પરખાય ॥ ૨ ॥

જગમાં બંધન દો કહ્યાં, રાગ તથા વલી દ્વેષ ।
તેહમા પણિ રાગ જ વડું, જેહથી દુખ અશેષ ॥ ૩ ॥
સુખઈચ્છક સહુ જીવ છે, સુખ નવિ ઓલખે કોય ।
જિહા આત્મિક સુખ નીપજે, તે શિવમંદિર હોય ॥ ૪ ॥
દુર્બુદ્ધિ સુખભ્રાંતિથી, રમે વિષયમા લીન ।
ન ગમે સજ્જન પુરુષને, જાસ સુકૃત મતિ પીન ॥ ૫ ॥
તેહ વિષયસાધન અછે, મુખ્યથકી વર નારી ।
તે તો ક્રૂર કુટિલ કહી, સાપિણી પરિ નિરધાર ॥ ૬ ॥
જૂઠી ક્રોધમુખી ઘણુ, નિરદયી સાહસવંત ।
કલહકારી કપટી વલી, પાર લહે નહીં સંત ॥ ૭ ॥
કટુક વિપાક પરિણામથી, સુણુયો ઇહા દૃષ્ટાંત ।
મદન તથા ધનદેવનો, વિવરી કહું વૃત્તાંત ॥ ૮ ॥
ચરિત્ર દેખી નારિતણું, વિરમ્યા જેહ મહંત ।
તે સુખીઆ સંસારમા, તે થાઈ ગુણવંત ॥ ૯ ॥
તે પણિ એ દૃષ્ટાંતથી, જાણો સુગુણનિધાન ।
કિમ આદરી છાંડી વલી, જાણી દુખ નિદાન ॥૧૦॥
કૌતુકો ને વૈરાગ્યની, વાત ઘણું સુવિનોદ ।
સાભલતા સુખ ઉપજે, પૂરણ લહે પ્રમોદ ॥ ॥૧૧॥

॥ ઢાળ ૧ ॥

॥ માલી કેરા બાગમા દોય નારિંગ પક્કે રે લો, અહો દોય—એ દેશી ॥

જંબૂદ્વીપ લખ જોયણો, જગતીસ્યુ સોહે રે લો,
અહો જગતીસ્યુ સોહે રે લો ।
મેરૂ પર્વત મધ્ય ભાગમા દેખી મન મોહે રે લો,
અહો દેખી મન મોહે રે લો ॥૧૨॥
તેહથી દક્ષિણ દિશ ભલું ખેત્ર ભરત દેદારૂ રે લો,
અહો ખેત્ર ભરત દેદારૂ રે લો ।
બિચમે નગ વૈતઢચ છે રૂપાનો વારૂ રે લો,
અહો રૂપાનો વારૂ રે લો ॥૧૩॥
તેહથી દક્ષિણભરતમા સોહે સન્નિવેસ રે લો,
અહો સોહે સન્નિવેસ રે લો,
નામ કુસસ્થલ જાણિઇ બહુ પુણ્ય પ્રવેશ રે લો ।
અહો બહુ પુણ્ય પ્રવેશ રે લો ॥૧૪॥
તિહા કુલપુત્ર સોહામણો રૂપે જિસ્યો કામ રે લો,
અહો રૂપે જિસ્યો કામ રે લો ।

મદન નામેં પરસિદ્ધ જે લષમીનો ધામ રે લો,
અહો લષમીનો ધામ રે લો ॥૧૫॥
કિહાઇ થકી બાલકાલથી વિદ્યા બહુ પામ્યો રે લો,
અહો વિદ્યા બહુ પામ્યો રે લો ।
સરલ સોભાગી સુંદરૂ પુણ્ય અતિશય પામ્યો રે લો,
અહો પુણ્ય અતિશય પામ્યો રે લો ॥૧૬॥
નારી દોય સોહામણી જાણિઇ રતિ પ્રીતિ રે લો,
અહો જાણિઇ રતિ પ્રીતિ રે લો ।
ચંડા પ્રચંડા નામથી તિમ ગુણથી પ્રતીત રે લો,
અહો તિમ ગુણથી પ્રતીત રે લો ॥૧૭॥
પ્રેમ ઘણો બિહું ઉપરિ તેહને પણિ પ્રેમ રે લો,
અહો તેહને પણિ પ્રેમ રે લો ।
પણિ બિહુ સોકિ કલહ કરે સોકિ ધર્મ એ નેમ રે લો
અહો સોકિ ધર્મ એ નેમ રે લો ॥૧૮॥
યત'—

॥ દુહો ॥
સોકિ વેધ અતિ આકારા, જેહવા તીષાં તીર ।
ભાલા શૂલ તણી પરિં, પરિ પરિ દાષે પીર ॥૧૯॥

॥ પૂર્વ ઢાલ ॥
મદન વારેં પણિ નવિ રહેં, કોપ નેં અભિમાન રે લો,
અહો કોપ ને અભિમાન રે લો ।
રાષી પ્રચંડા નારિને, પાસે ગામનેં થાન રે લો,
અહો પાસેં ગામને થાન રે લો ॥૨૦॥
એક એક દિનના નિયમથી, રહે મદન તે વારે રે લો,
અહો રહેં મદન તે વારે રે લો ।
મદન તે નિયમ ચૂકે નહી, ઇમ કરતા કિવારે રે લો,
અહો ઇમ કરતા કિવારેં રે લો ॥૨૧॥
કારણ કોઈક પામીનેં, પરચંડા ગેહ રે લો,
અહો પરચંડા ગેહ રે લો ।
એક દિન અધિકો તિહા રહ્યો, ધરી તાસ સનેહ રે લો,
અહો ધરી તાસ સનેહ રે લો ॥૨૨॥
આવ્યો ચંડાનેં ઘરેં, કણ ખાડતી તેહ રે લો,
અહો કણ ખાડતી તેહ રે લો ।
આવતો દીઠો નિજ પતિ, ક્રોધઇ ભરી દેહ રે લો,
અહો ક્રોધઇ ભરી દેહ રે લો ॥૨૩॥

મુંસલૂં નાખ્યું સનમુખે, મુખિં ઇણિ પરિં ભાસ રે લો,
અહો મુખિ ઇણિ પરિ ભાસ રે લો ।
રે રે દુષ્ટ અભાગીયા, તુઝ નહીં ઇહા વાસ રે લો,
અહો તુઝ નહી ઇહા વાસ રે લો ॥૨૪॥
દુષ્ટ પ્રચંડા તુઝનેં, ઘણું પ્રાણ આધાર રે લો,
અહો ઘણું પ્રાણ આધાર રે લો ।
જો તેહનેં ઘરિ મુખથકી, રહેંજે ધરી પ્યાર રે લો,
અહો રહેજે ધરી પ્યાર રે લો ॥૨૫॥
તે દેખી બીહનો અતિ નાઠો તિણી વેલા રે લો,
અહો નાઠો તિણી વેલા રે લો ।
થોડી ભૂમિકા જઈ કરી, પૂંઠિં જૂઇ હેલા રે લો,
અહો પૂઠિ જૂઇ હેલા રે લો ॥૨૬॥
સર્પ ભયકર દેખીઓ, ફણાટોપ વિશાલ રે લો,
અહો ફણાટોપ વિશાલ રે લો ।
થૂલ મુંશલ સમ આવતો, જાણિઇ મહાકાલ રે લો,
અહો જાણિઇ મહાકાલ રે લો ॥૨૭॥
નાઠો સવિશેષે વલી, પરંચડા પાસ રે લો,
અહો પરચડા પાસ રે લો ।
દીઠો તિણીઇ આવતો, નવિ માઇ સાસ રે લો,
અહો નવિ માઇ સાસ રે લો ॥૨૮॥
પૂછે કિમ ભયભ્રાત તુ, આવ્યો તતકાલ રે લો,
અહો આવ્યો તતકાલ રે લો ।
મદન કહે ચંડા ચરી, પૂઠે તુ ભાલિ રે લો,
અહો પૂઠે તું ભાલિ રે લો ॥૨૯॥
સાભલિ પરચડા કહે મત ભય મન આણિ રે લો,
અહો મત ભય મન આણિ રે લો ।
તુ મુઝ પ્રાણથી વાલહો, હુ કરસ્યુ ત્રાણ રે લો,
અહો હુ કરસ્યુ ત્રાણ રે લો ॥૩૦॥
ધીરો થા કાઇ ભય નથી, એહનો સ્યો ભાર રે-લો,
અહો એહનો સ્યો ભાર રે લો ।
ઇમ કરી આસ્વાસ્યો તિણે, નારિચરિત્ર અપાર રે લો,
અહો નારિચરિત્ર અપાર રે લો ॥૩૧॥
ધન ધન તે મુનિરાજને, દૂરિ છડી નારિ રે લો,
અહો દૂરિ છડી નારિ રે લો ।
પહેંલી ઢાલ 'પદમ' કહે, સુણતા જયકાર રે લો,
અહો સુણતા જયકાર રે લોલ ॥૩૨॥

॥ દુહા ॥

પરચંડા દીઠો પ્રબલ, ભુજગમ ભયકાર ।
આગણા આગલિ આવીઓ, કીનાશને અનુકાર ॥૧॥

ક્રોધે તે દેષી કરી, તનુ ઉદ્ધર્તન તામ ।
કરી મલપિંડની ગોલિકા, નાષે સનમુખ જામ ॥૨॥

નકુલ થયા તે તતખિણે, નાગ કર્યો નવ ખંડ ।
ચમક્યો મદન તે ચિંત્તમા, ચંડાથી આ પ્રચંડ ॥૩॥

જોતા જોતા નોલિઆ, સર્વ થયા વિસરાલ ।
નાના રસ વેદે મને, ચિંતે મદન રસાલ ॥૪॥

અહો ! ચંડાના કોપથી, આવ્યો પ્રચંડા પાસ ।
શરણ થઈ એ મુઝને, રાખ્યો દેઈ આસ્વાસ ॥૫॥

પણિ જો દૈવયોગે કરી, કોપે પ્રચંડા એહ ।
તો કોણ શરણ હવે તદા, જાઉ કેહને ગેહ ॥૬॥

વાહલો પણિ કોપે નહી, એહવો દુર્લભ કોય ।
તો નારિ ને કુભારયા, નવિ કોપે કિમ હોય ॥૭॥

એ રાક્ષસણી દોય જણી, છાડી જાઉ પરદેશ ।
આપ કુશલને કારણે, ત્યજીઇ રાજ્ય ને દેશ ॥૮॥

યત.—

त्यजेदेकं कुलस्यार्थे, ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्राम जनपदस्यार्थे, आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ १ ॥

॥ ઢાળ ૨ ॥

॥ પુણ્ય પ્રગટ થયો એ—દેશી ॥

ઇમ ચિંતવીને નીકલ્યો રે સુહજન, સાથે બહુ ધન લેય, પુણ્ય પ્રગટ થયો ।
મદન ભમે દેશાતરે રે સુ૦ સ્વેચ્છાઇ ગત ખેય પુણ્ય૦ ॥૯॥

કેઇક વાસર વહી ગયા રે સુ૦ પૃથિવી જોતા તાસ પુ૦ ।
ભમતો ભયતો આવીઓ રે સુ૦ નગર નામ સંકાશ પુ૦ ॥૧૦॥

જીતે નિજ લખમી થકી રે સુ૦ સુરપુરી લંકા વાસ પુ૦ ।
તેહ નયર ઉદ્યાનમા રે સુ૦ બેઠો અશોક સકાશ પુ૦ ॥૧૧॥

ઇણિ અવસર એક આવીઓ રે સુ૦ ભાનુદત્ત ઇણ નામ પુ૦ ।
સેઠમાહિ શિરોમણિ રે સુ૦ બોલે તે હવે આમ પુ૦ ॥૧૨॥

મદન સુખે તુ આવીઓ રે સુ૦ કુશલ અછે સુખશાત પુ૦ ।
ચાલો નિજ ઘરિ જાઈઇ રે સુ૦ માનો અમચી વાત પુ૦ ॥૧૩॥

નામ સુણી ચિત્ત ચમકીઓ રે સુ૦ સ્યુ જાણે મુઝ નામ પુ૦ ।
ચાલ્યો નગરમા તેહસ્યું રે સુ૦ પોહતો તેહનેં ધામ પુ૦ ॥૧૪॥

સેઠ કરાવેં તેહને રે સુ૦ સ્નાન ભોજન ભલી ભાતિ પુ૦ ।
ગૌરવ આદર બહુ કરી રે સુ૦ ભાષે ઇમ એકાતિ પુ૦ ॥૧૫॥

કુમરી નિજ આગલિ કરી રે સુ૦ કહે પરણો મહાભાગ પુ૦ ।
મદન દેખી તે નારિને રે સુ૦ ભાલ અરધચંદ્ર ભાગ પુ૦ ॥૧૬॥

ચતુરા ચપકવાનસ્યુ રે સુ૦ બોલે અમૃત વાણિ પુ૦ ।
પક્વ બિંબોષ્ટી કામિની રે સુ૦ નયન કમલદલ જાણિ પુ૦ ॥૧૭॥

રૂપે રતિને હરાવતી રે સુ૦ વદન તે ચંદ્રસમાન પુ૦ ।
નહિ તિલોત્તમા એહવી રે સુ૦ બોલ્યો મદન સુજાણ પુ૦ ॥૧૮॥

કિમ જાણો મુઝ નામને રે સુ૦ નવિ જાણો કુલશીલ પુ૦ ।
કિમ ગૌરવ કરો એવડો રે સુ૦ વલી કન્યા દિઓ લીલ પુ૦ ॥૧૯॥

સેઠ કહે સુણિ સાહિબા રે સુ૦ માહરેં પુત્ર છે ચ્યાર પુ૦ ।
તે ઉપરિ એક ઇચ્છતા રે સુ૦ પુત્રી હુઈ મનોહાર પુ૦ ॥૨૦॥

પ્રાણથકી મુઝ વાલહી રે સુ૦ વિદ્યુત્લતા ઇણ નામ પુ૦ ।
પાઠવી સકલ કલા વલી રે સુ૦ આવી યૌવન જામ પુ૦ ॥૨૧॥

તે દેખી મ્હેં ચિંતવ્યુ રે સુ૦ વર યોગ્યા થઈ એહ પુ૦ ।
દેવી કોઈ વરને હવે રે સુ૦ લોકરીતિ ધરી નેહ પુ૦ ॥૨૨॥

વલીઅ વિયોગ ન સહી સકું રે સુ૦ એહનો ક્ષણ એક માત પુ૦ ।
ઇમ ચિંતાતુર હું થયો રે સુ૦ નવિ નિદ્રા આયાત પુ૦ ॥૨૩॥

ભૂખ તરસ સવિ ઉપશમી રે સુ૦ છાડ્યો સકલ વ્યાપાર પુ૦ ।
શૂન્ય મને વરતુ સદા રે સુ૦ સૂતો રાતિ મઝારિ પુ૦ ॥૨૪॥

મધ્યરાતિં કુલદેવતા રે સુ૦ આવી ભાષેં ઇમ પુ૦ ।
વચ્છ ! કાય ચિંતા કરે રે સુ૦ કહુ તે સાંભલિ નેમ પુ૦ ॥૨૫॥

વિહાણેં નગરઉદ્યાનમા રે સુ૦ અશોક વૃક્ષનેં મૂલ પુ૦ ।
પુરુષરતન કુલઉપનો રે સુ૦ તરુણ કલા અનુકૂલ પુ૦ ॥૨૬॥

દિવસ પ્રહર એકનેં સમે રે સુ૦ મદનનામ ગુણવંત પુ૦ ।
દેવી કન્યા દેજે તેહનેં રે સુ૦ તવ મે ભાખ્યુ તત પું૦ ॥૨૭॥

ચિંતાસમુદ્રમાં બૂડતાં રે સુ૦ મુઝનેં ઉદ્ધર્યો માત પુ૦ ।
અદૃશ થઈ કુલદેવતા રે સુ૦ અનુક્રમે થયો પરભાત પુ૦ ॥૨૮॥

કૃત્ય કરી વિહાણા તણા રે સુ૦ આવ્યો હુ ઇણ ઠામિ પુ૦ ।
દેવીઇ ભાખ્યું તે સવે રે સુ૦ નયણે દીઠુ તામ પુ૦ ॥૨૯॥

ઢાલ બીજી એહ રાસમા રે સુ૦ ભાખી અતીહિ વિશાલ પુ૦ ।
'પદ્મવિજય' કહે સાભલો રે સુ૦ આગલિ વાત રસાલ પુ૦ ॥૩૦॥

॥ સર્વ ગાથા ૬૧ ॥

॥ દુહા ॥

તે માટે કરું વીનતી, જાણુ તુમચુ નામ ।
માહરુ વચન માની કરી, કરો અમ્હારુ કામ ॥૧॥
તે સાભલીને ચિંતવે, મદન તે ચિત્ત મઝારિ ।
વિના પ્રિયાં હુ એકલો, વઠ પરિ નિરધાર ॥૨॥
કાલ ગમાવુ કિણી પરિ, રહુ હવે કિણે ઠાણું ।
દૈવે દીધી કન્યકા, આપે છે મુઝ પાણિ ॥૩॥
ભાગ્યયોગે આવી મલી, મનવિશ્રામનુ ઠામ ।
પરણીને ધન ભોગવુ, એહ શેઠને ધામ ॥૪॥
ઇમ ચિંતવી અગીકરે, તેહ શેઠની વાણિ ।
શુભ લગને પરણ્યો તિહા, મનમા ઉચ્છરગ આણિ ॥૫॥

॥ ઢાળ ૩ ॥

॥ ચતુર સનેહી મોહના—એ દેશી ॥

ભાનુદત્ત હવે સેઠીઓ, વસ્ત્ર અને અલંકાર રે ।
બહુ ધન કંચન પૂરિઉ, ભવન દીઈ મનોહાર રે ॥૬॥
પુન્યવંત ઇમ જાણિઇ ॥
વિદ્યુતલતાસ્યુ તિહાં રહ્યો, સુખ ભોગવે સુરસાલ રે ।
પુણ્યે મનવછિત મલે, દુખ થાઈ વિસરાલ રે પુન્યવંત૦ ॥૭॥
સુપુરિસ જિહા જાઇ તિહા, નવિ જાણે કુલ શીલ રે ।
પણિ તે પુણ્યઉદઇ કરી, પામે સુખ ભર લીલ રે પુન્યવત૦ ॥૮॥
જો ઇચ્છક કલ્યાણના, ઇહ ભવ પરભવિ પ્રાણી રે ।
તો પુણ્ય ઉદ્યમ આદરે, કરિઇ ગુણમણિ ખાણી રે પુન્યવંત૦ ॥૯॥
સસુર દ્રવ્યથી સપજે, ભોગ ભલા ભરપુર રે ।
મદન મગન સુખસાગરે, દુખ વાત ગઈ દૂરિ રે પુન્યવંત૦ ॥૧૦॥
કેઈક વરસ વહી ગયા, એક દિન પાઉસ આયો રે ।
પંથી લોક વિરહી જિકે, તે ઘર ભણી સહુ ધાયો રે પુન્યવત૦ ॥૧૧॥
કામિની વિરહઅગનિ થકી, ધૂમલેખા ઘનમાલા રે ।
વિસ્તરી ગગન તેણિ કરી, મેઘ હુઆ માનુ કાલા રે પુન્યવંત૦ ॥૧૨॥
દિશિવધૂને આભર્ણ પરિ, જલદ ભર્ત્તાઇ દીધું રે ।
ચમકે ચિહુ દિશિ વીજ તે, કનકમયી સુપ્રસીધું રે પુન્યવંત૦ ॥૧૩॥

ડિડિમ પાઉસરાયનો, ચ્યારિ દિશ વિસ્તરીઓ રે ।
હું રાજા છું ઇણિ પરે, લોક ગર્જારવે ભરીઓ રે પુન્યવંત૦ ॥૧૪॥
માનિની માનખંડણ ભણિ, ખડગધારા જ્યું પ્રચંડ રે ।
વરસે નિરંતર તિણે સમે, જલધારા તે અખંડ રે પુન્યવંત૦ ॥૧૫॥
પ્રથિવી મહિલાનેં હૃદે, હાર સેર અભિરામ રે ।
સરિતા પમરી સોહિઇ, દેખી પસરેં કામ રે પુન્યવંત૦ ॥૧૬॥
કુટજ કદંબ ને કેતકી, મલ્લકી અર્જુન ફૂલ્યા રે ।
કુરચ ચકોર નેં મોરના, મદ વાધ્યા તેમ મોલ્યા રે પુન્યવંત૦ ॥૧૭॥
મેઘઘટા મહિપી વલી, પૃથિવી નેં આકાશેં રે ।
પય ઝરતી ગાજે ઘણું, શ્યામવરણ સુપ્રકાસેં રે પુન્યવંત૦ ॥૧૮॥
ગર્ભ ધરે બગલી તદા, હરિતાશુક ધરા પહેરે રે ।
નૃપયાત્રા રજ ઉપશમે, કામિની પતિપથ હેરેં રે પુન્યવંત૦ ॥૧૯॥
મદન બેંઠો તિહા ગોખડે, જોવે પાઉસ સોહા રે ।
પાડોસિણ નયણેં પડી, કરતી દુખવિછોહા રે પુન્યવંત૦ ॥૨૦॥
કરતી વિલાપ ઇણિ પરે, મુકી મુઝ અનાથ રે ।
દેશાંતર ગયો તે હજી, નવિ આવ્યો મુઝ નાથ રે પુન્યવંત૦ ॥૨૧॥
ઘન ગરજારવ વિજલી, દાદુર મુઝ ડર પાવેં રે ।
ઝૂપડી તે પાણી ઝરેં, થરહર દેહ કંપાવે રે પુન્યવંત૦ ॥૨૨॥
નિઠવીઉ ધન પૂર્વનું, બાલિક પણિ ઇમ રોવે રે ।
આણી સ્યું આપું હવે, દૈવ ન સાહમું જોવે રે પુન્યવંત૦ ॥૨૩॥
દુખ કુલભવન હુ નીપની, મદન સુણીઇ કાનેં રે ।
અતિશય કરુણા ઉપની, ચિત્તમા ધરી ઇમ સાને રે પુન્યવંત૦ ॥૨૪॥
ઢાલ ત્રીજી એહ રાસની, ભાષી ગુરુ સુપસાય રે ।
'પદ્મવિજય' કહેં પુણ્યથી, પામે વંછિત ઠાય રે પુન્યવંત૦ ॥૨૫॥

॥ સર્વ ગાથા ૮૬ ॥

॥ દુહા ॥

મદન વિચારે ચિત્તમા, અહો એ રાંક અનાથ ।
પતિવિરહેં ઇમ વિલપતી, નહીં કો એહનો સાથ ॥ ૧ ॥
ચંડા પ્રચંડા બાપડી, માહરો ધરતી વિયોગ ।
ઇંણિ પરે દુખણી બહુ હસ્યે, ભરતા વિણ સ્યો ભોગ ॥ ૨ ॥
ઇમ ચિંતવતો તે હવેં, નયણે નીર ઝરંત ।
તે દેખીનેં નાહને, વિદ્યુતલતા ભણંત ॥ ૩ ॥
સ્યો ઉદ્વેગ તુમ ચિત્તમા, ભાષો કારણ મુજ ।
બહુ આગ્રહથી ભાખિઉં, જેહ હિયાનુ ગુઝ ॥ ૪ ॥
પૂરવ ભારયા સાંભરી, તિણેં મુઝ દુખ બહુ થાય ।
દેખી પાડોસિણ રોવતી, સાંભરી ચિત્તમા આય ॥ ૫ ॥

॥ ઢાળ ૫ ॥

॥ આબા આમ પધારો પૂજ્ય અમ ઘરિ વોહરણ વેલા—એ દેશી ॥

વાત સાભલી કામિની તે ચિત્તમા, કરતી ઇમ વિચાર ।
ઇણિ પરેં સુખ ભોગવે મુઝ સાથેં, પણ સાંભરેં તે નારિ ॥૬॥
સ્વામી સુખે પધારો ઘરેં, તેહની ખબરિ તે લીજે ॥
બાહ્ય વિકાર નવિ દેખાવેં, બોલે ઇણિ પરે વાણી ।
સ્વામી એવડું દુખ ઉપજાવો, સ્યે કારણ હિત આણી સ્વામી૦ ॥૭॥
તિહાં જઇનેં તસ રતિ ઉપજાવો, મદન કહે તવ ઇમ ।
તાહરી આણા હોય તો જાઉં, નહીં તો જાઉં કેમ સ્વામી૦ ॥૮॥
સાંભલી ચિંતવેંઇ ઈર્ષા આણી, જુઓ દાસી પરેં સેવું ।
વચન ન લોપું એહનુ કબહી, કરું એહના ચિત્ત જેહવું સ્વામી૦ ॥૯॥
તોપણિ દુખદાયક તે બિહુને, સભારે છઇ આમ ।
મ્હે તો ખમી ન સકીઇ ક્ષણ પણિ, દુર્ધર પીડે કામ સ્વામી૦ ॥૧૦॥
પાઉસ રિતુહ કામ જગાવેં, વાત વિસારે પાડું ।
કાલ ક્ષેપ કરીઇ કોઈ રીતેં, ઇમ ચિંતી કહેં આડું સ્વામી૦ ॥૧૧॥
સ્વામી વાટિ વિષમ એ રિતુમાં, મારગ દુર્ગમ કચરે ।
ગિરી નદીઓ અતિ વિષમ છે વાટેં, જાવા ચિત્ત કિમ પસરેં સ્વામી૦ ॥૧૨॥
શરદ કાલે જબ પાઉસ ઉતરેં, તવ જાજ્યો તુમ્હે સ્વામી ।
વાત સુણીનેં માન્યું મદનેં, સ્ત્રીનેં વશ હોઇ કામી સ્વામી૦ ॥૧૩॥
ભોગ સુખેં હવે કાલ ગમાવે, શરદ રીતુ જબ આવે ।
તબ જાવા ઉત્કંઠિત પૂછે, જાઉં જો તું ફરમાવે સ્વામી૦ ॥૧૪॥
કાય વિચાર કરીને માન્યું, સંબલ સાથે આપેં ।
કરી સુગંધ કરંબો વિધિસ્યુ, મદનને હાથે થાપેં સ્વામી૦ ॥૧૫॥
કુશસ્થલ ભણી ચાલ્યો વેગેં, લેઇ કરંબો તેહ ।
જાતાં થયો મધ્યાહ્ન સમય તવ, કોઇ ગામે ગયો એહ સ્વામી૦ ॥૧૬॥
તાસ ઉદ્યાનેં સરોવરતીરેં, તરુ મૂલે વિશ્રામ ।
નાહી દેવ ગુરુ સભારી, ઇચ્છે ભોજન કામ સ્વામી૦ ॥૧૭॥
ચિતવે જો કોઈ આવેં અતિથી, નયણે ઇણહી જ કાલ ।
તો તસ ગ્રાસ અરધ આપીને, પુણ્ય કરુ તતકાલ સ્વામી૦ ॥૧૮॥
પરને શબ્દ કરીનેં ભુજે, જગમા તે ધન પ્રાણી ।
અતિથીસંવિભાગ કહ્યો તેણે, લષમી કરતલ આણી સ્વામી૦ ॥૧૯॥
ઇમં ચિતવતા દીઠો પાસે, દેવકુલથી નીકલતો ।
જટા મુકુટ નેં ભસ્મવિલેપિત, ગામ ભણી સલસલતો સ્વામી૦ ॥૨૦॥

તપસી દેખી હરખ્યો હૃદયે, બોલાવ્યો બહુ માનેં ।
આપ્યો કરબો આહાર પ્રમાણે, લેઈ વલીઓ નિજ થાને સ્વામી૦ ॥૨૧॥

ભૂખ્યો તપસી ખાવા બેઠો, તેહ સરોવરતીરેં ।
ખાવા મદન આરંભે જેતે, લેઈ સમીપ તે નીરેં સ્વામી૦ ॥૨૨॥

એહવે છીક થઈ તવ ચિંતેં, કાંય વિલંબ તે કીજેં ।
એહવે યોગી બકરો હૂઓ, કરબ પ્રભાવ વદીજે સ્વામી૦ ॥૨૩॥

શ્રીગુરુ ઉત્તમવિજય પ્રભાવેં, ભાખી ચોથી ઢાલ ।
'પદ્મવિજય' કહે પુણ્યપ્રભાવે, હોવે મંગલ માલ સ્વામી૦ ॥૨૪॥

॥ સર્વ ગાથા ૧૧૦ ॥

॥ દુહા ॥

બેબે કરતો બોકડો, ચાલ્યો નયર સંકાસ ।
મદન લહ્યા વિસ્મય ઘણું, દેખી તેહ વિલાસ ॥૧॥

કિહા જાઇ છઇ બોકડો, જોઉ પૂઠેં જાય ।
ઇમ ચિંતિને ચાલીઓ, કૌતીક મન ન માય ॥૨॥

મદન બોકડો બિહુ જણાં, પહોંતા નયર મઝારી ।
પેંઠો બકરો ભવનમાં, જિહા વિદ્યુતલતા નારી ॥૩॥

મદન જોવા છાનો રહ્યો, કોઇ થાનિક તે પાસ ।
જોઉ બકરો સ્યું કરેં, પેસીનેં આવાસ ॥૪॥

બકરો આવ્યો જાણિને, વિદ્યુતલતા દિઇ દ્વાર ।
લેઈ લકુટને મારવા, ઉઠી ઉંધી નારિ ॥૫॥

બૂબ પાડે તે બોકડો, તવ બોલે તે નારિ ।
નિરઅપરાધ મુઝને તજી, રે તુઝ પડો ધિક્કાર ॥૬॥

બહુ કાલે પણિ પૂર્વની, નારિથી વિરમ્યો નાહિ ।
ચાલ્યો તિહા ઉત્કંઠવી, સ્યુ જોઈ આવ્યો આંહિ ॥૭॥

॥ ઢાલ ૫ ॥

॥ કરે લપા ઘડદે રે—એ દેશી ॥

નારી કહે મુસલે કરી, દયા ધરીને આજ ।
મારું નહી ભરતા ભળી, જાણી મોહટું અકાજ ॥૮॥
ભવિક જન સુણજ્યો રે, નારીચરિત્ર વિચિત્ર હૃદયમાં મુણજ્યો રે ॥

બીહનો ચંડા મુંસલથી, ગયો પ્રચંડા પાસ ।
મુઝ મારતા હવેં કહો, ચિતમા કેહની આસી ભવિક જન૦ ॥૯॥

કહી કહીને ઇમ મારતી, મિલીઓ લોક અપાર ।
મદન વિચારે ચિત્તમા, અહોઅહો ચરિત અપાર ભવિક જન૦ ॥૧૦॥

કરઓ જો ધાતો કહ્યા, માહરી પણિ એ રીતિ ।
લોક ખુંબારવ સાંભલી, દેષી એહ અનીતિ ભવિક જન૦ ॥૧૧॥
રે રે મૂઢ પશુ ભણી, મારે છે તુ કેમ ।
વણિકકુલેં તુ ઉપની, કિમ હિંસા કરે ઇમ ભવિક જન૦ ॥૧૨॥
તવ પાણી મત્રી કરી, છાટયુ તેહને જામ ।
ભસ્મ ગુંડિત જટા ધરો, ઊરણુ જોગી થયો તામ ભવિક જન૦ ॥૧૩॥
લોક દેષી પૂછેં ઇસ્યુ, ભગવન સી એ વાત ।
તવ તે આસુ નાષતો, ભાષે નિજ અવદાત ભવિક જન૦ ॥૧૪॥
બીહકેં તપસી નાસતો, વિસ્મય પામ્યો લોક ।
વિદ્યુતલતાનેં ઉપનો, મનમાહી ઘણો શોક ભવિક જન૦ ॥૧૫॥
ધિગ ધિગ નિરપરાધી એ, તપસી માર્યો આજ ।
નવિ જાણું કિહાઇ ગયો, પતિ જાણી એ અકાજ ભવિક જન૦ ॥૧૬॥
મિલસ્યેં અથવા નહી મીલે, તે માહરો ભરતાર ।
મે જાણ્યુ શિક્ષા દેઇ, ભોગ ભોગવસ્યુ સાર ભવિક જન૦ ॥૧૭॥
મનના મનોરથ મન રહ્યા, જનમાં થયો અપવાદ ।
પતિ વિરહણી હું થઈ, કિહા કરું શોર નેં દાદ ભવિક જન૦ ॥૧૮॥
પુહક ખવાણો નહીં, વલી હાથે દીધો જેમ ।
એહ ઉખાણો મુઝ થયો, કહો હવે કરિઇ કેમ ભવિક જન૦ ॥૧૯॥
મદન વિચારેં દેષીને, નિજ ચરિત્રે કરી એહ ।
ચંડા પ્રચડા બિહું જણી, જીતી કપટની ગેહ ભવિક જન૦ ॥૨૦॥
યોગીને પણિ ગમ્ય નહી, નારિચરિત્રનો અત ।
ધિગ્ ધિગ્ વિષયી જીવનેં, તોપણિ તિહા રાચત ભવિક જન૦ ॥૨૧॥
રાક્ષણી સાપિણ વલી, વાઘિણ જીતી એણ ।
જે વિશ્વાસ કરે નરા, તે પશુ નરરૂપેણ ભવિક જન૦ ॥૨૨॥
પુણ્યે ત્રણથી છૂટીઓ, હવે કરુ નિજ કાજ ।
ઇમ ચિંતવતો આવીઓ, નામ હસતીપુરી પાજ ભવિક જન૦ ॥૨૩॥
મદનરાસમા પાચમી, ઢાલ ઇણિ પરે હોય ।
'પદ્મવિજયે' પુણ્યેં કરી, પુણ્ય કરો સહુ કોય ભવિક જન૦ ॥૨૪॥

॥ સર્વ ગાથા ૧૩૬ ॥ [૧૩૪]

॥ દુહા ॥

ગોરી ઘરિ ઘરિ બારણે, ઇશ્વિર માનુષ્ય માત ।
રંભા વન વન દેષીઇ, ધનદની કેઇ કહુ વાત ॥૧॥

ગૌરી ઈશ્વિર રભા ધનદ, સહુને હસતી તેહ ।
નામ હસંતી તેહનું, સુરપુરી અધિક છે એહ ॥૨॥
તસ ઉદ્યાનમા ચૈત્ય છે, જાણે મેરૂગિરિંદ ।
કનકથભ પચાલિકા, જિહા શ્રી રીષભજિણુદ ॥૩॥

॥ ઢાળ ॥

॥ ભવિ તુમ્હે વદો રે સુમતિ ને શાતિ જિણંદા—એ દેશી ॥

મદન દેઉલમાં પેઠા હરષેં, રીષભ જિનેસર દીઠા ।
જનમ મરણ ટાલેં ભવિજનના, મનમા લાગા મીઠા ॥૪॥
જિનવર નિરખી લાલ, હિયડે હરષ ધરીજેં ।
જિનગુણ પરખી લાલ, નરભવ સફલ કરીજેં ॥
ભવસાયરમા ભમતા જનનેં, આલંબન જિનરાયા ।
દેવનો દેવ સુરાસુર વંદિત, પૂરવ પુણ્યેં પાયા જિનવર૦ ॥૫॥
હાથેં નહીં હથિયાર ન માલા, નહીં ઉચ્છંગેં વામા ।
અવિકારી અકષાયી મુદ્રા, નિરભયી ને ગુણધામા જિનવર૦ ॥૬॥
એહ સરૂપ ન જગમા દીસેં, સફલ થયો અવતાર ।
નયણ કૃતારથ માહરા હૂઆં, ધન્ય હું જગશિરહાર જિનવર૦ ॥૭॥
ભવસાયરનો પાર હું પામ્યો, દુરલભ જિનપદ પામી ।
ભવખયકારણ ભવદુખવારણ, હવે થયો શિવગતિગામી જિનવર૦ ॥૮॥
ઇમ બહુમાનેં જિનવર પ્રણમી, બેંઠો તિણુહી જ ઠામ ।
વણિકપુત્ર ઇણ અવસર આવ્યો, ધનદેવ તેહનું નામ જિનવર૦ ॥૯॥
તે પણિ પરમાતમ પ્રણમીનેં, મનમા ઉલ્લસિત ભાવે ।
મદન નેં ધનદેવ રંગમડપમા, હરષે બિહુ જણ આવે જિનવર૦ ॥૧૦॥
પુછે ધનદેવ સ્નેહ ધરીનેં, સાધર્મિક તસ જાણી ।
ભદ્ર તુમ્હે આવ્યા કહો કિહાથી, જિનમુખ જોવા જાણી જિનવર૦ ॥૧૧॥
દુખ હૃદયમા તુમ્હ બહુ દેખુ, તવ ચિંતે તે ઇમ ।
કોઈ મહાતમા મુઝને પૂછે, આણી બહુલો પ્રેમ જિનવર૦ ॥૧૨॥
બોલ્યો મદન ભદ્ર હુ આવ્યો, નગર સકાસથી જાણિ ।
દુખ કારણ મુજ રીદયને પૂછ્યુ, તે સાભલિ ગુણખાણિ જિનવર૦ ॥૧૩॥
વાત લજ્જા જેહવી છે તોપણિ, તુમચુ દરિસણ દેખી ।
સ્નેહ ઘણો દીઠો તિણે ભાષુ, બીજું સર્વ ઉવેખી જિનવર૦ ॥૧૪॥
નિજ વૃત્તાત સરવ તિણે ભાખ્યો, ધનદેવ બોલ્યો તેહાંરે ।
કેતલુ મુઝ દુખ આગલિ તાહરુ, તુઝથી અધિક દુખ માહરે જિનવર૦ ॥૧૫॥
માહરી વાત ઘણી અચરિજની, સુણતા વિસ્મય થાય ।
ભાર્યા માહરે તુઝથી અધિકી, સુણતા તુઝ દુખ થાય જિનવર૦ ॥૧૬॥

મદન કહે કહો તુમ્હ ભાર્યાની, વાત તે વિસ્મયકારી ।
ધનદેવ કહે તે કહિઇ સુણજ્યો, હર્ષ ધરી નરનારી જિનવર૦ ।।૧૭।।
'પદ્મવિજય' કહી મદન રાસમા, રુડી છઠી ઢાલ ।
હવે કહુ જે ધનદેવ કેરી, વાત ઘણુ સુરસાલ જિનવર૦ ।।૧૮।।

।। સર્વ ગાથા ૧૫૪ [૧૫૨] ।।

।। દુહા ।।

ઇણ નયરીમાહિ વસે, ધનપતિ નામા શેઠ ।
નિશ્ચલ શ્રીજિનધર્મમા, બીજુ જાણે વેઠ (ઠ) ।।૧।।
મુનિજનની સેવા કરે, કરે વલી પરઉપગાર ।
ગુણરાગી ગિરુઉ ઘણુ, શ્રીવતમા શિરદાર ।।૨।।
લષમી નામ સોહામણુ, નામ તિસ્યો પરિણામ ।
લષમી ઘરિ આંગણિ વસે, સકલ કલાનુ ધામ ।।૩।।
એહવી નારીસ્યુ શેઠજી, ઉભય લોક અવિરુદ્ધ ।
સાધંતા સુત દો થયા, તેહ સદા સુવિશુદ્ધ ।।૪।।
તિહા પહિલો ધનસાર છે, બીજો છે ધનદેવ ।
યૌવન વય આવ્યા બિહુ, સ્વામી કાર્તિક મહાદેવ ।।૫।।

।। ઢાલ ૭ ।।

।। ગેબ સાગરની પાલિ ઉલી દોય નાગરી મ્હારા લાલ—એ દેશી ।।

દોય કલા હવે સીખ્યા યોવન વય આવીયા મ્હારા લાલ,
રૂપ લાવણ્ય વિશિષ્ટ કન્યા પરણાવીઆ મ્હારા લાલ ।
નિત્ય નિત્ય નિજ વ્યાપાર કરે તે બિહુ જણા મ્હારા લાલ,
કાલ ગમાવે ઇણિ પરે સહુઇ ઇકમના મ્હારા લાલ ।।૬।।
જીવલોકને મરણુ અન્તે આવે સદા મ્હારા લાલ,
સમય સમય વિણસે રસ રૂપ ને સપદા મ્હારા લાલ ।
ધનપતિ સેઠ આયુ નિજ અથિર જાણી કરી મ્હારા લાલ,
શત્રુ મિત્ર સમભાવ હૃદયમાહિ ધરી મ્હારા લાલ ।।૭।।
થઈ વિરક્ત સસારથી સહુ જીવ ખમણુા મ્હારા લાલ,
મન એકાગ્રે પચ પરમેષ્ઠિ સુમરણુા મ્હારા લાલ ।
પથ સાધ્યો પરલાકનો ધનપતિ વાણિઇ મ્હારા લાલ,
મરણ લહ્યો ઇમ ઉત્તમ શ્રાવક જાણિઇ મ્હારા લાલ ।।૮।।
નિજ ભરતાર વિયોગ શોક હવે બહુ કરે મ્હારા લાલ,
લષમી પણિ ઘરવાસ બીહામણો ચિત્ત ધરે મ્હારા લાલ ।
બહુ સવેગ વિષય વિમુખી તે નિત્ય રહે મ્હારા લાલ,
તપથી તિશેષે શોષવી કાય મરણુ લહે મ્હારા લાલ ।।૯।।

માતપિતા મરણથી શોક કરે ઘણો મ્હારા લાલ,
નવિ સુખ પામે કિણહી ઠામ ચિત્ત હોય તણો મ્હારા લાલ ।
તજીઓ સકલ વ્યાપાર હવે ઇણ અવસરે મ્હારા લાલ,
શ્રીસુનિચંદ મુણિંદ આવ્યા પુરપરિસરે મ્હારા લાલ ॥૧૦॥

તિણે ઉપદેશ કર્યો ઇમ ભો ભો કિમ કરો મ્હારા લાલ,
એવડો શોકસભાર ધરો ચિત્તમા પરો મ્હારા લાલ ।
નવિ સંસારસરૂપ નિરૂપણ ચિત્ત કરો મ્હારા લાલ,
ચર થિર સકલ સંસારમાં સર્વને જમહરો મ્હારા લાલ ॥૧૧॥

નિત્ય પથીએ પ્રાણ શરીર ચલ અછે મ્હારા લાલ,
જોવન ચપલ મરણ ધ્રુવ અનુક્રમે સવિ ગચ્છે મ્હારા લાલ ।
એક જિણવર ભાષિત શરણ તે ધર્મ છે મ્હારા લાલ,
તેહ આધાર ગતિ સ્થિત અવર અધર્મ છે મ્હારા લાલ ॥૧૨॥

તેહ સુણીને શોક મંદ કરી ઘરિ ગયા મ્હારા લાલ,
નિજ ઘર કાર્ય વ્યાપારમા બિહુ ઇ સજ થયા મ્હારા લાલ ।
બિહુંની નારિ તે ઘરમા નિત્ય કલહ કરે મ્હારા લાલ,
બિહુ જણ સમજી ભિન્ન રાખે ઘરે મ્હારા લાલ ॥૧૩॥

જાતે દિન એક દિન પૂછ્યું વૃદ્ધ ભાઈઇ મ્હારા લાલ,
કિમ ઉદવેગ સહિત તુઝ મનડુ પાઈઇ મ્હારા લાલ ।
તવ લઘુ ભાઈ કહેં મુઝ નારિનું દુખ ઘણુ મ્હારા લાલ,
તિણે મુઝ ઉદવેગ થાય તનુ દુરબલપણુ મ્હારા લાલ ॥૧૪॥

મોહટો ભાઈ કહે તુ મન મત દુખ કરે મ્હારા લાલ,
કન્યા બીજી પરણાવુ તેહથી સુખ ધરે મ્હારા લાલ ।
લઘુ ભાઈ કહે ઇમ જ કરો જિમ સુખ લહું મ્હારા લાલ,
એહ વાત તુમ્હ આગલિ ઝાઝી સી કહું મ્હારા લાલ ॥૧૫॥

તવ વૃદ્ધ ભાઈઇ કોઈક કુલવંતી કની મ્હારા લાલ,
પરણાવ્યો ધનદેવને બીજી શોભા બની મ્હારા લાલ ।
સાતમી ઢાલ રસાલ કહી મ્હે ઇણિ પરે મ્હારા લાલ,
'પદ્મવિજય' કહે સાંભળો કિણી પરે નિસ્તરે મ્હારા લાલ ॥૧૬॥

॥ સર્વ ગાથા ૧૭૦ [૧૬૮] ॥

॥ દુહા ॥

અભિનવ પરણી નારિસ્યુ, ભોગવે નવલા ભોગ । –
ભાવી ભાવના યોગથી, સરિખો મિલ્યો સંયોગ ॥૧॥
સ્વેચ્છાચારી નારિ તે, પહિલી સરિખી એહ ।
ચિત્ત સંતોષ ન ઉપનો, ધનદેવને તિહા રેહ ॥૨॥

મન ચિંતેં નિરભાગ્ય હું, ઘર ઉઠચો ગયો રત્ન ।
તિહા પણિ ભાવી ભાવથી, લાગી બહુત અગન્નિ ॥૩॥

તાસ પરીક્ષા કારણેં, જોવે તાસ ચરિત્ત ।
ઇક દિન બેંઠો ધ્રૂજતો, નારિને કહે ઇણિ રીતિ ॥૪॥

શીતજ્વર મુઝ આવીઓ, બેસી ન સકુ તેણુ ।
વહિલી શિજ્યા પાથરો, શયન કરું હુ જેણુ ॥૫॥

પ્રગુણ કરી શિયા તિણે, ધનદેવ સૂતો જામ ।
પાવરણા સીરષ પ્રમુખ, ઓઢાઢચા તસ તામ ॥૬॥

## ॥ ઢાળ ૮ ॥

॥ ઝાંઝરીઆ મુનિવર ધન ધન તુમ્હ અવતાર—એ દેશી ॥

તિણે સમે સૂરય આથમ્યો જી, રાતિ થયો અંધકાર ।
આચ્છાદે સવિ દોષને જી, ગુહડ કરે ધુતકાર ॥૭॥

સોભાગી સયણા સાભળો નારીચરિત્ર ॥
ઘોર નાદ કપટે કરી જી, ઉંઘે તિહાં ધનદેવ ।
તવ મોહટી લઘુને કહે જી, સાંભલિ રે તુ હેવ સોભાગી૦ ॥૮॥

તું પરવારિ ઉતાવલી જી, આપણુને છેં કામ ।
તવ તે કામ ઉતાવલી જી, કરીનેં પ્રગુણ થઈ તામ સોભાગી૦ ॥૯॥

ઘોર નિદ્રા આવ્યો વહી જી, જાણી તે દોય નારિ ।
ઘરમાંથી તે નીકલી જી, ઘરઉદ્યાન સહકાર સોભાગી૦ ॥૧૦॥

તે ઉપરિ દોઇ ચઢી જી, પાછલિથી ધનદેવ ।
તેહનેં અનુસારેં ગયો જી, હલૂઇ હલૂઇ હેવ સોભાગી૦ ॥૧૧॥

તેહ જ આંબે વસ્ત્રથી જી, બાધ્યુ આપ શરીર ।
બેંઠો પ્રથિવી ઉપરિ જી, સાહસ ધરીનેં ધીર સોભાગી૦ ॥૧૨॥

મંત્ર સભાર્યો તિંણીઇ જી, શકતિ અચિત્ય છે મત ।
ઉડીને આંબો ગયો જી, ચાલ્યો તે ગગનાત સોભાગી૦ ॥૧૩॥

જલજંતુ બીહામણો જી, રયણાયર મધ્ય ભાગ ।
રતનદ્વીપ રલીઆમણો જી, અવર દ્વીપ વડભાગ સોભાગી૦ ॥૧૪॥

તસ શિર મુગટમણી સમું જી, નગર રયણપુર તત્થ ।
રતનેં મડિત ઘર ઘણા જી, સહસ ગમે છે જત્થ સોભાગી૦ ॥૧૫॥

વિદ્યાધર વાસો જિહાં જી, રૂપે જીત્યો અનંગ ।
વિદ્યાધર રૂપેં કરી જી, રતિ હારી એકંગ સોભાગી૦ ॥૧૬॥

તિણ નયરી ઉદ્યાનમા જી, ઉતરીઓ સહકાર ।
ધનદેવ તિહાથી નીકલી જી, દૂરિ ગયો કોઇ ઠાર સોભાગી૦ ॥૧૭॥

ભાર્યાઓ પણિ ઉતરી જી, પેઠી નગર મઝારી ।
ધનદેવ પણિ પુઠે થયો જી, તાસ ચરણ અનુસાર સોભાગી૦ ॥૧૮॥
કૌતુક નગરીમા જૂઈ જી, નાનાવિધ મનોહાર ।
નિજ ઇચ્છાઇ વિચરતી જી, પૂઠે તસ ભરતાર સોભાગી૦ ॥૧૯॥
તેહ ચરિત્ર જોતા થકો જી, ચિત્તમા ચમકયો એહ ।
જાણે સ્વર્ગમા આવીઓ જી, સ્વપ્ન પરિ લહે તેહ સોભાગી૦ ॥૨૦॥
ઇણિ પરે ધનદેવરાસમા જી, ભાષી આઠમી ઢાલ ।
'પદ્મવિજય' કહે સાભલો જી, આગલિ વાત રસાલ સોભાગી૦ ॥૨૧॥

॥ સર્વ ગાથા ૧૯૧ [૧૮૯] ॥

॥ દૂહા ॥

ઇણિ અવસરિ તે નયરમા, શ્રીપુજ નામે સેઠ ।
બીજા સહુ વ્યવહારિયા, માનુ એહથી હેઠિ ॥૧॥
ચ્યાર પુત્ર ઉપરિ સુતા, શ્રીમતી નામે તાસ ।
તિલક સમી ત્રણિ લોકમેં રૂપ લાવણ્યનો વાસ ॥૨॥
એહવી નારી ન પામીઓ, ક્ષીણ દેહ તિણે કામ ।
હલૂઈં હલૂઈં અનંગથી, તે દુખથી માનું આમ ॥૩॥
વિદ્યા કલા સરવે તિહાં, સ્પર્દ્ધાઈં કર્યો વાસ ।
સૌભાગ્ય થાનિક એ સમુ, નવિ લાધું કોઈ પાસ ॥૪॥
સાર્થવાહ વસુદત્ત તિહા, તેહના પુત્રને તેહ ।
કર્યો વિવાહ હવે પરણવા, માડયો ઓચ્છવ ગેહ ॥૫॥

॥ ઢાળ ૯ ॥

॥ રાગ ખભાતી ॥ હવઇ શ્રીપાલકુમાર—એ દેશી ॥

સારથવાહનો પૂત વસ્ત્ર અમૂલિક અગિ ધરે જી ।
રયણતણા અલકાર તાસ કિરણ અતિ વિસ્તરે જી ॥૬॥
સાબેલા શ્રીકાર પહેર્યા વાગા જરકસી જી ।
નાટક કરે વગ પાત્ર જાણે રભા ઉરવસી જી ॥૭॥
વાજે વિવિધ વાજિત્ર શિરણાઈ ટહકે ઘણી જી ।
સાજન મિલિઓ સાથ મગલ ગાવે જાણણી જી ॥૮॥
બોલે બિરુદ અનેક લોક જોવા બહુ આવીઓ જી ।
શ્રીફલ નેં વલી પાન વરરાજા કર ભાવીઓ જી ॥૯॥
વીજે ચામર પાસ છત્ર ધર્યું શિર ઉપરિં જી ।
નોબત ગડગડે છદિ ચોહટિં ચાલેઇ ઇણિ પરેં જી ॥૧૦॥

દેષી નારિચરિત્ર ધનદેવ ચિંતે ઇણિ સમે જી ।
વલસ્યે જબ એ નારિ તવ વલસ્યુ હુ અનુક્રમે જી ॥૧૧॥
જોતો ઓચ્છવ તેહ શ્રીપુંજ સેઠ ઘરિ આંગણે જી ।
ઊભો તોરણે તેહ દીસે તે રલીઆમણો જી ॥૧૨॥
ઇણ અવસરિ વરરાય તુરગ ચઢયો સોહે ઘણું જી ।
વસુદત્તસુત શ્રીપુંજ સેઠનું સોહાવે આગણુ જી ॥૧૩॥
લોક તણી ભીડિ ભાડિ જોવા મિલિઓ છઇ ઘણો જી ।
થંભ તે ડગીઓ તામ તીષી ધાર તોરણ તણો જી ॥૧૪॥
પડીઓ ત્રીછો તેહ ભવિતવ્યતા યોગે કરી જી ।
લાગો તે ઉત્તમાગ વર તતકાલ ગયો મરી જી ॥૧૫॥
વસુદત્ત પરિજન જેહ તેહ શોકાતુર બહુ થયો જી ।
રોવે સવિ પરિવાર શિર કૂટે પીટે હીયો જી ॥૧૬॥
સહુ ગયો તે નિજ ઘેર હવે શ્રીપુંજ ચિત્ત ચિંતવે જી ।
સ્યો આવ્યો અંતરાય કેહો હા સ્યુ કરિઇ હવે જી ॥૧૭॥
સી ગતિ હોસ્યે ધૂય ષેદ કરે ચિત્ત આપણે જી ।
નિજ પરિવારને સાથિ ચિંતવે ઇમ ડાપણે જી ॥૧૮॥

प्रारब्धमन्यथा कार्यं दैवेन विदधेऽन्यथा ।
को वेत्ति प्राणिनां प्राच्यकर्मणां विषमां गतिम् ॥१९॥

પરણે નહિ જો આજ લગને તો એ અભાગિણીજી ।
ઇમ લોકે પરસિદ્ધ સકલકી કન્યા ભણી જી ॥૨૦॥
નહી પરણે નર કોય સહુને જીવિત વાલહુ જી ।
પરણાવુ કોઈ આજ કન્યા ભાગ્ય શાસ્ત્રે કહ્યુ જી ॥૨૧॥
સયણ કહે કાંઇ ખેદ તુમ્હને કરવો નવિ ઘટે જી ।
વિણ ભાવી નવિ હોય ભાવિ ભાવ તે નવિ મિટે જી ॥૨૨॥
બીજાને દ્યો એહ સાભલી ચિત્તમા હરષીઓ જી ।
નિજ નરને કરે આણિ લાવો કોઇ નર પરષીઓ જી ॥૨૩॥
તે નર તતષણિ તામ વર જોવાને નીકલ્યા જી ।
રાજમારગ સવિ ઠામ જોતા કોઈને નવિ મલ્યા જી ॥૨૪॥
ઇણ અવસરિ ધનદેવ નયણે પડિઓ તેહને જી ।
દિવ્ય રૂપધર જેહ આવ્યો તે ભરયૌવને જી ॥૨૫॥
લાવ્યો સેઠને પાસ નિજ પુત્રી સમ નિરષીઓ જી ।
પ્રારથના કરે તાસ સેઠીઓ હૈયડે હરષીઓ જી ॥૨૬॥
મદન રાસમાં ઢાલ ભાષી નવમી સોહામણી જી ।
'પદ્મવિજય' કહે પ્રેમ સાભલજ્યો આગલિ ગુણીજી ॥૨૭॥

॥ સર્વ ગાથા ૨૧૮ [૨૧૬] ॥

॥ દુહા ॥

પ્રારથના સુણી સેઠની, ચિંતે ચિત્ત મઝારિ ।
એ રૂપવંતી દેષીઇ, જેહવી પૂરવ નારિ ॥૧॥

ષેમ કુશલ નિજ વાછતે, પૂરવ છંડુ નારિ ।
પણિ નારી વિણુ:માહરો, અફલ થયો સંસાર ॥૨॥

અતિથી નેં વલી પ્રાહુણા, ન લહેં આદરમાન ।
નારી વિના હાલી સમો, પુરુષ તે વિટલ સમાન ॥૩॥

તાત કરે ઇમ પ્રાર્થના, આદર કરી અપાર ।
એહવી કિમ છંડુ હવેં, નારી રતિ અનુહાર ॥૪॥

ઇમ કરી હાકારો ભણ્યો, ન્હવરાવ્યો ધનદેવ ।
કરિય વિલેપન ચંદને, વસ્ત્ર પહેર્યા તતખેવ ॥૫॥

આભૂષણુ અંગે ધર્યાં, પહરીને ફુલમાલ ।
શ્રીમતિ કન્યા પરણીઓ, હરષેં થઈ ઉજમાલ ॥૬॥

સેઠ કન્યા ધનદેવને, આનંદ વરત્યો ઇમ ।
દેષી જમાઈ રૂઅડો, સેઠ ધરે બહુ પ્રેમ ॥૭॥

॥ ઢાળ ૧૦ ॥

॥ વાડી ફુલી અતિભલી મનભમરા રે—એ દેશી ॥

ધનદેવ ચિંતાતુર થઈ સુણો સયણાં રે બેઠાં દેષેં બાહરિ લાલ ।
દોય ભાર્યા ધનદેવની સુણો૦ ફિરી ફિરી નયર મઝારિ લાલ ॥૮॥

સાભલી કૌતિક અવનવું સુણો૦ વિવાહ જોવા કાજ લાલ ।
મોહટી નાહનીને કહે સુણો૦ રાતિ ઘણી છે આજ લાલ ॥૯॥

જોઇઇ ઓચ્છવ હેજસ્યુ સુણો૦ લઘુઇ પડિવજ્યુ તેહ લાલ ।
જોવે બિહુ જણી રંગસ્યું સુણો૦ લઘુ બોલી સુણો એહ લાલ ॥૧૦॥

દેવ દેવી સમ મનહરૂ સુણો૦ વરવહૂ અતીહિ ઉદાર લાલ ।
આર્યપુત્ર સમ દેષીઇ સુણો૦ મોહટી કહે તવ નારિ લાલ ॥૧૧॥

ભોલી તુ કય નવિ લહે સુણો૦ સરિષા નર બહુ હોય લાલ ।
આર્યપુત્રનેં સારિષો સુણો૦ દીસેં બીજો કોય લાલ ॥૧૨॥

શીતજ્વર કરી પીડીઓ સુણો૦ તે તો સૂતો ગેહ લાલ ।
નિદ્રામાહિ આવીઓ સુણો૦ નહીં વિદ્યા વલી એહ લાલ ॥૧૩॥

કિહાથી આવ્યો હોય ઇહા સુણો૦ પિણ એક રહી તિણુ ઠાય લાલ ।
કૌતુક દેષી બિહુ જણી સુણો૦ સહકાર સાહમી જાય લાલ ॥૧૪॥

ઉચેં ગોપિ બેઠો હવે સુણો૦ નવ પરણિત: સ્ત્રીયુત લાલ ।
ધનદેવ શંકા ધારતો સુણો૦ ગમન નારિનુ ગુપ્ત લાલ ॥૧૫॥

સિરિમતિ વસ્ત્રને છેહડે સુણો૦ શ્લોક તે લિખીઓ એક લાલ ।
કુકુમ રસથી સહુ નાંણી સુણો૦ કરી નિપુણાઈ છેક લાલ ॥૧૬॥
યત —

"क्व हसंती क्व वा रत्नपुरं चूतोऽभ्रग क्व च ।
सूनुर्धनपतेर्भाग्याद्धनदेवोऽभ्यगात् श्रियम्" ॥१॥

હસંતી નગરી કિહા સુણો૦ કિહા રતનપુર ઠામ લાલ ।
કિહાં આંબો ગગને ચલ્યો સુણો૦ કિહા કહો ધનદેવ નામ લાલ ॥૧૭॥

કાયક કાર્ય ઉદ્દેશીને સુણો૦ નીકલીઓ હવે તેહ લાલ ।
આંબે ચઢી તે દોય જણી સુણો૦ મનમા હર્ષ ધરેહ લાલ ॥૧૮॥

આંબે પૂર્વ પરે રહ્યો સુણો૦ નારિઇ ગણિઓ મંત લાલ ।
ચાલ્યો આકાશે આબલો સુણો૦ પોહતો નિજ ઘરિ તત લાલ ॥૧૯॥

ઉતર્યો નિજ ઉદ્યાનમા સુણો૦ ધનદેવ છાનો તામ લાલ ।
ઘરમા જઈ સુતો વલી સુણો૦ શય્યાઇ કરી આરામ લાલ ॥૨૦॥

ઓઢી નિદ્રાભર થયો સુણો૦ આવી હવે દોય નારિ લાલ ।
ભરનિદ્રાઇં દેષીઓ સુણો૦ સુતો નિજ ભરતાર લાલ ॥૨૧॥

શંકા રહિત સૂતી બિહું સુણો૦ જાગી ખણેકમા જામ લાલ ।
થયો પરભાતિ રયણી ગઈ સુણો૦ સૂરય ઉગ્યો તામ લાલ ॥૨૨॥

સવિ અંધકાર નસાડીઓ સુણો૦ ચંડકિરણ દિનનાહ લાલ ।
વલગી ઘરકારય ભણી સુણો૦ ધંધો ઘરનો અથાહ લાલ ॥૨૩॥

કિમહીક હવે લઘુ નારીઇ સુણો૦ સોઢિ વાહિર રહ્યો હાથ લાલ ।
કંકણ સહિત તે દેષીઓ સુણો૦ વિવાહવતો નાથ લાલ ॥૨૪॥

મોટીને દેષાડીઓ સુણો૦ તવ કહે મોહટી વાણી લાલ ।
તે તિહા કહ્યુ તે સવિ મલ્યુ સુણો૦ દેષી એહનો પાણિ લાલ ॥૨૫॥

કિમહીક આવ્યો તિહા કિણે સુણો૦ પરણ્યો કન્યા ઠામ લાલ ।
જાણ્યો ઇણિં આપણો સુણો૦ સવિ વૃત્તાત તે આમ લાલ ॥૨૬॥

મત બીહજે મનમાહિથી સુણો૦ કરસ્યુ તસ પ્રતિકાર લાલ ।
કરવુ તો બીહવું કીસ્યુ સુણો૦ સઘલુ થાસ્યે સાર લાલ ॥૨૭॥

દસમી મદનના રાસમા સુણો૦ 'પદ્મવિજય' કહી ઢાલ લાલ ।
અચરિજકારી આગલે સુણો૦ સાભલો વાત રસાલ લાલ ॥૨૮॥

॥ સર્વ ગાથા ૨૪૬ [ ૨૪૪ ] ॥

॥ દુહા ॥

બીહક મ કરિ તુ બાપડી, કરુ એહનો ઉપચાર ।
સાત ગાઠિ દેઇ મત્રીને, દોરો કર્યો તૈયાર ॥૧॥

ધનદેવનઇ ડાભે પગે, નારીઇ બાંધ્યો તામ ।
મૂરખ ને નિરદયીપણે, કૂડકપટનુ ધામ ॥૨॥

મત્ર તણા પ્રભાવથી, સૂડો થયો તતખેવ ।
દેખી નીજ સૂડાપણુ, દીનવદન ધનદેવ ॥૩॥

નવિ છોડ્યુ કકણ કરે, નવિ સાભરિઉ જેણ ।
ધનદેવ મનમા ચિતવે, શકા આવી તેણ ॥૪॥

રાતિ વૃત્તાત જાણી કરી, સૂડો કીધો આમ ।
ઇણિ ચરિત્રે એ નારિને, અસભાવ્ય નહીં કામ ॥૫॥

મન ચિતે હા હારિઓ, માનવનો અવતાર ।
પશુપણુ હુ પામીઓ ઇમ ધ્યાઈ તિણી વાર ॥૬॥

ઉડવા જાઇ જેટલે, કરથી ચાપ્યો તાસ ।
ઇણિ પરે બોલે પાપિણી, ક્રોધ તણો આવાસ ॥૭॥

॥ દેશી વટાઓની ॥

આખે સમઝાવે અન્યને રે, કરે વલી અન્યસ્યુ વાત રે,
અન્ય હૃદયમા ધારતી રે, કાય નારી કુટિલ કુજાતિ રે ।
જો હોય પોતાનો ભ્રાત રે, વલી જો હોય નિજનો તાત રે,
તેહને પણિ વચવા જાત રે, એહવા ગુણ જગ વિખ્યાત રે ॥૮॥

સયણ સલૂણે સાભલો મેરે લાલ ॥

કોયની ન હોઇ એ કદા રે, મુકી નિજ પતિરાય રે,
રાક સાથે રમે રગસ્યુ રે, તસ જાણે જીવિત પ્રાય રે ।
નદીની પરે નીચી જાય રે, સાપિણી પરિ કુટિલ સદાય રે,
રાષસણી પરિ ખાવા ધાય રે, જિહા મન માન્યુ ત્યાં ઉ જાય રે સયણ૦ ॥૯॥

ખિણ ઇક રોવે ખિણ હસે રે, ખિણ દેખાવે રાગ રે,
ખિણમા વિરાગિણ હુઈ રહે રે, ખિણમા કહે મીઠી વાગ રે ।
ખિણમા કટુ વચનનો લાગ રે, ખિણ રૂસે તૂસે અથાગ રે,
ખિણમા કરે નિજ ઘર ત્યાગ રે, ખિણમા દિઇ નિજ પતિ દાગ રે સયણ૦ ॥૧૦॥

નિજ પતિ પરદેશે જતા રે, પરમ હોઇ સુખ દેહ રે,
મુખિ કહે તુમ વિણ કિમ રહુ રે, આ મુજ ઠ ઠેર છે ગેહ રે ।
તસુસ્યુ મુઝ અતિઘ્ય અનેહ રે, ઘડી વરસ સમી મુઝ એહ રે,
હવે થાસ્યે કહો કરુ તેહ રે, હવે દુખના વરસસે મેહ રે સયણ૦ ॥૧૧॥

નારી રંગ પતંગસ્યો રે, જાતા ન લાગે વાર રે,
જિમ વાદલની છાંહડી રે, જિમ વીજલીનો ચમકાર રે ।
જિમ રાજમાન અલ્પ વાર રે, જિમ કપટી ધ્યાનવિચાર રે,
નહી સાચું વયણ કિ વાર રે, અશુચિ અપવિત્ર ભંડાર રે સયણ૦ ॥૧૨॥

પંખી પગલું આકાશમાં રે, જલમાં મચ્છપદ જોય રે,
તિમ નારીના હૃદયનો રે, જન ન લહે મારગ કોય રે ।
બુદ્ધિ સુરગુરુ યદિ હોય રે, તારાનું ગણિત કરે લોય રે,
એહનો પાર ન પામે સોય રે, વિણ હસતી બિણમાં રોય રે સયણ૦ ॥૧૩॥

ધીઠ હૃદય નારી હવે રે, બોલે ઇણિ પરે વાણિ રે,
અમ્હ ચરિત્ર જોવા ભણી રે, તેં કીધું ઇમ મંડાણ રે ।
સૂતો જૂઠો જ્વર આણિ રે, અમ્હ સાથે પરદ્વીપ ઠાણિ રે,
આવી પકડ્યો કની પાણિ રે, આવી સૂતો ઓઢ્યું વસ્ત્ર તાણિ રે સયણ૦ ॥૧૪॥

તેહનું ફલ હવે દેષજ્યે રે, તે વિણ ન વલે સાન રે,
ઇમ કહી પાંજરે ઘાલીઓ રે, સૂડાને દેઇ અપમાન રે ।
બહુ વચનપ્રહારનું દાન રે, સાંભલે સૂડો નિજ કાન રે,
લઘુ મોટીનું કરે બહુમાન રે, તુમ્હ સમ નહી અવર કો ઠાન રે સયણ૦ ॥૧૫॥

ઘર પરિજન દેષી ઘણું રે, શુક કરે પશ્ચાતાપ રે,
ધિગ મુઝ સૂડો ભવ લહ્યો રે, મુઝ આવી પહોતું પાપ રે ।
ન કર્યો પરમેષ્ઠિનો જાપ રે, તિણે પામ્યો ઇમ સંતાપ રે,
હવે પરવશ સ્યું કરું આપ રે, નવિ આડા આવે માયબાપ રે સયણ૦ ॥૧૬॥

ઘરકારય કરતી થકી રે, રાંધે જબ તે નારિ રે,
તબ ભાજી છમકાવતી રે, તેહના હોય છમકાર રે ।
લાવી સૂડો તિણી વાર રે, બીહવરાવે શસ્ત્રની ધાર રે,
કહે સાંભલિ તું નિરધાર રે, કરું એહવો તુઝ પર કાર રે સયણ૦ ॥૧૭॥

તુઝને મારી ઇણિ પરે રે, એક દિન એહ હવાલ રે,
છમકાવીસ્યું તુઝને રે, ઇમ બોલે તે વિકરાલ રે ।
સુણી પામે ભય અસરાલ રે, નિત્ય નિત્ય એ દુખ જંજાલ રે,
લહે તો કાઢે કોઈ કાલ રે, જાણે મલીઆ છે નરકપાલ રે સયણ૦ ॥૧૮॥

ધન ધન તે નર રાજીઆ રે, જાણી એહવી નારિ રે,
દૂરિ રહ્યા મહાભાગ તે રે, જાણો જિમ જંબૂકમાર રે ।
વલી વયર સ્વામી અણગાર રે, ધરી વ્રતસ્યું અતિશય પ્યાર રે,
ઇમ ઢાલ થઈ અગ્યાર રે, કહે 'પદ્મવિજય' જયકાર રે સયણ૦ ॥૧૯॥

॥ સર્વ ગાથા ૨૬૫ [ ૨૬૩ ] ॥

॥ દુહા ॥

હવે જે રત્નપુરેં થયો, તે સુણુજ્યો અધિકાર ।
સેઠે જાણ્યુ કિહા ગયો, શ્રીમતિને ભરતાર ॥૧॥
ગયો તે પાછો નાવીઓ, ખોલાવ્યો બહુ ઠામ ।
વિહાણે દીઠો જે લિખ્યો, શ્લોક મનોહર તામ ॥૨॥
તથાહિ—હસતીપુરે ધનપતિ, સેઠને સુત ધનદેવ ।
વ્યોમમારગ આવી કરી, પરણી ગયો તતપેવ ॥૩॥
તેમ સુણી સેઠે હવે, શ્રીમતી રોતી જેહ ।
આસાસના દેઇ ઇમ કહે, ઇહા તેડાવુ તેહ ॥૪॥

॥ ઢાલ ૧૨ ॥

॥ દેશી વીંછિઆની ॥

ઇક દિન ઇક સારથપતિ, સાગરદત્ત નામે સેઠ રે ।
વ્યાપારનેં અરથે તિહા જતો, હસતીપુરી જિહા ઠેઠી રે ॥૫॥
જૂઓ જૂઓ કર્મવિટબના ॥ એ આકણી ॥
તેહને શ્રીપુજે આપીઓ, બહુ મૂલ્ય રયણુ અલકાર રે ।
કહે ધનદેવને તુમ્હે આપજ્યો, કરી આદર અતિ સતકાર રે જૂઓ૦ ॥૬॥
કહેજ્યો સદેસો ઇણિ પરે, તુમ્હે આવો આણે ઠામિ રે ।
નિજ નારિ સભાલો મોદસ્યું, તુમ્હ ન ઘટે એહવું કામ રે જૂઓ૦ ॥૭॥
હવઇ સાગરદત્ત પણિ ચાલિઓ, ઓલધ્યો સાગર જિહાજ રે ।
પોહતો હસતી નયરિઇ, કરે તિહા વ્યવસાયના કાજ રે જૂઓ૦ ॥૮॥
ધનદેવ ઘરિં ગયો અન્યદા, નવિ દીઠો તિહા ધનદેવ રે ।
તવ પૂછે તેહની નારિને, ભાપો મુઝને તતખેવ રે જૂઓ૦ ॥૯॥
ધનદેવ કિહા છે દાયવો, તવ બોલી તે સુણો નારિ રે ।
દેશાતરે વ્યાપારે ગયો, આવસ્યેં દિન દસ બાર રે જૂઓ૦ ॥૧૦
કહે સારથવાહ નારી પ્રતે શ્રીપુજેં દિઓ અલકાર રે ।
ધનદેવ જમાઈનઇ કારણે, શ્રીમતિ તસ રૂરે નારિ રે જૂઓ૦ ॥૧૧॥
તે કારણ તેડયા છેં તિહા, તબ બોલી તે બિહુ નારિ રે ।
તે વાત તેહુ કહેતા હતા, ઉચ્છુકતા ચિત્ત બહુ ધારિ રે જૂઓ૦ ॥૧૨॥
પણિ કાર્યવસે દેસાતરે, જાવુ પડિઉ તતકાલ રે ।
જાતા તિણેં ઇંણિ પરિ ભાપિઉ, ધરી હર્પનઇ થઈ ઉજમાલ રે જૂઓ૦ ॥૧૩॥
રત્નપુરથી આવઇ જો કોઈ, આપજ્યો તસ એ સુકરાજ રે ।
મુઝ નારિ નવોઢા રમણને, વલી પ્રેમ ઉપાવણ કાજ રે જૂઓ૦ ॥૧૪॥

લેજ્યો વલી સુસરો મોકલે, ઇમ કહી આપ્યુ તસ હાથિ રે ।
શુક સહિત રૂડું પાંજરૂ, લીધી અલકૃતિની આથિ રે જૂઓ ॥૧૫॥
હવઇ સાગરદત્ત તે નયરમા, કરી ક્રયવિક્રય વ્યવહાર રે ।
ચઢીઓ ઘરિ જાવા પ્રવહણે, ક્રમે સાગર પામ્યો પાર રે જૂઓ૦ ॥૧૬॥
ઉતરી હવે નયરમા સચર્યો, પોહતો શ્રીપુજને ગેહ રે ।
કહ્યો સર્વ વૃત્તાત તે સેઠને, જે નારિઇ ભાખ્યો તેહ રે જૂઓ૦ ॥૧૭॥
આ શુકપંજર તિણે આપિઉં, નારીને રમવા હેત રે ।
તે લેઈનિઇ અતિ મોદસ્યુ, નિજ પુત્રીને દેઇ સકેત રે જૂઓ૦ ॥૧૮॥
ભરતારપ્રસાદ એ માનતી, શુકસ્યુ રમતી સુરસાલ રે ।
પુણ્યઉદય થસ્યે હવે એ કહી, 'પંદ્મવિજયે' બારમી ઢાલ રે જૂઓ૦ ॥૧૯॥

॥ સર્વ ગાથા ૨૮૪ [૨૮૨] ॥

॥ દુહા ॥

રમતા ગમતાં એકદા, દવરક દીઠો પાય ।
વિસ્મય પામી ત્રોડીઓ, તવ તિહા અચરિજ થાય ॥૧॥
મૂલ રૂપે ધનદેવને, દેષી હરષ ન માય ।
વિસ્મય લહીને પૂછતી, પ્રણમી નિજ પતિપાય ॥૨॥
સ્વામી એ અદ્ભૂત કિસ્યુ, કહો મુઝને અવદાત ।
તે કહે: જિમ દેષો તુમ્હે, તિમ જ અછે એ વાત ॥૩॥
હિમણા અધિક મ પૂછસ્યો, સાભલી એહ વિચાર ।
હરષે જઇ નિજ તાતને, ભાખ્યો તેહ પ્રકાર ॥૪॥

॥ ઢાળ ૧૩ ॥

॥ આવો જમાઈ પ્રાહુણા જયવતા જી—એ દેશી ॥

શ્રીપુંજ સેઠ હવે હરખસ્યુ જયવતા જી જોઇ જમાઈરૂપ ગુણવતા જી ।
અતિ હરષિત સહુ કુટુબ તે જયવતા જી સાભલી તેહ સ્વરૂપ ગુણવતા જી ॥૫॥
અતિ આદર સનમાનથી જયવતા જી રહેવાને આવાસ ગુણવંતા જી ।
આપ્યો સ્વર્ગવિમાન સ્યો જયવતા જી બહુ ધન પૂરિત આસ ગુણવતા જી ॥૬॥
તિહા ધનદેવ સુખે રહે જયવતા જી નવ પરણિત લેઈ નારિ ગુણવતા જી ।
સ્વેચ્છાઇ અતિ સ્નેહથી જયવતા જી ભોગવે ભોગ શ્રીકાર ગુણવતા જી ॥૭॥
જાણે પુણ્યઉદય થકી જયવતા જી પામ્યો ફિરી અવતાર ગુણવતા જી ।
કરે વ્યવસાય ઘણા તિહા જયવતા જી સકલ કલા ભડાર ગુણવંતા જી ॥૮॥
લાભ ઘણો તેહમા થયો જયવંતા જી દ્રવ્ય પાત્ર હુઓ તામ ગુણવંતા જી ।
કાલ કેતોહિક નીંગમે જયવતા જી રહેતા તિણહી જ ઠામ ગુણવતા જી ॥૯॥

ઇંદ્રજાલ સુપના સમો જયવંતા જી એહ અનિત્ય સંસાર ગુણવંતા જી ।
આઉષયે તિણે કારણે જયવંતા જી સેઠ ગયા યમદ્વાર ગુણવંતા જી ॥૧૦॥

ભાઇ ભોજાઇ એકમના જયવંતા જી શ્રીમતિ ઉપરિ રાગ-ગુણવંતા જી ।
અલ્પ થયો તિહાં અનુક્રમે જયવંતા જી વિરૂઈ બોલે વાગ ગુણવંતા જી ॥૧૧॥
યત —

શ્રી પીહર નર સાસરે સંજમીઆ સહવાસ ।
એતાં હોય અલપામણા જો મંડે થિર વાસ ॥ ૧ ॥

શ્રીમતિ નિજ ભરતારસ્યું જયવંતા જી જાવાને પરિણામ ગુણવંતા જી ।
મન ચિંતે ભરતારનો જયવંતા જી કેહવો રહેવાનો ઠામ ગુણવંતા જી ॥૧૨॥
કેહવી હોય નારી અચ્છે જયવંતા જી જોઉં તાસ સ્વરૂપ ગુણવંતા જી ।
ઉતકંઠિત ચિત્ત તેહસ્યું જયવંતા જી કહે પતિને કરી ચુંપ ગુણવંતા જી ॥૧૩॥
જનકનું ઘર નિજ સ્વામિજી જયવંતા જી નવિ દેષાડો કેમ ગુણવંતા જી ।
સાસરે રહેવું નારિને જયવંતા જી જનકગૃહે નહ નેમ ગુણવંતા જી ॥૧૪॥
જસ કીરતિ પામે ઘણી જયવંતા જી અન્યથા હોય અપમાન ગુણવંતા જી ।
તવ બોલ્યો ધનદેવ તે જયવંતા જી અવસરે મેલસ્યું તાન ગુણવંતા જી ॥૧૫॥
ધીરયવતી શ્રીમતી જયવંતા જી મૌન કરી રહી તામ ગુણવંતા જી ।
વલી કાલાંતરે એકદા જયવંતા જી શ્રીમતિ કહે સુણો સ્વામિ ગુણવંતા જી ॥૧૬॥

ત્રણ્ય જાતિના પુરુષ છે જયવંતા જી જઘન્ય ઉત્તમ નર જાત ગુણવંતા જી ।
ત્રીજા મધ્યમ જાણીઇ જયવંતા જી પ્રથમ સ્વસુગુણે ખ્યાતિ ગુણવંતા જી ॥૧૭॥
નિજ ગુણ ખ્યાતિ ઉત્તમ કહ્યા જયવંતા જી મધ્યમ-બાપ ગુણેણ ગુણવંતા જી ।
તિણે તુમ્હને રહેતા ઇહાં જયવંતા જી સ્વસુર તણે દ્રવ્યેણ ગુણવંતા જી ॥૧૮॥
ઉત્તમતા નવિ એહમાં જયવંતા જી વલી સુણો ત્રણ પ્રકાર ગુણવંતા જી ।
બાપગુણે ઉત્તમ કહ્યા જયવંતા જી મધ્યમ માત પ્રકાર ગુણવંતા જી ॥૧૯॥
નારિગુણે જે વિસ્તર્યા જયવંતા જી તેહ જઘન્ય કહેવાય ગુણવંતા જી ।
યદ્યપિ ગુણવંતા તુમ્હે જયવંતા જી સકલ કલાના ઠાય ગુણવંતા જી ॥૨૦॥

સમરથ દ્રવ્ય ઉપાર્જવા જયવંતા જી તો પણિ ઈમ કહેવાય ગુણવંતા જી ।
જમાઇ શ્રીપુંજ શેઠનો જયવંતા જી કહે જનનો સમવાય ગુણવંતા જી ॥૨૧॥
તિણે જો ઉત્તમ પુરુષના જયવંતા જી માગની કરો ચાહ ગુણવંતા જી ।
જનમભૂમિ તો અનુસરો જયવંતા જી સ્યું કહિઇ ઘણું નાહ ગુણવંતા જી ॥૨૨॥

એહ મંગલના રાસમાં જયવંતા જી તેરમી ભાખી ઢાલ ગુણવંતા જી ।
'પદ્મવિજય' કહે આગલિ જયવંતા જી વાત ઘણું સુરસાલ ગુણવંતા જી ॥૨૩॥

॥ સર્વ ગાથા ૩૦૭ [૩૦૫] ॥

॥ દુહા ॥

ધનદેવ નારિવયણથી, બોલે ઇંણિ પરિ બોલ ।
સ્વસુર તણે ઘરિ જે રહે, જાણુ તેહ નિટોલ ॥૧॥
પણિ છમકા ભાજી તણા, નવિ વિસરિયા મુઝ ।
હૈયામા ખટકે ઘણા, સ્યુ ભાખું હુ તુઝ ॥૨॥
તે સાંભલી શ્રીમતી કહે, છમકાની કહો વાત ।
તવ તે ધુરથી સવિ કહે, છમકાનો અવદાત ॥૩॥

॥ ઢાળ ૧૪ ॥

॥ રૂડી ને રઢીઆલિ રે વાલ્હા તારી વાસલી રે—એ દેશી ॥

રૂડી ને રઢિઆલિ રે સુગુણા શ્રીમતિ રે ।
હસિને બોલી તવ તિણી વાર, એહનો સ્યો ગણવો ચિત્ત ભાર રૂડી ને૦ ॥૪॥
મુઝને દેષાવો રે તે તુમ્હ ભારયા રે ।
શકતિ હુ જોઉ કેહવી તાસ, મુઝને જોવા અતિ પિપાસ રૂડી ને૦ ॥૫॥
શંકા મુકી રે ચાલો નિજ ઘરે રે ।
તુમ્હને બાધા નહી લગાર, મુઝ સરિષી પાસે થકા નાર રૂડી નેં૦ ॥૬॥
તેહ સુણીનેં ધીરય ધારતો રે ।
દ્રવ્ય કરી સહુ ભેલો તામ, સાથે લેઇ પોતાની વામ રૂડી નેં૦ ॥૭॥
સયણનેં પૂછી રે ધનદેવ ચાલીઓ રે ।
સાગર ઉતરી પામ્યો પાર, પોહતો હસતી નયરી મઝાર રૂડી ને૦ ॥૮॥
બહુ ધન દેતો રે દીન અનાથને રે ।
ગંધહસ્તિ પરિ પોહતો દ્વારિ, વિસ્મય પામી તબ બિહુ નારિ રૂડી ને૦ ॥૯॥
એ સ્યો અચંભો રે આવ્યો કિહા થકી રે ।
શુક ટલીઓ કિમ ધરે સ દેહ, મલપતો આવ્યો એ નિજ ગેહ રૂડી ને૦ ॥૧૦॥
ઇમ વિચારી રે બિહુ ઉભી થઈ રે ।
જાણિઇ હિયડે હરષ ન માય, કરે મંગલ ઉપચાર બનાય રૂડી ને૦ ॥૧૧॥
ગૌરવ કરતી રે વિનય દેષાવતી રે ।
ચિત્રશાલીમા લાવી તામ, સિંહાસન માડ્યુ તિણે ઠામ રૂડી ને૦ ॥૧૨॥
ધનદેવ બેઠો રે સાથે શ્રીમતી રે ।
કુશલ ખેમની પૂછે વાત, ધનદેવ કહે મુઝ છે સુખશાત રૂડી ને૦ ॥૧૩॥
મોટી ભાષે રે નાહનીને સુણો રે ।
જલથી પખાલો પિઉના પાય, લઘુ પણિ શીઘ્ર થઇ જલ લાય રૂડી ને૦ ॥૧૪॥
ભક્તિથી નાહની રે પાય પષાલતી રે ।
ત્રાબાકુંડી માહિ તેહ, તે જલ મોહટી ગ્રહી સનેહ રૂડી ને૦ ॥૧૫॥

મત્રે મંત્રી રે તિમ આચ્છોટિઉં રે ।
પ્રથવી ઉપરિ જલથી તામ, મત્રનો મહિમા અચિંત્ય છે આમ રૂડી નેં૦ ॥૧૬॥
વધવા લાગુ રે પાણી વેલિ જયું રે ।
ભય પામ્યો ધનદેવ અત્યંત, શ્રીમતિ ગાહસું જોવેં તંત રૂડી નેં૦ ॥૧૭॥
શ્રીમતી ભાખે રે મત બીહજે મનેં રે ।
પાણી વધતુ ચાલ્યુ જાય, અનુક્રમે ઘુટી પગ બોલાય રૂડી ને૦ ॥૧૮॥
ઢીંચણે આવ્યું રે સાથલો બુડતી રે ।
કટિતટ ને વલી નાભિ પ્રમાણુ, ઉદર હૃદય નેં કંઠને માણુ રૂડી ને૦ ॥૧૯॥
વધતુ વધતુ રે નાસાઇ અડયું રે ।
ધનદેવ મનમાં અતિ ખેદાય, કિમ થાસ્યે જલ વધતુ જાય રૂડી ને૦ ॥૨૦॥
શ્રીમતિ ભાખે રે ભય મન માણજ્યો રે ।
કરું એહનો હવેં હુ પ્રતિકાર, જોજ્યો માહરો ચમત્કાર રૂડી ને૦ ॥૨૧॥
ઘુંટડેં એકે રે તે જલ પી ગઈ રે ।
જિમ નવિ ધરતીઇ જલ દેખાય, એક બિન્દુ નવિ તિણે ઠાય રૂડી નેં૦ ॥૨૨॥
બિહું તે નારિ રે શ્રીમતી પાય પડેં રે ।
શકતિં જીતી તેં ઇણિ વાર, તું વિદ્યા ગુણનો ભંડાર રૂડી નેં૦ ॥૨૩॥
તુઝનેં આરાધું રે સ્વામિનીની પરિં રે ।
ત્રણ પ્રીતિ પરસ્પર જોડિ, કામ કરે ઘરનાં મન કોડિ રૂડી નેં૦ ॥૨૪॥
ક્ષુદ્ર વિદ્યાઇ રે ત્રણેં બરાબરી રે ।
પ્રીતિ ઘણી નિત્ય વધતી જાય, સરિષેં શીલેં સહુ સમ ઠાય રૂડી ને૦ ॥૨૫॥
હોય સમ ત્રીજી રે સ્વેચ્છાચારિણી રે ।
અવગુણિ સંગેં અવગુણ થાય, ગુણ સઘલા તસ નાસી જાય રૂડી નેં૦ ॥૨૬॥
યત —

> अंबस्स य निंबस्स उ दोण्ह वि ममा गयाइं मूलाइ ।
> संसग्गीए विणट्ठो अंबो निंबत्तणं पत्तो ॥१॥

ધનદેવ ચિત્તે રે મનમાં ઇણિ પરિ રે ।
જો એ બિ સમ ત્રીજી થાય, તો હુ શરણ કરુ કિહાં જાય રૂડી નેં૦ ॥૨૭॥
રાષસી સરષી રે ત્રણને છાંડિને રે ।
કરુ હવે આતમ કેરુ હિત, જિમ નવિ હોય મુઝ એહવી ભીત રૂડી ને૦ ॥૨૮॥
ધન્ય ધનદેવ રે જિણે ઇમ ચિંતવ્યુ રે ।
તે કહુ ચૌદમી ઢાલ મઝારિ, 'પદ્મવિજય' હવે જયજયકાર રૂડી નેં૦ ॥૨૯॥

સર્વ ગાથા ૩૩૬ [ ૩૩૪ ]

॥ દુહા ॥

કાયક કારય મિસ કરી, ઘર છોડણનેં હેત ।
રીષભદેવનેં દેહરે, આવ્યો ધર્મસ કેત ॥૧॥
તે ધનદેવ હુ જાણજે, બેઠો તાહરી પાસ ।
સુડાપણુ મ્હે અનુભવ્યું, કેવલ દુખ આવાસ ॥૨॥
પશુતા આવી ઢુંકડી, પણિ કોઈ દૈવ સયોગ ।
પશૂપણું નવિ પામીઆ, તિણે તુમ્હે સુખીઆ લોગ ॥૩॥
મ્હે તો મ્હારા તનુ થકી, દુખ અનુભવિઉ જોર ।
તિણે તુમ્હથી મુઝ આકરા, જાણો કર્મ કઠોર ॥૪॥
મદન સુણી રીઝચો ઘણુ, વિસ્મય લહી કહે ઇમ ।
તુમ્હ દુખ જાણી કીજીઇ, આતમ હિત બિહુ નેમ ॥૫॥

॥ ઢાળ ૧૫ ॥

॥ બેં બેં મુનિવર વહેરણ પાગર્યા જી—એ દેશી ॥

ઇણિ અવસરિ તિહા મુનિવર આવીઆ જી, વિમલબાહુ જસુ નામ રે ।
બહુ મુનિવરનેં વૃંદે પરિવર્યા જી, સાધુગુણે અભિરામ રે ઇંણિ૦ ॥૬॥
પચ સુમતિ સુમતા સદા જી, ત્રણ ગુપતિના ધાર રે ।
દસવિધ સાધુ ધરમ આરાધતા જી, ભાવના ભાવતા બાર રે ઇણિ૦ ॥૭॥
જિનવર ચૈત્યમા જિનવર વાંદીઆ જી, સ્તવના કરીને સ્તવીઆ દેવ રે ।
તેહ મડપમા મુનિવર આવીઆ જી, જિહા મદન ધનદેવ રે ઇણિ૦ ॥૮॥
શિષ્યે કબલ પ્રાસુક થાનકે જી, પાથર્યું આવી બેઠા તામ રે ।
ભક્તિથી બિહુ જણે મુનિવર વદીઆ જી, કરિય પચાગ પ્રણામ રે ઇણિ૦ ॥૯॥
ધર્મલાભ દીધો મુનિવરે જી, જ્ઞાનેં કરી જાણી તાસ ચરિત્ર રે ।
ધરમદેશના દિઇં પ્રતિબોધિની જી, સાભલો પ્રાણી કર્મ વિચિત્ર રે ઇણિ૦ ॥૧૦॥
જીવિત તટિની પૂર સમુ કહ્યુ જી, નટપેટક સમ એહ કુટુબ પરિવાર રે ।
શરદના અભ્ર સમી લષમી કહી જી, ધર્મમા જે મુઝે તે ગમાર રે ઇણિ૦ ॥૧૧॥
આપદ કાલે શરણુ ન કો હોઇ જી, સ્વારથ તત્પર એ પરિવાર રે ।
શડન પડન વિધ્વસિ એ તનુ જી, લલના કૂડ કપટ આગાર રે ઇંણિ૦ ॥૧૨॥
ઇણિ પરિ વિઘનભર્યા સસારમા જી, જીવને સુખ નહી લવલેશ રે ।
વિષયનુ સુખ અણુ સમ તે માનતો જી, તે લલના આયત્ત છે સુવિશેશ રે ઇંણિ૦ ॥૧૩॥
લલના તો આપદાની છે પ્રિય સખી જી, સાપિણ વાઘણિ રાષસણીને તોલ રે ।
સ્વર્ગની ભોગલ નરગની દીપિકા જી, ગાચે કૂણ પડિત જેહ અમોલ રે ઇંણિ૦ ॥૧૪॥
કાર્ય અકારય ન ગણે પ્રાણિઓ જી, વિવિધ પ્રકારના કરતો પાપ રે ।
તેથી એ સંસારમાહિ ભમે જી, ખમતો તે ચિહુ ગતિના દુખ આપ રે ઇણિ૦ ॥૧૫॥

તે કારણ તુમ્હે ધર્મ સમાચરો જી, વિષયથી વિરમી મહાનુભાવ રે ।
સર્વ વિરતિ રૂડી અગીકરો જી, ધર્મકારયમા આણી ભાવ રે ઇણિ૦ ॥૧૬॥
નિગ્રહ કીજે સર્વ કષાયનો જી, ઇદ્રિય જે છે ચપલ તુરગ રે ।
દુર્દમ દમીઇ તપથી તેહને જી, ગુરુકુલવાસે વસિઇ રગ રે ઇણિ૦ ॥૧૭॥
ઉપસર્ગ ને વલી સહીઇ પરિસહા જી, તો ભવસાયર તરિઇ ભવ્ય રે ।
જનમ જરા કલ્લોલે ન બૂડીઇ જી. નિરમલ હોઇ શુદ્ધાતમ દ્રવ્ય રે ઇણિ૦ ॥૧૮॥
સકલ સ સારિક દુખને વામતા જી, અકલ અબાધિત લહે નિરવાણ રે ।
નિરદ્વંદ્વી શાશ્વત સુખને અનુભવે જી, વિલસે વર કેવલ દસણ નાણ રે ઇણિ૦ ॥૧૯॥
દેશના સાભલી મન સવેગીઆ જી, મદન ને ધનદેવ પ્રણમી પાય રે ।
કહે ભવઅધકૂઆથી ઉધર્યો જી, દીક્ષા કર આલબને ગુરુરાય રે ઇણિ૦ ॥૨૦॥
કરો ઉપગાર સ્વામી અમ્હ રાકને જી, ગુરુઇ પણિ દીક્ષા દીધી તામ રે ।
ગ્રહણ આસેવના શિક્ષા બિહુ ગ્રહે જી, દ્વાદશાગી ધરે જિમ નિજ નામ રે ઇણિ૦ ॥૨૧॥
તીવ્ર તપ ચરણ આરાધે બિહુ મુની જી, બિહુ જણ સ્નેહ પરસ્પર ધાર રે ।
ગુરુકુલવાસે વસતા બિહુ જણા જી. પ્રાઇ તે સાથે કરતા વિહાર રે ઇણિ૦ ॥૨૨॥
અણસણ આરાધી ગયા સોહમે જી, પચ પલ્યોપમ આય રે ।
ઢાલ પનરમી 'પદ્મવિજયે' કહી જી, શ્રીગુરુ ઉત્તમવિજય પસાય રે ઇણિ૦ ॥૨૩॥

॥ સર્વ ગાથા ૩૫૬ [૩૫૭] ॥

॥ દુહા ॥

દેવભવે પ્રીતિ જ ઘણી, કરતા કાર્ય અસેસ ।
તિહાથી ચવી હવે ઉપના, તે સાભલો સુવિશેસ ॥૧॥

॥ ઢાળ ૧૬ ॥

॥ કરકડુને કરુ વદના હુ વારિ લાલ—એ દેશી ॥

મદન જીવ હવે ઉપનો હુ વારિ લાલ, મહાવિદેહ મઝાર હુ વારિ લાલ ।
નયર વિજયપુર મોહતુ હુ વારિ લાલ, અલકાપુરી અનુહાર રે હુ વારિ લાલ મદન૦ ॥૨॥
સમરસેન તિહા રાજીઓ હુ વારિ લાલ, વિજયાવલી તસ નાર રે હુ વારિ લાલ ।
મણિપ્રભ નામે તે થયો હુ વારિ લાલ, સકલ કલા સિરદાર રે હુ વારિ લાલ મદન૦ ॥૩॥
યૌવન પામ્યો જેતલે હુ વારિ લાલ, પરણાવ્યો તસ તામ રે હુ વારિ લાલ ।
પલિ દેખી પ્રતિબુઝિઓ હુ વારિ લાલ, થાપ્યો સુત નિજ ઠામ રે હુ વારિ લાલ મદન૦ ॥૪॥
મણિપ્રભ રાજ્યને પાલતો હુ વારિ લાલ, વશ કીધા બહુ રાય રે હુ વારિ લાલ ।
સામત મત્રીશ્વર ઘણા હુ વારિ લાલ, પ્રેમે પ્રણમે પાય રે હુ વારિ લાલ મદન૦ ॥૫॥
કાલ ગયો ઇમિ કેતલો હુ વારિ લાલ, ગજ ચઢીઓ એક દિન્ન રે હુ વારિ લાલ ।
રયવાડીઇ નીકલ્યો હુ વારિ લાલ, કરી એકાગર મન્ન રે વારિ લાલ મદન૦ ॥૬॥

એક સરોવર મોટિકું હું વારિ લાલ, કમલ વિકસ્વર માહિ રે હું વારિ લાલ ।
ગગન તારાગણુની પરિ હું વારિ લાલ, શોભે અતિશય ત્યાહિ રે હુ વારિ લાલ મદન૦ ॥૭॥
દેષી રમણિકતા ઘણી હુ વારિ લાલ, જોઈ રહ્યો ચિરકાલ રે હુ વારિ લાલ ।
પાયક પાસે અણુાવિઉ હું વારિ લાલ, એક કમલ તતકાલ રે હુ વારિ લાલ મદન૦ ॥૮॥
રાય ગયો હવે આગલે હું વારિ લાલ, વલીઓ તેહ જ માગ રે હુ વારિ લાલ ।
તેહ સરોવર દેષિઉં હું વારિ લાલ, શોભા ગઈ તે અલગ્ગ રે હુ વારિ લાલ મદન૦ ॥૯॥
અહો કહો સ્યુ થયુ હુ વારિ લાલ, પૂછે પરિજન રાય રે હુ વારિ લાલ ।
પરિજન કહે સુણો નરપતી હુ વારિ લાલ, જિમ શોભા કમલાય રે હુ વારિ લાલ મદન૦॥૧૦॥
કમલ એકેકુ સહુ લિઇ હુ વારિ લાલ, તવ એ નીપનુ ઇમ રે હુ વારિ લાલ ।
સુણી રાજા મન ચિંતવે હુ વારિ લાલ, અહો એ સરોવર જેમ રે હુ વારિ લાલ મદન૦ ॥૧૧॥
રાજ રીદ્ધિ વિણુ નર તથા હું વારિ લાલ, નવિ શોભે કોઈ કાલ રે હુ વારિ લાલ ।
રીદ્ધિ અશાશ્વતી જાણિ ઇ હુ વારિ લાલ, સુપન ને જિમ ઇંદ્રજાલ રે હુ વારિ લાલ મદન૦ ॥૧૨॥
રમણીક જિમ કિંપાકના હુ વારિ લાલ, ફલ કડુઆ પરિણામ રે હુ વારિ લાલ ।
ઇત્યાદિક ચિંતાપરો હુ વારિ લાલ, ચાલ્યો આગલિ જામ રે હુ વારિ લાલ મદન૦ ॥૧૩॥
તવ દીઠા ઉદ્યાનમા હુ વારિ લાલ, સૂરી જિનેશ્વર નામ રે હુ વારિ લાલ ।
ધર્મકથા કહેતા થકા રે હુ વારિ લાલ, કીધો તાસ પ્રણામ રે હુ વારિ લાલ મદન૦ ॥૧૪॥
દેશના સાભલી હર્ષસ્યુ હુ વારિ લાલ, સુતને સુંપી રાજ્ય રે હુ વારિ લાલ ।
સંયમ લિઇ સૂરિ કને હુ વારિ લાલ, આપ થયા રીષીરાજ રે હુ વારિ લાલ મદન૦ ॥૧૫॥
તીવ્ર તપસ્યા આદરી હું વારિ લાલ, પાલે શુદ્ધ આચાર રે હુ વારિ લાલ ।
ગગન ગામિની ઉપની હુ વારિ લાલ, લબ્ધિ બીજી પણિ સાર રે હુ વારિ લાલ મદન૦ ॥૧૬॥
અવધિનાણુ વલી ઉપનુ હુ વારિ લાલ, જાણે જગત સ્વભાવ રે હુ વારિ લાલ ।
વિચરે પ્રથિવી પાવન રે હુ વારિ લાલ, લબ્ધિતણે પરભાવ રે હુ વારિ લાલ મદન૦ ॥૧૭॥
ધનદેવ જીવ હવઇ ઉપનો હુ વારિ લાલ, તે સુણજ્યો અધિકાર રે હુ વારિ લાલ ।
નગ વૈતાઢય સોહે ઘણુ હુ વારિ લાલ, જોયણુ પચાસ વિસ્તાર રે હુ વારિ લાલ ધનદેવ૦॥૧૮॥
જોયણુ પચીસ ઉંચો વલી હુ વારિ લાલ, ગગનસ્યુ કરતો વાત રે હુ વારિ લાલ ।
નિર્ઝર કણુ શીતલ ઘણુા હુ વારિ લાલ, ફરસી પવન આયાત રે હુ વારિ લાલ ધનદેવ૦ ॥૧૯॥
તિણે સુર કિન્નર યક્ષના હુ વારિ લાલ, સુખીઆ મિથુન ઉદ્યાન રે હુ વારિ લાલ ।
રયણિઇ ઓષધી દીપતી હુ વારિ લાલ, દીપે દીપ સમાન રે હુ વારિ લાલ ધનદેવ૦ ॥૨૦॥
તિહા નયર વર નામથી હુ વારિ લાલ, રથનેઉર ચક્રવાલ રે હુ વારિ લાલ ।
પ્રતિભવને જિહા ધૂપના હુ વારિ લાલ, ધૂમ્ર તે મેઘની માલ રે હુ વારિ લાલ ધનદેવ૦ ॥૨૧॥
રયણુમણિ પંક્તી તણી હુ વારિ લાલ, પ્રભાતે ઇન્દ્રચાપ રે હું વારિ લાલ ।
ગગને વિદ્યાધર મણિ તણુા હુ વારિ લાલ, કિરણુ તે વીજલી વ્યાપ રે હુ વારિ લાલ ધનદેવ૦ ॥૨૨॥
સોલમી ઢાલ સોહામણી હુ વારિ લાલ, શ્રીગુરુ ઉત્તમ સીસ રે હુ વારિ લાલ ।
'પદ્મવિજય' કહે પુણ્યથી હુ વારિ લાલ, હોઇ જગમ જગીસ રે હુ વારિ લાલ ધનદેવ૦॥૨૩॥

॥ સર્વ ગાથા ૩૯૨ [ ૩૮૦ ] ॥

॥ દુહા ॥

વિદ્યાધર ચક્રી વડો, મહેંદ્રસીંહ અભિધાન ।
બહુ વિદ્યાધર પય નમે, તેહ મહેંદ્ર સમાન ॥૧॥
દસ દિસ જસ કીરતિ ઘણી, કરતો સબલો ન્યાય ।
બધુને પણિ પરિહરે, જે જાણે અન્યાય ॥૨॥
ન્યાયવંતનેં બંધુ પરિ, જાણે તેહ નરિંદ ।
પરરામાથી પરમુંહો, ગુણગણ કેરો વૃંદ ॥૩॥
રાણી રયણમાલા ભલી, પાણી પદ્મ સમાન ।
ખાણી સોહગ ગુણ તણી, વાણી કોકિલ માન ॥૪॥
રાયહાણી કંદર્પની, પહિંચાણી મુખચંદ ।
રીસાણી દીપાવલી, જાંણી લોયણ અરવિંદ ॥૫॥
સુખ ભોગવતા દંપતી, દોય પુત્ર થયા તાસ ।
રતનચૂડ મણિચૂડ તિમ, કરે કલાઅભ્યાસ ॥૬॥
સાધી વિદ્યા બિહુ જણે, પામ્યા યોવનવેશ ।
પરણાવ્યા બિહું પુત્રનેં, રતનચૂડ સુવિશેસ ॥૭॥
યોગ્ય જાણીનેં ખગપતિ, રતનચૂડને તામ ।
પદવી દિઈ યુવરાજની, રાજ્યભારના કામ ॥૮॥

॥ ઢાળ ૧૭ ॥

॥ જગત ગુરુ હીરજી રે દેશી—એ દેશી ॥

ઇણિ અવસરે હવેં એકદા રે, અશુભ કરમને યોગ ।
પૂર્વ નિકાચિત ઉદયથી, રાણીને થયો રોગ ॥૯॥
દેખો ગતિ કર્મની રે, કર્મે સુખ દુખ હોય ॥
રતનમાલા રાણી તણે રે, અંગે જ્વર અસરાલ ।
ભૂષ ગઈ અન્ન નવિ રુચે રે, ટલવલે જ્યું મચ્છ જાલ દેખો૦ ॥૧૦॥
દાહ ઘણો અંગે થયો રે, બલતી ઝૂરે જોર ।
ખિણ ખિણ નિદ્રા નવિ લહે રે, થિર ન રહે ઇકઠોર દેખો૦ ॥૧૧॥
મુખ કમલાણું માલતી રે, ફૂલ તે જિમ કમલાય ।
રાજવૈદ્ય બહુ તેડિયા રે, વિકલપ બહુ કરે રાય દેખો૦ ॥૧૨॥
ઔષધ વિવિધ પ્રકારના રે, કરતા તેહ ઉપાય ।
મંત્રવાદી મંત્રે ઘણા રે, પણિ તે ગુણ નવિ થાય દેખો૦ ॥૧૩॥
રાણીને રોગ વ્યાપીઓ રે, વૈદ્યે જાણી અસાધ્ય ।
હાથ ખંખેરી ઉઠીઆ રે, કોઈ ઉપાય ન લાધ દેખો૦ ॥૧૪॥

અનુક્રમેં આયુ અથિરથી રે, છાંડયા તેણિઇ પ્રાણ ।
તબ આક્રંદ તે ઉછલ્યો રે, રોવે સહુ તિણ ઠાણ દેષો૦ ॥૧૫॥

રાય આંસુભર લોયણે રે, કરતો અનેક વિલાપ ।
હા દેવી તું મુઝને રે, કિમ નવિ આપે જબાપ દેષો૦ ॥૧૬॥

પોક મેલ્હી રાજા રૂઇ રે, બોલે રોતી વાણિ ।
કંકેલ્લિ દલ રાતડા રે, હા તુઝ ચરણ ને પાણિ દેષો૦ ॥૧૭॥

નેત્ર તે કમલના દલ સમા રે, ચંદવયણી દે બોલ ।
કુંદ સુંદર દંત તાહરા રે, વિદ્રુમ અધર અમોલ દેષો૦ ॥૧૮॥

તુઝને કિહા હવઇ દેષસ્યું રે, ત્રિભુવન સૂનું આજ ।
ભાસે તુઝ વિણ મુઝને રે, ઇમ રોવેં મહારાજ દેષો૦ ॥૧૯॥

દાઘ દેઇ હવે તેહને રે, દોય પુત્રસ્યુ રાય ।
રોતો ન રહે કોયથી રે, ન કરે કાય વ્યવસાય દેષો૦ ॥૨૦॥

રાજકાજ સવિ છાડીઓ રે, રહે યોગીશ્વર રીતિ ।
મંત્રી પ્રમુખ મિલી રાયને રે, ઇમ સમઝાવે નીતિ દેષો૦ ॥૨૧॥

તુમ્હ સરિષા ધીર પુરુષને રે, ન ઘટેં કરવો શોક ।
રાજ્ય સીદાઇ તુમ્હ તણું રે, દુખીઓ હોઇ લોક દેષો૦ ॥૨૨॥

ઉતપતિ લય ચુત સર્વ છે રે, થિર નહીં જગમા કાંય ।
સમઝાવ્યો સમઝેં નહી રે, અધિક ધરેં દુઃખ રાય દેષો૦ ॥૨૩॥

રાણી સાભરે ષિણુ ષિણે રે, દુઃખ ધરે તાસ વિયોગ ।
શાતા કહિઇ નવિ લહે રે, કઠિન કરમના ભોગ દેષો૦ ॥૨૪॥

શ્રી ગુરુ ઉત્તમવિજય રે, સાહ્યે એ કહી ઢાલ ।
સત્તરમી હવે પુણ્યથી રે, દુઃખ થાઇ વિસરાલ દેષો૦ ॥૨૫॥

॥ સર્વ ગાથા ૪૦૭ [ ૪૦૫ ] ॥

॥ દુહા ॥

ગગન ગામિની લબ્ધીથી, મણિપ્રભ જે અણગાર ।
ગગન મારગથી આવીઆ, તાસ ઉદ્યાન મઝાર ॥૧॥

કુમર સહિત વંદન ભણી, જાય વિદ્યાધર રાય ।
પરમ હરષ ધરતો થકો, પ્રણમેં મુનિવર પાય ॥૨॥

બેઠો નિજ ઉચિતાસનેં, મુનિવર દિઇ ઉપદેશ ।
ભવ્ય જીવ સમઝાવવા, વલી વિશેષ નરેશ ॥૩॥

॥ ઢાળ ૧૮ ॥

॥ વાત મ કાઢો હો વ્રત વતી—એ દેશી ॥

અંગ ચ્યાર કહ્યા દોહિલ્યા, તિહા માનવ અવતાર રે ।
દસ દષ્ટાતે દોહિલો, ભમતા ઇણુ સંસાર રે ઇમ જાણી વ્રત આદરો ॥૪॥
પૃથિવી જલ તેઉ વાઉમા, કાઢે અસંખ્યાતો કાલ રે ।
તિમ અનત વનસ્પતી, દુ:ખ સહેતો અસરાલ રે ઇમ૦ ॥૫॥
કાયસ્થિતિ એહની સુણી, ચમકે ચિત્ત મઝાર રે ।
કાલ સંખ્યાતો વિગલેંદ્રિમા, નાના ભવ અવતાર રે ઇમ૦ ॥૬॥
દેવ તિરિ નારકપણે, ભમવાનો નહી પાર રે ।
ઇમ ભમતા નરભવ લહ્યો, પુણ્યતણે અનુસાર રે ઇમ૦ ॥૭॥
તિહા સિદ્ધાતને સાંભલે, તે દુર્લભ અતિ જાણો રે ।
ઘાચી મોચી ને વાઘરી, આહેડી તણાં ઠાણો રે ઇમ૦ ॥૮॥
માછી કસાઈ નેં સઈ તણા, છીપા નેં સુતાર રે ।
મ્લેચ્છની જાતિ તે બહુ કહી, તિહા લીધા અવતાર રે ઇમ૦ ॥૯॥
નરભવ તે નિષ્ફલ ગયો, સુકુલેં કિમહીક આયો રે ।
આધો બહેરો ને ખોખડો, રોગેં અહેલેં ગમાયો રે ઇમ૦ ॥૧૦॥
ઇમ કરતાં ઇંદ્રી પરવડાં પામ્યો સુણવાને આવ્યો રે ।
સરધા અતિશય દોહિલી, મિથ્યા મતમા મુંઝાવ્યો રે ઇમ૦ ॥૧૧॥
દેવ કુદેવનેં માનતો, કુગુરુને ગુરુ જાણે રે ।
કુધર્મ ધર્મ કરી સેવતો, આશ્રવ ધર્મને વાણે રે ઇમ૦ ॥૧૨॥
સરધા પુન્યથી પામીઓ, દુર્લભ સંજમ સાર રે ।
વિષય કપાયમા રાચીઓ, વલી આરંભ અપાર રે ઇમ૦ ॥૧૩॥
અણવાહલા રે આવી મલે, તિમ વાહલાનો વિયોગ રે ।
તેહનુ દુખ ધરતો ઘણું, ન લહે તત્ત્વ સયોગ રે ઇમ૦ ॥૧૪॥
મોહેં આકુલવ્યાકુલો કરે વિષાદ અનેકો રે ।
નવિ જાણે ઇદ્રજાલ એ. સુપનથકી અતિરેકો રે ઇમ૦ ॥૧૫॥
તીર્થંકર ચક્રી જિસ્યા, બલદેવ ને વાસુદેવ રે ।
કાલે કોઈ રહ્યા નહીં, જસ કરતા સુર સેવ રે ઇમ૦ ॥૧૬॥
શાશ્વત સુખને જે વર્યા, તેહને મરણ ન હોય રે ।
કુશઅગ્રેં જલબિંદુઓ, ચપલ જીવિત તિમ જોય રે ઇમ૦ ॥૧૭॥
નેત્રકટાક્ષને સારિખા, પ્રિય સગમ મનિ ધારિ રે ।
ગિરિનદીકલ્લોલ સારિખી, લખમી અથિર અસાર રે ઇમ૦ ॥૧૮॥

યૌવન ચપલ તેં જાણિઇ, જેહવો ગજવર કાન રે ।
સંધ્યા રાગ સમો સવે, રૂપ લાવણ્ય પ્રધાન રે ઇમ૦ ॥૧૯॥

ઢાલ અઢારમી સાભલી, નૃપ હવે જેહ પ્રકાસે રે ।
'પદ્મવિજય' કહે આગલે, તે કહુ મદનને રાસે રે ઇંમ૦ ॥૨૦॥

॥ સર્વ ગાથા ૪૨૭ [૪૨૫] ॥

॥ દુહા ॥

વિદ્યાધર ચક્રી કહે, ભગવત સુણો મુજ વાત ।
તુમ્હ દેષીને મુઝને, હઇયડે હરષ ન માત ॥૧॥

શોક ગયો મુઝ વેગલો, હૈયડુ હસવા જાય ।
તુમ્હ મુખચદ વિલોકવા, અધિક પીપાસા થાય ॥૨॥

વાત ન જાઇ તે કહી, સ્યુ કારણુ તસ હોય ।
તુમ્હ સ્યું પૂરવ ભવ તણો, સ્વામી સબધ છે કોય ॥૩॥

તવ ગુરુ બોલ્યા જ્ઞાનથી, છે તુઝ મુઝ સબધ ।
ઇમ કહી ધનદેવ મદનનો, સઘલો કહ્યો સબંધ ॥૪॥

ધનદેવ તે તું ઉપનો, મદન તે મુઝને જાણુ ।
સોહમથી આવ્યા બિહું, એ સંબંધ પ્રમાણુ ॥૫॥

તુઝ પ્રતિબોધન કારણે, હુ આવ્યો સુણિ રાય ।
જે કારણે પૂરવ ભવે, આપણુ મિત્ર સુભાય ॥૬॥

સ્રી દુખથી ઉદવેગીઆ, લીધો મ જમભાર ।
વસિયા ગુરુકુલે એકઠા, એક વિમાન મઝાર ॥૭॥

તેહવી નારી કારણે, કિમ મુઝાણો આજ ।
સાભલી ઈહાપાય થકી, જાતિસ્મરણુ લહે રાજ ॥૮॥

ભગવન અવિતથ ભાષિઉ, નયણે દીઠુ એહ ।
મુંઝ ઉપરિ અનુગ્રહ કર્યો, પાઉ ધાર્યા સસનેહ ॥૯॥

॥ ઢાળ ૧૯ ॥

॥ મેરી રગ લાગો એ—દેશી ॥

નરપતિ કહે મુનિરાયને રે, એ સસાર અસાર સયમ રગ લાગો ।
ભવસાગરમા બૂડતા રે, ઉતાર્યો મુઝ પાર સયમ રગ લાગો ॥૧૦॥

રાજ્ય ભલાવી પુત્રને, આવુ છુ તુમ્હ પાય સયમ રગ લાગો ॥
સયમ લેસ્યુ ઇમ કહી રે, નરપતિ નિજ ઘરિ જાય સયમ૦ ॥૧૧॥

સામગ્રી અભિષેકની રે, કરી ઠવીઓ નિજ ઠામ સયમ૦ ॥
રતનચૂડ રાજા થયો રે, સામત પ્રણમે પાય સયમ૦ ॥૧૨॥

શિષામણ દોય પુત્રને રે, દીધી અનેક પ્રકાર સયમ૦ ॥
પરમ ઓચ્છવ મોચ્છવ કરી રે, જિનમદિરમા સાર સંયમ૦॥૧૩॥

પૂજા વિરચાવી કરી રે, સયણુને દેઈ સતકાર સંયમ૦ ॥
મણિપ્રભ મુનિ પાસેં જઈ રે, કહે આપો વ્રતભાર સયમ૦ ॥૧૪॥

દીક્ષા દીધી મુનિવરે રે, શ્રુતસાયર લહ્યા પાર સયમ૦ ॥
તપ તપતા અતિ આકરા રે, અભિગ્રહ અનેક પ્રકાર સયમ૦ ॥૧૫॥

વિદ્યાધર મુનિ અનુક્રમે રે, લબ્ધિ તણા ભડાર સયમ૦ ॥
બિહુ મુનિ રાજરીષી હવઇ રે, કરતા ઉગ્ર વિહાર સંયમ૦ ॥૧૬॥

સુમતિ ગુપતિ ઉપયોગિયા રે, સાધુક્રિયા સુવિશેષ સંયમ ॥
શુદ્ધ આહારનો ષપ કરે રે, પરિસહ સહેતા અશેષ સયમ૦ ॥૧૭॥

અનુક્રમે અપૂરવકરણથી રે, શુકલ ધ્યાન બલ જોય સયમ૦ ॥
ક્ષપકશ્રેણિમાંહિ ચઢે રે, મોહતણો ક્ષય હોય સયમ૦ ॥૧૮॥

ક્ષીણમોહી કરે ક્ષય હવઇ રે, ઘાતી ત્રણિ સમકાલ સંયમ૦ ।
કેવલજ્ઞાન સૂરયતણો રે, થયો પરકાશ વિશાલ સંયમ૦ ॥૧૯॥

લોકાલોક પ્રકાશતા રે, રૂપી અરૂપી સ્વભાવ સંયમ૦ ।
સૂક્ષ્મ બાદરના વલી રે, જાણે સ્વભાવ વિભાવ સયમ૦ ॥૨૦॥

શૈલેશીકરણેં કરી રે, સકલ કર્મમલ જાય સંયમ૦ ।
સાદિ અનંત સુખી થયા રે, અજ અજરામર થાય સંયં૦ ॥૨૧॥

ઓગણીસે ઢાલેં કરી રે, સંપૂરણ થયો રાસ સંયમ૦ ॥
મુનિ[૭] પાડવ[૫] ગજ[૮] ચદ્રમા[૧] રે, વરસ ને શ્રાવણ માસ સયમ૦ ॥૨૨॥

પચમી ઉજ્વલ પક્ષની રે, સૂર્યવાર સુપ્રસિદ્ધ સયમ૦ ।
રાજનગરમાહિ રહ્યા રે, એહ મનોરથ સિદ્ધ સયમ૦ ॥૨૩॥

તપગચ્છગયણદિનેસરુ રે, વિજયદેવસૂરિ રાય સયમ૦ ।
વિનયવંત તસ પાટવી રે, વિજયસિહસૂરિ થાય સયમ૦ ॥૨૪॥

પંડિતરત્નશિરોમણિ રે, કીધો કિરિયાઉદ્ધાર સયમ૦
સીસ તાસ સત્યવિજયજી રે, શુભ કિરિયા આચાર સયમ૦ ॥૨૫॥

તાસ કપૂરવિજય કવી રે, ષિમાવિજય તસ સીસ સયમ૦ ॥
ષિમા ગુણે કરી સોહિઇ રે, નહી જસ રાગ ને રીસ સયમ૦ ॥૨૬॥

પડિતશિરચૂડામણી રે, લક્ષણ લક્ષિત અગ સયમ૦ ॥
શ્રી જિનવિજય સોભાગીયા રે, તેહના સીસ સુચંગ સંયમ૦ ॥૨૭॥

તસ આસન સોહાગરૂ રે, જાણે જૈન સિદ્ધાત સંયમ૦ ॥
શ્રીગુરુ ઉત્તમવિજયજી રે, વૈરાગી એકાંત સયમ૦ ॥૨૮॥

તસ પદપદ્મ ભ્રમર સમો રે, 'પદ્મવિજય' વર નામ સંયમ૦ ॥
ગુરુ કિરપાથી કીધલો રે, એહ રાસ અભિરામ સંયમ૦ ॥૨૯॥
પંચમ સુમતિ જિનેસરૂ રે, તેહના ચરિત્ર મઝાર સંયમ૦ ॥
શ્રી જયાનંદચરિત્રમાં રે, ભાખ્યો એ અધિકાર સંયમ૦ ॥૩૦॥
સીમંધર સ્વામી તથા રે, તિમ વલી ભાભા પાસ સંયમ૦ ।
સાનિધે સંપૂરણ થયો રે, મદન–ધનદેવ–રાસ સંયમ૦ ॥૩૧॥
જે ભણસ્યેં ગણસ્યે વલી રે, વાચસ્યેં પુણ્ય વિશાલ સંયમ૦ ॥
તે સુખ સઘલા અનુભવી રે, લહેસ્યે મંગલમાલ સંયમ૦ ॥૩૨॥

॥ સર્વ ગાથા ૪૫૯ [૪૫૭] ॥

इति श्रीमदुत्तमविजय ग शिष्य प पद्मविजय ग विरचितोऽयं
मदन धनदेवरासः समाप्त ॥ लि प० पद्मविजयेन ॥



# ક્ષેમરાજ

લેખક : શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ

ગુર્જરેશ્વર ભીમદેવ સોલંકીને આબુ–ચંદ્રાવતીના પરમાર રાજાઓ સાથે અનેક વાર લડવું પડ્યું હતું અને તેણે તેમની પાસે ગુર્જરેશ્વરનું માંડલિક પદ કબુલાવ્યું હતું, તેમ છતાં તેઓએ મનસ્વીપણું છોડ્યું નહોતું. આથી કંટાળેલા ભીમદેવે એક વાર જ્યારે રાજા કૃષ્ણદેવ પરમારને હાર આપી, ત્યારે તો તેણે કૃષ્ણદેવને પકડીને પાટણમાં લાવી તુરંગમાં પૂર્યો હતો. ભીમદેવની ઉત્તર વયનો એ કાળ હતો.

થોડાં વર્ષ પછી નાડોલના ઠાકોર બાલપ્રસાદે પાટણ આવી, ભીમદેવને મળી, કૃષ્ણદેવને મુક્ત કરવા તેને વિનંતિ કરી, ત્યારે કૃષ્ણદેવે ગુર્જરેશ્વરના માંડલિક તરીકે રહેવા મૌખિક સ્વીકાર કર્યો, એટલા પરથી જાણે દયાથી પ્રેરાયો હોય તેમ ભીમદેવે તેને મુક્ત કરવાની તુરંગાધ્યક્ષને આજ્ઞા કરી, (સંવત ૧૧૧૭), તેથી ભીમદેવના બેઉ કુમારોને ક્ષેમરાજ તથા કર્ણદેવને આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ.

ભીમદેવે પુત્રોને સમજાવ્યું : "ગમે તેવો તોયે તે આપણો પડોશી રાજા છે. આજ્ઞાંકિત રહીને તે પોતાની વસતીનું રક્ષણ કરતો હોય તો પાટણ પરનો એટલો ભાર ઓછો."

ક્ષેમરાજ કશું ન બોલ્યો, પણ કર્ણે તત્ક્ષણ કહ્યું : "ભૂતકાળનો અનુભવ આપ વીસર્યા તો નહિ હો. આબુના પરમારો માળવાના પરમારોની સોડમાં ભરાતાં વાર લગાડતા નથી."

"છતાં આપણી પ્રત્યે આજ્ઞાંકિત રહેવાના શપથ લેનાર શત્રુનેય તક આપવી જોઈએ."

એ પ્રત્યુત્તર સાંભળી કર્ણને લાગ્યું કે નાડોલનો ઠાકોર પિતાની વીર પ્રકૃતિને ભુલાવવામાં ફાવી ગયો છે. ક્ષેમરાજને લાગ્યું કે વાર્ધક્યમાં સ્વાભાવિક રીતે આવતી માનસિક દુર્બળતા ઉદારતારૂપે પિતાજીમાં દર્શન આપવા લાગી છે.

ભીમદેવની ઉત્તર વયને કાળે રાજ્યકાર્ય પ્રતિ મંત્રીઓ લક્ષ આપતા અને રાજકુમારો ગુર્જરેશ્વરને સહાયક બનતા જરૂર પડે ત્યારે ભીમદેવ પુત્રો દ્વારા મંત્રીઓને પોતાની ઇચ્છા વિદિત કરતો અને મંત્રીઓ તદનુસાર વર્તતા ભીમદેવ હવે આજ્ઞાઓ આપવાનું છોડીને બહુધા સ્વેચ્છા જ પુત્રો કે મહામંત્રી સમક્ષ વ્યક્ત કરતો

*

માલવ પ્રદેશમાંનો વિહાર પૂરો થતાં મુનિ સુરાચાર્ય પાટણમાં આવ્યા કે તુરત તે ભીમદેવના કુશળવર્તમાન જાણવા રાજમહાલયમાં જઈ પહોંચ્યા અને રાજસેવક દ્વારા ધર્મલાભનો સંદેશો કહાવ્યો

સુરાચાર્ય પ્રત્યે ભીમદેવનો ભક્તિભાવ હતો એ ભક્તિ ધર્માનુરાગ કરતાં ગુણાનુરાગને વિશેષ આભારી હતી મુનિ સુરાચાર્ય પરમ પંડિત હતા, દર્શનશાસ્ત્રના જ્ઞાતા હતા, અને સાહિત્યશાસ્ત્રમાં નિપુણ હતા તેમના ગુરુ મુનિ દ્રોણાચાર્ય સંસારપક્ષે ભીમદેવના મામા થતા હતા તે વિદ્યમાન હતા ત્યારે સુરાચાર્ય મુનિ ગુરુ સંગાથે ભીમદેવના પરિચયમાં આવ્યા હતા ભોજરાજાના પંડિતો કોઈ કોઈ વાર ગુર્જરેશ્વરના પંડિતોની પરીક્ષા કરનારી સાહિત્યસમસ્યાઓ રાજસભામાં મોકલતા, ત્યારે એ સમસ્યાઓના ઉત્તરો કેટલીક વાર સુરાચાર્ય મુનિએ રચેલા શ્લોકોમાં જતા એ મુનિએ ભોજની રાજસભામાં પણ પંડિતો સાથે સાહિત્યચર્ચા કરીને પ્રશંસા પ્રાપ્ત કરી હતી

મુનિના આગમનનો સંદેશો મળતાં ભીમદેવ ઢોલિયામાં સૂતો હતો તે બેઠો થયો તેની સામે બિછાવેલી ગાદી પર મહામંત્રી ભાભ, પુરોહિત સોમેશ્વર અને યુવરાજ ક્ષેમરાજ બેઠા હતા તેઓ જરા આઘા ખસ્યા અને ભીમદેવે સેવકને કહી મુનિ માટે વચ્ચોવચ્ચ કાષ્ઠાસન મુકાવ્યું પછી તેણે મુનિને પધારવાનો પ્રત્યુત્તર પાઠવ્યો

"ધર્મલાભ" ઉદ્ગારતા સુરાચાર્ય મુનિ આવ્યા એટલે ભીમદેવે ઊભા થઈ મસ્તક નમાવી વંદન કર્યું, અને બીજાઓએ પણ ઊભા થઈ તેનું અનુકરણ કર્યું મુનિ આસન પર વિરાજ્યા એટલે બધા યથાસ્થાને બેઠા

મુનિએ ભીમદેવની કુશળતા પૂછતાં કહ્યું "નગરમાં આવતાં જ મેં સાંભળ્યું કે આપનું સ્વાસ્થ્ય બરાબર રહેતું નથી, એટલે હું માત્ર આપની કુશળતા જાણવા આવ્યો છું"

"જરાઅવસ્થા પોતાનું કામ કરે છે" ભીમદેવે સ્વસ્થતાથી ઉત્તર આપ્યો "કુમારો, મંત્રીઓ અને રાજસેવકો મને શ્રમ પડવા દેતા નથી એટલે સ્વસ્થ રહી શકાય છે"

મુનિ બોલ્યા "તે સારું છે હવે જરાઅવસ્થા આવી છે એટલું જે મનુષ્ય સમજે છે તે પુણ્યશાળી લેખાય છે"

પુરોહિત વચ્ચે બોલ્યો "વસ્તુત શક્તિની ક્ષીણતા દ્વારા જરા પ્રકટ થાય છે, અને જો એ ક્ષીણતા નિવારવાના આયુર્વેદે નિરૂપેલા ઉપચારો કરવામાં આવે તો જરાને નિવારી શકાય છે"

મહામંત્રી બોલ્યો "અને મુનિરાજ! મહારાજ કોઈ ઔષધ લેવાની ના કહે છે, એટલે ક્ષીણતા વધતી જાય છે"

ભીમદેવ બેઉને પ્રત્યુત્તર આપતા બોલ્યો "તમે બધા કહો છો, પણ એથી કાંઈ જરાનુ સર્વદા નિવારણ થવાનુ છે? વહેલો કે મોડો જરાનો અ તિમ આઘાત તો થવાનો જ છે ને!"

ભીમદેવના એ શબ્દો સાભળીને સુરાચાર્ય બોલ્યા "મહારાજને યોગ્ય કાળે યોગ્ય સમજ પ્રકટી છે જે જરાને પિછાણીને જાગ્રત રહે છે અને ઉત્તર વયના કર્તવ્યોમા ચિત્તને પરોવે છે તે જ પોતાના મનુષ્યત્વને સફળ કરે છે"

ભીમદેવ બોલ્યો "તો ઉત્તર વયનું કર્તવ્ય શુ તે હવે આપ સ્પષ્ટતાથી કહો"

"ઉત્તર વયનુ કર્તવ્ય એટલે નશ્વરનો ત્યાગ અને શાશ્વતનુ આરાધન સ્થૂલત્વમાથી ચિત્તને ખસેડીને સૂક્ષ્મત્વમા જોડવુ તે મનુષ્યને જરાનો સ દેશ છે એ સ દેશ ભૂતકાળમા અનેક રાજવીઓએ અને પુણ્યશાળી પુરુષોએ ઝીલ્યો છે"

ભીમદેવે પ્રશ્ન કર્યો "આપ સદ્ગત મૂલરાજદેવની વાત કહો છો?"

"અનેક રાજવીઓ એ માર્ગે ગયા છે, અને મનુષ્યત્વને સફળ કરી ઇહલોકમા અમર થયા છે મૂલરાજદેવ, ચામુ ડદેવ અને વલ્લભરાજ જેવા રાજવીઓ તો પુરાતન કાળના વીર રાજવીઓને પગલે ચાલ્યા છે આપે પોતનપુર નરેશ સોમચ દ્ર મહારાજના ત્યાગની કથા કોઈ વાર સાભળી છે?"

"નથી સાભળી"

"મહારાજ સોમચ દ્રના મસ્તકના કેશ શ્વેત થતા હોવાનું તેમને ભાન થયુ કે તુરત તેમણે વાનપ્રસ્થ થવાનો પોતાનો નિર્ણય પુત્ર પ્રસન્નચ દ્રને અને રાણી ધારિણી દેવીને જણાવી દીધો પુત્ર તો પિતાની ઇચ્છાને માન આપવા તૈયાર થયો, પણ રાણીએ કહ્યુ કે 'મને પણ આપ વનનિવાસમા સાથે રાખવાનુ સ્વીકારો, હું સ્વામીથી અળગી રહીશ નહિ' રાજાને માટે એ કાર્ય એટલા માટે મુશ્કલ હતુ કે તે વખતે રાણી ગર્ભવતી હતી"

ક્ષેમરાજ વચ્ચે બોલ્યો "તો રાજાએ રાણીના પ્રસૂતિકાળ તથા બાળકના સ્તન ધયાવસ્થાના કાળ સુધી વનમા જઈ રહેવાનુ મુલ્તવી રાખવુ જોઈએ, અથવા રાણીએ વનનિવાસનો વિચાર છોડી દેવો જોઈએ"

મુનિ બોલ્યા "એ વ્યવહારુ માર્ગ છે ખરો, પર તુ વીર પુરુષો અને સતી સ્ત્રીઓ એવા વ્યવહારને કારણે પોતાના નિશ્ચય-ધર્મમાથી ચલિત થતા નથી તેવી સ્થિતિમા રાજા સોમચ દ્રે રાણી સાથે રાજધાની છોડીને કેટલેક દૂર વેતસા નદીને તીરે આવેલા તપોવનમા નિવાસ કરવાનુ ઠરાવ્યુ, ત્યા અનેક ઋષિકુળો વસી રહેલા હતા પછી તેમણે આપ્તજનોની, મિત્રોની, રાજસેવકોની અને નગરજનોની ક્ષમા માગી અને તુરુ ગમા પૂરેલા કેદીઓને ક્ષમા આપી મુક્ત કર્યા"

ભીમદેવ વચ્ચે બોલ્યો "એ એમણે યથોચિત કાર્ય કર્યું"

મુનિ આગળ બોલ્યા "પછી રાજા-રાણીએ રાજધાનીમાથી પ્રસ્થાન કર્યું રાણીના આગ તુક પ્રસૂતિકાળને કારણે તેમને એક ધાત્રીને પોતાની સાથે લેવી પડી"

મહામંત્રી બોલ્યો "ધાત્રીને સાથે રાખી, તો થોડા અનુચરો, વાહનો અને બીજી આવશ્યક સામગ્રી પણ સાથે રાખવામાં હરકત નહોતી"

મુનિ બોલ્યા "વાનપ્રસ્થાશ્રમી થવું એટલે વનમાં નાની સરખી રાજ-રિયાસત સ્થાપીને સુખે રહેવું એવું ત્યાગીઓને માન્ય હોતું નથી સંસારત્યાગ એટલે નગરમાંનો સંસાર પુન વનમાં વસાવવો એમ નહિ રાજા પણ રાજમહેલ અને સુખસામગ્રી તજીને વનના જ ધાન્ય-ફળાદિથી કે મર્યાદિત સામગ્રીથી ઉદરનિર્વાહ કરે તથા જરૂરીઆતો ઓછી કરીને ઋષિનું નિસ્પૃહ જીવન જીવે જે સમૃદ્ધિનો સ્વેચ્છાથી ત્યાગ કર્યો હોય તે બીજે માર્ગે ઇતર જનો દ્વારા ગ્રહણ ન કરવી એ તો નિષ્પરિગ્રહી તપસ્વી જીવનનું હાર્દ છે. જો રાજાએ ઇચ્છયું હોત તો તેના પુત્રે—પોતનપુરના નવા રાજવીએ—પિતાને તપોવનમાય કોઈ વસ્તુની ઊણપ રહેવા દીધી ન હોત પરંતુ સંસારની ઐહિક પ્રવૃત્તિ પૂરી કર્યા પછી ત્યાગી–તપસ્વીએ આત્મ-કલ્યાણની પ્રવૃત્તિમાં રત રહેવું જોઈએ, તેટલા માટે જ તે વનનિવાસ તથા સંયત જીવનને સ્વીકારે છે, એટલે તેમાંથી તે ભ્રષ્ટ ન થાય તેની તેના સંસારી આપ્તજનો તથા ઇતરજનો પણ કાળજી રાખતા હોય છે સંસારીઓના રાગ-બંધનમાંથી અમ જેવા ત્યાગીઓને ઘણી વાર કષ્ટપૂર્વક પસાર થવું પડે છે મનેય એવો કષ્ટાનુભવ કેટલીક વાર થયો છે, પરંતુ આત્મકલ્યાણના પરમ સાધનરૂપ સંયમના સંરક્ષણ માટે એ કષ્ટને સહી લેવું એ ત્યાગીનો ધર્મ છે, એમાં મને શંકા નથી."

ભીમદેવે પૂછયું · "હં'અ, પછી શું બન્યું ?"

"પછી તપોવનના આશ્રમમાં ધારિણીદેવીએ પુત્રને જન્મ આપ્યો, પરંતુ થોડા દિવસમાં રાણીનું મૃત્યુ થયું, એટલે ધાત્રીએ એને ઉછેર્યો એકાદ વર્ષમાં ધાત્રીનું પણ મૃત્યુ થયું, એટલે સોમચંદ્ર ઋષિએ પુત્રને ઉછેરવા માંડયો બાળકને કમંડલમાં બેસાડી તે પોતાની સાથે ફેરવતા અને સ્નાન, ધ્યાન, તપ આદિ આહ્નિક કર્મ કરતા એ પુત્ર મોટો થવા લાગ્યો અને બીજા ઋષિકુમારોની સાથે અભ્યાસ કરવા લાગ્યો ચૌદ વર્ષની વયે તે તપોવન છોડી પોતાના ભાઈને પોતનપુરમાં જઈ મળ્યો એ રીતે સોમચંદ્ર ઋષિએ તપોવનમાં નિજ જીવન પૂરું કરી આત્મકલ્યાણ સાધ્યું"

ભીમદેવ બોલ્યો "ધન્ય એ રાજત્વને અને ધન્ય એ તાપસ જીવનને! સોમચંદ્ર ઋષિએ તથા મૂળરાજદેવે પણ આચરણ દ્વારા ચીંધેલા એ માર્ગે મારે પણ જવું જોઈએ, ખરું મુનિરાજ ?"

"જેમ સુખ ઊપજે તેમ કરવું, સત્કર્મમાં પ્રમાદ કરવો નહિ"

સોમશર્માએ ટકોર કરી. "જૈનધર્મમાં તપત્યાગનો મહિમા બહુ ગાયો છે, તે જ આપે અત્યારે પ્રતિપાદન કર્યો, પણ પ્રજાના સંરક્ષણ માટે રાજાઓનો ક્ષાત્રધર્મ ત્યજવા યોગ્ય હોતો નથી"

મુનિએ ઉત્તર આપ્યો "જૈનધર્મે જે કહ્યું છે તે જ વેદધર્મે બ્રહ્મર્ષિ વસિષ્ઠને રાજર્ષિ વિશ્વામિત્ર કરતાં ઊંચું સ્થાન આપીને કહ્યું છે, તે ભૂલશો નહિ, પુરોહિતજી!"

"સત્ય છે!" ભીમદેવ બોલ્યો "પૂર્વે મહાપુરુષો જે માર્ગે ગયા, તે જ બીજાઓનો માર્ગ હોવો ઘટે"

ભીમદેવના એ ઉદ્‌ગારથી મૌન અને ગાભીર્ય છવાઈ ગયા

બે ક્ષણ રહીને ભીમદેવે ફરમાવ્યુ "ત્યારે સોમશર્મા! યુવરાજનો રાજ્યાભિષેક કરવાનુ મુહૂર્ત શોધીને કાલે મને કહેજો."

આટલી ત્વરાથી ભીમદેવ રાજ્યત્યાગનો અને પુત્રના રાજ્યાભિષેકનો નિર્ણય કરશે એવુ કોઈની કલ્પનામા નહોતુ, એટલે એ સાભળનારા સર્વ કોઈ વિસ્મય પામ્યા

મહામત્રીએ કહ્યુ "આટલી બધી ઉતાવળ ન હોય મહારાજ! એ માટે તો સંપૂર્ણ મંત્રણા–વિચારણા કરવી જોઈએ"

"શુભસ્ય શીઘ્રમ્ યુવરાજ રાજ્ય સંભાળશે અને હુ તીર્થવાસ કરીશ ઘણાં વર્ષ રાજ્ય ચલાવ્યુ, ઘણા યુદ્ધો કર્યા, અનેકને માર્યા, અનેકને દડયા ને તુરંગમા પૂર્યા, ઇત્યલમ્! ક્ષાત્રધર્મનુ પાલન કર્યું, હવે આત્મધર્મની આરાધનામા વિલંબ કરવો નથી."

અતપુરમા, રાજગઢમા અને નગરમા એ વાત તુરત પ્રસરી ગઈ રાણી ઉદયમતીએ પતિની સાથે તીર્થવાસ કરવાનો મનોભાવ પ્રગટ કર્યો અને ભીમદેવે તે સ્વીકાર્યો

સોમશર્માએ રાજ્યાભિષેક માટે અક્ષયતૃતીયાનુ મુહૂર્ત કાઢી આપ્યું

~

પાટણમા રાજ્યાભિષેકના સમારભની તૈયારીઓ થવા લાગી માડલિકો અને મંડલેશ્વરોને નિમત્રણો પાઠવવામા આવ્યા નગરમા આગામી ઉત્સવનો રગ છવાઈ ગયો.

એક દિવસ ક્ષેમરાજે એકાતમા પિતા સમક્ષ જઈને કહ્યુ. "પિતાજી, મને ક્ષમા કરજો, પણ રાજપદ ગ્રહણ કરવાની મારી ઇચ્છા નથી, કર્ણનો રાજ્યાભિષેક ભલે થાય!"

ભીમદેવ એકાએક ચમકી જતો બોલ્યો "એ શુ કહે છે, તુ બેટા!"

"સપૂર્ણ વિચાર કરીને મે એ નિશ્ચય આપને જણાવ્યો છે રાજત્વ ભોગવવામા મને રસ નથી, રાજ્યાભિષેક માટે મને લગારે ઉત્સાહ સ્ફુરતો નથી"

"રસ નથી! ક્ષત્રિયપુત્રને ક્ષાત્રધર્મોચિત કર્તવ્યમા રસ કેમ ન હોય?"

"એ રસ ચાખી–માણીનેય છેવટે તેનો ત્યાગ કરવો એ જ ક્ષત્રિયનું આત્મકલ્યાણ માટેનું કર્તવ્ય હોય તો ત્યાગ કરવાનો સમય આવ્યા પૂર્વે કલ્યાણમાર્ગના પ્રવાસી થવું એ મને વધુ ગમે છે એમા મને વિશેષ ઔચિત્ય લાગે છે"

ભીમદેવ વિચારમા પડી ગયો ક્ષણભર તેને લાગ્યું કે સુરાચાર્ય મુનિની વાણી ક્ષેમરાજના અતરમા ઊડી ઊતરી ગઈ છે અને સોમચન્દ્ર ઋષિના વાનપ્રસ્થ જીવન તરફ તેના મનનુ આકર્ષણ થયું છે

બીજી ક્ષણે તેને લાગ્યુ કે ચાળીસ વર્ષના જુવાન અને રાજ્યકાર્યમા પળોટાયેલા રાજકુમારનુ એવુ આકસ્મિક આકર્ષણ સ્વાભાવિક ન હોઈ શકે

તેણે પુત્રને પૂછ્યુ. "રાજત્વથી તુ ભયભીત તો થયો નથી ને, બેટા?"

"ના, પિતાજી! ભય પામવાનુ કશુ કારણ નથી પહેલાં જેમા રુચિ હતી તેમા હવે અરુચિ થઈ આવી છે, એ ખરુ છે"

"એ અરુચિનુ કારણ શુ છે? તને માઠુ લાગે એવુ કશું બન્યુ છે?"

"કશું જ બન્યુ નથી વિશેષમા દેવપ્રસાદ અને તેની માતા મારા નિશ્ચયને અનુમોદન આપે છે"

"દેવપ્રસાદ–એ કિશોર છોકરો–એને પણ શુ એમ જ લાગે છે? સવારી માટે કચ્છી ઘોડાની જોડી તો તેણે હમણા જ મંગાવી છે તારા જેવુ વૈરાગ્ય શુ એને "

ક્ષેમરાજ વચ્ચે બોલી ઊઠયો "નહિ, નહિ, પિતાજી! એ વૈરાગ્ય નથી" ક્ષેમરાજ સ્મિત કરતો આગળ બોલ્યો "દેવપ્રસાદ પિતૃભક્તિથી પ્રેરાઈ મારા નિશ્ચયને વધાવી લે છે હુંય કાંઈ મને વૈરાગ્યવાસિત માનતો નથી રાજ્ય અંગેના જે કાર્યો આપે મને સોંપેલાં અને મે કરેલા તેમાય મારો રસ નહોતો—આપની આજ્ઞાને ધર્મ્ય તથા અધીન થવા યોગ્ય માનીને હુ તેને અનુસર્યો છુ આજે જ્યારે મારે પોતાને આપનુ સ્થાન લેવાનો સમય આવ્યો છે, ત્યારે જ હુ આપને આટલું કહેવાનુ ધૈર્ય ધારણ કરી શકયો છુ"

"તું કાઈક અદ્ભુત લાગે તેવી વાત કરે છે "એટલું બોલી ભીમદેવ જરા આડો પડયો અને આંખો મીંચી જાણે ઊંડા વિચારમા હોય તેમ શાન્ત પડયો રહ્યો

અધઘડી, ઘડી, બે ઘડી ગઈ, પણ ભીમદેવે આંખો ઉઘાડી નહિ, ત્યારે પિતાને શાન્ત નિદ્રા અનુભવતા જોઈ ક્ષેમરાજ પોતાના આવાસમાં ચાલ્યો ગયો

ક્ષેમરાજ ઉદયમતીના આવાસમા ગયો અને જે કાંઈ તેણે પિતાને કહ્યુ હતું તે તેણે ઉદયમતીને પણ કહ્યુ રાણી ખૂબ આશ્ચર્યચકિત થઈ ગઈ તેણે સ્વપ્નમા પણ ધાર્યું નહોતુ કે પોતે કોઈ દિવસ રાજમાતા થવા પામશે ક્ષેમરાજ યુવરાજ હતો, કર્ણ નાનો કુમાર હતો અને પોતે એકલા કર્ણની માતા હતી કર્ણને ગુર્જરેશ્વરનો રાજમુકુટ પહેરવાનો અધિકાર ન હોય તો ઉદયમતીને રાજમાતા-પદ વરે એ કદાપિ બનવાનુ નહોતુ, છતા જાણે ક્ષેમરાજ ચાહીને પોતાને રાજમાતા બનાવી રહ્યો હોય એવુ તદ્રાસુખ ઉદયમતીએ ઘડીભર માણ્યુ

રાજમહાલયમા એ વાત પ્રસરતા વાર લાગી નહિ રાજસેવક મહામંત્રીને આવાસે પહોચી ગયો અને તેની પાસેથી વાત જાણી મહામંત્રી પાલખીમા બેસી ગજગઢમા દોડી આવ્યો તેણે મંત્રણાગૃહમા ડોકિયુ કર્યું, ત્યારે પાર્શ્વકે કહ્યુ "મહારાજ કયારનાય આરામ લઈ રહ્યા છે"

મહામંત્રી ઉદયમતીને આવાસે ગયો તો રાણી પણ વિચારનિમગ્ન જણાઈ તેણે આશ્ચર્ય અનુભવતા રાણીને પૂછ્યુ તો વાત સાચી માલૂમ પડી રાણીએ ક્ષેમરાજના સ્વમુખના શબ્દો મહામંત્રીને કહી સંભળાવ્યા

ભીમદેવ સ્વસ્થ થઈને આસન પર બેઠો છે એવુ સેવક પાસેથી જાણી મહામંત્રી ભીમદેવની પાસે ગયો કે તુરત ભીમદેવે આજ્ઞા કરી "મહામંત્રી! રાજ્યાભિષેકનુ મુહૂર્ત જળવાય એ રીતે કર્ણનો રાજ્યાભિષેક કરવાનો છે ક્ષેમરાજની ઇચ્છાને મારે હવે સ્વીકારવી પડે છે"

"મહારાજ! રાજપદ ગ્રહણ કરવાની યુવરાજની અનિચ્છા મને ખૂબ જ વિસ્મયકારક લાગે છે આપે એ અનિચ્છાના કારણો યુવરાજને પૂછ્યા તો હશે જ."

"બધુ પૂછ્યુ છે તેણે અ તર ખોલીને મારા પ્રશ્નોના ઉત્તરો આપ્યા છે, મારી શંકાઓને નિવારી મને આશ્ચર્યમા ડુબાવ્યો છે, પણ અત્યારે મારું આશ્ચર્ય શમી જવા પામ્યુ છે હવે અન્યથા કરવુ ઉચિત નથી"

નાગરિકોમા પણ આશ્ચર્ય પ્રકટ્યું તેઓ કાંઈ કાંઈ સંકલ્પ-વિકલ્પ કરવા લાગ્યા કોઈ કહેતુ કે ક્ષેમરાજના અ તરમા કાંઈ ઊડું દુ ખ હોવુ જોઈએ, કોઈ માનતુ કે એની પાછળ અ ત પુરની કોઈ ખટપટ કામ કરી ગઈ હોવી જોઈએ

રાજ્યાભિષેકનો દિવસ નજીક ને નજીક આવવા લાગ્યો હતો કેટલાક માડલિકો અને મ ડલેશ્વરો પાટણમા આવી ચૂકયા હતા અને કેટલાક આવી પહોચવાના હતા, પર તુ તેઓય આશ્ચર્ય પામી કાંઈ કાંઈ શ કા–કુશ કા સેવવા લાગ્યા હતા બેઉ કુમારો વચ્ચે કાંઈ વૈમનસ્ય જાગ્યુ જણાતુ નહોતુ એટલે તેઓને કશા ઉપદ્રવનો ભય રહ્યો નહોતો તેઓ નવા ગુર્જરેશ્વરને ચરણે ધરવા રત્નજડિત અલ કારો અને અભિનવ વસ્તુઓ લાવ્યા હતા તે ભીમદેવના મોટા કુમારને કે નાના કુમારને ચરણે ધરવા તે તેમને મન સરખુ હતુ

:-

દિવસો જતા હતા ઉદયમતી રોજ પતિને મળતી અને ક્ષેમરાજના ચિત્તના આવા પરિવર્તનનુ કારણ જાણવા મથતી ભીમદેવે જે કાંઈ મહામ ત્રીને કહ્યું હતુ તે જ રાણીને પણ કહ્યુ હતુ, પણ એ વાત રાણીના અ તરમા બ ધબેસતી નહોતી રાજવી થવા માટે અધીરા થયેલા અનેક રાજકુમારોની વાતો તેણે સાભળી હતી ભૂતકાળમા કોઈ કુમારોએ પિતાને તુર ગમા પૂરી પોતે રાજમુકુટ પહેરી રાજ્ય ચલાવ્યુ હોવાના દૃષ્ટાતો તેણે સાભળ્યાં હતા રાજ્ય માટે ભાઈ–ભાઈ વચ્ચે યુદ્ધો થયા હોવાની વાતો તેણે સાભળી હતી, ત્યારે ભીમદેવ સોલ કીનો પુત્ર આત્મકલ્યાણને માટે રાજત્વનો ત્યાગ કરવા તૈયાર થાય એ તેને સ ભવનીય લાગતુ નહોતુ તેને લાગ્યા કરતુ હતું કે તેમા કાંઈ રહસ્ય હોવુ જોઈએ એ રહસ્ય જાણવાની ઇચ્છાથી તેણે મહામંત્રીને પૂછ્યુ હતુ, મહાસામંતને પૂછ્યુ હતુ, રાજપુરોહિતને પૂછ્યુ હતું, પણ રાણીનુ મન સ્વીકારી શકે તેવુ રહસ્ય કોઈ તેને બતાવી શક્યુ નહોતું

રાજ્યાભિષેકનો વિધિ થવાને એક દિવસ બાકી રહ્યો ત્યારે સાજને સમયે ઉદયમતી પતિના શય્યાગૃહમા પ્રવેશી દાસ-દાસીઓ દીપકો પ્રકટાવતા હતા તેઓ ઝટઝટ પોતાનું કામ પૂરુ કરીને બહાર ચાલ્યા ગયા

ઉદયમતી પલ ગની ઈસ પર બેઠી તેણે પતિના ચરણને સ્પર્શ કર્યો, પણ મનમાની વાત તે ઉચ્ચારી શકી નહિ પોતે સહજ આવી હોય એવો દેખાવ કરતા તેણે પૂછ્યુ "રાજ્યાભિષેકનો સમાર ભ પૂરો થતા આપણે કયા તીર્થમા જઈશુ ? કાંઈ વિચાર કરી રાખ્યો છે ?"

"કોઈ દૂરને સ્થળે નથી જવુ કોઈ શાન્ત અને નિરુપદ્રવ સ્થાન નિકટમા જ હશે ત્યાં જઈ રહીશુ સરસ્વતીને તીરે જ અનેક તીર્થસ્થાનો છે અને તપોવનો છે એ બાબતની વ્યવસ્થા થતાં સુધી થોડો વખત પાટણમા રહીશુ તોય ફિકર નથી એક વાર ભાર

ઊતર્યો અને મન હળવું થયુ પછી નિવાસસ્થાનની સમતા-વિષમતાની ચિંતા રહેવા પામતી નથી, ખરું ને ?"

"ખરી વાત છે"

પછી વાનપ્રસ્થ જીવન સંબંધે પતિ-પત્ની વચ્ચે વિચાર-વિનિમય થવા લાગ્યો તે દરમિયાન તક જોઈને ઉદયમતીએ કહ્યુ "કુમાર ક્ષેમરાજે જે કાંઈ કર્યું તે એટલુ વિલક્ષણ છે કે મારા મનની એક ગ્રંથિ છૂટતી નથી"

"કઈ ગ્રંથિ ?"

"તેના આ વર્તનમા બધા જે વિલક્ષણતા જુએ છે તે કરતા અધિક ગહન એવુ કોઈ રહસ્ય હોવુ જોઈએ એમ હુ માનુ છુ કોઈએ એ રહસ્ય સંશોધી મારા મનનુ સમાધાન કર્યું નથી"

"ચોપાસ વિસ્તરી રહેલી પાર્થિવતાને જોનારાઓ ક્યાથી સંશોધન કરી શકે ? અને હુ તે કરુ તોય તમારુ સાચુ સમાધાન થાય કે નહિ તેની મને ખાતરી નથી"

"આપે કહેલી વાત પર મે કોઈ વાર શંકા કરી નથી  "

"તો હવે તમે મારી પાસેથી એ રહસ્ય જાણવા ઇચ્છો છો ? ભલે, હું કહીશ, પણ તે તમને પચશે કે નહિ તેની મને હજીય ખાતરી નથી"

"તો એટલુ મારુ તપ ઓછુ."

"એમ નાસીપાસ ન થશો ક્ષેમરાજની જનની બકુલાદેવી સોમનાથના મંદિરની નર્તકી હતી તે તમે જાણો છો વસ્તુત તે શિવનિર્માલ્ય યોગિની હતી મારી પત્ની થવા તેણે પતન સ્વીકાર્યું, પણ ભક્તિયોગમાથી તે ભ્રષ્ટ થઈ નહોતી, તેનો હુ સાક્ષી છુ સગર્ભાવસ્થામા કે પ્રસૂતિકાળમા પણ તેનો એ યોગ સ્ખલિત થયો નહોતો કે આથમ્યો નહોતો કોઈ યોગભ્રષ્ટ થયેલા આત્માને પુત્ર રૂપે જન્મ આપીને તેણે થોડા દિવસમા જ ઇહલોકમાથી ચિર વિદાય લીધી હતી હુ, તમે અને બીજાઓ એ યોગભ્રષ્ટ આત્માને આજે ક્ષેમરાજના સ્વરૂપમા જોઈ રહ્યા છીએ પૂર્વભવની અધૂરી રહેલી તિતિક્ષાને પૂરી કરવા તે ઇચ્છતો હોવો જોઈએ તેના વર્તનમાથી મોડુ મોડુ પણ એ જ રહસ્ય મને લાધ્યુ છે, રાણીજી !"

ઉદયમતી એ સાભળીને સ્તબ્ધ થઈ ગઈ, પણ પતિની વાણી પરની તેની શ્રદ્ધા એકસરખી અડગ રહી બકુલાદેવીને તેણે જોઈ હતી, થોડા દિવસ તેની નિકટમા તે રહી હતી, તેના સંબંધમા ચિત્ર-વિચિત્ર વાતો તેણે સાભળી હતી, પરતુ ત્યારે ઉદયમતીના અંતરમા સપત્નીભાવની કાલિમા વ્યાપી હતી, પેલા યોગભ્રષ્ટ આત્મા તરફ અંગુલિનિર્દેશ કરીને અને તેની યોગિની માતાના અંતસ્વરૂપની ઓળખ આપીને પતિએ જે કાંઈ કહ્યુ હતુ તેથી રાણીના અંતરની કાલિમા દૂર થઈ જતા તેમા અપૂર્વ પ્રકાશ પથરાવા પામ્યો હતો. એ પ્રકાશમા તેણે બેઉને નીરખ્યા, ઓળખ્યા, અને તત્ક્ષણ પતિના ચરણ પર તેનુ માથુ ઢળ્યુ તેની આખોમા આર્દ્રતા પ્રકટી તે જોઈ ભીમદેવની આખોમાથી કૃતજ્ઞતા દ્રવવા લાગી

નિયત દિવસે કર્ણનો રાજ્યાભિષેક થયો, અને ગુજરાતભરના માંડલિકો, મંડલેશ્વરો તથા નાગરિકોએ તેના રાજશાસનને વધાવી લીધું

વધુ ને વધુ અશક્ત થતા જતા શરીરને કારણે તીર્થનિવાસનો ભીમદેવનો મનોભાવ પાર ન પડ્યો અને થોડા દિવસમાં તેનો સ્વર્ગનિવાસ થયો

કર્ણે ગુર્જરેશ્વરના રાજસિંહાસન પર બેસીને મોટા ભાઈને દધિસ્થળી મંડલના અધીશ્વર તરીકે સ્થાપ્યો. સરસ્વતીને તીરે આવેલા મંડુકેશ્વર મહાદેવના મંદિરથી શોભિત તથા કીર્તિત એવા એ સ્થાનમાં સહકુટુંબ વસીને ક્ષેમરાજે પ્રભુચિંતન તથા આત્મચિંતનમાં સંસારી જીવન પૂરું કર્યું દેવપ્રસાદ રાજસેવાને અને પિતૃસેવાને સમાન ધર્મો સમજતો તથા જીવનયાપન કરતો રહ્યો ક્ષેમરાજના અવસાન પછી તે દધિસ્થળીનો મહામંડલેશ્વર થયો. *

---

* અંજલિ : મધુર કથા આપીને કથાકાર વિદાય થયા !

ધર્મનો આદર્શ રજૂ કરતી આ સરસ, સરળ, હૃદયંગમ ઐતિહાસિક સમર્પણકથા શ્રી ચુનીભાઈએ તા ૯-૫-૧૯૬૫ના રોજ લખી હતી. એ કથા મોકલતી વખતે શ્રી ચુનીભાઈએ મારા ઉપર નીચે મુજબ પત્ર લખ્યો હતો :—

ગિરધરનગર, શાહીબાગ
અમદાવાદ તા. ૯-૫-૧૯૬૫

શ્રી કાંતિલાલ કોરા,

શ્રી મ જૈ વિ ના સુવર્ણમહોત્સવના ગ્રંથ માટે આ સાથે એક એ૦ નવલિકા મોકલી છે પહોંચ લખશો

લિ સેવક
ચુનીલાલ વ શાહ

લખાયા પછી બે વર્ષ કરતાંય લાંબા સમયે આ મનોહર સાહિત્યકૃતિ પ્રગટ થાય છે ત્યારે શ્રી ચુનીભાઈ આ ગ્રંથ જોવા માટે આપણી વચ્ચે હયાત નથી તેથી અંતર ઊંડી વેદના અનુભવે છે તેઓ તા. ૧૨-૫-૬૬ના રોજ વિદેહ થયા, એ વાતનેય દોઢેક વર્ષ થવા આવ્યું ! જવાનું તો કોને નથી ? શ્રી ચુનીભાઈ જીવનભર નિષ્ઠા અને એકાગ્રતાપૂર્વક સરસ્વતીઉપાસના કરીને એક કૃતાર્થ સારસ્વત તરીકે અમર બની ગયા એમની પ્રશાંત વિદ્યાનિષ્ઠા અને સાદી-સરળ જીવનરીતિને આપણે ચિરકાળ સુધી યાદ કરતા રહીશું.

ઉંમર મોટી અવસ્થામાં લખાયેલી, કદાચ અંતિમ લેખી શકાય એવી, આ કૃતિમાં પણ શ્રી ચુનીભાઈની કલમની સુગમતા, સ્વસ્થતા, મધુરતા અને ભાષા અને શૈલીની હળવાશ અને પ્રૌઢતા દેખાઈ આવ્યા વગર નથી રહેતી. શ્રી ચુનીભાઈની આ કૃતિનું અંતરથી સ્વાગત હો ! એ કૃતિના પ્રકાશનમાં કર્તાને આપણા અંતરના પ્રણામ હો !

કાંતિલાલ ડાહ્યાભાઈ કોરા
મંત્રી, સંપાદક મંડળ

# વશીકરણવિદ્યા અને પુનર્જન્મ

લેખક પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના શિષ્ય
પૂજ્ય મુનિરાજ શ્રી ચંદ્રશેખરવિજયજી

**નરી ઇંદ્રિયોની** સહાયથી પ્રત્યક્ષ પુરવાર થતી અથવા તર્ક, અનુમાન કે આનુષંગિક પુરાવારૂપ અન્ય સામગ્રીથી નક્કી થઈ શકતી બાબતો ઉપરાંત એવી પણ કેટલીય બાબતો છે કે જેને પુરવાર કરવા માટે આનાથી પણ વધુ સૂક્ષ્મ સાધનસામગ્રીની, સૂક્ષ્માતિસૂક્ષ્મ અવલોકનની અને જેને પ્રચલિત પરિભાષામાં યૌગિક પ્રક્રિયા કહે છે, એ પ્રક્રિયા દ્વારા મેળવેલ વિશિષ્ટ જ્ઞાન કે જાતઅનુભવની અપેક્ષા રહે છે તેથી જ આવી બાબતોને અતીન્દ્રિય કે અહેતુવાદના વિષયની કોટિની લેખવામાં આવે છે

પૂર્વજન્મ કે પુનર્જન્મ આવો જ એક અતીન્દ્રિય વિષય છે, અને એના રહસ્યને પામવાના અનેક પ્રયત્નો છેક અતિપ્રાચીન ભૂતકાળથી લઈને તે અત્યાર સુધી થતા જ રહ્યા છે જૈન તત્ત્વજ્ઞાન અને ધર્મની પ્રરૂપણા અને સાધનાનો પાયો જ પુનર્જન્મનુ અસ્તિત્વ છે તેથી, એમ કહેવુ જોઈએ કે, પુનર્જન્મના અસ્તિત્વની શ્રદ્ધા જેટલી દૃઢ બને એટલી ધર્માચરણની શ્રદ્ધા અને ભાવના દૃઢ બને અહી વશીકરણવિદ્યા ( Hypnotism )ને આધારે પુનર્જન્મ અને એના અસ્તિત્વ અંગે કેટલીક વિચારણા કરવા ધારી છે

જૈન દર્શનમા આત્માના અસ્તિત્વ અંગે શંકાને કોઈ સ્થાન નથી સમગ્ર સચરાચર જગતની સમવિષમ–તમામ અવસ્થાઓ ત્યારે જ ઘટમાન બની શકે જ્યારે આત્મા જેવી વસ્તુ માનવામા આવે, તેને નિત્ય માનવામા આવે, કર્મનો કર્તા અને ભોક્તા માનવામા આવે, એ કર્મનો સંપૂર્ણ વિનાશ શકચ હોવાનુ માનવામા આવે અને સર્વ કર્મથી મુક્ત બનવા માટેના ઉપાયોનુ અસ્તિત્વ પણ સ્વીકારવામા આવે શ્રીવીતરાગ સર્વજ્ઞ ભગવંતોએ પોતાના જ્ઞાનમા આત્માનુ આવુ છ બાજુઓવાળુ સ્વરૂપ જોયુ અને જગતની સમક્ષ એ સ્વરૂપની પ્રરૂપણા કરી

આમ જ્યારે આત્મા નિત્ય છે ત્યારે પૂર્વજન્મ અને પુનર્જન્મની વાતો પણ જૈન દર્શનમા બહુ જ સહજ રીતે ઠેર ઠેર વેરાયેલી જોવા મળે છે અને તેથી જ 'કરે તેવું પામે' એ ન્યાયે વર્તમાન જન્મમા સુદર ધર્માચરણ કરવુ એ પણ જરૂરી બની જ જાય; કેમકે તેના વિના પુનર્જન્મ પામ્યા પછી જીવાત્મા પોતે સુખદ જીવનનુ ઐશ્વર્ય પામી શકે નહિ

આમ આત્મા અ ગેનુ વિશદ સ્વરૂપદર્શન જૈન દર્શનમા જોવા મળે છે તેથી જ કોઈ પણ જૈન આ વિષયમા કોઈ શ કા કરતો નથી, અને શકય એટલું સદાચારપરાયણ જીવન જીવવાની કોશિશ પણ કરતો રહે છે

પણ આ હકીકત જગતના ઘણા મોટા વિસ્તારમા ખૂબ જ ચર્ચાસ્પદ બનેલી છે બુદ્ધિજીવી વર્ગ આત્માના સ્વરૂપમા જાતજાતની શ કા-કુશ કાઓ કરતો રહે છે, વૈજ્ઞાનિક-વર્ગ એના અ ગે તરેહતરેહના ઊહાપોહ કરે છે, વૈજ્ઞાનિક પદ્ધતિથી આત્માના સત્ય સ્વ-રૂપનુ અન્વેષણ કરવા કટિબદ્ધ પણ બનેલો છે

૧૯૬૭ના માર્ચની ૧૮મી તારીખથી આત્મસિદ્ધિ કરી આપવા માટે અમેરિકાની આઠ વૈજ્ઞાનિક સ સ્થાઓ બીડુ ઝડપીને તેના માટે એક વ્યક્તિએ બે કરોડ ડોલરનું જે વીલ કર્યું છે, તેની રકમ પ્રાપ્ત કરવા આગળ આવવાની જાહેરાત જોઈ છે

ભારતમા જયપુર વિશ્વવિદ્યાલયના પેરાસાઇકોલોજી વિભાગના પ્રોફેસર ડૉ બેનરજી આત્માના પૂર્વજન્મ અ ગેનુ સત્ય તપાસવા આકાશ–પાતાળ એક કરવા લાગ્યા છે વિશ્વ-ભરમાથી પૂર્વજન્મની સ્મૃતિ પ્રાપ્ત કરતા લગભગ ૫૦૦ કિસ્સાઓ તેમણે ભેગા કર્યા છે દિવસે દિવસે તેઓ પૂર્વજન્મના અસ્તિત્વની સત્ય હકીકતની વધુ ને વધુ નજદીક આવતા જાય છે આવું આવુ તો ઘણુ ઘણુ આજે સંશોધન થઈ રહ્યુ છે

આ સ શોધનને અ તે આત્માનુ અસ્તિત્વ અને અવિનાશિપણું નક્કી થતુ જાય છે આજે જુદા જુદા ઘણા વૈજ્ઞાનિક દૃષ્ટિકોણથી આત્માના અસ્તિત્વને પુરવાર કરતા સત્યો હાથ લાગ્યા છે અનેક વૈજ્ઞાનિકોએ નિત્યાત્માનુ અસ્તિત્વ કબૂલ્યું છે આપણે અહી એમાના એક સત્યાન્વેષીની આત્માના પૂર્વજન્મ અ ગેની કબૂલાત વિચારીશુ.

આ ભાઈએ વશીકરણવિદ્યા( Hypnotism )ના પ્રયોગો દ્વારા પૂર્વજન્મની સિદ્ધિ કરી છે એમણે એવા ૧૩૮૩ પ્રયોગો કર્યા છે અને છેલ્લામા છેલ્લા ગણાના છઠ્ઠા નબ-રના સાથી ઊ ડા વશીકરણ( Deepest hypnotism )થી એ આત્માઓની પાસે તેમના પોતાના પૂર્વજન્મોની સ્મૃતિ તાજી કરાવી છે એમનુ નામ છે એલેકઝાન્ડર કેનન એમણે 'ધ પાવર વિધિન' ( The Power Within ) નામનુ પુસ્તક અ ગ્રેજીમા લખ્યુ છે આ પુસ્તકના સોળમા પ્રકરણમાં એમણે વશીકરણવિદ્યાથી પુનર્જન્મની સિદ્ધિ કરતી માહિતીઓ આપી છે તેમણે ત્યા બહુ સ્પષ્ટ શબ્દોમા કહ્યુ છે કે —

"એક સમય એવો હતો જ્યારે ઘણાં વર્ષો સુધી પુનર્જન્મનો સિદ્ધાન્ત મારા માટે એક ભય કર સ્વપ્ન સમો હતો તે વખતે હુ આ સિદ્ધાન્તને તોડી પાડવા માટે સતત પ્રયત્નશીલ રહેતો હું વશીકરણવિદ્યાનો નિષ્ણાત હતો એટલે અવારનવાર અનેક વ્યક્તિઓ ઉપર વશીકરણવિદ્યાના પ્રયોગો કરતો અને તેઓને ઘણી ઘણી વાતો પૂછતો જ્યારે ક્યારે પણ તેમાનુ કોઈ પણ મને પુનર્જન્મના અસ્તિત્વની વાત કરતુ ત્યારે હું સખ્ત

રીતે તેમની વાતોને વખોડી કાઢતો પણ અફસોસ![1] જ્યારે ઘણાબધાએ એ જ વાતનુ પુનરુચ્ચારણ કર્યું ત્યારે તો મારે પણ માનવુ પડ્યુ કે પુનર્જન્મ જેવી કોઈ વસ્તુ જરૂર અસ્તિત્વ ધરાવે છે [1]

વશીકરણનો પ્રયોગ કરવા દ્વારા એક આત્મા ( Subject ) પોતાની જાતને પૂર્વજન્મમા વિદ્યમાન માને અને જાણે કે એ જ જન્મની અવસ્થાઓને વર્તમાન કાળમાં અનુભવતો હોય એ રીતે જ એનુ વર્ણન કરવા લાગે—એ બધુ આપણને આશ્ચર્યમુગ્ધ કરી દે તેવુ જરૂર છે, પરંતુ આ તો વૈજ્ઞાનિકોની દુનિયાની વાત છે આજનુ બાળક, આધુનિક જગતનો એક યુવાન કોલેજિયન કે કોઈ પ્રૌઢ માનવ આ વાતની સામે બડ પુકારવા સદા લાચાર હોય છે, કેમકે એને આજના વૈજ્ઞાનિકોના જાતપ્રયોગો ઉપર પરિપૂર્ણ વિશ્વાસ હોય છે આ વસ્તુસ્થિતિ છે માટે જ અહી આત્માના પૂર્વજન્મની વાતોને વશીકરણ-વિદ્યાના પ્રયોગથી જે રીતે સિદ્ધ કરી દેવામા આવી છે, તે જ હકીકત આપણે વિચારીશુ

જેમણે આ પ્રયોગો કર્યા છે, તેઓ બહુ સ્પષ્ટ રીતે કહે છે કે વર્તમાન કાળમા જીવન જીવતો કોઈ પણ માનવ પોતાના આ જીવનમા જે કાઈ સુખ કે દુ ખનો અનુભવ કરે છે, તેના કારણો, હકીકતમાં તો, તેના પૂર્વજન્મોમાં જ પડેલા હોય છે વશીકરણ-વિદ્યાના સાધકો કહે છે કે પૂર્વના દેશોના ચિંતકો 'કર્મ' જેવી એક વસ્તુને માનીને જન્માતરના કારણો અને વર્તમાન જન્મના સુખદુ ખાદિ કાર્યો વચ્ચેની ખૂટતી કડી જોડી આપે છે ઘણા માણસો પોતાના જીવનમા ઉપરાઉપરી ત્રાટકતી આપત્તિઓના કારણ પિછાણી શકતા નથી, પરંતુ પૂર્વજન્મનો સિદ્ધાન્ત એ કારણો શોધી આપે છે શું સુખ કે શુ દુ ખ–બેય કાર્યોના કારણો અવશ્ય છે, આ જન્મમા નહિ તો જન્માતરમા[2] વશીકરણ-વિદ્યાથી, સામાન્ય રીતે તો, વર્તમાન જીવનના જ ભૂતકાળની સ્મૃતિઓ તાજી કરવાનો પ્રયત્ન આજ સુધી કરવામા આવતો હતો, પરંતુ હવે તો ગર્ભાવસ્થાના અનુભવો અને એની પૂર્વના જન્મોના અનુભવોનુ પણ સ્મરણ કરાવવામા આવે છે વર્તમાન જીવનના

---

[1] For years the theory of reincarnation was a nightmare to me and I did my best to disprove it and even argued with my trance subjects to the effect that they were taking nonsence, and yet the years went by One subject after another told me the same story in spite of different and varied conscious beliefs, in effect until now, well over a thousand cases have been so investigated and I have to admit that there is such a thing as reincarnation

—ધ પાવર વિધિન ( The Power Within ), પૃ ૧૭૦

[2] This study explains the secret of justice in a very broad way showing how a person appears to suffer in this life as a result of something he has done in a past life through this law of action and reaction know in the East as "Karma" Many a person cannot see why he suffers one disaster after another in this life, yet reincarnation may reveal atrocities committed by him in lives gone by Others, no matter what they seem to do, 'fall on their feet' as it were, and may it not be the reward for services rendered in lives gone by?

—એજન, પૃ ૧૭૦-૧૭૧

જન્મની જેટલા વર્ષ પૂર્વની વાત પૂછવામા આવે, બરાબર તેટલા વર્ષ પૂર્વની અનુભૂતિ તે વ્યક્તિ બહુ સ્પષ્ટ શબ્દોમા રજૂ કરે છે આમ સો, બસો કે ત્રણસો વર્ષ પૂર્વની વાત કે હજારો વર્ષ પૂર્વની વાત પણ પૂછવામા આવે તો તેની પણ સ્પષ્ટ ભાષામા—જાણે કે તે વખતે તે જીવનની જ અનુભૂતિ થઈ રહી હોય તેવી રીતે—રજૂઆત કરી શકે છે

આ વિદ્યાના તજ્જ્ઞો એમ માને છે કે આ રીતે પૂર્વજન્મ જેવી વાત સિદ્ધ થાય છે, માટે તો વર્તમાન જીવનના અનેક ગૂચવણભર્યા પ્રશ્નોનો ઉકેલ લાવી શકાય છે એવા અનેક માણસો છે, જેઓ જાતજાતના ભયોથી સદા પીડાતા હોય છે આવા માણસો એ ભય વગેરેની ગ્રથિની પીડાના કારણો ઉકેલી શકતા નથી, કેમકે તેમને તેમના વર્તમાન જીવનમા તેના કારણો મળતા જ નથી પણ જો વશીકરણવિદ્યાનો આશ્રય લેવામા આવે અને છઠ્ઠા નબરનુ સૌથી વધુ ઊડુ વશીકરણ તેમની ઉપર અજમાવવામાં આવે તો તેમના પૂર્વજન્મની સ્મૃતિઓ જાગૃત થાય અને તેમાથી વર્તમાન કાળની ભયગ્રંથિની પીડાના કારણો પકડી શકાય આજનો બુદ્ધિવાદી માનવ માને કે ન માને પણ આ સિદ્ધાન્ત ઉપર એ લોકોએ અનેક માનવોને ભયાદિની ગ્રથિથી મુક્ત કરીને સુખી કર્યા છે અહી તો આપણે આવા બે જ દાખલા વિચારીશુ –

એક માણસ એવો હતો, જે કોઈ દિવસ ‘ લિફ્ટ’મા ઊતરતો નહિ, કેમકે તેને પડી જવાનો ખૂબ જ ભય લાગ્યા કરતો એક વખત તે એક હિપ્નોટિસ્ટની પાસે ગયો; એને એણે પોતાની સઘળી વાત કરી તપાસ કરતા આ જીવનમા તો તેવા ભયનું કોઈ કારણ ન જણાયુ તરત તેને સુવડાવી દેવામા આવ્યો અને તેના ઉપર ઊડા વશીકરણ (deepest hypnotism)નો પ્રયોગ કરવામા આવ્યો તે વખતે તે માણસે પોતાને ‘ ચાઇનીઝ જનરલ ’ તરીકે ઓળખાવ્યો અને કહ્યું કે, ‘ હું ખૂબ ઊચા મકાન ઉપરથી અકસ્માત્ પડી ગયો અને મારી ખોપરી ફાટી ગઈ મારુ મૃત્યુ થયુ ’ ત્યાર બાદ તેને ટેબલ ઉપરથી ઊભો કરવામા આવ્યો, અને હિપ્નોટિસ્ટે તેને બધી વાત જણાવતા કહ્યું કે, ‘ એ જે અકસ્માત્ થયો તે વખતે ઉપરથી નીચે પડવાના ભયની લાગણીઓ તમારા મગજમાં સર્વત્ર પ્રસરી ગઈ; એ સસ્કારો આજે પણ ‘ લિફ્ટ ’મા નીચે ઊતરવા જતા જાગૃત થઈ જાય છે ’

આવો જ બીજો એક કિસ્સો બન્યો છે એક બાઈ હતી તે પાણીથી ખૂબ જ ગભરાતી હતી, કદી પણ નદી, તળાવ, સમુદ્ર વગેરે પાસે જતી નહિ આ બાઈ પણ એક ‘ હિપ્નોટિસ્ટ ’ની પાસે ગઈ એણે એને પોતાની ભયગ્રથિની વાત કરી વર્તમાન જીવનમા આવા ભયનુ કોઈ કારણ ન મળતા તેની ઉપર પણ પૂર્વજન્મોની સ્મૃતિ તાજી કરતું ઊડું હિપ્નોટિઝમ કરવામા આવ્યુ એ વાત જાણીને આશ્ચર્ય થશે કે એ પ્રયોગથી એનો એક એવો પૂર્વજન્મ પકડાયો, જેમા તે સ્ત્રીનો આત્મા રોમદેશમા પુરુષ ગુલામ તરીકે હતો (આ ઉપરથી જૈન દર્શનની એ વાત સિદ્ધ થાય છે કે પુરુષ મરીને સ્ત્રી થઈ શકે છે, સ્ત્રી મરીને પુરુષ થઈ શકે છે ) ત્યા તેના કોઈ અપરાધને કારણે તેને પગે સાકળો બાધીને પાણીમા ઉતારીને ગૂગળાવીને મારી નાખવામા આવ્યો હતો આ ઉપરથી હિપ્નોટિસ્ટે એવું તારણ કાઢ્યુ કે એ ગૂગળામણ વખતે પાણીના ભયના જે સસ્કાર ચિત્તમા જામ થઈ ગયા હતા તે અત્યારના તેના સ્ત્રી-જીવનમા જાગૃત થઈને તેને પાણીથી ડર પેદા કરાવી રહ્યા છે

આ રીતે પૂર્વજન્મની સ્મૃતિઓ તાજી કરાવીને વર્તમાન જીવનની અનેક સમસ્યાઓ ઉકેલવાનુ જે કામ આજના હિપ્નોટિસ્ટ વૈજ્ઞાનિકો કરી રહ્યા છે, તે ઉપરથી પૂર્વજન્મ અને પુનર્જન્મની સિદ્ધિ થઈ જાય છે જૈન દાર્શનિકો માટે ખૂબ મહત્ત્વની અને જૈન દર્શનનુ ગૌરવ વધારે એવી આ બીના છે જે વાત જૈન દાર્શનિકોએ ઠેર ઠેર કહી છે, તે પૂર્વજન્માદિની વાત ઉપર આજ પૂર્વે ક્યારેય જેવો ઊહાપોહ થયો નથી તેવો ઊહાપોહ હવે થઈ રહ્યો છે દરેક બુદ્ધિમાન માનવ આ વિષયમા માથુ મારવા તત્પર બને છે આત્મા છે કે નહિ ? આ જીવન પછી બીજુ કાઈ છે કે નહિ ? શુ અહી જ સર્વથા વિનાશ થઈ જાય છે ? જો તેમ ન થતુ હોય તો મૃત્યુ પછી શુ થાય છે ?[3] વગેરે વગેરે પ્રશ્નો આજે તો ચારે બાજુ જોરશોરથી ઊઠી રહ્યા છે અને એ કેવા અપૂર્વ આનદની બીના છે કે આ પ્રશ્નોનો જે કાઈ ઉત્તર પ્રાપ્ત થઈ રહ્યો છે તે જૈન દાર્શનિકો તેમ જ પૂર્વજન્મનો સ્વીકાર કરતા અન્ય દાર્શનિક વિધાનોને લગભગ સપૂર્ણ મળતો આવે છે, આ હકીકતો સર્વજ્ઞ વિશેની શ્રદ્ધાને પણ વધુ દૃઢ કરે છે

જેમની ઉપર ઊડા વશીકરણ કરવામા આવ્યા છે એવા અગણિત આત્માઓને આત્માની નિત્યતાની સત્યતા માટે જ્યારે પ્રશ્ન કરવામા આવ્યો ત્યારે તેમણે બધાએ બહુ સાફ શબ્દોમા એ વાત કહી છે કે, “અમે મરતા જ નથી, અમે તો શાશ્વત કાળ સુધી રહીએ છીએ તમારી મોટી દુનિયાને અમે શબ્દો દ્વારા એ ઘણી મહાન સાચી વાત કહેવા માગીએ છીએ કે આત્મા અમર છે[4] તમે અમને પૂછશો કે આ અમરત્વ એ શુ વસ્તુ છે ? તો અમે તમને કહીશુ કે અમરત્વ એટલે મર્યાદાનુ મૃત્યુ તમે મૃત્યુ દ્વારા આત્માના જીવનની જે મર્યાદા આકી છે એ મર્યાદાવિહીન અવસ્થા એ જ આત્માનુ અમરત્વ છે[5] ટૂકમા અમારે એ જ કહેવુ છે કે આત્માના મૃત્યુ જેવી કોઈ વસ્તુ જ નથી ”

વશીકૃત થતા અગણિત આત્માઓએ આત્માની અમરતાના આવા ગાન ગાયા છે અહી એ યાદ રાખવુ ઘટે કે આ વિધાનો આજના વૈજ્ઞાનિકોના સશોધનોથી નિષ્પન્ન થયેલા વિધાનો છે આજનુ જગત એની સામે બળવો ઉઠાવી શકતુ નથી એથી જ એ વાતોને અહી શાસ્ત્રોને આધારે રજૂ કરવાને બદલે વશીકરણવિદ્યાની શોધોને આધારે રજૂ કરવાનુ મુનાસિબ માન્યુ છે

---

૩ To Turn, for the moment, to a wider aspect of reincarnation, when we die, are we extinct ? What happens after deth ? These are great questions, and today they are engaging the attention of men as never before in the history of world

—એજન, પૃ ૧૭૩

૪ We do not die ! We live on through the ages into eternity The Voice is the instrument where by, we, The Greater World, can make known unto you the great Truths of Eternity in language form

—એજન, પૃ ૧૭૩–૧૭૪

૫ What then is Eternity ? Immediately the answer comes. Eternity means the cessation of limitation

—એજન, પૃ ૧૭૪

આ ક્ષેત્રમાં આગળ વધેલા સમર્થ હિપ્નોટિસ્ટોના જે વિધાનો વાંચવા મળે છે, એ જાણે કે હૂબહૂ શાસ્ત્રવચન હોય એવા જ લાગે છે એથી જ એ વિધાનો નજરે ચડતા વીતરાગ ભગવંતોની સર્વજ્ઞતા અંતરમા વસી જાય છે

જૈન દર્શન એમ માને છે કે પ્રાણીમાત્રે કોઈ પણ અશુભ વિચાર ન કરવો જોઈએ, અને સદા શુભ વિચારોમા જ રમમાણ રહેવુ જોઈએ એની પાછળનો હેતુ જણાવતા એ કહે છે કે કોઈ પણ વિચાર અંતે આત્માનો સસ્કાર બની જાય છે અને જો આવો સંસ્કાર અશુભ હોય તો તે પુન પુનઃ જાગૃત થતો રહી આત્મામા ઘણા વિકારો ઉત્પન્ન કરતો રહી પ્રકાશના પુજ સમા આત્મામા અનંત અંધકાર ફેલાવી મૂકે છે આથી ઊલટુ, શુભ વિચારના સંસ્કાર સારા પડે છે. એટલે જ મનુષ્યે વિચાર કરવામા ખૂબ જ કાળજી રાખવી જોઈએ અશુભ વિચાર જો ભયંકર ગણાતો હોય તો તે તેનાથી નિષ્પન્ન થતી અશુભ સંસ્કારોની પરંપરાને કારણે જ આ હકીકતને અનુલક્ષીને જ વિચારોથી થતા કર્મોના બંધ કરતા સંસ્કારોના અનુબંધનું સામર્થ્ય વધુ આંકવામા આવ્યુ છે. અને તેથી જ જન્માન્તરોમા નિષ્પન્ન કરેલા અશુભ કર્મોના અનુબંધોને તોડી નાખવાનુ માનવ-જીવનના પરમ કર્તવ્ય તરીકે 'શ્રી ઉપદેશપદ'મા જણાવવામા આવ્યું છે

આ જ વાતને આધુનિક વિજ્ઞાનના પુરસ્કર્તાઓ હિપ્નોટિઝમની વિદ્યા દ્વારા પુષ્ટિ આપે છે. તેઓ કહે છે કે સામાન્ય રીતે તો માણસના બે મન મહત્ત્વના છે. એક જાગૃત (Conscious) મન અને બીજું આંતર (Sub-conscious) મન જાગૃત મનમા જે વિચાર આવે છે તે થોડો સમય ત્યાં રહીને પછી અર્ધજાગૃત—સુષુપ્ત જેવા—મનમાં ચાલ્યો જાય છે. આ વિચાર ત્યા જઈને સર્વત્ર વ્યાપી જાય છે પછી જ્યારે જ્યારે તેને તક મળે છે ત્યારે ત્યારે તે વ્યાપી ગયેલો વિચાર જાગૃત મનમા આવી જાય છે અને પોતાનું કાર્ય કરતો રહે છે. વસ્તુસ્થિતિ આવી છે માટે માનવે કોઈ પણ અશુભ વિચાર ન થઈ જાય તેની ખૂબ કાળજી કરવી જોઈએ હા, જાગૃત મનનો ઉત્તેજિત વિચાર હજી ભયાનક નથી, પરંતુ પછી આંતર મનમા એ સર્વત્ર વ્યાપી જાય છે, ત્યા સ્થિર થઈ જાય છે, અને તેથી ફરી ફરી તેના માઠાં ફળો ભોગવવાનું દુર્ભાગ્ય અવસરે સાંપડ્યા કરે છે, એ બધુ ખૂબ જ દુઃખદ છે આ જ વાતને તેઓ એક સુંદર દૃષ્ટાંત આપીને સમજાવે છે

એક કાચનો ગ્લાસ લો તેનો પોણો ભાગ પાણીથી ભરી દો પછી તેમા ખીસાનો એક રૂમાલ એવી રીતે નાખો કે અડધો રૂમાલ ગ્લાસના પાણીમા પડીને ભીંજાઈ જાય અને બાકીનો અડધો રૂમાલ પાણીની બહારના ગ્લાસની ધાર ઉપર પડી રહે હવે એ પાણીની બહાર રહેલા સૂકા રૂમાલ ઉપર સાકરનો એક ગાંગડો મૂકો શુ આ સાકરનો કટકો ઓગળશે ખરો? ના સારું હવે એ સૂકો રૂમાલ પેલા સાકરના કટકા સાથે જ ગ્લાસના પાણીમાં સરકાવી દો; થોડી વારમા જ આપણને જોવા મળશે કે પેલો સાકરનો કટકો ઓગળી ગયો છે, અને એની મીઠાશ પાણીના પ્રત્યેક ટીપા સુધી અને રૂમાલના દરેક તંતુ સુધી વ્યાપી ગઈ છે

હવે આપણે મૂળ વાત ઉપર આવીએ અહી જે સૂકો રૂમાલ છે તે અર્ધજાગૃત મન છે. જે સાકરનો કટકો છે તે વિચાર છે જ્યા સુધી વિચાર જાગૃત મનમા છે ત્યા સુધી

તે પેલા સાકરના કટકા જેવો છે કે જે ઓગળીને કચાય ફેલાતો નથી, પણ જ્યારે એ વિચારરૂપી સાકરનો કટકો આતર મનમાં ચાલી ગયો ત્યારે એ ત્યા સર્વત્ર વ્યાપી ગયો એટલે વિચાર ક્યારેય મરી જતો નથી પણ ઊલટો એ તો આતર મનમા સર્વત્ર વ્યાપીને લાબુ જીવન જીવતો હોય છે જો આ જ વસ્તુસ્થિતિ છે તો કોઈ પણ પ્રાણી કયારેય મરી શકતુ નથી, ઊલટુ પેલા વ્યાપ્ત વિચારને (કે જેને જૈન પરિભાષામા સસ્કાર કહેવામા આવે છે તેને) પોતાની સાથે રાખીને એ કચાક આગળ વધે છે, માટે અદ્યતન જગતના બુદ્ધિવાદી માનવોએ આત્માના મૃત્યુ જેવી વસ્તુ માનવાનો સ્પષ્ટ ઇન્કાર કરી દેવો જોઈએ, કેમકે આત્મા અમર છે, અઢળક સસ્કારોનો એ ખજાનો છે[૬]

'ધ પાવર વિધિન' નામના આ પુસ્તકના લેખક એલેકઝાડર કેનન કે જેઓ વિશ્વનો ખૂણેખૂણો ખૂદી વળ્યા છે, તેઓ આ પુસ્તક લખતા કહે છે કે મારી બધી વાતનો શ્રેષ્ઠમા શ્રેષ્ઠ સાર હોય તો એટલો જ છે કે, આત્માનુ મૃત્યુ હોઈ શકતુ જ નથી અહો! આ વાત જો જગત સમજી જાય તો સમગ્ર વિશ્વ ઉપર ચમત્કારિક પરિવર્તન આવી જાય લેખક કહે છે કે, પછી તો કોઈ કોઈનુ ખૂન નહિ કરે, કોઈ દુખનો માર્યો જીવ આત્મહત્યા નહિ કરે,[૭] કેમકે આત્મહત્યા કરવા ઇચ્છતો માણુસ પછી સમજી જશે કે આત્મહત્યા કરી લેવાથી જેટલા દુઃખોનો અત આવશે તેનાથી ઘણા વધુ દુખોના ધાડાં ફરી તૂટી પડશે, કેમકે 'હુ અમર છુ', મારે અહીથી પણ કાયક જવાનુ છે

લેખક કહે છે કે આજના ન્યાયાલયો શુ ખરેખર ન્યાય કરે છે? ના, ના, એક ખૂનીના ખૂનના બદલામાં ન્યાયાધીશ વધુમા વધુ તો ફાસીની જ સજા ફટકારશે ને? પણ તેથી શુ થયુ ? ખૂની માણુસના ખૂનનો જે વિચાર ખૂન કરાવી ગયો તે વિચારને આત્મામા સસ્કાર રૂપે વ્યાપી જતો કોઈ રોકી શકયું ? એ સંસ્કારને કોઈએ દૂર કરી દીધા ? જો એ સસ્કાર દૂર ન થયા તો ખૂનીનો આત્મા તો મૃત્યુ પામતો જ નથી, એટલે પુન પુન એ સસ્કારો એની પાસે અનેક વ્યક્તિઓના ખૂન કરાવતા જ રહેશે! તો પછી આ ન્યાયાધીશે તો ન્યાય કર્યો કે અન્યાય! ફરી ફરીને ખૂનો કરતા રહેવાની તકને જીવતી રાખીને ખૂનીને ફાસીના માંચડે ચડાવી દેવો અને તેથી અનેક બીજા ખૂનો થવા દેવા એ માનવજાત સામે ભયકર અન્યાય નથી શુ? હવે તો એવા ન્યાયાલયોની જરૂર છે, જ્યા ખૂનીને ફાસીએ ચડાવવાને બદલે એના આતર મનમા વ્યાપી ગયેલા સસ્કારોને ફાસી દેવામા આવે આ કામ તો ધર્મગુરુઓ–માનસશાસ્ત્રીઓ જ કરી શકશે[૮]

---

૬ You will never be able to say again that a man can die Indeed, there is not, and cannot be, any room in the Universe for such an idea as death

—એજન, પૃ ૧૭૬

૭ There is no death ! That is the Supreme massage which this chapter has for you ! What a profound change would come over the whole world if that lesson were well and truely learned ! Suicide and murder would cease

—એજન, પૃ ૧૭૭

૮ What a lesson the would- be suicide can learn from the fact that we do not, cannot die ! He would then know that suicide, so far from ending his miseries, would plunge him into a dilemma ten thousand times worse than the one from which he

આ વૈજ્ઞાનિકોએ વશીકરણવિદ્યાથી પૂર્વજન્મની સિદ્ધિ કરી, આત્માનું અમરત્વ જાહેર કર્યું અને વિચારો તથા સંસ્કારોના બળનું કાર્યક્ષેત્ર આપણી સમક્ષ રજૂ કર્યું જે વાતો સૈદ્ધાન્તિક સ્વરૂપમાં આપણા માટે બે અને બે ચાર જેટલી જ સાદી-સીધી અને સ્પષ્ટ હતી તે વાતો આજના વિશ્વ માટે ‘ વહેમ ’, ‘ જૂઠ ’, ‘ ધર્માંધતા ’ વગેરે નામોથી ખતવાતી હતી આજે પણ હજી તેવું ઘણું ઘણું જોવા–સાંભળવા મળે છે પણ હવે એ દુનિયાની આવી ઉતાવળી વિચારસરણીમાં મોટું પરિવર્તન કરવું પડે એવી સ્થિતિ ઊભી થઈ છે જો આ રીતે વિજ્ઞાનની દુનિયામાં સત્યની ખોજ ચાલુ રહે તો કદાચ એમ કહી દેવામાં સાહસ નહિ ગણાય કે એક વખત એવો આવશે કે જ્યારે વૈજ્ઞાનિકો જૈન દર્શનની સત્યદર્શિતાનો હર્ષપૂર્વક સ્વીકાર કરવા પ્રેરાશે

બે વૈજ્ઞાનિકો એક જ વિષયના મૂળ સુધી પહોંચી જવાનો નિષ્પક્ષ પ્રયત્ન શું કામ કરે છે તે આજે આપણને અનેક ઠેકાણે જોવા મળે છે વશીકરણવિદ્યાથી પૂર્વજન્મની સ્મૃતિઓને તાજી કરાવવી અને એ વિષયમાં અનેક શંકા–કુશંકાઓ કરીને તેના સમાધાનો મેળવવાં અને અંતે જાહેર કરવું કે પૂર્વજન્મ જેવી વસ્તુ વૈજ્ઞાનિક રીતે સિદ્ધ થાય છે—એ માટે કરાતા આ બધાં અન્વેષણોની પાછળ કેટકેટલા વૈજ્ઞાનિકો જીવન અર્પતા હશે ! એકલા એલેક્ઝાંડર કેનને જ આ વિષયના ૧૩૮૩ કેસ તપાસી નાખ્યા છે અને પોતાની જાતતપાસને અંતે પૂર્વજન્મની માન્યતાને સંપૂર્ણ સમર્થન આપ્યું છે એલેક્ઝાંડર કેનને જે પ્રયોગો આ વિષયમાં કર્યા છે તેમાંનો એક ખૂબ જ રસપ્રદ પ્રયોગ આપણે સંક્ષેપમાં જોઈએ —

મધ્યમ વયની એક સ્ત્રી ઉપર ઊંડુ–છેલ્લામાં છેલ્લી છઠ્ઠી કક્ષાનું–વશીકરણ કરવામાં આવ્યું હતું સૌપ્રથમ તે બાઈને ટેબલ ઉપર સુવડાવી દેવામાં આવી અને તેને પુનઃ પુનઃ જણાવવામાં આવ્યું કે હમણાં તમે આજથી બરોબર ૧૦ વર્ષ પૂર્વના ૧૯૨૪ની સાલની ૪ થી ઑગસ્ટના દિવસમાં વર્તમાન છો તમે હમણાં શું કરી રહ્યાં છો ?—ઇત્યાદિ અનેક પ્રશ્નો એ દિવસ અંગે પૂછ્યા ખૂબ જ સંતોષકારક જવાબો મેળવ્યા બાદ વધુ ૧૦ વર્ષ પૂર્વના–૧૯૧૪ની સાલની ૪ થી ઑગસ્ટના–દિવસ ઉપર એને લઈ જવામાં આવી અને એ દિવસની તમામ વાતો, જાણે કે પોતે હમણાં જ અનુભવતી હોય એ રીતે, એ બોલી ગઈ તેણે કહ્યું કે “ હમણાં બ્રિટન ઉપર બપોરનો સમય છે, જેના

seeks to escape—a dilemma from which escape would be ten thousand times harder than before

The murderer, too, pays for his crime a million times more fully than any capital punishment could ever hope to make him do In fact, so far from punishing the murderer, society is really punishing itself when it resorts to capital punishment, since the loss of physical body, by hanging or by any other method, merely plunges the murderer's mind into the Unconscious where his murderous ideas, like the lump of sugar in our previous analogy, are able to spread into the mental atmosphere of the world In this way the ‘dead’ murderer can take possession of other people's bodies during the sleep state, or during period of dissociation and can thus cause more murders and suicides

—એજન, પૃ ૧૭૭

ગગનમા પહેલા વિશ્વયુદ્ધના વાદળો ઘેરાઈ ગયા છે." ત્યાર પછી ફરી વધુ ૧૦ વર્ષ પૂર્વની સ્મૃતિ તાજી કરાવી ત્યાર પછી એક એક વર્ષ પાછળ જતા જતા તેના જન્મ સમય પછીના એક જ કલાકની અવસ્થામા તેને મૂકી તેણે તે વખતના પોતાના સ્નાનનુ વર્ણન કર્યું અને તે વખતે વેઠવી પડેલી શ્વાસની ગૂગળામણ કહી ત્યાર પછી તેને જન્મ સમયની પૂર્વના અડધા કલાકના સમયમા મૂકી તે વખતે તે સ્ત્રી એકદમ ચીસો પાડતી બોલી ઊઠી 'ઓહ! મને ખૂબ જ અંધારુ લાગે છે અને મને આજુબાજુ કાઈક ઘસી જતા દ્રવનો અવાજ આવે છે (સભવ છે કે તે માતાની નસોમાથી વહેતુ લોહીનુ પરિભ્રમણ હોય) આ વર્ણનમા જ્યા અડધો કલાક પૂર્ણ થયો કે તરત તે બોલી ઊઠી, 'ઓહ! હવે હુ બહાર નીકળી ગઈ છુ! ત્યાર પછી તે સ્ત્રીએ તે ઓરડાનુ વર્ણન કર્યું આ બધું વર્ણન પણ તે સ્ત્રીએ તે વખતની પોતાની બાલ્ય વય વખતના અવાજ જેવા અવાજથી જ કરેલું—જાણે કે એક બાળકી જ બોલી રહી હોય તેમ લાગે!

ત્યાર પછી તેને કેટલાક વધુ વર્ષ પૂર્વે લઈ જવામા આવી તે વખતે તે બોલી 'અત્યારે હુ શુક્રના ગ્રહમા છુ!' ત્યાનો સમય પૂછતા તેણે કહ્યુ, 'અમારે ત્યા સમય જેવુ કશું નથી, પણ તમારી પૃથ્વીના ઘડિયાળના હિસાબે હુ સમય કહી શકુ' ત્યાર બાદ તે સ્ત્રીએ શુક્રના ગ્રહ ઉપરના પોતાના જીવનની કેટલીક ખૂબ જ રસપ્રદ વાતો કરી તેણે કહ્યુ કે 'પૃથ્વીની પ્રાણીસૃષ્ટિની જેમ અમે (વેપાર વગેરે) કાર્યો કરતા નથી અમારે ત્યાં એટલો બધો પ્રચડ પ્રકાશ પ્રવર્તે છે કે અમારી દૃષ્ટિએ તો પૃથ્વી અધકારનો જ પ્રદેશ કહેવાય—પછી ભલેને ત્યાં ભરબપોરનો પૂર્ણપ્રકાશ કા ન હોય!' ત્યાર બાદ તેણે ત્યાનાં વૃક્ષોનુ વર્ણન કરતાં કહ્યુ કે 'એ વૃક્ષો ચમકતી પોલીશ કરેલી ધાતુના જેવા ચમકારા મારી રહ્યા છે' આની સામે જ્યારે હિપ્નોટિસ્ટે વાધો લીધો ત્યારે તેણે સ્પષ્ટ શબ્દોમા કહ્યુ કે 'તમે અમારી ગ્રહોની દુનિયાની વાતો ન સમજી શકો એવી ગમત્કારભરી છે'

એક બાઈ ઉપરના વશીકરણથી એલેકઝાન્ડર કેનન એને એના શુક્રના ગ્રહો ઉપરના જીવનમા લઈ જાય છે એ ત્યાની જે વાતો કરે છે એ બધી વાતો જાણીને જૈન દર્શને કરેલુ દેવલોકનુ વર્ણન સહેજે યાદ આવી જાય છે જૈન દર્શનની દૃષ્ટિએ ફક્ત અઢી દ્વીપમા જ કાળ છે, દેવલોકમા કાળ જેવુ કશુ નથી ત્યાંના દીર્ઘ આયુષ્યોને જે કાળથી વર્ણવવામાં આવ્યા તે અહીના જ કાળથી કહ્યા છે, એવુ સ્પષ્ટ કથન જૈન દર્શનમા મળે છે. વળી, દેવલોકમા રત્નોના પ્રકાશની વાતો અને અદ્ભુત વૈક્રિય વૃક્ષોની વાતો પણ શુ ઉપરની વાતોને મળતી નથી આવતી? આગળ વધતા એલેકઝાન્ડર કેનન કહે છે કે, 'મારી તપાસમા જેઓ પોતાના પૂર્વજન્મમા ગ્રહો ઉપરનુ જીવન પણ જીવતા સાભળ્યા તે બધાએ પોતાનુ આયુષ્ય સો વર્ષથી વધુ કહ્યુ છે અને ૪–૪ હજાર વર્ષના આયુષ્ય પણ કહ્યા છે'

આ વાત પણ જૈન દર્શનમા કહેલા દેવોના સુદીર્ઘ આયુની ખૂબ જ નજદીકમા ન કહી શકાય શુ?

ત્યાર પછી એ બાઈને શુક્રના ગ્રહની પણ પૂર્વના જન્મની અવસ્થામા લઈ જવામાં આવી ત્યા તેણે કહ્યુ કે, 'અત્યારે હુ રોમ દેશમા કોઈને ત્યા ગુલામડી તરીકે છુ અને

મારા ગુલામ તરીકેના જીવનનો આ અંત સમય છે આટલું બોલીને જ એ સ્ત્રીનું મોં એકદમ ફિક્કું પડી ગયું તે ભયથી કંપવા લાગી અને પછી બોલી, 'મને અત્યારે પગમાં લોખંડની બેડીઓ સાથે પાણીમાં ઉતારી દીધી છે અને ભયંકર જળચર પશુઓ મારી ચોમેર ફરી વળ્યા છે ઓહ! હમણાં જ મને ફાડી ખાશે '

લેખક કહે છે કે એ વર્ણન વખતની તેના મુખ ઉપરની વેદનાઓ સાચે જ અસહ્ય જણાતી હતી બેર એ પછી એને થોડા વર્ષ પૂર્વની ગુલામડી તરીકેના જીવનની અવસ્થામાં લઈ જવામાં આવી, જ્યાં તેણીએ પોતાની કારાવાસની કરુણ અવસ્થાનું વર્ણન કર્યું તેણે રોમ દેશના અનેક એવા રીત-રિવાજો જણાવ્યા જેનો લેખકને પણ ખ્યાલ ન હતો, જેમ કે તેણીએ કહ્યું કે, 'અમારે ત્યાં પુરુષોના જાહેર કાર્યક્રમો સંધ્યાના સમયે યોજાય છે, જ્યારે સ્ત્રીઓની સભાઓ વગેરે બપોરના સમયે જ યોજવાનો રિવાજ છે, અમે લોકો સ્નાન કરતા નથી, માત્ર તેલની માલીશ કરાવીએ છીએ ઇત્યાદિ '

વશીકરણવિદ્યાથી પૂર્વજન્મની વાતો, દેવલોકની વાતો, સંસ્કાર શું કામ કરે છે અને એનું કેટલું પ્રચંડ સામર્થ્ય છે વગેરે બાબતો આજના પ્રયોજકો વૈજ્ઞાનિક રીતે જણાવે છે તેનાથી હેરત પામવાની જરૂર નથી આવી બધી વાતોથી જૈન દર્શનના સચોટ વિધાનો પ્રત્યે સવિશેષ આદર ઉત્પન્ન થાય છે. એલેકઝાન્ડર કેનન કહે છે કે એમણે જેમની ઉપર આ પ્રયોગો કર્યા તેમાંના લગભગ બધાએ એ વાતો એકસરખી રીતે જણાવી છે કે, (૧) અમે એક જીવન કરતાં વધુ જીવન જીવીએ છીએ, (૨) એક ગ્રહ કરતાં વધુ ગ્રહો ઉપર જીવન જીવીએ છીએ, (૩) વર્તમાન જીવનની અને ભૂતપૂર્વ જીવનોની અગણિત સ્મૃતિઓ અમને થાય છે

લેખક કહે છે કે એમના પ્રયોગોમાં ઘણા બધા આત્માઓ બુધના અને શુક્રના ગ્રહો ઉપર જઈ આવેલા સાંભળવા મળ્યા છે બેર પૂર્વજન્મમાં જરાય શ્રદ્ધા ન ધરાવતા એક લેખક વશીકરણવિદ્યાથી એ વિષયમાં પૂર્ણ શ્રદ્ધા ધરાવતા થઈ જાય અને જગતની સમક્ષ એ વાતની જોરશોરથી રજૂઆત કરે એ ખૂબ જ આનંદ ઉપજાવે એવી બીના છે

બીજા પણ મોરી બર્નસ્ટેઈન નામના એક હિપ્નોટિસ્ટે એલેકઝાન્ડર કેનનની વશીકરણવિદ્યાથી પૂર્વજન્મની સ્મૃતિ તાજી કરાવતો પ્રયોગ વાંચ્યો અને તેણે પણ કોઈ એવી મજબૂત મનની વ્યક્તિ મળે તો તેની ઉપર પૂર્વજન્મની સ્મૃતિ કરાવાય તેવું ઊંડું વશીકરણ કરવાનું નક્કી કર્યું આ જ ગાળામાં એણે ભારતની શાન્તિદેવી નામની એક સ્ત્રીને થયેલા જાતિસ્મરણ જ્ઞાનની વાતો જાણી એટલે એણે પણ આ વિષયમાં કાંઈક જાણવાનો નિર્ણય કર્યો ટૂંક સમયમાં જ એણે રૂથ સાયમન્સ (Ruth Simmons) નામની એક સ્ત્રી ઉપર વશીકરણવિદ્યાનો પ્રયોગ કર્યો ૨૯ મી નવેમ્બર ૧૯૫૨ના દિવસે આ પ્રયોગ શરૂ કર્યો અને આવી બેઠકો (Sittings) પાંચ વખત મળી પાંચેય બેઠકો દરમ્યાન થયેલી પ્રશ્નોત્તરીનું ટેઈપ-રેકોર્ડીંગ કરવામાં આવ્યું અતિ અદ્ભુત વાતો જાણવામાં આવી આ બાઈનો જન્મ ૧૯૨૩માં અમેરિકાના આયોવા રાજ્યમાં થયો હતો પ્રયોગ વખતે તે એક વીમાએજન્ટની પત્ની હતી એણે ૧૪૯ વર્ષ પૂર્વનું આયર્લેન્ડનું જીવન ખૂબ વિસ્તારથી જણાવ્યું. જે સ્ત્રી વર્તમાન જીવનમાં 'રૂથ સાયમન્સ' તરીકે હતી તેને 'બ્રાઇડે

મર્ફી'' તરીકે જોવા અને સાભળવા મળી સમ્મોહનાવસ્થામા એ સ્ત્રીએ કહ્યુ કે, "એનુ નામ 'બ્રાઇડે મર્ફી'' હતુ એના પિતાનુ નામ ડકન મર્ફી હતુ તેઓ બેરિસ્ટર હતા. એ સ્ત્રી મિસ સ્ટ્રેનની શાળામા ભણતી હતી એના પતિનુ નામ બ્રિયન મેકાર્થી હતુ એ બેરિસ્ટરનો પુત્ર હતો, તેમ જ પોતે પણ બેરિસ્ટર હતો એ સેટ ટેરેસાના દેવળમા જતી ત્યાના પાદરીનુ નામ ફાધર જોન હતુ એ પોતે પ્રોટેસ્ટન્ટ હતી, પણ એનો પતિ કેથોલિક હતો ૬૬ વર્ષની વયે દાદર ઉપરથી પડી જવાથી તેનુ મૃત્યુ થયુ હતુ. તે દિવસે રવિવાર હતો એણે એમ પણ જણાવ્યુ કે, ફાધર જોનના કહેવા પ્રમાણે, એનો આત્મા કોઈ વિશુદ્ધ સ્થળે જવાનો હતો, પણ હકીકતમા તેમ બન્યુ ન હતુ છેવટે ઈ સ ૧૯૨૩મા આયોવામા તેનો જન્મ થયો '

આ સ્ત્રી આયરિશ ભાષાનુ લેશ પણ જ્ઞાન ધરાવતી ન હોવા છતા તેણે સમ્મોહનાવસ્થામા આયરિશ ભાષામા જ સઘળી વાતચીત કરી હતી

લોકોએ એ વખતે આશકા પણ કરી હતી કે કદાચ 'બ્રાઇડે મર્ફી' નામનુ કોઈ પુસ્તક લખાયુ હશે, જે આ રૂથ સાયમન્સે વાચ્યુ હોય અને તેથી તેવી બધી વાતો કરતી હોય પરતુ તપાસ કરતા જણાયુ કે એવુ કોઈ પુસ્તક લખાયુ જ ન હતુ વળી, તે બાઈ કદી આયર્લૅન્ડ ગઈ ન હતી, છતા તેણે ત્યાની કેટલા ઓરડા? રસોડુ કયાં? ઘરસામે વૃક્ષો કયા?—વગેરે પુસ્તકમાય ન સભવે તેની ઝીણવટભરી વાતો પણ કહી હતી બ્રિટીશ ઈનફર્મેશન સમિતિએ પણ એ વાતોને પુષ્ટિ આપી સ્ત્રીના આ નામ ઉપરથી જ મોરી બર્નસ્ટેઈને પોતાના એ વિષયના પુસ્તકનુ નામ 'ધ સર્ચ ફોર બ્રાઇડે મર્ફી' રાખ્યુ છે. એ પુસ્તકમા પાંચે ટેઈપ-રેકોર્ડીગનુ અવતરણ કરવામા આવ્યુ છે ત્યાર પછી લેખકે એ પાચે રેકોર્ડો સારા સારા બુદ્ધિશાળી માણસોને, વૈજ્ઞાનિકો વગેરેને સભળાવી હતી અને તેમના અગત અભિપ્રાયો માગ્યા હતા એ બધી વાત લેખકે પોતાના તે પુસ્તકમા જણાવી છે

વશીકરણવિદ્યાથી પૂર્વજન્મની સિદ્ધિ થવી એ સાચે જ પશ્ચિમના વિદ્વાનોને વિચાર કરતા કરી મૂકે એવી બાબત છે, કેમકે બાઇબલમા પૂર્વજન્મની માન્યતાનુ સમર્થન કરવામા આવ્યુ નથી આથી એ વાત તદ્દન સહજ છે કે આવી કોઈ સિદ્ધિ થાય તો તેની સામે બહુ મોટો ઊહાપોહ થાય, ભારે મોટો વિરોધ પણ જાગે શ્રી મોરી બર્નસ્ટેઈનને પણ આ બધી પરિસ્થિતિનો સામનો કરવો પડ્યો હતો તેમની સામે પણ ઘણા પ્રશ્નો ઉપસ્થિત થયા હતા એક માણસે તો તેમને પૂછ્યુ પણ હતુ કે જો આ રીતે વશીકરણવિદ્યાથી પૂર્વજન્મની સિદ્ધિ થઈ જતી હોય તો બીજા ઘણા એ વિદ્યાના નિષ્ણાતો છે, તેઓ કેમ આ વિષયમા કશુ જ કહેતા નથી? આ પ્રશ્નનો ઉત્તર આપતા તે પુસ્તકમા મોરી બર્નસ્ટેઈન કહે છે કે આ વિષયમા હુ કાઈ એકલો—અટૂલો નથી, મારી સાથે એલેક્ઝાડર કેનન છે, જેઓ એક વખત આ વાતોને સ્વપ્નની વાતો માનતા હતા એટલુ જ નહિ, બીજા પણ કેટલાક વૈજ્ઞાનિકોએ પોતાના અન્વેષણોથી પૂર્વજન્મના અસ્તિત્વની બાબતમા વિધેયાત્મક નિર્ણય લીધો છે અને તેમણે પોતાની વાતોને પ્રકાશમા મૂકી પણ

છે, પરંતુ તેનો જોઈએ તેટલો બહોળો પ્રચાર જ થયો નથી.[૯]

મોરી બર્નસ્ટેઈન આગળ વધતા કહે છે કે એક વ્યક્તિએ પૂર્વજન્મની માન્યતાની તરફેણમા મહાન સિદ્ધિ પ્રાપ્ત કરી હોવા છતા તેણે તે વિષયમા કશી જાહેરાત ન કરતા મૌન રહેવાનુ જ પસંદ કર્યું તેને જ્યારે તેના મૌનનુ કારણ પૂછવામા આવ્યુ ત્યારે તેણે કહ્યુ કે, 'આ બધા અનુભવોને હુ મારા ખૂબ જ અંગત અનુભવ તરીકે છુપાવી રાખુ છું, કેમકે મને પહેલેથી જ ખ્યાલ છે કે આવી વાતો ઉપર વિશ્વના માનવો શુ ટીકા–ટિપ્પણો કરશે ?'[૧૦]

પશ્ચિમના દેશોમા આત્માની અમરતાના ગીત ગાવાનું કેટલું બધું મુશ્કેલ છે! આમ હોવા છતા એ અંગેનો ઊહાપોહ કરીને જાહેરમાં માથુ ઊંચકનારાઓ પણ ત્યાં છે. તેઓને કેવી હિંમતથી કામ લેવું પડતુ હશે!

કિપલિંગ નામના વૈજ્ઞાનિકે તો મોરી બર્નસ્ટેઈનને કહ્યુ હતુ કે મને તો ખૂબ દિલગીરી થાય છે કે સમાજ તમારા આ વિચારોને જુદી રીતે રજૂ કરશે કે તેમા કાપકૂપ કરી નાખશે જેઓ વિરોધી છે તેઓ તો આ બધી વાતને ઊંધી ચીતરીને જ રજૂ કરશે, કેમકે છેવટે તો પશ્ચિમના લોકો આશાસ્પદ જીવન કરતા ભયાનક મૃત્યુને જ વધુ વિચારે છે અને વળગી રહે છે એટલે આ લોકો આવી વાતોને કદાગ 'વહેમ' કહીને હસી પણ નાખે.[૧૧]

અહીં એક એવો પણ પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે જો આ રીતે દરેક જીવનો પૂર્વજન્મ હોય જ, અને ત્યા તેણે ઘણું ઘણું અનુભવ્યુ પણ હોય, તો દરેક જીવને શા માટે પોતાના ભૂતપૂર્વ અનુભવોની સ્મૃતિ નથી થઈ આવતી ? આ પ્રશ્નના સમાધાનમા જૈન દાર્શનિકો તો કહે છે કે એવી જાતનુ મતિજ્ઞાનાવરણીય નામનુ કર્મ છે, જેના રજકણો આત્મા ઉપર વધુ પ્રમાણમા ચોટી ગયેલ હોય ત્યારે ભૂતપૂર્વ અનુભવોની સ્મૃતિ થઈ શકે નહિ;

૯ Nor does this man stand alone There are indeed a number of scientists whose experiments have led them to same conclusion The first of the answer, then, is that some specialists do know about this other dimansion and have been publicizing their findings For some reason however, their reports have never been circulated as extensively as they might have been

—ધ સર્ચ ફોર બ્રાઇડે મર્ફી (The Search for Briday Murri), પૃ ૨૧૧

૧૦ One young person explaining her silence after she discovered evidence of rebirth, summerized her position with these words " All this experience I kept to myself as a profound secret, for, young as I was, I realised what judgement the world would pass upon the narrator of such a story

—એજન, પૃ ૨૧૧

૧૧ Kipling too had given some thought to this same problem I saw with sorrow that men would mutilate and grable the story, that rival creeds would turn it upside down till, at last, the Western world, which clings to the dread of death more closely then the hope of life, would set it aside as an intersting superstion

—એજન, પૃ ૨૧૨ ('ફાઇનેસ્ટ સ્ટોરી ઇન ધ વર્લ્ડ' પુસ્તકમાંથી ઉદ્ધૃત)

એવું કોઈ નિમિત્ત–દર્શન વગેરે—થાય તો જ આ કાર્મિક અણુઓ ઊખડી જાય અને આત્માને ભૂતપૂર્વ અનુભવની સ્મૃતિ થઈ આવે વળી, પૂર્વજન્મની સ્મૃતિની તો શી વાત કરવી? આપણી વિસ્મરણ-શક્તિ એટલી બધી તીવ્ર છે કે આ જન્મના પણ બાલ્યકાળના અનુભવોની સ્મૃતિ ઘણાને થતી નથી! ખેર આ તો દાર્શનિક દૃષ્ટિએ સમાધાન મેળવ્યું, પણ અર્વાચીન જગતનો એક વિદ્યાર્થી તો કહે છે કે 'કદાચ આપણે આપણો ભૂતકાળ જરૂર જાણી શકીએ, પરંતુ ખાસ કરીને પશ્ચિમના આપણા દેશોની અધ્યયનપદ્ધતિ અને ઘડતર જ એવા છે કે એણે આપણા મગજને ધોઈ જ નાખ્યા છે, અને આપણી વિશિષ્ટ સ્મરણ-શક્તિનો વિનાશ કરી નાખ્યો છે!'[૧૨]

બેશક, કોઈને પણ ભૂતપૂર્વ જન્મનુ સ્મરણ થઈ શકતુ નથી એમ તો ન જ કહી શકાય હવે તો શાન્તિદેવી, નેકાટી વગેરેના જાતિસ્મરણની વાતો ચોમેર ફેલાઈ ગઈ છે અને જેમને આવા જાતિસ્મરણો વગેરે નથી થયા અને તેથી ભૂતપૂર્વ જન્મોની સ્મૃતિ નથી થઈ તેઓ પણ પોતાના જીવનમા જે કોઈ લાગણીઓ ધરાવે છે, તેમનામા જ્યારે ક્યારે પણ કેટલાક ભાવાવેશ આવી જાય છે, તેમનામા જે શક્તિઓ કામ કરી રહી છે, જુદા જુદા વિષયમા તેઓ જે સુરુચિ અને અરુચિ ધરાવે છે—એ બધાયની પાછળ આતંર-મનમાં પડેલા ભૂતપૂર્વ જન્મોના સસ્કારો જ કામ કરે છે ને? એટલે, બીજી રીતે તો દરેક આત્મા પોતાના વર્તમાન જીવનની સાથે ભૂતપૂર્વ જીવનોની કડી લગાડીને જ રહેલો છે, એમ માનવુ જોઈશે અને તેથી જ સારા માણસો ભૂતપૂર્વ ભૂલોની પુનરાવૃત્તિ કરતા અટકે છે, જ્યારે દુર્જનો એવી ભૂલોને પુન પુન કરતા જોવા મળે છે આ બધાની પાછળ પૂર્વજન્મનો સબધ કામ કરતો હોવાનુ માન્યા વિના છૂટકો જ નથી.[૧૩]

પૂર્વજન્મની વાતો કહેતા માણસો પોતાની તરફેણમા કહે છે કે માતાપિતાના સંસ્કારો જ બાળકના વારસામા આવે છે એ વાત લગભગ વજૂદ વિનાની છે એવુ જ લગભગ સર્વત્ર જોવા મળે છે કે જે મા-બાપમા નથી હોતુ તે બાળકમા હોય છે બાપ ક્રોધી હોય અને બાળક ક્ષમાશીલ હોય, બાપ ઉદાર હોય અને બાળક કૃપણ હોય હવે જો બાળકને એના સસ્કાર વારસામાથી નથી મળ્યા તો ક્યાથી આવ્યા? આનો ઉત્તર પૂર્વજન્મની માન્યતાથી જ મળી શકે છે બાળકના આત્મા જન્માન્તરના સસ્કારોને લઈને અહી આવેલ છે માટે જ આમ બને છે પણ આ વિધાન સામે એક પ્રશ્ન થઈ શકે છે કે, 'ભલે તેમ હોય, પણ જ્યા પિતા–પુત્રના સસ્કાર તદ્દન સમાન છે ત્યા તો પુનર્જન્મની વાતને સમર્થન નથી જ મળતુ ને? કેમકે ત્યા તો સ્પષ્ટ રીતે કહી શકાય તેમ છે કે પિતાના લોહીના સસ્કાર જ બાળકમા ઊતરી ગયા છે.'

૧૨ To the theory of another student who contends that perhaps we might remember something of our past but that our training and conditioning, particularly, in the Western world, has 'washed our brains' obliterating these memories

—એજન, પૃ ૨૧૨

૧૩ Although we do not remember specific incidents of previous life episodes, we still carry over impressions, tendencies, capacities, and dispositions—subconscious checks and balances—which restrain us from repeating past mistakes and guide us in the eternal process of evolution

—એજન, પૃ ૨૧૩.

આ વાતનુ સમાધાન આપતા ડૉ જ્હોન મેક ટેગાર્ટ પોતાના 'હ્યુમન ઇમ્મોર્ટાલીટી એન્ડ પ્રીએકઝીસ્ટન્સ' નામના પુસ્તકમા કહે છે કે આ વાત પણ બરોબર નથી. જે બાળકનો આત્મા પોતાના ભાવી પિતાના સંસ્કાર જેવા જ સંસ્કાર ધરાવતો હોય તે આત્મા તે જ પિતાને ત્યા જન્મ પામે છે, ત્યારે આવુ બને છે એટલે હવે એમ તો ન જ કહી શકાય કે પિતાના સસ્કાર બાળકમા ઊતર્યા આગળ વધતાં, લેખક એક દૃષ્ટાન્ત આપીને પોતાની વાત સમજાવતા કહે છે કે અમુક માથા ઉપર અમુક હેટ બરોબર ફિટ બેસી ગઈ તેથી એમ નથી કહેવાતુ કે માથાની જે ગોળાઈ હતી તે હેટમા ઊતરી ગઈ, માટે માથામા હેટ 'ફિટ' બેસી ગઈ, બલ્કે અહી એમ જ કહેવાય છે કે જેવી ગોળાઈ માથાની હતી તેવી જ ગોળાઈ જે હેટની હતી તે બેય એક સ્થાને ભેગાં થઈ ગયાં [૧૪] આ જ વાતને ન્યુ ટેસ્ટામેન્ટના શબ્દોમા કહીએ તો એમ કહી શકાય કે જે લોહી-માસમાથી બને છે તે લોહી-માસ છે, જે આત્મામાથી આવે છે તે આત્મા જ છે.

બ્રાઇડે મર્ફીના પુનર્જન્મની પાચ ટેઇપ-રેકોર્ડો સાભળનારામાથી ઘણાએએ એ પ્રશ્ન કર્યો છે કે શું એ રીતે અમારા પૂર્વજન્મોની સ્મૃતિ પણ તાજી કરાવી શકાય ખરી? આનો ઉત્તર આપતા શ્રી મોરી બર્નસ્ટેઇન કહે છે કે ના, આજે તો નહીં, કેમકે જેની તેવી સ્મૃતિ તાજી કરાવવાની છે તેનુ મનોબળ અસાધારણ રીતે મજબૂત હોવું જરૂરી છે રૂથ સાયમન્સ જેવુ દૃઢ મનોબળ બહુ જ વિરલ વ્યક્તિમા મળી શકે

વશીકરણવિદ્યાથી પૂર્વજન્મની સ્મૃતિ તાજી કરાવવાના પ્રયોગથી જૈન દર્શનને માન્ય એવું એક વિધાન સિદ્ધ થાય છે કે એક જ આત્માની સ્ત્રી કે પુરુષ વગેરે તરીકેની જાતિ સદા અવસ્થિત રહેતી નથી, પરતુ બદલાઈ પણ જાય છે. આ વાતને આ પ્રયોગોના બધા જાણકારોએ સમર્થન આપ્યુ છે શ્રી એડગર કૈસીએ પણ આજ વાત કહી છે [૧૫] અસ્તુ

વશીકરણવિદ્યાના પ્રયોગોથી આત્માનું અમરત્વ, પૂર્વજન્મ અને પુનર્જન્મ, દેવલોક, સસ્કારોનું પ્રચંડ બળ, જાતિનું પરિવર્તન વગેરે અનેક બાબતો સિદ્ધ થઈ જાય છે આ વિષયનો ઊહાપોહ કરતા ઘણા ગ્રંથો લખાયા છે, જેવા કે ડૉ. આર સી જ્હોનસનનુ 'ધ ઇમ્પ્રીઝન્ડ સ્પ્લેન્ડર', રાલ્ફ શીર્લેનુ 'પ્રોબ્લેમ ઓફ રીબર્થ', જીના સરમિનરાનું

---

૧૪ The man whose nature has certain characteristics when he was about to be reborn, would be reborn in a body descended from ancestors of a similar character It would be the character of his ancestors and its similarity to his character which would determine the fact that he was reborn in that particular body rather than in another The shape of the head does not determine the shape of the hat, but it does determine the selection of this particular hat for this particular head

—એજન, પૃ ૨૧૪

( ડા જ્હોન મેક ટેગાર્ટકૃત 'હ્યુમન ઇમ્મોર્ટાલીટી ઓફ પ્રીએક્ઝીસ્ટન્સ' પુસ્તકમાથી ઉદ્ધૃત )

૧૫. These findings, incidentally, are suported by the readings of Edgar Cayce, who maintained that race, nationality or sex might alter from one life experience to the next

—એજન, પૃ ૨૧૫

'મેની મેન્શન્સ', થોમસ સુગરનુ, 'ધેર ઇઝ એ રિવર', ઇવા માર્ટીનનુ 'રીગ ઑફ રીટર્ન' વગેરે

રૂથ સાયમન્સના આયર્લેન્ડના ભૂતપૂર્વ જીવનની વાતો સાભળીને એક પત્રકારે તપાસ કરાવી. એ વાત જાણીને સાનદાશ્ચર્ય થશે કે જ્યારે એ તપાસ કરવામા આવી ત્યારે ઘણા પ્રયત્નો બાદ ઘણી ઘણી વાતોનો સવાદ પ્રાપ્ત થયો. આ અગે જેમને વિસ્તારથી જાણવુ હોય તેમણે આ લેખકનુ 'ધ સર્ચ ફોર બ્રાઇડે મર્ફી' પુસ્તક જોઈ લેવુ

આપણે તો અહી એટલુ જ જણાવવુ છે કે પાશ્ચાત્ય સસ્કારોને ગળથૂથીમા જ પામેલા કેટલાક માણસો આ રીતે આત્મા અને તેના પુનર્જન્મની માન્યતાની વાતોના ખૂબ ઊંડાણ સુધી પહોચી જાય અને તે પછી પરિશ્રમ વેઠીને મોટા પુસ્તક પ્રગટ કરે અને તેમા જૈન દર્શનને ખૂબ જ અનુકૂળ વાતો જોવા મળે ત્યારે હૈયુ આનદથી છલકાઈ જાય એ સ્વાભાવિક છે

વશીકરણવિદ્યાના પ્રયોગથી જો આત્માનુ અમરત્વ સિદ્ધ થતુ હોય, તો એ અમર આત્માના ભાવીની જ ચિતા કરવાનુ ઉચિત નથી શુ ? જો વર્તમાન જીવનના સુખદુ ખના મૂળમા જન્માતરના સસ્કારો કર્મ દ્વારા કામ કરતા સિદ્ધ થતા હોય તો ભાવી જન્મોના સૌંદર્ય માટે વર્તમાન જીવનને સુદર સસ્કારોથી સભર બનાવવાનુ અનિવાર્ય નથી શું ?

અને છેલ્લી વાત. અગમનિગમની આવી વાતો કહી જનારા સર્વજ્ઞ ભગવતોની તમામ વાતોમાં અપ્રતિહત શ્રદ્ધા મૂકી દેવામા હવે આપણે પળભરનોય વિલબ કરીશુ ખરા ? એ શ્રદ્ધાને અનુરૂપ જીવન બનાવવામા લેશ પણ ઉદાસીનતા દાખવીશુ ખરા ? અગમ વસ્તુને જાણ્યાનો સાર જીવનને ઉચ્ચમાર્ગી અને વિશુદ્ધ બનાવવાનો નિશ્ચય અને પુરુષાર્થ કરવો એ જ છે.



# સંઘર્ષ

લેખક. વૈદ્યરાજ શ્રી મોહનલાલ ચુનીલાલ ધામી

પરદુ:ખભંજન રાજા વીર વિક્રમ સમગ્ર ભારતવર્ષના મહાન અને સમર્થ રાજા હતો. એમના રાજમા લૂટ, ચોરી, અનાચાર લગભગ નષ્ટ થઈ ગયા હતા પરંતુ એમના એક ત્યજાયેલા અર્થાત્ વિસ્મૃત થયેલા પુત્ર દેવકુમારે પિતાની આખ ખોલવા ખાતર અવંતિ નગરીમા પોતાની બુદ્ધિ અને ચાલાકી વડે એવો ચમત્કાર ઊભો કર્યો કે એથી વીર વિક્રમ પણ હારી ગયો અને પોતાના પુત્રને હૈયાસરસો લઈ વિસ્મૃતિના વાદળ દૂર કર્યા

યુવરાજ દેવકુમારની બુદ્ધિ-ચાતુરીની વાત રાજસભામા જાહેર થઈ અને રાજસભાએ દેવકુમારનુ નામ વિક્રમચરિત્ર પાડ્યું

સંસારમા સ્ત્રીચરિત્રને કોઈ પહોચી શકતું નથી, પરંતુ વિક્રમચરિત્ર આગળ સ્ત્રીચરિત્રની કોઈ કિંમત નથી એવી પ્રશંસા થવા માડી આ પ્રશંસા પાછળ કેવળ રાજાને સારું લગાડવાની કોઈ દૃષ્ટિ નહોતી, પરંતુ દેવકુમારની ચાતુરીએ ચમત્કાર સર્જ્યો હતો અને તેથી જ સહુ મુગ્ધ બની ગયા હતા

વીર વિક્રમને પણ થયુ . નારીચરિત્ર કરતા વિક્રમચરિત્ર શ્રેષ્ઠ છે, અને આજ પર્યંત સ્ત્રીચરિત્રને મહાન માનનારાઓની માન્યતા યુવરાજે ખોટી પાડી છે

ધીરે ધીરે સ્ત્રીચરિત્ર કરતાં વિક્રમચરિત્ર મહાન છે એ વાત સમગ્ર નગરીમા પ્રસારિત થઈ ગઈ

અવંતિમા જનતા ભારે સુખી હતી ત્યા નહોતી રાજની કનડગત કે નહોતા કોઈ પ્રકારના કમ્મરતોડ કરભારણુ. નહોતી કોઈ નિયમ જંજીરો કે નહોતી કાયદાની અભેદ્ય જાળ દરેક પ્રજાજન પોતાની રીતે ઉદ્યોગ-વેપાર કરી શકતો હતો અને પોતાના પરંપરાગત આદર્શો પ્રમાણે જીવી શકતા હતા નગરીમા કેટલાય કોટ્યાધિપતિઓ હતા એમા સુદંત નામનો એક શ્રેષ્ઠિવર્ય દરેક વાતે સુખી, સંસ્કારી અને ધર્મિષ્ઠ હતો એને સંતાનમા માત્ર મનમોહિની નામની એક કન્યા હતી, આ સિવાય કોઈ સંતાન નહોતુ. સુદંતે અને

તેની પત્નીએ કન્યાને લાડકોડમાં ઉછેરી નહોતી, પણ વિવિધ કલાનો અભ્યાસ કરાવીને સંસ્કારી બનાવી હતી કન્યા તો ગમે ત્યારે પરાયા ઘેર જવાની જ છે—એમ માનીને સુદંત કન્યાને સંસ્કાર આપવામા જરાયે કચાશ નહોતી રાખી પરંતુ પરાયા ઘેર જઈને પુત્રી પિતાના ઘરની શોભા વધારે એ દૃષ્ટિએ કન્યાને ઉછેરી હતી કલા, સાહિત્ય, ધર્મ, કાવ્ય, વ્યાકરણ, સંગીત, રાજનીતિ વગેરે વિષયોમા તે નિપુણ બની હતી કુલધર્મે જૈન હોવાથી મનમોહિની યૌવનના ઉંબરે આવી હોવા છતા શાંત અને સૌમ્ય રહી શકી હતી વિનય, વિવેક, મધુર વાણી, દેવકન્યા જેવુ રૂપ, શિયળ પ્રત્યેનો સદ્‌ભાવ વગેરે અનેક ગુણો મનમોહિની માટે સહજ બની ગયા હતા

રાજા વીર વિક્રમ પોતાની પ્રજાના સુખદુ ખનો પરિચય પ્રાપ્ત કરવા ખાતર અવાર-નવાર અંધારપછેડો ઓઢીને—અર્થાત્ અદૃશ્ય રાખનારો વૈજ્ઞાનિક પોષાક ધારણ કરીને—રાત્રિચર્યા કરવા નીકળી પડતો

એક રાતે તે સુદંતના ભવનમા ગયો ગ્રીષ્મ ઋતુ હોવાથી ભવનના ઉપવનમા મનમોહિની અને તેની બે-ત્રણ સખીઓ બેઠી બેઠી વાતો કરી રહી હતી

વીર વિક્રમના મનમા થયુ આ નવયુવતીઓની વાતો એવી તે કેવી હશે કે આટલા રસપૂર્વક ચાલી રહી છે? આથી તે પણ નજીકમા એક કુંજની ઓથે ઊભો રહી ગયો

વાતનો વિષય વિક્રમચરિત્રનો હોવાથી વીર વિક્રમને વધારે કુતૂહલ થયુ

મનમોહિનીએ પોતાની પ્રિય સખી સુનંદાને કહ્યુ "સુનંદા, આપણા રાજા દરેક વાતે મહાન છે, પણ કોઈ વાર મૂર્ખાઈના શિકાર બની જાય છે સ્ત્રીચરિત્ર કરતા વિક્રમ-ચરિત્ર વધે એના જેવુ હાસ્યાસ્પદ વિધાન બીજુ શુ હોઈ શકે? દેવકુમારે થોડીક ચોરીઓ કરી, કોટવાળ, ચપળસેના, મહામંત્રી અને વિક્રમને થાપ આપી એમા એવું તે શુ હતુ કે સ્ત્રીચરિત્ર કરતા વિક્રમચરિત્ર વધી જાય?"

"સખી, ચપળસેના જેવી ચતુર ગણિકા, જે ઊડતા પંખી પાડતી હતી, તેને બનાવી જવી એ શુ નાની વાત છે?"

"સાવ નાની વાત! માનવી જ્યારે મોહાંધ બને છે ત્યારે પોતાની ચતુરાઈ ને બુદ્ધિ બધું વીસરી જાય છે ચપળસેનાનુ એવુ જ થયુ હતુ આ કંઈ એવી મોટી વાત નથી કે જેથી સ્ત્રીચરિત્ર કરતા યુવરાજની બાળરમત ઉત્તમ લેખાય! આથી તો એમ નક્કી થાય છે કે રાજા વાજા ને વાંદરા ત્રણેય તરંગવશ હોય છે—એ કહેવતથી આપણા મહારાજા પણ મુક્ત નથી!"

વીર વિક્રમ તો ત્યાંથી ચાલ્યો ગયો, પણ મનમોહિનીના શબ્દોએ એના હૈયામાં કાતિલ ફટકો લગાવી દીધો હતો

બીજે જ દિવસે તેણે પોતાના રાજભવનમા સુદંત અને તેની પુત્રીને બોલાવ્યા પ્રથમ તો રાજાએ બન્નેનો આદરભર્યો સત્કાર કર્યો, ત્યાર પછી સુદંત શેઠ સામે જોઈને કહ્યુ "શેઠજી, ગઈ રાતે નગરભ્રમણ કરતો કરતો હુ આપના ભવનમા આવી ચડ્યો હતો અને આપની કન્યાએ મને મૂર્ખાઈનો શિકાર બનેલો જણાવીને વિક્રમચરિત્ર તો એક બાળરમત છે એમ કહ્યુ હતુ આ અંગે સે આપ સૌને બોલાવ્યા છે મારો આશય

એવો તો ન જ હોય કે આપની કન્યાનો આવો મત સાભળીને હું રોષે ભરાયો છું અને કોઈ સજા કરવા માગું છુ, હુ તો કેવળ વાતનો ભેદ પામવા ઇચ્છું છું ”

સુદતે કન્યા સામે જોઈને કહ્યુ “ બેટી, મહારાજા કહે છે એ વાત સાચી છે ? ”

“ હા પિતાજી, ગઈ રાતે મારી સખીઓ આવી હતી એટલે અમે ઉપવનમા બેસીને ચર્ચા કરી રહ્યા હતા વિક્રમચરિત્ર માટે મે મારી સખીઓ સમક્ષ મારો જે અભિપ્રાય વ્યક્ત કર્યો હતો તે બરાબર છે ” મનમોહિનીએ કહ્યુ

વીર વિક્રમે મનમોહિનીની સામે જોઈને કહ્યું : “ દીકરી, હુ એ વાત પુરવાર થયેલી જોવા માગું છુ ”

“ કૃપાનાથ, સ્ત્રીચરિત્ર સમક્ષ સંસારની બધી શક્તિ સાવ પાગળી જ છે. સ્ત્રીના એકમાત્ર ઇશારા પર અનેકના રાજપાટ નષ્ટ થઈ ગયા છે નારીની ચતુરાઈ આગળ મહાન દેવતાઓ પણ પરાજિત બન્યા છે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇંદ્રાદિ દેવો નારીચરિત્ર આગળ શુ લાચાર નથી બન્યા ? જે નારીમા આવી શક્તિ સહજ છે તે નારી આગળ વિક્રમચરિત્ર તો કોઈ વિસાતમા નથી ! આ એક નગ્ન સત્ય હોવા છતાં આપે તુલનાત્મક વિચાર કર્યા વગર આપના યુવરાજની ચતુરાઈને આ રીતે જાહેર કરી, એ શું શોભાસ્પદ છે ? એથી જ મે આપને મૂર્ખાઈનો શિકાર બન્યાનુ કહ્યુ હતુ અને આજ પણ હુ એ જ કહુ છું કે આપે નારીચરિત્રની ખુલ્લી ઉપેક્ષા કરીને એક મોટો અન્યાય કર્યો છે ”

વીર વિક્રમ વિચારમા પડી ગયો થોડી પળો પછી સુદંત શેઠ સામે જોઈને એ બોલ્યો “ શેઠજી, આપની કન્યા ખરેખર તેજસ્વિની છે, બુદ્ધિમતી છે અને રૂપવતી પણ છે મારી એક ભાવના છે; તમે કહો તો વ્યક્ત કરું ? ”

“ ખુશીથી વ્યક્ત કરો ”

“ તો આપ આપની કન્યાના લગ્નની તૈયારી કરો યુવરાજ દરેક રીતે આપની કન્યા માટે સુયોગ્ય છે હું યુવરાજનું ખાંડુ મોકલીશ—આજથી સાતમે દિવસે ! ”

મહારાજાની આ વાતથી સુદંત ભારે હર્ષમા આવી ગયો અને મનમોહિની પણ મનમા ને મનમા હસી રહી તે સમજી ગઈ હતી કે મહારાજા આ રીતે એક સઘર્ષ ઊભો કરીને સ્ત્રીચરિત્ર અને વિક્રમચરિત્રની પરીક્ષા લેવા માગે છે કઈ હરકત નહિ !

પિતાપુત્રી પોતાના મહાન રાજાને નમન કરીને વિદાય થયાં

સુદંત શેઠનું ભવન રાજભવનના વિરાટ સ્થળથી ઘણું દૂર હતું—છેક સિપ્રાના કિનારે !

પ્રથમ તો વીર વિક્રમે દેવકુમારને આઠ દિવસના પ્રવાસે મોકલી દીધો પછી સિપ્રાના તટ પાસે આવેલા રાજના એક નાના ઉપવનમા આવેલું ભૂગર્ભભવન એમણે સ્વચ્છ કરાવ્યુ અને તેને એવો ઘુમ્મટ કરાવ્યો કે કોઈને અંદર રાખ્યા પછી ઘુમ્મટનુ દ્વાર ચણી દેવામા આવે એટલે અંદરની વ્યક્તિ બહાર ન જઈ શકે અને બહારની વ્યક્તિ અંદર ન આવી શકે અદરની વ્યક્તિને હવા-ઉજાસ અને જોઈતી સામગ્રી મળતી રહે એટલા માટે એક લોખડની જાળી રાખેલી એ જાળી વાટેથી જળ, અન્ન અને બીજી જોઈતી સામગ્રી આપી શકાય, ધોવાના વસ્ત્રો વગેરેની આપ લે કરી શકાય મળમૂત્રના ત્યાગનુ પાત્ર પણ લઈ

મૂકી શકાય પણ અદરથી કોઈ માનવી આ જાળી વાટે બહાર નીકળી શકે નહિ તેમ બહારથી કોઈ અદર જઈ શકે નહીં

રાજા વીર વિક્રમમા અનેક ગુણ હતા, પરતુ એક ગુણ એવો હતો કે મનમા આવેલી વાતને પૂરી કર્યા પછી જ તે જપતો !

બરાબર સાતમે દિવસે સુદત શેઠના ભવનમા વીર વિક્રમ અને તેના બે અગત માણસો યુવરાજના ખાડા સાથે આવી પહોચ્યા

ખાંડા સાથે લગ્ન થયા એટલે એ જ પાછલી રાતે સહુ પાછા વળ્યા અને રાજભવનમા ન જતાં વીર વિક્રમ પુત્રવધૂને લઈને સિપ્રાના કિનારે આવેલા નાના ઉપવનમાં ગયો ત્યાં ચાર-પાચ કડિયા કારીગરો પણ હાજર રાખવામા આવ્યા હતા

વીર વિક્રમે મનમોહિનીને રથમાથી નીચે ઉતારી અને કહ્યુ "દીકરી ! તારા માટે આ નિવાસ છે તેમા તારે રહેવાનુ છે અદર દાખલ થયા પછી તું બહાર નહી નીકળી શકે, અને બહારથી અદર કોઈ નહી આવી શકે તારા ખંડમા માત્ર એક જ જાળી રાખવામા આવી છે અને તે દ્વારા તને સઘળુ મળ્યા કરશે હવે તારે એક જ પરીક્ષા આપવાની છે. તુ બાળક સહિત મને મળવા આવી શકીશ, એ સિવાય તને આ ભૂગર્ભ-ગૃહમાથી છુટકારો નહી મળે નારીશક્તિ અજોડ અને અપૂર્વ છે તેની ખાતરી તારે મને આ રીતે કરાવી આપવાની છે

મનમોહિની કશુ બોલી નહીં વીર વિક્રમની ચરણરજ મસ્તકે ધારણ કરીને તે એટલું જ બોલી " નારીશક્તિ કદી પરાજિત બની નથી અને બનશે નહી એવા વિશ્વાસ સાથે હુ આપની આજ્ઞા મસ્તકે ધારણ કરુ છું "

મનમોહિની અદર ચાલી ગઈ તરત રાજાજ્ઞાથી દ્વાર બધ કરવામા આવ્યુ અને કડિયાઓએ તત્કાળ ત્યા ભીત ચણી દીધી.

વીર વિક્રમે પોતાની વિશ્વાસુ દાસીઓમાથી એક દાસીને તે જાળી પાસે ચોકી માટે બેસાડી, અને તેને ઉચિત સૂચના પણ આપી. કોઈ પુરુષ ચોકિયાતને ત્યા ન રાખ્યો, કારણ કે પુરુષનુ મન પાગળુ હોય છે રૂપવતી નવયૌવનાને જોઈને કર્તવ્યથી વિમુખ બનતા એને વાર લાગતી નથી !

દાસીના નિવાસ માટે બાજુમા જ એક કુટિર બનાવવામા આવી હતી, અને એક મહિના પછી એની જગ્યાએ બીજી દાસી આવે એવી વ્યવસ્થા પણ કરી હતી તે એટલા માટે કે છેવટે આવી સ્થિતિથી અકળાઈને પણ કોઈ દાસી પુત્રવધૂની સહાયક ન બને !

આમ ને આમ ચાર મહિના વીતી ગયા ભૂગર્ભદ્વારની જાળી ઊચી હતી એટલે મનમોહિનીનો માત્ર હાથ જ ત્યા પહોચી શકતો હતો ચીજવસ્તુની આપ-લેમા કશી હરકત નહોતી આવતી, પણ એકબીજાનુ મુખ જોઈને દાસી સાથે વાતો કરી શકાય તેમ નહોતુ

રહેવાનો ખડ ઘણો જ ઉત્તમ હતો સૂઈ રહેવાનો પલગ, વસ્ત્રોની પેટિકાઓ, અલકારોના દાબડાઓ, એકલા એકલા રમી શકાય એવી રમતનાં સાધનો, અભ્યાસ, લેખન અને વાચનના સાધનો વગેરેની ત્યા પૂરેપૂરી વ્યવસ્થા હતી.

પાચમે મહિને એક નવી દાસી આવી મનમોહિનીએ વીર વિક્રમનો પડકાર તો ઝીલી લીધો હતો, અને તે પડકારનો જવાબ આપવાની યોજના પણ ઘડી લીધી હતી તેણે જમવાનો બાજઠ જાળી પાસે રાખ્યો, અને તેના પર તે ઊભી રહી પરતુ હજી જાળી સુધી મોઢુ લઈ જઈ શકાય તેમ ન થયુ, એટલે તેણે પલંગ ખેસવીને આ તરફ રાખ્યો

પ્રથમ પાચ-સાત દિવસ પર્યંત એણે એ દાસી સાથે, એના મનમા કરુણા જન્માવે એવી એવી વાતો કરી ત્યાર પછી પોતાની એક મૂલ્યવાન મુદ્રિકા દાસીને આપતા કહ્યું "બેન, મારા માટે આ અલકારો સાવ નકામા છે આ મુદ્રિકાનુ રત્ન ઘણુ જ કીમતી છે તુ સુખેથી તે ધારણ કરજે।"

પરિચારકવર્ગ ધન જોઈને પાલિત પશુ સમો બની જાય છે દાસીએ મનમોહિનીના આવા દુ ખ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી અને કહ્યુ "આપે મહારાજા સાથે હોડ કરીને ભારે દુ ખ વહોરી લીધુ છે મહારાજા ભારે હઠીલા છે, લીધી વાત મૂકતા નથી! મારુ માનો તો આપ ક્ષમા માગી લ્યો ને હાર કબૂલો એટલે આપ જરૂર મુક્ત થઈ શકશો"

"તારી વાત સાચી છે બેન! પણ એવી નામોશી વહોરવા કરતા આ ગૃહમા રહેવુ વધારે ઉત્તમ છે અહી હુ નિગતે ધર્મધ્યાન કરી શકુ છુ. કોઈની કૂથલી નહી, કોઈનો દ્વેષ નહી, મને અહીં ભારે સુખ છે પરતુ તુ જો મારું એક કામ કરી શકે તો મારા પર મોટો ઉપકાર કર્યો ગણાશે"

"મહારાજાની સૂચનાની મર્યાદામા આવતુ કામ હશે તો હું જરૂર એ કામ કરી દઈશ" દાસીએ કહ્યુ

"મહારાજાએ શી મર્યાદા મૂકી છે, એની તો મને ખબર નથી, પરતુ આવતી કાલે મારો જન્મદિવસ છે—મારા માબાપની હુ એકની એક લાડકવાઈ કન્યા છું. મારા જન્મદિવસે તેઓ મારા હાથનુ પાન ખાઈને ભારે સુખ અનુભવે છે બાર મહિનામા માત્ર એક જ વખત તેઓ પાન ખાય છે જો તુ મારા ભવન પર મારા પિતાને મારા હાથે વાળીને આપુ એ બે પાન આપી આવે તો મને શાતિ થાય"

દાસીએ તરત કહ્યુ "આ કાર્યમા મહારાજાએ આપેલી સૂચનાઓનો ભગ નથી થતો, હુ જરૂર પાન આપી આવીશ, ક્યારે આપવા જવાનુ છે?"

"આવતી કાલે વહેલી સવારે"

દાસી કબૂલ થઈ. અને બીજે દિવસે બે પાન તૈયાર કરીને મનમોહિનીએ જાળી વાટેથી દાસીને આપ્યા

દાસીને એક વાતની તો ખાતરી જ હતી કે જાળી કોઈથી તૂટે એવી નથી અને જાળી વાટેથી કોઈ બહાર નીકળી કે જઈ શકે એમ પણ નથી

"બીજો કાંઈ સદેશો આપવો છે?" દાસીએ પ્રશ્ન કર્યો

"મને આ રીતે પૂરી રાખી છે એ વાત મારા માતાપિતા કે કોઈ જાણતુ નથી, મહારાજા અને એમના વિશ્વાસુ માણસો સિવાય કોઈને ખબર નથી એટલે તુ પણ આ

વાત તેમને કહીશ નહીં. વાત સાંભળીને બિચારાં નકામાં દુ ખી થશે માત્ર એટલુ જ કહેજે કે તમારી પુત્રી ઘણી સુખી છે અને તમારા આશીર્વાદ ઇચ્છે છે ”

દાસી આ શબ્દો સાભળીને વધારે પ્રભાવિત બની તે તરત સુદંત શેઠના ભવન તરફ રવાના થઈ

૨

પોતાની પ્રિય કન્યા વગર સુદ ત શેઠ અને તેના પત્નીને ભારે દુ ખ થતું હતુ રાજરજવાડામાં કન્યા આપીને ભારે પચાત ઊભી કરી એમ તેમને લાગતુ હતું. ન કન્યા મળવા આવી શકે કે ન માબાપ ત્યા જઈને મળી શકે! આ કરતા તો કોઈ ગરીબ વણિક પુત્ર વેરે કન્યાને પરણાવી હોત તો જમાઈને પણ ઘેર રાખી શકાત અને પુત્રી નજર સામે જ રહેત! પણ હવે શું થાય?

વહેલી સવારે દાસી સુદ ત શેઠને મળી અને બોલી “આપના સુપુત્રી આન દમા છે આજ એમનો જન્મદિવસ છે એટલે આ બે પાન આપને માટે મોકલ્યા છે ને આપના આશીર્વાદ માગ્યા છે ”

સુદ ત શેઠે બન્ને પાન લઈ લીધા દાસીની વાત પરથી જ તે સમજી ગયો હતો કે પાનના આ બીડા પાછળ અવશ્ય કઈક રહસ્ય છે સુદંતે દાસીને કહ્યુ · “દાસી, અમારા આશીર્વાદ તો સદાય એનું રક્ષણ કરતા જ રહે છે અમે તો આજ નિરાશ થઈ ગયા હતાં · રાજસુખમાં પડેલી કન્યા માતાપિતાને વીસરી તો નહિ ગઈ હોય ને? તુ ઘડીક બેસજે, હુ આવુ છુ ”

શેઠ અ દરના ઓરડે ગયા, દસ સુવર્ણ મુદ્રાઓ લઈને આવ્યા અને દાસીને આપતા બોલ્યા “આ બક્ષિસ તુ સ્વીકારજે અને મારી કન્યાને કહેજે કે માતાપિતા બન્ને તને ખૂબ યાદ કરે છે ”

દાસી વિદાય થઈ

શેઠે બન્ને પાન ખોલ્યા એક પાનમા એક તાલપત્ર ઘડી વાળીને ગોઠવ્યુ હતું તે કાઢીને જોયુ તો અંદર પુત્રીનો સ દેશો હતો

મનમોહિનીએ એ સ દેશમા પોતે કયા છે, કેવી રીતે રહે છે, ને સઘળી માહિતી આપી હતી અને ઉપવનની ઉત્તરે થોડે જ દૂર એક ખ ડિયેર મ દિર છે, ત્યાથી ભોયરુ ખોદાવીને પોતાના ભૂગર્ભગૃહમા તેનો છેડો પહોગાડવાની વિનતિ કરી હતી, સાથોસાથ જણાવ્યુ હતું કે આ કાર્ય વહેલુ નહી કરો તો આપની એકની એક કન્યાનુ મૃત્યુ નિશ્ચિત છે!

સ તાનનુ દુ.ખ દૂર કરવા માબાપ ગમે તે ભોગ આપવા તૈયાર થતા જ હોય છે અને તેમાય એકના એક સંતાનનુ દુ ખ દૂર કરવા તેઓ કેમ શાત બેસી રહે?

બીજે જ દિવસે તેમણે એક શિલ્પશાસ્ત્રી, જે તેનો ખાસ મિત્ર હતો, તેને બોલાવ્યો, તેને સમગ્ર પરિસ્થિતિથી વાકેફ કર્યો. શિલ્પશાસ્ત્રી એ સ્થળ બરાબર જોઈ આવ્યો બે દિવસ વિચાર કરીને શિલ્પશાસ્ત્રીએ નિર્ણય કરી લીધો અને જીર્ણ મ દિરના ઉદ્ધારના

બહાના તળે તેણે પોતાના ખાસ માણસો દ્વારા સુરંગ ખોદાવવાનું કામ શરૂ કર્યું.

બરાબર બે મહિને સુરંગ ખોદાઈને તૈયાર થઈ ગઈ.

મનમોહિની અતિ પ્રસન્ન થઈ ગઈ. શિલ્પશાસ્ત્રીએ આ ભૂગર્ભગૃહમાથી સુરંગ દ્વારા બહાર નીકળી શકાય એવો માર્ગ તો કરી જ દીધો; પરંતુ સાથે સાથે ભૂગર્ભગૃહમાં કોઈ તપાસ કરે તો તેને એ માર્ગનો ખ્યાલ પણ ન આવે એવી ગુપ્તદ્વારની રચના પણ કરી

એક રાતે દાસી પોતાની કુટિરમા ગઈ એટલે મનમોહિની સુરંગ દ્વારા નીકળી ગઈ અને પોતાના ભવન પર પહોચી ગઈ ભવનમા જઈને તેણે પોતાની એક પ્રિય દાસી, જે સમવયસ્કા હતી, તેને પોતાના વસ્ત્રાલકારો આપીને પોતાના સ્થાને મોકલી દીધી. તેણે ખાસ સૂચના આપી કે "દાસી સિવાય ત્યા કોઈ હોતું નથી, દાસી સાથે કોઈ જાતની વાતો ન કરવી. યોગ્ય સમયે હુ તને બોલાવી લઈશ"

દાસી હર્ષપૂર્વક ભૂગર્ભગૃહમા પહોંચી ગઈ.

રાત્રિનો અતિમ પ્રહર હજી પૂરો નહોતો થયો

૩

સુદત શેઠના રહેણાકના મકાનની બાજુમા જ તેઓનું એક બીજુ નાનુ મકાન હતું. આ મકાનમાં કેટલોક સરસામાન રાખવામા આવ્યો હતો અને સુદંત શેઠના મોટા મુનીમ એમા રહેતા હતા. મનમોહિનીએ યોજના ઘડી હતી તે મુજબ સુદંત શેઠે પોતાના મોટા મુનીમને પોતાની અંદરના ભાગમાં આવેલા બીજા મકાનમાં રહેવા માટે મોકલ્યા અને આ મકાન બરાબર સાફસૂફ કરાવી ઉત્તમ રંગ વડે શોભાયમાન બનાવી તેમાં પલંગ, આસનો, ગાલિચા, પેટિકાઓ વગેરે ગોઠવાવ્યું.

મનમોહિનીએ એક યોગિની જેવો પોષાક ધારણ કર્યો, બધા મૂલ્યવાન અલંકારો દૂર કર્યા અને એ પોતાની એક પ્રિય દાસી સાથે બાજુના મકાનમાં રહેવા ગઈ

આ મકાન એવા સ્થળે હતું કે સુદત શેઠના મકાનમા આવનારો કોઈ પણ માનવી આ મકાન પાસેથી જ પસાર થઈ શકે મકાનની પાછળ સિપ્રાનો તટપ્રદેશ હતો અને ત્યા રક્ષણાત્મક દીવાલ હતી આ લત્તો સાર્થવાહ પોળના નામે ઓળખાતો હતો આ પોળમા રહેનારા મોટે ભાગે વણિકો હતા અને બધા શ્રીમંતો હતા

એક દિવસ પુત્રીની સૂચના મુજબ સુદત શેઠ રાજા વીર વિક્રમ પાસે ગયો અને આવતી કાલે પર્વનુ નિમિત્ત હોવાથી કન્યા, જમાઈ અને મહારાજાને ભોજન માટે પોતાને ત્યાં પધારવાનું નિમંત્રણ આપ્યુ

મહારાજા ભારે વિચારમા પડી ગયા મનમોહિનીને તો બહાર કાઢી શકાય તેમ છે નહીં, તેમ આ માગણીનો સીધો ઇન્કાર કરવો તે પણ વ્યાજબી નથી. બે પળ વિચારીને વીર વિક્રમે કહ્યુ "શેઠજી, આપનું નિમંત્રણ કોઈ અન્ય સમયે રાખો તો?"

"કૃપાનાથ, હું નાનો માનવી છુ, એટલે આપ મારા પર આટલી કૃપા કરો!" કહી સુદંત શેઠે ભારે કાલાવાલા કર્યા; નયનો પણ સજળ બનાવી દીધાં

"મને આપે ભારે ધર્મસકટમા મૂકી દીધો છે આવતી કાલે રાજભવનનો સ્રીવર્ગ

ઉપવન-વિહારમાં જવાનો છે તે વખતે યુવરાજી મનમોહિની સાથે નહી હોય તો બધી સ્ત્રીઓ નિરાશ થશે એ કરતા યુવરાજને એકને જ મોકલુ તો?"

"આપ?"

"હું નહીં શોભુ આપના જમાઈ જરૂર આવશે" વીર વિક્રમે કહ્યું, અને નિરાંતનો દમ લીધો

શેઠને તો જોઈતુ મળતુ હતુ! રાજાજીનો આભાર માની એ વિદાય થયા

૪

બીજે દિવસે વીર વિક્રમે દેવકુમારને કહ્યુ "બેટા, આવતી કાલે તારે તારા સાસરે જમવા જવાનું છે."

"મારા સાસરે?" કુમારને નવાઈ લાગી.

"હા તને ખ્યાલ નથી, પણ સુદંત શેઠની કન્યા મનમોહિની સાથે તારા ખાડા વેરે લગ્ન થઈ ગયા છે તારે જવુ જોઈએ"

"પિતાજી! ."

વિક્રમે હસીને કહ્યુ "તારી પત્ની ત્યાં નથી, એક અગત્યના કાર્ય માટે મેં એને અન્યત્ર મોકલી છે તુ નિશ્ચિંત રહે તારે જવું જ જોઈએ"

દેવકુમારે પિતાની વાત સ્વીકારી અને બીજે દિવસે પોતાના એક મિત્ર સાથે એ સુદંત શેઠના ઘર તરફ ગયો

બે તેજસ્વી અશ્વો પોળમા દાખલ થયા. એક રાહદારીએ સુદંત શેઠનુ ભવન બતાવ્યું.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થઈ ગયો હતો યોગિનીના વેશમા દેવકન્યા સમી શોભતી મનમોહિની ઝરૂખે ઊભી હતી બને અશ્વો ત્યાથી નીકળ્યા અને મનમોહિની તરફ વિક્રમચરિત્ર દેવકુમારની દૃષ્ટિ સ્વાભાવિક રીતે જ ગઈ

નવયુવાન દેવકુમારના કાળજાની કોરને વીધવા જેટલુ રૂપ તો મનમોહિનીમા હતુ જ, તેણે આછા હાસ્ય સહિત માત્ર એક જ નયનકટાક્ષ કર્યો

દેવકુમારનુ હૃદય ઘાયલ થઈ ગયુ તે વિચારમા પડચો આ દેવકુમારી કોણ હશે? એણે યોગિની જેવો વેશ શા માટે ધારણ કર્યો હશે?

પણ ઊભા રહીને પૂછી શકાય એમ તો હતુ નહી અશ્વ એની ગતિમા હતો તેણે ફરીવાર પાછળ નજર કરી

નયનબાણુ નારી તણા, તીણાં ખમે જિ કોય,
પંડિત નયસુંદર ભણે હુ બલિહારી સોય!
ગોરી! નયણુ તુમારડાં, લોહ વિહુણાં બાણ,
આવતા દીશે નહી, ખીચી લિયે પરાણ

દેવકુમાર અસ્વસ્થ બની ગયો તેનું ચિત્ત જાણે પરાધીન થઈ ગયુ તેનો મિત્ર તો આગળ થઈને સુદંત શેઠના દ્વાર પાસે ઊભો રહી ગયો હતો મિત્રને અસ્વસ્થ બનેલો

જોતા જ તે બોલ્યો "કેમ દેવ, શુ થયુ ?"

"કઈ નહી પછી વાત કરીશ" દેવકુમારે કહ્યું

બન્ને સુદત્ત શેઠના ભવનમા ગયા સુદત્ત શેઠે જમાઈનો ખૂબ આદરપૂર્વક સત્કાર કર્યો દેવકુમારનુ ચિત્ત કોઈ પણુ વાતોમા કે વ્યવસ્થામા પ્રસન્નતા અનુભવતું જ નહોતું. તેણે ભોજનમા પણ બહુ રસ ન લીધો

સુદત્ત શેઠને ભારે આશ્ચર્ય થયુ, પણ તેઓ તો વારેવારે આગ્રહ જ કરતા રહ્યા

ભોજન આદિથી નિવૃત્ત થયા પછી એક શણુગારેલા ખંડમાં બન્ને માનનીય અતિથિઓને આરામ માટે બેસાડયા

દેવકુમારનુ ચિત્ત અજાણી નવયૌવના યોગિનીનો પરિચય પામવા ભારે આતુર બની ગયુ હતુ તેણે સુખવાસ ગ્રહણ કર્યા પછી પોતાના મિત્ર સામે જોઈને કહ્યું · "મિત્ર, તુ અહી બેસજે હુ જરા આટલામા લટાર મારીને આવું છું"

સુદત્ત શેઠે કહ્યુ "યુવરાજશ્રી, મારો કોઈ અપરાધ તો નથી થયો ને ?"

"ના મુરબ્બી, પણુ ભોજન પછી મને જરા ઘૂમવાની આદત છે હું હમણા જ પાછો આવુ છુ" કહી તે આસન પરથી ઊભો થયો.

મનમોહિનીએ જે પરિણામ કલ્પ્યુ હતું તે જ આવ્યું. યુવરાજ સુદંત શેઠના ભવનમાથી બહાર નીકળ્યો તે વખતે મનમોહિની હાથમાં એક ઝોળી લઈને સામેથી આવતી હતી.

યુવરાજ નજીક આવતા જ ઊભો રહી ગયો યોગિની પણ ઊભી રહી ગઈ.

યુવરાજે કહ્યુ "એક આશ્ચર્યનો ઉકેલ મેળવવા આપની પાસે જ આવતો હતો"

"મારાં અહોભાગ્ય ! મારી પાછળ પાછળ પધારો !"

રૂપ અને યૌવન એ પુરુષો માટે માત્ર જાદુ જ નથી, કાતિલ વશીકરણુ પણ છે

દેવકુમાર યોગિનીની પાછળ પાછળ બાજુના મકાનમા ગયો.

યોગિનીએ પોતાના ખાસ ખંડમા યુવરાજને બેસાડતા પ્રશ્ન કર્યો "આપને કઈ વાતનુ આશ્ચર્ય થયુ છે ?"

"યૌવનના પ્રાતઃકાળે આપે એવુ તે કયુ દુ ખ અનુભવ્યુ છે કે જેથી આપને આ રીતે યોગિની બનવુ પડયું ?" દેવકુમારે પ્રશ્ન રૂપે પોતાનુ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"સંસાર આખો એક આશ્ચર્યોનો જ સમૂહ છે અને માનવીમાત્રનુ જીવન પણ વિવિધ આશ્ચર્યના ભંડાર સમું છે પરંતુ પ્રથમ આપનો પરિચય આપો એટલે . ."

વચ્ચે જ દેવકુમારે કહ્યુ "હું મહારાજા વીર વિક્રમનો યુવરાજ વિક્રમચરિત્ર છુ."

"યુવરાજશ્રી, યોગ્ય સાથી શોધવા માટે હુ બે વર્ષથી યોગિની બનીને ભમી રહી છુ, એક જ્યોતિષીના વચન પર શ્રદ્ધા રાખીને નીકળી છુ . પરંતુ .." કહેતા કહેતાં મનમોહિનીએ નિરાશ હૈયાનો કાતિલ અભિનય કર્યો

"શુ આપ પસંદ કરેલા સાથી સાથે લગ્ન કરવા ઇચ્છો છો ?"

"ના જોષીના કહેવા પ્રમાણે મારા લગ્ન થઈ શકે એમ નથી અને જો અમુક મુદતમાં મનગમતો પ્રિયતમ ન મળે તો મારે સદાને માટે મનને મારીને સંસારનો ત્યાગ કરવાનો છે. એ મુદત પણ હવે પૂરી થવા આવી છે—માત્ર એક મહિનો ને ત્રણ દિવસ બાકી રહ્યા છે"

"ઓહ! શું આપને હજી સુધી એવો કોઈ પુરુષ નથી મળ્યો?"

"ના લગ્ન કર્યા વગર મિત્ર તરીકે રહે એવો મનગમતો પુરુષ હજી સુધી મળ્યો નથી માત્ર આજે જ એક આશા હૈયામાં જાગી ઊઠી હતી પરંતુ પરિચય જાણ્યા પછી એ આશા પણ હવામાં મળી ગઈ!" યોગિનીએ નિરાશાનો નિસાસો નાખતાં કહ્યું

"કઈ આશા?" યુવરાજે ઉત્સુકતાથી પૂછ્યું

મનમોહિની કશું બોલી નહીં, પણ પ્રેમભરી નજરે યુવરાજ સામે જોઈ રહી

બન્ને એકાંતમાં હતાં બન્નેમાં યૌવનનું માધુર્ય છલકતું હતું યુવરાજે ભાવભર્યા મન વડે યોગિનીનો હાથ પકડી લેતાં કહ્યું "એ ભાગ્યવંત નર કોણ છે?"

"આપ હજી પણ ન સમજી શક્યા?"

"ઓહ, હું ધન્ય બન્યો! હું આપને મારા હૈયા સાથે જ રાખીશ પ્રિયે, તારી પ્રથમ દૃષ્ટિએ જ હું પરવશ બની ગયો છું!"

"આજ હું પણ ધન્ય બની ગઈ તો નગરીની બહાર કોઈ એકાંત સ્થળમાં આપણે જવું જોઈશે લોકદૃષ્ટિએ હું યોગિની છું અને આ ભવન પણ મને બે દિવસ માટે જ મળ્યું છે" મનમોહિનીએ બરાબર જાળ બિછાવી દીધી હતી

દેવકુમાર એ જાળ તોડવા સમર્થ નહોતો બન્નેએ નૌકાવિહાર કરીને ચાર કોશ દૂરના એક ઉપવનમાં જવાનો નિર્ણય કર્યો મનમોહિનીએ પુરુષવેશે તૈયાર થઈને સંધ્યા પહેલાં ઘાટ પર પહોંચી જવું એમ નક્કી થયું

ઊઠતી વખતે વિક્રમચરિત્રે યોગિનીને બાહુબંધનમાં જકડી લીધી અને પ્રેમરસથી ભીંજવી દીધી

## ૫

સંધ્યા સમયે મનમોહિની પુરુષવેશ ધારણ કરી માતાપિતાના આશીર્વાદ લઈને સિપ્રાના ઘાટ પર પહોંચી ગઈ એ વખતે એક સુંદર નૌકા પણ ઘાટ પાસે ઊભી હતી એ નૌકામાં પોતાના મિત્ર સાથે દેવકુમાર ઊભો હતો નૌકા ભવ્ય હતી અંદર એક ખંડ હતો ખંડમાં આરામનાં સાધનો હતાં

મનમોહિની એ નૌકા પર ચડી ગઈ નૌકા ગતિમાન થઈ અંદરના ખંડમાં ગયા પછી મનમોહિનીએ પુરુષવેશ કાઢી નાખ્યો અને યોગિનીનો વેશ ધારણ કર્યો

રૂપ-યૌવનના બંધનમાં જકડાયેલો વિક્રમચરિત્ર પોતાને ધન્ય માની રહ્યો હતો અને તેનો મિત્ર પણ આવું સુંદર નારીરત્ન નિહાળીને પ્રસન્નતા અનુભવી રહ્યો હતો.

ચાર દિવસ ને ચાર રાત પર્યંત મનમોહિની સાથે વિક્રમચરિત્રે ઉપવનની એ કુટિરમાં યૌવનના મધુર મિલનનો આનંદ અનુભવ્યો

પાચમી રાતે મનમોહિની અનુભવી શકી કે પોતે સગર્ભા થઈ લાગે છે, એટલે તે વહેલી જાગૃત થઈ અને એણે યુવરાજના હાથમાની મુદ્રિકા કાઢી લીધી. યુવરાજ નિદ્રાના ગુલાબી ખોળે કોઈ સ્વપ્નમાધુરીમા મસ્ત બની ગયો હતો કુટિરની બહાર તેનો મિત્ર મત્રીપુત્ર પણ ભર્રનિંદમા પોઢયો હતો

યોગિનીએ પુરુષવેશ ધારણ કર્યો અને સ્વામીના ચરણ પર મસ્તક નમાવી તે વિદાય થઈ

સૂર્યોદય થયો ત્યારે દેવકુમારનો મિત્ર મત્રીપુત્ર જાગ્યો અને દેવકુમારને જાગૃત કરવા એણે બૂમ મારી

દેવકુમાર પણ જાગ્યો એણે જોયુ કે શય્યામા પ્રિયતમા નહોતી એણે માન્યું, કદાચ પ્રાત કાર્ય નિમિત્તે બહાર ગઈ હશે!

બન્ને મિત્રો પ્રાત કાર્ય આટોપવા માડયા માતાપિતા પાસેથી મેળવેલી રજા આજ પૂરી થઈ ગઈ હોવાથી બન્ને મિત્રો આજ અવતિ જવાના હતા અને યોગિનીને એક સ્વતંત્ર મકાનમા રાખવાનો તેમણે વિચાર પણ કર્યો હતો, એટલું જ નહી પણ એકાદ માસના પરિચય પછી તેની સાથે, ગમે તે મુશ્કેલી હોય તોપણ, લગ્ન કરી લેવાનો નિર્ણય કર્યો હતો

પણ યોગિની કયા ?

બન્ને મિત્રો આસપાસ શોધવા માંડયા. આમ તો ઉપવન કોઈની માલિકીનું ન હોવાથી સાવ નિર્જન હતું નગરીના સહેલાણીઓ કોઈ કોઈ વાર આ તરફ આવતા અને આવી બે-ચાર કુટિરો હતી તેમાં રહીને ચાલ્યા જતા.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થયો છતા યોગિનીનાં દર્શન થયાં નહી. બન્ને મિત્રો ભારે ચિંતા સેવતા નદીકિનારે પહોચ્યા. જોયુ તો ત્યા નૌકા પણ નહોતી આ જોઈને બન્નેને ભારે આશ્ચર્ય થયુ નૌકાના ચારે નાવિકો નૌકા લઈને કઈ તરફ ગયા હશે ?

મધ્યાહ્ન સુધી બન્ને મિત્રોએ તપાસ કરી, પરંતુ યોગિની ન મળી હવે શું કરવું ? શુ કોઈ દુષ્ટ માનવી યોગિનીને ઉઠાવી ગયો હશે ? આ પ્રશ્નોનુ સમાધાન પણ કેવી રીતે કરવુ ?

એ જ વખતે દૂરથી નૌકા આવતી દેખાણી બન્ને મિત્રોના હૈયામા કઈક આશા પ્રગટી. નૌકા તો આવી પણ તેમા નાવિકો સિવાય કોઈ નહોતું યુવરાજે પૂછ્યુ "નૌકા લઈને કયા ગયા હતા ?"

"આપના મિત્રને ઘાટ પર મૂકવા ગયા હતા એમને મહત્ત્વના કાર્ય નિમિત્તે આજે જ કયાક જવાનુ હોવાથી અમારે જવુ પડયુ"

કુટિરમા રાખેલો સરસામાન નાવિકો લઈ આવ્યા અને બન્ને મિત્રો ભારે હૈયે નગરી તરફ રવાના થયા

૬

ભવન પર પહોંચ્યા પછી મનમોહિનીએ માતાને સઘળી વાત કહી અને બાજુના ભવનને સંપૂર્ણ કરવાનુ જણાવી તે તરત ભૂગર્ભગૃહમા જવા નીકળી પડી

પંદર દિવસ વિતી ગયા આ દરમ્યાન યુવરાજે સાર્થવાહ પોળમાં તપાસ કરાવી તો જાણવા મળ્યું કે યોગિની તો ચાર-છ દિવસ પૂરતી જ ત્યાં આવી હતી અને તે ઘણા સમયથી ચાલી ગઈ છે

એક વાર રાજા વીર વીક્રમને વિચાર આવ્યો કે મનમોહિનીનો ગર્વ ખંડિત થયો કે કેમ તે જાણવું જોઈએ એક સવારે તે ઉપવનના ભૂગર્ભગૃહની જાળી પાસે આવ્યો અને તેણે મનમોહિનીને સંબોધીને કહ્યુ "કેમ દીકરી, તારો નિર્ણય કર્યો કે નહિ ?"

"ના પિતાજી ! મારો નિર્ણય તો અફર જ છે "

"છતા હું તને તક આપું છુ . એક વર્ષમા તુ મને જણાવજે "

"હું ધન્ય બની ! પરંતુ મને અહી ઘણો આનંદ છે પરમશાંતિ અને ધર્મધ્યાનમા ચિત્ત પણ શાંત રહે છે" મનમોહિનીએ કહ્યુ

ઉત્તરોત્તર ગર્ભની વૃદ્ધિ થવા માડી પોતે તો સાવ નિર્ભય હતી નવમે મહિને તે સુરંગ માર્ગે પિતાને ઘેર ગઈ અને પોતાની જગ્યાએ પોતાની પ્રિય દાસીને મોકલી દીધી.

સમયને જતા વાર લાગતી નથી પૂરે દિવસે કુશળ દાયણના હાથે મનમોહિનીને પુત્રનો પ્રસવ થયો. શેઠે આ વાતને જાહેર થવા ન દીધી.

ચાલીસમા દિવસે રાતે મનમોહિની પોતાના બાળક સાથે ભૂગર્ભગૃહમાં ચાલી ગઈ અને પોતાની દાસીને વિદાય કરી.

સવારે બાળકના રુદનનો સ્વર સાભળતાં જ ચોકી કરતી દાસી ચમકી ઊઠી તે બોલી "દેવી, આ કોણ રડે છે ? ."

"મારો પુત્ર રડે છે તું મહારાજાને સંદેશો આપ કે યુવરાજ્ઞી પોતાના પુત્ર સહિત આપના દર્શને આવવા માગે છે "

દાસી તો આશ્ચર્યવિમૂઢ બનીને મહારાજા પાસે ગઈ અને એમને આ સમાચાર આપ્યા વીર વિક્રમ પણ અવાક્ બની ગયો તે તરત ભૂગર્ભગૃહની જાળી પાસે આવ્યો

મનમોહિનીએ કહ્યુ "મહારાજ, આપની સાથે થયેલી શરત મુજબ હું પુત્રવતી બની છુ, વિક્રમચરિત્ર કેવળ એક તરંગ છે એ વાત મે સિદ્ધ કરી છે આપ આપની પુત્રવધૂ અને આપના પુત્રના સ્વાગતનો તત્કાળ પ્રબંધ કરો !"

"પણ આ બન્યુ કવી રીતે ?"

"પિતાજી, જે દેવોથી પણ ન સમજાય એ જ સ્રીચરિત્ર પ્રથમ મને રાજભવનમા લઈ જાઓ પછી આપના પુત્રને બોલાવીને પૂછજો "

એમ જ થયુ.

આશ્ચર્યવિમૂઢ બનેલા વીર વિક્રમે જ્યારે મનમોહિની પાસેથી સઘળી વાત સાભળી અને વિક્રમચરિત્રની મુદ્રિકા રજૂ કરીને વિક્રમચરિત્રની હાજરીમા યોગિનીએ પોતાની ઓળખાણ આપી ત્યારે તેનો ગર્વ ગળી ગયો ! નર-નારીના સીધા સંઘર્ષમા પુરુષ પરાજિત બન્યો !

પરંતુ આવી ચતુર અને ઉત્તમ પત્ની પ્રાપ્ત થવા બદલ દેવકુમાર ધન્ય ધન્ય બની ગયો. તેને પોતાની હારમા પણ વિજયનો અનુભવ થઈ રહ્યો હતો

# પાયાની કેળવણી

લેખિકા : પૂજ્ય સાધ્વીજી શ્રી સદ્‌ગુણાશ્રીજી

**સમાજની પાયામાંથી** કેળવણીનો એક અર્થ એ છે કે બહેનોની કેળવણી, અને બહેનો દ્વારા કેળવણી બાળક માતાના ઉદરમાથી જ સસ્કાર મેળવતુ થાય છે સસ્કારના ઘડતરમા કુટુબના વાતાવરણની જેમ જ દેવમદિર અને ઉપાશ્રય જેવા ધર્મસ્થાનો પણ ઘણો ફાળો આપે છે. કુટુંબમા કે દેવસ્થાનોમા અંધશ્રદ્ધા કે વહેમની હવા હોય તો બાળક એથી જુદા સસ્કાર કેવી રીતે મેળવી શકે ? એથી ઊલટુ, કુટુબમા, દેવના દરબારમાં અને ગુરુની સમીપમા અહિંસા, સત્ય–પ્રિયતા, નમ્રતા, નિર્ભયતા, સદાચરણની ભાવના, ઉદારતા વગેરેથી ચેતનવતુ વાતાવરણ પ્રવર્તતુ હોય તો ઊછરતી પેઢીમા પણ એવા જ સદ્‌ગુણો ખીલે આવુ વાતાવરણ ધરાવતા ધર્મસ્થાનો સાચા સસ્કારધામો બને, અને આવા વાતાવરણને પોષનારા પૂજ્ય સાધુ મહારાજો અને સાધ્વીજી મહારાજો સમાજમાં ઉત્તમ સસ્કારોનુ વાવેતર કરી શકે

તેમાય પૂજ્ય સાધ્વીજી મહારાજોને અભ્યાસ કરવાની અને આપણી બહેનો અને આપણી ઊછરતી પેઢીને સસ્કારી બનાવવાની તક આપવામા આવે તો સમાજનું પાયામાથી જ નવઘડતર થાય સાધ્વીજી મહારાજોની સખ્યા આપણે ત્યા ઘણી સારી છે, અને છેલ્લા પાચેક વર્ષમા એમા ઘણો ઉમેરો પણ થયો છે નાની ઉમરની બહેનોને દીક્ષા આપવામા શ્રીસઘ જેવો ઉત્સાહ દાખવે છે એવો જ ઉત્સાહ એમના અભ્યાસ માટેની સગવડ અને છૂટ આપવામા તેમ જ સંઘમાં સસ્કારોનુ સિચન કરવાની તક આપવામાં બતાવવો જોઈએ મતલબ કે એમની શક્તિઓનો વિકાસ થાય અને એ શક્તિઓનો લાભ વિશાળ જનસમૂહને વધુમાં વધુ મળે એનું ધ્યાન શ્રીસંઘે ખાસ રાખવુ જોઈએ

આવા સાધ્વીજી મહારાજોના સહવાસથી આપણી બહેનોમા સતોષ, સમતા અને શાતિના બી નખાય અને ક્લેશ–કકાસ ઘટી જાય પરિણામે કુટુબ અને બાળકો સુખી, સંસ્કારી અને સેવાભાવનાવાળાં થાય ભણતર કદાચ ઓછુ હોય તોય આવા સસ્કાર હોય તો કુટુંબ શક્તિશાળી અને શાતિપ્રિય બની શકે આનુ નામ જ પાયાની કેળવણી.

એક માતાને સો શિક્ષક જેવી ગણવામા આવેલ છે, તો જેના અંતરમા દુનિયાનું ભલુ કરવાની ભાવના હોય એ ધર્મમાતા( ધર્મગુરુણી )ના મહિમાનુ તો કહેવુ જ શુ ? ફક્ત એને એવો વિકાસ કરવાની અને આવું પાયાનુ કામ કરવાની તક મળવી જોઈએ આમ થાય તો સમાજ સયમ, સાદાઈ અને શ્રમપ્રીતિ તરફ સહેજે વળે

આ યુગમા બહેનોને અને ખાસ કરીને સાધ્વીસમુદાયને આવી તક આપવાની પહેલ પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સાહેબે કરીને સઘ ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે, વળી એમણે સંઘમા વિદ્યાલય જેવી અનેક જ્ઞાનની પરબો બેસાડી છે એ બધુ પણ પાયાનુ કામ છે કેળવણી પ્રેમી ભાઈઓ–બહેનોના મડળો રચીને અને પૂજ્ય સાધુ મહારાજો અને સાધ્વીજીઓના આશીર્વાદ અને સહકાર મેળવીને આ કામ મોટા પાયા પર કરવાની જરૂર છે આવા કામોનો સારી રીતે પ્રારંભ થાય એવી શુભેચ્છા.

# જ્ઞાન અને સ્વાનુભૂતિ—એક વિચારણા

લેખક: પૂ. આ. મ. શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજીના શિષ્ય પૂ. પં શ્રીભાનુવિજયજીગણિશિષ્ય
પૂજ્ય મુનિ શ્રી અમરેન્દ્રવિજયજી

"જ્ઞાની શ્વાસોશ્વાસમાં કરે કર્મનો એહ,
પૂર્વકોડી વરસાં લગે અજ્ઞાની કરે તેહ[1]"

**આમ** જ્ઞાનનો ઘણો મહિમા શાસ્ત્રોમા ગવાતો આપણે સાંભળીએ છીએ[2] પ્રશ્ન એ થાય છે કે જેનું આટલુ બધુ મહત્ત્વ જ્ઞાનીઓ આકે છે એ જ્ઞાન શી વસ્તુ છે?

શુ માત્ર પુસ્તકો વાચી જવા, ઘણા આગમો કઠે હોવા, કે એમા ગણાવેલ પદાર્થોના ભાગા અને ભેદ-પ્રભેદો આગળીના વેઢે ગણાવી શકાય એવી કુશળતા પ્રાપ્ત કરી લેવી, કે પછી પ્રતિભાસપન્ન સાહિત્યનુ નવનિર્માણ કરવુ, એ જ્ઞાની થવા માટે જરૂરી છે? કે જ્ઞાની થવા માટે બીજી પણ કોઈ શરતો છે?

એક રીતે જોઈએ તો, જગતમા આજે વિજ્ઞાન, વાણિજ્ય, કલા, તત્ત્વજ્ઞાન આદિ ભિન્નભિન્ન ક્ષેત્રે ઘણુ જ્ઞાન ભેગુ કરતી અનેક વ્યક્તિઓ આપણને જોવા મળે છે

અર્વાચીન વિજ્ઞાન માત્ર એક માખીના જ એટલા બધા પ્રકારો બતાવે છે, કે માણસ એ બધાનુ—તેની ટેવો, સમૂહવ્યવસ્થાદિનુ—અધ્યયન કરે તો આખી જિંદગી પૂરી થઈ જાય અરે! ફક્ત કોબીની એકસો જાતો ગણાવે છે વનસ્પતિશાસ્ત્ર અને વિજ્ઞાનની આવી

---

१ जं अन्नाणी कम्म, खवेइ वहुयाइ वासकोडिहिं ।
त नाणी तिहिं गुत्तो, खवेइ उसासमेत्तेण ॥

—શ્રી બૃહત્કલ્પભાષ્ય, ખંડ ૨, ઉદ્દેશો ૧, ગાથા ૧૧૭૦.

२ क्रियाशून्य चय ज्ञान, ज्ञानशून्या च या क्रिया ।
अनयोरन्तर ज्ञेय, भानुखद्योतयोरिव ॥

—જ્ઞાનસાર, પ્રશસ્તિ, શ્લોક ૧૧.

તો કેટલીય શાખા-પ્રશાખાઓ છે, તેમાની કોઈ એકનુ અધ્યયન કરવામા જ આખી જિંદગી ખરચી નાખનારા છે આ જગતમા! ધારો કે કોઈ વ્યક્તિએ વિશ્વનાં મોટામાં મોટાં ગ્રંથાલયોમા ગણના પામતી મોસ્કોની લાયબ્રેરીના ૪૦ લાખ પુસ્તકો વાચીને ધારી લીધા, એમા ભરેલુ જ્ઞાન મેળવી લીધું, તો આપણે એને જ્ઞાની કહીશુ ? તમે કહેશો. "ના, એ તો ફક્ત માહિતી કહેવાય" તેમ કોઈએ શાસ્ત્રોનુ અધ્યયન કર્યું, મોટામોટા જ્ઞાનભંડારોમા સંગ્રહીત સકળ શાસ્ત્રોમા પારંગતતા મેળવી, તો એણે જ્ઞાન મેળવ્યું એમ કહેશો કે માહિતી મેળવી એમ કહેશો ?

શાસ્ત્રો તો ત્યા સુધી કહે છે કે સાડાનવ પૂર્વ ભણી જનાર પણ અજ્ઞાની હોઈ શકે

જેમ પહેરવેશ ઉપરથી કોણ કેટલુ ભણેલો છે તે ન કહી શકાય—મેલાઘેલા કપડાવાળો વિદ્વાન હોઈ શકે અને મૂલ્યવાન કપડાં પહેરીને સુઘડ દેખાતો માણસ પણ અબૂઝ હોઈ શકે—તેમ શાસ્ત્રોના માત્ર ઓછા-વધતા જાણપણાથી જ જ્ઞાની-અજ્ઞાનીનો વિભાગ ન કરી શકાય. ઘણુ ભણેલો અજ્ઞાની હોઈ શકે, અને એકે શાસ્ત્ર ન ભણેલો મહાજ્ઞાની હોઈ શકે

તો પછી આરાધનાની કાયાપલટ-ધૂળનુ સોનું-કરનાર "જ્ઞાન" એ શી વસ્તુ છે ? જ્ઞાનનુ મહત્ત્વ બતાવનાર શાસ્ત્રવચનોમાં "જ્ઞાન" શબ્દથી શુ અભિપ્રેત છે ? જ્ઞાન શબ્દનો વાસ્તવિક અર્થ શો ?

કોઈ વ્યક્તિ (દા ત નોબેલ પારિતોષિકના સ્થાપક આલ્ફ્રેડ નોબેલ)ના નામથી અને કામથી આપણે પરિચિત હોઈએ, પણ પ્રત્યક્ષ કે છબી દ્વારા એનું રૂપ જોયુ ન હોય, તો એ વ્યક્તિનો આપણને અકસ્માત્ ભેટો થઈ જાય ત્યારે આપણે એને ઓળખી શકીએ ખરા ?

આપણે જ્ઞાનને નામથી ઓળખીએ છીએ, અને કામથી—ક્રિયા કરતા અનેકગણી કર્મનિર્જરા કરાવનાર વગેરે તરીકે પણ ઓળખીએ છીએ, પણ એનું સ્વરૂપ શુ ?—એ વિચાર કદી કર્યો છે ? એને પિછાણી શકીએ એવી સ્થિતિ છે આપણી ?

તો ચાલો, વિવિધ દૃષ્ટિકોણથી જ્ઞાનનુ નિરીક્ષણ કરી આપણે એના સ્વરૂપનો અહી વિશેષ પરિચય મેળવીએ

**મુમુક્ષુની જ્ઞાન-પ્રવૃત્તિ**

એન્જીનીયરીંગ લાઈનમા દાક્તરીનુ કે સર્જરીનુ જ્ઞાન એ કોઈ ક્વોલીફિકેશન-લાયકાત નથી, એ જ્ઞાન ઇજનેરીના ક્ષેત્રમા જ્ઞાન ગણાતુ નથી, તેમ સફળ દાક્તર થવા માટે કાયદાપોથીઓનું જ્ઞાન ઉપયોગી નથી

પ્રત્યેક ક્ષેત્રમા 'જ્ઞાન' એટલે તે તે ક્ષેત્રને સ્પર્શતા વિષયનુ જ્ઞાન જ ગણનાપાત્ર બને છે દાક્તરને શરીરરચનાનુ, રોગોનું, રોગના લક્ષણોનુ અને દવાઓનું જ્ઞાન જરૂરી, વકીલને કાયદાનું, સાક્ષીઓના માનસનુ, સાક્ષીની ઊલટતપાસ ( Cross-examination ) ની આંટીઘૂંટીનુ, અને વેપારીને ઘરાકનું, માલનુ, બજારનું, બજારની રૂખનુ જ્ઞાન ઉપયોગી મનાય છે વેપારી રાજકીય પ્રવાહો જાણવા ઇચ્છે તે પણ પોતાના વિષય સાથે એનો જે

સબંધ છે, વેપાર પર એની જે અસર છે, તે જાણવા માટે. દાક્તર કિરણોત્સર્ગ વિષે વાચે તે શરીર ઉપર એની શી અસર છે એ વધુ સારી રીતે સમજવા અને એના પ્રતિકાર માટે શુ થઈ શકે તેમ છે તે જાણવા

એ જ રીતે, આધ્યાત્મિક ક્ષેત્રે જ્ઞાન તે જ ગણાય છે જે આત્મા સબધી હોય મુમુક્ષુ બીજી વસ્તુઓનુ–જગતનુ જ્ઞાન મેળવે તે પણ આત્મા અને જગતનો સબંધ સમજવા જગતની માહિતી મેળવતા પણ તેના કેન્દ્રમા આત્મતત્ત્વ–ચૈતન્ય જ હોય આત્મનિર્મળતાના પ્રકટીકરણમા જે સહાયભૂત હોય તેવુ જ્ઞાન જ અહી ગણનાપાત્ર બને છે ચૈતન્યને બાજુએ રાખી એકલી જગતની માહિતી કોઈ ગમે તેટલી મેળવે, પણ આ ક્ષેત્રમા એની ઉપયોગિતા ન ગણાય આત્મા, જગત અને એ બે વચ્ચેનો સબંધ, એ મુમુક્ષુની જ્ઞાનપ્રવૃત્તિનો વિષય હોય

પ્રથમ શ્રુત–શાસ્ત્રશ્રવણ કે અધ્યયન, પછી એના ઉપર ચિતન, અને એમાંથી ભાવનાજ્ઞાન સુધી પહોચે તેવો ક્ષયોપશમ જ બની જાય આમ મુમુક્ષુનુ જ્ઞાન આગળ વધતા વધતા સ્વાનુભવ સુધી પહોચે

શાસ્ત્ર ભણીજવામાત્રથી આત્માનુ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થઈ શકતુ નથી શ્રુતથી મેળવેલુ જ્ઞાન પરોક્ષ છે, તેથી તે સ્પષ્ટ ન હોઈ શકે "**अस्पष्टं परोक्षम् ।**"[3] તેથી, આત્માનુ અપરોક્ષ જ્ઞાન મેળવવુ જોઈએ "**स्पष्टं प्रत्यक्षम् ।**"[4]

આપણા રોજના વ્યવહારમા પણ "દાક્તરે કે વકીલે કેટલા પુસ્તકો વાચ્યા છે?"–એ નથી જોવાતુ, પરન્તુ તે રોગનુ નિદાન કરી શકે છે? દવાથી આપણને આરામ આપી શકે છે?–એ જોવાય છે એ કરી શકે તે દાક્તર માન્ય બને છે, જે કેસ જીતી આપે તે વકીલ માન્ય બને છે, તેમ કર્મ સામે, ભવ સામે જીત અપાવે તે જ્ઞાન મુમુક્ષુ વાચ્છે છે. **એ માટે શાસ્ત્રાધ્યયન સાથે સાધના જોઈએ.**

લાખો શ્લોકપ્રમાણ સાહિત્યનુ નવનિર્માણ કરનાર ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી મહારાજને અનુભવજ્ઞાન લાધ્યુ ત્યારે એમના મુખેથી સરી પડેલા આ ઉદ્ગાર છે

> "સશય નવિ ભાંજે શ્રુતજ્ઞાને, અનુભવ નિશ્ચય જેઠો,
> વાદવિવાદ અનિશ્ચિત કરતો, અનુભવ વિણ જાય હેઠો રે"

અનુભવજ્ઞાનના નિર્મળ પ્રકાશ આગળ જીવનભરના અથાક પરિશ્રમથી મેળવેલુ બહોળુ શ્રુતજ્ઞાન એમને ફિક્કુ લાગે છે, "જૂઠુ" લાગે છે[5]

**આત્મસ્વરૂપનુ અભાન એ જ અજ્ઞાન છે. એ અજ્ઞાન ટાળી આપે તે જ્ઞાન. દેહાધ્યાસ ટળે—દેહમા આત્મબુદ્ધિ એટલે કે "હુ" એ બુદ્ધિ ટળે, સ્વરૂપનુ અનુસંધાન ચાલુ રહે–કર્મકૃત ભાવોમા "હુ" બુદ્ધિ ન થાય, તેનુ નામ જ્ઞાન.**

---

૩ પ્રમાણનયતત્ત્વાલોક, પરિચ્છેદ ૩, સૂત્ર ૧

૪ એજન, પરિચ્છેદ ૨, સૂત્ર ૨

૫ પાયસમા જિમ વૃદ્ધિનુ કારણ, ગોયમનો અગૂઠો,
જ્ઞાનમાંહિ અનુભવ તિમ જાણો, તે વિણ જ્ઞાન તે જૂઠો રે

—શ્રીપાળરાસ, ખડ ૪, ઢાળ ૧૩.

આત્માનુ એવુ નિર્મળ, કર્ણોપકર્ણ પ્રાપ્ત થયેલું નહિ પણ પોતીકું જ (firsthand) સ્પષ્ટ જ્ઞાન મેળવવા એનું પ્રત્યક્ષ દર્શન–સ્વાનુભૂતિ આવશ્યક છે આત્માનું આવુ અપરોક્ષ જ્ઞાન, જ્ઞાન તરીકે ગણનાપાત્ર છે

કેરી વિષે પુસ્તકોના પુસ્તકો વાચીએ, પણ જ્યા સુધી તેને ચાખીએ નહીં ત્યા સુધી તેનો સ્વાદ નથી મળતો, એટલું જ નહિ, એ (સ્વાદ) ની યથાર્થ સમજણ પણ નથી મળતી એવું જ આત્મા વિષે છે શ્રુતથી, તર્ક–યુક્તિ–આગમ વગેરેથી એની બૌદ્ધિક પ્રતીતિ મળે, પરંતુ ગમે તેટલું વાચીએ, સાભળીએ કે વાતો કરીએ પણ જ્યા સુધી આત્માને આત્મા પોતે–ઇન્દ્રિયો કે મનની મદદ વિના–સાક્ષાત્ ન જુએ, એ આનંદસાગરનો અનુભવ ન મેળવે, ત્યા સુધીની આત્મા વિષેની આપણી સમજ અધૂરી જ રહે છે. એક વાર પણ આત્માને નિજાનંદનો અનુભવ થઈ ચૂકયો હોય ત્યારે જ આત્મતત્ત્વને તે યથાર્થપણે સમજી શકે છે

**સાધના-પ્રક્રિયા**

પ્રશ્ન એ થાય કે અનુભવજ્ઞાન સુધી પહોચાય શી રીતે ?

અહી મુખ્ય વાત તો સ્વાનુભૂતિ માટેની તીવ્ર વ્યાકુળતા અને ઉત્કટ ઝંખના જાગવી એ જ છે આ માનવભવ એમ જ નથી ગુમાવવો એવી તીવ્ર ચટપટી લાગી જાય તો ઉપાય અવશ્ય હાથ લાગે આવશ્યકતા એવી વસ્તુ છે કે તે આપમેળે જ બધું શોધી કાઢે છે

આ વ્યાકુળતા પ્રગટયા પછી સત્તા, પ્રતિષ્ઠા, નામના, કીર્તિ આદિની આકાંક્ષા નિવૃત્ત થાય છે, એમા મેળવવા જેવું કંઈ લાગતું નથી બાળક નાનું હોય છે ત્યા સુધી એ ઢીંગલીઓ સાથે રમે છે અને એ રમતમા આનંદ મેળવે છે. મોટું થતાં એ રમત તે છોડતો જોય છે તેવુ જ જગતની વસ્તુઓનુ છે તેમાં જ્યા સુધી આનંદ આવે, મેળવવા જેવુ લાગે, ત્યા સુધી સમજવુ કે હજી બાળકઅવસ્થા છે શાસ્ત્રો એને ‘ભવબાળકાળ’ કહે છે, ધર્મયૌવન આવતા જ એ બધુ છૂટી જાય છે અને તે આત્મા સત્ય માટે દોડે છે

એટલે પ્રથમ તો જીવનના ધ્યેય વિષે નિશ્ચય થવો જોઈએ ધ્યેય નક્કી થયા પછી એની સિદ્ધિ અર્થે શુ જરૂરી છે તે જાણી લઈ, સાધકે પોતાની સાધનાની યોજના (plan) ઘડી કાઢી, એ પ્રમાણે જીવનનુ ઘડતર કરતા, પ્રથમ નજીકના અને પછી દૂરના લક્ષ્યો સિદ્ધ કરતા, આગળ વધવું જોઈએ

*

## આપણી સાધના-પ્રક્રિયાનું ટૂંકમાં દર્શન[૬]

(૧) ધ્યેય . મુક્તિ=સર્વકર્મ રહિત થઈ સ્વરૂપમા સ્થિતિ

(૨) સર્વ કર્મના ક્ષય માટે આત્મજ્ઞાન (આત્મા સંબંધી માત્ર બૌદ્ધિક જાણપણું નહિ

૬ "આત્મનિરીક્ષણ" ('ધર્મચક્ર' ફેબ્રુઆરી–એપ્રીલ, ૧૯૬૨) અને 'આધ્યાત્મિક ઉત્થાન" ('કલ્યાણ,' મે–જૂન, ૧૯૬૩) એ શીર્ષકો હઠળ લેખકે અહીં રજૂ કરવામા આવેલા મુદ્દાઓમાના કેટલાક મુદ્દાઓનુ વિશદ વિવેચન કરેલુ છે.

પરંતુ આત્માનુ પ્રત્યક્ષ જ્ઞાન) પ્રાપ્ત કરવુ રહ્યુ [૭]

(૩) આત્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે : આત્મા શરીરથી તદ્દન જુદો છે એનો સાક્ષાત્કાર કરવાના ઉદ્દેશથી ધ્યાનની સાધના જરૂરી છે [૮]

(૪) ધ્યાનની સિદ્ધિ માટે . પ્રથમ ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરવી રહી

(૫) ચિત્તની સ્થિરતા માટે ચિત્તની નિર્મળતા અને શરીરશુદ્ધિ આવશ્યક છે

(૬) ચિત્તની નિર્મળતા સ પાદન કરવા સ્વાધ્યાયમા—શાસ્ત્રાભ્યાસ અને તત્ત્વચિ તનમા—મન પરોવી દેવુ જોઈએ, જેથી બાહ્ય વિકલ્પો આપોઆપ ટળી જાય સાથે સાથે મૈત્રી આદિ ચાર ભાવનાઓ અને અનિત્યત્વ આદિ બાર ભાવનાઓથી ચિત્તને હ મેશા વાસિત કરતા રહેવુ જોઈએ [૯]

(૭) મૈત્રી આદિ ભાવોની સિદ્ધિ માટે એટલે કે એ ભાવોને જીવનમા ઉતારવા અને સ્થિર કરવા માટે જીવનવ્યવહાર ન્યાય–નીતિ, વ્રત–નિયમ, ત્યાગ–વૈરાગ્ય અને સ યમથી નિય ત્રિત હોવો જોઈએ

(૮) શરીરની શુદ્ધિ આદિ માટે તપની સાધના જોઈએ

આ છે આત્મા અને કર્મને જુદા પાડી આપનાર આધ્યાત્મિક સાધનાપ્રક્રિયા (process)

પાણીને તેજાબવાળુ કરી તેમાથી વિદ્યુત પસાર કરીને, એકરૂપ (પાણીરૂપ) થઈ ગયેલ હાઈડ્રોજન અને ઑક્સીજન વાયુઓને વૈજ્ઞાનિકો છૂટા પાડી શકે છે, તેમ આત્મા અને કર્મને જુદા પાડવામા વ્રત, નિયમ, સ યમ, સ્વાધ્યાયરૂપ તેજાબ અને ધ્યાનરૂપ વિદ્યુત એ બ ને જરૂરી છે [૧૦]

---

૭ (૧) आत्मज्ञान च . आत्मन चिद्रूपस्य स्वसवेदनमेव मृग्यते ।
नातो अन्यदात्मज्ञान नाम ।
—યોગશાસ્ત્ર પ્રસ્તાવ ૪, શ્લોક ૩ની ટીકા

(૨) ખીરનીર પરે પુદ્‌ગલમિશ્રિત, પણ એહથી છે અળગો રે;
અનુભવ-હ સચ ચુ જો લાગે, તો નવિ દીસે વળગો રે
—સમકિતન સડસઠ બોલની સજ્ઝાય, ગાથા ૬૨

૮ मोक्ष कर्मक्षयादेव, स चात्मज्ञानतो भवेत् ।
ध्यानसाध्य मत तच्च तद्ध्यान हितमात्मन ॥
—યોગશાસ્ત્ર, પ્રસ્તાવ ૪, શ્લોક ૧૧૩

૯ आभ्यतर ( शौच ) मैत्र्यादिभिश्चित्तमलप्रक्षालनम् ।
—દ્વાત્રિ શદ્દ્વાત્રિ શિકા, ૨૨, શ્લોક ૨ ની ટીકા

૧૦ (૧) पढमपोरिसि सज्झाय, बीय झाण झियायई ।
तइयाए भिक्खायरिय पुणो चउत्थीए सज्झाय ॥
—ઉત્તરાધ્યયનસૂત્ર, અધ્યયન ૨૬, ગાથા ૧૨

(૨) પૂર્વધરકૃત શ્રી "પ ચસૂત્ર" મહાગ્રન્થમાં પણ સામાન્યથી મુનિનું વિશેષણ "झाण ज्झयणसगओ" મૂકયુ છે, એકલુ અધ્યયન નહિ

(૩) स्वाध्यायात् ध्यानमध्यास्तां, ध्यानात् स्वाध्यायम मनेत् ।
ध्यानस्वाध्यायसपत्त्या, परमात्मा प्रकाशते ॥
—તત્ત્વાનુશાસન, અધ્યાય ૩, ૭, (૮૧)

આ રીતે આપણા ધ્યેય–આત્મજ્ઞાન–નું અંતિમ સાધન ધ્યાન છે,[11] એ લક્ષમા રાખી "એની પ્રાપ્તિ કરાવવા માટે મહાવ્રતાદિ યમ, નિયમ, તપનુ આસેવન છે"–એ સમજપૂર્વક આરાધના થવી જોઈએ,[12] એમ થાય તો, એ આરાધના ઉત્તરોત્તર વધુ આત્મ-વિકાસ કરાવનારી બને યમ, નિયમ, તપ સીધાં જ મોક્ષપ્રાપક નથી, પરંતુ તે ચિત્તની શુદ્ધિ અને સ્થિરતામા સહાયક બની પરંપરાએ મોક્ષસાધક છે

યમ, નિયમ, તપ વગેરે સીધા જ મોક્ષપ્રાપક છે, એવી માન્યતાને કારણે, યમ, નિયમ, તપ, સંયમાદિની શુદ્ધિ અર્થે જરૂરી આત્મનિરીક્ષણ ન રહેતા, એનાથી નીપજવુ જોઈતુ પરિણામ પ્રગટતુ નથી દા ત તપના યથાયોગ્ય આસેવનથી નાડીશુદ્ધિ થવી જોઈએ, એટલે કે નાડીઓમા રહેલ મળો (Toxins) બળી જાય, પરિણામે, શરીર હલકું ફૂલ લાગે અને, ધ્યાન, સ્વાધ્યાય આદિની આરાધનામા શરીર વિઘ્નભૂત ન રહેતા, ચિત્તની સ્થિરતા સુલભ બને

જ્ઞાનપ્રાપ્તિ માટે બુદ્ધિની કેળવણી–બુદ્ધિના વિકાસ–ઉપરાત હૃદયની વિશાળતાના વિકાસ ઉપર, સયમ ઉપર, સકલ્પશક્તિને સુદૃઢ બનાવવા ઉપર તથા ચિત્તને શાત, શુદ્ધ અને ઇચ્છાનુસાર એકાગ્ર કરવાની શક્તિ સંપાદન કરવા ઉપર વધારે ધ્યાન અપાવું જોઈએ અત કરણની આવી અવસ્થામા જ વાસ્તવિક જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે[13] તત્ત્વદર્શન મનની પ્રશાત અવસ્થામા પ્રાપ્ત થાય છે માટે ચિત્ત ઉત્તરોત્તર વિકલ્પરહિત પ્રશાત બનતું જાય, અને સમત્વ સ્થિર થતું જાય, એ દિશામા નિત્ય, અવિરત પ્રયાસ કરવો જોઈએ સામાયિક ભાવની–સમભાવની–સ્થિરતાથી જ્ઞાનપ્રાપ્તિ થાય છે[14] સામાયિક ભાવ જેટલો ઊડો તેટલુ જ્ઞાન ઊડુ

**શ્રુતજ્ઞાનપ્રાપ્તિમાં જરૂરી વિવેક**

સ્વાનુભૂતિ સુધી પહોચવા માટે જરૂરી સાધનાનુ આપણે વિહંગાવલોકન–ઊડતુ અવલોકન–કર્યું, પણ ત્યા સુધી પહોચીએ તે પહેલા આપણે અનુભવીઓના વચનથી –શ્રુતથી નભાવવુ રહ્યુ એ જ્ઞાનાર્જનના વિષયમાં પણ આપણા ચિત્તમા સ્પષ્ટતા હોવી જોઈએ કોઈ એક વિષયનુ જીવનભર અધ્યયન કરતા રહીએ તોય પાર ન આવે એટલા શાસ્ત્રો છે માટે આપણા ધ્યેય વિશે નિશ્ચિત દૃષ્ટિ કેળવી, "શાસ્ત્ર ઘણા મતિ થોડલી" –એ વિચારનો ખ્યાલ રાખી વિવેકપૂર્વક એમાથી પસદગી ન કરીએ તો જિંદગીભર શાસ્ત્રો ભણતાં રહીએ છતા આત્મોન્નતિની દૃષ્ટિએ ખાસ લાભ ન થાય, એવુ ય બને

---

૧૧ आत्मज्ञानफल ध्यान–मात्मज्ञान च मुक्तिदम् ।

—અધ્યાત્મસાર, પ્રસ્તાવ ૬, શ્લોક ૧

૧૨ मूलोत्तरगुणा सर्वे, सर्वा चेय वहिष्क्रिया ।
मुनीना श्रावकाणा च ध्यानयोगार्थमीरिता ॥

—ઉપમિતિભવપ્રપચા કથા, પ્રસ્તાવ ૮, શ્લોક ૭૨૬

૧૩ વિશતિવિશિકા, ૧, ગાથા ૧૭–૨૦

૧૪ यदिद तदिति न वक्तु साक्षाद् गुरुणाऽपि हन्त शक्येत ।
औदासीन्यपरस्य प्रकाशते तत् तत्त्व स्वय तत्त्वम् ॥

—યોગશાસ્ત્ર, પ્રસ્તાવ ૧૨, શ્લોક ૨૧

માટે, પ્રારભમા, વિશ્વમા રહેલ ચેતન અને જડ પદાર્થોના સ્વભાવનુ શ્રુતથી લભ્ય દર્શન પ્રાપ્ત કરવા તેમને અગે આગમ દ્વારા—અનુભવીઓના વચન દ્વારા—જાણપણુ મેળવવુ રહ્યુ, કે જે પોતાને સ્વભાવદશામા, અથવા એની વધુમા વધુ નજીક રહેવામા સહાયભૂત થાય [15] જગતના ચેતન-અચેતન પદાર્થોનુ જે જાણપણુ વિભાવદશામા ઘસડી જાય તે જાણપણુ પણ અજ્ઞાન છે જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનો ભેદ "જાણપણા—અજાણપણા"નો નથી, પણ જે જાણપણુ આત્માને પોતાના સ્વભાવથી દૂર લઈ જનારુ હોય—પછી ભલે તે આગમ ગ્રથોનુ હોય—તે અજ્ઞાન[16], અને જે જાણપણુ સ્વભાવદશામા સ્થાપિત થવામા ઉપયોગી હોય કે સ્વભાવસન્મુખતા જગાવતુ હોય તે જ્ઞાન [17]

સાધકે પોતાની શ્રુતજ્ઞાનપ્રાપ્તિની પ્રવૃત્તિનુ આ રીતે નિરીક્ષણ કરતા રહેવુ જોઈએ [18]

---

૧૫ जगत्कायस्वभावौ संवेगवैराग्यार्थम् ।

—તત્ત્વાર્થસૂત્ર, અધ્યાય ૭, સૂત્ર ૭

૧૬ અહકારવૃદ્ધિ આદિ દ્વારા

૧૭ स्वभावलाभसंस्कार-कारण ज्ञानमिष्यते ।
ध्यान्ध्यमात्रमतस्त्वन्यत्, तथा चोक्त महात्मना ॥

—જ્ઞાનસાર, ૫ મુ જ્ઞાનાષ્ટક, શ્લોક ૩.

૧૮ આ દૃષ્ટિએ જોતાં જીવવિચાર, નવતત્ત્વ, કર્મગ્રથ, સગ્રહણી વગેરે ગ્રન્થોમાંથી જ્ઞાન પ્રાપ્ત થયુ ક્યારે કહેવાય ?—એનો વિચાર કઈક આ રીતે કરી શકાય —

દા ત જીવવિચારના અધ્યયનથી—નાના, નજીવા, નગણ્ય દેખાતા જીવો પણ આપણા આત્મા સમાન જ છે; જેમ મોટો ફોટો અને તેની એક ઈંચિની કોપી, એનુ કદ નાનુ થતાં કેટલીક ઝીણી ઝીણી વિગતો પ્રથમ દર્શને જણાતી નથી, પણ એને એન્લાર્જ કરવામાં આવે તો, પહેલાં ન દેખાતી બધી વિગતો સ્ફૂટ થાય છે, તેમ નાના જીવજતુઓમાં —એક કુથુઆ સુધ્ધામાં—અને પોતાનામાં પણ કોઈ ભેદ નથી; જે ભેદ ભાસે છે, તે કર્મકૃત છે

ભવભ્રમણ માટે કેટલુ વિશાળ ક્ષેત્ર છે ! કેટલી યોનિઓ ! એકેન્દ્રિયાદિમાં કાયસ્થિતિ કેટલી દીર્ઘ છે ! કોઈ વખત આપણે પણ એ બધી અવસ્થામા સમય પસાર કર્યો છે વગેરે વિચારણા જાગે અને તેથી ભવભીરુતા—પાપભીરુતા જન્મે અને નાના કીટ-પતગ પ્રત્યે તેમ જ પાપી અધમ જીવો પ્રત્યે પણ ઘૃણાભાવ કે તિરસ્કારની લાગણી ન જન્મે, પરતુ તેમાં પણ દેખવામાં આવતા ચૈતન્યના અશ પ્રત્યે માન (Reverance for life) પ્રગટે

નવતત્ત્વનુ અધ્યયન થતાં—જીવ-અજીવની સ્પષ્ટ સમજણ આવે; સાથે પોતાના વર્તમાનમાં દેખાતા પર્યાયો કર્મને લીધે છે, અને પોતાનુ ખરુ સ્વરૂપ કર્મથી અવરાયેલુ પડ્યુ છે એનુ ભાન વધુ સ્પષ્ટ બને; સ્વરૂપ પ્રગટ કરવાના સાધન તરીકે સવર અને નિર્જરાના અગો પ્રત્યે અભિરુચિ જાગે અને સ્વરૂપપ્રાપ્તિ( મુક્તિ )અર્થે તાલાવેલી જાગે

ક્ષેત્રસમાસ, બૃહત્સગ્રહણી (ત્રૈલોક્યદીપિકા)નુ અધ્યયન ચિત્તમાં કેવા ભય પ્રેરે !—એક તીર્ચ્છાલોકમાં જ અસખ્ય દ્વીપસમુદ્રો ! અને તે પણ કેટલા વિરાટકાય ! અને કલ્પનાને પણ થકવી નાખે એટલા વિસ્તારમાં પથરાયેલો આ તીર્ચ્છાલોક પણ જેની પાસે વામણો લાગે એવા ઊર્ધ્વલોક અને અધોલોક !

શ્રુતથી શુદ્ધિ—અંતઃકરણની નિર્મળતા—જન્મે તો એ ઉપયોગી ગણાય પ્રત્યેક હકીકત તે કાચા અનાજના દાણા જેવી છે તેને કોઠારમા સંગ્રહી રાખ્યે ન ચાલે અનાજના દાણા વડે રસોઈ તૈયાર કરી, દાત વડે ચાવી, તેને લોહીના ટીપામા પરિણમાવીએ તો એ દેહધારણમા ઉપયોગી બને, તેમ શાસ્ત્રોની હકીકતો અને વિગતોના સંગ્રહસ્થાન માત્ર બન્યે કામ ન સરે એ વિગતોમાથી એક જીવનદૃષ્ટિ પ્રાપ્ત થવી જોઈએ, જીવન પ્રત્યે નવુ વલણ ઘડાવુ જોઈએ, માત્ર હકીકતો કે માહિતીઓને ગળી ગયે ન ચાલે.

એકલુ શ્રુત એ કોઠારમા પડેલ બીજ તુલ્ય છે[૧૯] શ્રવણ—વાચન પછી એના ઉપર ચિંતન થવુ જોઈએ ચિંતનથી જ્ઞાન વધે છે,[૨૦] અને તેથી મધ્યસ્થભાવ જન્મે છે,[૨૧]

---

આધુનિક ખગોળવિજ્ઞાન (Astrology) પણ કેટલુ મોટુ બ્રહ્માંડ સ્વીકારે છે તેનો ખ્યાલ પણ નીચેના અવતરણથી આવી શકશે:

"થોડા સમય પહેલા એક ખગોળશાસ્ત્રીએ ૨૦૦ ઇંચના વ્યાસના કેમેરા-દૂરબીન (Telescope—camera) દ્વારા એક તારાવિશ્વનો ફોટોગ્રાફ લીધો હતો આ તારાવિશ્વ એટલુ બધુ દૂર છે કે (એક સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલની ઝડપે અહીં આવતા) તેના પ્રકાશને પૃથ્વી સુધી પહોંચતા ૭ અબજ વર્ષ લાગે છે! અત્યાર સુધી શોધાયેલા તારાવિશ્વમાં આ તારાવિશ્વ દૂરમાં દૂર છે

"આપણા નવ ગ્રહ અને સૂર્ય મળીને સૂર્યમંડળ બને અને આવાં અબજો સૂર્યમંડળોનું એક તારાવિશ્વ બને! એવાં તો ઘણાં તારાવિશ્વો આ બ્રહ્માંડમાં છે"

આ વિરાટ વિશ્વમા વ્યક્તિનુ સ્થાન દરિયાકાંઠાની રેતીના એક કણ જેટલુ પણ કહી શકાય ખરું? આ બધું નજર સામે તરવરતું દેખાય તો વ્યક્તિને પોતાના ક્ષણિક, અલ્પ સુખદુઃખ ઉન્માદ કે ગ્લાનિ જન્માવી શકે ખરાં?

પોતાની આકાંક્ષાઓ, પ્રવૃત્તિઓ, સિદ્ધિઓ કે નિષ્ફળતાઓનુ મહત્ત્વ શું? ત્રૈલોક્યદીપિકાના અધ્યયનથી કાળ અને સ્થળની વિરાટતાનુ ભાન જાગે, પોતાની અલ્પતા-લઘુતા સમજાય, અને પરિણામે નમ્રતા પ્રગટે, તો આધ્યાત્મિક ક્ષેત્રે જ્ઞાન તરીકે એ ગણનાપાત્ર બને

નહિતર, આજની (સ્કૂલો અને કોલેજોમાં) ભૂગોળ ભણનાર વિદ્યાર્થી આધુનિક વિજ્ઞાનમાન્ય, વર્તમાનમાં દૃષ્ટ, પૃથ્વીના શહેર, ગામડાં, નદીઓ, પર્વતો વગેરે ગણાવી શકે છે; અને પેલો આજે માનવીને જે અદૃષ્ટ છે તે સૃષ્ટિના નદી નાળા, દરવાજા, જગતિ, પર્વતો વગેરે ગણાવી જવાની આવડત મેળવે એ એમા ફેર કર્યાં? એ માહિતીનો બોજ તો વ્યર્થ ન ગણાય જો એ શુદ્ધિને માર્ગે લઈ જતો હોય વૃત્તિમાં કંઈક પણ પરિવર્તન થતું હોય તો જાણવુ કે એ અધ્યયનથી ચિત્તમાં કંઈક જ્ઞાનના કિરણો પ્રગટ્યાં છે

૧૯ वाक्यार्थमात्रविषय, कोष्ठकगतबीजसन्निभ ज्ञानम् ।
श्रुतमयमिह विज्ञेयं,

—ષોડશક, ૧૧, શ્લોક ૭

૨૦. उदक इव तैलबिन्दुर्विसर्पि चिन्तामय तत् स्यात् ।

—ષોડશક, ૧૧ શ્લોક ૮

૨૧ श्रुतज्ञानाद् विवाद- स्यान्मतावेशश्च **चिन्तया** ।
**माध्यस्थ्यं** भावनाज्ञानात् सर्वत्र च हितार्थिता ॥

—વૈરાગ્યકલ્પલતા, સ્તબક ૯ શ્લોક ૧૦૫૯

બીજાના પોતાનાથી ભિન્ન વિચારો–મતો પ્રત્યે સહિષ્ણુતા પ્રગટે છે, અને એમાંથી જે સારું હોય તે ગ્રહણ કરી લઈ બીજા અંશોની ઉપેક્ષા કરવાની ક્ષમતા આવે છે[૨૨] ચિંતન પછી શ્રુતને ભાવનાજ્ઞાન સુધી પહોચાડવુ જોઈએ; ત્યારે જ એ જ્ઞાન તરીકે પ્રતિષ્ઠા પામે છે.[૨૩]

**જ્ઞાનની કસોટી : મનોગુપ્તિ**

જેનાથી ચિત્તમા કઈક શુભ પરિવર્તન આવે તે શ્રુત ઉપયોગી મનાય. મનોગુપ્તિ એ જ્ઞાનની કસોટી છે મનોગુપ્તિમા આગળ વધાતુ હોય તો સાધક માની શકે કે પોતે જ્ઞાનમા ખરેખર પ્રગતિ કરી રહ્યો છે, નહિતર જ્ઞાનની ભ્રાન્તિ સમજવી શાસ્ત્રે મનોગુપ્તિની ત્રણ કક્ષાઓ બતાવી છે

૧ આર્ત-રૌદ્ર ધ્યાનમા ઘસડી જનાર સકલ્પ-વિકલ્પનો વિયોગ, એ પ્રથમ કક્ષા.

૨ ચિત્ત મધ્યસ્થવૃત્તિવાળુ બને કે જેથી ધર્મધ્યાન સાધી શકાય, એ બીજી, અને

૩. કુશળ–અકુશળ સકલ મનોવૃત્તિઓનો નિરોધ થઈ સ્વરૂપમાં સ્થિતિ, એ ત્રીજી કક્ષા.[૨૪]

આ રીતે મનોગુપ્તિમા પ્રગતિ થતા ચિત્તની ઉત્તરોત્તર અધિક એકાગ્રતા નિષ્પન્ન થતી જાય છે. ઊડાણથી વિચારતા સમજાશે કે મુક્તિ પર્યંતની સમગ્ર સાધનાને મનો-ગુપ્તિમાં અહીં આવરી લીધી છે ટૂકમા, સાધનામા પ્રગતિ એટલે મનોગુપ્તિમાં આગળ વધવું તે, એમ કહી શકાય

જ્ઞાન જેમ જેમ પરિણમે તેમ તેમ ક્રમશઃ મનમાની ઈર્ષ્યા-માત્સર્ય-દ્વેષની વૃત્તિઓ વિદાય લે; તિરસ્કાર, ઘૃણા આદિનુ સ્થાન સહાનુભૂતિ, સમજ, ઔદાર્ય અને વાત્સલ્ય લે, ભય, ચિતા, સકલેશ ટળી જાય, તેમ જ તત્ત્વચિતનમા અને સ્વગુણની વૃદ્ધિ અર્થે આત્મનિરીક્ષણ આદિમા ઓતપ્રોત રહેવાથી અન્યની નરસી પ્રવૃત્તિ પ્રત્યે સહજપણે ઉદાસીનતા

---

૨૨ "गुणग्रहरसिकानां परवचनानुपपत्तिपरिहारप्रवणस्वभावत्वात् तथा च तस्य मूलागमैमेकवाक्यता-मापाद्योपपत्तिरेव कर्तव्या, इत्थमेव सम्यग्दृष्टिपरिगृहीतस्य मिथ्याश्रुतस्यापि सम्यक्श्रुतत्वसिद्धे ।'

—ષોડશક ૧૬, શ્લોક ૧૩, ટીકા

૨૩ (૧) अनेन हि ज्ञात ज्ञान नाम, क्रियाऽप्येतत् पूर्विकैव मोक्षायाऽक्षेपेण सम्पद्यते ।

—ષોડશક, ૧૧, શ્લોક ૯ની ટીકા

(૨) सम्यग्भावनाज्ञानाधिगताना भावतोऽधिगतत्वसम्भवात् ।

—ઉપદેશપદ, ટીકા, ગાથા ૧૬૫

૨૪ विमुक्तकल्पनाजाल, समत्वे सुप्रतिष्ठितम् । आत्मारामं मनस्तज्ज्ञैर्मनोगुप्तिरुदाहृता ॥

टीका—आर्तरौद्रध्यानानुवधिकल्पनाजालवियोग प्रथमा ।

धर्मध्यानानुवन्धिनी माध्यस्थपरिणतिर्द्वितीया ।

कुशलाकुशलमनोवृत्तिनिरोधेन योगनिरोधावस्थाभाविन्यात्मारामता तृतीया ।

—યોગશાસ્ત્ર, પ્રસ્તાવ ૧, શ્લોક ૪૧.

આવતી જાય[25], એટલું જ નહિ, પણ પોતાના મતથી તદ્દન વિરોધી જણાતી વિચારધારાને પણ તે સહી શકે એવી ક્ષમતા—પરમતસહિષ્ણુતા( tolerance )નો ગુણ તેનામા વિકસતો જાય છે[26] ક્રમશ જીવનના અન્ય દ્વન્દ્વોમા પણ એ ઉત્તરોત્તર અધિક સમત્વ કેળવતો આગળ વધે છે પરિણામે, એના ચિત્તમા પ્રસન્નતા, શાન્તિ, સ્વસ્થતા સહજપણે રેલાતા રહે છે મનોગુપ્તિની બીજી કક્ષા વટાવી ગયા પછી નિશ્ચય-રત્નત્રયમા પ્રવેશ મળે

### વ્યવહાર અને નિશ્ચય રત્નત્રયી

નવ તત્ત્વ, ષડ્ દ્રવ્ય આદિ શ્રી જિનેશ્વરદેવ(અર્થાત્ પૂર્ણજ્ઞાની)કથિત ભાવોને સારી રીતે જાણીને તેનુ શ્રદ્ધાન અને તે મુજબ યથાશક્તિ સયમ, વ્રત આદિનુ આચરણ એ છે વ્યવહાર-રત્નત્રયી અથવા ભેદરત્નત્રયી પરપદાર્થોની ચિ તા છોડીને પોતાના આત્માનુ જ શ્રદ્ધાન, તેના સ્વરૂપનુ જ્ઞાન અને ચિત્તને અન્ય વિકલ્પોથી રહિત કરી સ્વરૂપમા જોડી, ત્યા લીન કરવુ તે છે નિશ્ચય-રત્નત્રયી[27] અર્થાત્ અભેદરત્નત્રયી

ચિત્ત ઇન્દ્રિયો, વિષયો અને બાહ્ય પદાર્થો સાથે જોડાયેલુ રહે છે તેમાથી ખેચીને તેને આત્મા સાથે જોડવાનો અભ્યાસ એ જ પારમાર્થિક યોગ છે વ્યવહાર નિશ્ચય સુધી લઈ જવા માટે છે[28] વ્યવહાર-રત્નત્રય કારણ છે, નિશ્ચય-રત્નત્રય કાર્ય છે જેનાથી કાર્ય ન થાય તે કારણ તરીકે ગણના પામે નહિ

શ્રુત કેટલુ મેળવવુ આવશ્યક છે?—એ કોયડાનો ઉકેલ આમાથી મળી રહે છે આર્ત-રૌદ્ર ધ્યાન ટાળી શકાય અને ધર્મ-શુક્લ ધ્યાનમા પ્રવૃત્તિ કરી શકાય એટલુ શ્રુત સાધકની પ્રાથમિક જરૂરિયાત મનાઈ છે[29]

મુનિનો એક મનોરથ એ હોય કે "ક્યારે હુ શ્રુતસાગરનો પાર પામું" પણ સમગ્ર શ્રુતસાગરનો પાર પામવો કેટલાને શક્ય હોય? સમય, શક્તિ અને સયોગોની મર્યાદા એ મનોરથની સિદ્ધિની આડે નડતી હોય છે. તેથી સાધકને માટે કોયડો એ રહે છે કે કેટલુ અને શુ ભણવુ ? આ મૂંઝવણના ઉકેલ માટે શાસ્ત્રે સાધકને શુ અને કેટલુ ભણવુ ? —એ ન કહેતા આર્ત-રૌદ્ર ધ્યાન નિવારી ધર્મ-શુક્લ ધ્યાનમા પ્રવૃત્ત થઈ શકાય એટલુ

---

૨૫ જ્ઞાનગર્ભિત વૈરાગ્યનાં લક્ષણોમાનુ એક આ છે .

"चेष्टापरस्य वृत्तान्ते, मूकान्धबधिरोपमा । उत्साह. स्वगुणाभ्यासे, दु स्यस्येव धनार्जने ॥'

—અધ્યાત્મસાર, અધિકા. ૬, શ્લોક ૪૧

૨૬. (૧) माध्यस्थ्यं यदि नायात, न तदा ज्ञानगर्भता । —એજન, અધિકાર ૬, શ્લોક ૩૭
(૨) જુઓ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજકૃત અધ્યાત્મોપનિષદ, શાસ્ત્રયોગ શુદ્ધિ, શ્લોક ૭૦-૭૧

૨૭. आत्माऽऽत्मन्येव यच्छुद्ध, जानात्यात्मानमात्मना । सेय रत्नत्रये ज्ञप्ति-रुच्याचारैकता मुने ॥

—જ્ઞાનસાર, ૧૩ મુ મૌનાષ્ટક, શ્લોક ૨.

૨૮ व्यवहारोऽपि गुणकृद्, भावोपष्टमतो भवेत् । सर्वथा भावहीनस्तु, स ज्ञेयो भववृद्धिकृत् ॥

—વૈરાગ્યકલ્પલતા, સ્તબક ૯, શ્લોક ૧૦૧૮

૨૯ ઉપદેશપદ, ટીકા, ગાથા ૮૯૭

શ્રુત મેળવવાનુ બહુમૂલુ સૂચન કર્યું છે પછી એ પાંચ ગ્રન્થો હો કે પિસ્તાલીસે આગમો હો કે માત્ર અષ્ટપ્રવચનમાતાનુ જ જ્ઞાન હો જો આ કાર્ય ન થતુ હોય તો બહોળુ શ્રુત પણ ભારરૂપ સમજાવુ [૩૦]

**સમિતિ-ગુપ્તિનુ જ્ઞાન એટલે શુ ?**

જે દયાવાન છે, કરુણાર્દ્ર છે, નિર્દંભ છે, ગુણગ્રાહી છે, તે ભલે એક પદ જ જાણતો હોય તોયે જ્ઞાની છે [૩૧]

સમિતિનુ જ્ઞાન એટલે ઈર્યા વગેરે સમિતિ કેમ જોવી, નજર નીચી જ ઢાળેલી રાખવી, બોલતા મુહપત્તિ મુખે રાખવી, કે પૂજવુ-પ્રમાર્જવુ એટલુ જ માત્ર નહિ પણ એની પાછળ પ્રાણીમાત્ર પ્રત્યેના વાત્સલ્યથી ધબકતુ હૈયુ જરૂરી છે સમિતિ અને ગુપ્તિને પ્રવચનમાતા કહી શાથી? બીજાના સુખમા પોતાના હાથે કઈ બાધા ન આવે, કોઈને પીડા ન થઈ જાય, એવી કાળજીપૂર્વક જીવવુ એ છે સમિતિનો પ્રાણ, પ્રવચન (જિનશાસન) જીવો પરના વાત્સલ્યથી ભરપૂર છે, જીવો પ્રત્યેના વાત્સલ્યમાથી જન્મેલુ છે, અને જીવો પ્રત્યેના વાત્સલ્યથી ભરપૂર હૈયામાથી એ ઉદ્ભવ્યુ છે, માટે સર્વના સુખની-હિતની ચિંતાને પ્રવચનની માતા કહી [૩૨]

**સમિતિપૂર્વકનુ જીવન એટલે જગત સાથે પ્રેમ, સહાનુભૂતિ, સહકાર, સહિષ્ણુતાપૂર્વકનો જીવનવ્યવહાર**

ગુપ્તિ શુ માગે છે? પરમા પ્રવૃત્ત થતા મન, વાણી, દેહને ત્યાથી પાછા વાળી એકાત અને મૌન દ્વારા નિજમા ઉતારવાની પ્રક્રિયાનો અભ્યાસ

આ છે સમિતિ-ગુપ્તિપૂર્વકનુ જીવન

**અધ્યયન વિના પણ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે ?**

આવુ વિશુદ્ધ જીવન હોય અને એની સાથે તત્ત્વદર્શનની તીવ્ર જિજ્ઞાસા હોય તો જ્ઞાન આપોઆપ પ્રગટે છે જેનુ અત કરણ નિર્મળ હોય તે અલ્પ શ્રુતમાથી પણ તત્ત્વભૂત વાત ગ્રહણ કરી લે છે [૩૩] સ યોગવશાત્ શ્રવણ કે વાચનની તક ન મળે, પર તુ તત્ત્વ પામવાની તીવ્ર જિજ્ઞાસા હોય તો એવી વ્યક્તિને શ્રુત વિના પણ જ્ઞાન પ્રાપ્ત થઈ

---

૩૦ "સાર લહ્યા વિણ ભાર કહ્યો શ્રુત, ખર દૃષ્ટાંત પ્રમાણ;"

— ચિદાનંદજી મહારાજ.

૩૧ निर्वाणपदमप्येक, भाव्यते यन्मुहुर्मुहु । तदेव ज्ञानमुत्कृष्ट, निवन्धो नास्ति भूयसा ॥

—જ્ઞાનસાર, ૫ મુ જ્ઞાનાષ્ટક, શ્લોક ૨.

૩૨ प्रवचनस्य प्रसूतिहेतुत्वेन हितकारित्वेन च मातृत्वमवसेयम् ।

—ષોડશક, ૨, શ્લોક ૮, ટીકા

૩૩ " ते हि वहिर्वहुश्रुतमपठन्तोऽपि अतितीक्ष्णसूक्ष्मप्रज्ञतया वहुपाठकस्थूलप्रज्ञपुरुषानुपलब्धं तत्त्वमववुध्यन्त इति । तदुक्त—
स्पृशन्ति शरवत्तीक्ष्णा स्वल्पमन्तर्विशन्ति च ।
वहुस्पृशापि स्थूलेन स्थीयते वहिरश्मवत् ॥"

—ઉપદેશપદ, ગાથા ૧૯૩, ટીકા.

જાય[૩૪] વિશુદ્ધ અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ આપોઆપ થાય છે[૩૫]

જ્ઞાન બહારથી જ મળે, એવું આપણા ચિત્તમાં વસી ગયું હોવાથી, કોઈ મળે ત્યારે, એની જ્ઞાનમાં થયેલ પ્રગતિ જાણવા, આપણે પૂછીએ છીએ કે ન્યાય ભણ્યા? વ્યાકરણ કર્યું? આગમો કેટલા વાંચ્યા? પણ એ તો જ્ઞાનપ્રાપ્તિના બહિરંગ સાધન છે. માત્ર શબ્દો, સૂત્રો કે સિદ્ધાંતોનો સંગ્રહ એ એક વસ્તુ છે અને ચેતનામાં તે અંકુરિત થઈ પાંગરે તથા તેના ફળ સ્વરૂપ શીલપર્યવસાયી પ્રજ્ઞા જન્મે તે જુદી જ વસ્તુ છે. યોગનું રહસ્ય સાધનાથી ખૂલે છે, કેવળ ગ્રન્થોના અધ્યયનથી જ્ઞાનની પૂર્ણતા પ્રાપ્ત થતી નથી. ધારો કે જાણી શકાય તે બધુ તમે જાણી લીધુ પછી પણ તમને જણાશે કે એથી-ય વધુ મહત્ત્વનુ કાંઈક તો જાણવાનું હજી બાકી જ છે વધુ જાણવાની જરૂરિયાત તમને જણાયા જ કરશે; તમે કદીય એનો છેડો નહિ મેળવી શકો

શાસ્ત્રવચનોનો અર્થ કાઢવાની શક્તિ પણ કેવળ ન્યાય-વ્યાકરણના નૈપુણ્યથી નથી પ્રાપ્ત થતી.[૩૬] શાસ્ત્રનો મર્મ સાધનાથી મળે છે—ભાષાજ્ઞાન અલ્પ હોય તોપણ "ચિંતનીય વિષયમાં દત્તચિત્ત હોય તેને તેવા એક જ પ્રકારના ઉપયોગને લીધે વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ ભાસે છે એ જ જ્ઞાન આ યોગમાર્ગમાં ઇષ્ટસિદ્ધિનુ મુખ્ય અંગ છે. એ જ તત્ત્વજ્ઞાન છે અને તે અસત્પ્રવૃત્તિથી નિવૃત્તિ કરાવનારું બને છે"[૩૭]

જ્ઞાનની પ્રાપ્તિ જ્ઞાનાવરણીય અને દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમને અધીન છે, એનું નિમિત્ત મળતા, શ્રુત વિના પણ, જ્ઞાન પ્રગટી નીકળે છે. તત્ત્વજિજ્ઞાસાની જેમ, સાચા જ્ઞાનીની ભક્તિ–બહુમાનાદિથી[૩૮] તેમ જ સુયોગ્ય ગુરુની સમર્પિત ભાવે ઉપાસના

---

૩૪. श्रुताभावेऽपि भावेऽस्या. (शुश्रूषायाः) शुभभावप्रवृत्तित ।
फल कर्मक्षयाख्यं स्यात्परबोधनिबन्धनम् ॥

—યોગદૃષ્ટિસમુચ્ચય, શ્લોક ૫૪.

૩૫ समलो न विजानीते, मोक्षमार्गं यथास्थितम् । मलक्षये पुनस्तस्य मोक्षमार्गो यथास्थित ॥
यत्र तत्र स्थितस्यापि, हठादेष प्रकाशते । —ઉપમિતિભવપ્રપંચા કથા, પ્ર ૮, શ્લો ૯૦૩–૪.

૩૬ આ (ન્યાય–વ્યાકરણ)ના અધ્યયન પાછળ મુમુક્ષુએ સમય અને શક્તિ કેટલાં ખરચવા આવશ્યક ગણાય? મૂળ ધ્યેયની અપેક્ષાએ શાસ્ત્ર એ પણ સાધન છે. ભાષા—ન્યાય–વ્યાકરણનું અધ્યયન તો એ સાધનનું પણ સાધન માત્ર છે; શાસ્ત્રવચનોને સમજવા માટે તેનો ઉપયોગ છે જિંદગીનાં અમૂલ્ય વર્ષો કેવળ આ અધ્યયનમાં ખર્ચાઈ જાય અને સાધકજીવનમાં ઉપયોગી બાબતોનું–સાધનાના અંગોનું–જ્ઞાન મેળવવા માટે પછી અવકાશ ન રહે તો, એ સાધકજીવનની કેવી કરુણતા ગણાય!

૩૭ "तग्गयचित्तस्स तहोवओगओ तत्तभासण होइ । एयं एत्थ पहाणं अंगं खलु इट्ठसिद्धीए ॥
एय खु तत्तनाग असप्पवित्तिविणिवित्तिजणगम् ।" —યોગશતક, ગાથા ૬૫, ૬૬

૩૮ "प्रस्तुतबुद्धिधनानां उचिताशनपानादिसम्पादनपादधावनग्लानावस्थाप्रतिजागरणादिरूपया भक्त्या, चिन्तारत्नकामदुघादिवस्तुभ्योऽपि समधिकादुपादेयपरिणामात् (बहुमानत.), एतेषामेव बुद्धिमतां अप्रद्वेषाद् (अमत्सराद् ईर्ष्यापरिहारलक्षणात्), प्रशसातश्च बुद्धिर्जायते ।"

—ઉપદેશપદ, ટીકા ગાથા ૧૬૨.

કરવાથી પણ જ્ઞાનપ્રાપ્તિ થાય છે

આંતરિક નિર્મળતામાંથી જન્મતી આતર સૂઝ વડે સાધક યોગ્ય ગુરુને પારખી શકે છે જે ગુરુએ પોતે શાસ્ત્રનુ રહસ્ય મેળવ્યુ હોય અને મન શુદ્ધિ તથા ચિત્તસ્થૈર્ય માટેની સાધનામાથી પસાર થઈને અનુભવ પ્રાપ્ત કર્યો હોય, તે પોતાના અનુયાયીવર્ગને સ્વાનુભૂતિજન્ય યથાયોગ્ય માર્ગદર્શન આપી શકે છે. એવા સમર્થ ગુરુના[૩૯] ચરણ પકડનાર શિષ્ય, પોતાને વિશેષ જ્ઞાન ન હોવા છતા, સરળતાથી આત્મવિકાસ સાધી શકે છે

આ બધુ સ્મૃતિમા રાખી સાધક શ્રુતજ્ઞાનાર્જનની પ્રવૃત્તિ કરે ટૂકમા, શ્રુતનો મુખ્ય હેતુ ચિત્તવૃત્તિઓમા પરિવર્તન લાવવાનો છે, એ મૂળભૂત વાત એ ન વીસરે

**શ્રુતની મર્યાદા**

શ્રુતથી–વાચન, શ્રાવણ કે શાસ્ત્રાધ્યયનથી–આત્માનુ પરોક્ષ જ્ઞાન મેળવી લઈ, એ જ પ્રાપ્તવ્ય છે અને તે (આત્મા) સિવાયનુ બીજુ બધુ–રિદ્ધિઓ સિદ્ધિઓ કે શક્તિઓ એ બધુ–માથા ઉપરથી ઉતારેલ વાળ કે આગળીથી જુદા કરેલા નખ તુલ્ય અસાર છે, એ વિચાર સ્થિર કરવો એ અધ્યયનનુ પ્રથમ કાર્ય છે

એ પછીની જ્ઞાનની બીજી ભૂમિકા છે મુક્તિમાર્ગની સ્પષ્ટ સમજણ જ્ઞાનયોગ, કર્મ-યોગ, ભક્તિયોગ, રાજયોગ, લયયોગ આદિ વિવિધ સાધના-પદ્ધતિઓ અને તે સાથે ચિત્તની એકાગ્રતાની કેળવણી અર્થે ઉપયોગમા લેવાતી અન્ય પ્રવૃતિઓનુ—જેવી કે જપ, નાદાનુસધાન, શ્વાસોશ્વાસનુ નિરીક્ષણ, ચિત્તમા ઊઠતા વિચારપ્રવાહનુ તટસ્થ અવ-લોકન વગેરેનુ—જ્ઞાન સપાદન કરી, પોતાની પ્રકૃતિ, સયોગો અને સામર્થ્યને અનુરૂપ પ્રક્રિયા શોધી કાઢવી એ આ ભૂમિકાના શ્રવણ-વાચન-શાસ્ત્રાભ્યાસનુ લક્ષ્ય હોય. શ્રવણ, ચિતન અને વિમર્શ દ્વારા મુમુક્ષુ જ્ઞાન અને ક્રિયાના હાર્દ સુધી પહોચે છે. અતિમ ધ્યેય સુધી પહોચાડનાર સાધનામાર્ગોમાથી છેવટ કોઈ એકનુ પણ અભ્રાત દર્શન સાધકે મેળવી લેવુ જોઈએ

આ થઈ બૌદ્ધિક સમજની વાત અહી શાસ્ત્ર અટકી જાય છે આત્મતત્ત્વનું પરોક્ષ જ્ઞાન અને તેની (આત્મતત્ત્વની) પ્રાપ્તિના સાધનો તે બતાવી દે છે, શ્રવણ-વાચન અહીં સુધી પહોચાડે છે, આગળી ચીધી માર્ગ બતાવી દે છે, પછીનો પથ આપણે પોતે કાપ-વાનો છે[૪૦] પછી ચાલવુ આપણે રહ્યુ, જે સાભળ્યુ, વાચ્યુ તે જીવનમા અનુભવવુ રહ્યુ.

આ બને કાર્ય એકસાથે થતા રહે છે, જેમ માર્ગ ઉપર થોડુ ચાલીએ કે આગળ એક-બે ફર્લાગ સુધીનો રસ્તો દેખાતો જાય છે, એટલુ આગળ ન વધીએ ત્યા સુધી એની આગળનો માર્ગ દેખાતો નથી

---

૩૯ स्वसविदितामनस्कोपदेशदायिनो गुरून् स्तौति ।

—યોગશાસ્ત્ર, ટીકા, પ્રસ્તાવ ૧૨, શ્લોક ૫૩ની અવતરણિકા

૪૦ व्यापार सर्वशास्त्राणां, दिक्प्रदर्शनमेव हि । पार तु प्रापयत्येकोऽनुभवो भववारिधे ॥

अतीन्द्रिय पर ब्रह्म विशुद्धानुभव विना । शास्त्रयुक्तिशतेनाऽपि, न गम्य यद् बुधा जगु ॥

—જ્ઞાનસાર, અનુભવાષ્ટક, શ્લોક ૨–૩.

આગમ, અનુમાન અને યોગાભ્યાસ એ ત્રણ વડે પોતાની બુદ્ધિને કેળવતો સાધક ઉત્તમ તત્ત્વ પામી શકે[૪૧] આગમથી અર્થાત્ અનુભવીઓનાં વચનથી જે જાણ્યુ તેને તર્ક દ્વારા વિશદતાથી સમજવા પ્રયત્ન કરવો રહ્યો સાથે યોગાભ્યાસથી–પોતાના જાત-અનુભવથી–એની પ્રતીતિ મેળવતા જવાય તો અતીન્દ્રિય વસ્તુના નિશ્ચિત જ્ઞાન સુધી પહોચાય. સિદ્ધાત( theory)મા જે સાચુ સમજાયું તેને પ્રયોગાત્મક રીતે ચકાસીને વ્યવહાર ( Practice ) મા પણ તે સાચુ છે એવી પ્રતીતિ મેળવતા આગળ વધવુ જોઈએ

આગમ અને તર્કથી જ્ઞાન મળે, પણ તે અધૂરુ; એનાથી શંકાઓ અને સંશયો ન ટળે, એ ટળે ધ્યાનજન્ય જાતઅનુભવથી[૪૨]

**જ્ઞાનપ્રાપ્તિની ભૂમિકાઓ**

જ્ઞાનની પ્રથમ ભૂમિકામાં સસારની નિસારતા ઓઘથી સમજાય છે અને તેના નાશના ઉપાયની જાણકારી માટે મુમુક્ષુ શાસ્ત્ર અને ગુરુ અર્થાત્ એ માર્ગે જે પોતાનાથી આગળ ગયેલા છે તેમના તરફ વળે છે અર્થાત્ આ ભૂમિકા આગમપ્રધાન છે

બીજી ભૂમિકામા શ્રવણ-વાચન સાથે વિચારણા–ચિતન–મનન છે આ ભૂમિકામા તર્કની મુખ્યતા કહી શકાય એથી અહી, મુક્તિના ઉપાયોનુ–જ્ઞાન અને કર્મનું–એટલે કે અનુષ્ઠાનનુ નિર્મળ, અભ્રાત જ્ઞાન લાધે છે.

જ્ઞાનની ત્રીજી અવસ્થાથી શ્રવણ-મનન સાથે યોગાભ્યાસજનિત જાતઅનુભવ ભળે છે ચિત્તમા વિચાર-વમળોનો પૂર્વે વહેતો ધોધ અહી શાત થતો જાય છે અશુભ સકલ્પવિકલ્પ ઓછા રહે છે, અને કર્મકૃત વ્યક્તિત્વ સાથે પોતાની એકતારૂપ 'અહ' ઓગળતો જાય છે ચિત્તમાથી વિચારનો પ્રવાહ ઓસરતા અહીં શાતિનો–સુખનો–આનંદનો અનુભવ થાય છે

સંકલ્પ-વિકલ્પની અલ્પતા અને 'અહં'નુ બહુધા અનુત્થાન–આ બેમા વિકાસ થતાં સ્વાનુભવ માટેની ભૂમિકા તૈયાર થાય છે પરિણામે, ચોથી ભૂમિકામા સ્વાનુભૂતિની કઈક ઝાખી ( glimpses ) મળવા માડે છે પછી, કોઈક ધન્ય પળે, આત્માનુ પ્રત્યક્ષ દર્શન લાધે છે, કે જે જીવન પ્રત્યેની સાધકની દૃષ્ટિમા ધરમૂળનુ પરિવર્તન લાવી દે છે, અવળી દૃષ્ટિ સવળી થઈ જાય છે

પ્રારભમાં ક્ષણવાર અને ક્વચિત્ કદાચિત્ પ્રાપ્ત થતો આ અનુભવ પછીની સાધના દ્વારા વધુ સુલભ ( frequent ) અને વધુ ટકાઉ થવો અને અતે સમાધિની એ અવસ્થા–તુર્યાવસ્થા સહજ દશા બનવી એ છે અનુભવ પછીની જ્ઞાનની ભૂમિકાઓ

---

૪૧ (૧) आगमेनाऽनुमानेन, योगाभ्यासरसेन च । त्रिधा प्रकल्पयन्प्रज्ञा, लभते तत्त्वमुत्तमम् ॥
—યોગદૃષ્ટિસમુચ્ચય, શ્લોક ૧૦૧.

(૨) આગમ ને અનુમાનથી, વળી ધ્યાનરસેં ગુણગેહ રે;
કરે જે તત્ત્વગવેષણા, તે પામે નહિ સદેહ રે
—શ્રીપાળરાસ, ખંડ ૪, ઢાળ ૭, ગાથા ૧૩

૪૨ निश्चयोऽतीन्द्रियार्थस्य, योगिज्ञानादृते न च । —યોગદૃષ્ટિસમુચ્ચય, શ્લોક ૧૪૧.

**આપણી સાધનાનું લક્ષ્ય**

આમ ક્રમશ સાધના કરતા કરતા આત્મતત્ત્વના અપરોક્ષ દર્શન–સમાપત્તિ[૪૩] સુધી પહોંચવુ એ આપણી વર્તમાન ભૂમિકાનુ લક્ષ્ય બનવુ જોઈએ

હા, એ માટે આપણા "અહ"ને—આપણું કર્મકૃત વ્યક્તિત્વ, જેને મહર્ષિ પતજલિ 'અસ્મિતા' કહે છે તેને—ઓગાળતા રહેવુ જોઈએ

કર્મકૃત ભાવોમા 'હુ' બુદ્ધિ થવી એ મોહની જડ છે, એને અધીન જ મોહની આખી બાજી નભે છે[૪૪]

કર્મકૃત જે અવસ્થાઓ છે, તેમા 'હુ' બુદ્ધિ ન થવી એ જાગૃતિ માગે છે સ્વાનુભવ વિના નિત્યના જીવનવ્યવહારમા આવી જાગૃતિને ટકાવી રાખવી એ કપરુ કાર્ય છે કેવળ બૌદ્ધિક પ્રતીતિથી દેહાત્મબુદ્ધિ ટળવી અસંભવપ્રાય છે **એને માટે નિર્વિકલ્પ અવસ્થામાં આત્માનુભવ મેળવવો રહ્યો.**

જેમ શિલ્પી પોતે ધારે તે ટાકણુ ઉપાડી શકે છે અને પોતાની ઇચ્છાનુસાર તેનો ઉપયોગ કરી પછી ઇચ્છે ત્યારે તેને બાજુએ મૂકી શકે છે, તેમ મુમુક્ષુ પોતાના મનરૂપી સાધનનો પોતે ધારે ત્યારે અને તેટલો વખત ઉપયોગ કરી શકે અને ઇચ્છે ત્યારે એને બાજુએ મૂકી શકે–એવી સ્થિતિ હોવી જોઈએ એમા જ્યારે એ પૂર્ણ સફળ થાય અને મનને તદ્દન સ્થગિત–શાંત કરી દે—ભલે એવી સ્થિતિ ક્ષણભર જેટલી હોય—ત્યારે સ્વાનુભૂતિજન્ય આત્મજ્ઞાન એને લાધે

**શુષ્ક જ્ઞાન**

તે વિના, "હુ આત્મા . શુદ્ધ, બુદ્ધ, નિરજન છું" એવી વાતો માત્ર પોપટપાઠ છે[૪૫] એની સ્થિતિ હોટલના વેઈટર (પિરસણિયા) જેવી છે કોઈ અદ્યતન ઢબની હોટલમા યોજાયેલ પાર્ટીમા, કડક ઇસ્ત્રીબંધ, ઊજળા દૂધ જેવા વસ્ત્રોમા સજ્જ 'વેઈટરો' દૂધપાક પીરસી રહ્યા હોય કે મધુર સોડમવાળી વિવિધ વાનગીઓની રકાબીઓ (dishes) લઈને દોડાદોડ કરતા હોય તે જોઈ અબૂઝ ભિખારીને એમની સ્થિતિ સ્પૃહણીય–ઇચ્છવા યોગ્ય–લાગે, પણ એમના અતરમા ડોકિયુ કરી શકનાર, પાર્ટીમા દૂધપાકનો આસ્વાદ માણતા,

૪૩ समापत्तिर्ध्यानत स्पर्शना । —યોગદષ્ટિસમુચ્ચય, ટીકા, શ્લોક ૬૪

૪૪ ये कर्मकृता भावा: परमार्थनयेन चात्मनो भिन्ना: । तत्रात्माऽऽस्माभिनिवेशोऽहङ्कारोऽहं यथा नृपति ॥
ममाऽहङ्कारनामानौ सेनान्यौ तौ च तत्सुतौ । यदायत्त. सुदुर्भेदो मोहव्यूह. प्रवर्त्तते ॥
—તત્ત્વાનુશાસન, અધ્યાય ૧, શ્લોક ૧૫, ૧૩

૪૫ (૧) जौ लौ मन थिर होत नहीं छीन, जिम पीपरको पान,
वेद भण्यो पण शठ (मूर्ख), पोथी थोथी जाण रे
घटमें प्रगट भयो नहीं, जौ लौ अनुभवज्ञान —ચિદાનંદજી મહારાજ

(૨) અવયવ સવિ સુદર હાયે દેહે, નાકે દીસે ચાઠો;
ગ્રથજ્ઞાન અનુભવ વિણુ તેહવુ, શુક જિસ્યો મુખપાઠો રે
—ઉપાધ્યાય યશોવિજયજી મહારાજ

સહૃદયી મહેમાનોને તો તેમની (વેઈટરોની) સ્થિતિ દયામણી જ લાગે બિચારો મણબંધ દૂધપાકની હેરફેર કરતો હોય પણ એને પોતાને તો એ દૂધપાકનો સ્વાદ નસીબમાં જ નહિ! જ્ઞાનીની નજરે એવી જ કરુણ સ્થિતિ છે શુષ્કજ્ઞાનીની[૪૬]

શ્રુતના રસાસ્વાદ માટે અનુભવરૂપ જીભ જોઈએ,[૪૭] બુદ્ધિની કડછીથી એના રસનો આસ્વાદ ન મળે, એથી તો માત્ર શ્રુતની હેરફેર જ થાય.

**અનુભવ**

શ્રુત એ જ્ઞાનનો પડછાયો છે પડછાયો કામ ન કરી શકે, કાર્ય કરનાર તો પડછાયાનું ઉદ્‌ભવ સ્થાન–અનુભવ–જ છે[૪૮] અનુભવનુ વચન એ આગમ છે શાસ્ત્રો અનુભવમાંથી જન્મ્યા છે, શાસ્ત્રવચનો પાછળ અનુભવનુ બળ છે, તેથી તે શ્રદ્ધેય, આદેય અને અનુસરણીય બન્યા છે. એકલા વચન પકડીએ તેથી એનો આત્મા–શ્રુતનું રહસ્ય–ન પમાય પડછાયાને પકડવાથી એના હલનચલન ઉપર કાબુ નથી મેળવી શકાતો; પડછાયો જેનો છે તેને પકડો તો પડછાયો આપોઆપ પકડાઈ જાય છે

નિજાનંદનો એક વાર—ભલે ક્ષણભર પણ—અનુભવ મળવો જોઈએ નિજનો નિરતિશય આનંદ મેળવ્યા પછી વિષયો (ઇન્દ્રિયોના ભોગો) યથાર્થપણે નીરસ લાગે છે[૪૯] અને સર્વ પુદ્‌ગલ-ખેલ ઇંદ્રજાળ સમ સમજાય છે આવા આત્મજ્ઞાનીને મન જગતના બનાવોનું મહત્ત્વ સ્વપ્નના બનાવોથી કંઈ અધિક રહેતું નથી[૫૦]

બૌદ્ધિક પ્રતીતિ વિચારમાથી જન્મે છે, પણ વિચાર પોતે જ અવિદ્યા ઉપર નિર્ભર[૫૧]

---

૪૬ रसमाजनमें रहत द्रव्य नित, नहि तस रस पहिचान;
तिम श्रुतपाठी पंडितकुं पण, प्रवचन कहत अज्ञान रे
घटमें प्रगट भयो नहीं, जौ लौ अनुभवज्ञान —ચિદાનંદજી મહારાજ

૪૭ केषां न कल्पनादर्वी शास्त्रक्षीरान्नगाहिनी । विरलास्तद्रसास्वादविदोऽनुभवजिह्वया ॥
—જ્ઞાનસાર, અનુભવાષ્ટક, શ્લોક ૫

૪૮ दृष्टाज्ञानमयीं शङ्कामेनामपनिनीषवः । अध्यात्मशास्त्रमिच्छन्ति, श्रोतु वैराग्यकाङ्क्षिणः ॥
दिश. प्रदर्शक शाखा–चन्द्रन्यायेन तत्पुन । प्रत्यक्षविषया शङ्कां, न हि हन्ति परोक्षधी ॥
श्रुत्वा मत्वा मुहु स्मृत्वा, साक्षादनुभवन्ति ये । तत्त्व न बन्धधीस्तेषा–मात्माऽबन्धः प्रकाशते ॥
—અધ્યાત્મસાર, પ્રસ્તાવ ૬, શ્લોક ૭૪, ૧૭૫, ૧૭૭

૪૯ (૧) अपायदर्शन तस्माच्छ्रुतदीपान्न तात्त्विकम् । —યોગદષ્ટિસમુચ્ચય, શ્લોક ૬૯
(૨) न च अदृष्टात्मतत्त्वस्य, दृष्टभ्रान्तिर्निवर्तते । —અધ્યાત્મોપનિષદ્, જ્ઞાનયોગ૦, શ્લોક ૪

૫૦ (૧) આતમજ્ઞાને મગન જો, સો સબ પુદ્‌ગલ ખેલ;
ઇન્દ્રજાળ કરી લેખવે, મીલે ન તિહાં મનમેલ —સમાધિશતક
(૨) आत्मज्ञाने मुनिर्मग्न, सर्वं पुद्गलविभ्रमम् । महेन्द्रजालवद्वेत्ति, नैव तत्रानुरज्यते ॥
—અધ્યાત્મોપનિષદ્, જ્ઞાનયોગ૦, શ્લોક ૬

૫૧ विकल्पकल्पनाशिल्प, प्रायोऽविद्याविनिर्मितम् ।
टीका—"विकल्पा" शब्दविकल्पा अर्थ विकल्पाश्च, तेषां कल्पनारूपं शिल्प, 'प्रायो' बाहुल्येन, 'अविद्याविनिर्मित' ज्ञानावरणीयादिकर्मसपर्कजनितम् । —દ્વાત્રિંશદ્‌દ્વાત્રિંશિકા, ૨૭, શ્લોક ૬

છે; એટલે વિચાર શાંત થાય ત્યારે જ અનુભવ મળે.[૫૨] મનની ઉપશાત અવસ્થા કે તેનો નાશ એ ઉન્મની અવસ્થા છે અને ઉન્મની અવસ્થામાં અનુભવ મળે છે. માટે આત્મ-જ્ઞાનની–અનુભવની પ્રાપ્તિ ઇચ્છતા મુમુક્ષુએ પ્રથમ ચ ચળ ચિત્તને પોતાની ઇચ્છાનુસાર પ્રવર્તાવવાનું સામર્થ્ય મેળવવુ રહ્યું, પછી એકાગ્ર બનેલ એ ચિત્તને આત્મવિચારમાં જોડી એનો નાશ કરવો જોઈએ [૫૩] મોહનાશનો આ અમોઘ ઉપાય છે [૫૪]

**શું વર્તમાન કાળે આત્માનુભવ મેળવી શકાય?**

અને સ્વાનુભૂતિ આ જીવનમા ન જ મળે એવું નથી, આપણા નિકટના કાળમાં થઈ ગયેલ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ, ઉપાધ્યાય શ્રી માનવિજયજી વાચક, મહાયોગી આનદઘનજી અને ચિદાનદજી મહારાજે પોતાને અનુભવ પ્રાપ્ત થયાના સ્પષ્ટ ઉલ્લેખો કર્યા છે —

(૧) "માહરે તો ગુરુચરણ પસાયે, અનુભવ દિલમાં પેઠો;
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટી ઘટમાંહી, આતમ રતિ હુઈ બેઠો રે "[૫૫]

—ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ, શ્રીપાળરાસ, ખડ ૪, ઢાળ ૧૩.

(૨) "અજિત જિનેસર ચરણની સેવા હેવાએ હુ હળીઓ;
કહીએ અણચાખ્યો પણ અનુભવ–રસનો ટાણો મીલીયો

.. ... ... ..

---

૫૨. (૧) कल्पनाशिल्पविश्रातेस्तुर्यैवानुभवो दशा । —અધ્યાત્મોપનિષદ્, જ્ઞાનયોગ૦, શ્લોક ૨૪.

(૨) नष्टे मनसि समन्तात्, सकले विलय च सर्वतो याते ।
निष्कलमुदेति तत्त्व, निर्वातस्थायि दीप इव ॥

टीका—नष्टे भस्मछन्नामिवत्समन्ततस्तिरोहिते मनसि । तथा सह कलाभिश्चिन्तास्मृत्यादिरूपाभिर्वर्तते यत्तत्सकल, तस्मिन् जलप्रवाहप्लावितवह्निवद्विलय क्षयमुपगते सति तत्त्वमात्मज्ञानरूप निष्कलं कर्मकलाविनिर्मुक्तमुदेति । —યોગશાસ્ત્ર સટીક, પ્રસ્તાવ ૧૨, શ્લોક ૩૬.

૫૩ "विक्षिप्ताच्चेतस स्वाभाविकाद्यातायात चित्तमभ्यस्येत्, ततोऽपि विश्लिष्ट, ततोऽपि च सुलीनं, एव पुन पुनरभ्यासान्निरालम्ब ध्यान भवेत् । तत. समरसभावप्राप्ते परमानन्दमनुभवति ।"

—યોગશાસ્ત્ર, પ્રકાશ ૧૨, શ્લોક ૫, ટીકા

(ચિત્તની વિક્ષિપ્તાદિ અવસ્થાઓનું વર્ણન શ્લોક ૩–૫ માં કર્યું છે.)

૫૪ (૧) आलंब्यैकपदार्थं, यदा न किंचिद्विचिन्तयेदन्यत् ।
अनुपनतेन्धनवह्निवदुपशान्त स्यात्तदा चेत ॥
शान्ते मनसि ज्योति. प्रकाशते शान्तमात्मन. सहजम् ।
भस्मीभवत्यविद्या, मोहध्वान्तं विलयमेति ॥

—અધ્યાત્મસાર, અનુભવાધિકાર, શ્લોક ૧૭, ૧૯.

(૨) कदलीवच्चाविद्या लोलेन्द्रियपत्त्रका( ला ) मनःकंदा ।
अमनस्कफले दृष्टे नश्यति सर्वप्रकारेण ॥ —યોગશાસ્ત્ર, પ્ર ૧૨, શ્લોક ૪૦.

૫૫ (૧) "જિનગુણ ચદ કિરનસુ: ઉમગ્યો, સહજ સમુદ્ર અથાગ;
ધ્યાતા ધ્યેય ભયે દોઉ એકહુ, મીટયો ભેદ કો ભાગ"

—ઉપાધ્યાય યશોવિજયજી ' ચન્દ્રપ્રભજિનસ્તવન

પ્રભુની મહેરે તે રસ ચાખ્યો, અંતરંગ સુખ પામ્યો;
માનવિજય વાચક ઇમ જંપે, હુઓ મુજ મન કામ્યો ”
—અજિતનાથજિનસ્તવન ( ઉપાધ્યાય શ્રી માનવિજયજીકૃત ચોવીસી )

(૩) “ અવધુ અનુભવ કલિકા જાગી,
મતિ મેરી આતમ સમરન લાગી ..
અનુભવરસમે રોગ ન શોગા, લોકવાદ સબ મેટા;
કેવળ અચલ અનાદિ શિવશંકર ભેટા અવધુ૦ ૩
વર્ષાબુંદ સમુદ્ર સમાની, ખબર ન પાવે કોઈ,
આનંદઘન વ્હૈ જ્યોતિસભાવે, અલખ કહાવે સોઈ અવધુ૦ ૪
—આનંદઘનજી મહારાજ.

(૪) અનુભવ જ્યોતિ જગી છે હૈયે અમારે એ,
અનુભવ જ્યોતિ જગી છે —ચિદાનંદ બહોતેરી, પદ ૫૫

આજે પણ એવી વિરલ વ્યક્તિઓ નહિ હોય એમ નહિ, એમને પારખવાની દૃષ્ટિ જોઈએ જે એમણે મેળવ્યુ તે આપણે પણ મેળવી શકીએ છીએ, જરૂર છે એ માટેના યોગ્ય દિશાના પુરુષાર્થની

**સાધના અને પ્રેરણા**

પ્રથમ તો નિધાન આપણી પાસે જ પડ્યું છે, એનુ ભાન થવુ જોઈએ. અને પછી એના સાધનનું જ્ઞાન મેળવી એની સાધનામા લાગી જવુ જોઈએ સાધન છે સ્થિરતા [૫૬] સ્વાનુભવ માટે પ્રગાઢ શાતિમા સ્થિત થવુ જોઈએ પાત્રની સ્થિરતા વિના તેની અંદરની વસ્તુ સ્થિર ન થઈ શકે, માટે આત્મદ્રવ્યની સ્થિરતા આવે તે પહેલા શરીર અને મન સ્થિર થયેલા હોવા જરૂરી છે તેથી મનોરોધનો અભ્યાસ આવશ્યક થઈ પડે છે

સ્વાનુભૂતિ અને સમયક્ત્વ સંકળાયેલા છે.[૫૭]

---

(૨) ગુરુપ્રસાદ આતિમગતિ પાઈ, તામે મન ભયો લીન;
ચિદાનંદઘન અબ હુઈ બેઠે, કાહુકે નહિ આધિન ૧
ઘટ પ્રગટી સવિ સંપદા હો
ઇન્દ્રાણી સમતા પવિ ધીરજ, જસ ઘટ જ્ઞાન વિમાન;
જબ સમાધિ–નંદનવનમે ખેલે, તબ હમ ઇન્દ્ર સમાન ૨
ચિંતામણિ સુરતરુ સુરધેનુ, કામકલશ ભયો પાસ,
અષ્ટ મહાસિદ્ધિ, નવ નિધિ નિરખે, આપમે આપ વિલાસ ૧૨
વાચક જસવિજયે ઇમ દાખી, આતમ સાખિ ઋદ્ધિ,
ભાખી સદ્ગુરુ અનુભવ ચાખી, રાખીયે કરી ધનવૃદ્ધિ ૧૫

૫૬ वत्स ! किं चञ्चलस्वान्तो भ्रान्त्वा भ्रान्त्वा विषीदसि ।
निधिं स्वसंनिधावेव स्थिरता दर्शयिष्यति ॥ —જ્ઞાનસાર, સ્થિરતાઅષ્ટક, શ્લોક ૧

૫૭ (૧) સમકિત દ્વાર ગભારે પેસતાં જી,
ભુંગળી ભાંગી આવે કષાયની જી, મિથ્યાત્વમોહની સાંકળ સાથ રે,
બાર ઉઘાડ્યાં શમ–સંવેગનાં જી, અનુભવ ભવને પેઠો નાથ રે.

જ્ઞાન સહિત ક્રિયા એટલે જે ક્રિયામા શ્રુત ઉપરાંત પોતાની–આત્માની સ્વાનુભવજન્ય પ્રતીતિ ભળી હોય તે[૫૮] એવો જ્ઞાની શ્વાસોશ્વાસમા એટલી કર્મનિર્જરા કરી શકે જે અજ્ઞાની પૂર્વક્રોડ વર્ષ સુધીમા પણ માડ કરે આવી વિપુલ કર્મનિર્જરા કરાવી આપનાર એવું જ્ઞાન મેળવવા પ્રત્યે ઉદાસીન રહેનાર મુમુક્ષુનો સ વેગ તીવ્ર ગણાય ખરો ?

જે જ્ઞાન વિના વિપુલ શ્રુતજ્ઞાન પણ "જૂઠું" જ રહે છે, એ અનુભવજ્ઞાનની પ્રાપ્તિ માટે પ્રત્યેક મુમુક્ષુને કેવુ આકર્ષણ હોય ! અને તેમાયે આત્મસાધના કાજે જ જેણે ભેખ લીધો તેને તો એની પ્રાપ્તિ માટે કેવી તાલાવેલી હોય ! તે શુ માત્ર શાસ્ત્રજ્ઞાનથી સ તોષ માની નિરાત અનુભવી શકે ખરો ?[૫૯]

ભાવી ગણધરના આત્માના[૬૦] ધર્મગુરુ થવાનુ સૌભાગ્ય જેમને સાપડયું છે, તે "કલિકાલસર્વજ્ઞ" આચાર્ય શ્રી હેમચ દ્રસૂરિજી મહારાજે વિવેકશીલ મુમુક્ષુને સ્વાનુભવપૂર્ણ જે સલાહ આપી છે, અને ભાવી ગણધર થનાર આત્માએ જેનુ અનન્ય ભાવે અનુસરણ કર્યું છે, તે આપણે અહી જોઈશુ ?[૬૧] આ રહી તે સલાહ

"જે કઈ દુ ખ છે તે આત્મજ્ઞાન રહિતને છે આત્માના અજ્ઞાનજનિત તે દુ ખ અજ્ઞાનના પ્રતિપક્ષી આત્મજ્ઞાનથી શમે છે, નાશ પામે છે, જેમ પ્રકાશથી અ ધકાર"

"કર્મનો ક્ષય તો તપથી થાય, તો પછી આત્મજ્ઞાનને આટલુ મહત્ત્વ શા માટે ?" —એ શ કાનું નિરસન કરતા તેઓ કહે છે કે "બીજા અનુષ્ઠાનોની વાત તો દૂર રહી, જેને તમે નિર્જરાનું મુખ્ય કારણ કહો છો તે તપથી પણ, આત્માના અજ્ઞાનમાથી જન્મેલ

(૨) પોતાને અનુભવ લાધ્યાના ઉદ્ગારની સાથે ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ કહે છે :

ઉગ્યો સમકિત રવિ ઝલહલતો, ભરમતિમિર સવિ નાઠો

. .. ... ..

હરવ્યો અનુભવ જોર હતો જે મોહમલ્લ જગલૂંઠો,
પરિપરિ તેહના મર્મ દેખાવી, ભારે કીધો ભોઠો રે
અનુભવગુણ આવ્યો નિજ અગે, મિટયો રૂપ નિજ માઠો

—શ્રીપાળરાસ, ખંડ ૪, ઢાળ ૧૩

૫૮. . . . ... ...

આતમ દરિસણ જેણે કર્યું, તેણે મૂદ્યો (ઢાંકયો) ભવભયકૂપ રે
ક્ષણ અર્ધે જે અઘ ટલે, તે ન ટલે ભવની કોડી રે,
તપસ્યા કરતાં અતિ ઘણી, નહિ જ્ઞાન તણી છે જોડી રે

—શ્રીપાળરાસ, ખડ ૪, ઢાળ ૭, ૩૭–૩૮

૫૯ अधिगत्याखिलं शब्दब्रह्म शास्त्रदृशा मुनि ।
स्वसंवेद्य परं ब्रह्मानुभवेनाऽधिगच्छति ॥ —જ્ઞાનસાર, અનુભવાષ્ટક, શ્લોક ૮.

૬૦ કુમારપાળ મહારાજાના

૬૧ " या शास्त्रात्सुगुरोर्मुखादनुभवाच्चाज्ञायि किंचित् क्वचित्, योगस्योपनिषद्विवेकिपरिषच्चेतश्चमत्कारिणी ।
श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थना-दाचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ॥
टीका—अनुभवाच्च = स्वसंवेदनरूपात् । —યોગશાસ્ત્ર, પ્રસ્તાવ ૧૨, શ્લોક ૫૫.

દુઃખ આત્મવિજ્ઞાનવિનાનાઓથી છેદી શકાતું નથી; કારણ કે જ્ઞાન વિનાના તપનું ફળ નહિવત્ છે.”

“માટે, બીજી બધી આળપંપાળ મૂકી દઈને રત્નત્રયના પ્રાદુર્ભૂત આત્મજ્ઞાન માટે પ્રયત્ન કરવો જોઈએ અને . સ્વાનુભૂતિનું જ નામ આત્મજ્ઞાન છે, આત્મજ્ઞાન એ એનાથી જુદી કોઈ ચીજ નથી”[૬૨]

“અને . તે (અનુભવ) અસંભવિત છે એવુંયે નથી જાતની કીર્તિ કે યશોગાથાની ખેવના જેવી પોતાની ક્ષુદ્ર કામનાઓની તૃપ્તિ માટે જેટલી મહેનત માણસ કરે છે, તેના કરતા આ પ્રયાસ વધારે મુશ્કેલીભર્યો નથી. આમાં તો પોતાના મન જોડે જ યુદ્ધ કરવાનું છે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના "एग जिणेज्ज अप्पाणं, एस से परमो जओ।'[૬૩] એ સૂત્રને પોતાનો જીવનમંત્ર બનાવી દઈ, સર્વત્ર વીખરાયેલી પોતાની ચિત્તવૃત્તિઓનો નિરોધ કરી, ચિત્તને એકાગ્ર કરવાનો અભ્યાસ રાખવાનો છે,”[૬૪] જેથી ઇચ્છાનુસાર તેને સ્વરૂપમા જોડી શકાય અને, ત્યા એનો લય કરવા દ્વારા, આત્માનુ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવાની ક્ષમતા લાધે.

“પ્રારંભમા એ કામ નીરસ અને નિષ્ફળ લાગે છે, પણ સંકલ્પબળનો આધાર લઈને, અનેક વારની નિષ્ફળતાઓને અવગણીને, ખંત અને વણથંભ્યા અથાક પ્રયત્નથી તેને જ કાબુમા લેવાનું છે આ કાર્ય જે પાર ઉતારે છે તેનુ જીવન પ્રસન્નતાથી સભર બની રહે છે, માનવજીવનનું ખરું ફળ મેળવી તે કૃતાર્થ બની જાય છે.

“આ માર્ગે જનાર માટે એક ઉત્સાહપ્રેરક હકીકત એ છે કે આ કાર્યમા સાધકને સદા પોતાની હૃદયગુફામા બિરાજમાન “પરમગુરુ” તરફથી ગુપ્ત રીતે પ્રેરણા, માર્ગ-દર્શન અને સહાય મળતા જ રહે છે આ એક નક્કર હકીકત (a fact) છે એવો અનુભવ આ માર્ગે થોડાક જ પગલા મૂકનારને થયા વિના નથી રહેતો. પછી તો તેનું કામ એટલું જ રહે છે કે એ અવાજ સાભળવા સદા સજાગ રહી પૂરી શ્રદ્ધાથી એનું અનુ-સરણ કરવું.”[૬૫]

અમદાવાદ
વિ સં. ૨૦૨૩; પોષ શુક્લા ૧૨,
તા. ૨૩-૨-૬૭

---

૬૨ “आत्माज्ञानभव दु खमात्मज्ञानेन हन्यते । तपसाऽप्यात्मविज्ञानहीनैश्छेत्तु न शक्यते ॥
टीका—इह सर्वं दु खमनात्मविदां भवति, तदात्माज्ञानभवं प्रतिपक्षभूतेनात्मज्ञानेन शाम्यति क्षयमुपयाति, तम इव प्रकाशेन । ननु कर्मक्षयहेतु प्रधानं तप उक्त . . ... इत्याह, तपसाऽपि आस्तामन्येनानुष्ठानेन तदात्माज्ञानभव दु खमात्मविज्ञानहीनैर्नैच्छेत्तु शक्यते, ज्ञानमन्तरेण तपसोऽल्पफलत्वात् । तत् स्थितमेतत्— बाह्यविषयव्यामोहमपहाय रत्नत्रयसर्वस्वभूते आत्मज्ञाने प्रयतितव्यम् । ... आत्मज्ञानं च आत्मनः चिद्रूपस्य स्वसंवेदनमेव मृग्यते, नातोऽन्यदात्मज्ञानं नाम ।” —સટીક યોગશાસ્ત્ર, પ્રકાશ ૪, શ્લોક ૩

૬૩ “પોતાની જાત ઉપર જય મેળવ, એ તારો પરમ વિજય બની રહેશે. બીજા બધા વિજયો એની આગળ ફિક્કા લાગશે”

૬૪-૬૫ ‘અનામી’ ઉપનામથી લેખકે લખેલ એક લેખ “પાયાનું કામ” (‘ધર્મચક્ર’, જૂન ૧૯૬૨)માંથી

# વિદ્યાર્થી અને શિક્ષકની યોગ્યતા અને અયોગ્યતાની ભૂમિકા

લેખિકા : પૂજ્ય સાધ્વીજી શ્રી મૃગાવતીશ્રીજી

જગત આખામાં જ્યા સુધી વિદ્યાની પ્રાપ્તિ કરનારા વિદ્યાર્થીઓ કે શિષ્યો છે, ત્યા સુધી તેમને વિદ્યાની પ્રાપ્તિમા નિમિત્ત બનનારા આચાર્યો, ઉપાધ્યાયો, અધ્યાપકો કે પ્રોફેસરો હોવાના, અને જ્યા સુધી કોઈ પણ પ્રકારની વિદ્યા હયાત છે તથા તેને મેળવવાની પ્રવૃત્તિ ચાલુ છે, ત્યાં સુધી વિદ્યાર્થીઓ પણ રહેવાના જ આ રીતે વિચાર કરતા વિદ્યા, વિદ્યાર્થીઓ અને તેમને શીખવનારા એ ત્રણેનો સબંધ અનિવાર્યપણે રહેવાનો

વિદ્યા, જે બીજાના કોઠામા છે, તેને પોતાના કોઠામા લાવવી એ કાઈ સહેલુ કામ નથી પ્રથમ તો વિદ્યાની પ્રાપ્તિ માટે વિદ્યાર્થી યોગ્ય ભૂમિકા ધરાવે છે કે કેમ ?–એ હકીકત ખાસ જોવી પડે છે એ જોવા માટે ઉમર, ઉત્તરોત્તર વર્ગોમા ચડતી થવી, એ જોવા કરતા વિદ્યાર્થીની મનોભૂમિકા વિદ્યા મેળવવાને યોગ્ય છે કે કેમ ?–એ વિશેષપણે તપાસવુ જોઈએ વળી, જે રીતે વિદ્યાર્થીની મનોભૂમિકા તપાસવી પડે છે એ જ રીતે વિદ્યા શીખવનાર અધ્યાપક કે પ્રોફેસર યા શિક્ષકની મનોભૂમિકા પણ વિદ્યા આપવાને લાયક છે કે નહિ ?–એ પણ તપાસવું એટલુ જ જરૂરી છે

આ અગે પ્રાચીન અનુભવી આચાર્યોએ ઘણા ઘણા વિદ્યાર્થીઓના સસર્ગમાં આવી, તેમની ચિત્તસ્થિતિનો અભ્યાસ કરી, અમુક જાતનુ તારણ કાઢીને જણાવેલ કે વિદ્યાર્થીની અમુક જાતની મનોભૂમિકા હોય તો તે વિદ્યા લેવાનો અધિકારી છે અને વિદ્યાને શીખવનાર પણ અમુક એક વિશેષ પ્રકારની મનોભૂમિકા ધરાવતો હોય તો તે વિદ્યાને શીખવવાનો અધિકારી છે જૈન આગમ શ્રી નદિસૂત્રમા અને આવશ્યકસૂત્રમા આ અંગે ખાસ ચર્ચા આવે છે આમ તો નદિસૂત્રનો મુખ્ય વિષય જ્ઞાનની ચર્ચા છે તથા આવશ્યકસૂત્રનો મુખ્ય વિષય આવશ્યકની ચર્ચા છે, તેમ છતા શાસ્ત્રકારે શાસ્ત્રનો પ્રારંભ કરતા જ વિદ્યાર્થીની અને આચાર્યની કેવી મનોભૂમિકા હોવી જોઈએ એ અગે કેટલાક લૌકિક ઉદાહરણો તથા કથાઓ આપીને ઘણી સ્પષ્ટ અને સૌને સમજાય તે રીતે જે હકીકત જણાવેલ છે તે અગે અહીં સક્ષેપમા લખવાની વૃત્તિ છે.

વિદ્યા એટલે કેવળ ગોખણપટ્ટી નથી, તેમ કેવળ શુષ્ક વિચારસરણી કે પાઠનું સ્મરણ-માત્ર પણ નથી, માનવના જીવનઘડતરમા વિદ્યાનો અસાધારણ ફાળો છે એટલે જ શાસ્ત્રકારે વિદ્યાર્થી અને આચાર્યની મનોભૂમિકા વિષે ચર્ચા કરેલ છે

શરૂઆતમા યોગ્ય ને અયોગ્ય વિદ્યાર્થીની મનોભૂમિકા વિષે ચર્ચા આવે છે.—

નરમ કાળી માટી હોય અને તેની ઉપર સાધારણ વરસાદ પડે તોપણ એની અસર કાળી માટીમા ઊડે સુધી પહોચે છે, તે જ રીતે વિદ્યાર્થી નરમ હોય તો જ તેના ઉપર વિદ્યાની અસર ઉત્તમ રીતે થાય છે નરમ એટલે નમ્ર, સરળ અને આચાર્ય–પ્રોફેસરની વિદ્યાપ્રાપ્તિ સાથે સંબંધ ધરાવતી આજ્ઞાને વશવર્તી હોય, સ્વચ્છંદી નહી એટલે વિદ્યાર્થીની મનોભૂમિકા સૌથી પ્રથમ નમ્રતાયુક્ત હોવી જોઈએ યોગ્ય વિદ્યાર્થીનુ પ્રથમ લક્ષણ નમ્રતા છે

એથી ઊલટી ભૂમિકાવાળો વિદ્યાર્થી વિદ્યાપ્રાપ્તિ માટે અયોગ્ય લેખાય છે. જેમ કાળ-મીઢ પથ્થર ઉપર ગમે તેટલો વરસાદ પડે તોપણ તે ઉપરથી ભલે પલળેલો દેખાય પણ અંદરથી ભીંજાતો નથી, એ જ રીતે જે વિદ્યાર્થી અત્યંત દુરાગ્રહી, અક્કડ–અભિમાની હોય તે બહારથી ભલે હોશિયાર દેખાતો હોય યા વાચાળ હોય, છતા તેના ચિત્ત ઉપર વિદ્યાની કાઈ અસર થતી નથી આ જાતનો વિદ્યાર્થી વિદ્યાની પ્રાપ્તિ માટે યોગ્ય ન ગણાય

ઘડો કાણો હોય, કાઠા ભાગેલો હોય, તો તેમા પાણી બરાબર ટકતુ નથી, થોડું-ઘણુ ટકે પણ સરવાળે તો એ પણ નીકળી જાય છે, તેમ જે વિદ્યાર્થી ચંચળતાને લીધે કાણા કે કાઠાભાગલા ઘડા જેવો હોય તેના ચિત્તમા વિદ્યા સ્થિરપણે જામી શકતી નથી, અને જે થોડીઘણી વિદ્યા મેળવેલી હોય તે પણ સરવાળે—એટલે કે પાસ થવાનું કામ પતે એટલે—ચાલી જાય છે આ જાતનો વિદ્યાર્થી વિદ્યા માટે અયોગ્ય છે

જે ઘડો તદ્દન સારો–સાજો હોય તેમાં પાણી ભરો તો ટીપુય બહાર જશે નહી, તેમ જે વિદ્યાર્થી સ્થિરતાવાળો અને એકલક્ષી હોય તેના ચિત્તમાં પડેલી વિદ્યા જીવનપર્યંત સ્થિર રહે છે અને જરા પણ નકામી બનતી નથી આવો વિદ્યાર્થી વિદ્યાપ્રાપ્તિ માટે યોગ્ય ગણાય

કેટલાક વિદ્યાર્થી ચાલણી જેવા હોય છે જેમ ચાલણીમા ટીપુ પણ પાણી ટકી શકે નહી, તેમ ચાલણી જેવા ચંચળ મનનો વિદ્યાર્થી ગુરુ પાસે ભલે કાન દઈને પાઠ સાભળે, પણ તે પાઠ તેના મનમા જરા પણ ટકવાનો નથી, પણ વર્ગની બહાર આવતા જ તે કહેશે કે વર્ગમા હુ શુ ભણ્યો એની મને ખબર જ નથી આવો વિદ્યાર્થી વિદ્યા માટે અનધિકારી છે

નેતરનું ઘટ્ટ રીતે ગૂથેલુ પાત્ર હોય, તેમાથી જેમ ટીપું પણ પાણી ટપકતુ નથી તેમ જે વિદ્યાર્થીની મનોભૂમિકા વિદ્યા મેળવવા ઉત્સાહ સાથે એકાગ્ર બની હોય તેમાથી આચાર્યે કે શિક્ષકે શીખવેલ એક પણ હકીકત બહાર ચાલી જતી નથી આવો છાત્ર વિદ્યાપ્રાપ્તિનો અધિકારી કહેવાય

કેટલાક વિદ્યાર્થીઓ ઘી કે ચા ગળવાની ગળણી જેવા હોય છે ગળણીમા જેમ ઘીનો મેલ–કીટુ કે ચાના કૂચા જ ભરાઈ રહે પણ તત્ત્વરૂપ ઘી કે સુગંધી મીઠો ચા બહાર ચાલ્યો જાય, તેમ આચાર્યે કે શિક્ષકે કહેલી વાતો કે હકીકતોમાથી જે વિદ્યાર્થીની મનો-ભૂમિકા કેવળ કૂચા જેવો ભાગ સંઘરી રાખે તેવી હોય અને ભણતરની ઉમદા વાતોને બહાર ચાલી જવા દે એવી હોય તે વિદ્યાર્થી વિદ્યાનો અનધિકારી છે.

આથી ઊલટું, જેમ હંસપક્ષી દૂધ અને પાણી મળી ગયાં હોય છતા તેમાથી માત્ર દૂધે દૂધ જ પી જાય છે અને પાણી પડતુ મેલે છે, તેમ જે વિદ્યાર્થી શિક્ષકે કહેલી વાતો-માથી સારસારરૂપ હકીકતો તારવીને મનમા સંઘરી રાખે અને પાણી જેવા ભાગને પડતો મેલે, તે વિદ્યાર્થી વિદ્યાનો અધિકારી ગણાય

પાડો તળાવમા પાણી પીવા પડે છે તો તે બધુ જ પાણી ડોળી નાખે છે, એથી પોતે ચોખ્ખુ પાણી પી શકતો નથી તેમ બીજા જાનવરો પણ ચોખ્ખુ પાણી મેળવી શકતા નથી, તેમ જે છાત્ર, જ્યારે પાઠ ચાલતો હોય ત્યારે, પોતાનુ ડહાપણુ બતાવવા શિક્ષકને આડી-અવળી નકામી વાતો પૂછી કે નકામી ચર્ચા ઊભી કરી વર્ગને–પાઠને ડોળી નાખે તેથી તે પોતે તો વિદ્યાને પામી ન શકે પણ વર્ગમા બેઠેલા બીજા જિજ્ઞાસુઓ પણ શિક્ષક દ્વારા સમજાવાતા પાઠને પામી શકતા નથી આવો વિદ્યાર્થી વિદ્યાને માટે પાત્ર ન કહેવાય

એથી ઊલટું, જેમ ઘેટું પોતાના બન્ને ગોઠણુ નીચે નાખી તળાવના પાણીને ડોળ્યા વગર જ પાણી પીવે છે અને બીજા પશુઓ પણ ચોખ્ખુ પાણી પી શકે છે, તેમ જે વિદ્યાર્થી ચૂપચાપ એકાગ્રમન થઈને ગુરુ દ્વારા અપાતી હકીકતોને સાભળે, ગ્રહણુ કરે, તેમા જરા પણુ ડોળાણુ ન કરે, તેથી તે પોતે જરૂર વિદ્યાને પામે અને સહાધ્યાયીઓ પણુ વિદ્યાને મેળવી શકે આવો વિદ્યાર્થી વિદ્યાને માટે સુપાત્ર લેખાય

મચ્છર માણુસને કરડીને તેનુ લોહી પી પોતાને પોષે છે, આમ તે પોતાનું પોષણુ કરતા માણુસને ડખ માર્યા વિના રહેતો નથી, તેમ જે વિદ્યાર્થી ગુરુ પાસેથી વિદ્યા મેળ-વતા ગુરુને ડખ મારે અર્થાત્ આ તો માત્ર ગોખણિયો છે વગેરે કહી ગુરુની નિંદા કરે અથવા અધ્યાપકની સામું તિરસ્કારભાવથી બોલે તે છાત્ર વિદ્યાને માટે કુપાત્ર છે

તેથી ઊલટુ, જેમ જળો માણુસને જરા પણુ દુખની ખબર ન પડે તેમ તેનુ લોહી પી પોતાનુ પોષણુ કરે છે, તેમ જે વિદ્યાર્થી પોતાની ભક્તિ, નમ્રતા અને વિદ્યા માટેની ખત વગેરે ગુણોથી અધ્યાપકને એવો વળગે કે એને ભણાવતા ભણાવતા જરાય થાક ન જણાય અને ઊલટુ તે વિદ્યાર્થી તરફ ખેચાતો જ રહે—આ જાતનો વિદ્યાર્થી વિદ્યાનો ખાસ અધિકારી ગણાય

શાસ્ત્રકારે આમ લૌકિક ઉદાહરણો દ્વારા વિદ્યાર્થીની યોગ્યતા અને અયોગ્યતાનુ ઘણુ સ્પષ્ટ દર્શન કરાવેલ છે તે જ રીતે અધ્યાપક, શિક્ષક કે ગુરુની યોગ્યતા અને અયોગ્યતા દર્શાવવા માટે પણ કેટલીક ઉત્તમ હકીકત આ પ્રમાણે બતાવેલ છે —

એક લોભી બ્રાહ્મણને કોઈ એક દાતાએ સસ્તામા સ્વર્ગ મેળવવા સારુ માદલી–બેઠેલી જ ગાયનુ દાન કર્યું પેલા લોભી બ્રાહ્મણે દાતાને એ પણ ન પૂછ્યુ કે આ ગાય ઊભી તો કરો યા તે કેટલુ દૂધ આપે છે? વગેરે પછી જ્યારે ઘરે લઈ જવા સારુ બ્રાહ્મણુ ગાયને પૂંછડે ઝાલીને બેઠી કરવા લાગ્યો, ત્યારે તેને ખબર પડી કે ગાય તો માદલી છે અને વસૂકી ગયેલ છે તેથી દૂધ તો આપતી જ નથી હવે બ્રાહ્મણુને એમ થયુ કે આ બલાને કોઈને તદ્દન સસ્તામા વેચી મારુ કોઈ બીજો એવો જ એક લોભિયો ઘરાક મળ્યો તેણે શરૂમા તો પૂછ્યુ કે ભાઈ, આ ગાયને બેઠી તો કરો પણ બ્રાહ્મણે કહ્યુ કે જેમ મે ખરીદેલી છે તેમ જ તમારે ખરીદવી પડશે, બીજી પૂછપરછની વાત નથી પેલા લોભિયાએ બ્રાહ્મણ ઉપર વિશ્વાસ રાખીને બેઠેલી ગાય તદ્દન પાણીની કિંમતે ખરીદી

પછી ગાયને બેઠી કરવા તેનુ પૂછડુ આમળવા લાગ્યો પણ ગાય બેઠી ન જ થઈ, ત્યારે તેને ખબર પડી કે ગાય માદી છે અને પોતે સસ્તામા લેવા જતાં છેતરાયો છે એટલે એણે વિચાર્યું કે હું પણ કોઈ બીજાને આને વળગાડી દઉ. એક બીજો ઘરાક આવ્યો, પણ તેણે તો ગાય વિષે અનેક સવાલો કર્યા ત્યારે પેલાએ કહ્યુ કે મેં જેમ લીધેલ છે તેમ તારે લેવી હોય તો બે રૂપિયા ભલે ઓછા આપજે! એ સાંભળીને નવો ઘરાક બોલ્યો કે તુ તો બુદ્ધુ છે, મારે રૂપિયા એવા હરામના નથી જેથી તારી પેઠે છેતરાઉ

આ રીતે જે અધ્યાપક–શિક્ષક શાસ્ત્ર કે સાહિત્ય શીખવતી વખતે વિદ્યાર્થીને એમ કહે કે ભાઈ, જેવુ હું શીખ્યો છું તેવું મે તમને શીખવ્યું, વિદ્યાર્થી તે બાબત તર્ક કરે યા તો વિશેષ ચર્ચા કરે તો શિક્ષક એમ જવાબ આપે કે મેં તો મને જેવું મળ્યું તેવું જ શીખવ્યુ, એ અ ગે મેં પણ મારા અધ્યાપક પાસે કોઈ તર્ક નહીં કરેલો અથવા વિશેષ સમજણ નહી માગેલી, એટલે તમે પણ આ અ ગે કોઈ તર્ક ન કરો આમ કહેનાર અધ્યાપક કે શિક્ષક પેલા બ્રાહ્મણ જેવો અજ્ઞાન છે અને ભણાવવાનો અનધિકારી છે.

આથી ઊલટું, જે શિક્ષક, જોઈ–તપાસીને ગાયને દાનમા લેનાર ચતુર બ્રાહ્મણની પેઠે, પોતાના ગુરુ પાસેથી વિદ્યા મેળવતા માત્ર શબ્દસ્પર્શી જ ન રહે પણ વિશેષ તર્કો અને મનન–ચિ તન કરીને મૂળ વાત વિષે અનેક માહિતી મેળવે અને છાત્રોને પણ કેવળ શબ્દસ્પર્શી ન બનાવતા તર્કનો ઉપયોગ કરવાનું સૂચન કરે તથા નવી નવી હકીકતોને શોધવાની તક આપે તથા તુલનાત્મક પદ્ધતિની સમજણ આપીને વિશેષ શોધ કરવા પ્રેરણા આપે અને કેવળ પ્રાચીન લોકોના શબ્દો ઉપર જ અંધ વિશ્વાસ રાખવાની વાતને ગૌણ રાખે, તેવો શિક્ષક વિદ્યા દેવાનો પૂરો અધિકારી છે

વળી, ગુરુએ કે શિક્ષકે આપેલ પાઠને જ્યારે છાત્ર ગોખતો હોય ત્યારે શિક્ષકને એમ જણાય કે છાત્ર ખોટુ ગોખે છે અથવા ખોટુ વિચારે છે ત્યારે શિક્ષક વિદ્યાર્થીને સૂચન કરે કે—'ભાઈ, તું તો ખોટુ ગોખે છે અને વિચારે છે પણ ખોટું!' આ સાભળી છાત્ર ચિડાઈને કહે કે 'લ્યો સાહેબ! તમે જ મને આમ શીખવેલ છે અને આમ વિચારવાની ભલામણ કરેલ છે, છતાં તમે કેમ ફરી જાઓ છો અને મારી ભૂલ બતાવો છો?' આ સાંભળી શિક્ષક ગુસ્સે થઈ જાય અને વિદ્યાર્થીને કહે કે 'અસ્યા! તારે ભણવામા ધ્યાન તો રાખવુ નથી અને મારી ભૂલ કાઢવી છે, આવો તું નાલાયક છે એની તો મને આજે જ ખબર પડી'—આમ એ બન્ને ઝઘડો ઊભો કરે અને ન બોલવાનુ બોલવા માડે તો એવો છાત્ર તો અયોગ્ય લેખાય જ, પણ શિક્ષક પણ વિદ્યા દેવાની ભૂમિકા વગરનો છે એમ સમજવું

આથી વિપરીત, જ્યારે વિદ્યાર્થી શિક્ષકની સરતચૂકની વાત કરે ત્યારે શિક્ષક નમ્રપણે એમ કહે, 'ભાઈ! સ ભવ છે કે તને ભણાવતી વખતે મારું ધ્યાન ન રહ્યુ હોય અને ખોટો પાઠ અપાયો હોય તથા આમ ચિંતન કરવાની ભલામણમા પણ મારી ભૂલ થઈ હોય, પણ ભાઈ! ખરો પાઠ આમ છે અને તેનુ ખરું ચિંતન આમ કરવું જોઈએ.'—આમ કહેનારો આ જાતનો નમ્ર ગુરુ કે શિક્ષક વિદ્યા દેવાનો ખરો અધિકારી છે.

આ રીતે આ નાના લેખમાં શિષ્ય અને ગુરુની યોગ્યતા તથા અયોગ્યતા વિષે જે વિવેચન પ ડિત શ્રી બેચરદાસજી દોશી પાસે અભ્યાસ કરતી વખતે મને મળેલું તે અહીં રજુ કરેલ છે ભૂલ માટે ક્ષમા માગુ છુ, તથા ભૂલની મને જાણ કરવાની પ્રાર્થના કરું છુ.

# સ્નેહતંતુના તાણાવાણા

લેખક : પૂ. આ. મ. શ્રી વિજયપ્રેમસૂરીશ્વરપ્રશિષ્ય પૂ. પં. શ્રી ભદ્રંકરવિજયજીના પ્રશિષ્ય પૂજ્ય મુનિ શ્રી ધુરંધરવિજયજી

કુમળવનના સૌંદર્યને જાણે હિમવર્ષાએ ઠીંગરાવી નાખ્યુ હતુ . નયનમનોહર સાકેતનગરીના સુંદર રાજમાર્ગો અને એની નમણી શેરીઓ આજે એક વિચિત્ર દૃશ્યથી વિરૂપ બની ગયાં હતાં

એક બાવરી નારી એક પુરુષના શબને ખભે નાખીને શેરીઓ અને રાજમાર્ગો વટાવીને સ્મશાનભૂમિ તરફ નાસી રહી હતી—જાણે કોઈ મહાભય પાછળ પડયો હોય અને એનાથી નાસી છૂટવા મથતી હોય એમ એ ઝડપથી ચાલી જતી હતી એના પગ જાણે ધરતીને સ્પર્શતા જ ન હતા અને પૂર્ણકાય પુરુષના શબનો ભાર એને જરાય થકવતો ન હતો એ શબનુ બેડોળ રૂપ અને એમાથી પ્રસરતી દુર્ગંધ પણ એને અકળાવી શકતા ન હતાં એના અ તરમા તો એક જ રટના હતી કયારે દયા–માયા વગરનાં માનવીઓથી ઊભરાતું આ નગર દૂર થાય અને કયારે હુ મારા આ પ્રિયતમની સાથે વનવગડાના વેરાન, શાત, એકાત સ્થાનમા જઈ પહોચુ

તમાશાને તેડાની જરૂર ન હોય એ જ્યા જ્યાથી પસાર થતી ત્યા ત્યા નગરના નર-નારીઓ ટોળે વળતા કોઈ એની વેદનાભરી દશા જોઈ કરુણાભર્યો નિસાસો નાખતા, તો કોઈ વળી ભૂતનો વળગાડ વળગ્યો હોય એવી ગહલિક જેવી એની દશા જોઈને કતૂહલને લઈને એનો ઉપહાસ કરવામા આનદ માનતાં.

પણ એ નારીને તો ન એ કરુણાની કોઈ કિમત હતી કે ન લોકોના કુતૂહલ તરફ કોઈ અણગમો હતો પ્રાણપ્રિય પતિના વિચારમા એનું સ વેદનમાત્ર મુરઝાઈ ગયુ હતું દોરગી દુનિયાની પણ એને કશી ખેવના રહી ન હતી !

ભલા એવું તે શુ બન્યું હતુ કે એક નારી પોતાના પતિના મૃત દેહને ઊચકીને આમ દર-બ-દર ભટકતી ફરતી હતી ? સાભળો ત્યારે એ વાત —

સાકેતનગરના વૈશ્રમણ શ્રેષ્ઠી ભારે વૈભવશાળી પુરુષ હતા જેવા એ રાજમાન્ય હતા એવા જ લોકમાન્ય હતા એમનો પુત્ર પ્રિયંકર સાચે જ, સૌને પ્રિય થઈ પડે એવો રૂપ-ગુણ-સંપન્ન હતો યૌવનના ઉંબરે પગ મૂકતા મૂકતા તો એ કામદેવ જેવો રૂટડો અને કામણગારો બની ગયો હતો

પાડોશમાં જ પ્રિયમિત્ર શ્રેષ્ઠી રહે વૈશ્રમણ શ્રેષ્ઠીના એ પરમ મિત્ર એમને એક પુત્રી. સુંદરી એનુ નામ સુંદરી તો સાચે જ સૌંદર્યની અધિષ્ઠાત્રી હતી સૂરજ-ચાંદાનાં તેજ લઈને સોના-રૂપાના રસે રસી હોય એવી તેજના અંબાર રેલાવતી ઊજળી એની કાયા હતી એના અંગ-અંગમાથી રૂપ–લાવણ્ય–સૌંદર્યની આભા નીતરતી યૌવનમા પ્રવેશતી સુંદરીની દેહવલ્લરી જાણે રતિના સૌંદર્યવૈભવને માત કરી રહી !

પ્રિયંકરનું તરવરતું યૌવન, સુંદરીનું રસઝરતું યૌવન : જાણે યૌવન યૌવનને અણુ-સાભળ્યો સાદ દઈ રહ્યુ બન્નેના અંતરની અણકથી કથા બન્નેના માતા-પિતાના અંતરને સ્પર્શી ગઈ માતા-પિતાએ અનુમતિ આપી, પ્રિયંકર અને સુંદરી લગ્નબંધનથી બંધાઈને એકરૂપ બની ગયા જાણે બે દેહમા તેઓ પ્રાણનું અદ્વૈત રચી રહ્યાં ! સ્નેહની સરિતામા સ્નાન કરતી એ જુગલજોડીને જોઈને જગતની આંખો ઠરતી !

પણ પ્રેમના દેવતાએ થોડા જ વખતમાં એ જોડીની આકરી કસોટી શરૂ કરી· પ્રિયંકર ખૂબ માંદો પડી ગયો ઔષધ–ઉપચાર અને વૈદોની તો ત્યા કોઈ કમી ન હતી, અને સુંદરીની સેવા–ચાકરીમા પણ કશી જ ખામી ન હતી, પણ રોગ કોઈક એવું વિકરાળ રૂપ લઈને આવ્યો હતો કે જેમજેમ ઉપચારો આગળ વધતા તેમતેમ રોગ પણ ઉગ્ર બનતો જતો હતો ! સુંદરીની ચિંતાનો કોઈ પાર ન હતો એની વેદનાને કોઈ અવધિ નહોતી રહી એ પોતે જ જાણે જીવલેણ વ્યાધિની અસહ્ય વેદના અનુભવી રહી ન ખાન-પાન, ન ઊંઘ-આરામ, ન સુખ-ચેન ! એ પ્રિયંકરની પીડા જોતી અને એનું અંતર બેચેન બની જતું અમંગળ ભાવીનો વિચાર એના હૈયાને વલોવી મૂકતો એ તો પ્રિયંકરની સેવા અને પ્રિયંકરના મંગળ સિવાય બીજુ બધું જ વીસરી ગઈ હતી એનુ રોમ રોમ મારો પ્રિયંકર ક્યારે જલદી સાજો થાય એની જ માળા જપ્યા કરતું હતુ

પણ વૈદ્યોનાં નિદાન, ઔષધના ઉપચાર અને સુંદરીની સેવા—એ બધાયને કમનસીબ ભવિતવ્યતાએ નિષ્ફળ બનાવ્યા ! ભર્યાભર્યા ઘરને સૂનું બનાવીને અને સૌ સ્વજનોને વિલાપ કરતા મૂકીને પ્રિયંકર ચાલતો થયો ! સાથે જાણે એ શાણી સુંદરીની બુદ્ધિને હરતો ગયો !

થોડીવાર તો સુંદરી સર્વનાશની કારમી વેદના અનુભવી રહી એનો પ્રિયંકર એને એકલી–અટૂલી–રઝળતી મૂકીને સ્વર્ગના સુખ માણવા ચાલ્યો ગયો ? હવે મારું કોણ ? પોતાના વૈધવ્યના વિચારથી એ પળવાર સ્તબ્ધ બની ગઈ બીજી જ પળે એના અંતરમા અસહ્ય કડાકો થયો અને એની સૂધબૂધ સર્વ હરાઈ ગઈ !

એનો સુંદર ચહેરો વિકરાળ બની ગયો એના રોમરોમ ઉપર જાણે બહાવરાપણાની અસર વ્યાપી ગઈ સુંદરી પ્રિયંકરના દેહને વળગીને જાણે હજીય એની સેવા–શુશ્રૂષા કરતી હોય એવા ચેનચાળા કરવા લાગી અને બબડવા લાગી "મારા નાથ ! મારા સ્વામી ! તમને હમણા સારું થઈ જશે તમે ચિંતા ન કરશો હું જીવતી છું ત્યા સુધી કોઈથી તમારો વાળ પણ વાંકો થઈ શકવાનો નથી !"

સુંદરીનું એ રૂપ જોઈ સ્વજનો શેહ ખાઈ ગયા · આ સુંદરી! પણ કોઈ કંઈ બોલી શક્યું નહીં વાતાવરણમાં જાણે અસહ્ય સ્તબ્ધતા છવાઈ ગઈ!

થોડી વારે સૌ સ્તબ્ધતામાંથી જાગ્યા અને પ્રિયંકરના અંતિમ સંસ્કારની તૈયારી કરવા લાગ્યા એ તૈયારી પણ થઈ ચૂકી હવે તો શબને બાંધવામાં આવે એની જ રાહ જોવાતી હતી સ્વજનો બધા ભેગા થઈ ગયા હતા

પણ સુંદરીને એ શબ પાસેથી દૂર કેવી રીતે કરવી? અને એ કામ કોણ કરે? થોડી વાર તો આ માટે કોઈ હિંમત કરીને આગળ ન આવ્યું. પણ શબને આમ ને આમ ઘરમાં કેટલી વાર રહેવા દઈ શકાય?

છેવટે બે જણા હિંમત કરીને શબની પાસે ગયા, અને શબને ગાઢ આલિંગન દઈને બેઠેલી સુંદરીને ધીમેથી દૂર કરીને શબને ઊંચકવાની તૈયારી કરવા લાગ્યા

પણ એમનો સ્પર્શ થતાં જ સુંદરી વીફરેલી વાઘણની જેમ તાડૂકી ઊઠી "ખબરદાર, મારા પ્રિયંકરને હાથ અડાડ્યો છે તો! હું જાણું છું, યમરાજના દૂત બનીને તમે બધા મારા પ્રિયંકરના પ્રાણ હરવા આવ્યા છો! પણ હું જીવતી-જાગતી બેઠી છું ત્યાં સુધી મારા સ્વામીને કોઈ કશું નહીં કરી શકે! ચાલ્યા જાઓ પાપિયાઓ! અમને હેરાન ન કરો!"

સુંદરીની સિંદૂર ઝરતી આંખો અને એનો વિકરાળ ચહેરો જોઈને આવનારા પાછા હઠી ગયા, ભય ખાઈ ગયા સૌને સુકુમાર સૌંદર્યવંતી સુંદરીમાં આજે ચંડીનું બિહામણું સ્વરૂપ દેખાયું! સૌ વિમાસણમાં પડી ગયા આવી પાગલ નારીને કોણ સમજાવે? કોઈને કંઈ માર્ગ ન સૂઝયો સૌ એકબીજાની સામે જોઈ રહ્યા.

વૈશ્રમણ શ્રેષ્ઠી અને પ્રિયમિત્ર શ્રેષ્ઠીના દુઃખને કોઈ અવધિ ન હતી. એકનો પ્રાણપ્રિય પુત્ર અકાળે મરણ પામ્યો હતો, બીજાની કુસુમકળી જેવી ઊછરતી પુત્રીના માથે વૈધવ્યનો વજ્રપાત થયો હતો અધૂરામાં પૂરું સુંદરી નેહઘેલછાને પરવશ બનીને સાનભાન ખોઈ બેઠી હતી—આળા ઘા ઉપર જાણે મીઠું છંટાયું હતું!

છેવટે પ્રિયમિત્ર શ્રેષ્ઠી મનને કઠણ કરીને સુંદરીની પાસે ગયા એમણે સુંદરીની પાસે બેસીને એના માથે વાત્સલ્યપૂર્વક હાથ ફેરવ્યો પણ શું કહેવું એ માટે એમની જીભ તો ઊપડતી જ ન હતી! સુંદરી પળવાર કંઈક શાતા અનુભવી રહી, પિતાની સામે ટગર ટગર જોઈ રહી સ્વજનોને લાગ્યું કે વાત કદાચ ઠેકાણે આવી જશે

પિતાએ અચકાતે અચકાતે કહ્યું "બેટા, અંદર ઓરડામાં તારી મા પાસે જા, અને અમને અમારું કામ કરવા દે! કેવી શાણી મારી દીકરી!"

"તમારે શું કામ કરવું છે? અને એમાં હું ક્યાં આડે આવું છું?" સુંદરીએ વિચિત્ર પ્રકારના ચાળા પાડતાં કહ્યું

"આ પ્રિયંકર ગુજરી ગયા છે એમના મૃત દેહને વળગીને આવી રીતે કંઈ બેસી રહેવાય? લોકો હાંસી કરે! જા, તારી મા અંદર તારી રાહ જુએ છે."

સુંદરીએ ચીસ પાડીને કહ્યું "કોણ, મારો પ્રિયંકર ગુજરી ગયો એમ તમે કહો છો? હું જીવતી હોઉં અને એ મરે એ બને જ નહીં! તમે બધા જૂઠા છો અને મારા

સ્વામીને મારવા બેઠા છો ! એના બદલે તમે જ બધા મરો ને ! મારો પ્રિયંકર તો સો વરસનો થશે ! જુઓ, એ મને કંઈક વાત કરવા માગે છે ! દૂર હટી જાઓ તમે બધા !"

પિતાનું હૈયું ભાગી ગયું . અરેરે, પોયણા જેવી પુત્રીનું આ તે કેવું દુર્ભાગ્ય !

વૈશ્રમણ શ્રેષ્ઠી અને બીજાની સમજૂતી પણ નકામી ગઈ સુંદરી પ્રિયંકરના શબથી તસુભર પણ આઘી ન ખસી હવે શું કરવું એની સૌ લાચારી અનુભવી રહ્યા ધીમે ધીમે સ્વજનો વિદાય થયા. બાકી રહ્યા બે ઘરના સ્વજનો ગામ આખામાં સુંદરીની નેહ-ઘેલછાની વાત પસરી ગઈ

બન્ને મિત્ર–વેવાઈઓએ મન વાળ્યું કે દુઃખનું ઓસડ દાડા ! વખત વીતશે એટલે આપોઆપ સુંદરીનું ભાન ઠેકાણે આવશે પણ એમની એ આશા ઠગારી નીવડી : ઘડી વીતી, પ્રહર વીત્યો, દિવસ પણ આથમ્યો, છતા સુંદરી ત્યાથી બેઠી ન થઈ તે ન જ થઈ!

પછી તો શબ ગંધાવા લાગ્યું અને સ્વજનો વારે વારે સમજાવવાને બદલે સતામણી કરવા લાગ્યા છતા સુંદરીને પ્રિયંકર મરી ગયો છે એ ન સમજાયું તે ન જ સમજાયું ! એને તો દૃઢ આસ્થા હતી કે મારો પ્રિયંકર મરે નહીં અને મને એકલી મૂકીને ક્યાંય જાય નહી આ બધા મારા વેરી બની બેઠા છે ! મંત્ર–તંત્રવાદીઓના પ્રયોગો અને સખી-ઓની નિંદા પણ નકામા નીવડ્યાં !

છેવટે સગાંઓની સતામણી અસહ્ય બની એટલે પ્રિયંકરના શબને ઊચકીને ખભે નાખીને એ ઘર છોડીને ચાલતી થઈ. ઘર એને મન સ્મશાન જેવું અકારું થઈ પડ્યું હતું, એ અત્યારે સ્મશાનની ભૂમિને ઝંખતી હતી અને નગરની શેરીઓ અને નગરના રાજમાર્ગો વીંધીને ઝડપથી સ્મશાન તરફ જઈ રહી હતી

આ કૌતુકને જોનારાઓનો કોઈ પાર ન હતો, પણ એના માર્ગને રોકનાર ત્યાં કોઈ ન હતું !

*

સુંદરીએ તો સ્મશાનમા વાસ કર્યો હતો, પણ એની કહાની ઘર ઘરમા ચાલતી હતી !

પ્રિયંકર અને સુંદરીના માતા-પિતાની દશા તો કરુણાનેય આંસુ આવે એવી થઈ ગઈ હતી કેવી શાણી–સમજણી દીકરી ! અને એને કેવો ભયંકર વળગાડ વળગ્યો હતો ! ભૂત–ડાકણનો વળગાડ પણ આના કરતા સારો !

શબ તો દુર્ગંધનો પૂંડો અને કીડાઓનું ધામ બન્યું હતું પણ સુંદરીને ન એની કોઈ સૂગ હતી કે ન એનું જરાય વિસ્મરણ થતું હતું ! એ તો આઠે પ્રહર અને સાઠે ઘડી એની પાસે જ બેસી રહેતી અને જાણે બીમાર પ્રિયંકરની સેવા કરતી હોય એવા જ ચાળા કર્યા કરતી એના ઊંઘ અને આરામ, ક્ષુધા અને તૃષા હરાઈ ગયા હતા એનું પોતાનું જ રૂપ એવું બિહામણું બની ગયું હતું કે ભય પણ એનાથી જાણે સો ગાઉ નાસતો !

પ્રિયંકર વગરના જીવનની એ કલ્પના જ નહોતી કરી શકતી અને ચિરજીવ પ્રેમની ભ્રમણામા એ એક અતિકરુણ ભ્રમણાની જાળ રચી બેઠી હતી કે "મારો પ્રિયંકર તો અમર છે! એ મૃત્યુ પામી શકે જ નહી !" આવી પ્રેમદીવાની નારીને કોણ સમજાવી શકે કે એનો પ્રિયંકર ક્યારનો એને છોડી ગયો છે ?

છેવટે કોઈ જ ઉપાય બાકી ન રહ્યો એટલે સુંદરી અને પ્રિયંકરના પિતાએ રાજદરબારે મદન રાજા પાસે ધા નાખી "મહારાજ! કૃપા કરો અને અમને અમારી આ ઉપાધિમાંથી ઉગારી લ્યો. ન સુંદરીનું દુઃખ જોયું જાય છે, ન લોકનિંદા બરદાસ્ત થાય છે. પ્રિયંકરને તો હવે આ દુનિયા સાથે કશી લેવાદેવા નથી રહી, પણ એના વિકૃત થયેલા શબને જોઈને હૈયું હાથમાં નથી રહેતું! હે ભગવાન, આ તે કેવો પાપનો વિપાક! મહારાજ, આનો ઉપાય સત્વર યોજો! અમારા માટે તો જીવવું હરામ બની ગયું છે."

મદન રાજા આ કરુણ–દારુણ કથા સાંભળીને લાગણીવશ બની ગયા. પણ આમાં શું કરવું એ એમને પણ ન સૂઝ્યું. કોઈ ચોર કે ખૂની હોય તો એને કેદમાં પુરાય, સજા પણ કરાય; પણ આવી ભાનભૂલી નારીની સાન કેવી રીતે ઠેકાણે લાવી શકાય?

યુવરાજ અનંગકુમાર પાસે જ બેઠો હતો. હતો તો એ રાજકુમાર અને શૂરાતન એના અંગઅંગમાં ઊભરાતું હતું. ભારે તરવરિયો યુવાન! પણ એના અંતરમાં કરુણાનો વાસ હતો. કોઈનું થોડું પણ દુઃખ જોતો અને એનું હૈયું માખણના પિંડની જેમ ઓગળવા લાગતું. એને એમ જ થતું કે હું એવું તે શું કરું કે જેથી આ દુનિયાનું દુઃખ દૂર થઈ જાય—જાણે કોઈ પૂર્વભવના કરુણા–મહાકરુણાના સાધક સંતે રાજકુમાર રૂપે ધરતી ઉપર અવતાર ધારણ કર્યો હતો.

એણે પિતાને કહ્યું. "પિતાજી, મેં આ સઘળી વાત જાણી છે. પ્રેમપિશાચના વળગાડે આવી શાણી નારીને ઘેલી બનાવી દીધી છે. એનો આ વળગાડ શિક્ષાથી કે લાલચથી નહીં પણ બુદ્ધિપૂર્વકના સહાનુભૂતિભર્યા પ્રયત્નથી જ દૂર થઈ શકશે. આપની અનુમતિ હોય તો હું આ કાર્ય કરવા તૈયાર છું."

રાજાજીએ પ્રસન્ન થઈને કહ્યું "કુમાર, આવા વિચિત્ર કામનું જોખમ ખેડવાની તને આજ્ઞા આપતાં મનમાં સંકોચ થાય છે. પણ પ્રજાનું દુઃખ આપણે દૂર ન કરીએ તો બીજું કોણ કરે? આમાં પાછા રહીએ તો આપણે ફરજ ચૂક્યા ગણાઈએ. તને મારી અનુમતિ છે. યોગ્ય લાગે તે ઉપાય દ્વારા સુંદરીનું ગાંડપણ દૂર કરીને આપણા નગરની શોભા સમા આ શ્રેષ્ઠીઓ ઉપર ઉપકાર કર!"

અનંગકુમારે પિતાની આજ્ઞા શિરે ચડાવી. સત્કાર્ય કરવાનો અવસર મળ્યાથી એ આનંદ અનુભવી રહ્યો.

*

સ્મશાનમાં હવે એકના બદલે બે ઘેલા ભેગાં થયાં હતાં!

લોકોએ જોયું કે પેલી નેહઘેલી સુંદરી પ્રિયંકરના સડતા–ગંધાતા શબ પાસેથી હજી પણ પળભર માટેય આઘી જતી જ નથી! ત્યાં વળી એ જ ઠેકાણે એવી બીજી બલા આવી પહોંચી : એક ચીંથરેહાલ મેલોઘેલો પુરુષ એક રૂપાળી સ્ત્રીનું શબ લઈને સ્મશાનમાં જઈ પહોંચ્યો, અને જાણે એ સ્ત્રી જીવતી હોય એ રીતે જ એની આગતાસ્વાગતા કરવા લાગ્યો!

કોઈ પૂછતું તો એ અજબ ચેનચાળા કરીને એટલો જ જવાબ આપતો. "આ તો મારી પ્રાણપ્રિયા માયાદેવી છે! બેવકૂફ દુનિયા એને મારી નાખવા બેઠી છે! પણ મારી જુએ તો ખરી!" અને પૂછનારા ભય પામીને ચાલતા થતા!

સુંદરીની નજર એ પાગલ પુરુષ ઉપર પડી, પણ એની સાથે વાત કરવાનું એને મન ન થયુ પેલો પાગલ પણ એની સાથે કશુ ન બોલ્યો બે દીવાનાઓની વચ્ચે જાણે મૌનની દીવાલ ચણાઈ ગઈ! એક આખો દિવસ આમ ને આમ એકબીજાને જોવામા જ વીતી ગયો! પણ બનાવ એવો વિચિત્ર હતો કે જીભ સળવળ્યા વગર રહી ન શકે શબની સાથે હાવભાવ અને વાતો કરતા પેલા પાગલને જોઈને, જાણે પોતે ડાહી હોય એમ, સુંદરીએ પૂછ્યુ "આર્ય! તમે આ શુ કરી રહ્યા છો?"

"તારે એની શી પચાત?" પાગલ પુરુષે એને તરછોડી નાખી

"પચાત તો કશી નથી તોય જરા વાત તો કરો, આ કોણ છે?" સુદરી ઉત્સુકતા અનુભવી રહી

"અરે બાઈ, તુય ખરી લપિયણ છો! આ કોણ અને હું કોણ એ જાણીને તારે શુ કામ છે? તુ તારુ જ સંભાળી શકે તો ઘણું!" પાગલે સુદરીને ઉશ્કેરવા કહ્યું.

"પણ ખરી વાત કરવામા તમારુ જાય છે શુ? બે માનવી ભેગા થાય ત્યારે એકબીજાને કંઈ પૂછેકરે એમાય તમને વાધો!"

પેલા પુરુષે નેહની ઘેલછાના ગાળા કરતા રહ્યુ "જો ને બહેન, આ મારી સોહાગિણી પ્રિયતમા છે જો તો ખરી એનુ રૂપ! અદેખી દુનિયાથી એ દેખ્યુ જતુ નથી એક વાર એ થોડીક માદી પડી તો બધા કહેવા લાગ્યા, આ તારી વહુ મરી ગઈ છે! અને બધા એને સ્મશાનમા લઈ જવા તૈયાર થઈ ગયા લુચ્ચા નહીં તો! એમની આવી વાતો સાભળીને હું ગભરાયો, અને એમનાથી મારી જાતને અને મારી પ્રિયાને બચાવવા અહીં એકાતમા નાસી આવ્યો! અહીં બધું સલામત છે."

સુંદરી તો હવે ડાહી ડાહી વાતો કરવા લાગી· "ભાઈ, તમે અહીં મારી ભાભીને લઈને નાસી આવ્યા તે બહુ સારુ કર્યું પાપી અને જુઠ્ઠા લોકો હવે તમને કંઈ નહી કરી શકે બળી એ લોકોની દુનિયા!"

ધીમેધીમે બે ગાડાઓ વચ્ચે મિત્રતા બધાતી ગઈ, અને વિશ્વાસ વધતો ગયો. લોકોથી દૂરની આ દુનિયામા બેય સરખા દુખિયારા હતા!

એક વાર પુરુષે મમતા બતાવીને પૂછ્યુ "તારું અને મારા આ બનેવીનુ નામ તો કહે"

સુદરીએ પોતાના નામ કહ્યા પેલા પુરુષે પોતાની પ્રિયતમાનુ નામ માયાદેવી કહ્યુ. પછી તો એકબીજાં એકબીજાંના જણને સાચવવાનુ ભળાવીને આઘાપાછા પણ થવા લાગ્યાં.

આ બધી યુક્તિ અનગકુમારે કરી હતી અને ધીમે ધીમે એ સફળ થતી જતી હતી. એને તો ગમે તેમ કરીને સુદરીનો ઉદ્ધાર કરવો હતો અને એના માતા-પિતા અને સાસુ-સસરાનુ દુખ દૂર કરવું હતુ એ માટે એણે સ્મશાનનો વાસ સ્વીકાર્યો હતો એ ખૂબ ચકોરતાપૂર્વક પોતાની યોજનાને આગળ વધારવા લાગ્યો

પ્રેમની દીવાલ વજ્રથી પણ મજબૂત હોય છે. ગમે તેવા કષ્ટ સામે પણ એ ટકી રહે છે પણ પ્રેમમા બેવફાઈની આશકા સમી નાની સરખી કાકરીનો ભાર એ ઝીલી શકતી નથી નેહમા જરાક શકા ઊભી થઈ કે નેહ જમીનદોસ્ત!

અનંગકુમાર આ વાત બરાબર જાણતો હતો. એણે એક વાર ખૂબ ઉશ્કેરાયેલા સ્વરે સુંદરીને કહ્યુ "હવે મારે અહી નથી રહેવુ, હુ આજે જ બીજે ચાલ્યો જઈશ"

આશ્ચર્યથી ચમકીને સુંદરીએ પૂછ્યુ "કેમ, એવુ તે એકદમ શું થયુ ?"

"અરે! શું થયું શુ! આજે તુ બહાર ગઈ હતી અને હુ જરાક આઘો હતો એવામા મારા કાને કોઈના હાસ્યનો અવાજ અથડાયો હુ ચમકી ગયો, અને મે જોયુ કે તારો પ્રિયંકર મારી માયાદેવી સાથે છાનીછાની વાત કરતો હતો અને ચેનચાળા કરતો હતો અને બેય હાસી-ઠઠ્ઠામા જાણે બધી લાજ-શરમ ખોઈ બેઠા હતા! હું પાસે આવ્યો કે બેય ચૂપ! બહેન, જો આવુ જ ચાલ્યા કરે તો તો હું કો'કવાર રડાઈ જ જાઉ ને! નફ્ફટ પુરુષને પારકી સ્ત્રીને ઉપાડી જતા શી શરમ?"

સુંદરી પળવાર તો ઘાયલ મૃગલીની જેમ તરફડી રહી અને પછી એનુ મગજ ક્રોધને વશ થઈ ગયું એને પ્રિયકર ઉપર ખૂબ તિરસ્કાર આવ્યો જેના માટે હું આટ-આટલાં દુખ વેઠુ છુ તે આવો બેવફા! અનગકુમારની યુક્તિનુ તીર બરાબર કામ કરી ગયુ હતું. પણ એ વખતે એણે સુંદરીને સમજાવીને શાત પાડી

પણ હવે કામ પૂરુ કરવાની ઘડી પાકી ગઈ હતી સુંદરીનુ મન નેહની ઘેલછાના વળગાડથી મુક્ત થવા લાગ્યુ હતું બીજે દિવસે સુંદરી જરાક આઘી ગઈ કે અનગકુમારે બન્ને શબોને ઉપાડીને પાસેના કૂવામા નાખી દીધા, અને પછી પોતાની જગાએ આવી પોક મૂકીને રોવા બેઠો!

સુંદરી દોડતી દોડતી પાછી આવી જોયુ તો એકે શબ ત્યાં ન મળે, અને માયાનો પતિ ત્યા વિલાપ કરતો બેઠો હતો! એ તો હેબતાઈ ગઈ પળવારમા આ શુ થઈ ગયુ?

સુંદરીએ બહુ બહુ કાલાવાલા કર્યા ત્યારે અનગકુમારે કહ્યુ "બહેન, તને શુ કહું? તુ આમ ગઈ અને હું જરા પેલી બાજુ ગયો, એવામા, મારી નજર ચુકાવીને, બેય નાસી ગયા અને હુ આખો ચોળતો રહી ગયો! મારુ તો બધુય લૂટાઈ ગયુ! હવે હું એકલો શુ કરીશ અને કેમ કરી જીવી શકીશ?"

સુંદરીના ગાંડપણનુ ઝેર હવે ઊતરી ગયુ હતુ એણે લાગણીભીના સાદે કહ્યું "ભાઈ, હુ તારી બહેન જીવતી-જાગતી બેઠી છુ, પછી તુ એકલો શાનો? એ બેના મનમા પાપ વસ્યુ હતું! એવા પાપિયા તો નાસી ગયા જ સારાં! એમના કર્યા એ ભોગવશે! આપણે બેય ભાઈ-બહેન વીતરાગ ભગવાનનુ નામ લઈ આપણુ ભલુ કરીશું!"

અનગકુમારને જે જોઈતુ હતું તે મળી ગયુ

તરત જ બન્ને સ્મશાનમાથી પાછા ફર્યા પાછા ફરતી વખતે અનગકુમારે સુંદરીને ધર્મની કઈ કઈ વાતો કરીને એની ધર્મશ્રદ્ધાને દૃઢ બનાવી અનંગકુમાર બરાબર સમજતો હતો કે આવી નાની વયની વિધવા નારીને માટે ધર્મના આશ્રય સિવાય બીજો એક પણ તરણોપાય ન હતો, અને એને આધારે જ એના જીવનની પવિત્રતા સચવાઈ રહેવાની છે

પોતાની વાત સુંદરીને સમજાવવાની અનગકુમારને અત્યારે જે સોનેરી તક મળી ગઈ, એનો એણે પૂરેપૂરો ઉપયોગ કરી લીધો ગમે તેમ કરીને પારકાનુ ભલુ કરવુ એ જ જાણે એનુ જીવનકાર્ય બની ગયુ હતુ, પારકાના ભલામા જ એ પોતાનુ ભલું જોતો.

સુંદરી પણ સુપાત્ર નીવડી. અનંગકુમારે કહેલી ધર્મની વાતો અને હિતશિખામણો એણે પોતાના હૃદયકચોળામાં સંઘરી લીધી અને, કથા તો એમ કહે છે કે, એના પ્રતાપે સુંદરીના અંતરમાં સમ્યગ્દર્શનની પ્રાપ્તિનો અપૂર્વ પ્રકાશ રેલાવાનો પ્રારંભ થયો સુંદરી સાવ બદલાઈ ગઈ દેહની સુંદરી હવે હૃદયની સુંદરી બનવા તરફ વળી ગઈ!

સાકેતનગરીએ તે દિવસે બીજું કુતૂહલ દીઠું નેહઘેલી સુંદરી શાણી બનીને નગરમાં પાછી ફરતી હતી! સ્વજનો હર્ષઘેલા બની એને આવકારી રહ્યા

અનંગકુમારનું ધર્મકાર્ય સફળ થયું સર્વત્ર એનો જયજયકાર ગુંજી રહ્યો.

*

એ વાતને યુગોના યુગો વીતી ગયા, છતાં લાગણીના તંતુ નિર્મૂળ ન થયા.

ભૂતકાળની એ કથાનો તંતુ સમયની સાથે આ રીતે આગળ વધે છે —

યુવરાજ મણિરથકુમાર જબરો શિકારી હતો ઊડતા પંખીઓને પાડી દેવા અને તીર વેગે દોડતા પશુઓને ઘાયલ કરવા એને મન રમતવાત હતી એ ધાર્યા નિશાન પાડતો અને ભલભલા વિકરાળ પશુઓને પડકારતા પણ ક્યારેય પાછો ન પડતો એ જેવો નિશાનબાજ હતો એવો જ શક્તિશાળી અને હિંમતેમર્દા હતો શિકારનું વ્યસન જાણે એના રોમરોમમાં વ્યાપી ગયું હતું

એ કાકંદીનગરીના રાજા કંચનરથનો પુત્ર હતો રાજાજી હંમેશાં યુવરાજના આ વ્યસનથી ખૂબ ચિંતિત રહેતા. શિકારમાં જાનના જોખમની ચિંતા તો ખરી જ, ઉપરાંત એ વ્યવસને વળગેલા બીજા દુર્વ્યસનોને લીધે જિંદગી આખી જાણે દુર્ગુણોનું ઘર બની જવાનો ભય હતો આવો દુર્વ્યસની યુવરાજ કેવી રીતે રાજપાટને સાચવવા શક્તિશાળી બને? રાણી ઇંદીવર પણ પોતાના પુત્રને માટે રાત-દિવસ ચિંતા કર્યા કરતી

રાજા, રાણી અને પ્રધાન વગેરે સૌ આ દુર્વ્યસનથી પાછા વળવા મણિરથકુમારને ઘણું ઘણું સમજાવતા, પણ કોઈની વાત એ કાને ધરતો નહીં —જાણે, કોઈ ભૂતના વળગાડવાળા માનવીની જેમ, એને શિકારનો વળગાડ જ વળગ્યો હતો, અને એને એ પોતે પરાધીન બની ગયો હતો શિકારે ચડ્યા વગર એને ચેન જ પડતું ન હતું

એ બધાય જંગલોનો ભોમિયો બની ગયો હતો એ જે જંગલમાં શિકારે જતો ત્યાંના પશુઓ, જાણે જંગલમાં દાવાનળ સળગી ઊઠ્યો હોય એમ, ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ઊઠતા પશુ-પંખીઓનો એ સાક્ષાત્ યમરાજ બની બેઠો હતો

એ પ્રદેશમાં એક કૌશાંબ નામે વન હતું એ વનમાં મૃગ, સાબર, સસલાં જેવાં પામર પશુઓ વધારે વસતાં હતાં. ક્યાંક ક્યાંક વરાહ (સૂવર) પણ દેખા દેતા. આજે મણિરથકુમાર એ વનમાં શિકારે જઈ ચડ્યો

એણે મૃગલાનું એક ટોળું જોયું. ગેલ કરતું નાચતું-કૂદતું એ ટોળું જોઈને મણિરથ-કુમારને આકડેથી મધ ઉતારી લેવા જેવું લાગ્યું તરત જ એણે ધનુષ્ય ઉપર તીર ચડાવ્યું અને નિશાન લઈને તીર છૂટું મૂક્યું ધનુષના ટંકારથી વગડો ગાજી ઊઠ્યો મૃગલાઓ ભયભીત બનીને ચોમેર નાસી ગયા એક પણ મૃગ તે દિવસે ઘાયલ ન થયું.

મણિરથકુમારનું નિશાન આજે ખાલી ગયું; અને, એ નિષ્ફળ તીર એમના અભિમાની અંતરને જ ઘાયલ કરતું ગયું ! એ માથું ઢાળીને વિમાસી રહ્યો : આજે આ કેવું આશ્ચર્ય !

થોડી જ પળો પછી એણે માથું ઊંચું કરી સામે નજર કરી તો એના કરતાંય મોટું આશ્ચર્ય સામે ખડું હતું ધનુષ્યના ટંકારથી ભયભીત બનીને નાનાં-મોટાં બધાય મૃગલા ત્યાંથી નાસી ગયાં હતા, પણ એક સુકુમાર મૃગલી મણિરથકુમાર તરફ જ પોતાની આંખો સ્થિર કરીને સ્વસ્થપણે ત્યાં ખડી હતી ! એને અત્યારે કોઈ પણ ભય સતાવતો ન હતો; જાણે પોતાના આંગણામાં સહીસલામત હોય એવી નિર્ભય બનીને એ ઊભી હતી

મણિરથકુમાર પણ એની સામે પળવાર અનિમેષ નેત્રે જોઈ રહ્યો. બીજી પળે એને વિચાર આવ્યો કદાચ એ ભોળા પશુના અંતરમાં ભયની સ્તબ્ધતા વ્યાપી ગઈ હોય અને, એનાં ગાત્રો શિથિલ થઈ જવાને કારણે, એ ચાલવા-દોડવા અશક્ત બની ગઈ હોય !

એ ધીમે પગલે મૃગલી તરફ આગળ વધ્યો, પણ મૃગલી તો હજીય એની સામે નજર ઠેરવીને જ ખડી હતી મણિરથ મૃગલીને પંપાળવા લાગ્યો. મૃગલી એની સાથે ગેલ કરવા લાગી મૃગલીની આંખો લાગણીથી કંઈક ભીની બની ગઈ એ જોઈને મણિરથ-કુમારની આંખોમાં પણ જળજળિયાં આવી ગયાં

આજનો દિવસ ભારે વિચિત્રતા લઈને ઊગ્યો હતો જાણે શિકાર કરતા કરતા આજે એનું અંતર જ વીંધાઈ ગયું હતું, અને એમાંથી દયા, મમતા, કરુણાનો સાવ અપરિચિત રસ ઝરવા લાગ્યો હતો આવી લાગણીશીલતાનો ભાર એનું કઠોર હૈયું ન ઉઠાવી શક્યું એ પાછો ફરીને ચાલવા લાગ્યો તો પેલી મૃગલી પણ, જાણે એની સાથીદાર હોય એમ, પાછળ પાછળ આવવા લાગી જાણે એ મૃગલીની મૂક વાણી એના અંતરને જગાડી ગઈ હોય એમ મણિરથકુમારે પોતાના ધનુષ અને તીરના ટુકડા કરીને ફેંકી દીધા, અને હવેથી કોઈ પણ જીવનો શિકાર નહીં કરવાની પ્રતિજ્ઞા કરી !

પણ હજીય એના અંતરને નિરાત ન વળી વારેવારે એના અંતરમાં એક જ સવાલ ઊઠતો હતો કે આ મૃગલીને અને મારે એવો તે કેવો સંબંધ હશે કે મારા જેવા ક્રૂર માણસથી ભય પામીને નાસી જવાને બદલે મારા નજીકમાં રહેવામાં જ એ શાતા અનુભવે છે ? પણ એનો ઉત્તર મળવો સહેલો ન હતો અને આ પ્રસંગનો ભેદ મેળવ્યા વગર એના ચિત્તને નિરાત પણ થવાની ન હતી એ તો ઊંડા વિચારમાં ઊતરી ગયો

વિચાર કરતા કરતા એને નગરમાં બોલાતી વાત યાદ આવી કે આજે સર્વજ્ઞ ભગ-વાન મહાવીર નગરના ઉદ્યાનમાં સમોસર્યા છે એ મહાજ્ઞાની ભગવાન ભલભલા કોયડાનો ભેદ ઉકેલી આપે છે અને મણિરથકુમારે ભગવાનના સમવસરણ તરફ ઝડપથી પગ ઉપાડ્યા.

એના અંતરમાં અત્યારે એક જ ઝંખના હતી કે ક્યારે પ્રભુ પાસે પહોંચું અને ક્યારે આ વાતનો મર્મ પામું.

*

ભગવાન મહાવીરની ધર્મદેશના પૂરી થઈ અને પર્ષદા વીખરાઈ ગઈ, પણ રાજા કંચનરથ પોતાની રાણી સાથે ત્યાં જ બેસી રહ્યા એમને તો રાજ્યના અને યુવરાજના ભાવીની ચિંતા હમેશાં સતાવ્યા કરતી હતી એમણે ભગવાનને પ્રશ્ન કર્યો : "ભગવાન !

મારો પુત્ર મણિરથકુમાર ભવ્ય છે કે અભવ્ય? એનું ભાવી કેવું છે?"

ભગવાને ઉત્તર આપ્યો : "રાજન્, તમારો પુત્ર ભવ્ય છે એટલું જ નહીં, એ આ ભવે જ મોક્ષના શાશ્વત સુખનો અધિકારી બનવાનો છે. અત્યારે એ આ તરફ જ આવી રહ્યો છે, અને એની સાથે એક મૃગલી પણ અહીં આવી રહી છે!"

ભગવાનની વાણી પૂરી થઈ અને મણિરથકુમાર અને મૃગલી ત્યાં આવી પહોંચ્યાં.

મણિરથકુમાર ભગવાનના ચરણોમા ઝૂકી ગયો. રાજા-રાણીએ જોયું કે એનો અવતાર જ બદલાઈ ગયો હતો! એમનાં અંતર શાંતિ અનુભવી રહ્યાં

પછી મણિરથકુમારની જિજ્ઞાસાને પૂરી કરતા ભગવાન મહાવીરે કરુણાભર્યા સ્વરે કહ્યું : "મહાનુભાવ, સ્નેહતંતુના તાણાવાણા બહુ મજબૂત હોય છે, અને યુગોના યુગો વીતવા છતા એ નાશ પામતા નથી એના રહસ્યને પામવાનું બધાને માટે સહેલુ નથી"

કુમાર પ્રભુની વાણીને હૃદયના કચોળામાં ઝીલી રહ્યો.

ભગવાને વાતનો ભેદ ખુલ્લો કરતા કહ્યું "કુમાર, યુગોના યુગો પહેલાંની વાત છે ત્યારે તારો જીવ, મારો જીવ અને આ મૃગલીનો જીવ સ્નેહના સુકોમળ છતાં અતૂટ બંધનથી બંધાયેલા હતા તું ત્યારે સુંદરી નામે સ્ત્રીના અવતારે હતો, મારા આત્માએ એ સમયે અનંગકુમારનુ ખોળિયુ ધારણ કરેલું હતું; અને મૃગલી તે કાળે શ્રેષ્ઠીપુત્ર પ્રિયંકરના અવતારે હતી પ્રિયંકર અને સુંદરી વચ્ચે ત્યારે પતિ-પત્ની રૂપે અવિહડ સ્નેહ હતો જુગજુગ વીત્યા પછી આજે વેરાન વગડામાં સ્નેહનો એ તંતુ આ મૃગલીમા સજીવન બન્યો! સંસારનાં મોહ-માયાના બંધન આવાં અતૂટ અને યુગોના યુગો સુધી ટકી રહે એવા હોય છે જે ધર્માત્મા સંયમને માર્ગે સમતાની આરાધના કરી, કોઈનેય નુકસાન કર્યા વગર, એ બંધનથી મુક્ત થાય છે તે મોક્ષના અનંત આનંદનો અધિકારી બને છે"

મણિરથકુમાર પ્રભુની વાણીને અભિનંદી અને અભિવંદી રહ્યો

એણે સદાને માટે ભગવાન મહાવીરના ચરણમા પોતાનુ સ્થાન શોધી લીધું *

---

* આ કથામાં ભાઈ શ્રી રતિલાલ દીપચંદ દેસાઈએ કેટલોક ફેરફાર કરીને એને મઠારી આપી છે, એની ધન્યવાદ સહ અહીં નોંધ લેવી ઘટે છે



# ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરનાં પરિબળો

લેખક : શ્રી કુમારપાળ દેસાઈ

માનવીએ પૃથ્વી પર પોતાનુ જીવન આરભ્યુ. જીવનના ઉષકાળમા જ એણે ભૌતિક જરૂરિયાતો મેળવવાના પ્રયત્નો આદર્યા આ જરૂરિયાતોને મેળવવાના પ્રયત્નોની સાથે સાથે એ મન–ચિત્તનો ઉપયોગ કરે છે, અમુક નીતિ-નિયમો ઘડે છે, પોતે એ નિયમો પાળવાનો આગ્રહ રાખે છે ને બીજા પાસે પળાવવાનો આગ્રહ ધરાવે છે આમાથી મનમાં એક સંસ્કાર જન્મે છે ચિત્તમા આર્દ્રતા, મનમા સહભાવ ને સમભાવ, એકબીજા તરફ ઉપયોગી થવાનુ વલણ વગેરેથી એ સસ્કૃત બનવાની પ્રવૃત્તિ તરફ વળે છે

### સસ્કૃતિ અને તેનુ કામ

ધીરે ધીરે માનવીના જીવનસમગ્રને આ પ્રવૃત્તિ ઘાટ આપવા માડે છે આમાથી એ એની જીવનરીતિમા અમુક મૂલ્યો સ્થાપે છે આપણા વિવિધ સબધો અને એમાય સ્ત્રી-પુરુષ વચ્ચેનો લગ્નસબધ, એમાથી એકપત્નીત્વ અને એથીય ઉચ્ચ ભૂમિકાએ પહોચતો ભાઈ-બહેનનો નાતો આના ફળરૂપ છે માણસ એને મળેલા મૂલ્યોનુ વધુ ને વધુ ખેડાણ કરતો જાય છે જો કોઈ પ્રજા પોતાના મૂલ્યોથી વેગળી બની જાય તો એ નિજી સત્ત્વથી પણ વેગળી બને છે આ મૂલ્યો પ્રજાસમૂહનુ માનસિક ખેડાણ કરતા હોય છે—જીવનને વધુ ને વધુ શુદ્ધ, સમૃદ્ધ અને પરિપૂર્ણ બનાવવા કાજે

આ પ્રક્રિયાને પરિણામે સસ્કૃતિનો એક આગવો આકાર ઘડાય છે એ આકાર કોઈ એક વિશિષ્ટ પ્રદેશ પર મુખ્યત્વે આધાર લે છે અને એ ભૂમિ પર વસતી પ્રજાના જીવનમા સૂક્ષ્મરૂપે આવિર્ભાવ પામે છે એક સમાજ કે પ્રદેશમા વિકસતા આવા આગવા તત્ત્વોથી એ પ્રજાનુ એક બધારણ ઘડાય છે એ પ્રજામા એક વિશિષ્ટ એવી જાગૃત ચેતનાનુ સાતત્ય વરતાય છે આ બાબતો એ પ્રદેશના લોકોને એકતાતણે બાધે છે આ મૂલ્યો એ સમાજની રીતરસમો, જીવનપદ્ધતિ અને વિચારશીલતાને ઘાટ આપતા હોય છે એક પ્રદેશ કે સમાજમા ઊગેલા આ મૂલ્યોનો વારસો થોડેઘણે અશે કુટુબ, સમાજ,

રાજ્ય અને ચોપાસના વાતાવરણ પાસેથી મળે છે આમ એક સમાજે મેળવેલો, ખીલવેલો અને આત્મસાત્ કરેલો મૂલ્યસમુદાય તે એ પ્રદેશની સંસ્કૃતિ

આ મૂલ્યસમુદાયના ઘડતરમા એ પ્રદેશની આજીવિકા અને રહેઠાણ માટેની ગોઠવણ, એ પ્રજાના માન્યતાઓ, નિર્ણયો, વલણો, ચિંતનો, ખ્યાલો, એ સમાજના નૈતિક અને વ્યાવહારિક ધોરણો, ત્યા વિકસેલી આર્થિક, સામાજિક, રાજકીય અને ધાર્મિક સંસ્થાઓનો ફાળો હોય છે. એ ધરતીએ અનુભવેલા ઇતિહાસના વારાફેરા, એનાં યંત્રો, વિજ્ઞાનો ને દર્શનો તેમ જ એનો સાહિત્ય, સંગીત, ચિત્ર, શિલ્પ અને સ્થાપત્ય આદિવિષયક કલાવારસો પણ મૂલ્યઘડતરની પ્રક્રિયામા વત્તે-ઓછે અંશે ભાગ ભજવે છે એક સમાજ બીજા સમાજના સંપર્કમા આવતાં જે ઘર્ષણ-સમન્વયનાં બળો જન્મે છે તે પણ સંસ્કૃતિના ઘડતરમા ફાળો આપે છે આવા મૂલ્યોથી ઘાટ પામેલી સંસ્કૃતિનું તેજ આપણી જીવનશૈલીમા ઊતરેલુ હોય છે

સંસ્કૃતિની અંદર આ ઘર્ષણ-સમન્વયની પ્રક્રિયા આગવુ મહત્ત્વ ધરાવે છે આપણા જીવનની જેમ સંસ્કૃતિ પણ સતત જીવંત, પરિવર્તનશીલ અને વિકાસગામી હોવી જોઈએ આવી એક સંસ્કૃતિએ બીજી સંસ્કૃતિના સંપર્કમા આવતા ડરવું ન જોઈએ. સંસ્કૃતિમા બીજા પ્રદેશના—બીજી પ્રજાના—મૂલ્યો સાથે સમન્વય સાધવાની અખૂટ જીવંતતા અને શકયતા પડેલી છે પણ જો કોઈ એક સંસ્કૃતિ બીજી સંસ્કૃતિના ભયે પોતાનાં અંગો સંકોચી પોતાના કોચલામાં પુરાઈ રહે તો એમાં બંધિયારપણુ આવે આ બંધિયારપણું આખીય સંસ્કૃતિને ઘાટ વગરની બનાવી દેનારી વસ્તુ છે. આથી આપણે આપણાં મૂલ્યોને જગતની ખુલ્લી હવામા ઝૂમવા દેવાં જોઈએ મનનાં દ્વાર વાસી દઈ પોતાનાં જ મૂલ્યોમાં રાચતા રહીએ તો પ્રગતિ અટકી જાય છે એટલા માટે સંસ્કૃતિમાં નવી ભાવનાઓ ને નવી શોધોને ઝીલવાનું, અનુભવવાનુ અને સમાવવાનું સામર્થ્ય હોવું ઘટે. પણ આ સાથે પરસંસ્કૃતિના પ્રકાશમાં અંજાઈ ન જવાય એવુ હીર પણ એમા હોવું જોઈએ જો સ્વસંસ્કૃતિના મૂલ્યોનો અનાદર કરી પરસંસ્કૃતિની પૂજા કરવા બેસી જઈએ તો આપણે આપણા વારસાને તેમ જ સ્વત્વને ગુમાવી બેસીએ છીએ. પરિણામે આપણાં જીવનને ધારી રાખતા બળોના મૂળિયા ઊખડવા માડે છે આમ સંસ્કૃતિનુ કામ પોતાનું સત્ત્વ જાળવીને બીજાના સંપર્કમા આવવાનુ, અને એના સારભૂત તત્ત્વને આત્મસાત્ કરી લેવાનુ છે આપણા કેટકેટલા સમર્થ ચિંતકોએ આ હેય-ઉપાદેયનુ કામ બજાવ્યું છે!

**ગુજરાતના અહિંસા-કરુણાપ્રધાન સંસ્કારો**

ગુજરાતની ભૂમિ પર અનેક પ્રજાઓ આવીને વસી છે અને આ ભૂમિ પર વસતી પ્રજાએ ઘર્ષણ-સમન્વયની પ્રક્રિયા પણ અનુભવી છે ગુજરાતની પ્રજાના બંધારણમાં અમુક મૂલ્યો વિશેષ જણાઈ આવે છે અને એને લીધે ગુજરાતની સંસ્કૃતિના પટ પર અહિંસા, જીવદયા અને સર્વધર્મ-સમભાવની ભાવનાની ભાત વિશેષ ઊપસી આવી છે. ગુજરાતને આ સંસ્કારોની ગળથૂથી ઈ સ પૂર્વે ત્રીજા સૈકાથી મળેલી છે, એનીય પહેલાથી આ સંસ્કારો મળ્યા હોવાનો સંભવ છે. અત્યારના પ્રજાજીવનમાં એકરસ બની ગયેલી દેખાતી આ કરુણાગામી સુકુમાર ભાવનાઓ સૈકાઓ પહેલાં આ પ્રદેશની વસતીના જીવનમા ઓતપ્રોત બનીને સ્થિર થઈ ગઈ છે.

અહિંસાની ભાવનાનો એક વિશિષ્ટ અને વ્યવહારુ આવિષ્કાર જ જીવદયા કે કરુણા છે પોતાના નિમિત્તે ન કોઈને હણવુ કે દુ ખ પહોચાડવુ એ અહિંસા, અને બીજાના ભલા ખાતર પોતાની જાત કે સર્વસ્વને ઘસી નાખવામાં આનદ માનવો તે કરુણા આમ અહિંસા અને કરુણા એક જ સિક્કાની બે બાજુ બની જાય છે આથી આ બને ભાવનાને સાથે જોવી એ જ યોગ્ય લેખાશે ઈ. સ. પૂર્વે ૨૭૪–૨૩૭ના કાળમા થયેલા દેવાનાંપ્રિય પ્રિયદર્શી મહારાજ અશોકની ચૌદ આજ્ઞાઓ ગિરનારના 'શૈલકણ' પર આલેખાયેલી છે આ શિલાલેખ એ ગુજરાતના ઇતિહાસની પહેલી ખીટી છે, તો ગુજરાતના સસ્કારબળોનો પ્રથમ આલેખ છે આમા પ્રાણીવધની મનાઈ ઉપરાત પ્રાણીધન જાળવવાની દરકાર પણ ઘણી બતાવાઈ છે એક આજ્ઞામા લખ્યુ છે· 'જ્યા જ્યા મનુષ્યોપયોગી અને પશુઉપયોગી ઔષધો ન હતા ત્યા ત્યા તે મગાવવામાં આવ્યા અને રોપવામા આવ્યા. જ્યા જ્યા મૂળ અને ફળ નહોતા ત્યા ત્યા તે મગાવવામા આવ્યા અને રોપવામા આવ્યા પશુ અને માણસના ઉપયોગ માટે રસ્તાઓ ઉપર કૂવાઓ ખોદાવવામા આવ્યા ' આમા માનવની સાથે મૂગા પ્રાણીઓની પણ કેટલી બધી ખેવના રખાઈ છે! ગુજરાતે અહિંસા અને જીવદયાની ભાવના જીવનમા અનુભવેલી, ઉતારેલી અને જીવી જાણેલી છે પશુઓની માવજત કરવાની અને ખાસ કરીને ખોડા ઢોરને સાચવવાની પ્રથાના મૂળ અહી જણાય છે. અત્યારની પાજરાપોળની સસ્થાના મૂળ પણ ગુજરાતમા જ છે ને!

પણ આ તો બેએક હજાર વર્ષ પહેલાના, પ્રમાણમા નજીકના ઇતિહાસયુગની વાત થઈ. ગુર્જરભૂમિને મળેલ અહિંસા, જીવદયા અને પ્રાણીરક્ષાની ઉત્કટ તેમ જ સુભગ ભાવનાના ચીલા તો, ઇતિહાસયુગને વટાવીને, ઇતિહાસયુગના છેક આરભકાળ સુધી અથવા તો પ્રાગૈતિહાસિક સમયના છેલ્લા તબક્કારૂપ મહાભારતના યુદ્ધના કાળ સુધી પહોંચે છે. જૈનધર્મના બાવીસમા તીર્થંકર ભગવાન નેમિનાથ શ્રીકૃષ્ણના પિતરાઈ ભાઈ થતા હતા. પોતાના લગ્ન નિમિત્તે વધ માટે ભેગા કરેલા મૂગા પ્રાણીઓનો આર્તનાદ સાભળીને નેમિકુમારે લગ્નના લીલા તોરણેથી પોતાનો રથ પાછો વાળી લઈને ગિરનારની ગહન ગુફાઓ અને ભયકર અટવીઓમા તપ, ત્યાગ, સયમ અને તિતિક્ષાને માર્ગે વૈરાગ્યની સાધના કરવાનુ મંજૂર રાખ્યુ હતુ ભગવાન નેમિનાથે વિસ્તારેલ અને આપેલ કરુણા અને વૈરાગ્યનો આ અમર વારસો ગુજરાતની ભક્તિશીલ, ધર્મપ્રેમી અને પાપભીરુ પ્રજાએ છેક અત્યાર સુધી સાચવી અને શોભાવી જાણ્યો છે એટલે, ખરી રીતે, સમ્રાટ અશોકે તો ગુજરાતમા અહિંસા અને કરુણાની ભાવનાનુ પૂર્વભારતમાથી પશ્ચિમભારતના આ પ્રદેશમા મોટે ભાગે પુનરુચ્ચારણ અને અમુક અશે પુનરુજ્જીવન કર્યું, બાકી અહિંસા અને દયાની આ ભાવના તો ઘણા જૂના સમયથી ગુજરાતની પ્રજાના જીવનમા તાણાવાણાની જેમ વણાઈ ગઈ હતી શ્રીકૃષ્ણનો પશુપ્રેમ પણ એટલો જ જાણીતો છે.

જૈનધર્મની પ્રરૂપણા ભલે પૂર્વભારતમા થઈ હોય, પણ, સમય જતા, એ સ્થિર થયો પશ્ચિમ ભારતમા, ખાસ કરીને ગુજરાતની ભૂમિમા, તેમ જ દક્ષિણ ભારતમા. ગુજરાતની ધરતીમા પરપ્રાતનુ આ બી રોપાયુ ને ફૂલ્યુ-ફાલ્યુ એ જ એની અહિંસાપ્રિયતાનો મોટો પુરાવો છે ક્ષત્રપસમય દરમ્યાન આવેલા યુએન શુઆગની પ્રવાસનોધમા રાજા શીલાદિત્ય (પહેલા)ની વાત મળે છે આ શીલાદિત્યે જીવનભર કોઈ પ્રાણીને હાનિ પહોચાડી ન

હતી અને પોતાના હાથીઓ તેમ જ ઘોડાઓ પણ જીવજંતુની હિંસા ન કરે એ માટે એ તેમને ગાળેલુ પાણી પાવાનો આગ્રહ રાખતો વધુમાં એ લખે છે કે એના રાજ્યના પચાસેક વર્ષ દરમિયાન રાની પશુઓ મનુષ્યો સાથે હળીમળી જતા ને લોકો એમને મારતા કૂટતા નહી * ઇત્સિંગ પણ આ પ્રદેશનો એક રિવાજ વર્ણવતાં કહે છે કે અહીં ગાળેલા પાણીમાથી નીકળતા જતુઓને પાછાં પાણીમાં નાખી જીવતા રાખવાનો રિવાજ છે. આમાં બૌદ્ધ ધર્મની અસર હોઈ શકે પરતુ જૈનોએ આ ભાવનાને વ્યાપક અને પ્રબળ બનાવવામા મોટો ફાળો આપ્યો છે આમા સોલકી યુગના મહારાજા કુમારપાલનો પણ આગવો ફાળો છે.

મહારાજા કુમારપાલની 'અમારિ–ઘોષણા' એ એક મોટી સાંસ્કૃતિક ઘોષણા છે આમા એ અશોક કરતા એક ડગલુ આગળ વધે છે આ વિશે શ્રી હેમચદ્રાચાર્ય એમના 'દ્વયાશ્રય' કાવ્યમા નોધે છે· 'એણે કસાઈઓથી થતી તથા શિકારીઓ દ્વારા થતી હિસા બધ કરી, દેવતાઓને મળતા બકરાઓના બલિ પણ બંધ કર્યા અને માસાદિના વેચાણથી જેમની આજીવિકા ચાલતી હતી તેમની આજીવિકા બંધ થતાં તેઓને રાજાએ ત્રણ વર્ષનુ ધાન્ય આપ્યુ' 'અમારિ–ઘોષણા'નો પ્રચાર કુમારપાલે માત્ર ગુજરાતમાં જ નહીં પણ પોતાના સામતો મારફતે પોતાના આખાય સામ્રાજ્યમા ગુંજતો કર્યો હતો. મારવાડના છેક દક્ષિણ ભાગમા આવેલા રત્નપુરના શિવમદિરમાથી અને જોધપુર રાજ્યના કિરાડુમાથી મળતા હિસાબધી ફરમાવતા લેખો આની ગવાહી પૂરે છે. આ સિવાય કુમારપાલે રાજાઓ અને રજપૂતોમા પ્રચલિત એવા મદ્યપાન અને માસભક્ષણની બંધી ફરમાવી હતી અને પરદારાગમન અને દ્યૂતનો ત્યાગ કરાવ્યો હતો આથી ગુજરાતની પ્રજામા દરેક અનાચાર પ્રત્યે સામાન્ય રીતે જોવા મળતી તિરસ્કારવૃત્તિ માટે આપણે આ રાજવીને શ્રી સહજાનદ સ્વામી સાથે સંભારવો પડે

આ અહિસા અને જીવદયાની ભાવના ગુજરાતની પ્રજાના હૃદયમા સૈકાઓ સુધી ઘૂંટાતી રહેલી છે એટલુ જ નહીં, વ્યવહારમા પણ ઊતરી છે આ પ્રદેશની એક વિભૂતિ ગાધીજીએ તો અહિંસાની ભૂમિકા પર જ સ્વાતંત્ર્યનુ આદોલન જગાવ્યુ અહિસા અને વીરતા એ બે બાબતોને કેટલાક વિરોધી માનતા હતા, પણ ગાધીજીએ આ તથાકથિત વિરોધી બાબતોને ભેગી કરી એક નવુ બળ જન્માવ્યુ અહિંસાથી ભરેલી વીરતાથી યુદ્ધ ખેલવાના નવા જ પાઠ ગાધીજીએ શીખવ્યા બળવંતરાય ઠાકોરે આ ભાવનાને યોગ્ય રીતે બિરદાવી છે—

> 'છે જગ સાત્ત્વિક બળો પ્રકટાવવાનો,
> ચારિત્ર્ય સૌમ્ય વ્રત સાધુ ખિલવવાનો'

સામા પર ઘા કર્યા વિના જીતવાનો ભગવાન બુદ્ધ અને મહાવીરનો પ્રયોગ ગાધીજીએ કરી બતાવ્યો ખરેખર તો આખીય ગુજરાતની અહિસા અને કરુણામય સસ્કૃતિનુ સત્ત્વ ગાધીજી સાગોપાગ વ્યવહારમા ઉતારે છે અને આથી એમની સિદ્ધિ ગુજરાતના સત્ત્વનુ સામર્થ્ય અને ખમીર પુરવાર કરે છે આમ અશોકના શિલાલેખમાની ધર્માજ્ઞાઓ કોતરાઈ તો દેશના ઘણા ખૂણામા, પણ તે ઊગી તો ગુજરાતના જીવનમા જ

* 'મૈત્રકકાલીન ગુજરાત' ભાગ ૧, લે. ડૉ હરિપ્રસાદ શાસ્ત્રી, પૃ ૮૭-૮૯

**ગુજરાતની સહિષ્ણુતા**

સંસ્કૃત માનવનો એક બીજો મોટો પુરુષાર્થ છે પરસ્પરના વિચારો, વલણો અને માન્યતાઓ પ્રત્યે સહિષ્ણુતા કેળવવાનો ગુજરાતમાં આવી પરધર્મ કે પરપ્રજા પ્રત્યેની સહિષ્ણુતા વ્યાપક રૂપે જોવા મળે છે પોતાને પરમમાહેશ્વર કહેવડાવતા કેટલાક મૈત્રક રાજવીઓએ બૌદ્ધ વિહારોને છૂટે હાથે દાન આપ્યું છે સોલંકી રાજવીઓ પોતાના નામ આગળ उमापति–वर–लब्धप्रसाद નું બિરુદ લગાડવા છતા સોલંકી યુગના સ્થાપક મૂળરાજે જૈન સ્થાન અને એના પુત્ર ચામુંડે વીરગણિ નામના જૈન સાધુનો આચાર્યપદ મહોત્સવ કર્યાનો ઉલ્લેખ મળે છે સિદ્ધરાજે વિષ્ણુમંદિર બંધાવ્યાનો અને નેમિનાથની પૂજા કર્યાનો ઉલ્લેખ મળે છે, તો શ્રી હેમચંદ્રાચાર્ય સોમનાથના મંદિરમા મહાદેવ–શંકરની સ્તુતિ કરે છે મહારાજા કુમારપાળ પરમમાહેશ્વરની સાથે સાથે પરમાર્હતનું બિરુદ પણ ધરાવે છે. ચિત્તોડગઢમાથી મળેલા લેખમા દિગંબર આચાર્ય રામકીર્તિએ શરૂઆતમા શિવની સ્તુતિ કરી છે વસ્તુપાલ–તેજપાલે મસ્જિદ બંધાવ્યાનો અને સોમનાથની પૂજા કરી હોવાનો ઉલ્લેખ મળે છે, તો પુત્રપ્રાપ્તિ કાજે હિંદુ દેવની પૂજા કરતા જગડુશાની વાત એમના ચરિત્રકારો કશીય ટીકા વિના નોંધે છે કારમા દુકાળમાથી પ્રજાને બચાવનાર જગડુશાએ ખીમલી મસ્જિદ બંધાવી * વાઘેલા વંશના અર્જુનદેવના સમયનો વેરાવળમાથી મળેલો એક લેખ સોમનાથ જેવા ધર્મસ્થાનમા પણ પરધર્મીઓ પ્રત્યે કેટલી ઉદારતા બતાવવામા આવતી હતી, તે બતાવે છે નાખુદા પીરોઝે સોમનાથદેવના નગરની બહારના ભાગમાં મસ્જિદ બંધાવી હતી વળી, આવી ધાર્મિક બાબતોનો વહીવટ મુસલમાનોની જમાત કરે એવી છૂટ પણ હતી + થોડા સમય પહેલા જે પ્રજાહૃદયે મહમૂદ ગીઝનીના આક્રમણનો કારી ઘા અનુભવ્યો હતો, એ જ પ્રજાહૃદય આટલી ઉદારતા બતાવે એ બાબત આપણા સમાજનું હૃદયઔદાર્ય છતુ કરે છે જૈન સંસ્કૃતિના હાર્દરૂપ અનેકાંતવાદે આપેલ પરમતસહિષ્ણુતા, સત્યનો ગમે ત્યાથી સ્વીકાર કરવાની વૃત્તિ અને ઉદારતાના પાઠે પણ આમા નોંધપાત્ર ફાળો આપ્યો છે, એમ સ્વીકારવુ ઘટે

અમદાવાદની એક મસ્જિદમાથી મળી આવેલ અરબી ભાષામા લખાયેલો એક લેખ પણ આની ગવાહી પૂરે છે આ મસ્જિદનો કેટલોક ભાગ સોલંકી સમયમા બંધાયેલો હોવાનો ઉલ્લેખ મળે છે આથી સાબિત થાય છે કે મુસલમાનોએ ગુજરાત જીત્યુ એની બે દાયકા પૂર્વે તેઓ અહી શાંતિથી વસવાટ કરતા હતા. આપણે ત્યાં સોલંકી શાસન હતુ એ વખતે દક્ષિણમા શૈવ રાજાઓએ વૈષ્ણવોની કનડગત કરી હોવાના દાખલા મળે છે. ગુજરાતમા કોઈ શૈવ રાજાએ આવું કર્યું નથી સંજાણના હિંદુ રાજાએ પારસીઓને આપેલા આશ્રય અને તેમને વસવાટ કાજે આપેલી જમીનનો બનાવ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનો એક મહાન બનાવ ગણાય. આવી રીતે પરધર્મીને પોતાની સાથમાં વસવાટ આપ્યાના દાખલા ઇતિહાસમા વિરલ છે ગુજરાતની અહિંસામાથી ગાંધીજીએ એક સાત્ત્વિક બળ ઊભુ કર્યું, તો ગુજરાતની સહિષ્ણુતામાથી ગાંધીજીએ જગતને 'વ્યાપક ધર્મભાવના'નો વિચાર આપ્યો

---

* જગડુચરિત્ર સર્ગ ૬, શ્લોક ૨૪

+ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ભાગ ૧ લે રત્નમણિરાવ જોટે પૃ ૧૧૪

ગુજરાતની આ પરધર્મસહિષ્ણુતાની વૃત્તિ કાયરતાનો અંચળો લેખાય તો એ ખોટું કહેવાય કદાચ કોઈ આ તડજોડ કરવાની વૃત્તિને પોતાની કાયર વૃત્તિને ઢાંકવાની વૃત્તિ તરીકે પણ ગણાવે પરંતુ, વાસ્તવિક રીતે જોઈએ તો, ગુજરાતની અસ્મિતા આનાથી ક્યારેય ઘવાઈ નથી આમા તો સર્વધર્મસમભાવથી આગળ વધી સર્વધર્મમમભાવ તરફની ગતિ દેખાઈ આવે છે આમ આ સહિષ્ણુતાથી ગુજરાતને, ગુજરાતના ધર્મોને અને એ ધર્મો આચરતી વ્યક્તિઓને જેમ મળી છે ગુજરાતની પ્રજા પ્રમાણમા વધુ સુખ–શાતિ અને એખલાસનો અનુભવ માણી શકી છે તે પણ આ કારણે જ.

### સંસ્કારઘડતરમાં ઇતિહાસ અને ભૂગોળનો ફાળો

સંસ્કૃતિનું પ્રતિબિંબ ઇતિહાસમા જોઈ શકાય છે. આપણી સંસ્કારિતાની સ્થિરતા કે પ્રગતિની છાપ ઇતિહાસમા, ભલે જુદે રૂપે પણ, આવિર્ભાવ પામે છે. ઘણીવાર તો વિશિષ્ટ વ્યક્તિના કાર્યોમા સંસ્કૃતિના આગવા તત્ત્વોનું વિકસન કે પ્રફુલ્લન જોવા મળે છે આમ ઇતિહાસ એ સંસ્કૃતિની આરસી છે, તો ભૂગોળ એ સંસ્કૃતિના વ્યક્તિત્વને ઘડનારું બળ છે જેમ માનવીને એની આસપાસની પ્રકૃતિનો પાસ લાગે છે તેમ પ્રકૃતિ પણ માનવીઘડ્યા ઘાટ ધારણ કરે છે આથી ગુજરાતના વ્યક્તિત્વને જોવા માટે જે જે ભૂમિવિભાગોએ એના વ્યક્તિત્વને ઘડવામા ફાળો આપ્યો છે તે જોવા ઘટે—પછી ભલે ને આજે એ ગુજરાતની રાજકીય સીમાની બહાર હોય. આ માટે અત્યારે રાજસ્થાનમા આવેલ ભિન્નમાલ કે શ્રીમાલને પણ જોવું ઘટે ગુજરાતની સંસ્કૃતિના અભ્યાસીએ ગુજરાત એટલે ૨૦.૫થી ૨૪ ૦ ઉત્તર અક્ષાંશ અને ૬૯ ૨થી ૭૪.૯ પૂર્વરેખાંશ સુધીનો પ્રદેશ નહી, પરંતુ સૌરાષ્ટ્ર અને કચ્છ સહિતનો પશ્ચિમ–હિંદુસ્તાનનો ભાગ એવી વ્યાપક વ્યાખ્યા આપવી પડશે

ગુજરાતના સાસ્કૃતિક ઘડતરમાં સુબદ્ધ સીમાડા, ફળદ્રુપ જમીન, લાંબો, થોડાંક બંદરોવાળો કિનારો, નિયમિત આવતુ ચોમાસુ અને સમશીતોષ્ણ આબોહવા જેવા ભૌગોલિક સંયોગોએ પણ કેટલોક ભાગ ભજવ્યો છે. ગુજરાતનો સાગરકાંઠો એ એની એક ભૌગોલિક વિશેષતા છે અને એ સાંસ્કૃતિક ઘડતરમા મહત્ત્વનું બળ બની છે પ્રાગૈતિહાસિક કાળમાં ગુજરાતની ધરતી પર રહેલી નાગ પ્રજાની સમુદ્રયાનની વૃત્તિ અને વાણિજ્યવૃત્તિમાં આનુ પગેરુ શોધવાના પ્રયત્નો થયા છે વળી પ્રાચીન ગુજરાતને પરદેશ સાથે રાજકીય સંબંધો કરતાં વ્યાપારી સંબંધો વિશેષ હતા આજે પણ ગુજરાતીઓ એમના વેપારકૌશલ અને વ્યવહારઝીણવટ માટે જાણીતા છે. અત્યારે તો હિંદનું ભાગ્યે જ એવુ કોઈ ગામ હશે જ્યા ગુજરાતી વાણિજ્ય અર્થે વસવાટ કરતો ન હોય! ગુજરાતના વેપારીઓ કુનેહબાજ પણ ખરા. ગંભૂય (ગાભૂ) ગામનો ઠક્કુર નિન્નય, જગડુશા, સમરસિંહ, શાંતિદાસ ઝવેરી અને દિલ્હીના બાદશાહ પાસેથી મુસલમાનોએ તોડેલા જૈન મંદિરોના જીર્ણોદ્ધારનું ખર્ચ મેળવવાની વગ ધરાવતા અમદાવાદના નગરશેઠના દાખલા મળે છે. આમ સમુદ્રે આપણી વાણિજ્યવૃત્તિ ખીલવી; આ વાણિજ્યે આપણામાં સમાધાનવૃત્તિ આણી.

### મહાજનસંસ્થાનો વિકાસ

ગુજરાતની સમાધાનપ્રિય અને ક્લેશથી કંટાળવાની વૃત્તિને લીધે ગુજરાતમા જેટલાં મહાજનો ખીલ્યાં છે તેટલા બીજે ક્યાંય ખીલ્યાં નથી આ મહાજનસંસ્થા ગુજરાતનું

એક નોંધપાત્ર સંસ્કૃતિબળ છે, એનું ગૌરવ છે સંઘબળનો ભારે મહિમા આ સસ્થામા જોવાય છે. કેટલીક વાર રાજસત્તા જે કામ લાબા ગાળે, મોટા ખર્ચે ને મનસતોષે કરી શકતી નથી, તે કામ આ સસ્થા અલ્પ સમય અને દ્રવ્યથી, બને પક્ષના સતોષ સાથે, પૂરું કરે છે મહાજનોએ ઘણા વખત સુધી પરદેશીઓને વેપારમા પેસવા દીધા નહોતા, કોમી વેરઝેર પર કાબૂ રાખ્યો હતો ને સ્વચ્છદ રાજસત્તાઓને નાથવાના પ્રયત્નો પણ કર્યા હતા સામાજિક અને વ્યાવહારિક નિયમો પણ મહાજને ઘડીને પળાવ્યા હતા મહાજનો વેપાર ઉપર વેરા નાખતા, લાગા મૂકતા ને દંડ પણ કરતા સુતાર–લુહારના મહાજનોથી લઈને મિલમાલિકોનુ મહાજન આજે પણ જોવા મળે છે ગાંધીજીએ તો 'મજૂરમહાજન'ને જન્મ આપી ઔદ્યોગિક દુનિયામા એક નવો દાખલો બેસાડ્યો છે.

**સમાધાનપ્રિયતા અને વીરત્વ**

સમાધાનપ્રિયતા સદા સમન્વય ને સૌમ્યતાને શોધે છે જૈન મદિરોમાં થયેલી અંબામાતાની સ્થાપના એ આ સમન્વયવૃત્તિનો પુરાવો છે, તો ગુજરાતમા ભયાનક રસવાળા સંપ્રદાયો પણ સામ્ય બન્યા, એ આનો બીજો પુરાવો છે ગુજરાતે શિવધર્મમાથી એના ઉગ્ર તત્ત્વને ઓછુ કરી નાખ્યુ કાલીમાતા આ પ્રદેશ પર ભદ્રકાલીમાતા બન્યા પરતુ ગુજરાતની સમાધાનપ્રિયતા અને સામ્યતાને જોઈ 'અહી વીરતા વિકસી જ નથી' એમ કહેનાર થાપ ખાય છે સિસોદિયા વશના મૂળપુરુષ બાપા રાવળ ઈડરના હતા ચાવડા વંશ, સોલંકી વશ અને વાઘેલા વંશની ઇતિહાસગાથામા સ્થળે સ્થળે પરાક્રમતેજ છલકાતું જોવા મળે છે સિદ્ધરાજ અને કુમારપાલ જેવા ક્ષત્રિયોના અને વિમળશા અને વસ્તુપાલ જેવા વણિકોનાં હૃદયમા ધર્મબળ અને હાથમા યુદ્ધકૌશલ્ય પડેલુ દેખાય છે કચ્છ અને સૌરાષ્ટ્રમાં ઠેરઠેર જોવા મળતા પાળિયાઓ આની જ સાક્ષી પૂરે છે ભીલ, કોળી, આહીર, ચારણ, મીર, મિયાણા, વાઘેર અને કાઠી જેવી જાતિઓ આજેય બહાદુર જાતિ ગણાય છે. અસહકારની ચળવળ વખતે આ પ્રદેશના બધા વર્ણના પુરુષો, સ્ત્રીઓ તેમ જ બાળકોએ પોતાની ઠડી તાકાત બતાવી હતી

આ બધુ હોવા છતા એટલુ તો સ્વીકારવું પડશે કે ગુજરાતની સંસ્કૃતિના આગવા તત્ત્વ લેખે વીરત્વને બતાવી શકીશુ નહી આનુ કારણ એ પણ હોઈ શકે કે જે પ્રજા બહારથી અહી આવી હોય, તે ઠરીઠામ બનવાની મનોવૃત્તિવાળી બની ગઈ હોય અહી આવેલા ક્ષત્રિયો ઠરીઠામ બનવાની વૃત્તિવાળા હતા એમ કહી શકાય રજપૂતો અહીં આવ્યા ત્યા લગીમા એમની રજપૂતવૃત્તિ ઓછી થઈ ગઈ

ગુજરાત પાસે વહાણવટાની ગૌરવશાળી પરંપરા હતી. ભારતનો લગભગ ત્રીજા ભાગનો સાગરકાઠો ધરાવતા ગુજરાતમા ભરૂચ, સોપારા, ખંભાત, દ્વારકા, રાયપુર (માડવી બંદર), સોમનાથ, સુરત વગેરે સાગરસાહસો અને પરદેશી સમૃદ્ધિથી છલકાતા બંદરો હતાં. સોળમી સદીમા રાણી એલિઝાબેથે અકબર બાદશાહને પત્ર લખ્યો તેમા અકબરને ખભાતનો શહેનશાહ કહ્યો હતો સમગ્ર હિદનો સમ્રાટ ગુજરાતના એક બંદરને લીધે વિદેશમાં ઓળખાય તે એ બંદરની જાહોજલાલી સૂચવે છે કચ્છના નાખવાઓ પોતાની કાબેલિયતથી દૂર–દેશાવરમા ડકો વગાડતા. આજે આપણે દરિયા તરફ પીઠ કરીને બેસી

ગયા છીએ ઇંગ્લેન્ડની કલ્પનાને જેમ દરિયો ઘડે છે તેવું ગુજરાતને માટે હવે નથી રહ્યું ! ‘લકાની લાડી ને ઘોઘાનો વર’ એ વાત એક ઉક્તિરૂપે જ સચવાઈ રહી છે.

આમ વાણિજ્ય તરફનો ઝોક ને ઠરીઠામ થવાની વૃત્તિને કારણે વીરત્વનો ઉદ્રેક ઓછો થયો હોવાનો સભવ ખરો આથી જ કવિ નર્મદે ‘ગુજગતીઓની સ્થિતિ’માં જોસ્સો અને શરીરબળ વધારી ‘ઠડા લોહી’નુ સુખ છોડી ‘ગરમ લોહીના સુખ’ને ભોગવવાની વાત કરી છે।

ગુજગતની સસ્કૃતિ અહિસા, જીવદયા, સર્વધર્મસમન્વય, સમાધાનવૃત્તિ જેવાં વિશિષ્ટ તત્ત્વોથી ઘડાયેલી છે આ બધા તત્ત્વો સૌમ્યતા અને ઉદાત્તતાથી પરિપૂર્ણ છે. આની અદર એક નવું બળ પ્રગટાવ્યુ મહાત્મા ગાધીજીએ એમણે નિર્બળ ગણાતી ભાવનાની સબળતાનુ જગતને ભાન કરાવ્યું ગાધીજીની વિશેષતા ગુજરાતમા પડેલાં આ બીજેનો મનભર અને મનોહર વિકાસ સાધવામા છે આપણાં સંસ્કૃતિતત્ત્વો એ મહાન વ્યક્તિના પારસસ્પર્શે ચેતનવતા થયાં અને એનો પ્રસાર ભારતમા જ નહી, પણ સમગ્ર વિશ્વમા થયો

ભારતીય સસ્કૃતિનું જ અગ

ગુજરાતમા ખીલેલી આ ભાવનાઓ સુવાંગ ગુજરાતની જ છે એવુ નથી ખરેખર તો ગુજરાતની સંસ્કૃતિ તત્ત્વતઃ ભારતીય સંસ્કૃતિથી અળગી નથી, પણ પ્રાતીય વૈશિષ્ટચના રગો ધારણ કરતા કરતા એની કેટલીક ભાવનાઓ વિશેષપણે વિકસી છે પરંતુ આ પ્રાંતીય વિશેષતાઓની રંગબેરગી પુષ્પમાળાનું સળંગસૂત્ર તો ભારતીય સંસ્કૃતિ જ છે ગુજરાતમા કેટલીક ભૌગોલિક યા સામાજિક વિશેષતા જોવા મળે, પણ આપણા અહિસા અને સર્વધર્મસમભાવ જેવા સસ્કારો માત્ર ગુજરાતમા જ દેખાય છે એમ નથી, અમુક અશે એ આખા ભારતમા પણ દેખાય છે આને વિશે એટલું કહી શકીએ કે આ સંસ્કારોની વિશેષ ખિલાવટ ગુજરાતમા થઈ છે આમ ભારતના જુદાજુદા પ્રદેશોની પ્રજાના રીતરિવાજ, ટેવો, વલણો અને માન્યતા ભલે જુદા હોય, પણ એમનાં મૂલ્યો તો એક જ છે જેવી રીતે આપણી સ્વાધીનતાની ભાવનાનો ભગતસિહ, તિલક, રાનડે, ગાધીજી અને શ્રી અરવિંદમા જુદે જુદે રૂપે આવિષ્કાર થયો, એવુ જ આપણી ભારતીય સંસ્કૃતિ વિશે છે ઉપમાથી કહીએ તો આનુ પોત એક જ છે, એમા ભાત જુદી જુદી, અવનવા રગોની ઝલકવાળી દેખાય છે એટલુ જ.



# ત્રણ રત્નો

લેખક : શ્રી સુરેશ ગાંધી

યુવાન વયે મગધની ગાદીએ આવેલ રાજા શ્રેણિક પોતાના નવા ગોઠિયાઓ અને વાહવાહ કરનારા સામંત–સરદારોના રંગમાં રંગાઈને વ્યભિચારી અને વ્યસની બની ગયો હતો.

નવવસંતના ફૂલોએ જ્યારે ફાગણ પર પ્રેમનો અભિષેક કર્યો અને વારાંગનાઓએ એમના મધુર કંઠે બિહાગનો રાગ છેડી દીધો, ત્યારે શ્રેણિકે એના ગોઠિયાઓને કહ્યું · "આજ તો બોરસલીની ગંધથી યૌવનનું પાનેતર ભીંજાઈ ગયું છે મલય પવનના હિલોળે ચંચલ મન ડોલી ઊઠ્યું છે ચાલો શિકારે જઈએ."

અને એ ચાંદની રાતે શ્રેણિકની ટોળી વેણુવનમાં તૂટી પડી મૃગલા અને બીજા જે પશુઓ હાથ આવ્યા એમને મારીમારીને ધરતીને લાલ લોહીથી રંગી દીધી!

પણ શ્રેણિકને મન હજુ શાંતિ નથી જૂઈની સુગંધથી પાગલ બનેલા ભમરાની જેમ એ વિહ્વળ થઈને ચારેકોર ઘૂમી રહ્યો છે ગોઠિયાઓની નજર ચુકાવી એણે રૂપની લાલસા છિપાવવા પોતાનો ઘોડો દોડાવી મૂક્યો. એને એના ગુપ્તચરોએ બાતમી આપી હતી કે દૂર એક ખેતરમાં એક ખેડૂત ઝૂંપડી બાંધીને ખેતી કરે છે અને તેની યુવાન પુત્રીને કામાંધ શિકારીઓની નજરથી બચાવી રહ્યો છે

મધરાતે જઈ શ્રેણિકે ખેડૂતની ઝૂંપડીનું બારણું ખખડાવ્યું ખેડૂતની યુવાન કન્યા નંદાએ બહાર આવીને પૂછ્યું "અત્યારે શા માટે આવ્યા છો, અતિથિ?"

યૌવનમાં હિલોળા લેતી આ કિસાન કન્યાને જોઈને શ્રેણિક પાગલ બની ગયો. એને કંઈ પણ બોલવાની ઇચ્છા થઈ નહિ માત્ર ધરાઈ ધરાઈને એ એનું રૂપ જોતો રહ્યો શરમાઈને નંદા અંદર ચાલી ગઈ ત્યારે જ એને ભાન થયું કે વસંતે ધરતી પર ફૂલના પગલાં મૂક્યાં છે અને કેસૂડાના રંગે એનું પાનેતર રંગાઈ ગયું છે ઝૂંપડીની અંદર જઈ

એણે કહ્યુ "આજની રાત રહીને કાલે સવારે મારે માર્ગે ચાલ્યો જઈશ. દૂરનો પ્રવાસી છું, જગ્યા આપશો ?"

ખેડૂત બાપ-દીકરીએ અતિથિનો આદર કર્યો જે કાંઈ ભોજન પોતાની ઝૂંપડીમાં હતું તે એમણે હાજર કર્યું, અને અતિથિની ખૂબ સરભરા કરી ચાર દિવસ સુધી અતિથિને પોતાને ત્યા રાખ્યો એટલા વખતમાં તો શ્રેણિકે નદાને પોતાના પ્રેમપાશમા લપેટી, ભોળવી અને પતિત પણ કરી દીધી હતી ! વિદાય થતી વખતે નંદાની આંગળીમા રાજ-મુદ્રિકા પહેરાવતા એ એટલુ જ કહેતો ગયો. "હુ મગધનો રહેવાસી છુ કોઈક દિવસ મગધની રાજધાની રાજગૃહીમા આવવાનુ થાય તો મારે આગણે પધારજો !"

નામઠામ આપ્યા વિના ભોળી ખેડૂત કન્યાને ભોળવી પ્રવાસી તો ચાલ્યો ગયો, પણ નદા, એ પ્રસગના ચિતાભર્યા સ્મરણરૂપે, ગર્ભને ધારણ કરી રહી. પૂરા દિવસે એને પુત્ર અવતર્યો થોડા દિવસ પછી એક મેઘલી રાતે સર્પદંશથી નદાનો બાપ મૃત્યુ પામ્યો !

એકલી–અટૂલી નંદાએ, પોતાના ભલાભોળા સાથીઓની સહાયથી, મહેનત–મજૂરી કરીને, પદર વર્ષ સુધી પોતાના બાળક અભયને ઉછેરીને મોટો કર્યો.

એ વાતને પદર વર્ષ વીતી ગયા છે ફરી એ જ વસતની બહાર ખીલી ઊઠી છે. વૃક્ષપલ્લવે નવા અંકુર ફૂટચા છે ફૂલે ફૂલે ભ્રમરો ગુજી રહ્યા છે. યૌવનના ઉંબરે આવેલા નદાના પુત્ર અભયે એક દિવસ માને કહ્યુ · "મા ! મારા બાપુ કયા છે ?"

તૂટેલી–જર્જરિત લાકડાની પેટીમા મૂકેલી એક હાડલીમા સાચવી રાખેલી સોનાની મુદ્રિકા કાઢી નદાએ અભયના હાથમા મૂકીને કહ્યુ . "હુ જાણુતી નથી બેટા, કે તારા પિતા શ્રેષ્ઠી છે કે સેનાપતિ છે. માત્ર આ મુદ્રિકા તારા પિતાની છે, અને મગધની રાજ-ધાની રાજગૃહીમા એ રહે છે"

"ચાલો મા, રાજગૃહીમા જઈ એમને શોધી કાઢીએ"

અભય અને નદા રાજગૃહીને પાદર આવ્યા એમણે એક ખેડૂતને ઘેર ઉતારો કર્યો. પછી માતાને પ્રણામ કરી, આશ્વાસન આપી, અભય એના પિતાની ખોજમા નીકળી પડ્યો.

※

છેલ્લા દશ વર્ષથી મગધપતિ શ્રેણિકના જીવનમા મોટો પલટો આવ્યો છે વ્યભિ-ચારી અને વ્યસની મિત્રોની મંડળીને એણે વિદાય આપી છે ભગવાન મહાવીરના ઉપ-દેશથી એણે મદિરા, માસ અને વ્યભિચાર છોડચા છે પ્રભુના ધર્મોપદેશથી એનામા ધર્મવૃત્તિ પ્રગટી છે, લોકો પ્રત્યે પ્રેમ અને દયાના ઝરણા ફૂટચા છે પ્રજાનુ સુખ એ જ એની ચિંતા છે કૂવા, વાવ અને તળાવો ઠેરઠેર બધાવી એણે પ્રાણીમાત્ર પ્રત્યે કરુણા અને અહિસા રાખવા પ્રધાનો અને રાજ્યના અધિકારીઓને આજ્ઞા આપી છે

મહારાજા શ્રેણિકને રાજકાજમા મદદ કરવા માટે ચારસો નવ્વાણુ મત્રીઓ છે, પણ તેમાં મહામંત્રીની જગ્યા લે એવો કોઈ પણ વિચક્ષણ અને બુદ્ધિમાન પુરુષ હજી એની નજરે ચડતો નથી એ હોદ્દા પર તો મહાપ્રતાપી અને બુદ્ધિનો ભડાર હોય એવો જ માણસ શોભે, એટલે જુદી જુદી યુક્તિથી એવા માણસની શોધ થઈ રહી છે.

આજે મહારાજાના એક અધિકારીએ સાવ ખાલી, અવાવરુ કૂવામા એક સોનાની વીંટી નાખીને જાહેર કર્યું છે કે "જે કોઈ માણસ અંદર ઊતર્યા વિના, કોઈ પણ સાધન વિના, એ વીટી બહાર કાઢશે તેને રાજ્યના વડાપ્રધાનની પદવી આપવામાં આવશે."

કૂવા આગળ લોકોનુ મોટુ ટોળું જામ્યું છે અદરોઅંદર ખૂબ કોલાહલ થઈ રહ્યો છે કૂવાના તળિયે પડેલી સોનાની વીટી અધારામાંય ચમકી રહી છે વીટીમા ત્રણ રત્નો જડેલાં છે તેને વાંસડા વિના કે એવા બીજા સાધન વિના બહાર કાઢવી કેવી રીતે?

અભયે ટોળુ જોયું અને એ ટોળામાં પેસીને એ ત્યાં ભેગા થયેલા માણસોને કહેવા લાગ્યો, "અરે, ભાઈઓ! તમે બધા ચિતામાં કેમ પડ્યા છો?"

એક જણે કહ્યુ "જુઓ ને, કૂવામાં કેવી સુદર વીટી ચમકી રહી છે! અરે, એને ત્રણ ત્રણ તો રત્નો જડેલા છે! લાખ સોનામહોરનો માલ છે એને અદર ઊતર્યા વગર કે બીજાં સાધનો વિના બહાર કાઢવાની છે એ કાઢનારને મગધપતિ પોતાના મહામંત્રી બનાવવાના છે આમા તો ભલભલા બુદ્ધિશાળીની બુદ્ધિ પણ બુઠ્ઠી બની જાય એવુ કામ છે."

અભયે કહ્યુ · "મારે મન તો આ રમત છે તમે બધા ભાઈઓ અને બહેનો સહકાર આપશો?"

બધાએ હા પાડી એટલે અભય કૂવાની પાળ આગળ આવ્યો એક માણસને મોકલી તાજા છાણનો પોદળો મંગાવ્યો અને બરાબર પેલી વીટી પર નાખ્યો પછી એક સુક્કા ઘાસનો પૂળો મંગાવી તેને સળગાવી એ છાણ પર ફેંક્યો ઘાસના તાપથી છાણ સુકાઈ ગયુ. વીંટી એમાં ચોટી ગઈ પછી બધા ભાઈઓ અને બહેનોને સાબદા કરી પાસેના ભરેલા કૂવામાથી પાણીના હાડા ખેચી ખેચી આ ખાલી કૂવામા ઠાલવવા કહ્યુ. પોતે પણ એમની સાથે કામે લાગી ગયો પાણી છેક કૂવાના કાઠા સુધી આવતા છાણ પણ તરીને ઉપર આવ્યું. અભયે તે લઈ લીધું અને અદરની વીટી મહારાજાના અધિકારીના હાથમા મૂકી લોકો અભયની બુદ્ધિપ્રતિભાથી અજાઈ આશ્ચર્યમાં ડૂબી ગયા

બધાંએ કહ્યુ, ધન્ય છે. અમલદાર પણ ખુશ ખુશ થઈ ગયો અને અભયને મહારાજા શ્રેણિક પાસે લઈ ગયો. રાજાજીએ બધી વાત સાભળી એનો વાસો થાબડ્યો અને વીંટી ભેટ આપીને એની ઓળખાણ પૂછી અભયે તેની માતાએ આપેલી મુદ્રિકા મહારાજાના હાથમા મૂકીને પંદર વર્ષ પહેલાનો પ્રસંગ યાદ દેવડાવ્યો મહારાજા ઝાખા પડી ગયા.

એમને બધું યાદ આવ્યું ગળગળા થઈ એમણે પુત્રને માથે હાથ મૂક્યો અને દરબાર ભરી એને મહામંત્રીની પદવી આપી પછી ખેડૂતને ઘેર પાલખી મોકલી નદાને રાજમહેલમા બોલાવી લીધી ચાર આખો ભેગી થતા મહારાજાની આખોમા હર્ષનાં આસુ આવ્યા.

નંદાએ પતિના પગમાં પડી કહ્યું: "દેવ, હુ તો ભવોભવની દાસી આ જન્મમાં તમે ન મળત તો અનેક જન્મ સુધી રાહ જોઈને બેસી રહેત!"

*

રાજગ્રહી નગરીના દુર્ગપાલોએ દાંડી પીટીને મહામંત્રી તરીકે અભયની વરણી થઈ હોવાની જાહેરાત કરી દીધી છે. ચોકે અને ચૌટે એની બુદ્ધિમત્તાના વખાણ થઈ રહ્યાં છે.

લોકો તો એ સમાચાર જાણી રાજી રાજી થઈ ગયા છે. ઘેર ઘેર આસોપાલવના તોરણો બંધાયાં છે રંગરાગ, ઉત્સવ અને નૃત્યગાન થઈ રહ્યાં છે જેમ પ્રજાને કુશળ મહામંત્રી મળ્યો તેમ રાજાને પણ પંદર વર્ષ પછી પોતાના સ્ત્રી–પુત્ર મળ્યા એનો અધિક આનંદ છે મહારાજા શ્રેણિકે મંત્રીઓને કહ્યુ · "આજના મંગલ પ્રસંગે પ્રભુ મહાવીરને આશીર્વાદ આપવા રાજગ્રહીમા પધારવા આમંત્રણ પાઠવો"

ભગવાન મહાવીર વેણુવનમા પોતાના સાધુસંઘ સાથે બિરાજી રહ્યા છે. માનવજાતના કલ્યાણની અહોનિશ કામનાથી એમના નયનોમા કરુણાનો નિધિ છલકાય છે રાજસેવકોએ ઘોડાપરથી ઊતરી એમના ચરણમા પડી કહ્યુ "પ્રભુની ચરણરજ લેવાની ઇચ્છાથી મગધનરેશ શ્રેણિકે આપને યાદ કર્યા છે"

બીજા દિવસે શ્રમણસંઘ સાથે પ્રભુ મહાવીરે રાજગ્રહી નગરીને પાવન કરી લોકોનો આનંદ સમાતો નથી એમના પવિત્ર પગલે દુંદુભિ વાગી રહ્યા છે અંતપુરના મોટા સ્ત્રીસમુદાય સાથે મહારાજા શ્રેણિક અને અભયે પ્રભુનું વંદન કર્યું. અભયે કહ્યું "પાપના કાદવમા ડૂબેલા એવા અમને આપની અમૃતવાણી સંભળાવી પાવન કરો પ્રભુ!"

ત્રણ ત્રણ દિવસ સુધી પ્રભુની અમૃતવાણીનો પ્રવાહ નાના-મોટા, ઊંચ-નીચ સૌ જીવોને પુણ્યસ્નાન કરાવી રહ્યો છે જીવનની વેણુ મંગલ સૂરે વાગી ઊઠી છે જાણે આકાશમા મેઘમાલા પણ થંભી ગઈ છે ભગવાન મહાવીરની પ્રેમવાણીથી ભીંજાયેલા અભયે એમના પગમા પડીને કહ્યુ "હિંસામાથી અહિંસામા, અસત્યોમાથી સત્યમા અને અંધકારમાથી પ્રકાશમા પ્રેરનારી આપની વાણી ધન્ય છે પ્રભુ!" અને પછી એણે પોતાની આંગળીમાથી ત્રણ રત્નોવાળી વીંટી કાઢી પ્રભુના ચરણમા મૂકી દીધી

ભગવાન મહાવીરે કહ્યુ · "સાધુઓને સુવર્ણ કે રત્નોની શી જરૂર છે? અમારા સંઘના બધા સાધુઓ પાસે આથીયે વધુ મૂલ્યવાન ત્રણ રત્નો હોય છે: સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ પોતાની જાતને અને બીજાને પણ સમૃદ્ધિશાળી બનાવી શકે છે"

સમય થયો એટલે પ્રભુએ તો શ્રમણસંઘ સાથે વિદાય લીધી પણ અભય વિચારોના ચકરાવામા ચડ્યો જેમણે ત્રણ રત્નોથી પોતાનુ જીવન વિભૂષિત કર્યું હોય એવી વિભૂતિના ચરણે શા માટે ન જવુ?

એવામા થોડા દિવસ પછી એક મુનિનુ રાજગ્રહીમા આગમન થયું.

પ્રભુ મહાવીર પાસે દીક્ષા લઈને નગર નગરમા ઘૂમતો આ સાધુ રાજગૃહીની ગલીઓમા ઘૂમવા લાગ્યો સાધુ બનેલા એ ગરીબ કઠિયારાને કોઈએ પણ ભીક્ષા ન આપી કેટલાકે એમ પણ કહ્યુ કે, પેટ નહોતું ભરાતુ એટલે સાધુ થયો છે! લોકોના તિરસ્કાર અને ઉપાલભોને સહન કરતો સાધુ મૂંગો મૂંગો રસ્તા પરથી નત મસ્તકે ચાલ્યો જતો હતો, એ કોઈની પણ સાથે બોલતો નહોતો

નગરચર્ચા જોવા નીકળેલા અભયે તેને જોયો લોકોનું ટોળુ મુનિની પાછળ પડ્યું હતું અને અનેક જાતની વાતો કરીને એને વગોવી રહ્યું હતુ અભય પ્રભુ મહાવીરનો ભક્ત હતો. તેનું હૃદય અનુકંપાથી ભરાઈ ગયુ સાધુ–મુનિઓને એ હમેશાં વંદન કરતો અને ભાવ-

પૂર્વક ભિક્ષા આપતો. એ મુનિને ઊભા રાખી પગે લાગી અભયે કહ્યું "ગુણની પૂજા માટે વય કે જાતિ જોવાતી નથી જ્ઞાન અને ગુણ તો સર્વત્ર પૂજ્ય છે"

મુનિએ આનંદ પામી અભયને આશીર્વાદ આપ્યા પાછળ આવતા લોકોના ટોળાને આશ્ચર્ય થયું તેઓ અભય અને મુનિને આજુબાજુથી ઘેરી વળ્યા એક જણાએ તો મુનિ પર પથ્થર પણ ફેંકયો એથી ચોંકીને ગંભીર બનેલા અભયે પોતાના હાથમાની સોનાની વીંટીમાથી ત્રણ રત્નો બહાર કાઢી લોકોના ટોળાને ઉદ્દેશીને કહ્યુ "શાંત થાઓ અને સાંભળો, મારે આ ત્રણ રત્નો આપવાના છે"

"કોને આપવાના છે?" ટોળામાથી અવાજ આવ્યો

અભયે કહ્યુ "જે ત્રણ વસ્તુ છોડે તેને: એક ઠંડું પાણી, બીજી વસ્તુ અગ્નિ અને ત્રીજી સ્ત્રી"

લોકો કહે "એ તો ભારે મુશ્કેલ હંમેશા ગરમ પાણી પીવુ, કોઈ પણ જાતનો અગ્નિ પોતાના માટે સળગાવવો નહિ અને સ્ત્રી સાથેનો સંબંધ હંમેશ માટે છોડી દેવો એ તો ભાર કઠણ કામ એ કેમ બને?"

અભયે ગંભીર બનીને કહ્યુ "આ રત્નોના અધિકારી તમે નહિ, પણ આ મુનિ છે એમણે સાધુના વસ્ત્રો ઓઢી હંમેશને માટે ઠંડુ પાણી છોડયુ છે, અગ્નિ છોડયો છે અને સ્ત્રીસંગ પણ છોડયો છે"

સાધુએ કહ્યુ "અમોને એ વીંટી ન ખપે અમે અપરિગ્રહી છીએ. આવા પાર્થિવ રત્નો કરતા વધુ કીમતી રત્નો અમારી પાસે છે"

"ધન્ય છે, ધન્ય છે," લોકોએ મુનિનો જયજયકાર કર્યો સ્વાર્થ અને સુખમા અહોનિશ રાચતા લોકોએ એમની ચરણવંદના કરી અને કહ્યુ "અમારી ભૂલ થઈ મુનિવર, અમને ક્ષમા આપો"

સાધુએ પોતાની પાસેના ત્રણે રત્નો માનવજાતના કલ્યાણ માટે આપી દીધા વીત-રાગી-સાધુની અમૃત વાણીથી તે દિવસે રાજગૃહી નગરી ધન્ય બની. બીજા દિવસે અભયે એ જ કઠિયારા સાધુ પાસે દીક્ષા લીધી અને તેમની સાથે વનનો મારગ લીધો

આકાશમા શ્યામ મેઘઘટા જામવા માડી હતી અષાઢનો પવન જોરજોરથી આવીને રાજગૃહી નગરીના બારી-બારણા ખખડાવી રહ્યો હતો મુનિ અને અભયના અંતરના દ્વાર પણ એ જ રીતે ઉઘાડ-બીડ થઈ રહ્યા હતા. કોઈ અપાર્થિવ તેજને ઝંખતા તેઓ આગળ ને આગળ ચાલ્યા જતા હતા અને નગરના નર-નારીઓ એમને દૂર રહ્યા રહ્યા અંતરથી વંદન કરી રહ્યા હતા.



અભયસોમકૃત

# માનતુંગ-માનવતી-ચઉપઈ

સંપાદક : કનુભાઈ પ્ર. શેઠ એમ એ

અભયસોમકૃત 'માનતુગ-માનવતી-ચઉપઈ'ની રચના વિ સં. ૧૭૨૭માં થયેલી છે. પ્રસ્તુત કૃતિનું સંપાદન અમદાવાદના લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના મુનિ શ્રી પુણ્યવિજયજીના સંગ્રહની સં ૧૭૪૭મા લખાયેલી, એક શુદ્ધ પ્રત પરથી કર્યું છે ભંડારના ૨૭૫૨ ક્રમાકવાળા ગૂટકામા બીજી કૃતિઓની સાથે પાના ૧૧ થી ૧૮ સુધીમાં આ કાવ્ય ઉતારેલું છે ભુજ મધ્યે સ ૧૭૪૭ના આશ્વિન માસમા તેની નકલ કરવામા આવી છે

કૃતિ સ ૧૭૨૭માં રચાઈ, એ એની 'પ્રશસ્તિ'ના નીચેના ઉલ્લેખ પરથી સ્પષ્ટ થાય છે:

"સતર સતાવીશઇ સંવત્સરઈ, સુદિ આસાઢઇ દ્વિતીયા દિન ગુરઇ,
ખરતર સદ્ગુરુ જિણચદ જયકરુ, તેહનઇ રાજઇ સોહગસુંદરૂ;
સુંદરૂ મોમસુંદર પ્રસાદિ, અભયસોમ ઇણિપરિ કહઇ,
એ સરસ કહિનઇ કથા દાખી, ભેઃ મતિમંદિર લહઈ" (૪)

આ પરથી જાણવા મળે છે કે તે ખરતરગચ્છના જિનચંદના શિષ્ય સોમસુદરના શિષ્ય હતા. તે સિવાય કોઈ ખાસ માહિતી તેમના અંગત જીવન વિષે પ્રાપ્ત થતી નથી.*

* શ્રી મોહનલાલ દલીચદ દેસાઈએ કવિની પ્રાપ્ત કૃતિઓની હસ્તપ્રતોને આધારે તેમનો કવનકાલ સંવત ૧૭૧૧ થી ૧૭૨૯ ગણાવ્યો છે (જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ, પૃ ૬૬૪,) અને આ ચઉપઈ ઉપરાંત બીજી ત્રણ કૃતિઓ : ૧ વૈદર્ભી ચોપાઈ (સં ૧૭૧૧), વિક્રમચરિત્ર ખાપરા ચોપાઈ (સં. ૧૭૨૩) અને વિક્રમચરિત્ર (લીલાવતી) ચોપાઈ (સં. ૧૭૨૪) ઉપલબ્ધ થતી હોવાનું નોંધ્યું છે. (જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૨, પૃ ૧૪૨-૧૪૬)

આ કૃતિની ભાષામાં મારવાડી–ગુજરાતીનું મિશ્રમણ જોવા મળે છે. શ્રી ઉમાશંકર જોશી આ ભાષાને મારુ–ગુર્જર તરીકે અને પુરાતત્ત્વાચાર્ય મુનિ શ્રી જિનવિજયજી આને રાજસ્થાની–ગુર્જર તરીકે ઓળખાવે છે.

પ્રતમાં કુલ ૮ પાના છે. પાનાનું સામાન્ય માપ ૭·૧"×૪·૭" ઇંચ છે. દરેક પાના પર પ્રાય. ૧૭ પંક્તિ છે પત્રની ડાબી અને જમણી બાજુ ૦·૬" નો હાંસિયો લાલ શાહીથી અંકિત કરવામાં આવ્યો છે સમગ્ર પ્રત સુવાચ્ય દેવનાગરી લિપિમાં એક હસ્તે ઉતારેલી છે.

પ્રસ્તુત એક જ પ્રત પરથી આ કૃતિ અહીં રજૂ કરી છે.

## કથાસાર

કવિ અભયસોમ આરંભમા ગુરુને નમન કરી, પછી પહેલી કડીમા સરસ્વતી અને સદ્‌ગુરુને પ્રણામ કરી કાવ્યનો પ્રારંભ કરે છે.

માલવદેશમા આવેલ ઉજ્જન નગરીમાં રાજા માનતુંગ રાજ્ય કરતો હતો તેને રૂપ-ગુણયુક્ત ગુણસુંદરી નામે રાણી હતી તે નગરમા શ્રેષ્ઠી ધનપતિ અને તેની પત્ની ધનવતી રહેતા હતા. તેમને રંભા જેવી સ્વરૂપવાન અને ચોસઠ કલામા નિપુણ એવી માનવતી નામની પુત્રી હતી.

એકવાર રાત્રિ સમયે નગરચર્ચા કરવા નીકળેલ રાજા માનતુંગે ચાર–પાંચ કન્યકા-ઓને અરસપરસ વાતો કરતા સાભળી એકે કહ્યું. "હું પતિની સેવા કરીને તેને રીઝવીશ." બીજીએ કહ્યુ · "હું ભાતભાતના ભોજન દ્વારા પતિને પ્રસન્ન કરીશ" માનવતીએ કહ્યુ : "જો પ્રીતમને પૂર્ણપણે વશ કરીએ તો જ પરણ્યાનુ પ્રમાણ કહેવાય જે સાત ઘડા પાણી વડે મારા પાદનુ પ્રક્ષાલન કરશે અને હું ધરતી પર પગ મૂકું ત્યારે પોતાની હથેળી ધરશે, એવા પુરૂષને હુ મારો 'કંથ' બનાવીશ" પ્રછન્નપણે આ સાભળી રહેલા રાજાએ તેને પરણીને તેનો ગર્વ ઉતારવાનો નિર્ણય કર્યો

બીજે દિવસે પ્રધાન દ્વારા 'માગુ' કરી રાજા ધનપતિની પુત્રી માનવતીને પરણ્યો. પરણ્યા બાદ તેને સાથે ન રાખતા રાજા માનતુંગે માનવતીને એકાતમા આવેલ એકથંભા મહેલમાં ચોકીપહેરા નીચે રાખી અને તે રાત્રીએ સખીઓ પાસે બોલેલા બોલ સિદ્ધ કરી બતાવવા જણાવ્યુ.

માનવતીએ પણ પોતાના બોલ સિદ્ધ કરવાનો નિર્ણય કર્યો. પોતાના પિતાને બોલાવી આ સર્વ બિના તેણે જણાવી, અને એમને પોતાના ગૃહથી એકથંભા મહેલ સુધી સુરંગ તૈયાર કરવા જણાવ્યું. થોડા વખતમાં જ ધનપતિએ તે પ્રમાણે સુરંગ ખોદાવી. સુરંગ વાટે એકાંતવાસ તજી માનવતી પિતાગૃહે આવી.

પછી માનવતીએ યોગિનીનો વેશ ધારણ કરી, હાથમાં વીણા લઈ નગરમાં ફરવા માંડ્યું માનતુંગે તેના 'વીણાવાદન'થી આકર્ષાઈ તેને મંત્રી દ્વારા તેડાવી તેનો આદર-સત્કાર કર્યો. યોગિનીને જોઈ રાજાને તે 'એકથંભા મહેલમાં રહેતી માનવતી' હોવાનો ભ્રમ થયો રાજાને વિચારમાં પડેલો જોઈ માનવતી ચેતી ગઈ. યોગિનીને વિદાય કરી

રાજા જલદીથી એકથંભા મહેલ તરફ રવાના થયો. માનવતી પણ સુરંગ વાટે એકથંભા મહેલમા જઈ પલંગ પર સૂઈ ગઈ. રાજાએ આવી માનવતીને જોઈ; તેનો ભ્રમ દૂર થયો.

યોગિની તરફ આકર્ષાયેલ રાજાએ તેને ફરી બોલાવી, કાયમ પોતાની સાથે રહેવા વિનંતિ કરી "રાજા પોતાની સાથે એક ગામ અને એક ઠામમા રહેશે" એવી શરત કરી, યોગિની રાજા સાથે રહેવા લાગી.

હવે એક વખતે 'મુંગીપાટણ'નગરના રાજા દલથંભણની પુત્રી રત્નવતીનું 'નારીયેલ' લઈ તેનો પ્રધાન રાજા માનતુંગ પાસે આવ્યો. રાજાએ તેનો સ્વીકાર કર્યો હવે તેને પરણવા માટે 'મુગીપાટણ' જવાનું થતાં, રાજા વિસામણમા પડયો, કેમકે શરત પ્રમાણે તે યોગિનીને મૂકીને કયાય જઈ શકે તેમ ન હતો રાજાએ પોતાની મુશ્કેલી યોગિનીને જણાવતા, તે પણ રાજા સાથે 'મુગીપાટણ' જવા તૈયાર થઈ

રાજા યોગિનીને લઈને મુંગીપાટણ જવા નીકળ્યો બે-ત્રણ મજલ ગયા બાદ રાજાએ વિશ્રામ કર્યો યોગિની રાજાની રજા લઈ સ્નાન કરવા સરોવરે ગઈ યોગિનીનો વેશ ઉતારી તેણે સોળ શણગાર ધારણ કર્યા અને પાસે આવેલ વૃક્ષની ડાળી પર હીંચકા ખાતી ખાતી ગીત ગાવા લાગી

વિલંબ થતા રાજા યોગિનીની તપાસ કરવા સરોવર કિનારે આવ્યો યોગિનીને બદલે એક રૂપવતીને જોઈ તે તેના પર આસક્ત થઈ ગયો. પાસે જઈ તેણે તેની સાથે વાત-ચીત આરંભી પેલી રૂપવતીએ રાજાને જણાવ્યુ. "હુ વિદ્યાધરી છુ જે કોઈ સાત ઘડા પાણી લાવી મારા પગ ધોઈ, તે ચરણોદક પીવે તેની સાથે હું લગ્ન કરીશ" તે સાંભળી માનતુંગે તેની સાથે પરણવાનો નિર્ણય કર્યો અન્ય સાધન ન મળતા, તેણે હાથની અંજલિ બનાવી, પાણી લાવી તેની સર્વ શરતો પૂર્ણ કરી હવે થોડીવાર રાજા સાથે બેસી પેલી રૂપવતી યુક્તિપૂર્વક રાજા પાસેથી અલોપ થઈ ગઈ નિરાશ થયેલો રાજા વિશ્રામસ્થાને પાછો ફર્યો.

એટલામા માનવતી ફરી યોગિનીનો વેશ ધારણ કરી રાજા સમક્ષ આવી પહોચી રાજા તેની સાથે મુંગીપાટણ પહોચ્યો નગર બહાર આવેલી વાટિકામા તેને મૂકી, રાજા રત્નવતીને પરણવા નગરમા ગયો.

માનવતીએ ફરી પાછો યોગિનીનો વેશ ઉતારી અન્ય વેશ ધારણ કર્યો અને રાજા માનતુંગ પાસે જઈ પોતાને કુંવરીની 'ધાઈ' તરીકે ઓળખાવી તથા જણાવ્યુ કે "ગોત્ર દેવતાનુ કારજ કર્યું નથી એટલે હમણા કુંવરીનો સમાગમ થઈ શકશે નહી" રાજા આ સાંભળી નિરાશ થયો

પછી માનવતીએ કન્યાવાળાઓની પાસે જઈ પોતાની જાતને 'માનતુંગ રાજાની વડારણ' તરીકે ઓળખાવી અને જણાવ્યું કે "અમારા કુલદેવતાને બલિ કરવાનો છે, જે અમે ઉજ્જૈનનગરી ગયા પછી થશે એટલે ત્યા સુધી કુંવરીને રાજાનો મિલાપ થશે નહી."

ફરી પાછી માનવતી રાજા પાસે આવીને એની સેવા કરવા તેની સાથે રહેવા લાગી આ સમય દરમ્યાન તેણે અનેક હાવભાવ દ્વારા રાજાને પોતાના તરફ આકર્ષી, તેને મોહમા પાડી દીધો રાજા પણ તેની સાથે અનેક પ્રકારના ભોગ ભોગવા લાગ્યો. થોડા સમય બાદ

માનવતીને રાજા માનતુંગથી ગર્ભ રહ્યો તેણે આ વાત રાજાને જણાવી. રાજા માનતુંગે તેને પોતાની સાથે ઉજ્જેનનગરી આવવા જણાવ્યું પણ માનવતીએ દલથભણ રાજાનું બહાનું બતાવી તેમ કરવાની અશક્તિ બતાવી પછી માનવતીએ રાજા પાસે આ બાબતની નિશાની તરીકે રાજાના નામવાળી વીંટી, મોતીનો હાર અને હાથના સાંકળા માગી લીધા બાદ માનવતી યુક્તિપૂર્વક રાજા પાસેથી છટકી ઉજ્જેનનગરી ચાલી આવી અને એકથંભા મહેલમાં રહેવા લાગી. તેણે પોતાને ગર્ભ રહ્યાની વાત વહેતી કરી.

રાજા માનતુંગ દલથભણ રાજાની રજા લઈ ઉજ્જેન નગરી પાછો આવ્યો તેટલામા ચંદરી નગરીના ચક્રવર્તી રાજાનો પોતાને ત્યાં આવી જવાનો સંદેશો મળતા તે એકદમ તે તરફ રવાના થયો માર્ગમા તેને પટરાણીનો સંદેશો મળ્યો કે રાણી માનવતીને ગર્ભ રહ્યો છે પણ રાજાને આ વાત પર વિશ્વાસ ન આવ્યો આગળ વધીને તે ચંદરી નગરી જઈ શિશુપાલ રાજાને મળ્યો એટલામા બીજો સંદેશો આવ્યો કે રાણી માનવતીએ સીમંતનું સ્નાન કર્યું છે રાજા હવે વિચારમા પડી ગયો. થોડા સમય બાદ ફરી સંદેશો આવ્યો કે માનવતીએ પુત્રને જન્મ આપ્યો છે. રાજાને હવે આ વાત સાચી લાગી તે તરત જ ઉજ્જેનનગરી પાછો આવ્યો

પાછા આવ્યા બાદ રાજા દરબાર ભરી બેઠો હતો એટલામા માનવતીએ આવી પુત્રને રાજા સમક્ષ મૂક્યો પોતાના જેવું બાળકનું રૂપ જોઈ રાજા અચંબો પામ્યો રાજાએ આ અંગે માનવતીને પૃચ્છા કરી ખુલાસો કરતા માનવતીએ સર્વ ભેદ ખુલ્લો કર્યો અને પોતે જ 'યોગિની', 'વિદ્યાધરી' અને 'પ્રાઈ' હોવાનુ જણાવ્યું રાજાએ પ્રત્યક્ષ પ્રમાણ વગર આ વાત સત્ય માનવાનો ઇન્કાર કર્યો એટલે માનવતીએ પેલી વીંટી, મોતીનો હાર અને હાથના સાકળા રજૂ કર્યા હવે રાજાને સર્વ બાબત સમજાઈ ગઈ માનવતીએ કહ્યું કે એણે પોતાના સર્વ બોલ સિદ્ધ કર્યા છે રાજાએ માનવતીના શીલની પ્રશંસા કરી તેને પટરાણીપદે સ્થાપી

હવે એક વખત નગર બહાર એક સાધુ મહારાજ પધાર્યા માનતુંગ અને માનવતી તેમને વંદના કરવા ગયાં વંદના બાદ પૃચ્છા કરતા સાધુ મહારાજે તેઓને તેમના પૂર્વભવનો વૃત્તાન્ત કહ્યો સાધુ મહારાજનો ઉપદેશ સાભળી તેમણે શ્રાવકોને અનુરૂપ બાર વ્રતનો સ્વીકાર કર્યો આમ વ્રત ધારણ કરી રહેલા તેઓ સમત્વ પામ્યા

## માનતુંગ-માનવતી-ચઉપઈ

### શ્રીગુરુભ્યો નમઃ

પ્રણમું માતા સરસતી, પ્રણમું સદગુરુ પાય;<br>
મુરખથી પંડિત કરઈ, જસ જગમઈ કહેવાય ૧

કથા સરિસ નઈ કવિવયણ, કેલવીયા બહૂ મીઠ,<br>
સાકર દ્રાખ અમી થકી, મઇ તો અધિકા દીઠ. ૨

ધરમ અનેક પ્રકાર છઇ, સાચ સમો નહી કોઇ,<br>
બોલણહારઉ સાચનઉ, કોઇક વિરલો જોઇ. ૩

માંનવતી વાકઉ કહ્યઉ, સમઉ હૂઉ અવસાણુ;
માનતુંગ આગલિ મિલ્યાં, જેહનઉ રહીઉ માણુ ૪
કહૂં કથા હવિ તેહની, જિમ હોઇ જગ માહિ;
સાવધાન થઇ સાભલો, સુરતા મન ધર ચાહિ. ૫

ઢાલ ૧

[ ચઉપઈની ]

માલાગિર છઇ માલવદેસ, બીજાં દેસા ઉચ્ચપ્રદેશ;
તીરથ તોય ઘણા તિહા થાંન, સત્રૂકાર ઘણા જિહાં દાન. ૧
રાજા પરજા ધરમી લોક, પાન ફૂલ લાભે સહુ થોક,
ઉજેણીનગરી પરધાન, માનતુંગ રાજા બહૂમાન ૨
કોઇ ન લોપઇ જેહની કાર, વયરી જીતા ખડગ પ્રહાર,
પરજા પાલે ટાલે વાંક, રૂપકલાગુણુ આડઉ આક. ૩
વિજઇ પંજર સરણાઇ સૂર, વાચા અવિચલ તેજ પડૂર,
ખ્યાગ ત્યાગ નિકલંક નરેસ, કીરત જેહની દેસ પ્રદેસ ૪
અણુભ ગ વિરુદ માહામછરાલ, ઉન ઘનાઘન નઇ ર ઢાલ;
ગુણસુ દરિ રાણી ગુણભરી, સીતા સીલઇ સોહિ ખરી. ૫
નગર માહિ વસઇ વિવહારીયા, લાખ કોડિ માયા ધારીઆ,
સત પેઢીયા કે સાહૂકાર, ઘરઘર બારઈ દઇદઇકાર ૬
ધનપતિ સેઠ વસઇ તિણુ ઠામ, દેસ નગર મઇ જેહનો નામ;
ધનવતી ઘરણી તેહની જાંણિ, મી ઠી તેહની અમૃત વાંણુ ૭
માનવતી તેહની ઘરિ સાર, પુત્રી ર ભ તણઇ અવતાર,
લખણુ બત્રીસ અછઇ જે અંગ, ચઉસઠિ કલા તેહને પરસંગ. ૮
લોક માહિ ઘણો જસ તેહ, ચ પાવરણુ અછઇ તસુ દેહ;
માતપિતાનઉ પણિ છે નેહ, પુત્ર જિસી ઘરરાખણુ રેહ. ૯
વય આવી જોવનની સ ધિ, લાજઇ નમીઉ જેહનો ક ધિ,
ડાહી નઇ ભોલી પિણુ જા ણિ, કીજઇ તેહના કિતાઈ વખાણુ. ૧૦

[ દુહા ]

માનતુગ એકણુ સમઇ, મનમઇ ચંતે એમ;
જોઉં પરજા કેહવઉ, રાખે મુજસૂ પ્રેમ. ૧
અંધારી તારા ભરી, રયણી પહૂર વિતીત,
સીખ દેઈ દરબારથી, ઉઠયા મન ધર ચીત ૨
શામ વેસ પહિરણુ સજે, ખડગ ધરઇ નિજ હાથ;
એકાકી નઇ ભય રહિત, બીજો કો નહીં સાથ. ૩

ચઉકિ ગલી ચુહટે ભમઇ, સુણતઉ નવ નવ વાત,
રલીયાં ફિરતો રંગમઇ, હુઇ તિસઇ અધરાતિ ૪
સરખી વય સરિખે ગુણે, સરખિ રૂપ ઉદાર,
સરખિઇ કુલ નઇ માજ નઇ, ખેલઇ સાત કુમાર. ૫

ઢાલ ૨

[ રાગ મારૂ, કરમ પરીક્ષા, એ દેશી ]

બાલી ભોલી મિલને એકઠી રે, રામતિ રમઇ રે રસાલ;
એક એકથી ચઢતી કલા રે, માનવતી વિગિ બાલ. બાલી૦ ૧
લૂયરિ દીધી આઙ્ગોમામહી રે, કુદી ' દીધી ફેર,
રાસ રમી નવલા રાગમઇ રે, ઘરહર મિલિનઇ ઘેર. બાલી૦ ૨
રામિત કરનઇ બઇઠી રંગમઇ રે, વાત કરઇ ધરિ પ્રેમ,
આપે કિમ રમિસ્યા એકઠા રે, પરણ્યા પાછઇ કેમ બાલી૦ ૩
કહે બાલી તે ઇક કન્યકા રે, ઇણુ નગરી વીવાહ,
આપણાનો થાસઇ એક ઠા રે, વર જોયા ધર ચાહ બાલી૦ ૪
માનવતી કહઇ તિહા માહારે રે, નહી જોયો કોઈ વીદ,
રાતિ દિવસ તે જોતા રહઇ રે, પિતા ન આવઇ નીદ બાલી૦ ૫
વલતી કન્યા એક કહઇ ઇસઉ રે, મિંલસ્યા કિણુ સયોગ,
કથન અહ્મારો કહવો ચાલસઇ રે, કંતઉ કિણુહી જોગ? બાલી૦ ૬
માનવતી કહઇ વાલ્હા કંતનો રે, દિલ છઇ આપણે હાથ,
કેલવણી જો જાણેઇ કામિની રે, બયલ ચલઇ જિમ નાથ બાલી૦ ૭
પૂછુ બહિની કિણિપરિ રીઝવી રે, વસ કરીસ્યઉ કિમ કંત,
કામણુ મોહણુ નારી કેલવી રે, અથવા ગુણિનઇ મંત બાલી૦ ૮
કહઇ ઇક બાલી હુ વસિ કરુ રે, સેવા કરી રે સભાવ;
કથન ન લોપુ કદિહી કંતનઉ રે, હીયડઇ કરઇ હાવભાવ બાલી૦ ૯
કહઇ બીજી ભોજન ભગતિસુ રે, કહઇ ત્રીજી સિણુગાર,
રાગરંગ કરે ચોથી કહઇ રે, વસ કરસૂ ભરતાર. બાલી૦ ૧૦
કહિ બાઇ! તુ કિણુપરિ રીઝવી રે, કંતઉ કિસે ગુણેહ,
માનવતી કહે તોહ્મે સાભલઉ રે, નારિ નહી છઇ તેહ બાલી૦ ૧૧

[ દૂહા ]

કહ્યો કરઇ જે કંતનઉ, તે કિમ કહીયઇ નારિ,
પગસૂં પાછઉ ઠેલતા, કદે ન મુકઈ લાર ૧
ગુણવંતી સીલઇ સધર, તિણુરઇ કિસો વિચાર,
સદા સદા તિણુ નારિનઇ, કંત ન લોપઇ કાર ૨

જઉ કયુ આપામઇ હોવઇ, તો જગ કીજે જેર;
કંતારો કહિવઉ કિસૂં, મોલ લિઉ દે મેર ૩

કહઇ બીજી તિહા કન્યકા, તું કિમ રીઝિસિ કંત,
ક્ષામઇ તુ અધિકી ચતુર, તાહરઇ કેહઉ તંત ૪

સાત ઘડે પાણીતણે, પાઉ પખાલઇ પીવ;
પગ ધરતી દેતાં થકા, માડે હાથ સદીવ. ૫

માનતુંગ રાજા સૂણી, વાતા તણુઉ વિવેક;
બીજી બાલા પાધરી, બોલકડી છઇ એક ૬

## ઢાલ ૩

[ મઇ વઈરાગી સંગ્રહઉ એહની ]

ચિતમઇ રાજા ચીતવઇ, બહુ બોલી ઇક બાલી રે;
કહો એ વાતા કિમ હુવઇ, વાત અચંભઇ વાલી રે ચિત૦ ૧

અચિરજ મનમઇ આણીઉ, રાજા હૃદય વિચારી રે,
જોઉ બોલ બોલઉ જિકયુ, કામિન કઠિન કુમારી રે ચિત૦ ૨

મનમઇ ગાઠિ ગ્રહી સહી, રાજા એમ વિમાસી રે,
બોલ ઉતારુ એહનો, થાઇ જગમઇ હાસી રે ચિત૦ ૩

અધિરતિ વોલી જેતલઇ, બાલ સવે ઘર જાવે રે,
રાજા પૂઠઇ તેહનઇ, મનની ચુંપઇ ધાવઇ રે ચિત૦ ૪

માનવતી ગઇ ગેહમઇ, તેહનઇ બારિ લગાવે રે,
પીક ઘણુઉ તિહા પાનનો, આપણુ પઇ ઘરિ આવે રે ચિત૦ ૫

પરભાતિ દરબારમઇ, મંત્રી તેડી ભાખે રે,
સહિનાણે તં બોલનઇ, ઉચઇ બારની સાખે રે. ચિત૦ ૬

ચાપઉ મઉર્યો બારણે, તેહનઇ ઘરિ તહ્નો જાઇ રે;
કન્યા તેહની સુંદરૂ, માહરઇ મનમઇ ભાઇ રે ચિત૦ ૭

જોડિ સગાઇ આવજો, સેઠને દેઇ વડાઇ રે;
કહ્યઉ રાજા પરધાનનઇ, કરિજો હેત લગાઇ રે ચિત૦ ૮

વહિ આયો ઘરિ તેહનઇ, સહિનાણિ તિણુ ઠામિ રે,
આયો સનમુખ શેઠજી, કરિ આદર સિર નામઇ રે ચિત૦ ૯

રાજ પધારિયા આગણે, કહિ ધનપતિ મુઝ કાજે રે ;
મનમઇ વાત મ રાખજો, કહિજ્યો મૂકી લાજો રે ચિત૦ ૧૦

કહઇ મંત્રી તુહ્મ કન્યકા, રાજા પરણુણ ચાહઇ રે,
આવઇ તોહ્મ ઘરિ આગણે, તોહ્મે કહઉ તિણુ સાહઇ રે ચિત૦ ૧૧

સેઠ કહિ કર જોડિનઇ, વીનતિ વાત વનાઈ રે;
સિર ઊપરિ ઇક સામિ છઇ, બીજા લોક ઘણાઇ રે. ચિત૦ ૧૨
પિંડ પ્રાણ છઈ જેહના, ધન પણુ તેહનઇં નામઇ રે,
કીધી સાહિબ ઉવારણઇ, રાખીજઇ કિણુ કામઈ રે ચિત૦ ૧૩
એક અરજ છે માહરી, હૂં ગરીબ કિણુ ગાનિ રે;
કિમ દિવરાયઇ મોથકી, કાથઉ ચૂનો પાને રે. ચિત૦ ૧૪
મઇ દીધી છિ રાજનઇ, કુમરી માહરી વાલ્હી રે,
પરણણ વઇગા આવજો, મેઘાડબર માલ્હી રે ચિત૦ ૧૫
મંત્રી તેહ સતોષિનઇ, કારિજ સિધ કરેઇ રે,
આવી રાજાનઇ કહઇ, કુમરી પરણઉ તેઇ રે ચિત૦ ૧૬
રાજા ઉછવ અતિ ઘણઇ, પરણી ધનપતિ કન્યા રે,
ધનપતિ કરઇ વધામણા, લોક કહિ એ ધન્યા રે ચિત૦ ૧૭
પરણીનઇ પૂછઇ નહી, પિઉડઇ ન કાઇ સારો રે,
લે નાખ્યા ભડારમે, જાણે મોતી હારો રે. ચિત૦ ૧૮

[ દૂહા ]

કહઇ રાજા તો આગલિ, ધોવિ પગ ધરિ હાથ,
ઠેલતા આઘો પડઇ, કરિજ્યો તેહનો સાથ ૧

માનવતી મન ચીતવઈ, આસા હુઇ નિરાસ,
લિખીઉ લાભઇ વખત મઇ, કીજઇ કિસઉ વેષાસ ૨

કારણ કોઇ ન જાણીઉ, રાજા કીધઉ રોસ,
કિસી વિમાસણ કીજીયઇ, દીજઇ કરમહ દોસ ૩

માનતુંગ મિલીયા થકા, માનવતી મન ચાહિ,
કૂઆ કેરી છાંહ જ્યુ, રહ્યા મનોરથ માહિ ૪

સરવર કઠિ સુહામણઉ, એકથભો આવાસ;
રાખી રાણી એકલી, માનવતી ઘરવાસ ૫

ખાણઉ પીણઉ પહિરણઉ, માસ એકનો માંન;
પુરણ કરે પ્રસાદમઇ, રાખે સાજ રાજાન. ૬

તાલા જડિનઈ પાહરૂ, રાજા કરઇ જતન્ન;
હઠ લાગો તેહિ જ હૂઉ, મઇ તો કીધઉ મન. ૭

જાલી એક રાખી જુગતિ, કામકાજની વાત.
રખવાલાનઇ દીધઉ હુકમ, બીજી છંડી તાત ૮

ઢાલ ૪

[ ચંદાવત રહી, એહની ]

કુમરી મનમઇ ચીતવઇ રે, કિમ કીધઉ કરતાર,
હીયડઇ હાર્યઇ કચુ નહી રે, નયણુ ભરે વારવાર
મહારાજા જોજો માહરી વાત, ઘડીયઇ ખેલઇ સંઘાત. (આંકણી) મહા૦ ૧
તેડઉ કોમરી તાતનઇ રે, વીતગ દુખની વાત,
કહ્યઉ સરૂપ તે રાયનો રે, દુખ કીધઉ તિહીં માત મહા૦ ૨
માયતાય કહિ વાલહી રે, એમ ન જાણો દ્રોહ;
હિવ તું કહઇ તિમ હૂ કરુ રે, તોસું માહારો મોહ. મહા૦ ૩
માનવતી કહઇ માહરી રે, ઇક વીનતી અવધાર,
સુરંગ દિવરાવઉ મહલમે રે, તાહરાં ઘરની લાર મહા૦ ૪
પુત્રી એહ નઉ દોહિલઉ રે, કાંઇ નહી ઇણુ કામ,
લાખ કોટિ લગિ ખરિચિસ્યું રે, જિમ તુઝ વાધઇ મામ મહા૦ ૫
સેઠ સુરંગ દિરાવતા રે, કાઈ ન લાગી વાર,
મન હરખ્યો તિહા આપણો રે, જોજ્યો થાઇ વિચાર મહા૦ ૬
આવઇ જાવઇ બાપનઇ રે, સદાઇ ઘરે સુખ હેત;
વીસામઉ લહે દુખ કહી રે, માતપિતાઇ સમેત મહા૦ ૭
વીણા ઇક આણી ભલી રે, મોટા તુંબા જેહ;
પચીસ આંગુલી ડંડ છે રે, કરહઉ તીન ગિણેહ. રાજા૦ ૮
ઘાટ ગમાઇ ને સારની રે, તાત ખરી સુર દેહ;
સખર સૂનહરી ચીતર્યા રે, મોરણા સરિખા વેહ મહા૦ ૯
ચીર અનઇ ગ્રહણા બિહુને રે, રાખઇ તુંબા મજ્જિ,
ખોલી લાલ લૂગી તણી રે, ઉપરિ રાખી સજ્જિ મહા૦ ૧૦

[ દૂહા ]

માનવતી માનઇ કરી, નીચો દાવ ન દેઇ,
કાઠાહૂં કાઠઉ કરે, હીયડઇ હરખ ધરેઇ ૧
વજ્રકછોટો નઇ મૃગત્વચા, આણ્યઉ ભેખ અલેખ,
પગ પહિરણુંનઇ ચાખડી, બટુઆ ભસમ વિશેષ. ૨
વીણુ વજાવઇ રાગમઇ, આલાપે સુખ નાદ,
નારદ તુંબર એહસૂ, કોઈ ન જીપઇ વાદ ૩
રાગઇ કુણુ નહૂ રંજીયા, બ્રહ્મા વિસન મહેસ;
એક ત્રિયા વેસાઇની, બીજે સાઇ ભેસ. ૪

ઇણુ રૂપઇ ત્રિયા ભમઇ, ચાચર ચહૂટે ચંગ;
એકાએક અનંત ગુણુ, રમલિ કરઇ નવરંગ. ૫

## ઢાલ ૫

[ રાગ કેદારઈ, ગુમાની જિંદા બે, એહની ]

ચંદ્રવદની મૃગલોચન કામિનિ, કોકિલ કંઠ સમાન;
વલિ આલાપઇ વીણુમઇ, ભલે વેધઇ ચતુર સુજાણુ.
સલૂણી સામિણુ સોહિઇ બે, અરે હા, માનની જનમન મોહિ બે. ૧

ગયગમણી નઇ અમૃતવયણી, નાસા દીપ સરીખ,
મુહકમલ વિરાજે મુલકતાં, હદહીરા દંત સરીખ સલૂણી૦ ૨

સૂર ઇકતાન સઝેનઇ વીણા, ઝીણા વિચિવિચિ તાન,
સાભલિ શ્રોતા રાગના, રહઇ થભ્યા દેવવિમાન સલૂણી૦ ૩

રીઝયા જાણુ વિસેષઇ મૂરખ, રીઝયા સહૂ નરનાર;
પસૂ પંખી પણિ રીઝીયા, સહુ ફિરતા લારોલાર સલૂણી૦ ૪

જિણુ જિણુ ગલીએ જોગિણુ જાઅઇ, લોક મિલે લખકોડિ,
કામકાજ સવિ મૂકનઇ, વહિ દેખણુ આવે દોડિ. સલૂણી૦ ૫

ન ગણિ તડકઉ તાઢ ન કાઇ, ન ગિણુઇ રાતિ નઇ દીહ;
ભૂખ તૃષા ન ગણિઇ સહી, વલિ ઠામ-કોઠામ નઇ બીહ. સલૂણી૦ ૬

ગોરખચેલી ગ્યાનગહેલી, બાલા અલખ સરૂપ,
કાર ન લોપઇ તેહની, કોઇ દેવ ન દાણુવ ભૂપ સલૂણી૦ ૭

વાત સૂણી સહૂ નગરમઇ, સાહિબ માનતુંગ મતિવંત,
ગુણુ ઢાકયા ન રહઇ કદે, કસતુરી નઇ ગુણુવંત સલૂણી૦ ૮

આપ સરીખો મુંકયો મંત્રી, તેડણુ જોગિણુ કાજ,
આવી સામણુ દેખતા, રીઝયો મનમે મહારાજ સલૂણી૦ ૯

આદર દીધો અતિ ઘણુઉ, રાજા પામ્યઉ દેખિ અચંભ;
સામિણુ કહૂં કઇ સારદા, માનું પરિતિખ દીસઈ રંભ. સલૂણી૦ ૧૦

પીતાંબર અંબર ફુઇંટ વિરાજઇ, રાજઇ મેખલિમાલ;
વીણુ વજાવઇ રાગમઇ, વલિ રીઝયો સુણુત ભૂપાલ. સલૂણી૦ ૧૧

રાજા મનમઇ ચીતવઇ, માહરી રાણી એકણુથંભ,
એહવી દીસઇ જોગિણી, પિણુ મનમઇ થાઇ અચંભ સલૂણી૦ ૧૨

સરિખઇ સરિખઉ દીસઇ જગમઇ, હું ભૂલઉ છું ભર્મ;
શીખ દેઇ રાજા સહૂ, અતિ દઉડયો તેહનઇ હર્મ સલૂણી૦ ૧૩

[ દુહા ]

પલટિ વેસ તે પદમણી, પહિલી બઈઠી જાઈ;
રાજા આયઉ તેતલઇ, હેત પખઇ બોલાય ૧

હે સુંદર, બઈઠી અછઇ, કિમ જાએ તુજ દીહ,
એકલડી કિમ આવડઇ, મનમઇ નાવઇ બીહ ૨

માનવતી કહે રાયનઈ, કીધઉ તાહરઇ હોય,
રાય કહઇ નહી માહરો, તઇ કહીઉ તે જોઇ. ૩

હોસઇ તે માહરો કહ્યો, જદિ કદિહી કાઇ વાત;
ધોસઇ પગ જે માહરો, તિણસુ મિલસી ઘાત. ૪

રાજા મનમઇ ચીંતવઈ, ત્રીયા હઠીલી જાત,
કર્મહીણ આ કામિની, ઇણસૂં કેહી વાત. ૫

માસ ચ્યાર સામઉ કરઇ, મુહર છાપ વલિ દેઇ;
રાજા દરબારઇ વલી, બઈઠો છત્ર ધરેઇ. ૬

ઢાલ ૬

[ અલબેલાની ]

રાજારઇ મનમઇ વસી રે લાલ, સામણિ રાતિ ન દીહ મન મોહ્યઉ રે,
જિમ તિમ આણઉ તેહનઇ રે લાલ, લાલ પાલ કરિ જીહ. મન૦ રાજા૦ ૧

નાવઇ યોગિણ માનમઇ રે લાલ, રાજા તે આયઉ આપ, મન૦
રાજાયઇ આણી રલી રે લાલ, સામિણ બઈઠી જાપ. મન૦ રાજા૦ ૨

કર જોડી રાજા કહઇ રે લાલ, સામિણ તાન સુણાઇ, મન૦
ઓર ન કોઇ વારતા રે લાલ, કાંઇ નાવઇ દાય મન૦ રાજા૦ ૩

કથા કહઇ કઉતિક તણી રે લાલ, વિચિવિચિ વાત વણાઇ; મન૦
ત્રિયા તણી પણિ ચાલવઇ રે લાલ, ભૂપ જણાઇ જણાઇ મન૦ રાજા૦ ૪

વલિ રાજા વિસમઇ પડઇ રે લાલ, જોઅઇ તિહાંકિણ જાઇ, મન૦
હુ ભૂલઉ ભ્રમમઇ પડયઉ રે લાલ, ઇમ કિમ જતનઇ થાય મન૦ રાજા૦ ૫

તેહની જીભ સમી નહી રે લાલ, અવલી બોલઇ વાણિ, મન૦
સઇણ તિકે દૂજણ હૂવઇ રે લાલ, તેહ ન મૂકે માણ. મન૦ રાજા૦ ૬

અમીય સમી એ યોગિણી રે લાલ, એ સમ કો નહીં નાર; મન૦
માન મૂક્યો મઇ માહરો રે લાલ, ઇણ આગે રહ્યા હાર મન૦ રાજા૦ ૭

કહઇ નૃપ સામિણ સાંભલો રે લાલ, મહઉલ રહઉ મુજ પાસ; મન૦
કહઇ યોગિણ જુગતિ નહી રે લાલ, યોગી ભોગી વાસ મન૦ રાજા૦ ૮

રાજા કહે રહિસ્યઉ નહિ રે લાલ, મયાઇ કરી મો પાસ; મન૦
નહીતરિ હૂં તાહરઇ કને લાલ, રહિસ્યું હોઇ દાસ. મન૦ રાજા૦ ૯

તાહરે હાથઇ માહારો રે લાલ, જીવ વિકાણો જાય, મન૦
જૂં જાણિઉ ત્યું હવિ કરઉ રે લાલ, થાહરઇ આવે દાય મન૦ રાજા૦ ૧૦
કહે સાંમિણુ ઇક બોલ ઘઉ રે લાલ, નવિ જાણૂ કિણુ ગામ, મન૦
એકણુ ગાંમિ એકઠા રે લાલ, રહિવો એકણુ ઠામ. મન૦ રાજા૦ ૧૧
વાચા દીધી તિણુ સમઇ રે લાલ, રાજા રીઝયઉ ભાઈ, મન૦
સુધિ બોધિ સહુ ભૂલી ગઇ રે લાલ, પ્રીતઇ પરવિસ થાઇ મન૦ રાજા૦ ૧૨
નાગિણુ નઇ વાઘિણુ કહ્નને રે લાલ, રહી માડેનઇ પ્રીત; મન૦
મરણુ થકી ન ડરઇ કદે રે લાલ, સાર તણા ત્યા ચીત મન૦ રાજા૦ ૧૩
બીહાડે ડોલા કરી રે લાલ, મત્ર જત્રની વાત, મન૦
મનમઇ નૃપ ડરતો રહે રે લાલ, દૂધ ડાકની ઘાત મન૦ રાજા૦ ૧૪

[ દુહા ]

રાજા મનમઇ બીહતો, તે સામિણુની ધાક,
રહિ અહોનિસ જીવડઉ, ઘડઉ ચડચો જિમ ચાક ૧
બીહઇ એકણુ દ્રેઠથી, હસઇ જ એકણુ દ્રેઠિ,
બોચકારઇ એકણિ કરઈ, એકણુ હાથ થપેટી. ૨
પુહર એક દીહઇ રહઇ, પુહર એક પણિ રાતિ,
સાવધાન જોગિણુ સદા, રાજા ન કરઇ તાત ૩
દખ્યણુ દેસઇ એક પુર, મુગીપાટણુ જેહ;
દલથભણુ રાજાધણિ, ગુણાવલી ગુણગેહ ૪
પુત્રી તેહની પદમણી, રતનવતી વીવાહ,
મૂંકયઉ તિહા નાલિર મિલ, માતપિતા ધરિ ચાહ. ૫
લે આયઉ પરધાન તિહા, માનતુંગ નૃપ પાસ,
આવોઉ રાજા ઊતાવલા, વઇગા ચઢે મ્હાસ. ૬

ઢાલ ૭

[ કાચી કલી અનારકી રે હા ]

રાજા ચિત ચિંતા થઈ રે હા, કિમ થાસઇ એ કામ મનમઇ ચિંતવઇ,
જઉ નવિ જાઉ તિહા કિણુઇ રે હા, ન રહઇ નૃપમઇ મામ. મન૦ ૧
જઉ જાઉ તો દિન લગઇ રે હા, ઇહા સામણુસૂ લાગ, મન૦
સાચ ઉખાણુઉ એ મિલ્યો રે હા, પરઉ તડઇ ઇહા વાઘ મન૦ ૨
બઈઠા તે દિલગીરમઇ રે હા, આવી સામિણુ પાસ; મન૦
દીસઇ રાજા દેહમઇ રે હાં, કાઇક આજ ઉદાસ મન૦ ૩
કહઇ રાજા સુજ આગુલી રે હા, ખિહૂ આરા વિચિ થાઈ; મન૦
વાત કહી મનની તિહા રે હા, તુ કહઇ તે તઉ થાઇ મન૦ ૪

આવે તું સાથઇ સહી રે હાં, તો મુજ સીઝઇ કાજ; મન૦
થે નાવો તો માહરે રે હાં, કાઇ ન રહિ લાજ. મન૦ ૫
તેરા મન નવિ ઘર રહે રે હાં, મેરા કોઇ ન દોસ; મન૦
તું રાજા મે યોગિની રે હા, મુજસૂં કેહા સોસ મન૦ ૬
રાય કહે એકબોલ છઇ રે હા, સાપુરસારી વાચ; મન૦
કૂડઇ પ્રીત મિલઇ નહી રે હા, પ્રીતિ મિલિ જો સાચ મન૦ ૭
મઇ તોસૂં મન બાધીઉ રે હા, કહિ યોગિણુ કરિ સાજ; મન૦
હૂં તોસું ટલિ ના સકૂ રે હાં, નયણા હંદી લાજ મન૦ ૮
રાજા હરખ્યો મનમઇ રે હાં, ઘે નીસાણઇ ઘાઉ, મન૦
રમતા લાધઉ રંગમઇ રે હા, મન ચીતવિઉ દાઉ. મન૦ ૯
ચડે પયાણે ચાલતો રે હા, જોગિણુ લીધી સાથિ, મન૦
પગે લાખીણી પાવડી રે હા, લીધી વીણા હાથિ મન૦ ૧૦
જઉ વહિલઇ જઉ હાથીયઇ રે હા, જોઉ પાલખી દઉડિ, મન૦
રાજા યોગિણુ એકઠા રે હાં, બઇઠા દીસઇ જોડિ મન૦ ૧૧
બીજી ત્રીજી મજલિ મઇ રે હાં, આયો વન વિસતાર; મન૦
છાયા પાણી અતિ ઘણાં રે હા, કીયઉ મુંકામ વિચારિ. મન૦ ૧૨

[ દૂહા ]

વનછાયાઉ ડેરે કરી, ઉતરીઉ સહૂ સાથ,
રાજા પૂઠઇ રંગમઇ, આવઇ છૂટે સાથ. ૧
ડેરા હુયા જાંણિનઇ, કહે જોગિણુ મહારાજ,
વેલા હૂઇ માહરી, સ્નાન જાપનઇ કાજ. ૨
કહે નૃપ વહિલા આવિયો, અહ્મે ઊભા ઇણ ઠામ;
રખે વિલબઉ વનમઇ, નહી વસતીનઉ નામ. ૩
બીજઉ સાજ મૂકી તિહા, લેઈ વીણા ખંધિ;
યોગિણુ ચાલી જુગતિસું, ધૂતેવા નૃપ ધંધ ૪
કુંજ નકુ જઇ વનગહન, જાતા સરવર દીઠ;
સુભર ભરીઉ સમુદ્ર જ્યું, પાણી અમૃત મીઠ ૫

ઢાલ ૮

[ ચુનડીરી ]

જોગણિ ચરિત કીયા જેકે, તિહા ભેદ ન જાણે કોઇ રે લાલ;
દાનવ દેવ ભોલાઇયા, કિણ ગ્યાનઇ માનવ જોઇ રે લાલ
જાણુ સુગારી જોગિણી, જોગણિ જગ માહિ પ્યારી
યોગિણુ જગમાહિ ધૂતારી રે લાલ, જાણુ સુગારી જોગિણી (આકણી) ૧

હા રે લાલ વેસ ઉતારી સામિણી, સજિયા સિણગાર સરૂપ રે લાલ,
વેસવણાઉ ફાવતો, મનમઇ ધરિ અધિકી ચૂપ રે લાલ જાણુ૦ ૨
અણીયાલો કાજલ નયણડે, બિંદલી ભરિ દીધી ભાલ રે લાલ,
નકવેસર નાસા ભલી, વલિ મોતી સાર્યા વાલ રે લાલ. જાણુ૦ ૩
કંચૂક સમસતો બણ્યઉ, ઉરિ ઊપરિ મોતીમાલ રે લાલ,
કાંને કુંડલ સોભતા, વલી વેણીદંડ વિસાલ રે લાલ જાણુ૦ ૪
ગજરા નવગ્રહી પુણુચીયા, ઝમકઇ તિહા ઝંઝર પાઇ રે લાલ,
પહિર પટોલી પદમણી, વડસાખઇ હીચઇ જાય રે લાલ જાણુ૦ ૫
વીતી એક બીજી ઘડી, નૃપ જોવઇ તેહવઇ વાટ રે લાલ,
તાલો માચેઇ તે હૂઉ, જોવઇ તેહવઇ ઊઠી ઘાટ રે લાલ. જાણુ૦ ૬
વનનો ભય જાણી કરી, પગલેઇ ચાઇલ્યો ધાઇ રે લાલ,
અલચત્ત જોવિ ચિહૂ દિસઇ, નિરખિ તિહા સરોવર રાય રે લાલ જાણુ૦ ૭
નૃપ જાતઉ દેખી કરી, જાણે કોઇલ કુહુકી ડાલિ રે લાલ,
એક હીચોલો દે ભલો, નૃપ જોયઉ ઊંચો ભાલ રે લાલ જાણુ૦ ૮
કાલે ડંબર બીજલી, વડમાહિ ઝબકી સાર રે લાલ,
માનતુંગ મોહી રહ્યઉ, સુર કિંનર નાગકુમાર રે લાલ જાણુ૦ ૯
હીંચોલેનઇ પૂછીઉ, તું કેહની કન્યા એથ રે લાલ,
હૂં બાલી વિદ્યાધરી, જાઉ મનિ જાણૂ જેથ રે લાલ. જાણુ૦ ૧૦
પરણી છઇ તું પદમણી, અથવા હવિ વછઈ પીઉ રે લાલ,
જોવઉ મીટિ મયા કરી, અઉ તુઝ આગિલિ જીઉ રે લાલ જાણુ૦ ૧૧
મુઝને પણ છઇ એહવઉ, પગ ધોવિ પાણી લ્યાવી રે લાલ,
સાત ઘડા જે સામટા, ચરણોદિક લ્યઇ મન ભાવિ રે લાલ જાણુ૦ ૧૨

[ દૂહો ]

લોટપોટ દેખત હૂયઉ, ગુડદાબાજ ગિરંદ,
એકણુ મચકઇ આખિ રઈ, ન રહ્યો માન નરદ ૧
આસપાસ નૃપ જોઇયઉ, કોઇ ન દેખઇ મુઝ્ઝ,
કહ્યઉ કરેનઇ પરણિસ્યૂ, કુણ લહિસ્યઇ એ ગુઝ્ઝ ૨
ઠામ નહી પાણી તણો, ધોઇણુ દોનઉ કીધ;
વેલા સાત પખાલીયા, ચરણોદિક તિહાં લીધ ૩
કહે રાજા ચાલ્યો હિવઇ, પટરાણી તુ એક,
જિહા જિહા તુ પગલા ભરઇ, તિહા હાથ ધરૂ સુવિવેક ૪
સાથે હૂઇ તે સુદરી, સાચી મોહિણુવેલ,
સુર નર કિંનર ભોલવઇ, ચાલતી ગજગેલ ૫

આવી બેઠા એક ઠા, કહે નારી પલ એક;
ઊભા રહિજ્યો મો ભણી, ભાજૂં ચિંતા ટેક. ૬
ઇંમ કહિનઇ દેવઅંતરઈ, આઘી ગઈ અલોપ;
ગ્રહુણઉ વેસ ઊતારઇ નઇં, કીધો વીણુગોપ ૭
રાજા તિહા જોતઉ રહ્યઉ, જોતા ખબર ન કાઇ;
જોતા ઇક બીજી ગઇ, હાથા ભાથા ન્યાઇ. ૮
એકાએકી વનગહન, રાજા વિસમઉ થાય;
ચાલ્યો સાથ ભણી ચતુર, ઉતાવલ્યઉ ઊજાઇ ૯

ઢાલ ૯

[ કોઈલિઉ પરબત ધુંધલો રે લો ]

વેસ વણાયઉ પલટિનઇ રે લો, સામિણુ કીઉ સરૂપ રે, સોભાગી૦
આગઇ ઝબિકિ ઉતાવલી રે લો, આવિ સનમુખ ભૂપ રે. સોભાગી૦
જોગિણુ ચરિત્ર કીયા જિકે રે લો, કોઇ ન જાંણે ભેદ રે; સોભાગી૦
ચરિત ત્રિયાના કુણ લેખઇ રે લો, જાણે ચ્યારે વેદ રે સોભાગી૦ જોગિણુ૦ ૧
કહિ રાજા સામિણુ સુણો રે લો, તો વિરહઉ ન ખમાઇ રે; સોભાગી૦
હૂં દઉડો તાહરઇ લિયઇ રે લો, ઘડીય છમાસી જાઇ રે સોભાગી૦ જોગિણુ૦ ૨
હૂં જોગિણિ કિણુસૂં કરું રે લો, મન નિરમોહી હોઇ રે, સોભાગી૦
કાચિ તાતણુ બાંધીયઉ રે લો, મનડઉ તુઝસુ જોઈ રે સોભાગી૦ જોગિણુ૦ ૩
વહિલા વનથી ચાલિવઉ રે લો, વિલંબ ન કરસ્યો કોઇ રે; સોભાગી૦
વાઘ સિંઘ ભય ચોરનઉ રે લો, ઇહા વેસાસ ન કોઇ રે સોભાગી૦ જોગિણુ૦ ૪
રાજા જાણે સ્યુ હૂઅઉ રે લો, એહ તમાસો જોઇ રે; સોભાગી૦
કહિ સકું ન રહિ સકુ રે લો, વાત ચિડીરઉ બોર રે સોભાગી૦ જોગિણુ૦ ૫
કટક સહૂ ભેલો થઇ રે લો, ચાલ્યઉ આગઇ જાઇ રે; સોભાગી૦
અનુક્રમિ પહુતા પાટણઇ રે લો, મુંગી નામ કહાઇ રે લો સોભાગી૦ જોગિણુ૦ ૬
તાહરઇ સાથિ રહૂં નહી રે લો, કહિ યોગિણિ ઇણિ જાન રે, સોભાગી૦
વાડી રૂડી નગરની રે લો, ઇહા રહૂ સુખ થાન રે સોભાગી૦ જોગિણુ૦ ૭
કહિ રાજા થે સુખઇ રહો રે લો, દિવસ દોઇનો કામ રે; સોભાગી૦
ખબરિ કરેસ્યું તમ તણી રે લો, લાધઇ અવસર પામિ રે. સોભાગી૦ જોગિણુ૦ ૮
દલથંભણુ તિહા માંડીઉ રે લો, મહોચ્છવ નગરપ્રવેશ રે; સોભાગી૦
જોવા જણુ મિલીયા ઘણા રે લો, આયા દેસપ્રદેસ રે સોભાગી૦ જોગિણુ૦ ૯

[ દૂહા ]

હય ગય રથ પાયક તણા, પાર ન લાભે કોઈ;
જાની માઢઈ જન મિલ્યા, હાલકહોલે હોઈ. ૧

તોરણિ ચોકિ પુરાવીયઈ, ધવલમંગલ ધરિ હેત;
રાજા આયઉ ચવરીયઇ, વરકન્યા તે સમેત ૨

રતનવતી પરણી રુલી, આરિમકારિમ કીધ;
મન ચીંત્યા મહિપતિ તણા, સગલો કારિય સીધ. ૩

પાછઇ યોગિણ પલટિનઇ, કીધો રૂપ સરૂપ,
વીણા મૂકી બાગમઇ, વહિ આવી ઘરિ ભૂપ. ૪

વડારણ રાજાતણી, હૂં છૂં જાનનઇ સાથ,
રાજલોક માહિ ગઈ, જિહા જોડાવો હાથ. ૫

ગાવઇ ગીત માહિ થઈ, કામ કરાવઈ સૂલ,
માઢી જાનિ કરઈ ખૂસી, વાતા હાલકહૂલ ૬

માનતુંગ રાજા પ્રતઈ, કહે આવીનઇ તેહ;
ધાઇ માત છું તેહની, થે પરણી છઈ જેહ ૭

અરજ એક માબાપની, અવધારઉ ઇણ વાર,
કરજ ન કીધા ગોત્રના, નાવઇ સેજ કુમાર ૮

માનતુંગ માની તિકા, સગલી સાચી વાત,
હિવ જાઇનઇ તિહા કહે, જિહા છિ કન્યામાત. ૯

કહે જમાઇ થાંહરઉ, રીસ મ કરસો કાઈ,
દેવ અહ્મારા આકરા, બલિપૂજા જે થાઈ ૧૦

ઢાલ ૧૦

[ નાયકારી ]

તે કીધા વિણ માહરઇ રે લાલ, મેલો કિમ ન થાય રે સનેહી,
થાસઇ તે હિવિ ઘર ગયા રે લાલ, એહવી વાત વણાઈ રે સનેહી
કેતા ચરિત ત્રીયાતણા રે લાલ, પાર ન પામે કોઈ રે, સનેહી,
કરઇ જિકો ઇક આખમઇ રે લાલ, જમ વારઇ નવિ હોઇ રે સ૦ (આંકણી) ૧
ફિર પાછી રાજા કહને રે લાલ, માનતુંગને પાસ રે, સ૦
રાજતણઉ કારિજ કરું રે લાલ, સામિણ તણઉ હૂ દાસ રે સ૦ કેતા૦ ૨
કેલ વણી સું ચાલતી રે લાલ, કયું બોલતી વયણ રે; સ૦
લટકઈ બાહડલી તણે રે લાલ, કયુ વેધંતી નયણ રે સ૦ કેતા૦ ૩
હાવભાવ કરિ રીઝવ્યો રે લાલ, રાય હૂઉ લહલીણ રે, સ૦
તિમ તિમ ગાઢઇ ગ્રહઇ સતી રે લાલ, નૃપ તિમ ભાખે દીણ રે સ૦ કેતા૦ ૪
ભાંમનીયઇ સહૂ ભોલવ્યા રે લાલ, કુણ કુણ માનવ દેવ રે; સ૦
તેહનઇ પણિ કારિજ અછઇ રે લાલ, સાચી કીધી સેવ રે સ૦ કેતા૦ ૫

આવતજાવત હિલમિલી રે લાલ, એક થયા મન ભાઈ રે; સ૦
મીઠી લાગઇ પરત્રિયા રે લાલ, સગલાનઇ સદભાઇ રે સ૦ કેતા૦ ૬

પ્રીતિ વસઇ દિન કેતલા રે લાલ, રસ લુબધઇ તિણુ ઠામ રે, સ૦
માનવતીના મન તણુઉ રે લાલ, કારિજ સીધઉ યામ રે. સ૦ કેતા૦ ૭

ગરભ રહ્યઉ તિહા જાણિનઇ રે લાલ, હરખી મન તિણુ વાર રે; સ૦
કાજ સર્યા ન વિલબીયે રે લાલ, ડાહા એહ જ સાર રે. સ૦ કેતા૦ ૮

ચાલણુનઇ ચલ ચિત થઉ રે લાલ, કાઇ મન ન સુહાઇ રે; સ૦
કહે રાજા તુ માહરઇ રે લાલ, સાથે આવિ સદાઇ રે સ૦ કેતા૦ ૯

દણુથંભણુ મૂકે નહિ રે લાલ, પાસે એક પલક રે, સ૦
જઉ મોનઇ દેખઇ નહી રે લાલ, એક ઘડી નહી જક રે સ૦ કેતા૦ ૧૦

પ્રીત વસઇ ગહિલો થયઉ રે લાલ, સઇ મુંહિ માગુ જાઇ રે, સ૦
વલીય વિમાસે મનમઇ રે લાલ, હાસઉ લોકમઇ થાઇ રે સ૦ કેતા૦ ૧૧

તાહરે ઉઢણુ ચીર છઇ રે લાલ, તે મુઝ દે મનિ ભાઇ રે, સ૦
રાતિ દિવસ હૂ માહરેઇ રે લાલ, રાખસુ રદય લગાઇ રે. સ૦ કેતા૦ ૧૨

દેઇ ચીર કહઇ ઇસૂ રે લાલ, પ્રાણુ કીયા તો વાર રે; સ૦
ઇમ છઇ મનડઉ માહરો રે લાલ, પિણુ પરવિસની નાર રે. સ૦ કેતા૦ ૧૩

મુઝનઇ કિમ દિન જાયસ્યઇ રે લાલ, થાસે ઘડીય છ માસ રે; સ૦
સહિનાણી કાઈ રાજની રે લાલ, હૂં રાખું નિજ પાસ રે સ૦ કેતા૦ ૧૪

માહરે લોભ કોઇ ન છઇ રે લાલ, મયા તણુઉ છઇ લોભ રે, સ૦
જીવડો તુમ સાથે ચલે રે લાલ, સાહિનાણીરી સોભ રે. સ૦ કેતા૦ ૧૫

નાંમાકિત જે મુદ્રડી રે લાલ, વલિ મોતીનઉ હાર રે; સ૦
હાથતણા હથસાકલા રે લાલ, લઈ સહિનાણી સાર રે સ૦ કેતા૦ ૧૬

પીલી ઓઢણુ પાભડી રે લાલ, મયા કરી મન મોજ રે, સ૦
નેહઇ કાઇ નવિ દિયે રે લાલ, કઉણુ કરે તિહાં સોજ રે સ૦ કેતા૦ ૧૭

માનવતી તે લે ચલી રે લાલ, કાંઇ ન કીધી વાર રે, સ૦
પાલટે રૂપઇ બીજઉ કરી રે લાલ, ઘર પોતી તિણુ વાર રે સ૦ કેતા૦ ૧૮

મિલીય પિતાસૂ વારતા રે લાલ, કીધી તેહ કહાઇ રે, સ૦
મહિલે રહી તિહા માનની રે લાલ, ઊપરિ ઓલ અણાઇ રે. સ૦ કેતા૦ ૧૯

[ દૂહા ]

દલથંભણુ રાજા પ્રતિ, માનતુંગ મહારાજ;
માગઇ સીખ મયા કરે, આપઉ અવસર આજ ૧

રાજાઇ મન ચીતવ્યઉ, પુત્રીનઇ સૂખ કાજ,
સપ્રેડણુ રાજા તણુઉ, કરઇ સજાઇ સાજ. ૨

હય ગય રથ પાયક ભલા, માંણિક મોતીહાર;
ચીર પડંબર ચરણીયા, કીધા સાથિ તિયાર ૩

સીખ કરેનઇ ચાલીઉ, છાની પ્રીતિની રીતિ,
કહિનઇ કિણસુ દાખવઇ, ભૂલો જોગિણિ મીત ૪

આયઉ સાથ ઊતાવલો, તિણ વન તિહિ જ ઠાંમ,
યોગિણ નઇ વિદ્યાધરી, ચીતા આવી તામ ૫

રાજા મનમઇ ચીતવઇ, કીધી ભૂંડી વાત,
પ્રીતિ કરેનઇ છેહડઉ, કર્યઉ વેસાસીઘાત ૬

રાજા દાધો પ્રીતિસુ, ઇક યોગિણ બીજી દેવિ,
તીજી ધાઇ થકી બલ્યઉ, કિણનઇ દાખઇ ભેવ ૭

## ઢાલ ૧૧

[ ભમરાની ]

રાજા મનમઇ ચીતવઇ, અહ કારી રે, કીધી પ્રીતિ કુરીતિ, રાય અહ કારી રે
માન તુંગ માહરઉ હૂંતઉ અ૦, ન રહી તેહની નીતિ રા૦ ૧

જેર હુઉ તિણ યોગિણી અ૦, આગલિ મુંકી માણ, રા૦
હાથે દીધો તેહનઇ અ૦, જીવડઉ ચતુર સુજાણ રા૦ ૨

માણ મૂકાયઉ માનની અ૦, વિદ્યાધરી મનમાહિ, રા૦
તિ પણ હાથહૂંતી ગઇ અ૦, જીવ રહ્યો લલચાઇ રા૦ ૩

મન રહ્યઉ તિહા માડહઇ અ૦, લોભી ચિત લપટાઇ, રા૦
પૂરી પ્રીત પલી નહી અ૦, માન ગયો મુઝ રાય રા૦ ૪

રાય ગયો ઘરિ જેતલઇ અ૦, આયઉ તેહવઇ દૂત, રા૦
ચંદેરીનઉ ચકવઇ અ૦, દમઘોષ તેહનો પૂત રા૦ ૫

આગન્યાકારી તેહનઉ અ૦, માંનતુંગ મહિપતિ, રા૦
તેડાયઉ તિણ રાજવી અ૦, આવિજ્યો ઇહા ઝતિ રા૦ ૬

સામિ ધરમ નિજ રાખિવા અ૦, ચડીઉ તોરત પ્રચંડ, રા૦
સંઘલી સેના સાથે લઇ અ૦, હય ગય જે દલમંડ. રા૦ ૭

આયો રાઇ અધો ફરઇ અ૦, તિતરઇ કાગદ દેઇ; રા૦
પટરાણી તિણ મૂકીઉ અ૦, ગોરી ગરભ ધરેઇ. રા૦ ૮

થે કહિસઉ નવિ જાણીયઉ અ૦, જાણેજ્યો ઘર ભેદ, રા૦
માનતુંગ મન ચીતવઇ અ૦, કુડ કહઇ તે ક્ષુવેદ રા૦ ૯

મંઇ કીધો જે મહલમઇ અ૦, જતન જિકે દઢ બંધ; રા૦
કહે ભોલી તે ભામની અ૦, રતીઅ ન રાખી સંધિ રા૦ ૧૦

આય મિલ્યઉ રાય રંગસૂં અ૦, શૂલ ઘણે સિશૂપાલ, રા૦
આદરમાન દીયઉ ઘણુઉ અ૦, ભેટયઉ જઇ ભૂપાલ રા૦ ૧૧
આઇ તેથ વધામણી અ૦, સીમતિ કીયઉઇ સનાન, રા૦
આઠ માસ પૂરા થયા અ૦, વિસમઇ થયઉ રાજાંન રા૦ ૧૨
પૂરે માસે પદમિણી અ૦, જાયઉ પુત્ર પ્રધાન; રા૦
ગઇયિ વધાઈ રાયનઇ, અ૦, સઉક તણા સહિનાણ રા૦ ૧૩

[ દુહા ]

સઉકિ જિકે લાગૂ હૂતી, તિણ પણ કીધઉ હાસ;
કાગલ વહિલા મૂકિયા, પદમિણ પહૂતી આસ ૧
રાજ કમાવો તિહા કિણુઈ, અતેઉર ઇણ ઠામિ;
ઇણ વાતે જો લાભ છઇ, તો કાઇ ખીજો કામ ૨
રાજા મન ચિંતા થઇ, દીસઇ સાચી વાત;
ઉભત વાતાં સાભલી, દીઠઇ સાચી ભાત ૩
સીખ માગે સિશુપાલપઇ, પટરાણીનઇ દુખ,
હૂકમ હોવઇ રાજનો, ઘરિ જાઉ ઘું સુખ ૪
કારિજ કરિનઇ આવજો, વહિલા વલિજો રાય,
દીધી સીખ ઊતાવલી, મયા કરી મહારાય ૫

ઢાલ ૧૨

[ હાડા રાઇ રોરઉ ભીજઇ રગ ચુવઇ ]

ચઢીઉ રાજા ચુંપસૂં, ઘરિ આયઉ ઇલગાર, માની રાય.
સમઝિ ન કા રાજા પ્રતઇ, ખાતિ ન કોઇ ખાર, માની રાય
જોજો જિમ થઇ નીમડઇ, વાત અસભમ એહ માની૦ આંકણી૦ ૧
મુહરછાપ રાજા તણી, દીધીથી તિમ દેખી; માની૦
કહઇ નૃપ કિમ એ માનીઇ, વાત હૂઇ કિમ લેખ માની૦ જોજો૦ ૨
રાય બયઠો દરબારમઇ, ચિંતઇ ચિત્ત વિચાર, માની૦
તિતરઇ માનવતી ત્રિયાં, નવ-સત કરિ સેણગાર માની૦ જોજો૦ ૩
પહિલી મુંકયો કોમરનઇ, બાલક દીખી ભૂપ, માની૦
જાણે રાજા દૂસરઉ, માનતુંગનો રૂપ માની૦ જોજો૦ ૪
ઉઠયો રાજા અતરઇ, પડદઇ પદમણ પાસ, માની૦
વાત કહઉ એ કિમ હુઇ, કિમ લોકામઇ હાસ માની૦ જોજો૦ ૫
કહઉ તો લોક જણાવણી, માનવતી કહે દાખી; માની૦
કહઉ તઉ પરિતિખ દાખવુ, કહઉ તો પડદઇ રાખિ માની૦ જોજો૦ ૬

બોલ અચૂકા સહૂ કહે, નિરવાહિઉ નવિ જાઇ, માની૦
બોલ્યો તો તેહનો ખરો, જે પરમાણુ ચઢાઈ માની૦ જોજો૦ ૭

કહે રાજા તિલ જેતલી, માહરી કાનહિ વાત, માની૦
મઇ કીધી તે માહરી, હૂ જાણેસ્યુ ઘાત માની૦ જોજો૦ ૮

માનવતી કહે મઈ કહ્યઉ, પગ ધોસે જે તત, માની૦
તે તો વાલ્હઉ માહરો, કહિસ્યુ તેહનઇ કંત માની૦ જોજો૦ ૯

કુમયા મોસૂ તઇ કરી, જોગિણસુ બહુ પ્રેમ, માની૦
પગ ધોવિયા હવિ તેહના, વિદ્યાધરીના તેમ માની૦ જોજો૦ ૧૦

મોટા મોટા ઘરિ જઇ, પરણી પદમણિ છોડિ, માની૦
જાય વિલૂધા ધાવિથી, મોટાનઇ એ ખોડિ માની૦ જોજો૦ ૧૧

[દૂહા]

સાચ ન બોલઇ કેહનઇ, કામી જાર જૂયાર;
પોટ સહિત જો પાકડઇ, ખાટ સહિત જ્યુ જાર ૧

એહવઉ કામ ન કીજીયઇ, રે રઢાલા રાય,
ભામણિ કોણ ન ભોલવ્યા, કઉણ ન લાગઇ પાય ૨

રાધા આગલ કૃષ્ણજી, ઉમયા આગલઇ ઈસિ,
ઇંદ ચંદ નર ચકવઇ, કુણઇ ન નામ્યઉ સીસ ૩

મોને ચૂક પડયઉ હિવઇ, કહિજ્યો પરગટ દાખિ,
ઠામિ ઠામિ ચૂકા તહ્માઇ, વસન ભરઈ છઇ સાખિ ૪

કહિ રાજા માનુ નહી, કો સહિનાણી સાજ;
પાય લાગુ કર જોડીને, વાચા અવચલ આજ ૫

અંત ન લીજઇ કેહનો, કહિ નારી કર જોડિ,
લે દેખાડી મુદ્રડી, ગાઠિ થકી તે છોડિ. ૬

હાથતણા હથસાકલા, વલિ મોતીનઉ હાર,
પીલી પ્રીતમ પાભડી, લે મુંક્યા તિણ વાર ૭

એ સહિનાણે સાચ છઇ, કહઉ કિસુ વારવાર,
ડાહા થા પણિ પાતર્યા, કિણનઇ દિયા ઊતાર ૮

આપ માહિ જો ગુણ હૂવઇ, કંત સદા હી દાસ,
સીલ નહી અરુ ગુણ નહી, લહે લોકમઇ હાસ ૯

ઢાલ ૧૩

[હો રંગ રલીયા હો એહની]

હો મનિ મલીયા હો મની મલીયા, મનના મનોરથ સહૂએ ફલીયાં, હાં મનિ૦
માન છોડિ પતિ ચરણે પડીઉ, લાજ તણે બ ધણુમે જડીઉ હો મનિ૦ ૧

બાર વરસ તોનઇ દુખ દીધઉ, બગસ કરે જો ગુનહઉ કીધઉ; હાં મનિ૦
હૂ અજાણુ થકો અહકારી, મંઇ કરતે કાંઇ વાત ન વિચારી હાં મનિ૦ ૨

તો સમ અવર નહી કોઈ નારી, મઇ સગલી હી એક વિચારી; હાં મનિ૦
તેહા તેડી કુવર ખોલે લીધઉ, સગલો કારિજ માહરો સીધઉ હાં મનિ૦ ૩

મન ઉલસીઉ માહારાજાનો, લોકામાહિ વધીઉ વાનો, હા મનિ૦
સતીય તણુઉ સગલઉ જસ હૂયઉ, રાજા મહલમઇ દીધઉ હૂયઉ હા મનિ૦ ૪

પટરાણી થાપી રાણીમઇ, સતીસિરદાર તોઝનઇ જાણી મઇ; હા મનિ૦
ધન માતા તાહરી જિણુ જાઇ, ધન્ય પિતા જિણુ કુલ તું આઇ. હા મનિ૦ ૫

તાહરઉ નામ ખરો જિણુ દીધઉ, તાહરી વેલા અમૃત પીધઉ; હાં મનિ૦
રાજા રજ્યઉ પાસ ન છડઇ, ઉડઇ સીસ જિહા પગ મંડઇ. હા મનિ૦ ૬

પ્રેમમગન રાજા સુખ માણે, હિવ સંસાર સફલ કરિ જાણે; હાં મનિ૦
ઇમ કરતા દિન કેતા ગમીયા, રાત દિવસ રલીયામઇ રમીયા હાં મનિ૦ ૭

અનુક્રમિ સદગુરુ કેઇક આયા, ભવિક લોક તણુઇ મનિ ભાયા, હાં મનિ૦
સૂમતિ ગુપતિ નઇ પંચાચારઇ, બયાલીસ દોષ ટાલઇ આહારે હાં મનિ૦ ૮

સમવસર્યા વનમઇ સાધૂજન, ઇક ચિત્ત ધ્યાન રહે જેહનો મન, હા મનિ૦
તૃણુઇ બરાબર જે માને ધન, સેવઇ એકાએક સદા મન હા મનિ૦ ૯

એહવા સાધતણી બલિહારી, અમમ અકચણુ નિરહંકારી, હાં મનિ૦
એહવા સગુર આયા જાણી, વાદણુ ચાલ્યા ભવિયણુ પ્રાણી. હાં મનિ૦ ૧૦

[ દુહા ]

માનવતી નઇ માનતુંગ, વાદી મુનિનઇ પાસ,
બઇઠા ધરમ સૂણી કથા, પૂછઇ પ્રસન ઉલાસ ૧

વાંકઉ બોલ્યો એહનઉ, તે નીવડયઉ પ્રમાણુ,
સમુ કહે બીજા મનુષ્ય, તે પિણુ હૂવઇ અપ્રમાણુ. ૨

ઇણુહિ જ જબૂદીપમઇ, ખેત્રઇ ભરત મઝાર,
નગર કોસબી વાણીઉ, તેહના બે સૂત સાર ૩

જિનપાલક જિનદત્ત બિહુને, કરઇ વિણુજ વ્યાપાર;
ગુરુમુખિ જિનદત્ત સાભલી, મૃષા તણુઉ સુવિચાર. ૪

સુસલીયઉ જિનપાલકે, પાલઇ નિરતીચાર,
જિણુદત રીસ કરઉ બિરઉ, કહે સાચો જિણુવાર. ૫

મનસુ માયા કેલવઇ, જિનપાલક મઇદોષ;
તિણુથી બધ ત્રિયા તણુઉ, બાંધઉ કરમહ પોષ. ૬

મરેનઇ માનવતી થઇ, માનતુગ જિનદત્ત;
સાચ થકી તેહનો કહ્યઉ, સઉ સારાહઇ સત્ત. ૭

ઢાલ ૧૪

[ રાગ ધન્યાસરી ]

રાજા સાભલિ સાધુ મુખઇ વિલી, પામી વિસમઇ ચિતઇ મનરલી,
દેખી મહિમા સાચતણી ગહી, હૂતી તેહવી મુનિવર એ કહી,
એ કહી મુનિવર સાચ વાણી, હીયઇ આણી જે કરઇ,
સંસારના તે સુખ પામી, સયલ ભવસાયર તરઇ ૧

કર જોડીનઇ રાજા ઇમ કહઇ, આધઉ મારગ તુહ્મથી સહુ લહઇ,
બારહ વ્રત જે શ્રાવકના કહ્યા, તે મુઝ દીજે મઇ મનિ સરદહ્યા,
સરદહ્યા મનિથી સોઇ ગ્રહિનઇ, ખરા પાલઇ ખાતિસુ,
તિમ માનવતી સગુરુ પાસે, વ્રત લેયઇ શુભ ભાતિસૂ ૨

અનુક્રમિ બે બે વ્રત પાલી ભલા, પુહતા સરગઇ સોહગ ગુણનિલા,
કુલ સુગ ધઉ જસ જગિ મહમહઇ, સૂણુતા મનડઉ માહરઉ ગહગહઇ,
ગહગહઇ સણુતા મન મોરઉ, મિટે તોરઇ કરમનો,
ઇમિ જાણે પ્રાણી સાચ બોલો, વાત એહવો મરમનો ૩

સતર સતાવીસઇ સંવત્સરઇ, સુદિ આસાઢઇ દ્વિતીયા દિન ગુરઇ,
ખરતર સહગુરુ જિણચંદ જયકરૂ, તેહનઇ રાજઇ સોહગસુંદરૂ,
સુંદરૂ સોમસુંદર પ્રસાદિ, અભયસોમ ઇણિ પરિ કહઇ,
એ સરસ કહિનઇ કથા દાખી, ભેદ મતિ મંદિર લહઇ. ૪

ઇતિ શ્રી માનતુંગ-માનવતી-ચઉપઇ સમાપ્તં, સંવત ૧૭૪૭ વર્ષે અશ્વિન માસે શ્રી ભુજ મધ્યે, મુનિશ્રી લક્ષ્મીસાગર લપિકૃત.*



* પ્રુફસંશોધન વખતે આ ચઉપઈની વિ. સં ૧૭૬૨ માં લખાયેલી લા. દ. ભા. સં વિદ્યામંદિર–અમદાવાદ–માંની નં. ૭૧૪૩ ની હસ્તપ્રતનો ઉપયોગ કર્યો છે.

# મરજીવો મહાકવિ

લેખક : શ્રી મગનલાલ ડી. શાહ બાજીપુરાવાસા

ગરવી ગૂર્જરભૂમિ ત્યારે બે તેજસ્વી નક્ષત્રોથી પ્રકાશી રહી હતી એક હતા મહાન જ્યોતિર્ધર 'કલિકાલસર્વજ્ઞ'નુ બિરુદ પ્રાપ્ત કરનાર શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય, અને બીજા હતા એમના અનુરાગી, 'પરમાર્હત' અને 'પરમમાહેશ્વર'ના બન્ને બિરુદોને શોભાવી જાણનાર મહારાજા કુમારપાળ હેમાચાર્યની ઉદારતા, વિદ્વત્તા અને સમતાભરી સાધુતાએ જનતાને કામણ કર્યાં હતા રાજર્ષિ કુમારપાળની સમદૃષ્ટિ અને ન્યાયપ્રિયતાએ એમને લોકપ્રિય રાજવી બનાવ્યા હતા પણ એ સુવર્ણયુગનો મધ્યાહ્ન ઢળવા લાગ્યો હોય એમ સરસ્વતીના લાડકવાયા પુત્ર શ્રીમદ્ હેમચદ્રચાર્ય હવે કેવલ અક્ષર દેહે જ વિદ્યમાન હતા, અને મહારાજા કુમારપાળનો દેહ પણ પચભૂતમા ભળી ગયો હતો ગુજરાતમા અસ્મિતાની ભાવના પ્રગટાવનાર, ગુજરાતની પુણ્યભૂમિમાં અહિંસાની ભાવનાથી પરિપૂત સસ્કૃતિની વેલ પાગરતી કરનાર, એના મૂળિયા વધુ ઊડા નાંખનાર આ બન્ને મહાપુરુષોથી ગુજરાત વંચિત બની નિરાધાર જેવુ બન્યું હતુ !

અજયપાળ ગાદીએ આવ્યા હતા એમના ગાદીએ આવવાની સાથે જ સુખી અને સમૃદ્ધ ગુજરાતના આકાશમા આફતની ડમરીઓ ચઢવા માડી અત્યાચાર, અનાચાર અને જુલ્મનુ ગોઝારુ સામ્રાજ્ય સ્થપાયું રાજા અજયપાળે દમનનો કોરડો વીઝવામા જરાય મણા ન રાખી—જાણે ગુજરાતને માથે રાહુ બેઠો !

ગુજરાત સક્રાન્તિના સમયની આકરી વેદના ભોગવવા લાગ્યુ. સંક્રાન્તિના સમયે સતિયાઓનુ સત કસોટીએ ચઢે, ધર્મીં જનો પર ધાડ પડે, સજ્જનો અત્યાચાર અને અનાચારના સીતમમાં રિબાઈ મરે ! આવો સકટસમય એ તો સતિયાઓને, પુણ્યપુરુષોને, ધર્મપ્રિય સજ્જનોને માટે અન્યાય–અધર્મની સામે બળવો પોકારી જુલ્મની વેદી પર બલિદાન આપવાનો લાખેણો અવસર ! અને જનતાને બળિદાનની પ્રેરણાનુ પાન કરાવનાર, ક્રાંતિ અને સ્વતત્રતાનો ઉદ્ગાતા એવો સાચો કવિ પોતે પણ વખત આવ્યે બલિદાન આપવામા પાછી પાની કરે ખરો ?

કવિ એટલે મહાસવેદનશીલ આત્મા એ તો મડામા પણ પ્રાણ ફૂકીને સ્વાભિમાનની ભાવનાને સજીવન કરે કવિનો અતસ્તાપ અને પુણ્યપ્રકોપ એના પ્રત્યેક શબ્દમા રણકવા લાગે. અને એવો એક એક શબ્દ જનતામાં ચેતનાની જ્યોતને જલતી રાખવા માટે તેલનું કામ કરે ! એવા જ એક સ્વમાની મસ્ત કવિની આ ગૌરવંતી કહાણી છે.

બ્રાહ્મણ તો પ્રભુનુ પ્રથમ સર્જન, બ્રાહ્મણ જૈન ન બની શકે, બ્રાહ્મણ અને જૈન વચ્ચે અભેદ ન સભવે—એવી એવી કલેશ-દ્વેષ ભરી માન્યતા લઈને અજયપાળ ગાદીએ આવ્યા હતા એમની આ ગેરસમજણમાથી જ ગૂર્જરભૂમિની સુખશાતિ, સમૃદ્ધિ અને સંસ્કૃતિનો વિનાશ કરનારુ તાડવનૃત્ય આરભાયુ હતુ

હેમાચાર્ય અને કુમારપાળદેવે અતરના અમી સીચી સીચીને ગુર્જરપ્રજામા ભ્રાતૃભાવ અને મૈત્રીની જે ભાવના રેલાવી હતી એને સમજવાનુ કે સાચવવાનુ અજયપાલનુ કોઈ ગજુ ન હતુ ઉદારગરિત આત્માઓની ઉદારતાને બાપડુ સકુચિત માનસ કેવી રીતે સમજી શકે ? એટલે જ અજયપાળ મહારાજા કુમારપાળ અને હેમચદ્રચાર્યનુ કર્યું-કારવ્યું ધૂળમા મેળવવા તૈયાર થયો હતો

રજનીદેવી રૂપેરી આભલાના ભરતકામથી શોભતી સાડી પહેરી આભની અટારીએ ડોકિયું કરી રહી હતી કાળા કામના કરનારા માનવીઓ પોતાના કુકૃત્યોને કાજળકાળી રાત્રિના અંધકારમા છુપાવવા મથતા હતા ત્યારે જાણે રૂપેરી આભલા સમા ટમટમતા તારલિયાઓ માનવીની મૂર્ખાઈ પર હસી રહ્યા હતા !

પાટણ નિદ્રાદેવીને ખોળે પોઢી ગયુ હતું, નગરની શેરીઓ સૂમસામ બની હતી, ત્યારે ઉપાશ્રયમા એક સાધુરાજ ધ્યાનસ્થ દશામા બેસી ધર્મચિતન કરી રહ્યા હતા આખુ નગર ઊઘતુ હતુ ત્યારે આ અપ્રમત્ત સાધુરાજ જાગતા રહીને આત્મભાવની ખોજ કરી અંતરને અજવાળી રહ્યા હતા

એવામા એક ગુપ્તચરે દબાતે પગલે ઉપાશ્રયમા પ્રવેશ કર્યો અને સાધુરાજની પાસે જઈને તુમાખી ભર્યા સ્વરે જાણે પડકાર કર્યો "કવિરાજ ! પાટણમા થતી ઉથલ-પાથલની આપને ખબર તો છે ને ? સાધુરાજ ! અત્યારે પાટણમા કોનુ શાસન ચાલે છે તેની આપને જાણ તો છે ને ?"

"પાટણમા જેનુ શાસન ચાલતુ હોય તેનુ ભલે ચાલે, મારે એનુ શુ પ્રયોજન ? મહાનુભવ, મારે તો મારા હૃદયસામ્રાજ્યમા કોનુ શાસન પ્રવર્તે છે, એની સાથે જ નિસ્બત છે અને ત્યા આત્માનું શાસન ચાલતું હોય એટલે બસ ! વળી આવતી કાલે હું સો(૧૦૦)મું કાવ્ય રચીશ, અને 'પ્રબધશતકર્તા'ની ઉપાધિ મેળવવા ભાગ્યશાળી બનીશ પણ મારા અધ્યયનમા આવી મધ્યરાત્રિએ ખલેલ પાડનાર તમે કોણ છો, અને અત્યારે અહીં આવવાનુ પ્રયોજન શું છે ?"

ગુપ્તચરનો મનોભાવ જાણે બદલાઈ ગયો એણે અજંપાભર્યો દીર્ઘ નિશ્વાસ નાખ્યો. સાધુરાજની વધુ નજદીક જઈ એ ધીમે સાદે કહેવા લાગ્યો "કવિરાજ, કવિતા અને કલા, શબ્દ અને ધ્વનિ, અલકાર અને રસ એ બધાને, ભેસ ઘાસનો પૂળો વાગોળે એમ,

વાગોળવાનું છોડી દો હવે તો તમારી કવિતા રાજદરબારની બાંદી બનશે. તમારી સરસ્વતી અજયપાળનાં યશોગાન ગાવામા કૃતાર્થ થશે! મહારાજ, પહેલાનો વખત હવે વીતી ગયો!"

"તમે શુ મને ભાડૂતી કવિ બનાવવા માગો છો? હુ ખુમારીદાર કવિ મટીને ખુશામતિયો ભાટ બનુ એવી સલાહ આપો છો?" કવિરાજે સાવધ થઈ કહ્યુ.

"હજુ પણ તમારે તમારી ખુમારી ભૂલવી નથી?"

"કવિ જો આત્માની ખુમારી નહીં અનુભવે તો બીજું કોણ અનુભવશે? શું હું કુદરતની કવિતા છોડીને અજયપાળ જેવા અધર્મી રાજવીની પ્રશસ્તિ રચવા લાગું? મહાનુભાવ! ન ભૂતો ન ભવિષ્યતિ!"

"અરે ઓ ભદ્ર પુરુષ! એટલું પણ કાં ન સમજો કે પવન જોઈને સૂપડું ધરવું જોઈએ! વણિક સમાજના ગુરુ થઈને એટલું પણ નથી જાણતા કે સમય પ્રમાણે સૂર બદલવો ઘટે!" વાણીશૂરો ગુપ્તચર વાતમા મોણ નાખવાનું ન ભૂલ્યો

"તમે મને વ્યવહારકુશળતાના પાઠ શીખવવા આવ્યા છો? કવિને—મસ્ત કવિને—આત્માને ગળે ચીપ દેનારા વ્યવહારકુશળતાના બધન ક્યારેય નડતા નથી ખુદ કવિ પણ તેના હૃદયને પરવશ હોય છે, હૃદયની આજ્ઞાને એ ઉથાપી શકતો નથી અને સાચી કવિતાને સમયના બધન કદી ખપ્યા નથી અને ખપવાના પણ નથી! કવિની કવિતા તો સનાતન સત્યોને જ ઉચ્ચારે છે, અને એવા પરમ સત્યને જ આરાધે છે" સાધુરાજ જાણે ફિરસ્તાની વાણી ઉચ્ચારી રહ્યા

"કવિરાજ! ભીંત ભૂલો છો! રાજા રૂઠે તો કાસળ કાઢે અને રીઝે તો નિહાલ કરે. સત્તા આગળ શાણપણ નકામું છે ખુમારીની વાતો નર્યું ગાડપણ છે શુ તમે નથી જાણતા કે પ્રભુ પચાસરા પાર્શ્વનાથના પવિત્ર દેવાલયને અજયપાળના સૈનિકોએ હથોડા મારી ખેદાનમેદાન કરી નાખ્યુ છે? શું તમે એ વાતથી અજ્ઞાત છો કે મહામૂલા જ્ઞાનભડારોમા આગ ચાપી એને ભસ્મીભૂત કરવામા આવ્યા છે? કપર્દી જેવા મત્રીશ્વરને એક દિવસ માટે મત્રીપદે સ્થાપી શમશરણ કરવામા આવ્યો છે આમ્રભટ જેવા વીરપુરુષને લશ્કરે ઘેરો ઘાલી હણી નાખ્યો છે! તો પછી તમારા જેવાની શી વિસાત? રાજઆજ્ઞા સ્પષ્ટ ફરમાવે છે કે અત્યાર સુધી જૈનો ખૂબ મહાલ્યા, ફાલ્યા—ફૂલ્યા, પણ હવે એમના સોનેરી દિવસો પૂરા થયા હવે તો જૈન તે જૈન અને બ્રાહ્મણ તે બ્રાહ્મણનો યુગ ફરી શરૂ થયો છે હવે જૈન બ્રાહ્મણ નહી બની શકે, જૈનોના દેવ બ્રાહ્મણના દેવ નહીં થઈ શકે!, બ્રાહ્મણ તો પ્રભુનું પ્રથમ સતાન અને જૈન કરતા ઉચ્ચ બ્રાહ્મણ અને જૈન વચ્ચે અભેદ હોઈ શકે જ નહી! બ્રાહ્મણનો ધર્મ એ જ રાજધર્મ આવું રાજફરમાન તમે નથી સાંભળ્યું?" ગુપ્તચરે કવિરાજની આખ ઉઘાડવા પ્રયત્ન કર્યો

"આપ સ્વભાવમાં મગ્ન રહેનારો, આત્માના ધર્મને પિછાણનારો સાધક કોઈ પણ ધર્મ પ્રત્યે પક્ષપાત કે દ્વેષ ન રાખે કવિ એટલે સાચો અવધૂત અવધૂત એટલે રાગદ્વેષના વિજેતાનો પૂજારી સોમનાથ મહાદેવ સમક્ષ પૂજ્ય ગુરુદેવે ગાયેલી અમર પંક્તિઓ હજુ પણ મારા અતરમાં ગુંજ્યા કરે છે, અને મને સતત ભાન કરાવતી રહે છે કે જેઓ

રાગદ્વેષના વિજેતા છે એવા કોઈ પણ દેવને મારા નમસ્કાર હો! આત્માને તો ખરેખર, બધા ધર્મોનું મિલન-મંદિર બનાવવાનુ હોય!"

"સાધુરાજ! આવી બધી અભેદની જપમાળા હવે છોડી દો! મહારાજા કુમારપાળ અને શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું નિધન થતા જ અભેદનુ અવસાન થઈ ગયું સમજો. અજયપાળ ભેદનો પૂજારી છે એ તો બ્રાહ્મણ અને જૈનના ભેદ વધુ સ્પષ્ટ કરવા માગે છે તમે રાજઆજ્ઞાનો મર્મ નથી સમજતા?"

"કવિને રાજઆજ્ઞા સાથે શી લેવાદેવા? મારુ પ્રસ્થાન તો ગુરુદેવે ચીંધેલા માર્ગે જ હોય; બીજા માર્ગનો વિચાર પણ મને સ્ફુરે નહિ કોઈ પણ જાતના ભયથી, અરે, મરણના ભયથી પણ, કવિને વિચલિત થવાનુ ન હોય સાચો ધર્માત્મા પાપભીરુ હોય અને કવિ ઉપરાંત હું તો કલિકાલસર્વજ્ઞનો શિષ્ય! પ્રાણના ભોગે પણ મારે મારી પ્રતિજ્ઞાનુ જતન જ કરવાનુ હોય!" જાણે કવિ રામચંદ્ર અગમવાણી ઉચ્ચારી રહ્યા

ગુપ્તચર કવિરાજનો પરમ શુભેચ્છક હતો, એ ગમે તેમ કરીને કવિરાજનો નિર્ણય બદલાવવા માગતો હતો. એણે લાગણીભીના સ્વરે કહ્યુ "કવિવર! સાચા કે ખોટાનો નિર્ણય કરવાનો આ સમય નથી ઊગતા રવિને સૌ કોઈ પૂજે છે, આથમતા સૂર્યને કોઈ પૂજતું નથી દુનિયાનો એ રાહ છે ગૂર્જરભૂમિના આબદાર (સાચા) મોતી તો અજયપાળે પ્રગટાવેલી હુતાશનીમાં ક્યારના હોમાઈ ગયા, જે કાઈ થોડા બાકી રહ્યા છે તેમની પણ ઘડી–પળ ગણાઈ રહી છે. અજયપાળ પોતાનો માર્ગ નિષ્કંટક કરવા માગે છે અભેદમા માનનારને તે કંટક સમજે છે, એવા કંટકોને દૂર કરવા તે એની રાજનીતિ છે"

"રાજાની રાજનીતિ ગમે તે હોય, સાધુ ધર્મવિમુખ ન બની શકે કવિ એ પણ સાધુ-આત્મા છે, જનતાની ભાવનાની દીવાદાંડી છે એ સનાતન સત્ય ઉચ્ચારે છે સમય કે રાજનીતિનાં બંધન એને નડતા નથી એની કવિતા સંસારના વૈભવ-વિલાસની દાસી ન બની શકે! કવિ તો મુક્ત આત્મા હોય"

"કવિરાજ! કવિ ઉપર કાવ્ય રચવાનુ બંધ કરો! સાચા કવિનો આ જમાનો નથી ખુશામતિયા કવિની જ આજે બોલબાલા છે એક જ ગુરુના બે ચેલા એક રાજદરબારમાં શ્વાનની જેમ પૂંછડી પટપટાવતો હોય એવે વખતે બીજો મેરુની જેમ અચળ રહેવા માગે એને રાજસત્તા કેમ સાંખી શકે?"

"જેને જીવ વહાલો છે તે ભલે પૂંછડી પટપટાવે! જેને આત્મા વહાલો છે તે પોતાની વાગ્દેવીને પારકાને ઘેર પાણી ભરવા ન મોકલી શકે! જે મરજીવો છે તે જ મુક્તિના દિવ્ય સંગીતનુ અણમોલ મોતી મેળવી શકે બાલચંદ્રને ગમતું હોય તે બાલચંદ્ર ભલે કરે રામચંદ્ર તો રામચંદ્ર જ રહેશે! એ બાલચંદ્ર કદી નહીં બને! રામચંદ્ર પોતાના આત્માને કદી નહીં રૂંધે આત્મા અનંત શક્તિનો ધણી છે એ સૂત્ર રામચંદ્રને માટે જીવનનુ ધ્રુવતારક છે જે આત્મા પોતાની શક્તિઓને પ્રગટાવે છે તેને માટે વ્યવહાર અને રાજનીતિની દુનિયામા જે અશક્ય લેખાતું હોય તે પણ શક્ય બને છે."

"કવિરાજ! ભાવાવેશમાથી જન્મેલી આવી બધી મનની વાતો મનમા જ રહી જશે, અને જિંદગી જોખમમા મુકાઈ જશે યતિરાજ બાલચંદ્રની કવિતાની જેમ તમારી

કવિતાકલાને પણ અજયપાળના ચરણે શિર ઝુકાવતી કરવાના પડઘ ત્રો રચાયાં છે કવિરાજ! ઇશારામા સમજી જાઓ, કલ્પનાની પાંખે ઊડવાનુ છોડી દો અને નજર સામેના કર્તવ્યની વ્યવહારુ ભૂમિકા ઉપર વિચરો તો સારું!"

"નહિ ભાઈ, નહિ મારાથી એ નહી બને પૂજ્ય ગુરુદેવે અમૃત સિંચન કરી જે અમૃતવેલ ઉછેરી તેનુ હું ઉન્મૂલન કેમ કરી શકુ? જગતને જાણવા દો કે આ અમૃત-વેલને બે પાદડા ફૂટયા એક કડવુ અને બીજું મીઠુ એમાનું કયું કડવું અને કયું મીઠું એ જગત ભલે જગતની રીતે સમજે એમના ગુણ-અવગુણની સાથે વેલની પ્રતિષ્ઠાને શી નિસ્બત? રામચદ્રની કવિતા અજયપાળની આગળ ક્યારેય પોતાનું શિર નથી જ ઝુકાવવા-ની—પછી ભલે ને થવાનુ હોય તે થાય!" રામચદ્ર જાણે અપાર્થિવ રૂપ ધારણ કરી રહ્યા

"કવિરાજ! આદર્શોની અટવીમા કેમ અટવાઓ છો? ભાગ્યયોગે લાખેણી ઘડી આવી પહોચી છે એ ઘડીને શા માટે જવા દો છો? નદીના ધસમસતા પૂરની સામે તરવામા તો પ્રવાહમા ઘસડાઈ જવાનુ જ ફળ મળે! ઝઝાવાતમાં જે વૃક્ષ અણનમ રહેવા માગે તે મૂળમાથી જ ઊખડી જઈ ધરાશાયી બને! હજાર ગાડામા એક ડાહ્યાની શી કિમત? તેના ડહાપણના કેવા ભડા હાલહવાલ થાય છે તે તમે નથી જાણતા શું?"

પણ મહાકવિ રામચંદ્ર એકના બે ન થયા બિચારા ગુપ્તચરને થયું કે પથ્થર પર પાણી બધુ એળે ગયુ! એટલામા ઉપાશ્રયના પગથિયા સિપાઈઓના નાળબધ જોડાથી ધમધમી ઊઠયા સૈનિકો બેચારકટોક ઉપાશ્રયમા પ્રવેશ્યા ગુપ્તચર સાવધ બન્યો અંધકારનો લાભ લઈ એ સિપાઈઓમા ભળી ગયો ચોરદીવાના ઝાખા પ્રકાશમા સિપાઈઓ કવિ-રાજને શોધતા ગર્જી ઊઠયા "કયા છે રામચંદ્ર?" સિપાઈઓના સત્તાવાહી સૂરના ભયકર પડઘા જાણે આગામી આંધીની આગાહી કરતા હતા

"સિપાઈઓ! કવિ રામચદ્ર અહીં તમારી નજીક જ છે તમારા આગમનનુ પ્રયોજન?" કવિએ મધુર ભાષામા જવાબ આપ્યો

"ગુર્જરેશ્વર મહારાજા અજયપાળે આપને રાજદરબારમા આવવાનું આમંત્રણ પાઠવ્યુ છે" સૈનિકોએ સભ્ય બનવાનો પ્રયાસ કર્યો

"અત્યારે મધ્યરાત્રીના સમયે જ? કાલે સવારે આવુ તો?"

"એ નહિ ચાલે અત્યારે અને અબઘડીએ જ આપને હાજર થવું પડશે"

સિપાઈઓ રામચદ્રના જવાબની રાહ જોવા પણ ન થોભ્યા એમણે રામચદ્રને ઘેરી લીધા મ્યાનમાથી તલવારો બેચાઈ ગઈ એક સિપાઈએ ઘટસ્ફોટ કરતાં કહ્યું - "ગુર્જરેશ્વર અજયપાળની આજ્ઞા છે કે ગુનેગારને એક ક્ષણ પણ છૂટો ન મૂકવો"

"હું ગુનેગાર?" પણ કવિ રામચદ્ર પોતાનુ વક્તવ્ય આગળ વધારે તે પહેલા જ સિપાઈઓએ તેમને ઊચકી લીધા

પાટણની સુમસામ શેરીઓએ એ અકાર્ય ઉપર મધ્યરાત્રીનો અધારપછેડો ઢાંકી દીધો!

❊

ગુલાબી નિદ્રાનો ત્યાગ કરી શોખીન અને વિલાસી પાટણ ફરી પ્રવૃત્તિશીલ બન્યુ ત્યારે પાટણની શેરીઓમા રાજ્યના અનુચરો પડહ વગાડી રહ્યા હતા

"પાટણના પ્રજાજનો ! સહુ સાભળજો ! ગુર્જરેશ્વર મહારાજા અજયપાળની રાજ-આજ્ઞા છે કે બ્રાહ્મણ અને જૈન એક ન હોઈ શકે બ્રાહ્મણ તે બ્રાહ્મણ, જૈન તે જૈન પરમાર્હત અને પરમમાહેશ્વર બે બિરુદ સાથે ન સભવે ! બ્રાહ્મણધર્મ એ રાજધર્મ છે, માટે બ્રાહ્મણધર્મને સૌ પ્રજાજનોએ માન આપવું જે કોઈ સમદૃષ્ટિને નામે, અભેદને નામે બ્રાહ્મણ અને જૈનને એકત્ર કરવા યત્ન કરશે, તેમને સખ્ત શિક્ષા કરવામા આવશે"

પાટણના નર-નારીઓ ખિન્ન હૃદયે આ ઢ ઢેરો સાભળી રહ્યા ક્યા પહેલાનુ પાટણ અને ક્યા આજનુ પાટણ ! જાણે આટલું ઓછું હોય એમ એ ઢ ઢેરાએ વધારામા જાહેર કર્યું કે "આજે મધ્યાહ્‌ને સર્વ પ્રજાજનોએ રાજસભામા હાજર થવાનુ છે ત્યા રાજ-આજ્ઞાની અવગણના કરવા બદલ કવિ રામચદ્રનો ન્યાય તોળાવાનો છે"

સમય થયો અને નગરજનો રાજસભામા કીડિયારાની જેમ ઊભરાવા લાગ્યા ક્યાંય તલપુર જગ્યા ખાલી ન હતી બધા મહાકવિ રામચદ્રને કેવો ન્યાય મળે છે તે જોવા આતુર હતા

કવિ રામચદ્રને સભામા હાજર કરવામા આવ્યા, પણ એમના ચહેરા પર ગુનેગારીની કે લાચારીની એક પણ રેખા દેખાતી ન હતી. એમના પ્રશાત ચહેરા પર દિવ્ય તેજ વિલસતુ હતુ

"કવિરાજ ! તમને જૈન અને બ્રાહ્મણોને એક કરવાની ઘેલછા લાગી છે એવાં અભેદનાં કાવ્યો રચવા માટે તમારે પ્રાયશ્ચિત્ત કરવું પડશે"

"અભેદ શું પાપ છે ? અભેદનાં કાવ્યો રચવા એ શુ પાપકાર્ય છે ?"

"કવિરાજ ! રાજઆજ્ઞા પ્રમાણે અભેદનો પ્રચાર કરવો એ ગુનો છે એ તમારે જાણવું ઘટે !"

"કવિનુ કાવ્ય કોઈ પ્રયત્નનું નહી પણ અકળ પ્રેરણાનુ પરિણામ છે કાવ્યગગાની ગગોત્રીનુ પ્રેરણાસ્થાન સાવ અકળ જ હોય છે કવિમા અકલ્પ્ય રીતે આવી પ્રેરણા જાગે અને કાવ્ય સ્ફુરે તેમા પાપનો પ્રશ્ન જ ક્યા ઊભો થાય છે ? પાપ અને પ્રાયશ્ચિત્ત કવિતા પાસે ફરકી પણ શકતા નથી. કોઈ સત્તાના ભયથી કે સમૃદ્ધિના લોભથી કવિતા-દેવીની સાચી આરાધના ન થઈ શકે કવિહૃદય માનવી જ કવિની કવિતાનુ મૂલ્યાકન કરી શકે કે કવિની કવિતાનો ન્યાય તોળી શકે એ તોળવાનુ તમારુ ગજુ નહી ! ઝવેરી જ હીરાનુ મૂલ્ય કરી શકે, ગોવાળ નહિ !" જાણે કવિની જીભ નહી પણ એનુ અતર બોલી રહ્યુ હતું

"કવિરાજ ! રાજ્યની આજ્ઞા ઉત્થાપવાનુ દુસાહસ ખેડવા માગો છો ? ખબર તો છે ને કે એના કેવા માઠા પરિણામ આવે છે ? એથી બચવું હશે તો તમારે રાજ્ય અને રાજાના પ્રશસ્તિકાવ્યો રચીને આ પાપનુ પ્રાયશ્ચિત્ત કરવુ પડશે તમારા ગુરુભાઈ બાલ-ચંદ્રે એ જ રાહ ગ્રહણ કર્યો છે"

"કવિ સ્વૈરવિહારી હોય છે સમગ્ર વિશ્વ એનું રાજ્ય છે. એનો ખજાનો પણ અખૂટ છે દુનિયાની કોઈ સત્તા એને ડરાવી નહીં શકે, સસારની કોઈ સપત્તિ એને લલચાવી નહી શકે. તમારા શૌર્ય કે સત્કાર્યોથી કવિના અતરમા ઊર્મિ જગાડો અને જુઓ કે

એમાંથી કેવા મનોહર પ્રશસ્તિકાવ્યો વહેવા લાગે છે વસંત આવે છે ત્યારે કોકિલાને કોણ કહેવા જાય છે કે તુ તારી સ્વરમાધુરીને વહેતી મૂક? એવુ જ સાચી કવિતાનું સમજવું. ભય કે લાલચથી ખરીદી શકાય એ કવિતા જ નહીં"

"કવિરાજ! આવી બધી અર્થહીન વાતો છોડો, અને તમારી વાણીથી સત્તાને રીઝવો તમારા ગુરુભાઈ બાલચંદ્રની પણ આ જ સલાહ છે"

"હંસ તો સદાય મોતીનો જ ચારો ચરવાનો! ભૂંડ ભલે અખાજ આરોગ્યા કરે! જેને પોતાનુ સ્વાતંત્ર્ય નહી પણ પોતાના પ્રાણ વધુ વહાલા છે, તે જ એક ભાન ભૂલેલા રાજાની પ્રશસ્તિઓ રચીને પોતાની કાવ્યદેવીને લજવે છે સાચી સલાહની તો અત્યારે આવી નમાલી સલાહ આપનારને જ જરૂર છે!"

કવિના આકરા વેણથી ઘવાયેલા બાલચંદ્રે બૂમ પાડી "નૃપવર્ય, રામચંદ્ર મારું હડહડતુ અપમાન કરે છે!"

"શાંત રહો! ગાડા કવિ જો પોતાનું ગાંડપણ હજી પણ નહીં તજે તો એમને અપમાનનો યોગ્ય બદલો મળી જ રહેવાનો છે!" અજયપાળે અધીરાઈથી કહ્યુ

મહાકવિ એક પણ શબ્દ ન બોલ્યા—જાણે એમના ચિત્ત ઉપર હિમાલયની સ્વસ્થતા અને શીતળતા વ્યાપી રહી હતી અજયપાળની વાત સાભળીને રાજસભા હવે આગળ શું બને છે એની ઉત્સુકતા અનુભવી રહી થોડીક પળો માટે સભામાં સ્મશાન જેવી શાન્તિ છવાઈ ગઈ

આમ થોડીક પળો સ્તબ્ધતામાં પસાર થઈ પછી જાણે અણનમ કવિને નમાવવાનો એક વધુ પ્રયાસ કરતો હોય એમ અજયપાળે કહ્યુ "કવિરાજ! રાજાની આજ્ઞાના અનાદરનુ પરિણામ કેવુ આવે છે તે શુ તમારા જેવા વિદ્વાનને સમજાવવું પડશે? હુ ઇચ્છુ છું કે રાજસત્તાને તમારી સામે પોતાનો દંડ ઉગામવાનો વખત આવવા ન દો તો સારું! આમા શું કરવુ એ તમારા પોતાના જ હાથની વાત છે. શુ હજી પણ તમારી વાણી રાજસત્તાના ચરણ પખાળવા તૈયાર નહીં થાય?"

કવિએ વાણીનો વ્યય કરવાને બદલે માત્ર માથું હલાવીને એ વાતનો ઇનકાર કર્યો.

અજયપાળને મહારાજા કુમારપાળ કરતા સવાઈ કીર્તિ વરવાના અરમાન હતાં કવિ રામચંદ્ર જેવા વિદ્વાનોથી એ પોતાની રાજસભાને વિભૂષિત કરવા માગતો હતો. તેથી તેણે ધમકીથી વશ ન થનારા કવિને સમજાવવા પોતાની વાતની રીત બદલી: "કવિરાજ! હવે તો કલ્પનાવિહારમાથી પાછા ફરો પ્રત્યક્ષ દેખાતો લાભ જતો ન કરો મારી રાજસભામા તમારા ગુરુનુ સ્થાન તમારે માટે ખાલી છે, તેને શોભાવો—મારી રાજસભાના રાજકવિ બનીને!"

"રાજન્! પૂજ્ય ગુરુદેવનું નામ લઈને તમે મને ચલાયમાન નહીં કરી શકો એ નામ તો મને મારા સંકલ્પમા વધુ દૃઢ બનવાનું બળ આપે છે મારો નિર્ણય અફર છે: મારી વાણી આજની રાજસત્તાના કીર્તિગાન નહી જ ગાય!"

"કવિ, તારી જીભ બંધ કર તારો સર્વનાશ નોતરતી મારી કઠોર આજ્ઞા છૂટે તે પહેલા સમજી જા તને આ આખરી તક આપું છુ" રાજાએ ઉશ્કેરાઈને ચેતવણીનો સૂર ઉચ્ચાર્યો

પણ કવિએ? કવિએ પ્રત્યુત્તર વાળવાને બદલે સ્વતંત્રતાનુ ગીત લલકાર્યું: "હે પરમાત્મા, મારી સ્વતત્રતા ખાતર ગલીઓમા ફરતો કૂતરો બનવાનુ મને મંજૂર છે, પણ પરાધીન બનીને હું ત્રણ જગતનો સ્વામી પણ બનવા તૈયાર નથી!"*

કવિએ–સ્વતંત્રતાના કવિએ–સ્વાતત્ર્યનુ ગીત લલકાર્યું. પરતુ કવિનો એક એક શબ્દ અજયપાળના અતરમા રોષનો આતશ પ્રગટાવી રહ્યો એ ક્રોધથી ધમધમી ઊઠ્યો. એણે આજ્ઞા કરી · "મત્રી! આ રાજદ્રોહીને એવુ મોત આપો કે જે સાભળીને ભયંકર ખૂની પણ કંપી ઊઠે જલ્લાદોને હુકમ કરો કે ધગધગતા તવા પર આ કવિરાજનો અભિષેક કરી ફળફળતા તેલથી સ્નાન કરાવે મારી આ આજ્ઞાનો સત્વર અમલ કરો!"

રાજાની આજ્ઞા સાભળી સભામા સનસનાટી ફેલાઈ ગઈ જે રાજસભામા કલિકાલ-સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યનો પડતો બોલ ઝીલી લેવામા રાજા અને પ્રજાજનો પોતાનુ અહોભાગ્ય માનતા, તે જ રાજસભામા એમના પરમ શિષ્યનુ આવુ કમકમાટીભર્યું મૃત્યુ!

મહાકવિ તો મરજીવા બનીને જીવન અને મૃત્યુને તરી ગયા હતા જલ્લાદોએ એમનું કામ પૂરું કર્યું, મહાકવિ અમર બની ગયા! કોઈ સભાજન એ દૃશ્ય ન નીરખી શકયો કોઈ વાણી એ વેદનાભર્યા દૃશ્યને ન વર્ણવી શકી સૌના અતર કકળીને એક જ નાદ ગુજી રહ્યા. नम शान्ताय तेजसे–એ તેજસ્વી મહાકવિને નમન હો!

સૌ કારમી વેદનાની મૂર્છામાથી જાગ્યા ત્યારે જાણે મહાકવિનો સ્વસ્થ આત્મા પોકાર કરી જગતને પૂછતો હતો પરાકાષ્ઠાએ કોણ પહોચ્યુ? પાપીનુ પાપ કે સતિયાનુ સત?



* स्वतन्त्रो देव! भूयास सारमेयोऽपि वर्त्मनि।
मा स्म भूव परायत्तस्त्रिलोकस्यापि नायक॥

# શ્રીમદ્ રાજચંદ્રની 'અમૃત' કૃતિ : 'દર્શનપ્રભાવક' મોક્ષમાળા*

લેખક ડૉ. ભગવાનદાસ મનસુખલાલ મહેતા

શ્રીમદ્ રાજચંદ્રની સર્વોત્કૃષ્ટ અમૃત કૃતિ તરીકે, આ અવનિનુ અમૃત શ્રી આત્મસિદ્ધિશાસ્ત્ર સુપ્રસિદ્ધ છે તેમની મોક્ષમાળા પણ અમૃત કૃતિ છે. શ્રીમદે 'ધન્ય રે દિવસ આ અહો !'ના જીવન-ધન્યતા-કાવ્યમા સંગીત કરેલ 'અપૂર્વ અનુસાર'નુ પ્રથમ અમૃતફળ શ્રીમદ્‌ની અમૃત(Immortal, necterlike)કૃતિ મોક્ષમાળા છે

તત્ત્વમંથનકાળમા પ્રજ્ઞાનિધિ શ્રીમદે જે ષડ્દર્શનનુ મધ્યસ્થ નિષ્પક્ષપાત પર્યાલોચન કર્યું, જિનાગમોનું—વીતરાગશાસ્ત્રોનુ ઊંડું ત્વરિત અવગાહન કર્યું, કોઈ અપૂર્વ આત્માનુભવનુ અનુભવન કર્યું, પૂર્વના કોઈ અપૂર્વ આરાધનનુ અપૂર્વ અનુસંધાનરૂપ અનુસરણ કર્યું, તેનો ફળપરિપાક શ્રીમદ્‌ના આ મહાન 'દર્શનપ્રભાવક' મોક્ષમાળા ગ્રંથમાં પ્રાપ્ત થાય છે તત્ત્વજ્ઞાનકળાની સોળે કળાએ પરિપૂર્ણ શ્રીમદ્ રાજચંદ્રે આ અનુપમ ગ્રંથની અદ્ભુત ગૂંથણી અપૂર્વ પરિપૂર્ણ તત્ત્વકળાથી કરી છે, બુધજન-ચકોરો ન્હાઈને આનંદ પામે એવી પરમ અમૃતમયી જ્ઞાન-ચંદ્રિકા રેલાવી છે વીતરાગદર્શનના દૃઢ ગાઢ રંગથી અસ્થિમજ્જા રંગાયેલા શ્રીમદે જગતના ચોકમા વીતરાગદર્શનની મહાપ્રતિષ્ઠા કરી જિનદર્શનનો—વીતરાગદર્શનનો ડંકો વગડાવ્યો છે, નિષ્પક્ષપાત ન્યાયમૂર્તિની જેમ સર્વ દર્શનની મધ્યસ્થ પરીક્ષાપૂર્વક વીતરાગદર્શનની સર્વોપરિતા પ્રસ્થાપિત કરી જિનશાસનનો મહાપ્રભાવ વિસ્તાર્યો છે, અને આમ સન્મતિતર્ક જેમ મહાન્ 'દર્શનપ્રભાવક' ગ્રન્થ ગણાયો છે, તેમ જિનદર્શનની મહાપ્રભાવના કરનારો આ અપૂર્વ મોક્ષમાળા ગ્રન્થ મહાદર્શનપ્રભાવક ગ્રન્થ તરીકે સુપ્રસિદ્ધ થયો છે. સેંકડો વર્ષોના શાસ્ત્રઅભ્યાસી મહાપંડિતો કે મહાબહુશ્રુતો પણ વાર વાર વાચીને પણ જેની નકલ (Copy or Immitation)

* લેખકના 'અધ્યાત્મ રાજચંદ્ર' ગ્રંથમાંથી

કરવાને સમર્થ ન થાય, એવો આ તત્ત્વકલામય અપૂર્વ દર્શનપ્રભાવક ગ્રન્થ જ્ઞાનાવતાર શ્રીમદે પરમ પ્રૌઢ ગંભીર શાસ્ત્રશૈલીથી સોળ વર્ષની વયે, માત્ર ત્રણ દિવસમાં જ, ગૂંથ્યો છે. એ મહાન્ આશ્ચર્યોનું આશ્ચર્ય છે, અદ્‌ભુતાદદ્‌ભુત છે

પોતાને જે કાંઈ જ્ઞાનનો લાભ પ્રાપ્ત થયો છે, તેનો લાભ બીજા જીવોને પણ પ્રાપ્ત થાય એવી નિષ્કારણ કરુણાથી પરોપકારશીલ જ્ઞાનીઓ પોતાને પ્રાપ્ત જ્ઞાનનો અન્ય જીવોમાં વિનિયોગ થાય એવી સત્પ્રવૃત્તિ આદરે છે તે જ પ્રકારે શ્રીમદ્ જેવા મહાજ્ઞાનીને વીતરાગપ્રણીત મોક્ષસન્માર્ગનું જે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રમય સમ્યક્ સત્ય સ્વરૂપ પોતાને સમજાયું—સંવેદાયું—અનુભવાયું, તેનો લાભ જગજ્જીવોને થાય એવી ઊર્મિ ઊઠે એ સહજ સ્વાભાવિક છે એટલે આબાલવૃદ્ધ સર્વ કોઈને ઉપયોગી—ઉપકારી થઈ શકે એવો મોક્ષમાર્ગનું સ્વરૂપ દર્શાવનારો ગ્રંથ સરલ દેશભાષામાં ગૂંથવાનો સ્વયંભૂ વિચાર એમના હૃદયમાં સ્ફુર્યો અને આ મોક્ષમાળાની રચના શ્રીમદે માત્ર ત્રણ દિવસમાં કરી

આ 'મોક્ષમાળા' ખરેખર! મોક્ષમાળા જ છે, મુમુક્ષુને મોક્ષનો માર્ગ દર્શાવનારી યથાર્થ મોક્ષમાળા જ છે! ગ્રંથનું જે આ ગૌરવપૂર્ણ નામ આપવામાં આવ્યું છે તે તેના 'મોક્ષ' જેવા મહાન્ વિષયને લઈ છે તત્ત્વાર્થસૂત્રનું જેમ તેના વિષયને લઈ 'મોક્ષ-શાસ્ત્ર' નામ પ્રસિદ્ધ છે, તેમ મોક્ષ પ્રત્યે લઈ જનારી એક સૂત્રબદ્ધ ગ્રંથરચનાને લીધે આનું 'મોક્ષમાળા' નામ યથાર્થ છે મુક્તાફલની માળામાં જેમ યથાસ્થાને ગોઠવાયેલા નાના-મોટા સુંદર મૌક્તિકો એક સુવર્ણસૂત્રથી નિબદ્ધ થઈ સમગ્રપણે એક મુક્તામાળા બને છે, તેમ આ મુક્તા(મોક્ષ)ફલની માળામાં યથાસ્થાને કલાપૂર્ણપણે ગોઠવાયેલાં પરમ સુંદર સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ અમૂલ્ય મૌક્તિકો (મુક્તાફલો) એક આત્મ-તત્ત્વરૂપ સુવર્ણસૂત્રથી નિબદ્ધ થઈ એક મુક્તામાળા—મોક્ષમાળા બની છે મુક્તાફલની માળામાં કળાપૂર્ણપણે પરોવાયેલું—ગૂંથાયેલું એક એક મહામૂલ્યવાન્ મોતી જેમ યથા-સ્થાને શોભે છે, તેમ આ મુક્તાફલની માળામાં (—મોક્ષમાળામાં) તત્ત્વકળાપૂર્ણપણે પરોવાયેલું—ગૂંથાયેલું એક એક અમૂલ્ય તત્ત્વ-મૌક્તિક યથાસ્થાને વિરાજે છે ઉત્તમ તત્ત્વજ્ઞાન અને સત્‌શીલ બોધનારું, મોક્ષમાર્ગનું સદ્‌બીજ રોપનારું, જ્ઞાનક્રિયાનું સમ્યગ્ સમન્વિપતણું નિરૂપનારું, આ પોતાનું નવસર્જન સમર્થ થશે એવા પૂરેપૂરા નિરભિમાન આત્મભાન સાથે શ્રીમદે આને 'મોક્ષમાળા' એવું સાન્વય સમુચિત નામ આપવાનું સમુચિત માન્યું છે, 'મોક્ષમાળા' એવું ગ્રંથનું જે આ ગૌરવપૂર્ણ નામ રાખ્યું છે, તે જ તેનું ગુણનિષ્પન્ન ગુણગણગારવ સૂચવે છે

આ ગ્રંથની મુખમુદ્રામાં જ શ્રીમદ્ સ્વયં શ્રીમુખે પ્રકાશે છે કે—'આ ગ્રંથ સ્યાદ્વાદ-તત્ત્વાવબોધ-વૃક્ષનું બીજ છે. તત્ત્વજિજ્ઞાસા ઉત્પન્ન કરી શકે એવું એમાં કંઈ અંશે દૈવત રહ્યું છે, એ સમભાવથી કહું છઉં બહુ ઊંડા ઉતરતાં આ મોક્ષમાળા મોક્ષના કારણરૂપ થઈ પડશે મધ્યસ્થતાથી એમાં તત્ત્વજ્ઞાન અને શીલ બોધવાનો ઉદ્દેશ છે' તેમ જ ત્યાં જ, તેઓશ્રીએ વિશેષ પ્રકાશ્યું છે કે—'આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો મુખ્ય હેતુ ઊછરતા બાળ-યુવાનો અવિવેકી વિદ્યા પામી આત્મસિદ્ધિથી ભ્રષ્ટ થાય છે, તે ભ્રષ્ટતા અટકાવી, તેમને આત્મહિત ભણી લક્ષ કરાવવાનો પણ છે' આ પરથી આ આર્ષદ્રષ્ટા મહર્ષિ સમા આ ગ્રંથકર્ત્તાનો આ ગ્રંથ ગૂંથવાનો ઉદાત્ત ઉદ્દેશ અને ઉત્તમ પ્રયોજન સ્વયં સ્પષ્ટ થાય છે

શુદ્ધ નિસ્પૃહ આત્માર્થ અર્થે, પરમાર્થ અર્થે, પરમાર્થપ્રેમથી નિર્મલ જ્ઞાનદાન દેવું એ જ્ઞાનદાનેશ્વરી વક્તાનુ (કર્ત્તાનુ) અનતર (Immediate) પ્રયોજન છે, અને તેથી પોતાના આત્માને મહાન્ નિર્જરાનો લાભ પ્રાપ્ત થઈ અનુક્રમે મોક્ષની પ્રાપ્તિ થાય એ પરંપર (Remote, Ultimate) પ્રયોજન છે, શુદ્ધ જિજ્ઞાસુ આત્માર્થ અર્થે વિનમ્ર વિનયાન્વિત શિષ્યબુદ્ધિથી નિર્મલ જ્ઞાનદાન લેવું એ શ્રોતાનું અનંતર પ્રયોજન છે, અને તે જ્ઞાનને અનુરૂપ સતશીલરૂપ આચરણથી—હેય-જ્ઞેય-ઉપાદેયના વિવેકરૂપે તે પ્રાપ્ત જ્ઞાનને 'ક્રિયામા —આચરણ'મા મૂકવાથી—આત્માની મલવિશુદ્ધિ કરી અનુક્રમે મોક્ષપ્રાપ્તિ કરવી એ શ્રોતાનું પરપર પ્રયોજન છે નવકારવાળીની જેમ એકસો આઠ પાઠ ધરાવનારી આ મંગલમયી મોક્ષમાળા(બાલાવબોધ)ના પ્રયોજન અગે કર્ત્તા પુરુષ શ્રીમદ્ સં. ૧૯૪૫ના એક પત્રમા સ્વય લખે છે—'જિનેશ્વરના સુંદર માર્ગથી એમાં એકે વચન વિશેષ નાખવા પ્રયત્ન કર્યું નથી જેમ અનુભવમા આવ્યું અને કાળભેદ જોયો તેમ મધ્યસ્થતાથી એ પુસ્તક લખ્યું છે' તેમ જ આગળ જતા સં ૧૯૫૫મા એક પ્રસંગે તેમણે આ પ્રયોજનને ઓર સ્પષ્ટ કરતા લખ્યુ છે—'જૈનમાર્ગને સમજાવવા તેમા પ્રયાસ કર્યો છે જિનોક્ત માર્ગથી કંઈપણ ન્યૂનાધિક તેમા કહ્યુ નથી વીતરાગમાર્ગ પર આબાલવૃદ્ધની રુચિ થાય, તેનું સ્વરૂપ સમજાય, તેનું બીજ હૃદયમા રોપાય તેવા હેતુએ બાલાવબોધરૂપ યોજના તેની કરી છે તે શૈલી તથા તે બોધને અનુસરવા પણ એ નમુનો આપેલ છે એનો પ્રજ્ઞાવબોધ ભાગ ભિન્ન છે તે કોઈ કરશે'

આ ગ્રંથની શિક્ષણપદ્ધતિ અગે શ્રીમદ્જી સ્વયં શ્રીમુખે પ્રકાશે છે—'પાઠક અને વાંચક વર્ગને મુખ્ય ભલામણ એ છે કે શિક્ષાપાઠ પાઠે કરવા કરતા જેમ બને તેમ મનન કરવા, અને તેના તાત્પર્ય અનુભવવા જે ન સમજી શકે, તેણે જાણનાર પાસેથી વિનય-પૂર્વક સમજવાનો ઉદ્યમ કરવો એવી જોગવાઈ ન મળે તો એ પાઠો પાચ સાત વાર શાંતિપૂર્વક વાંચી જવા એક પાઠ વાચી ગયા પછી અર્ધ ઘડી તે પર વિચાર કરી અતઃ-કરણને પૂછવુ કે શું તાત્પર્ય મળ્યુ ? તે તાત્પર્યમાંથી હેય (ત્યજવા યોગ્ય), જ્ઞેય (જાણવા યોગ્ય) અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) શુ છે ? એમ કરવાથી આખો ગ્રથ સમજી શકાશે; હૃદય કોમળ થશે; વિચારશક્તિ ખીલશે, અને જૈન તત્ત્વ ઉપર રૂડી શ્રદ્ધા થશે આ ગ્રંથ કંઈ પઠન કરવારૂપ નથી, પણ મનન કરવારૂપ છે અર્થરૂપ કેળવણી એમાં યોજી છે, તે યોજના બાલાવબોધરૂપ છે વિવેચન અને પ્રજ્ઞાવબોધ ભાગ ભિન્ન છે આ તેમાનો એક ભાગ છે, છતાં સામાન્ય તત્ત્વરૂપ છે સ્વભાષા સંબધી જેને સારુ જ્ઞાન છે, અને નવતત્ત્વ તેમ જ સામાન્ય પ્રકરણગ્રંથો જે સમજી શકે છે, તેવાઓને આ ગ્રંથ વિશેષ બોધદાયક થશે. નાના બાળકોને આ શિક્ષાપાઠોનું તાત્પર્ય સમજણપૂર્વક સવિધિ આપવુ.' આ શિક્ષણપદ્ધતિ અંગે આ આર્ષદ્રષ્ટા મહાગુરુએ આપેલી આ પરમ પ્રૌઢ ગંભીર વિવેકી શિક્ષા સામાન્યપણે કોઈ પણ ગ્રંથનો અભ્યાસ કરતી વેળાએ લક્ષમાં લેવા યોગ્ય અને સર્વત્ર હેય-જ્ઞેય-ઉપાદેયના વિવેકપૂર્વક સર્વ કાળને માટે સર્વને ઉપયોગી થઈ પડે એવી અનુપમ અને અનુકરણીય શિક્ષા છે.

આવી પરમ પ્રૌઢિથી જેણે મુખમુદ્રા આદિ આલેખેલ છે, એવા આ માત્ર સોળ વર્ષની વયના પણ મહાજ્ઞાનવૃદ્ધ બાલમહાત્માનો આ અલૌકિક ગ્રંથ મુખ્યપણે બાલ-

યુવાન અર્થે મુખ્ય પ્રયોજનરૂપ છતાં, આબાલવૃદ્ધ સર્વ કોઈને ઉપકારી થઈ શકે એવો છે, અને તે ગમે તે ધર્મના કે સંપ્રદાયના જનોને ઉપયોગી થઈ શકે એવો સાર્વજનિક છે. અત્રે જૈન કે જિન શબ્દનો પ્રયોગ આવે છે તેથી આ તો માત્ર જૈનોને જ ઉપયોગી છે વા જૈનોનો જ ગ્રંથ છે એવો સાંકડો વિચાર કરી આથી ભડકવાનું નથી કે મુખ મચકોડવાનું નથી કારણ કે જૈન અને જિન શબ્દો અત્ર મુખ્યપણે તત્ત્વદૃષ્ટિથી પ્રયોજિત છે 'જિન' એ સંપ્રદાયવાચક શબ્દ નથી, પણ મહાન તત્ત્વવાચક શબ્દ છે **શ્રીમદ્**નું જ વચન છે કે, 'જિન સોહી હૈ આત્મા, અન્ય હોઈ સો કર્મ, કર્મ કટે સો જિનવચન, તત્ત્વગ્યાનીકો મર્મ' અર્થાત્—'જિન' એટલે શુદ્ધ આત્મા, આત્મા અને કર્મના સનાતન યુદ્ધમાં કર્મકટકનો પરાજય કરી જે વિજયશ્રી વર્યા છે એવા વીતરાગ પરમાત્મા તે જ જિન, અને તેના માર્ગને યથાર્થપણે અનુસરનારો તે જૈન, અથવા તેણે (જિને) પ્રણીત કરેલું દર્શન તે જૈન દર્શન–વીતરાગદર્શન અને 'वीतरागभयक्रोध' ઇત્યાદિ પદોમાં વીતરાગનો મુક્ત કંઠે સ્વીકાર તો ગીતાકારે પણ કર્યો જ છે એટલે બાહ્ય ભૂમિકા ભલે જૈનની દેખાતી હો, પણ તે ભૂમિકા પર અત્રે તો સાર્વજનિક તત્ત્વદૃષ્ટિથી સાર્વજનિક હિતહેતુરૂપ તત્ત્વવિચારણા કરી છે એટલે ગમે તે સંપ્રદાય, મત, ધર્મ, જાતિવાળાને આ ઉપકારી થઈ શકે એવો સાર્વજનિક કોટિનો (Universal) ગ્રંથ છે માટે મત–દર્શનનો આગ્રહ કે વિકલ્પ છોડી દઈ સર્વકોઈ મોક્ષકામી મુમુક્ષુએ તત્ત્વદૃષ્ટિથી આ ગ્રંથનું ઊંડું અવગાહન કર્ત્તવ્ય છે ખરેખર! આજના બાલ-યુવાનો સાચા ધર્મસંસ્કાર-સંપન્ન–જ્ઞાન-શીલસંપન્ન થાય એમ આપણી ધર્મપક્ષાતીત (Secular) સરકાર ઇચ્છતી હોય તો ભારતની સર્વ ભાષાઓમા આ ગ્રંથનું પ્રામાણિક ભાષાંતર કરાવી એની બહોળા હાથે ઘરે ઘરે પ્રભાવના કરવા યોગ્ય છે, એટલું જ નહિ પણ ભારતનું મુખ ઉજ્જવળ કરવું હોય તો વિશ્વની સર્વ ભાષાઓમા આનું યથાર્થ ભાષાતર કરાવરાવી અખિલ વિશ્વમા આનો પ્રચાર કરવા યોગ્ય છે કારણ કે લાખો (Nobel Prize) જેનું મૂલ્યાંકન કરવા સર્વથા અસમર્થ છે એવા આ અમૂલ્ય ગ્રન્થમાં ભારતનું મુખ ઉજ્જવલ કરે એવું પરમ દૈવત ભર્યું પડ્યું છે અસ્તુ!

આમ આ જિનદર્શનની–વીતરાગદર્શનની મહાપ્રભાવના કરનારા આ મોક્ષમાળા* (બાલાવબોધ) ગ્રંથમા પદે પદે શ્રીમદ્‌ની અનન્ય વીતરાગભક્તિ નિર્ઝરે છે, વીતરાગ

* આ મોક્ષમાળાને ચાર ભાગમાં યોજવાની **શ્રીમદ્**ની ધારણા હતી : (૧) બાલાવબોધ મોક્ષમાળા, (૨) ભાવનાબોધ, (૩) વિવેચન, (૪) પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા તેમાં પ્રથમ બે ભાગની—બાલાવબોધ મોક્ષમાળા અને તેના ઉપહારરૂપ ભાવનાબોધ મોક્ષમાળા એ બન્નેની—રચના તેઓશ્રીએ ૧૬–૧૭ વર્ષની વયે સં. ૧૯૪૧–૪૨માં કરી; વિવેચનરૂપ ભાગનો ખાસ સ્પષ્ટ નિર્દેશ નથી મળતો, પણ તે ઉપરોક્ત બન્ને પર વિસ્તારથી વિચારરૂપ હોવો સંભવે છે; અને ચોથા ભાગ–પ્રજ્ઞાવબોધ મોક્ષમાળાની વિષયસૂચિરૂપ (Index) સંકલના **શ્રીમદે** આ જીવનના ૩૩મા વર્ષમાં–છેલ્લા વર્ષમાં–સં ૧૯૫૬ના આશ્વિન માસમાં—લખાવી, પણ આયુઅભાવે તે ગ્રંથ તેમના વરદ હસ્તે લખાવાનું શક્ય ન બન્યું. આ મહાગુરુએ પ્રદર્શિત કરેલી આ વિષયસૂચિરૂપ સંકલના પ્રમાણે એમની આ યોજના નિર્વાહવાનું–આ મહાસંતની આજ્ઞા–ઇચ્છાનુસાર પાર ઉતારવાનું–કાર્ય કરવાનો યતકિંચિત્ નમ્ર પ્રયાસ આ લેખકે **શ્રીમદ્**ના દેહાવસાન પછી પચાશ વર્ષે કર્યો છે

દર્શનનો અપૂર્વ તત્ત્વવિનિશ્ચય પોકારે છે, નિર્ગ્રંથ વીતરાગશાસન પ્રત્યેનો પરમ પ્રેમ ઉલ્લસે છે, અદ્‌ભુત વૈરાગ્ય વિલસે છે, અલૌકિક તત્ત્વજ્ઞાનના ચમત્કાર ચમકે છે, ન્યાય-વાદિતા–સત્યવાદિતાના રણકાર રણકે છે, મધ્યસ્થ નિષ્પક્ષપાત ન્યાયદૃષ્ટિ ઝળકે છે, પરમ કરુણામય હૃદય ધબકે છે, સમદર્શી–વિશ્વબંધુત્વ ભાવ ભપકે છે, અનુપમ સત્‌શીલની સૌરભ મહકે છે આ મહાદર્શનપ્રભાવક ગ્રંથમા શ્રીમદે અનન્ય શાસનદાઝથી પદે પદે વીતરાગશાસનની મહાપ્રભાવના કરી છે, પણ કેટલાક વિશિષ્ટ સ્થળોએ તો જગતૂના ચોગાનમા જિનદર્શનની મહાપ્રતિષ્ઠા કરી જગતમાં જિનશાસનનો ડંકો વગડાવ્યો છે

શ્રીમદે પોતે આ ગ્રંથની પ્રસ્તાવનામા લખ્યું છે તેમ આ ‘ સાહસ કર્યું છે × × એ ફળદાયી થશે ’ ખરેખર ! આ ‘ સાહસ ’—મોક્ષમાર્ગનું પ્રભાવન કરનારૂં આવું ભગીરથ કાર્ય—શ્રીમદ્‌ જેવો કોઈ વિરલો ઓલિયો જ કરી શકે એવું ખરેખર સાહસ તો હતું જ, અને, ભાવિ બનાવોએ બતાવી આપ્યું તેમ, તે મહર્ષિની આર્ષવાણી પ્રમાણે અપૂર્વ ફળ-દાયી થયુ જ,—તે એટલે સુધી કે શ્રીમદ્‌ રાજચન્દ્ર-કલ્પવૃક્ષનુ આ અમૃતફળ ( nectar-fruit ) યાવચ્ચન્દ્રદિવાકરૌ અમર રહે એવુ અમૃત ( most immortal, nectar incarnate ) બની ગયું !

૫, ચોપાટી રોડ, મુંબઈ, ૭



# મદનરેખા

લેખક. શ્રીમતી જયાબ્હેન ઠાકોર

"ના, ના, ન જાવ! હુ નહિ જવા દઉ! અનિષ્ટના ભણકારા હજી પણ મારા કાનમાં વાગે છે ઓહ! આ અશુભ એંધાણ છે! ...અમંગળ ભાવિની આગાહી છે!"

"એમનુ રક્ત! . એમનો વિલય! "

યુગબાહુના વક્ષસ્થળ પરની ભીનાશે એને જગાડી દીધો

આટલી ખુશનુમા હવામા આ પ્રસ્વેદ શાનો?... નિદ્રાદેવીના મધુરા અંકમાંથી જગાડનાર એ ભીનાશથી એ અકળાયો

પણ એ ભીનાશમા તો ગરમ નિશ્વાસ ભળેલો દેખાયો તે ચમકયો

મદનરેખાના અશ્રુઓની અંજલિ એને ન ગમી કોણ જાણે કેમ, પુરુષને સ્ત્રીનુ સ્વાર્પણ રુચે છે, પણ એના આસુના અર્પણ નથી ગમતા!

"શુ થયુ? . સ્વપ્ન આવ્યુ?"

"હા પણ મને એ ભાવિની આગાહી જેવુ લાગે છે"

"પણ એવુ તે શુ છે?"

"ન પૂછો. નાથ! ન પૂછો! પણ મને વચન આપો કે કાલે મને કહ્યા વગર, મારી અનુમતિ વિના, તમે કયાય નહિ જાવ"

યુગબાહુ જોરથી હસી પડયો એણે મદનરેખાને પોતાના ગાઢ આશ્લેષમા સમાવી દીધી.

"એમા વચનની જરૂર છે ખરી?"

"હા કારણ, મને ભય લાગે છે"

"પ્રેમથી બધાયેલાને વળી વચનના બધનની જરૂર હોય?"

"હોય કારણ કે એ બધન જ આને માટે જવાબદાર બનશે."

"જવા દે. આ ચર્ચા .."

અને યુગબાહુ પાછો નિદ્રાધીન બની ગયો પણ મદનરેખાનુ ચિત્ત વિચારના ઘેરા વમળમા ઘેરાઈ ગયુ

એ વિચારતી હતી શા માટે મણિરથભાઈ ગઈ કાલે મને નખશિખ નિહાળતા હશે? કોઈ દિવસ નહિ અને હમણા હમણા જ એમનો બંધુપ્રેમ આટલો બધો સજાગ શાને કારણ બન્યો છે? આ તો સાવ ભલા–ભોળા છે એમને તો જગતમા ક્યાય અનિષ્ટ કે અનાચાર નહિ દેખાય પણ શુભ તત્ત્વો સાથે અશુભ તત્ત્વો પણ ધરતી ઉપર રમતાં હોય છે એ સત્ય પ્રત્યે આખમીચામણા તો ન જ થઈ શકે

વળી પાછા એ કહેતા હતા કે "દેવોનેય ઈર્ષ્યા આવે એવુ દામ્પત્ય છે!" એનો અર્થ એ જ કે એમને અમારા સુખી દાપત્યની ઈર્ષ્યા આવે છે એમના અ તરમા એ ઈર્ષ્યા–અદેખાઈનો અગ્નિ પ્રજ્વળે છે! તો એ અગ્નિને ઠારવો શી રીતે? એક જ વૃક્ષની એ ડાળમાથી એક ડાળ સળગી ઊઠે તો એ અન્યને દઝાડ્યા વગર રહે ખરી?

પણ આ વેદના મારે કોને જણાવવી? પતિને કહુ તો કદાચ એ એને મારુ સ્ત્રીસહજ મિથ્યાભિમાન ગણી હસી કાઢશે અથવા મારી એવી શ કાશીલ દૃષ્ટિનો ઉપહાસ–તિરસ્કાર કરશે ન કહું અને ધારો કે પરિણામ અણધાર્યું આવે તો? કામવાસનાનો આતશ મણિરથને વધારે બેશરમ અને મરણિયો પ્રયાસ કરવા તત્પર બનાવી મૂકે તો?

અને આનો વધુ વિચાર કરતા એના અ ગે અ ગે પ્રસ્વેદ પ્રસરી રહ્યો એ હતી જ મદનરેખા—મદન એનાથી દૂર ન જઈ શકે એવી સૌંદર્યવતી નારી! અને અમ ગળ આશ કાના આવેશમા એ પોતાની સ્નેહમૂર્તિને વધારે જોરથી વળગી પડી.

એણે ઊ ઘવા પ્રયત્ન કર્યો, પણ એના નેત્રો ન જ મી ચાયા યુગબાહુના દેહને એ ક્યાય સુધી પંપાળી રહી "દેહ પ્રત્યેની મમતા આટલી બધી શાને?"–એનો આત્મા પતિના આત્મામા એકરૂપ બનીને જાણે એને પ્રશ્ન પૂછી રહ્યો

સાચી વાત છે એ મમત્વ જ આટલી વેદના પ્રગટાવે છે. તે પાછી શાત બની ગઈ.

પ્રભાત થયુ. સ્નાનવિધિ પતાવી એણે યુગબાહુની ચરણરજ લીધી પતિને આશ્ચર્ય થયુ. એણે પૂછ્યુ . "આ શુ?"

"મારે હવે આ રજ કરતા પણ વધારે નહિવત્ બનવુ છે!" એનાથી બોલાઈ ગયુ

જાણે કોઈ અસ ગત પ્રલાપ સાભળતો હોય એમ યુગબાહુ હસી પડ્યો

એટલામા તો મહેલનો એક ચોકિયાત આવીને યુગબાહુની સમક્ષ માથું નમાવી ઊભો રહ્યો "મોટાભાઈ આપને યાદ કરે છે."

મદનરેખા ચમકી જાણે યમદૂત આવ્યો હોય એમ એના પગમા ધ્રુજારી આવી

"એ નહિ આવી શકે!" એણે સંભળાવી દીધુ

"જેવી આજ્ઞા પણ કારણ.. .."

"કારણુ કઈ જ નહિ મારે નથી આવવુ !" યુગબાહુ પણુ મદનરેખાના કથનને વળગી રહ્યો

"વિના કારણુ એમને દૂભવવાની શી જરૂર ? છેવટે તો એ વડીલભાઈ છે " વિનમ્રભાવે સેવકે પોતાનુ મંતવ્ય રજૂ કર્યું

"તુ જા " ચોકિયાતને વિદાય આપીને તે પત્ની તરફ ફર્યો

'શા માટે તું મને નથી જવા દેતી ?'

"મને એમા અમંગળ લાગે છે " એનાથી વધુ ન બોલી શકાયુ એ સ્વપ્નની વાત ન કહી શકી

"ગાડી ! તુ મને આ કહે છે ? રોજ વીરતા અને હિંમતનો નશો ચડાવનાર મારી પ્રેયસી આજે કાયર બનીને આવી કાયર વાણી ઉચ્ચારી રહી છે ? કોઈનીયે આગળ માથું નમાવવાની ના પાડનાર મારી પ્રાણેશ્વરી આજે પ્રથમથી જ પરાજયની વાતો કરે છે ? તારા સતીત્વની આણુ આગળ મને હેરાન કરવાની કોઈની તાકાત નથી તારી છાયામા મારુ સદાયે મંગળ જ છે " યુગબાહુએ ભાવાવેશમા કહ્યુ

"ના, ના, નાથ, એવુ ન બોલો ! આજનો દિવસ મારુ કહ્યુ માનો... ઓહ ! મારાથી એ નથી જીરવાતુ "

"મદનરેખા ! પ્રિયે ! તુ આર્ય નારી થઈને આવી નિર્બળ બને છે ? મને એની પાછળનું કારણુ તો કહે. તારા મનના એકાદ કલ્પના-તરંગને આધીન બનીને તું મને પણુ એવો નિર્બળ બનાવી મૂકીશ ?"

જાણે મદનરેખાનો આત્મા જાગી ઊઠચો મારા ઉપર નિર્બળતાનો આવો પ્રહાર !

અને એણે લાગણીના વેગને રોકીને કહ્યુ "નાથ ! ભલે, ખુશીથી જાઓ. પણુ મદનરેખાનો આત્મા સમર્થ છે, નિર્બળ નથી, એટલુ ન ભૂલતા "

એના ગાલે હળવી ટપલી મારીને યુગબાહુએ જવા માટે પગ ઉપાડચો.

*

ઉદ્યાનના પાછળના ભાગમા મણિરથ એક શિલા પર બેઠો બેઠો યુગબાહુની પ્રતીક્ષા કરતો હતો

દૂરથી યુગબાહુ આવતો દેખાયો એના શરીરમાથી શૌર્ય અને સૌમ્યતાની સરવાણીઓ ફૂટતી હતી મણિરથનો વાત્સલ્યભાવ એને બોલાવતો હોય એ રીતે એ એના તરફ જવા માટે અધીરો બન્યો હોય એમ લાગતું હતુ

પણુ યુગબાહુ નજીક આવ્યો કે તરત જ જાણે મણિરથના મનમા દ્વેષનો દાવાનળ પ્રજ્વળી ઊઠચો. એનું અંતર જાણે પોકાર પાડીને એની જાતને જ સમજાવતુ હતુ :

"પેલાએ તો મને કહ્યુ જ છે કે માર્ગમાનો કાંટો દૂર કર્યા વિના અમૃતપાન સાંપડે જ નહિ અને બૈરાની તો વળી તાકાત કેટલી ? ભલભલી સતીઓય પાણી પાણી થઈ

જાય, બળ આગળ બધુય ઠરીઠામ થઈ જાય! અને એને ભાતભાતની તથા જાતજાતની વિલાસગાથા સ ભળાવશો એટલે એ બધુંયે ભૂલી જશે ”

અ તરના એ સાદનો સાર એ સમજી ગયો મિત્રોએ જ એને આ ઉપદેશ આપેલો. અને સ સારજીવનના એ બધા અનુભવી મિત્રો આજ સુધી સાચા જ નીવડયા હતા

“ મને યાદ કર્યો ? ” યુગબાહુએ આવતાની સાથે જ ઉચ્ચાર્યું.

“ હા ભાઈ! ઘણા વખતથી તારી સાથે વાત નથી કરી તુ તારા સ સારમા એવો મગ્ન છે કે તને બીજા કર્તવ્યની યાદ જ નથી આવતી પણ મારે તો એ ફરજ બજાવવી પડે ને ! ”

યુગબાહુ થોડી ક્ષણો માટે લજ્જિત બની ગયો પછી એણે મણિરથની આગળ શિર ઝુકાવી આજ્ઞા માગી

એ ઝૂકેલા શિર પર એક ભયંકર પ્રહાર થયો તીક્ષ્ણ હથિયાર એની ગરદન પર વીંઝાયુ “ હે ભગવાન ! હે મદનરેખા ! ”–ચીસ પાડતાની સાથે એ ધરતી પર ઢળી પડયો!

ક્ષણે ક્ષણે પ્રભુપ્રાર્થના કરતી મદનરેખાએ એ કારમી ચીસ સાભળી, એ ત્યા દોડી આવી.

ઉદ્યાનમા કોલાહલ મચી ગયો રક્તભીના પતિના દેહને અંકમા લઈ તેના શિર પર હાથ ફેરવતી મદનરેખાની આખો સૂકી હતી તેણે મણિરથ તરફ નજર પણ ન કરી. તેના પર ક્રોધાયમાન થયેલા પરિવારને તેણે પોતાની દૃષ્ટિથી જ વાર્યો

“ નાથ ! મારા પ્રાણનાથ ! ” તેણે યુગબાહુના કાનમા કહેવા માડયુ. એનો શ્વાસ ઊ ડો ને ઊંડો ઊતરતો જતો હતો “ મૃત્યુ તો માનવજીવનનુ એકમાત્ર નિશ્ચિત અંગ છે તે ક્ષણે બધુ જ વીસરીને ઇષ્ટદેવનું સ્મરણ કરો ! તમારા ભાઈ તમારા મૃત્યુનુ નિમિત્ત બન્યા ! બાકી ખરી રીતે તો આપણા કર્મોના પ્રતાપે અથવા તો દુર્ભાગ્યે જ આમ બન્યુ. ”

પળવાર એ ચૂપ રહી. એના મુખ ઉપરનુ તેજ અસહ્ય બનતુ જતુ હતુ. તરત જ એનો અવાજ વધારે ધીરગભીર બન્યો : “ ના ! ના ! દુર્ભાગ્ય શા માટે ? જીવન જેટલું કલ્યાણકારી હતુ એટલુ જ આ મૃત્યુને પણ પાવનકારી માનજો ! ભૂલી જજો સૌ કષાયોને ! મનમા લેશ પણ વેરવૃત્તિ ન લાવશો ! તમારા મોટાભાઈના એ દુષ્કૃત્ય માટે એમને ક્ષમા આપજો ! વીરનું ભૂષણ તો ક્ષમા ! અને મારી લેશ પણ ચિ તા ન કરતા મારામાં આત્મબળ પ્રગટે એવી પ્રાર્થના કરજો સૌ આત્મા પોતપોતાના કર્માનુસાર સ સારમાંથી વિદાય લે છે આ તો તમારી વિદાયની પળ છે એને ઊજળી બનાવી લેવી ઘટે. રાગ અને દ્વેષથી એને પર રાખજો મારા હૃદયદેવ! તમને ઝાઝુ શુ કહુ ? હુ સહેજ પણ નિર્બળ નહિ બનું. સ સારના આ સ્વાભાવિક ક્રમને એટલા જ સાહજિક અને સરળ ભાવે આપણે અપનાવવાનો છે ”

તેની આખમાથી અવિરત આસુ નીતરતા હતા, અને મુખમાથી સ્વસ્થ વાણીપ્રવાહ વહેતો હતો જોનાર ન જીરવી શકે એવો હૃદયવિદારક એ પ્રસ ગ હતો

“ પણ મદનરેખા! . ” યુગબાહુના તૂટક શબ્દો સંભળાયા

“ આ નાશવ ત દેહ અને આ ક્ષણભંગુર સ સાર ! એનો મોહ શાને ? તમે તો સદા મારી પાસે જ છો, અને ગ્રહેવાના સાચો પ્રેમ અનંત હોય છે અને આત્મા તો

અમર છે જ તમારો આત્મા સદાયે મારામાં પ્રાણ પૂરતો રહેશે. આપણે તો એ અજર-અમર આત્મા સાથે આપણો યોગ સાધ્યો હતો યુગબાહુ ! નાથ !"

યુગબાહુનો નશ્વર દેહ તેની આગળ વિલય પામતો જતો હતો અને મદનરેખાના મોંમાથી ઇષ્ટદેવની સ્તુતિ સહજ રીતે આવિર્ભાવ પામતી જતી હતી

મણિરથને દૂરથી એણે સેવકોથી ઘેરાયેલો જોયો

"ઓહ ! એમણે મને વૈધવ્ય આપ્યુ ?" ક્ષણભર મદનરેખાનો આત્મા ભયકર આર્તનાદ કરીને વિહ્વળ બની ગયો પરતુ બીજી જ ક્ષણે એણે મૃત પતિના ચહેરા તરફ જોયુ

હજી તો એ જ જીવનની તાજગી અને યૌવનના તેજ ત્યા પ્રસરેલા હતા નિર્દોષતા અને પવિત્રતાની રેખાઓ લેશમાત્ર ઝાખી નહોતી પડી

"હે પ્રભુ ! એ મારી પાસે જ છે ! જન્મોજન્મના બધન એક જન્મથી ઓછાં તૂટે છે ? આ તો એમનુ સ્થળાન્તર છે પતિ પરદેશ સિધાવે ત્યારે નારીને "ભિચારી વિધવા" કહેવાની શક્તિ કોણ ધગવે છે ? એ વિરહિણી પત્ની છે એટલુ જ ! અને આ એમના ભાઈ? કોણ જાણે, કયા ભવના વૈરભાવનુ શમન કરી રહ્યા હશે ? કદાચ મે જ કોઈ કાળે એમને આનાથી પણ વિશેષ અવદશામા મૂકયા હશે અથવા જુગ જુગ પહેલા કોઈક વખતે યુગબાહુના આત્માએ એમના અતરને ભયકર વ્યથા પહોચાડી હશે આજે કદાચ અમને એનુ વિસ્મરણ થયુ હોય, પણ એ વિસ્મરણ–પૂર્વજન્મ વિષેનુ એ અજ્ઞાન–મને હવે વધારે અજ્ઞાની ન બનાવે એ જ જોવાનુ ! એમાથી સાચુ દર્શન પ્રગટાવે તો જ એ કર્મોના બધ તોડી શકે માનવી પોતાના આત્માનુ અનિષ્ટ પોતે જ કરે છે એ માટે અન્યને દોષિત ઠરાવી વધારે મિથ્યાભિમાનના આવરણ ન આવે એટલી જ જાગૃતિ રાખવી ઘટે"

મદનરેખાના વિચારોને કોઈ અત નહોતો એના સૂના બનેલા હૈયામા જાણે કો પ્રબુદ્ધ આત્માના ઓજસ પથરાયે જતા હતા

એમાની એક તેજરેખા મણિરથના આત્માને સ્પર્શી ગઈ અને એ આવીને એના ચરણમા ઝૂકી પડયો !

"મારા આત્માને પણ ઉગારો મહાસતી !" એનાથી આગળ એ ન બોલી શકયા



# અનાગ્રહી મહાવીરની સત્યસંશોધનની ઉદાર દૃષ્ટિ

લેખક શ્રી રતિલાલ મફાભાઈ શાહ

**ભ**ગવાન મહાવીર અહિંસામૂર્તિ હતા, વીતરાગ હતા, પણ એમનો વિશિષ્ટ ગુણ કહેવો હોય તો એમ કહી શકાય કે એ અનાગ્રહી હતા. એ અનાગ્રહી સ્વભાવને કારણે જ પૂર્વગ્રહોથી મુક્ત બની તેઓ આત્યંતિક સત્યની ખોજ અને પ્રાપ્તિ કરી શકયા હતા અને એ માટે એમને અહિંસાની ઊંડી સાધના કરવી પડી હતી

એ સાધનાને અંતે એમને જણાયું કે જો આપણે આંખો મીંચીને ચાલીએ તો ખાડામાં ગબડી પડીએ, યા સામે ટેકરો હોય તો પછડાઈને હેઠા પડીએ બાકી નથી ખાડો આપણને ગબડાવવા સામે આવતો કે નથી ટેકરો પછાડવા માટે આડો પડીને ઊભો રહેતો મતલબમાં, આપણને જે કંઈ દુઃખ પ્રાપ્ત થયું છે એ આપણી જ ભૂલનું પરિણામ છે, તેમ સુખ પ્રાપ્ત કરવું એ પણ આપણા પોતાના જ હાથની વાત છે કારણ કે जे जेण कयं कम्मं तं तेण वेइअव्वं—જેણે જે જે કર્મ બાંધ્યું હોય છે, તે તેને ભોગવવું જ પડે છે—વિશ્વનો એ નિયમ અચળ છે આમ कम्मणा जायते दुःखं कर्मणा जायते सुखं—દુઃખ કર્મથી જ મળે છે, તેમ સુખ પણ કર્મથી જ મળે છે

આ રીતે સુખ-દુઃખ પ્રાપ્ત થવું એ આપણા પોતાના જ હાથથી વાત હોઈ ભગવાન કહે છે કે ' पुरिसा तुममेव तुमं मित्तं किं बहिया मित्तमिच्छसि ?' —હે માનવ! તું જ તારો મિત્ર છે, તો પછી શા માટે બહાર ભીખ માંગતો ફરે છે? તારો અભ્યુદય, કોઈની—ચાહે એ ઈશ્વર હોય, દેવ હોય કે દેવી હોય એની—પણ કૃપા, યાચના કે ખુશામત પર નથી અવલંબતો કારણ કે શક્તિનું કેંદ્રસ્થાન તું પોતે જ હોઈ તારા પોતાના પગ પર જ ઊભો રહેતા શીખ તું ધારે તો વિશ્વના વહેણને પણ બદલી શકે છે..આમ સુખ-દુઃખના કારણરૂપ કર્મનો મહાસિદ્ધાન્ત ભગવંતે શોધી કાઢયો હતો

પણ એ માટે એમણે જણાવ્યું કે સારો કે નરસો વિચાર છેવટે આપણા પોતાના જ માનસ પર શુભ-અશુભ અસર નિર્માણ કર્યા વિના નથી રહેતો; કારણ કે સારી કે માઠી પ્રવૃત્તિનું

મૂળ ઉદ્‌ભવસ્થાન સારા કે માઠા વિચારો જ છે તેથી જીવનની પૂર્ણ વિશુદ્ધિ પ્રાપ્ત કરવી એ જ કર્મની અનાદિ જંજાળમાથી છૂટવાનો અને એ રીતે પરમ સુખ-શાન્તિરૂપ નિર્વાણ પ્રાપ્ત કરવાનો એકમાત્ર ઉપાય છે પણ એ માટે સાધ્યની જેમ સાધન પણ વિશુદ્ધ હોવું જોઈએ.

આમ જીવનનુ ધ્યેય સાધનાકાળમાં જ ભગવાન મહાવીરને સ્પષ્ટ થયું હતું એથી એ ધ્યેયને પહોચવા જીવનને કેવી રીતે પૂર્ણ વિશુદ્ધ બનાવવું એ માટે એમણે ચોક્કસ માર્ગ પણ આકી લીધો હતો પણ હૃદયની ઉદારતા અને વ્યાપક દૃષ્ટિને કારણે એમણે જોયું કે જેમ મારા પોતાના ખાસ વિચારો છે તેમ બીજાઓને પણ પોતપોતાના ખાસ વિચારો છે. જેમ મારો એક પ્રકારનો પ્રયત્ન છે તેમ બીજાઓનો પણ એ માટેનો જ પ્રયત્ન છે. તો પછી આમ વિચારભેદ કેમ? જેમ મને મારા વિચારો સ્પષ્ટ હોઈ સાચા લાગે છે, તેમ બીજાઓને પણ શુ પોતાના વિચારો સાચા લાગતા નહી હોય? આથી મારે બીજાઓના વિચારો પણ જાણવા જોઈએ અને એમા તથ્યાશ હોય તો મારે એનો પણ આદર કરવો જોઈએ બાકી બીજાઓને સમજ્યા વિના કેવળ મારા જ વિચારો એમના પર લાદવામા આવે અને એ રીતે એમની લાગણીઓ–ભાવનાઓને છૂદી નાખવામા આવે તો તેઓ પણ એ જ રીતે મારા વિચારોને પણ છૂંદી નાખવાનો આગ્રહ પકડે તો એમને કેવી રીતે રોકી શકાય? પરિણામે જે માર્ગ દ્વારા શાતિ પ્રાપ્ત કરવી છે એ માર્ગ જ વાદવિવાદ, કલહ અને અશાતિનુ કારણ બની જવાથી સત્યની શોધ અને પ્રાપ્તિમા જ બાધાકારક નીવડે.

આથી મારે બીજાઓનાં વિચારો, ભાવનાઓ, લાગણીઓને સમજવા તૈયાર રહેવુ જોઈએ, અને એમ કરવું એ મારી સાધનાને અનુરૂપ પણ છે કારણ કે કોઈ પણ જીવનો ઘાત કરવો એમા જ કેવળ હિંસા છે એવુ નથી! પણ બીજાઓના વિચારોને સમજ્યા વિના છૂદી નાખી એમને આઘાત પહોચાડવો કે એમનો તિરસ્કાર કરવો એ પણ હિંસા જ છે વળી, પોતાને સમજાતા માર્ગ દ્વારા પણ કેટલાક જીવો જો પોતાની રુચિ–પ્રકૃતિ અનુસાર ધર્મ પામી શકતા હોય તો એનો ઇન્કાર પણ કેમ થઈ શકે? એથી એ બધા ખોટા છે એમ કહીને એનુ ખડન કરવુ એ તો કેવળ સત્યનો દ્રોહ જ ગણાય

આવા વ્યાપક વિચારમાથી એમને વૈચારિક અહિંસાની સાધના પ્રાપ્ત થઈ હતી ને એથી જ એમણે અનાગ્રહી સ્વભાવ કેળવ્યો હતો એ અનાગ્રહી સ્વભાવને કારણે પૂર્વગ્રહોથી મુક્ત બની હરેકના દૃષ્ટિબિદુઓ તથા એમની વચ્ચેના ભેદોનું કારણ વિચારતા એમને વિચારની એક નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી, જેને શાસ્ત્રમા અનેકાતદૃષ્ટિ કહેવામાં આવી છે અનેકાતદૃષ્ટિ એટલે વસ્તુમાત્ર અનંતધર્માત્મક હોઈ એને ભિન્ન ભિન્ન દૃષ્ટિએ જોવાની અને એ રીતે ન્યાયી નિર્ણય પર આવવાની એક વિશિષ્ટ પદ્ધતિ અનેકાંતવાદ, સ્યાદ્વાદ યા સાપેક્ષવાદ એ જૈનધર્મનું એક વિશિષ્ટ લક્ષણ છે અને એ કારણે જગતના અન્ય ધર્મોથી એને એક પ્રકારનુ વિશિષ્ટ ગૌરવ પ્રાપ્ત થયું છે કારણ કે અન્ય મતપથો પોતપોતાના દષ્ટિબિંદુ પર આગ્રહ રાખી કેવળ પોતાનુ જ મંતવ્ય સાચુ છે એવો આગ્રહ ધરાવે છે, જ્યારે જૈનધર્મ જ એક એવો ધર્મ છે કે જે પોતાનાં દષ્ટિબિંદુઓ સાથે અન્યના દષ્ટિબિંદુઓનો પણ આદર કરે છે ને એમાથી પણ સત્યને તારવી લઈ પોતાનામાં

એને પચાવી લેવાની બુદ્ધિ અને શક્તિ રાખે છે. આ કારણે વિરોધી મંતવ્યો વચ્ચે પણ શક્ય સમન્વય કરવાનું વિશિષ્ટ વલણ એણે કેળવ્યું છે

જોકે જૈનધર્મના આવા ઉદાત્ત દૃષ્ટિબિંદુને ન સમજવાથી શંકરાચાર્ય, રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્ય વગેરેથી માંડી આધુનિક યુગના સ્વામી દયાનંદ સરસ્વતી સુધીના ધર્માચાર્યોએ એને ઘણો અન્યાય કર્યો છે આમ છતાં સ્વતંત્ર વિચારકો—સંશોધકો એની ઉદાર અને ઉદાત્ત ન્યાયબુદ્ધિથી પ્રભાવિત પણ થયા છે. એવાઓમા મધ્વાચાર્ય મુખ્ય છે.

જૈનધર્મ કોઈ પણ મત—સપ્રદાયને ખોટો કે પાખંડી ન કહેતા એટલું જ કહે છે કે અન્યનુ દૃષ્ટિબિંદુ સાચું હોવા છતા એકાગી છે ને એ કારણે જ એમા વિચારની અપૂર્ણતા રહી ગઈ છે

આ વિચારને સમજાવવા નદી અને સાગરનું ખાસ ઉદાહરણ આપવામા આવે છે. કોઈ સાગર-નદીના સંગમને સેવક-સેવ્યના અર્થાત્ જીવ-ઈશ્વરના મિલન-સબધ રૂપે જુએ છે, કોઈ એને જળના બિંદુઓની જેમ આ વિશ્વને આત્માઓનો સમૂહ માને છે. કોઈ એને કેવળ જલતત્ત્વરૂપે જુએ તેમ વિશ્વને કેવળ બ્રહ્મરૂપે જ જુએ છે, તો કોઈ વળી એને $H_2O$ હાઈડ્રોજન—ઓક્ષીજનના સંયોગના પરિણામરૂપે એને આલયવિજ્ઞાનની કરામત જ માને છે મહાવીર કહે છે કે હરેકનું દૃષ્ટિબિંદુ છે તો સાચું, પણ એ એકાગી દર્શન હોઈ અપૂર્ણ દર્શન છે પણ જ્યારે એને જોવા—સમજવાના ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુઓને અપનાવવામા આવે છે ત્યારે જ એ દર્શન પૂર્ણ બને છે

મહાવીરની આ દૃષ્ટિને પછીના આચાર્યોએ વિશદ રીતે સમજાવતાં કહ્યુ છે કે सर्वदर्शनसंग्रह इति जैनधर्म—સત્યને જોવાની જુદી જુદી એકાગી દૃષ્ટિઓના સંગ્રહથી જ જૈન ધર્મ સત્યદૃષ્ટિ બને છે. શ્રી સિદ્ધસેન દિવાકરજીએ પણ 'સન્મતિતર્ક'મા भद्दं मिच्छादंसण-समूहमइअस्स अमयसारस्स'—એ ગાથા દ્વારા જિનવચનને મિથ્યા દર્શનોના સમૂહરૂપ જણાવ્યું છે આનંદઘનજી જેવા મહાયોગીએ પણ 'ષડ્દર્શન જિન અગ ભણીજે' પદ દ્વારા આ જ વસ્તુનું નિરૂપણ કર્યું છે, જ્યારે શ્રી વિનોબાજી ભાવેએ ભગવાન મહાવીરના આ દૃષ્ટિબિંદુને પોતાની આગવી શૈલીમા સમજાવતા કહ્યુ છે કે—

"કોઈ પણ એકાગી વિચાર એ વિચાર જ નથી, અવિચાર છે કારણ કે વસ્તુમાત્ર અનતધર્માત્મક હોઈ એના બધા જ પાસાઓને તપાસી જે સર્વાગીણ વિચાર આપે છે એ જ સાચો વિચાર છે આ દૃષ્ટિને કારણે તેઓ (ભગવાન મહાવીર) જે કોઈને મળતા તેની ભૂમિકા પર જઈને તેને વિચાર સમજાવતા હતા, પોતાના—નિજના જે વિચાર છે તેનું સામેવાળા પર આક્રમણ નહોતા કરતા પહેલા પૂછી લેતા કે તે વ્યક્તિ કઈ રીતની વિચારપદ્ધતિમાં માને છે જો ગૌતમ ગણધરની જેમ તે વેદોને માનતી હોય તો તેને વેદોનો આધાર આપી સમજાવતા અગર તે બીજી પદ્ધતિમા માનતી હોય તો તેને તે પદ્ધતિ પ્રમાણે સમજાવતા, અને પછી કહેતા કે 'તમે જે વિચારો છો તે પણ ખરું હોઈ શકે છે, પણ તેનાથી જુદી વાતો પણ ખરી હોઈ શકે છે. માટે હૃદયના દ્વાર હંમેશાં ખુલ્લા રાખો' પણ એમને જે કોઈ એવી વ્યક્તિ મળતી કે જે પહેલેથી કોઈ પણ એક વિચારપદ્ધતિને વરેલી નહોતી તો તેને તેઓ પોતાની રીતે વિચાર સમજાવતા"

આમ અન્યના વિચારોને, એમની ભાવનાઓ કે લાગણીઓને સમજવાની બુદ્ધિથી એમનામા (ભગવાન મહાવીરમા) ઉચ્ચ પ્રકારની ન્યાયદૃષ્ટિ પણ વિકસી હતી; જે કારણે સ્ત્રી-પુરુષોમાં ભેદ નહીં કરતા સ્ત્રીઓને પણ પુરુષોની જેમ જ પોતાનો આત્મવિકાસ સાધવાની પૂર્ણ સ્વતંત્રતા એમણે કરી આપી હતી અને એ માટે ભગવાન બુદ્ધ જેવા પણ અચકાતા હતા ત્યારે સહેજ પણ થડકારો ખાધા વિના એમણે સ્ત્રીઓને ભિક્ષુણીઓ બનાવી હતી અને ભિક્ષુણીઓનો પણ સઘ સ્થાપ્યો હતો એ માનતા હતા કે યોગ્ય પુરુષાર્થ કરવામા આવે તો સ્ત્રી પણ પૂર્ણ આત્મસાક્ષાત્કાર સાધી શકે છે, અર્થાત્ મુક્તાત્મા બની શકે છે જગતમા આજ સુધી કોઈ પણ પથ કે અનુગમે નારીજાતિને આવો સમાન અધિકાર આપ્યો નથી આ કારણે ન્યાય અને માનવસમાનતાનું આવુ ધોરણ જૈનધર્મનુ વિશિષ્ટ ગૌરવ ગણાય છે.

આવી વ્યાપક સત્યસશોધનની દૃષ્ટિને કારણે વ્યક્તિપૂજા કરતા ગુણપૂજા તરફ અને એ રીતે સત્યસશોધન પર એમા વિશેષ ભાર દેવાયો છે અને આ કારણે જ જૈનધર્મની પ્રધાન પ્રાર્થનામા નથી સ્થાન મહાવીરનુ કે અન્ય તીર્થંકરોનુ, પણ કેવળ ગુણોના પ્રતીક-રૂપ અરિહંત–વીતરાગાદિ સતોનુ જ એમા મહત્ત્વ ગાવામા આવ્યુ છે પણ મનુષ્ય-સ્વભાવ ગુણોના પ્રતીકરૂપ સતોને પણ વ્યક્તિત્વ અર્પી રાગદ્વેષ પોષવા તરફ ઢળી પડે છે એ જોઈ ભગવાને કહ્યુ છે કે ' सच्च खु भयव –સત્ય એ જ પરમાત્મા છે. બાકી ગુરુઓના નામે વાડા બાધી મારા-તારાના ભેદો ઊભા કરશો તો ધ્યેય દૂર રહેશે અને પરિણામે મમત્વના કાદવમા જ ખૂપી જશો

આમ પોતાનુ ધ્યેય સત્યસશોધનનુ હોઈ ભગવાને નથી કોઈ પણ વિધિવિધાનોનો આગ્રહ રાખ્યો કે નથી એકાગી નિષેધ કર્યો, એમણે તો માત્ર એટલુ જ કહ્યુ છે કે "કાર્ય ઉપસ્થિત થાય ત્યારે કેવળ સત્યનો જ આશ્રય લેવો પણ પોતાના કે અન્યના આત્માને ધોખો ન દેવો" (નિશીથ, ગાથા ૫૨૪૮)

"સયમી પુરુષોનુ ધ્યેય મોક્ષ છે એથી એણે પ્રત્યેક કાર્યમા વિચારવુ કે હુ મોક્ષથી દૂર જઈ રહ્યો છુ કે નિકટ ? જ્યારે સિદ્ધાતમા એકાત વિધિ કે એકાત નિષેધ નથી મળતો ત્યારે વાણિયાની જેમ સાધક આવક-ખર્ચની જેમ તુલના કરીને કેવળ લાભની જ ચિતા કરે." (નિશીથ, ગાથા ૨૦૯૭)

"ઉત્સર્ગ અને અપવાદ વિસ્તૃત છે, જેથી સયમની વૃદ્ધિ અને નિર્જરાનુ કારણ જોઈને જ કર્તવ્યનો નિશ્ચય કરવો" (નિશીથચૂર્ણી ૬૦૨૩)

આમ ભગવાને ધ્યેય પ્રતિ લક્ષ રાખવાનુ કહ્યુ છે અને એ માટે જીવનને વિશુદ્ધ કરવાનુ કહ્યુ છે, પણ એ માટે ચોક્કસ આચારવિધિ કે માન્યતાનો આગ્રહ નથી રાખ્યો. આ કારણે ભગવાન કહે છે કે "હે ગૌતમ ! पनरसमेये सिद्धा—જૈનના લિગે જ મોક્ષ મળે છે, એમ નથી પણ અન્ય લિગે પણ એ પ્રાપ્ત થઈ શકે છે, ભલે પછી એ પુરુષ હો કે સ્ત્રી, યા એ અમુક અનુગમનો અનુયાયી હોય કે કોઈ અન્ય અનુગમનો આજની ભાષામા કહીએ તો ભલે પછી એ વૈષ્ણવ હોય, સમાજિષ્ટ હોય કે મુસ્લીમ, ખ્રિસ્તી, પારસી યહુદી કે શીખ પણ હોય, શરત એટલી જ કે એણે પૂર્ણ જીવનશુદ્ધિ પ્રાપ્ત કરી હોવી જોઈએ.

આવું ઉદાર અને નિષ્પક્ષ વલણ એ મહાવીરની મહાવીરતા છે, વિશિષ્ટતા છે; એટલું જ નહીં, મહાવીરની વિચારધારા વિરોધી દેખાતા કે ભિન્ન ભિન્ન પ્રકારના મંતવ્યો ધરાવતા અન્ય સંતોનો 'અરિહંત' શબ્દોના ઉદ્બોધનથી આદર પણ કરે છે, જેમ કે—

सातिपुत्तेण बुद्धेण अरहता बुइतं ।
दीपायणेण अरहता इसिणा बुइतं ।
मातंगेण अरहता इसिणा बुइतं ।
जण्णवक्केण अरहता इसिणा बुइतं ।
मंखलिपुत्तेण अरहता इसिणा बुइतं ।

અર્થાત્ શાક્યપુત્ર બુદ્ધ અરિહંતે કહ્યું છે દ્વૈપાયન અરિહંતે કહ્યું છે માતંગ, યાજ્ઞવલ્ક્ય તથા મંખલિપુત્ર ગોશાલક અરિહંતે કહ્યું છે ('ઋષિભાષિત').

આ શબ્દો બતાવે છે કે મહાવીરનો અન્ય દ્રષ્ટાઓ પ્રત્યે કેટલો સમભાવ હશે, તેમ જ એમના અભિપ્રાયોને સમજવાની અને એનો આદર કરવાની કેવી ગુણગ્રાહક દૃષ્ટિ હશે—એ ઋષિભાષિત ગ્રંથમાં જળવાઈ રહેલા ઉપરના વાક્યો પરથી કલ્પી શકાય છે. આમ સત્યસંશોધનની બાબતમાં ઉદાર દૃષ્ટિ અને અનાગ્રહી સ્વભાવને કારણે હમેશાં દિલ અને દિમાગને ખુલ્લું રાખવાનું એમનું વલણ હતું

આવા વલણને કારણે એ અન્ય મતના ભિક્ષુઓ પ્રત્યે પણ કેવો સમભાવ રાખતા એના કેટલાક ઉત્તમ ઉદાહરણો શાસ્ત્રોમાં જળવાઈ રહ્યાં છે આ અંગે ભગવાન ગૌતમને કહે છે કે "હે ગૌતમ! આજ તારો મિત્ર સ્કન્દક સંન્યાસી આવી રહ્યો છે, તો તારે એનું ઉચિત સન્માન કરવું જોઈએ" અને ગૌતમ એનું રૂડી રીતે સ્વાગત કરે છે (ભગવતીસૂત્ર, શતક ૨, ઉ ૨)

ભગવાનનો એક બીજો પરમ ભક્ત અંબડ ભગવાનની સાથે વિહરે છે, ભગવાને કહેલા આચારધર્મનું પાલન કરે છે, પણ એ સંન્યાસી વેશમાં જ રહે છે, છતાં ભગવાન એને સમભાવપૂર્વક પોતાના સંઘમાં સમાવી લે છે

આમ આજના શાસ્ત્રોમાં વેરણછેરણ બચી રહેલા ભગવાનના ઉદાર અને ઉદાત્ત મંતવ્યો અસલી જૈનધર્મનું સ્વરૂપ સમજવા માટે ઘણા ઉપયોગી છે, ન્યાય, સમાનતા, સત્યસંશોધનની દૃષ્ટિ ઉપરાંત સત્યના સ્વીકાર માટે દિલ અને દિમાગ ખુલ્લું રાખવાનું વલણ ત્યારે કેવું ઊંચું હશે એનો ખ્યાલ એ આપી જાય છે



# કેટલીક પ્રાચીન કાવ્યકૃતિઓ

સંપાદક : પૂજ્ય પંન્યાસ શ્રી રમણીકવિજયજી ગણિ

આપણા હસ્તલિખિત ગ્રંથભંડારોમાં છૂટક એક એક પાના ઉપર લખાયેલી પ્રાચીન કવિઓની અગણિત કાવ્યકૃતિઓ મળી આવે છે આમાની સંખ્યાબંધ કૃતિઓ છપાઈ ગઈ હોવા છતા હજી પણ પુષ્કળ કૃતિઓ છપાવી બાકી છે આવા પાનાઓ તપાસતા તપાસતા જ્યારે પણ મારા જોવામા આવી પદ્ય રચનાઓ આવે છે, ત્યારે એની યથાશક્ય નકલ કરી લેવામા આવે છે. આવી છ કવિતાઓ અહી આપવામા આવે છે, એમાંની પહેલી ચાર કર્તાઓના નામો સાથેની છે, છેલ્લી બે અજ્ઞાતકર્તૃક છે

## શ્રી કલ્યાણકમલકૃત નેમનાથફાગ

પણમિય સારદ સામિણી ગાઉ નેમિજિણંદો રે ।
જસ સમરણ સુખ સંપજઈ લહિયઈ પરમાણંદો રે રા૦ ॥ ૧ ॥

રાજમતી રાણી ભણઈ આયઉ માસ વસંતો રે ।
સરસ રંગ કરિ લેખે લીયઈ લીજઈ લાહો કંતો રે રા૦ ॥ ૨ ॥

એક દિવસ રમિવા ભણી ગોપીસું યદુનાથો રે ।
વનખંડ ચાલ્યા ચાહસ્યું નેમકુમરજી સાથો રે રા૦ ॥ ૩ ॥

કાન્હ વજાવઈ વાસુલી ગોપી નાચઈ રંગો રે ।
લાલ ગુલાલઈ છાટણા કીજઈ નવ નવ રંગો રે રા૦ ॥ ૪

સતભામા રુકિમણિ મિલી દેવરસું કરઈ હાસો રે ।
એક નારિ ત્રિરવીહણઇ ઇવડઉ કિસું વિમાસો રે રા૦ ॥ ૫ ॥

ઋષભદેવ આગઈ હૂયા ભોગવી લીલ વિલાસો રે ।
તે સંજમ સિવપુર ગયા પડિયા નહુ ગભવાસો રે રા૦ ॥ ૬ ॥

એહ વચન કામિણુ કહ્યા સુણિ સુરકઈ જિનરાયા રે ।
હઠ વીવાહ મનાવીયા સબ જનનઇ મન ભાયા રે રા૦ ॥ ૭ ॥

છપન કોડિ યાદવ મિલી જાન તણુઇ પરિવારો રે ।
લૂણુ ઉતારઇ બહિનડી વરત્યા જયજયકારો રે રા૦ ॥ ૮ ॥

રથિ બઇસીનઇ ચાલીયા પહુતા તોરણુ બારો રે ।
પસુ વાડઉ છોડવીયઉ કરુણારસ ભડારો રે રા૦ ॥ ૯ ॥

મન વયરાગઇ પૂરિયઉ પહુચઈ ગઢ ગિરનારો રે ।
એહ વાત શ્રવણે સુણી ધરણિ ઢલી તિણુ વારો રે રા૦ ॥૧૦॥

ચદન નઇ મલીયાગરી ઘસિ ઘસિ અંગઈ લાવઇ રે ।
સીતલ જલ સીચઈ સખી રાજૂલ ચયન ન પાવૈ રે રા૦ ॥૧૧॥

હાર દોર સબ તોડતી મોડઇ અગ અપારો રે ।
થોડઈ જલ જિમ માછલી તિમ હુઈ નિરાધારો રે રા૦ ॥૧૨॥

રાચીનઇ હુ વિરચીયઇ ગરૂયા તણુઉ સનહો રે ।
પ્રિય વિજોગ વિરહાકુલી રાજૂલ દાઝૈ દેહો રે રા૦ ॥૧૩॥

નારાયણુ બલભદ્ર દોઊ આડા પિરિય મનાવઈ રે ।
કનિ ઝાલ્યઉ ગયવરૂ સગતિ કિમ વસિ આવઇ રે રા૦ ॥૧૪॥

હરિકુ દિયઇ ઉલાહણુ કયા માગણિ વચિ આયા રે ।
દાઢી પીલણુની કિહા લાજવહીકા (?) માયા રે. રા૦ ॥૧૫॥

અનુક્રમ વઇરાગઇ કરી લીધઉ સંજમ ભારો રે ।
નેમિ સહિત સિવપુરા ગયા 'કલ્યાણકમલ' સુખકાર રે રા૦ ॥૧૬॥

## ઇતિ શ્રી નેમિનાથ ફાગ સમાપ્ત

## શ્રી વાચક ગુણલાભરચિતા વયરાગ ચઉપઈ

મણતણુ વયણુ કરી એકતિ, પણુમિસુ સુહગુરુ નિશ્ચલ ચિત્તિ ।
પભણિસુ સમકિત તણુઉ વિચાર, જિણિ તરીઇ દુસ્તર સસાર ॥ ૧ ॥
અરિહત દેવ સુગુરુની સેવ, જીવદયાનઉ મર્મ લહેવિ ।
ચિતામણિપાહઇ અતિ સાર, આદરીવઉ સમકિત સાર ॥ ૨ ॥
દોષ અઢાર રહિત અરિહત, આઠ કરમનઉ આંણઇ અત ।
આઠઇ મદ મૂકાવઇ માન, તે જિનવરનઉ કરિવઉ ધ્યાન ॥ ૩ ॥
ગુણુ છત્રીસ સહિત ગુરુ જિસા, પૂનિમ શશિ જિમ સોહઇ તિસા ।
ટાલઇ દોષ જિ બઇતાલીસ, લ્યઇ આહાર નમઉ નિસિદીસ ॥ ૪ ॥
સમિતિ ગુપતિ વ્રત ધરઇ વિશાલ, છડઇ લોહ કોહ માય જાલ ।
સીલસનાહ લી નિજ અગિ, સુગુરુનિ વદઉ નિજ મન રંગિ ॥ ૫ ॥

જલ બૂડતા પ્રવહણુ જેમ, સુગુરુ તિ તારઇ બેડિ જેમ ।
ઇમ જાણીનઇ સુહગુરુ પાય, સેવઉ જિમ હુઈ નિમ્મલ કાય ॥૬॥

વરિસ સયાંની ડોકરિ પૂઠિ, બાજઇ જિસી સુયુવા નર મૂઠિ ।
તિણિ ચિણિ ડોકરિનઇ દુ ખ કિસઉ, મરઇ નહિ પણિ મરવા જિસઉ ॥૭॥

તેહ થકી આઠ ગુણુ દુખ થાઈ, લૂગડ લાનઈ લાગઈ વાઈ (?) ।
હરિયકાયનઇ વેદન તિસી, જાણે ભવિયણુ પાલઉ ઈસી ॥૮॥

સૂષિમ બાદર પર્યાપતા, સન્નિ અસન્નિ અપર્યાપતા ।
ઇણિ પરિ બહુવિધ ઉતપતિ:જાણુ,:જીવદયા વિણુ સહૂ અપ્રમાણુ ॥૯॥

નિસવારથ નવિ કરિઉ પાપ, ભોગવિઉ નિશ્ચય સવિ આપ ।
નિજ પ્રાણી જિમ રક્ષા કરઇ, જીવયોનિનઇ જિમ તિમ તરઇ ॥૧૦॥

દિન છાડી નિસિ જીમઇ ધાન, સીગ પૂછ વિણુ પશુઅ સમાન ।
ભૂત પ્રેત રાક્ષસ વિકરાલ, જિણિ વેલા મુખિ મૂકઇ ઝાલ ॥૧૧॥

તિણિ વેલા જે ભોજન કરઇ, પાપપિંડ મૂઢપણુઇ ભરઇ ।
ઇમ જાણી નિસિભોજનદોષ, આદરિવઉ નિજ મનિ સંતોષ ॥૧૨॥

નિસિભોજનનિશ્ચય લ્યઉ મન્નિ, બિહુ રાતિહિ ઉપવાસહ પુન્નિ ।
પરિહરિવઉ પરનારી સંગ, સીલરયણુ જિમ રહઈ અભંગ ॥૧૩॥

કરિ કંકણુ કુંડલ ઉરિ હાર, અભિંતર મલ મૂત્ર ભંડાર ।
વરિ વારૂ વાઘિણિ વિકરાલ, એક વાર જે આણુઇ કાલ ॥૧૪॥

નહિ ભલઉ પરનારી સંગ, વાર અનંત દહાવઇ અંગ ।
જઇ જલધરજલ લાભઇ પાર, જીવિતચરિત તિહા નવિ પાર ॥૧૫॥

ઇમ જાણી પરરમણીપ્રેમ, છંડઉ સવિ સુખ પામઉ જેમ ।
મધુ મંખણુ સૂરણુ મોગરી, દહી છાસિ જે વિદલા ભરી ॥૧૬॥

ત્રિહુ દિવસનઉ જે આહાર, કરિવઉ પચુખર પરિહારી ।
રહ્યુ અથાણુઇ સીલણું જેઉ, પ્રાણુતઇ નવિ ભખિવુ તેઉ ॥૧૭॥

અણુગલ છાસિતણુઉ પરિહાર, જઇ બહુબીજ સચિત ફલ વાર ।
દેષી સવિ સંસાર અસાર, જિમ જલબિંદુ તણુઇ આકાર ॥૧૮॥

મોહિ પડયઉ અહનિસિ દુખ સહઇ, તેહની વેદન કહઉ કુણુ લહઇ ।
જિમ તરવરિ સંધ્યાનઇ સમઇ, વિવિધ પંખિઆ આવી વીસમઇ ॥૧૯॥

પ્રહ ઉગ્ગમિ દહ દિસિ ઊડંતિ, સગપણુ પણુ ઇણિ પરિ જાણુંતિ ।
કુણુ બેટઉ બેટી નઇ વહૂ, કુણુ માયા તાયા નઇ સહૂ ॥૨૦॥

સગઉ સણી જઉ કો :નવિ હોઇ, યોગ ધ્યાન: વિમાસી જોઇ ।
જીવ કરઇ નઇ જીવ જિ સહઇ, વિશ્વાનર ઢંઢારહ દહઇ ॥૨૧॥

જે . ઉ આયઉ તે . ઉ જાઇ, કુણ ભાઈ કુણ મા કુણ તાઇ ।
છાયામિસિ સાવી (થી) સહૂ ફિરઇ, ઘડી પહુર આઉ ઉછું કરઇ ॥૨૨॥
ઇણિ પરિ જીવ સવે વિહડંતિ, કરિ દીવઉ ઘરિ કૂપિ પડંતિ ।
આવ્યઇ રોગિ સવિ કરઇ ભોગ, નિરધન પણઇ ન પહુંચઇ ભોગ ॥૨૩॥
પાડઇ ધાહ પડચઉ પાધરઇ, તેહની કોઇ ન વેદન હરઇ ।
કૂડ કપટ કરિવઉ પરિહાર, પરભવિ જાતા હોઇ આધાર ॥૨૪॥
દાન શીલ તપ ભાવન ધરઉ, જિમ સિવરમણી વેગઇ વરઉ ।
એ વયરાગ તણી ચઉપઇ, સાંભલિજ્યો સૂધઇ મનિ થઈ ॥૨૫॥
જિમ હોઇ સદગતિનઉ લાભ, ઇમ બોલઇ વાચક 'ગુણલાભ' ॥૨૬॥

॥ ઇતિ ચઉપઇ સમાપ્ત ॥

## શ્રી વિજયભદ્રકૃતા ઉપશમરસ ચઉપઈ

ભયભંજણુ રંજણુ જગદેવ, અરહંત સેવ કરું નિતમેવ ।
નહિ ઉપશમ પોતઇ જેહનઇ, દુખ કેડઉ ન મૂકઇ તેહનઇ ॥૧॥
ઉપસમ પહિરિ સનાહ સરીર, દુખજન વચન ન લાગઇ તીર ।
જઉ નહિ એક વિમા મનમાહિ, ધરમ નહિ ગાડરિયપ્રવાહિ ॥૨॥
તપ જપ સંજમ પાલઇ સાર, ઉપસમ વિણુ સહૂઇ હુઇ છાર ।
ભવ કોડિહિ જિતલુ કર્મ ખપઇ, ઇતિ કર્મ ઉપસમ ઘડી માહિ ખપઇ ॥૩॥
જે આપણુનઇ ગાલિ જિ દીઅઇ, તેહસિંઉ આલિ જઈ બોલીઇ ।
કર સાકર સમ કરિ જાંણિ, વિરઇ બોલિનું રોષ મ આણિ ॥૪॥
પૂરવઇ પુણ્ય ન કીધા બહૂ, ન્યાઇ લોક બોલઇ મુઝ સહૂ ।
મારઇ બાંધઇ મેલ્હઇ ઘાય, સહૂઇ થાપઇ આપણુ અન્યાય ॥૫॥
કોઇ કિવારઇ કહઇ કુબોલ, વીસારી મૂંકીઇ નિટોલ ।
તે બોલ તઉ ન સંભારઇ એક, ઉપસમ સંજમ ધરઉ વિવેક ॥૬॥
આગલિઉ દીસઇ બલતઉ આગિ, તું પાણી થઈ તઇ પગિ લાગિ ।
મનની ગાંઠિ છોડી પામીઇ, મુગતિ તણા સુખ તઉ પામીઇ ॥૭॥
સુહડઇ મિચ્છાદુક્કડ દીઇ, મરઉ કીટિ ચીંતઇ ઇમ હીઇ ।
મરમ ન મોસઉ બોલઇ મૂલિ, ખમિઉ ખમાવિઉ કીઉ તસ ધૂલિ ॥૮॥
પૃથવી પરિ પરિસહ ખમઇ, રાતિ દિવસ જિનવચને રમઇ ।
સગલા ધર્મમાહિ ઉપસમ સાર, તે ભવિયણુ ધરજ્યો વાર વાર ॥૯॥
રોસ રાખઇ જેતલઉ મનમાહિ, તિતલઉ ધર્મ તેહનઉ જાઇ ।
અણખામ્યઉ જઉ આઘઉ રહઇ, કર્મજોગિ તે અતિ દુખ સહઇ ॥૧૦॥

મુગતિ તણુઉ જઉ છઇ અભિલાષ, પારકા બોલ સહુઉ તમ્હિ લાષ ।
કુગતિ તણુઉ જઉ છઇ ઊભગઉ, અંતરંગ ઉપસમ કરિ સગઉ ॥૧૧॥
એક ષીમા જઉ એ જીવ ધરઇ, તઉ વહિલઉ મુગતઇ અવતરઇ ।
'વિજયભદ્ર' કવિયણુ ઉચ્ચરઇ, ગર્ભવાસિ તે નવિ સંચરઇ ॥૧૨॥

॥ ઇતિ ઉપશમરસ ચઉપઈ ॥

## શ્રી જિનપ્રભસૂરિકૃતા પદ્માવતીચતુષ્પદિકા

જિણુસાસણુ અવધાર કરેવિ, ઝાયહુ સિરિ પઉમાવઈદેવિ ।
ભવિય લોય આણંદ ધરેવિ, દુલહઉ સાવઇજમ્મ લહેવિ ॥
મતિ મતિ મિચ્છસુર અણુસરહુ ॥૧॥ ધ્રુવકં ॥

પાસનાહપયપંકયભસલિ, સંઘવિગ્ઘનિન્નાસણુકુસલિ ।
સસિકરનિમ્મલગુણગણુપુન્ન, પઉમએવિ મહ હોહિ પસન્ન ॥ મતિ૦ ॥૨॥

તાર તરલ તુહ લોયણુ દુન્નિ, દુદ્દદલણુ ભુય દુગુણા દુન્નિ ।
વિયસિયસરસીરુહપવિહત્થિ, વારણુ વર દીસઇ તુહ હત્થિ ॥ મતિ૦ ॥૩॥

કુલ્લફારફણુમણિકરજાલ, દસ દિસિ પસરઇ મુજઝ કરાલ ।
જણુ દીવયપઇબોહિયસિહહિ, વિગ્ઘતિમિર જિમ જગિ અવહરહિ ॥ મતિ૦ ॥૪॥

કુંડલમ ડલમ ડિયગંડ, અરિષંડણુ ભુયદંડ પયંડ ।
ઘણુથણુઘોલિર નિમ્મલ હાર, પઉમાવઇ નંદઉ જગિ સાર ॥ મતિ૦ ॥૫॥

નેઉરઝણિ બહરિય દિસિચક્ક, ખગ્ગદ ડખ ડિયરિઉચક્ક ।
મણિક કણુચ ચિઇયપઉટ્ઠ, પઉમિ ! હોહિ ભવિયહ સંતુટ્ઠ ॥ મતિ૦ ॥૬॥

મેહલમુહલિયસોણિપએસિ, અલિકુલકોમલદીહરકેસિ ।
જય ધરણિંદહ ઉત્તમ રમણિ, પઉમએવી તઉ મયગલગમણિ ॥ મતિ૦ ॥૭॥

પાસંકુસવરપહરણુપાણિ, તખચૂડ-વિસહરવરજાણિ ।
પઉમપત્તસમવન્નસરીરિ, પઉમએવિ ! મા મઇ અવહીરિ ॥ મતિ૦ ॥૮॥

ભત્તિનમંતસુરાસુરરમણિ, મણિકિરીડકરર જિયચલણિ ।
કિં ભણિઅઇં નર મત્તબ રાય, આરાહઇ સુરવર તુહ પાય ॥ મતિ૦ ॥૯॥

તાલપલવસજઝક્ખરલલિય, બીઓ સસહર નહયલકલિય ।
તુહ બીયક્ખર જો સમરેઈ, મણિચિંતિય ફલ સો પાવેઇ ॥ મતિ૦ ॥૧૦॥

ભણુઇ જિ જોગી ય મજ્ઝિમ નીય, ધરવિ તદક્ખરસિરિ ગુરુ રીય ।
જોડવિ ઈસિર સસહર અદ્ધ, તુહ કલ જાણુઇ કોઇ વિયદ્ધ ॥ મતિ૦ ॥૧૧॥

ભૂય અતુ તસુ પચ્છિમ સહિય, ચિંતિવિ અતિમ સર પરિગહિય ।
અટ્ઠમ પઢમ બિંદુ ધારેવિ, ધન્ન જ ઝાયહિં પઉમિણિદેવી ॥ મતિ૦ ॥૧૨॥

સુન્ન જલણુતુરિયસ્સરજુત્ત, અમિયકિરણકલ ગયણુ પવિત્ત ।
ગુરુ ઉવએસિઇ જવઇ જુ લક્ખ, પઉમએવિ તસુ પૂરઇ પક્ખ ॥ મતિ૦ ॥૧૩॥

દ્દિસિકાલાસણુ પલ્લવ વન્ન, મુદ્દા જાણુવિ જે કયપુન્ન ।
એહ વિજ્જ ચૂડામણિ સરઇ, કમ્મ છક્ક તે લીલઇ કરઇ ॥ મતિ૦ ॥૧૪॥

સંતિ પુટ્ઠિ વિદ્દેસણુ રોહ, મારણુ વસ ઉચ્ચાડણુ મોહ ।
એહ વિજ્જ તિયલુક્કપયાસ, કવણુ કવણુ નહુ પૂરઇ આસ ? ॥ મતિ૦ ॥૧૫॥

પઢમ પણુવ માયા મજ્ઝારિ, નમણુ અ તિ એ વન્ન ચિયારિ ।
જો સમરઇ અણુદિણુ વરભાવિ, સવ્વ સિદ્ધિ તસુ પરિણઇ આવિ ॥ મતિ૦ ॥૧૬॥

ભૂય-પેય-ડાઇણિગણુ ડરઈ, સયલહ દુજ્જણુ મણુ થરહરઇ ।
એહ વિજ્જ સમરંતહ લોઇ, સમઉ દાસ પુહવીસર હોઇ ॥ મતિ૦ ॥૧૭॥

વિજ્જ એસ તિયલુક્કપહાણુ, ચિંતામણિ કપ્પદુસમાણુ ।
પહુજિણદત્તસૂરિઉવએસિ, થંભહિ પરબલ અદ્ધનિમેસિ ॥ મતિ૦ ॥૧૮॥

હંસગમણિ નીલુપ્પલનયણિ, કુંદદસણિ પુન્નિમસસિવયણિ ।
મહુરવયણિ મુણિમાણુસહરણિ, નવકિસલયકોમલકર-ચરણિ ॥ મતિ૦ ॥૧૯॥

પીણુસિહિણુભારોણુયઅંગિ, હાવ-ભાવ-સિંગારસુચંગિ ।
એગગ્ગઇ જે નર સમરંતિ, તાહંતિયસકામિણિ વસિ જંતિ ॥ મતિ૦ ॥૨૦॥

દેઉ પાસ પઉમિણિ ધરણિંદુ, બારસસરજુય હરકલબિંદુ ।
પઉમી ! પઉમકડણિ ! નમ અંતુ, સવ્વ કામ પૂરઇ તુહ મંતુ ॥ મતિ૦ ॥૨૧॥

જંભથંભમોહધભયંતિ, જય અપરાજિય વિજય જયંતિ ।
ચંડી ભઇરવ તોતલ તાર, તુહ એક્કુ ચ્ચિય વિવહ વયાર ॥ મતિ૦ ॥૨૨॥

ખિત્તપાલ જોગિણિ ચઉસટ્ઠિ, ભૂય પેય ડાઇણિ ગહદિટ્ઠિ ।
ઇયર વિ દુદ્ધર વીજ્જ જુ કેવિ, નામગહણિ તુહ નાસઇ દેવિ ! ॥ મતિ૦ ॥૨૩॥

જે ધન્નંતરિવિજ્જઅસજ્ઝ, તે વિ વાહિ તુહ હુંતિ સુસજ્ઝ ।
નીર જલણુ થંભઇ તુહ આણુ, સમરંગણિ વારઇ અરિબાણુ ॥ મતિ૦ ॥૨૪॥

તઈ રુટ્ઠિય જં વિજ્જઇ ભુવણિ, ભયવઇ ! સુ મઉ તં નિય સવણિ ।
કંપઇ ધરણિ સઘણુવણુરાઈ, ચડક્કડંતિ દસદિગ્ગય માઇ ! ॥ મતિ૦ ॥૨૫॥

કુલપવ્વય સત્ત વિ ટલટલઇ, અનુ સત્ત વિ જલનિહિ ઉચ્છલઇ ।
કિડકિડંતિ ઉક્કડકરી દાઢ, ભજ્જઈ ફણિવઇફણુ અઇગાઢ ॥ મતિ૦ ॥૨૬॥

દઢ ગઢ ગિરિવર ખડહડિ પડઇ, સુર-નરજીવિય સંસઇ વડઇ ।
હલ્લોહલીઇ જલનિહિપૂર, ઘુમ્મઇ તારાયણુ સસિ સૂર ॥ મતિ૦ ॥૨૭॥

તઈ તુટ્ઠિય જ વિજ્જઇ ભુવણિ, પઉમિણિ ! સુ મઉ તં નિય સવણિ ।
લક્ખ ભુજ્જ અટ્ઠારસભેય, ભુજિજ્જઈ પિજ્જઇ વર પેય ॥ મતિ૦ ॥૨૮॥

પહિરિજ્જઇ કપ્પડ જગસાર, કંચણુ કુંડલ મુત્તિય હાર ।
સંમાણિજ્જઇ વર તંબોલ, સુમઇ બંદિયણુહલહોલ ॥ મતિ૦ ॥૨૯॥
ચંદણુમાહિ ઘુસિણુ ઘણુસાર, કિજ્જઇ સુરહિ વિલેવણુ સાર ।
ધરિજ્જઇ વરતુરિયહ થટ્ટ, દીસઇ મયભિમલ દોઘટ્ટ ॥ મતિ૦ ॥૩૦॥
રહવર કિં ? જગમ સુરજાણુ, ઓલગ્ગઇ પાયક્ક પહાણુ ।
અન્ન સલીસઇં ચામર છત્ત, માણિજ્જઇ માણિણિ અણુરત્ત ॥ મતિ૦ ॥૩૧॥
સસહરકલ ખારસસરજુત્ત, થાવર જગમ વિસહરતત્ત ।
હંસ-હાર-કર-સસહરકંતિ, નામગહણિ તુહ સફ્લી હુંતિ ॥ મતિ૦ ॥૩૨॥
વંઝ નારિ તુહ વય ઝાયંતિ, સુરકુમરોવમ પુત્ત લહંતિ ।
નિંદ્ર નંદણુ જણુહિં ચિરાઉ, દૂહવ પાવઇ વલ્લહ રાઉ ॥ મતિ૦ ॥૩૩॥
ચિંતિયફ્લ ચિંતામણિમંત, તુજ્ઝ પસાયહિ ફ્લઇ નિભંત ।
તુજ્ઝ અણુગ્ગહ નર પિક્ખેવિ, સિજ્ઝઇ સોલસ વિજ્જાદેવિ ॥ મતિ૦ ॥૩૪॥
રૂવકંતિસોહગ્ગનિહાણુ, નિવપૂઇયપય અમલિયમાણુ ।
કેવિ વાઈસર હુંતિ તિ પુન્ન, જાહ પઉમિ તુહ હોહિ પસન્ન ॥ મતિ૦ ॥૩૫॥
તુહ ગુણુ અંત ન કેળવિ મુણિય, તહ વિ તુજ્ઝ મઇ ગુણલવ થુણિય ।
આણુ જુ પાલઇ જિણુસિંહસૂરિ, તસુ સંઘહ મનવંછિય પૂરિ ॥ મતિ૦॥૩૬॥
પનુમાવઇચનુપઇ ય પઢંત, હોઇ પુરિસ તિહુયણુસિરિકંત ।
ઇમ પભણુઇ નિયજસકપ્પૂરિ, સુરહિયભુવણુ જિણુપ્પહસૂરિ ॥ મતિ૦ ॥૩૭॥

**॥ ઇતિ પદ્માવતી ચતુઃપદિકા સમાપ્ત ॥**

## અજ્ઞાતકવિકૃત આદિજિનવીનતિસ્તવ

॥ રાગ ધનાસી ॥

આદિ જિણેસર વીનવુ જો મુઝ સામ્હું સામિ ।
કામિ કોધિ મન દૂષીઉ હિવ લીણુ રઇ તુઝ કેરઇ નામિ ॥૧॥
કિ દિઉગી રે વધાવઉ ।
વધાવઇ રે તુમ્હ ચઉવિહ સંઘ કિ દિઉગી રે ।
મોરઇ મનિ રે એ લાગઉ રંગ કિ દિઉગી રે ॥ ધ્રૂપદ ॥
હિઉ અ સોનાકેરી જીભડી હિઉ અ સુઅમૃત આહાર ।
મિલિસુ રે આદિજિણુ વાહલા હિવિ કરિસુ મ્હારા મન કેરી વાત ॥ કિ દિ૦ ॥૨॥
જેતુ આવ્યઉ સેરડી સોઇ ભુહરાવુ વાટ ।
મોતીડે ચઉક પૂરાવસ્યુ મંડાવિસુ રે ધાધરીયઉ પાટ ॥ કિ દિ૦ ॥૩॥
ધન ધન એ મુઝ જીભડી કરુ અજિ તુમ્હ ગુણગાન ।
નયણુ સલૂણા મુઝ તણાં જિણિ નિરખુ રે તુમ્હ રૂપનિધાન ॥ કિ દિ૦ ॥૪॥

ધન મરુદેવી કૂખડી જિણિ તુ જનમ્યઉ નાથ ।
ભવસાયર મઝ બૂડતા હિવ દેજ્યો જી અવલંબન હાથ ॥ કિ દિ૦ ॥૫॥
મરુદેવી બેટઉ તાહરઉ સુનંદ-સુમંગલાકંત ।
સેત્રુજ કેરઉ રાજીયઉ હિવ જયઉ રે જયઉ શ્રી આદિજિણંદ ॥ કિ દિ૦ ॥૬॥
જિનવર તુમ્હ પાએ નમી માગુ એક કૃપાલ ।
જા લગિ જગમાહિ હું રહું તાં કરજ્યો જી ભવિભવિ સંભાલ ॥ કિ દિ૦ ॥૭॥

॥ ઇતિ શ્રી આદિનાથવર્ધાપનં ॥

## અજ્ઞાત કવિકૃત હિતશિક્ષાચતુષ્પદી

સરસતિ સામિણિ કરુ જુહાર, તસ સેવક દેજે આધાર ।
બોલિસુ ચઉપઈ માહિ વિવહાર, સાચા પદ સવિ હોજ્યો સાર ॥૧॥
ધરમી તે પાલઇ જિનધર્મ્મ, [કરમી] તે પાલઇ ક્રિયા કર્મ્મ ।
યોગી તે ધ્યાઇ નિ:કર્મ્મ, બ્રાહ્મણ તે જે પાલઇ બ્રહ્મ ॥૨॥
સૂરઉ તે જે ઇન્દ્રી દમઇ, ઉત્તમ તે જે સાચઉ ગમઇ ।
દુખીઉ તે જે દુર્ગતિ ભમઇ, સુખીઉ તે જે સિવપુરી રમઇ ॥૩॥
પોઢઉ તે જેહને પુણ્ય ઘણુઉ, સગપણુ તે જે સાહમીપણુઉ ।
પ્રાક્રમ તે પરમેસરતણુઉ, ધન્ન ભલુ જે કન્હઇ આપણુઉ ॥૪॥
ડાહા તે સવિ કહિસું પ્રીતિ, માણુસ તે જેહનઇ ઘરિ રીતિ ।
સીયલપણું જે પાલ્યું સીતા, ગાયણુ તે જે જિનમતિ ગીતા ॥૫॥
નારી તે પાલઇ પતિવ્રતા, બેટા તે માનઇ માઇ-પિતા ।
[વિ] લસઇ તે પરદિસિ જોઅતા, ધ્યાની તે જેહનઇ ચિંતા ॥૬॥
પાપી તે જે પરધન હરઇ, ચેલા તે ગુરુ શિક્ષા કર (? વહ)ઇ ।
શ્રાવક તે જે સતકિત ધરઈ, સુહગુરુ તે જે તારઇ તરઇ ॥૭॥
રાજા તે જે ન્યાઇ તપઇ, ધ્યાની તે જે અરિહંત જપઇ ।
તપીઉ તે જે અષ્ટ કર્મ ખપઇ, વાદી તે જે કેહ નવિ છિપઈ ॥૮॥
રૂપ ભલું જે સોવનવાનિ, દાન ભલું તે અભયદાન ।
ધ્યાન ભલું તે શુક્લધ્યાન, જ્ઞાન ભલું તે કેવલજ્ઞાન ॥૮॥
દર્શન તે જે મહાવ્રત ધરઇ, બ્રહ્મચાર જે સ્ત્રી પરિહરઇ ।
ગિરૂઆ તે ગુરુસેવા કરઇ, તારૂ તે ભવસાયર તરઇ ॥૧૦॥
વિણસઇ જે આણઇ અનુ(ઉન)માદ, પાતિગ તે જે મિથ્યાવાદ ।
ડૂંગર ભલઉ જે સિરિ પ્રાસાદ, પ્રતિમા દીઠી હુવઇ આલ્હાદ ॥૧૧॥
અક્ષર તે જે સૂધા સમા, તપીઉ તે જેહનઈ સિરિ પિમા ।
ગ્યાંની તે ચોપક આતમા, નગર ભલું જે માહિ મહાતમા ॥૧૨॥

અસ્ત્રી તે જલ જયણા ગલઇ, લક્ષ્મી તે જે ન્યાઇં મિલઇ ।
માનવી તે બોલઇ નવિ ચલઇ, જીવ્યુ તે જિનઆજ્ઞા પાલઇ ॥૧૩॥
દરિદ્રી તે જે ધર્મ વિણુ ભમઇ, સત્યવાદી તે જૂઠ વિરમઇ ।
ભોજન તે જે દીહઇ જમઇ, ગુવણુંત તે જિનવરનઇં નમઇ ॥૧૪॥
યાત્રા તે પાલઇ છઅ રી, ધર્મ ભલઉ તે જયણા કરી ।
ભિક્ષા તે મુનિવર લ્યઇ ફિરી, શ્રાવક તે જે સિદ્ધિં ધરી ॥૧૫॥
મઇલા તે પરનારી જોઇં, પુરુષ ભલા તે દુખિ નવિ રોઇ ।
મિથ્યાત્વી તે બે ભવ ખોઇ, ધર્મ કરઇં તે સુખિયા હોઇ ॥૧૬॥

॥ ઇતિ ચતુષ્પદી ॥



# આર્ય જંબૂસ્વામી

લેખક શ્રી બાપુલાલ કાળિદાસ સવાણી–'વીરબાલ'

ઘટમા ઘોડા થનગને, આતમ વીંઝે પાખ;
અણદીઠેલી ભોમમાં, જોબન માંડે આંખ —મેઘાણી

"બા, બાપુજી, મને પૂજ્યપાદ સુધર્માસ્વામીનો અંતેવાસ સ્વીકારવાની રજા આપો!" ભારે સંકોચ સહ બોલાયેલા એ શબ્દો જાણે વિજળીશા પડયા. ઘડીભર ત્યાં સ્તબ્ધતા પ્રસરી રહી

થોડી વારે ભાગેલા સ્વરે બાએ કહ્યુ "શુ કહે છે, બેટા, તું?" એ શબ્દોમાં ઉપાલંભ હતો કે આઘાત તે સમજી શકાતુ નહોતુ.

"બા! ભગવાનની શ્રમણ પરંપરામા સમાઈ જવાની અનુજ્ઞા આપો મને!"

"બેટા! તું જાણે છે કે આઠ શ્રેષ્ઠિકન્યાઓ સાથે તારાં તો લગ્ન લીધા છે, અને વિવાહના મંડપો પણ બંધાઈ ચૂકયા છે એ આઠ શ્રેષ્ઠીઓને હું શી રીતે મોં બતાવું?" સ્વસ્થ થવા મથતા પિતાએ વ્યથાભર્યા અવાજે કહ્યું

"એટલે જ કહું છુ બાપુજી! મને અત્યારે જ સંસારમાથી વિદાય આપો ભગવાન મહાવીરના નાનકડા સંદેશવાહક બનવા માટે મારો અણુએ અણુ તલસી રહ્યો છે." સંકોચ દૂર થતા કુમાર જંબૂના અવાજમા વધારે ને વધારે નિશ્ચલતા પ્રગટ થતી જતી હતી

"વિવાહના મંડપો શું વિખેરી નાખું? એ શ્રેષ્ઠીઓને શુ ના કહાવી દઉ? એ આઠ કોડભરી કન્યાઓના હૃદય ઉપર વજ્રપાત કરુ? જંબૂ! બેટા! તું હવે નાનો ન કહેવાય, શ્રેષ્ઠીઓને આપેલા વચનની જવાબદારી તારે સમજવી ઘટે!" પિતાના શબ્દોની અંદર હૃદયનું રુદન ને અંતરનો આઘાત લપેટાયેલાં હતાં

"જવાબદારીનુ ભાન જાગી ઊઠયું હોવાને લીધે જ બાપુ! હું અત્યારે આપની વિદાય યાચી રહ્યો છું. લગ્ન પછી તો મારા પગમા સાંકળ પડી જાય ઊડ ઊડ થવા

મથતું પંખી પિંજરે પુરાઈ જાય, એ પહેલા મારે ઊડી જવું છે, બાપુ! મને રજા આપો!

"જંબૂ! વત્સ! તારી ઉંમર હજુ નાની છે. સંસારના રાગભોગ તે જોયા નથી વળી લગ્નના ઉબરે ઊભેલો તું અમારુ એકનું એક સંતાન છો. તું અમારી અભિલાષાઓ કચરી ન નાખ; તારો લગ્નોત્સવ માણવા અમારું હૃદય કેવું રાચી રહ્યું છે! આવી આનંદની ઘડીએ તુ અમારી આશાનો ભંગ ન કર બેટા!" માતાના બોલમા વચ્ચે વચ્ચે હીબકા ઉમેરાતા જતા હતાં

"બા, બાપુજી! હું પેઢીએ જતો, મિત્રોમાં ગોષ્ટી કરતો, ત્યારેય મન તો સંસારના અટપટા પ્રશ્નોમા જ અટવાયા કરતું હતું, પણ મને થતું કે, 'અલ્યા, તું તો હજી નાનુ બચ્ચું છે, તારુ એમા કામ નહિ!' પણ આજે સ્વામી સુધર્માજીની વાણીમાં આત્માના સામર્થ્યની વિવેચના સાભળીને મારી લઘુગ્રંથી ટળી ગઈ, મારો અંતરાત્મા નિશ્ચય કરી બેઠો કે આજે બધી અનુકુળતા મળી છે તો પ્રાપ્ત અવસરને વધાવી લે! ચેતી જા! અત્યારે સંસારના પિંજરે પુરાઈ જઈશ તો આવતી કાલ તો, કોણ જાણે, કેવી ઊગશે? માટે જ કહું છું કે બા! મને વિદાય આપો! મારા હૃદયને રાગભોગ સ્પર્શતા નથી. નિર્દોષ હરણીઓ સમી એ શ્રેષ્ઠિપુત્રીઓને ફાસલામા નાંખવાનો વ્યર્થ પ્રયત્ન બંધ રાખો! બાપુજી, મને માફ કરો!" જંબૂકુમારના અવાજમાં જેટલી આર્દ્રતાભરી આજીજી હતી, એટલી જ ભારોભાર સ્પષ્ટતા હતી.

ઋષભદત્ત શ્રેષ્ઠી ગાદી ઉપર ઢગલો થઈને પડચા માતા ધારિણીની આખમાં આસુ ઊભરાઈ આવ્યા. જંબૂકુમાર સ્વસ્થ રહેવા મથતા બેસી રહ્યા

થોડીક સ્વસ્થતા મળતા ઋષભદત્ત શ્રેષ્ઠીએ પેઢીએથી મુખ્ય મુનીમને બોલાવી, આ પ્રશ્નનો ઉકેલ લાવવા આઠ શ્રેષ્ઠીઓને, પોતાની ગૃહિણીઓ અને પીઠીભરી કન્યાઓ સાથે, તરત જ આવી જવાની વિનતિ કરવા મોકલ્યા

થોડીક વારમાં જ સમુદ્રપ્રિય આદિ આઠે શ્રેષ્ઠીઓ, પોતાની પત્ની અને પુત્રીઓ સાથે, ત્યાં આવી પહોંચ્યા

*

સૌ દીવાનખાનામા બેઠા વાતાવરણમા ગમગીની અને ગાભીર્ય ભર્યા હતા સૌની દૃષ્ટિ ઋષભદત્ત શેઠ તરફ સ્થિર થઈ હતી એમના તો હોશકોશ જ ઊડી ગયા હતા પેઢી ઉપર કુશળતાથી ઘડીકમા લાખોના સોદા ઉતારનારની વાણી જાણે આજે હરાઈ ગઈ હતી. ઘડીભર ત્યાં નિસ્તબ્ધતા છવાઈ ગઈ છેવટે સમુદ્રપ્રિય શ્રેષ્ઠીએ સવિનય ઉચ્ચાર્યું. "શેઠજી! ફરમાવો! શી આજ્ઞા છે આપની?"

ઋષભદત્ત શ્રેષ્ઠીના શરીરે પરસેવો વળી ગયો. કપાળ ઉપર પ્રસ્વેદબિંદુ ઊપસી આવ્યા; એમણે તકિયાનો આશ્રય શોધ્યો. સૌને થયુ કે સદાના આનંદી શ્રેષ્ઠી આજ આવડી વિમાસણ શું અનુભવી રહ્યા છે!

વસુપાલિત શ્રેષ્ઠીએ કહ્યુ: "હૃદયમા આપ શી વ્યથા વેઠી રહ્યા છો? જે હોય તે અમને કહો અને આપના મનનો ભાર હળવો કરો! અમને આપની આજ્ઞા ફરમાવો"

"શ્રેષ્ઠીઓ ! મારે આપ સહુની માફી માગવાની છે—" ઋષભદત્ત શેઠ વિશેષ બોલી શક્યા નહિ. એમના ગળામાં શોષ પડી ગયો, એમની આંખમાં અશ્રુઓ ઊભરાઈ આવ્યા.

"એવું શું બન્યું છે કે આપ આમ ભાગી પડો છો ? કહો તો કંઈ ઉપાય થાય."

"વાત એવી છે શેઠ, કે જેનો કોઈ ઉપાય મને દેખાતો નથી ! આપણા સૌના ઉત્સાહ ઉપર વજ્રપ્રહાર થયો છે. મારી આશાઓ ભાંગીને ભુક્કો થઈ ગઈ છે" ઋષભદત્ત એટલું બોલીને અટકી પડ્યા

"અમે આપના દુ:ખના સહભાગી છીએ શ્રેષ્ઠી ! જે હોય તે સ્વસ્થ થઈને કહો !" સમુદ્રપ્રિયના પત્ની પદ્માએ આર્જવતાભર્યા સ્વરે કહ્યુ. આખા દીવાનખાનાનું વાતાવરણ વ્યગ્ર બની ગયું હતું

"અમારો જંબૂ કહે છે કે 'મારે ભગવાનના શ્રમણ સંઘમાં સંમિલિત થઈ જવું છે, મને રજા આપો" મારે શું કરવું તે મને સૂઝતું નથી. આટલા શબ્દો માંડ માંડ બોલીને ઋષભદત્ત ઢળી પડ્યા એ સાંભળીને સૌ હતચેતન બની ગયાં. સૌના વદન મ્લાન થયા શ્રેષ્ઠિપત્નીઓ હથેલીઓમાં મોં છુપાવી ડૂસકાં ભરવા લાગી

"એવું કેવી રીતે બની શકે, શેઠજી ? આવતી કાલનુ તો લગ્નનું મુહૂર્ત છે આપ જંબૂકુમારને સમજાવો" સાગરદત્ત શેઠે મૌન તોડતાં કહ્યું.

કાંઈક સ્વસ્થ થતાં ઋષભદત્ત શ્રેષ્ઠીએ કહ્યુ · "શેઠજી ! તમે મને શું કહો ? જંબૂ તો મારું રાંકનું એકનું એક રતન છે મેં એને સમજાવવામા કંઈ બાકી રાખી હશે ? પણ એ તો હઠ લઈને બેઠો છે એ કહે છે : 'મારા પગમાં જવાબદારીની સાંકળ પડે એ પહેલાં મને વિદાય આપો ! લગ્નનાં બંધનમા નાંખી એ કોડભરી કન્યાઓના જીવન ન કરમાવો ! હુ હવે ઘડીભર પણ ઘરમાં રોકાવાનો નથી ' પછી નિરુપાય બની આપને નિમંત્ર્યા. એના લગ્ન માણવાનો અમને કેટલો બધો આનંદ હતો ! પણ યૌવનને આંગણે ઊભેલી મારી દીકરીઓ જેવી આ આશાભરી કન્યાઓ સાથે હું કેવી રીતે દગો રમી શકુ ?"

આટલું સાંભળતાં શ્રેષ્ઠીપુત્રી સમુદ્રશ્રી દીવાનખાનામાથી ઊઠી ગૃહઉદ્યાન તરફ ગઈ. એની પાછળ સંચની પૂતળી સમી બીજી સાતે કન્યાઓ ગઈ.

"આપે વાત તો સારી કરી શેઠ ! પણ પીઠીભરી કન્યાઓના લગ્ન એમ કેવી રીતે અધ્ધર રાખી દેવાય ? જંબૂકુમારને આજે—લગ્નને આગલે દિવસે જ—આ શું સૂઝયું છે ? આ તો અમારા હૃદયને ભાગી નાખે એવી વાત છે. આ નિરપરાધ કન્યાઓનો તો કંઈ વિચાર કરો ! આપણા ખાનદાન કુટુંબોની પ્રતિષ્ઠાનો વિચાર કરો ! જંબૂકુમારને સમજાવો ! એમને કહો, બેટા ! આ ઘડીએ હવે છટકી ન જવાય : લગ્ન કરી લો. માતપિતાના—અભિલાષ પૂરા કરો, કોડભરી કન્યાઓના નિસાસા ન લો. પછી યથાઅવસરે ભલે ભગવાનના પંથે વિચરજો કુમારે પણ વિચારવુ ઘટે." કુબેરદત્ત શેઠ વીનવી રહ્યા.

"જંબૂકુમારને અહીં જ બોલાવીએ તમે એને સમજાવો. હુ તમારી સાથે જ છું, જાવ, ધારિણી, જંબૂને બોલાવી લાવો !" પતિની આજ્ઞા થતાં લથડતે પગલે શેઠાણી પુત્રને બોલાવવા ગયા દીવાનખાનામા મર્માઘાત જેવુ મૌન પ્રસરી રહ્યું.

*

ગૃહોદ્યાનમાં ગયેલી સમુદ્રશ્રી પાછળ આવતી સાત સખીઓને નીરખી રહી. યૌવનની ઉષા ઊગતા ખીલી રહેલા પુષ્પોથી સખીઓના અંતસ્તલને સ્પર્શવા એ મથી રહી જાણે એક જ માતાની પુત્રીઓ હોય તેમ સર્વે સાથે બેસી ગઈ કોણ પહેલુ બોલે એ જ સૌના મનને પ્રશ્ન થઈ પડચો. સૌથી નાનેરી જયશ્રી આછુ હાસ્ય કરતી અને સૌની લાગણીને વાચા આપતી બોલી "બહેનો, શુ ગડમથલમાં પડી ગઈ છો આજે? સૌનાં અતર ખોલી નાખો આપણે શું વિચારવાનું છે આજે?"

"બોલ જયશ્રી! બોલ! આજ તો તુ જ આપણા હૈયાની વાત બોલી દે! સૌથી નાનેરી તું! તુ સૌથી પ્રિય છે અમને!"

શરમ ને સકોચથી જયશ્રી નીચે જોઈ ગઈ એના ગૌર વદન ઉપર રતાશ ઊપસી આવી

"તને કાઈ શકા છે, જયશ્રી?" કનકશ્રીએ મો ઊચે કરતા કહ્યુ

"આપણા સખ્યમા શંકા કરવાનો અપરાધ હું નહીં કરુ મને સકોચ થાય છે કનક! પણ વડીલો સમક્ષ તો તમારે જ પ્રતિઘોષ કરવો પડશે"

"જયશ્રી! ત્યા હુ અંતરના બોલ સભળાવીશ અહી તું આપણાં અતરના કપાટ ખોલી દે!" સમુદ્રા બોલી.

"આપણે શું નવુ કહેવાનુ છે, સમુદ્રા? વ્યાપારી પિતાઓના વ્યાપારબોલ એક હોય, એમ શ્રેષ્ઠીપુત્રીઓના ગળામા ફૂલહાર તો માત્ર જબૂકુમારનો જ હોય! ભોગ કે યોગમાં આપણે બધી સખીઓ જબૂકુમારની સાથે જ રહેવાની, એના પગલામા જ આપણા પગલા પડવાના!" જયશ્રી ભાવોદ્રેકમા ઉન્મત્ત બની ગઈ એની આખમા તેજકણીઓ ઝગતી હતી

"સાચુ બહેની! સાચુ! આપણે સખીઓ ત્યા હોઈશુ, જ્યા જબૂકુમાર!" જયશ્રીના હાથમા સમુદ્રાએ પોતાનો હાથ મૂકી દીધો—જાણે એણે વચનપાલનનો કોલ આપ્યો સર્વ સખીઓ પ્રસન્નતા અનુભવી રહી વડીલોને જે વાત પહાડ સમી ભાર–બોજવાળી લાગતી હતી, એને આ ઊગતી કુમારિકાઓ ફૂલ જેવી હળવી માની રહી!

*

માતા ધારિણી જંબૂકુમારને લઈ ધીરે પગલે ત્યા આવી પહોચ્યાં જબૂકુમારના નમેલા મસ્તકમા વડીલો પ્રત્યે વિનય હતો, પગમા સ્વસ્થતા હતી, ભાવવાહી ચહેરા ઉપર નિશ્ચળતાના તેજ ઝળહળતા હતા જબૂકુમારે વડીલો પાસે બેઠક લીધી, તે જ પળે સમુદ્રશ્રી, પ્રશાન્ત તેજમૂર્તિઓશી સાત સખીઓ સાથે આવીને, પોતાને સ્થાને ગોઠવાઈ ગઈ. થોડી વાર ત્યાં મૌન પ્રસરી રહ્યુ.

"જંબૂકુમાર! ." કુબેરદત્ત શ્રેષ્ઠીના ગળામાંથી મુશ્કેલીથી નીકળતા અવાજને અટકાવવા હેમદીવડીશો હાથ ઊચો કરતી સમુદ્રશ્રી ઊભી થઈ ગઈ, સાથે જ સાતે સખીઓ ઊભી થઈને અજલિ જોડી રહી વિહ્વળ શ્રેષ્ઠીસમુદાયમા સ્વસ્થતાથી ઓપતી સમુદ્રા આર્દ્ર સ્વરે બોલી "વડીલો! અમો આઠે સખીઓના હૃદયબોલ આપ સાભળી લો, પછી આપને જે નિર્ણય લેવો હોય તે સુખેથી લેશો"

"બોલ બેટા! તું જ આનો ઉકેલ કરીને અમારો હૃદયભાર ઓછો કર!" શ્રમણદત્ત શ્રેષ્ઠીએ આશાભર્યા અવાજે કહ્યું.

"બાપુ! વાગ્દાનની ઘડીથી અમારા મનોમંદિરના આસને જંબૂકુમાર બિરાજી ગયા છે અને ચિત્તની ચોરીમાં અમે એમને વરી ચૂકી છીએ અમારા આત્માના લગ્ન થઈ ચૂકયા છે. અમે આઠે સખીઓ જંબૂકુમારને વીનવીએ છીએ કે અમારા કૌમાર્ય ઉપર સુહાગનો અભિષેક કરો! જીવનમાંગલ્યની માળા અમારા કંઠમાં આરોપો! અમે આપના પગનાં બંધન બનીશું નહિ, દીનતા દાખવીશું નહિ, આપની આજ્ઞા હશે તો અમે પણ ભગવાનના પંથે આપની સાથે વિચરીશું અને મહામના સતી ચંદનબાળાના સમુદાયમાં સમાઈ જઈશું" સમુદ્રાના અવાજમાં કંપ હતો એનો દેહ થરથર કંપતો હતો. એને જાણે હૃદયને વાચા આપી શકે એવા શબ્દો પૂરા જડતા નહોતા.

"બેટા સમુદ્રા!" ઋષભદત્ત શ્રેષ્ઠી બોલી ઊઠયા

"વડીલ! આપ કશું દુઃખ ન લગાડશો! અમારા હૃદયમાં કોઈ ક્ષોભ કે વિષાદ નથી; અમારા હૃદયના અણુએ અણુની એ વાચા છે." પદ્મશ્રીએ સમુદ્રાના કથનમાં પૂર્તિ કરી

હવે કોઈને કશું બોલવાનું રહ્યું નહિ સૌએ વિદાય લીધી ત્યારે પરણાવનારાઓના ચહેરા વિમાસણમાં હતા; જ્યારે પરણનારાંનાં વદન ઉપર ઉલ્લાસ વિલસતો હતો.

*

વ્યથાને હૈયામાં ભંડારી દઈ શ્રેષ્ઠીઓ લગ્નની તૈયારીમાં પડી ગયા, ત્યારે રાજગૃહીમાં ચકલે ને ચૌટે વાતોના ગબારા ચડવા લાગ્યા કોઈ કહે "ઋષભદત્ત શેઠ ભારે જબરા, જંબૂકુમારે સંસારત્યાગની હઠ લીધી એટલે રૂપભરી કન્યાઓને સામે લાવી ઊભી રાખી દીધી જંબૂકુમાર પીઠીભરી નવયૌવનાઓને જોઈ ગાંડો બની ગયો, દીક્ષાની વાત જ ભૂલી ગયો!" કોઈ વળી કંઈ વાતો કહેવા લાગ્યા

પણ છેવટે લગ્નોત્સવ ઊજવવામાં આવ્યો, વરવધૂઓએ મંગલગૃહમાં પ્રવેશ કર્યો લગ્નમાંગલ્યના સૂક્તો ઉચ્ચારતા પવિત્ર પુરોહિતની સાક્ષીએ જંબૂકુમારના હસ્તમાં પરમોલ્લાસથી આઠે કન્યાઓએ એકસાથે પોતાના હસ્ત સમર્પિત કરી દીધા એમના સૌંદર્યવેરતા વદન ઉપર ત્યારે જાણે આનંદની સગો ચડતી હતી

શ્રેષ્ઠીઆવાસના બીજે માળે સેવિકાઓએ શયનખંડને શણગારી દીધો હતો વિશાળ ખંડમાં શાન્ત પ્રકાશ રેલાવતા દીપકો સુવાસિત દ્રવ્યોથી હવાને ભરી દેતા હતા ગૃહસેવિકા નવવધૂઓને શયનગૃહમાં પ્રવેશ કરાવી ચાલી ગઈ થોડી જ વારમાં જંબૂકુમાર આવી પહોંચ્યા યૌવનના જળમાં લહેરાતા કમળ પુષ્પોથી નવવધૂઓની વેણીમાંથી મહેકતી મોગરાની સુવાસ આહ્લાદ ઉપજાવતી હતી

"બોલો સમુદ્રશ્રી! હવે તમારી શી અપેક્ષા છે?" જંબૂકુમારે સમુદ્રશ્રી તરફ દૃષ્ટિ કરતાં કહ્યું એ દૃષ્ટિમાં પ્રેમ અને સ્વજનતા ભર્યા હતાં

"અમે તો અમારું હૃદય આપને સમર્પિત કરી ચૂકી છીએ" મૃદુ સ્વરે સમુદ્રશ્રી બોલી

"એટલે?"

"સમર્પિત થયેલાં હૃદય તો આરસી જેવાં હોય છે, તેમા તો માત્ર આપના હૃદયની પ્રતિછાયા જ પડશે!"

"મારી તો અભિલાષા છે કે પ્રાત કાળે ભગવાન સુધર્માસ્વામીના ચરણોમા બેસી જાઉં!"

"આપના પગલે ચાલીને અમે પણ મહામના સતી ચંદનબાળાના સાધ્વીસઘમા સમાઈ જઈશું, અમારો એ:પૂર્વનિર્ણય છે આર્ય!" જયશ્રીની વાચા ઊઘડી

"જો તમારા સૌનો એ જ નિશ્ચય છે તો સમુદ્રશ્રી! આપણે સહુ હવે આરામ કરીએ મધરાત વીતી ચૂકી છે હમણા પ્રભાત થઈ જશે ને પ્રસ્થાનની તૈયારી કરવાની રહેશે" જબૂકુમારે કહ્યુ

"આજની રાત નાથ! ગુમાવવાની ન હોય મિલનનો આ અપૂર્વ અવસર વારેવારે સાપડવાનો નથી આજની ઘડીને આપણે મધુરજનીમાં ફેરવી નાખીએ" સમુદ્રશ્રી સ્વસ્થતાથી બોલતી હતી

"મધુરજની?" કનકશ્રી ચમકીને બોલી ઊઠી.

"ભડકી ના ઊઠ બહેની! સવારમા આત્માને પથે વિચરનારાની મધુરજની કેવી હોય તે મારે તને સમજાવવાનુ ન હોય" સમદ્રશ્રીના હોઠ પર સ્મિત છલકતું હતું.

"કહો સમુદ્રશ્રી! મધુરજની કેવી રીતે માણીશું?"

"પ્રિય! જ્ઞાનગોષ્ઠી અને ધર્મવિનોદથી અતરને ભરી લઈએ. આત્મસાધનામાં એ ભાતું બની રહેશે. પણ મારો એક વાધો છે દેવ!"

"કહો સમુદ્રશ્રી! જે કહેવુ હોય તે મુક્ત મને"

"આપ અમને બહુમાનથી કેમ સબોધો છો? આપના હૃદયમાં હજુ પણ શું અતર છે?

જબુકુમાર અતરના એકતારા સમા એ બોલને સાભળીને પ્રસન્નતા અનુભવી રહ્યા. સમુદ્રશ્રીને જાણે એ મૌનમા જ આત્માની એકતાનો જવાબ મળી ગયો

"નાથ! યૌવનના સુખને વિસારી આત્માનદ તરફ દોરનારા ભગવાન સુધર્માસ્વામીની મગળવાણી અમને સંભળાવો" નભસેના બોલી

"સૂક્તો અને શબ્દો તો એના એ જ છે આપ્ત પુરુષોની વાણીમાં એ સુસ્વાદ્ય બની જાય છે સાભળો એ વાણી—

"एगोहं नत्थि मे कोइ नाहमन्नस्स कस्सइ। एवं अदीणमणसो अप्पाणमणुसासइ॥
एगो मे सासओ अप्पा नाणदसणसजुओ। सेसा मे वाहिरा भावा, सव्वे संजोगलक्खणा॥

પુરુષ-કઠમાથી નીકળતા એ સૂકતો જાણે મહાઘોષશા પડછંદા પાડી રહ્યાં

"એ વાણી માનવીને સમજાવતી હતી 'આત્મા પરાધીન નથી, ખંડિત નથી, એ એક સ્વયપૂર્ણ સ્વતત્ર એકમ છે દીનતાને ખખેરી નાખીને આત્માનુ રાજ્ય ચલાવો. આત્મા શાશ્વત છે. તે જ્ઞાન-દર્શનની અનુભૂતિથી ચિદ્‌ઘન છે વિશ્વનો રાજરાજેશ્વર છે. અન્ય સર્વે તો બાળભાવો છે; સજોગોના મોહમાથી–અજ્ઞાનમાથી આવિર્ભાવ પામેલા

છે એને ખંખેરી નાખો. આત્મા તો અચળ વ્યક્તિ તરીકે સ્વયંભૂ પ્રકાશી રહેશે, વય અને કાળના બંધન એને નડતા નથી' ભગવાનની આ વાણી સાભળીને મારી લઘુતાગ્રંથિ ટળી ગઈ; ભગવાનના નાનકડા સંદેશવાહક બનવાના અભિલાષ જાગ્યા "

"સાચે જ આર્ય! આપના મુખે આ વાણી સાભળીને અમારામા પણ આત્મભાન પ્રગટે છે, અમ નારીજાતિના પ્રાણ જાગી ઊઠે છે, અમારી દીનતા સરી જાય છે એ વચનોના સંદર્ભમા આપ અમને કાઈક નવનીત આપો, જે અમારા જીવનની મૂડી બની રહે" કનકવતી વીનવી રહી

"કનક! દેહ ભલે સ્ત્રીનો હોય, પણ એથી આત્માને કોઈ બંધન નથી. પુરુષાત્મા સરખી જ સ્ત્રી પણ સંપૂર્ણ શક્તિ છે, આત્માની અધિષ્ઠાત્રી છે, સ્વયં પ્રકાશિત દિવ્ય જ્યોતિ છે તે પરાધીન કે પરાશ્રિત નથી જીવને જે સતાવે કે પરાધીન બનાવે છે તે સંસાર વ્યવહારના બંધન છે જે ઘડીએ જીવ–સ્ત્રી કે પુરુષ–આ વાત સમજી લેશે ત્યારે એ વિશ્વની મહાશક્તિ બની રહેશે, પછી એને કોઈ દીનતા–હીનતા અનુભવવાની નહી રહે આપ્ત-પુરુષોની એ વાણીમા મારો વિશ્વાસ છે" જંબૂકુમાર હૃદયસ્થ વાણી સંભળાવી રહ્યા

"બસ નાથ! બસ! અમે હવે આત્મનિર્ભર બની વિચરીશું, અમારી પરમાનંદ-પ્રાપ્તિને કોઈ બાહ્ય બંધન હવે રૂંધી શકશે નહિ" આઠે નવવધૂઓના વદન પુલકિત બની ગયા

"જંબૂકુમાર! દ્વાર ખોલો" નીસરણીના દ્વાર પાસેથી અપરિચિત અવાજ આવ્યો

"કોણ એ?"

"હુ પ્રભવ ચોર, આપના દર્શન ઈચ્છું છુ"

જંબૂકુમારે દ્વાર ખોલી નાખ્યા "ભાઈ પ્રભવ! તમે?"

"જયપુર નરેશનો હુ પુત્ર પિતાની અવમાનનાથી જંગલમા ગયો, ચોર લુંટારુ બન્યો આપના લગ્નોત્સવે લોભાયો નિદ્રાપ્રસારણ અને તાલોદ્ઘાટિની કળાઓથી દ્વાર સમીપ આવ્યો મધુરજનીની રાત્રીએ જ્ઞાનવિલાસ સાભળીને હુ થંભી ગયો મારા આતરચક્ષુ ખૂલી ગયા ચોરી કરવા આવેલા મને આપે જ લૂટી લીધો! આપ મારી સેવા સ્વીકારો. મારા શિરે આપનો પુનિત હાથ સ્થાપો!" પ્રભવ દીન બની વીનવી રહ્યો

"પ્રભવ! તારા હૃદયમા નવલ પ્રભાત ઊગી ચૂક્યું છે! તારુ કલ્યાણ થાઓ. હું તો હમણા જ સ્વામી સુધર્માજીના ચરણોમા ચાલ્યો જઈશ"

"જંબૂકુમાર! જ્યાં આપ ત્યા હુ એ મારો નિર્ણય છે હુ મારા પાચસો સાથીઓ સાથે આપનો અંતેવાસ સ્વીકારીશ" પ્રભવે જંબૂકુમારના ચરણ પકડી લીધા

"તો ચાલો આપણે સૌ ઉદ્યાનમા બિરાજેલા આર્ય સુધર્માસ્વામીના ચરણોમા પહોચી જઈએ." અને ધર્માગારમા એક જ ધર્મનાદ ગુંજી રહ્યો —

अरिहंते सरण पवज्जामि ।

सिद्धे सरण पवज्जामि ।

साहू सरणं पवज्जामि ।

केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि ।

# જૈનદર્શનમાં યોગસાધના—એક અંગુલિનિર્દેશ

લેખક : શ્રી નવીનચંદ્ર અજરામર દોશી

ભારતીય પરંપરામાં 'યોગ' શબ્દના અનેક અર્થ થાય છે હઠયોગમા કેવળ શરીરનું આરોગ્ય સુધરે તેવી કસરતો અને આસનો તેમ જ બીજી કેટલીક પ્રાણાયામ જેવી ક્રિયાઓનું વર્ણન કરવામા આવ્યુ છે હવા વિના પણ ચાલીશ દિવસ જમીનની અંદર સીલ કરેલા કોથળામા એક યોગીએ રહી બતાવ્યાનો બનાવ પંજાબના રાજા રણજિતસિંહના સમયમાં બન્યો હતો આ હઠયોગીઓ પોતાના શરીરની સુદૃઢતાની સાથોસાથ નિયમેન પોતાના મનની શુદ્ધિનો પણ વિચાર કરતા હોય જ છે તેવુ નથી. પણ રાજયોગમા—એટલે કે પતંજલિ ઋષિએ દર્શાવેલા યોગમા—ચિત્તને સ્થિર કરવાના વ્યવસ્થાપૂર્વકના ઉપાયો દર્શાવાયા છે આ ઉપરાત એક શાખા રાગદ્વેષને દૂર કરવાના યત્નને યોગસાધના કહે છે અને યોગસાધનાનો આ જ અર્થ જનાચાર્યોને માન્ય છે જૈન તીર્થંકરો આ બાબતમા બહુ સ્પષ્ટ માર્ગદર્શન આપે છે એટલો જ ભેદ આ અંગે જૈનો અને ઇતર વિચારકો વચ્ચે છે

જૈન વિચારકો સામાયિક અથવા સમતાભાવના અભ્યાસને ખૂબ મહત્ત્વ આપે છે જ્યા આપણા રાગદ્વેષ નિર્બળ અથવા ક્ષીણ બને ત્યા સમજવુ કે આપણે ભગવાન ઋષભદેવ અને ભગવાન મહાવીરથી માડીને હાલના જૈનાચાર્યો વચ્ચે એકપણુ સાધનારી ક્રિયાને અવલબીએ છીએ જે ક્રિયા અનંતર કે પરંપરાએ મોહને ક્ષીણ કરી શકતી નથી તેવી ક્રિયાને જન યોગદૃષ્ટિમા તો સ્થાન નથી જ, પરંતુ તેવી ક્રિયાને સામાન્ય ધાર્મિક ક્રિયામા પણ સ્થાન નથી

પ્રવૃત્તિઓને જૈનદર્શનમા પાચ વિભાગમા વહેંચી નાખવામાં આવે છે. પહેલું અનુષ્ઠાન વિષાનુષ્ઠાન અથવા ઝેર ભરેલી ક્રિયા કહેવાય છે કોઈ ક્રિયા કરતી વખતે ભૌતિક ભોગો અને ઉપભોગોની લાલચ જો પ્રેરક બળ હોય તો તે ક્રિયાને વિષ—અનુષ્ઠાન કહેવાય. એ પ્રમાણે પરલોકમા ભોગપ્રાપ્તિના હેતુથી જે ક્રિયાઓ શરૂ થાય છે તે ક્રિયાઓને ગરલાનુષ્ઠાન કહેવામાં આવે છે. ગરલ એટલે ધીમું, લાંબે ગાળે ફળ દેખાડે—અસર કરે—તેવું ઝેર.

જે ક્રિયા પાછળ કોઈ દૃષ્ટિ જ ન હોય તેને અનનુષ્ઠાન અથવા જાણે કે ક્રિયા ન કરી હોય તેવું જ ફળ આપનારી એ ક્રિયા ગણાય છે જે ક્રિયાનો પારપત્રિક હેતુ ચિત્તનો સમતા-ભાવ સાધવાનો હોય તેને તદ્હેતુ અનુષ્ઠાન કહેવાય છે જે ક્રિયા આ ક્ષણે જ સમતા-ભાવને કારણે પ્રગટ થતી હોય અને તે જ ભાવને વધારતી હોય તેને અમૃતાનુષ્ઠાન અથવા અમૃતરૂપ કરણી કહે છે આ પ્રવૃત્તિના પ્રકારો પરથી એટલુ તો તરત જ તરી આવે છે કે આશયની અથવા શ્રદ્ધાની વિશુદ્ધિ એ યોગસાધનાનું પહેલું અને મહત્ત્વનુ પગથિયુ છે

જૈનદર્શન પ્રમાણે યોગસાધના એટલે ત્રણ રત્નોની સાધના આ ત્રણ રત્નો છે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર નવ તત્ત્વોનુ સક્ષેપથી કે વિસ્તારથી જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન એ જ્ઞાન પર ઊડી અભિરુચિ એટલે સમ્યગ્દર્શન સમ્યગ્દર્શન-જ્ઞાન પ્રમાણે જ પ્રવૃત્તિ એટલે સમ્યક્ચારિત્ર આ ત્રણ રત્નો સાધવાથી બધુ ય સહેજે સધાઈ જાય છે અને આ ત્રણ રત્નોની વિરાધના કરતા કશુ યે સધાતુ નથી

આ પ્રકારનુ વિવરણ વાચીને સહેજે એવો પ્રશ્ન થશે કે જૈન યોગસાધનામા ધ્યાનને કોઈ સ્થાન છે કે નહિ? આના ઉત્તર સબધે વિચાર કરીશુ તો તરત જ ખ્યાલ આવશે કે ધ્યાન વિના એક ડગલુ પણ માડી શકાતુ નથી શ્રાવક એટલે કે શ્રમણોપાસક સર્વપ્રથમ જિનપૂજન કરે છે, તે દરમ્યાન તે પ્રભુનુ યથાશક્તિ ધ્યાન ધરે છે પરમ યોગીશ્વર પાર્શ્વ-નાથ અથવા તપશ્ચર્યાના પરમ આદર્શ વર્ધમાનસ્વામીને સભારતો શ્રાવક અન્ય પ્રવૃત્તિઓ વીસરી જાય છે જે વ્યક્તિ ભગવાનના ધ્યાનમા એકાગ્ર થાય તેને સમભાવનો સ્પર્શ થાય છે ચિત્તમા સમતાભાવનો સ્પર્શ થયો એટલે શ્વાસોચ્છવાસ પણ કુદરતી રીતે મદમદ સુષુમ્ણા નાડીમા વહે છે આમ પ્રાણનો નિગ્રહ કરી ચિત્તનો નિગ્રહ કરવાને સ્થાને નિર્ગ્રંથો ચિત્તનો નિગ્રહ પહેલો કરે છે વળી, તેઓ ચિત્તને ઉત્તમ ધ્યેયનુ અવલંબન આપે છે. સિદ્ધાતચક્રવર્તી શ્રી નમિચદ્રજીકૃત બૃહદ્ દ્રવ્યસંગ્રહમાં કહ્યુ છે કે

मा मुज्झह, मा रज्जह, मा दुस्सह इट्ठनिट्ठअत्थेसु ।
थिरमिच्छहि जइ चित्तं विचित्तज्झाणप्पसिद्धाअे ॥४८॥

જો તમારે વિવિધપ્રકારના ધ્યાનની સિદ્ધિને માટે ચિત્તની સ્થિરતા પ્રાપ્તિ કરવી હોય તો ગમતા કે અણગમતા પદાર્થોમા મોહ પામો નહિ, રાગ સેવો નહિ, દ્વેષ સેવો નહિ (કેવળ પરમાત્માનુ ચિતન કરતા કરતા, સમર્પણ કરી જાત સોપી દો અને ચિત્તને શાત કરીને સ્વભાવની શાતિમા વિશ્રાતિ અનુભવો)

જૈન શ્રાવક તો જ્યારે જ્યારે વિશ્રાતિ પામે ત્યારે આધ્યાત્મિક મનોરથોમા મગ્ન બને છે. એ ધ્યાનને જૈન યોગશાસ્ત્રમા ધર્મધ્યાન કહે છે આ માટે કવિવર સમયસુદરજીએ કહ્યુ છે કે—

આરભપરિગ્રહ છોડીને આણશુ રે કદિ સવરભાવ?
ભોગ થકી વિરમી કરી બેસીશુ રે કદિ ભાવની નાવ?
—એમ શ્રાવક મન ચિતવે
પડિમા મોક્ષની પાવડી વધારુ રે મારા વ્રતના અશ;
તે દિન હુ સુખિયો બનુ જેમ સુખિયો રે થાય ખગ નિર્મસ,
—એમ શ્રાવક મન ચિંતવે.

ધ્યાનના ચાર પ્રકારોમા બે પ્રકારો સાધકને તજવાના દુષ્ટ ધ્યાનના છે અને બીજા બે પ્રકારો સાધકે ગ્રહણ કરવાના છે. આર્તધ્યાન એટલે પરાધીનપણે પીડા સહન કરવી પડે ત્યારનું ધ્યાન અપ્રિય જનો કે અપ્રિય સયોગો આવી મળે ત્યારે, પ્રિય સયોગો ઓસરી જાય ત્યારે, રોગોની પીડા ભોગવતા અને અમુક કામો પૂરા કરવાની ચિંતા આવી પડે ત્યારે આ ધ્યાન દેખાય છે આ ધ્યાન છઠ્ઠા ગુણઠાણા સુધી સાધકને ઓછે-વત્તે અશે સંતાપે છે એ નિરાશાપ્રેરિત ધ્યાન છે.

રૌદ્રધ્યાન એટલે ક્રોધની પ્રધાનતાથી અમુક પ્રકારના સતોષ કે આનદનો અનુભવ થવો તે, કોઈની હિંસા કરીને સતોષ અનુભવવો તે હિંસાનદ રૌદ્રધ્યાન છે કોઈને જૂઠો માર્ગ બતાવી આનદ અનુભવવો તે મૃષાનદ રૌદ્રધ્યાન છે કોઈનુ ધન લૂટીને આનદ અનુભવવો તે ચૌર્યાનંદ રૌદ્રધ્યાન છે અને અન્યનો શસ્ત્રો દ્વારા વિનાશ કરી પોતાની મિલકત બચાવવી તે પરિગ્રહસરક્ષણાનંદ રૌદ્રધ્યાન કહેવાય છે આ ધ્યાન અન્યને દૂભવવામા આનદ લેનારું ક્રોધપ્રધાન ધ્યાન છે

ધર્મધ્યાન એ જાગૃત અને પ્રયત્નશીલ યોગીનુ શુભ ધ્યાન છે જિન ભગવાનની આજ્ઞાઓ શી શી છે અને તે કઈ કઈ ભૂમિકાના સાધકોનુ કઈ કઈ રીતે કલ્યાણ કરે છે તેનુ ચિંતન ચાલે તેને આજ્ઞાવિચય ધર્મધ્યાન કહે છે વિશ્વમાં કલ્યાણમાર્ગમા કેટલા બધા વિઘ્નો છે, એ વિઘ્નોનો વિચાર કરવામા આવે તેને અપાયવિચય ધર્મધ્યાન કહેવામા આવે છે વળી, ‘કર્મ બાધતા ભાન રહેતુ નથી, પણ તેના પરિણામો કેવા કડવા લાગે છે’ એવા વિચારોને વિપાકવિચય ધર્મધ્યાન કહેવામા આવે છે આખા વિશ્વની રચના અને તેમા જીવોની ભિન્ન-ભિન્ન સ્થિતિના વિચારને સસ્થાનવિચય ધર્મધ્યાન કહેવાય છે આ ધર્મધ્યાન સાધકના રાગદ્વેષને કાપનાર છે અને વિશુદ્ધ શુકલધ્યાન તરફ લઈ જનાર છે

જે ધ્યાનમા કોઈ રૂપી કે અરૂપી પદાર્થનો વિષય લેવામા આવેલો હોય તે નિર્મોહી જ્ઞાનીના ધ્યાનને પ્રથમ શુકલધ્યાન કહેવાય છે જ્યારે એ ધ્યાન એક જ વિષયમા રહે છે અને બીજા વિષયમા સક્રમતુ નથી ત્યારે તે દ્વિતીય શુકલધ્યાન કહેવાય છે જ્યારે મનની, વચનની અને દેહની પ્રવૃત્તિઓ ઓછી થાય ત્યારે તે ત્રીજું શુકલધ્યાન ગણાય અને જ્યારે પ્રવૃત્તિઓ થભી જાય ત્યારે એ ચૌદમા ગુણસ્થાનનું પૂર્વગામી ચોથું શુકલધ્યાન થાય છે

યોગમાર્ગનુ પહેલુ બળ છે શ્રદ્ધા (અર્થાત્ પ્રીતિ, રુચિ), જ્યારે યોગશાસ્ત્રનું છેલ્લું બળ છે તે પ્રમાણેની પ્રવૃત્તિ આની વચ્ચેના અવકાશમા યોગીએ સાધવાના કેટલાક ગુણોનો આપણે વિચાર કરીએ પહેલુ જ મહત્ત્વનું સાધન આપણે જાણીએ છીએ તે સકલ્પ-શક્તિને દૃઢ કરવાનો અભ્યાસ તેને જૈન સપ્રદાયમા પચ્ચક્ખાણ કહે છે મોહયુક્ત પ્રવૃત્તિનો સકલ્પ સહિત ત્યાગ એ પચ્ચક્ખાણનુ રહસ્ય છે આ વ્રતોમા કઈક ગફલત થઈ જાય તે બાબત ક્ષમા માગી લેવી તેને અતિચારની આલોચના કહે છે જીવોને ખમાવવા તે મૈત્રીભાવનું મૂળ છે, અને તે ઉત્તમ ધર્મ મનાય છે વળી, અઢાર પાપનાં સ્થાનોને તજવાનું સ્મરણ કરવુ, અરિહત, સિદ્ધ, સાધુ અને વીતરાગભાષિત ધર્મનુ જ શરણ છે, એમ ચિતવવું; દુષ્ટ વર્તન થઈ જાય તેની નિંદા કરી તેનાથી મુક્ત રહેવુ, કલ્યાણમાર્ગના કાર્યો સતોના દાસ બનીને કરવા અને અન્યને એ કાર્યમા પ્રેરવા, હૃદયના ભાવો વિશુદ્ધ રહે

તેની સ્વાધ્યાય દ્વારા સદૈવ ચોકી રાખવી, હંમેશાં પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરવું, અને મરણ સમયે જંજાળ તજીને અને, શક્તિ હોય તો, ભોજનપાણી તજીને સમાધિમરણ માટે મથવું—એ દસ બાબતો યોગસાધના માટે જરૂરી છે

આ માટે નીચે મુજબ દસ સાધનો ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે પુણ્ય-પ્રકાશ સ્તવનમાં દર્શાવ્યા છે.—

અતિચાર આલોઈએ વ્રત ધરીએ ગુરુ શાખ;
જીવ ખમાવો સકલ જે યોનિ ચોરાશી લાખ
વિધિશું વળી વોસરાવીએ પાપસ્થાન અઢાર;
ચાર શરણ નિત અનુસરો નિંદો દુરિતાચાર
શુભ કરણી અનુમોદીએ ભાવ ભલો મન આણ;
અંતે અણસણ આદરી નવપદ જપો સુજાણ

આ દશ સાધનો દર્શાવ્યા પછી એ જ સ્તવનમાં છેલ્લે છાપ મારીને વિશ્વાસ પ્રગટ કરે છે —

એમ દશ અધિકારે વીર જિનેશ્વર ભાખ્યો;
આરાધન કેરો વિધિ જેણે ચિત માહી રાખ્યો.
તેણે પાપ પખાળી ભવભય દૂરે નાખ્યો;
જિન વિનય કરતાં સુગતિ અમૃતરસ ચાખ્યો.

આમ અનેક મરણ ન સુધારી શક્યા તેની ચિંતા ધણીને સોંપીને આ સમયનું મરણ તો સમાધિમરણ કરવું જ છે એવી જેની પ્રતિજ્ઞા છે એવી વર્ધમાન મહાવીરથી અત્યારના સ્વર્ગગામી મારા ગુરુમહારાજ સૂરિપ્રવર શ્રી વિજયવલ્લભસૂરિજી સુધીની નિર્ગ્રંથપરંપરા હું બાળક કઈ રીતે મર્મપૂર્વક સમજાવી શકું? પણ એક વસ્તુ નિશ્ચિત છે કે અહીં —જૈનદર્શનને માન્ય યોગમાં—પ્રાણનિગ્રહ કે દેહનિગ્રહ પ્રધાન નથી, અહીં તો વિનયગુણના બળથી કષાયનિગ્રહ અને ધણીનું ધ્યાન ધરીને, ભગવાનનું ધ્યાન ધરીને, મહજાત્મસ્વરૂપ ગુરુમહારાજનું ધ્યાન ધરીને મોહને ક્ષીણ કરવાને મથવું અને મોહને ક્ષીણ કરીને જંપવું તેને યોગ કહેવાય છે.

साधो, सहज समाध भली,
वहुत कृपा कीनी मोरे सतगुरु दिन दिन वढत चली,
साधो, सहज समाध भली.

પરમપૂજ્ય હરિભદ્રસૂરિએ પણ યોગની આઠ દૃષ્ટિઓ દ્વારા આવું જ નિરૂપણ કર્યું છે. જેમજેમ કષાયનું બળ ઘટે છે તેમતેમ આત્મબોધની વિશુદ્ધિ વધે છે મિત્રા દૃષ્ટિમાં ધર્મી જીવો પ્રત્યે સ્નેહભાવ, તારા દૃષ્ટિમાં તેમાં વિશેષતા, બલા દૃષ્ટિમાં તેમાં સ્થિરતા, અને દીપ્રા દૃષ્ટિમાં વિશેષ બોધ થાય છે તે પછી સ્થિરા, કાંતા, પ્રભા અને પરા એ દૃષ્ટિઓ અષ્ટાંગ યોગની અંતની ચાર ભૂમિકાઓને સૂચવે છે જૈનદર્શનને રાગદ્વેષ ઘટાડનાર, અહિંસાને પોષનાર કોઈ પણ બાહ્ય સાધન ગ્રાહ્ય છે. આમ યોગની સાર્વભૌમ દૃષ્ટિ એ જીવનના દિશાપલટાની પણ સાર્વભૌમ દૃષ્ટિ છે

રાગદ્વેષના દઢમૂળ સંસ્કારો ગુરુકૃપા વિના જીતી શકાતા નથી આથી વિનયને ધર્મનુ મૂળ કહેવાય છે પોતાના છંદે ચાલનાર વ્યક્તિ પોતાના જ દોષોને ટાળવાના યત્નમા ગફલત કરે એવું લગભગ બને જ છે તેથી જેમણે ચિત્તસમાધિ અને આયુષ્યને અંતે સમાધિમરણ પ્રાપ્ત કરવુ છે, તેમણે પ્રત્યેક ક્ષણે જાગૃત રહેવુ પડશે 'વર્તમાન કાળમા સર્વ કાળ સમાઈ જાય છે' એમ તે, સાધન અવલંબતા, યાદ રાખશે 'આ દિવસ પણ ચાલ્યો જશે' એવુ સ્મરણ દુઃખના પ્રસંગે તેને બરાબર ખ્યાલમા રહેશે એક વાર સમાધિ-મરણ સધાયુ એટલે એ સફળતા જેવી સફળતા બીજી કોઈ થતી જ નથી, માટે ઘણા જન્મો માટેની નિરાત થશે જ, એ ખ્યાલથી સાધક આશાવંત રહેશે વળી, નમસ્કારમંત્રનુ સ્મરણ કરશે તેને શાસનના દેવો પણ માર્ગદીપ ધરીને ઉન્માર્ગે જતા અટકાવશે, એમા સંદેહ નથી અલ્પ સાધના પણ અનંત જન્મોમા રક્ષણ કરનારી બને તેને યોગસાધના કહેવાય

અંતમા એક–બે મુદ્દા સંબંધે કંઈક ખ્યાલ બાંધવા યત્ન કરીએ પહેલી ભૂમિકા ગ્રંથિભેદની કહેવાય છે.

गंठि त्ति सुदुब्भेओ कक्खडघणरूढगूढगंठि व्व ।
जीवस्स कम्मजणिओ घणरागद्दोसपरिणामो ॥

(વિશેષાવશ્યક ભાષ્ય, ગાથા ૧૧૯૫)

ગ્રંથિ ભેદવામા બહુ મુશ્કેલ એવો કર્કશ રાગદ્વેષનો (અભ્યાસથી પડેલો) સંસ્કાર-વિશેષ છે આ રાગ અને દ્વેષ ભૌતિક પદાર્થો પરત્વે છે આથી ભૌતિક પદાર્થો પ્રત્યે વૈરાગ્ય અને ઉત્તમ સાધનોમા ચિત્ત પરોવવાનો અભ્યાસ એ બે યોગના મહાન સાધનો છે ગ્રંથિભેદ કરનારે ભલે શ્રદ્ધાનુ પ્રથમ દ્વાર જ ઉઘાડયુ છે, પણ એ વિજય સમગ્ર મોહને જીતવાનો ડંકો વગાડે છે, તેથી તેને યોગમાર્ગનો પ્રવેશ કહેવાય છે. તે સમ્યગ્દર્શનરૂપ પ્રથમ રત્ન છે

વળી, દ્રવ્યકર્મો પોતે બાંધનાર કે છોડનાર કશુ યે નથી, એ તો જીવના પોતાના ભાવો અનુસાર થતી પુદ્ગલદ્રવ્યની રચના છે આથી બંધના કારણો–હિંસા અને તૃષ્ણા–બરાબર જાણી લેવા એટલે કે બંધના કારણોનુ યથાર્થ જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન નામનુ દ્વિતીય રત્ન છે અને બંધના કારણોને તોડી નાખવા યત્નશીલ રહેવુ તે યોગ છે અને એ જ ચારિત્ર નામનું અંતિમ રત્ન છે

ભગવાનના વચનના અર્થો પણ દરેક ભવ્યના કલ્યાણ માટે જ છે, એ શ્રદ્ધા હૃદયમા રાખીને તેના અર્થ કરવા તે પણ યોગનિષ્ઠા છે

આવા ગહન વિષયની અહી તો માત્ર છાયા જ આપી શકાઈ છે જિજ્ઞાસુને જિના-ગમના ગહન ગ્રંથો ગુરુગમથી અવગાહવા વિનંતી છે અહીં કશીય ભૂલચૂક જણાય તો સુજ્ઞોને વિનંતી છે કે તેમણે ક્ષમાદૃષ્ટિએ નિહાળવું આ તો માત્ર અંગુલિનિર્દેશ છે.

# રૂપ—અરૂપ

લેખક શ્રી મનસુખલાલ તારાચંદ મહેતા

સનત્કુમાર ચક્રવર્તીને છ ખંડનો વૈભવ પ્રાપ્ત થયો હતો છ ખંડના ક્ષેત્રમા વસનાર સમસ્ત માનવોનુ જેટલું બળ હોય, તેના કરતા અનેકગણુ બળ ચક્રવર્તીની ભુજામા હોવાનુ કહેવાય છે જેવું તેમનું બળ હતુ એવું જ અદ્દભુત એમનુ રૂપ અને તેજ હતું.

એક વખત ઇન્દ્રમહારાજે દેવલોકમા દેવોને પણ દુર્લભ એવા સનત્કુમારના રૂપની ભારે પ્રશંસા કરી સાભળીને બે દેવોને સનત્કુમારનું રૂપ જોવાની અને ઇંદ્રમહારાજના કથનને ચકાસી જોવાની તીવ્ર ઇચ્છા થઈ આવી તરત જ તેઓ બંને વૃદ્ધ મનુષ્યનું રૂપ ધારણ કરી સનત્કુમારના રાજમહેલમા જઈ પહોચ્યા

સનત્કુમાર એ વખતે પોતાના અંગ ઉપર તેલનું મર્દન કરાવી, ટૂંકી પોતડી પહેરી, સ્નાનગૃહમા જવાની તૈયારી કરી રહ્યા હતા બંને દેવો તેમના ખુલ્લા દેહની ભવ્યતા, કાંતિ અને એમનું અલૌકિક રૂપ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયા તેઓને લાગ્યું કે ઇન્દ્ર-મહારાજની પ્રશંસા ખરેખર, યથાર્થ હતી

સનત્કુમારે બંને વૃદ્ધ જનોને પોતાને ત્યા આવવાનું પ્રયોજન પૂછતાં દેવોએ પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કરી જણાવ્યુ કે, દેવલોકમા ઇન્દ્રમહારાજે તેમના રૂપની પ્રશંસા કરી હતી તેથી તેઓ એ રૂપને પ્રત્યક્ષ નિહાળીને ઇન્દ્રમહારાજના કથનની ખાતરી કરી જોવા માટે અહી મર્ત્યલોકમા આવ્યા છે પોતાના રૂપની પ્રશંસા દેવલોકમા ઇન્દ્રસભામા પણ થાય છે અને દેવો પણ પોતાનુ રૂપ જોવા ધરતી પર આવે છે, એ વાત જાણી સનત્-કુમારને પોતાના રૂપનુ અભિમાન થયું રૂપના એ અભિમાનમા ને અભિમાનમા વિવેક ભૂલીને ચક્રવર્તીએ બંને દેવોને કહ્યું "હમણા તો હું સ્નાન કરવા જવા માટેની તૈયારી કરી રહ્યો છુ, એટલે તમને મારા સાચા રૂપનો પૂરેપૂરો ખ્યાલ નહિ આવી શકે જો તમારે મારુ સર્વાંગસુંદર રૂપ જોવુ હોય તો, મારા દેહ પર સુશોભિત વસ્ત્રો અને અમૂલ્ય અલંકારો ધારણ કરી જ્યારે હુ રાજસભામા રત્નજડિત સિંહાસન પર બેઠો હોઉ ત્યારે પધારજો"

ઉત્તમ જાતિ, કોઈ વસ્તુનો વધુ પ્રમાણમા લાભ, ઉત્તમ કુલ, ઐશ્વર્ય, બલ, તપશ્ચર્યાની શક્તિ, વિશિષ્ટ જ્ઞાન અને સુદર રૂપ—એ આઠ વસ્તુઓ પૈકી કોઈ પણ વસ્તુનું અભિમાન કરવા જેવું નથી, કારણ કે, આ બધી જ વસ્તુઓ ક્ષણભગુર અને પરિવર્તન પામવાના સ્વભાવવાળી છે માનવીના અંતરમા જ્યારે આવી કોઈ વસ્તુ બાબતમા અભિમાન જાગ્રત થાય છે, ત્યારે તેના આત્માને તે તે ભાવોની હીનતા પ્રાપ્ત થતા વાર લાગતી નથી આ બધી વસ્તુઓ સધ્યાના રગ જેવી અસ્થિર અને વિચલિત હોય છે અને તેથી જ્ઞાની જનો તેનુ કદી પણ અભિમાન કરતા નથી એટલા માટે સતો અને ધર્મશાસ્ત્રો આ આઠમાથી કોઈ પણ વસ્તુના ગર્વ–મદ–અભિમાનથી હમેશા દૂર રહેવાનુ વારંવાર ઉદ્બોધે છે

દેવો તે સમયે રાજમહેલમાથી ચાલતા થયા સ્નાનવિધિ પતાવી, સુશોભિત વસ્ત્રો તેમ જ હીરા, મોતી અને માણેકના અમૂલ્ય અને આકર્ષક આભૂષણો ધારણ કરી સનત્‌કુમાર ચક્રવર્તી રાજસભામા જઈ સિહાસન પર આરૂઢ થયા તેમના મસ્તક ઉપર છત્ર શોભવા લાગ્યુ અને બન્ને બાજુ ચામરો વીંઝાવા લાગ્યા બરોબર તે સમયે પેલા બને દેવો રાજસભામા જઈ પહોચ્યા

અવધિજ્ઞાનની મદદ વડે દેવોએ સ્નાનાગારમા જતી વખતના અને સિહાસન પર આરૂઢ થયેલા સનત્‌કુમારના રૂપમા આસમાન-જમીન જેવો તફાવત જોયો તેઓએ જોયુ કે સ્નાનાગારમા જતી વખતે સનત્‌કુમારનો દેહ નીરોગી અને તન્દુરસ્ત હતો, જ્યારે સિહાસન પર આરૂઢ થયેલ સનત્‌કુમારનો દેહ ભયજનક રોગોના કારણરૂપ એવા અનેક ઝેરી જતુઓથી ઘેરાઈ ગયો હતો

માનવદેહ પણ ભારે વિચિત્ર હોય છે એ એક પ્રકારના પુદ્‌ગલોનો સમૂહ છે. **પૂરણ–गलनस्वभाव· पुदगल·** અર્થાત્ પુરાવુ–મળવુ, ગળી જવુ–વીખરાઈ જવુ એ તો દેહ-માત્રનો સ્વભાવ છે દેહના રૂવે રૂવે જાતજાતના રોગોના સૂક્ષ્મ જતુઓ સુપ્ત દશામા પડેલા જ હોય છે અને તેનો ઉપદ્રવ કઈ ઘડીએ શરૂ થશે તે કહી શકાતુ નથી

સનત્‌કુમારે તો ધારેલુ કે રાજસભામા પહોચેલા દેવો પોતાનુ રૂપ જોઈ સ્તબ્ધ થઈ જશે તેને બદલે તેણે બને દેવોના મુખ પર ખિન્નતા વ્યાપેલી જોઈ આવી ખિન્નતાનુ કારણ પૂછતા દેવોએ ગભીર બની જઈને કહ્યુ "રાજન્ ! પ્રભાતે તમારી કાયાનુ રૂપ નિર્મળ અને વિશુદ્ધ હતુ, પણ અત્યારે એ સર્વોત્કૃત રૂપ વિરૂપતામા પલટાઈ ગયુ છે, અને કાયામા અનેક રોગોના જતુઓ ઉત્પન્ન થઈ ગયા છે !"

સનત્કુમાર એ વખતે તાબૂલનો સ્વાદ લઈ રહ્યા હતા પોતાના કથનની ખાતરી કરાવી આપવા અર્થે દેવોએ તેની પાસે થૂકદાનીમા પિચકારી કરાવી ત્યા એક–બે માખીઓ બેઠી કે થૂકના ઝેરથી તે તરત જ મૃત્યુ પામી થૂકની અસહ્ય દુર્ગધના કારણે દેવોના કથનની યથાર્થતાની ચક્રવર્તીને પણ ખાતરી થઈ અને પોતાની આવી સ્થિતિ થયેલી જાણીને તેને અસહ્ય આઘાત થયો દેવો તો પછી વિશેષ કઈ પણ બોલ્યા વિના પોતાને સ્થાને ચાલી ગયા, પણ તે દિવસથી સનત્કુમારના જીવનનો આનદ લુપ્ત થઈ ગયો અને નિદ્રા એની વેરણ બની ગઈ ! સવારે હસતુ–ખીલતુ કમળ જાણે સધ્યા ટાણે વિલાઈ ગયું ! સસારની એ જ બલિહારી છે !

અંતરને મર્માઘાત થયો હોય એમ ઉપલો બનાવ બન્યા પછી સનત્કુમારનો રૂપ, બળ અને સત્તાનો તમામ ગર્વ ગળી ગયો તેને ભાન થઈ ગયું કે જીવન પાણીના પરપોટા જેવું ચંચળ છે અને લૌકિક સુખના બધા જ સાધનો સંધ્યાના રંગ જેવા અસ્થિર તેમ જ પરિવર્તન પામવાના સ્વભાવવાળા છે તેને ખાતરી થઈ ગઈ કે આ જગતનું કોઈ પણ પ્રાણી રોગ અને મૃત્યુના ભયમાંથી મુક્ત નથી સામાન્ય માણસ અને ચક્રવર્તી બંનેને કુદરતનો આ નિયમ સમાનપણે લાગુ પડે છે એના ચિત્તતંત્રમાં એક ભયંકર પ્રકારનો વિષાદ છવાઈ ગયો પોતાની પાસે મહાન સામ્રાજ્ય તેમ જ વૈભવ અને વિલાસના વિપુલ સાધનો હોવા છતાં પોતાની આવી શોચનીય દશા! ચક્રવર્તી ભારે અસહાયતા અનુભવી રહ્યા એમના જીવનમાંથી આનંદ ઊડી ગયો અને એ શૂન્યમનસ્ક બની ગયા

દેહના દર્દ કરતાં મનનું દર્દ વધુ કાતિલ અને જટીલ હોય છે. સનત્કુમાર ચક્રવર્તી વિચારવા લાગ્યા કે અનિત્ય, અસાર અને અશરણરૂપ એવા દેહમાં જીવને શા કારણે આટલી બધી આસક્તિ અને પ્રીતિ થતી હશે? પ્રૌઢાવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રત્યક્ષ રીતે જોઈ શકાતી હોવા છતાં આ શરીર પરના આટલા બધા મોહનો અર્થ શું છે? સૂર્ય અને ચંદ્ર જેવા જ્યોતિવાળા પદાર્થો પણ સ્થિર રહી શકવાને અશક્ત છે અને ક્ષણે ક્ષણે પરિવર્તન પામે છે, તો પછી આ દેહનું પરિવર્તન થાય એમાં જીવને શા માટે ખેદ અને મૂંઝવણ થવા જોઈએ?

આ રીતે ક્રમેક્રમે દેહની ક્ષણભંગુરતા, અનિત્યતા અને પરિવર્તનશીલતા સમજાતાં સનત્કુમારમાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને સંસારના ભોગપદાર્થો પ્રત્યે એના મનમાં ભારે અણગમો જાગ્યો દેહના જે રૂપનું તેને અતિ અભિમાન હતું તે જ રૂપ તેના માટે વૈરાગ્યનું નિમિત્ત બની ગયું તેને સમજાઈ ગયું કે આત્માની સાથે જ્યાં સુધી કોઈ ને કોઈ કર્મનો સંયોગ છે, ત્યાં સુધી કોઈ ને કોઈ પ્રકારનો દેહ અવશ્ય ધારણ કરવો પડે છે જન્મ-મરણના ચક્રનો અંત લાવવો હોય તો શરીરથી છૂટા થઈ અશરીરી દશા પ્રાપ્ત કરવી જોઈએ, અને તેના માટેનો ધોરી માર્ગ ચક્રવર્તીપણું નહીં પણ ત્યાગ–તપ–સંયમના માર્ગનો સ્વીકાર કરવો એ છે

આટલું સત્ય સમજાયું અને જાણે ચક્રવર્તીના અંતરમાં અજવાળાં પથરાઈ ગયાં પછી તો, સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરી દે છે તેમ, સનત્કુમાર ચક્રવર્તીએ પણ નવનિધાન અને વિપુલ ઋદ્ધિસિદ્ધિનો સદાને માટે ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરી લીધી જેઓ કર્મમાં શૂરા હોય છે તેઓને ધર્મમાં પણ શૂરા થતાં વાર લાગતી નથી ત્યાગી બનેલા ચક્રવર્તીને હવે એ સમજવું સહજ બની ગયું કે વૈભવ અને વિલાસના માર્ગે તો માનવશક્તિનો હ્રાસ થાય છે, પરન્તુ શક્તિના એ જ પ્રવાહને જો ત્યાગ, તપ, સંયમના માર્ગે વાળી શકાય તો તેથી મુક્તિપદ પણ પ્રાપ્ત કરી શકાય છે અને એમણે ઉગ્ર તપશ્ચર્યા શરૂ કરી છઠ્ઠ-અઠ્ઠમના પારણે પૌષ્ટિક પદાર્થોને બદલે રસહીન—લુખ્ખો આહાર વાપરવાનું શરૂ કર્યું જોતજોતામાં એમનું થનગનાટ કરતું યૌવન શાંત બની ગયું, અને શક્તિના પુંજ સમું શરીર સુકાઈ ગયું શરીરમાંથી લોહીમાંસ સુકાઈ ગયાં અને માત્ર હાડકાં ને ચામડાનું ખોખું જ બની ગયું ચક્રવર્તી સનત્કુમાર હવે ચક્રવર્તી મટીને રાજર્ષિ બન્યા.

દેહમા અનેક રોગો ઘર કરવા લાગ્યા, પણ આત્માની પરિણતી વધુ ને વધુ વિશુદ્ધ બનવા લાગી ચક્રવર્તીની કાયાની માયા અદૃશ્ય થઈ ગઈ અને હૃદયમા કેવળ આત્મભાવ જ વિલસી રહ્યો

ભક્તજનો અને રાજકુટુબના સભ્યોથી રાજર્ષિની આવી વેદના સહન ન થઈ શકી સુપ્રસિદ્ધ ચિકિત્સકો મારફત એમણે તેમની યોગ્ય સારવાર કરાવવા ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પરન્તુ કોઈ પણ પ્રકારનુ ઔષધ લેવાની તેમણે સ્પષ્ટ ના પાડી શરીરમા ગમે તેવા વ્યાધિ કે રોગો ઉત્પન્ન થાય તોપણ યતકિંચિત્ પણ ઔષધોપચારાદિનુ સેવન ન કરવાનો એ મહાન આત્માએ દીક્ષા ગ્રહણ કરતી વખતે જ અભિગ્રહ કર્યો હતો અને દેહના ભોગે પણ એનુ પાલન કરવાનુ હતુ

ગૃહસ્થાશ્રમમા સનત્કુમારની અનેક રાણીઓમા સુનદાનુ સ્થાન સૌથી મોખરે હતુ. મુનિરાજની આવી વેદના જોઈ તેનુ કોમળ અતર કકળી ઊઠ્યુ એક દિવસે મુનિરાજ પાસે આવી ઔષધોપચાર માટે વિનતી કરતા એણે લાગણીભીના સ્વરે, નમ્રતાપૂર્વક કહ્યુ · "સસાર પરથી આપનુ મન ઊઠી ગયા બાદ એક દિવસે મે ફૂલની વેણી પહેરી હતી, ત્યારે આપનો અતરાત્મા કકળી ઊઠ્યો હતો અને આપે મને કહેલુ કે, "શરીરના એક અગને અન્યની દૃષ્ટિએ સુશોભિત બનાવવા બાપડા ફૂલોને શા માટે ત્રાસ આપો છો? આજે હુ આપને, મારો અધિકાર ન હોવા છતા, પૂછુ છુ કે ઔષધોપચાર ન કરાવવાનો આગ્રહ રાખી મને અને અન્ય સૌ સ્વજનો તેમ જ પરિજનોને શા માટે ત્રાસ ઉપજાવો છો? મહારાજ, ફૂલને થતી વેદના સમજનારને માનવની વેદનાનો—સ્વજનોની અંતરની વેદનાનો—ખ્યાલ શુ ન આવી શકે?"

મુનિરાજે ગભીર ભાવે કહ્યુ · "વેદના તો મુક્તિધામનુ મુખ્ય દ્વાર છે, એમાથી પસાર થયા સિવાય કોઈથી પણ મુક્તિપદ પ્રાપ્ત કરી શકાતુ નથી બધા જ જીવોને વેદના સહન કરવી પડે છે, પણ એ સહન કરવાની રીત રીતમા ફેર છે, અને એ ન સમજવાના કારણે જન્મ-મરણના ચક્રમાથી મુક્ત બની શકાતુ નથી જે માનવી સમભાવ, શાતિ અને સ્વસ્થતાપૂર્વક વેદના સહન કરતા શીખી જાય છે, તેને મુક્તિના સુખની ઝાખી અહી જ થઈ જાય છે મારી સાધના વેદનામાથી મુક્ત થઈ જવા માટેની નથી, પણ વેદના દ્વારા નિજ સ્વરૂપને પ્રાપ્ત કરવા અર્થેની છે જેને જેને સ્વસ્વરૂપ પ્રાપ્ત કરવુ છે, તેણે તેણે વેદનાને સહન કરતા શીખી જવુ જ રહ્યુ અગ્નિ દ્વારા જેમ સોનાની શુદ્ધિ થાય છે, તેમ વેદના દ્વારા માણસ શુદ્ધ અને નિર્મળ બની અક્ષયપદ પ્રાપ્ત કરે છે આત્મપ્રદેશથી કર્મોને વિખેરવા માટેનો ઉત્તમ માર્ગ વેદનાને સમતાપૂર્વક સહન કરવી એ છે, એટલે વેદના ભોગવતી વખતે માનવના સમગ્ર ચિત્તતત્ર અને આત્મા ઉપર આઘાતની નહી પણ પ્રસન્નતાની લાગણી થવી જોઈએ વેદનાને જે અર્થમા હુ સમજુ છુ અને ભોગવુ છુ, તે અર્થમા તમે પણ સમજવા પ્રયત્ન કરશો તો મારી વેદના તમારા કલેશનુ નહિ પણ વિકાસનુ કારણ બનશે"

મુનિરાજની વાત સાભળી અશ્રુભરી આખે, અત્યત દયાર્દ્ર ભાવે, સુનદાએ કહ્યુ: "આપના કહેવાનો અર્થ તો એમ થયો કે આત્માને રીઝવવા દેહનુ દમન કરવુ અને દેહને રિબાવવો પરતુ શુ દેહ પણ આત્માને માટે રહેવાના મદિર રૂપ નથી? શરીર જો

ધર્મ કરવાનુ સાધન હોય તો તેની આ રીતે વિડંબના કરવાનો શું અર્થ છે? મહારાજ, મને તો આપની આવી બધી વાતો સમજાતી નથી"

મુનિરાજે આછા સ્મિતપૂર્વક કહ્યુ "મારી સાધના તો શરીરથી છૂટીને અશરીરી દશા પ્રાપ્ત કરવાની છે, એટલે એમા દેહના મમત્વ માટે કોઈ અવકાશ નથી. દેહ ઉપર મમત્વ ધરાવતો જીવ સંસારથી કદાપિ છૂટી શકતો નથી દેહ દ્વારા આત્મસાધના થઈ શકે, પણ આત્મા દ્વારા દેહની સાધના ન થઈ શકે મતલબ કે આત્માના ભોગે દેહનુ રક્ષણ ન કરી શકાય, પણ આત્મસાધનામા દેહનો ભોગ દેવો પડે તો ચિંતા નહીં કારણ કે દેહ તે હુ નથી, દેહનો સંયોગ તો માતાના ગર્ભમા થયો છે દેહ અનંત કાળ રહેતો નથી, મૃત્યુ વખતે તેનાથી છૂટુ પડવાનુ જ હોય છે દેહરૂપી મકાનને આપણી માલિકીનુ સમજવાને બદલે પરિમિત કાળ માટે આપણે તેના સાચવનાર છીએ એમ માનવું જોઈએ આવા તો અનંતા દેહોને ધારણ કર્યા, શણગાર્યા, પુષ્ટ કર્યા અને અનેક વાર ભોગો ભોગવ્યા પરંતુ તેમ છતા અનંતા દેહો પૈકી કોઈ પણ દેહ મૃત્યુ સમયે આત્માની સાથે ન ગયો! તેનો અર્થ એમ થયો કે હુ તે દેહ નથી અને દેહ તે હુ નથી દેહનું આવુ વિચિત્ર અને ભુલભુલામણુ સ્વરૂપ સમજવામા દેહના દર્દો તો ઊલટા મદદરૂપ થાય છે એટલે આવી પરિસ્થિતિમા પણ જો હુ આવી પડેલ કષ્ટ કે જાગી ઊઠેલ રોગને શાંતિ, સ્વસ્થતા અને સમભાવપૂર્વક સહી શકતો હોઉં તો મારે માટે ઉપચાર અને સારવારનો માર્ગ આત્માના હ્રાસ રૂપ બની જાય છે."

સુનંદા પાસે હવે કોઈ દલીલ ન હતી, એટલે એ નિરાશ થઈને ભારે હૃદયે ત્યાથી ઊઠીને ચાલતી થઈ.

*

મુનિરાજના દેહના દર્દોનો વ્યાધિ દિનપ્રતિદિન જેમ જેમ વધતો જતો હતો, તેમ તેમ તેમના આત્માની શાંતિ અને ચિત્તની પ્રસન્નતા પણ વધતી જતી હતી

એકદા પુન ઇન્દ્રસભામા ઇન્દ્ર મહારાજે સનત્કુમાર મુનિના તપ, સંયમ અને સહનશીલતાની ભારે પ્રશંસા કરી, એટલે પ્રથમ આવેલા બંને દેવોને એ સાભળીને ભારે ગ્લાનિ ઉત્પન્ન થઈ તે બંનેએ સનત્કુમાર મુનિના દર્દોને દૂર કરવાનો દૃઢ નિશ્ચય કર્યો અને ધન્વંતરિનું રૂપ ધારણ કરી એમની પાસે પહોચી ગયા

બંને દેવોએ સનત્કુમાર મુનિને ચક્રવર્તી સ્વરૂપે જોયા હતા, એટલે એમના દેહની હાડપિંજર જેવી સ્થિતિ જોઈ બંનેને ભારે આઘાત થયો એમણે મુનિરાજને વંદન કરી રોગોનો ઉપચાર કરવા સંમતિ માગી મુનિરાજે પોતે કરેલા અભિગ્રહની વાત કરીને ઉપચાર માટે સ્પષ્ટ ના પાડી, એટલે બંને દેવોએ પોતાનું મૂળ રૂપ પ્રગટ કરી આજીજી-પૂર્વક કહ્યુ "મુનિરાજ! આપની ઋદ્ધિ–સિદ્ધિ તેમ જ આપના અપૂર્વ વૈભવ, બળ અને રૂપ અમે પ્રત્યક્ષ નિહાળ્યા છે, એટલે અત્યારે આપના રોગોની આવી અસહ્ય વેદના અમારાથી જોઈ શકાતી નથી. આપના દર્દની શાંતિ અર્થે નહિ પરંતુ અમારા મનના સંતોષ અને સમાધાન અર્થે ઉપચાર કરવાની અમને રજા આપો અમારી પાસે એવાં ચમત્કારી ઔષધો છે કે જેના સેવનથી એક ઘડીમા આ તમામ રોગોનો નાશ થઈ જશે અને આપની કાયા પ્રથમની માફક કંચન જેવી નિર્મળ અને તેજસ્વી બની જશે."

મુનિરાજ તો દેહના સ્નેહને જીતી ચૂક્યા હતા એમણે શાંતિપૂર્વક દેવોને કહ્યું "તમે રાજસભામાં જે દિવસે મારા દેહમા છુપાયેલા રોગોના જંતુઓ મને બતાવ્યા, તે ઘડીથી જ મારી દેહ પરની માયા–મમતાનુ વિસર્જન થઈ ગયુ હવે મને લાગે છે કે તે દિવસે તમે મારી પરીક્ષા નહોતી કરી, પણ મારા ઉપર છૂપો ઉપકાર કર્યો હતો. તે દિવસે મને સમજાયુ કે જે કોઈ માનવી મન, વચન અગર કાયાથી પોતાના દેહ કે દેહના રૂપ-લાવણ્યમા રાગ-આસક્તિ કરે છે અથવા એનો ગર્વ ધરે છે તેને અ તે દુ ખના ખાડામા ઊતરવું પડે છે વળી, શરીરથી મુક્ત થઈને અશરીરી સિદ્ધપદ પ્રાપ્ત કરવાની સાધના કરનાર સાધકને દેહના દર્દો અંતરાયરૂપ બનવાને બદલે ઊલટા સહાયરૂપ બની જાય છે મારી સાધના દેહના રોગોના નિવારણ અર્થે નહી, પણ ભવના રોગનો નાશ કરવા અર્થેની છે, કારણ કે એનો નાશ થયો એટલે પછી રોગના જન્મસ્થાનરૂપ દેહનો જ સદાને માટે અભાવ થઈ જાય છે એટલે તમારી પાસે ભવરોગનો નાશ કરવાની અર્થાત્ ફરી જન્મ લેવો ન પડે એવી કોઈ દવા હોય તો હુ તમારી પાસે ઉપચાર કરાવવા તૈયાર છું"

દેવોએ વિનમ્રતાપૂર્વક કહ્યુ "મુનિરાજ! જ્યા અમે અમારો પોતાનો જ ભવરોગ દૂર કરી શકયા નથી, ત્યા આપના ભવરોગને તો અમે કઈ રીતે દૂર કરી શકીએ? પરંતુ દેહના રોગો દૂર થતા આપના ચિત્તની પ્રસન્નતામા વધારો થશે અને આત્મસાધના વધુ સરળ બનશે, એમ તો અમે ચોક્કસ માનીએ છીએ"

સનત્કુમાર મુનિએ આછા સ્મિતપૂર્વક કહ્યુ "દેહ અને આત્માનુ સ્વરૂપ ભિન્ન ભિન્ન હોવાના કારણે આત્મસાધનામા દેહનાં દર્દો નહીં પણ દેહના ભોગો–ઇંદ્રિયના સુખવિલાસ–અંતરાયરૂપ બને છે દેહના દર્દો તો દેહની અનિત્યતા, ક્ષણભંગુરતા અને ક્ષણિકતાનું ભાન કરાવી ઉપકાર કરે છે અને એનું ભાન તો આત્મસાધનામાં અંતરાયરૂપ બનવાને બદલે મદદરૂપ બની જાય છે"

બંને દેવો પૈકી એકે કાંઈક કુતૂહલપૂર્વક કહ્યું "મુનિરાજ! જે મંદિરમાં ભવ્ય પ્રતિમા હોય તે મંદિર પણ તેવું જ ભવ્ય હોવુ જોઈએ ને? જીર્ણ–શીર્ણ થઈ ગયેલા મંદિરમા ભવ્ય પ્રતિમા જેમ શોભતી નથી, તેમ તમારો મહાન આત્મા આવા રોગગ્રસ્ત શરીરમા રહે એ અમને યોગ્ય લાગતુ નથી"

દેવની આવી વાત સાભળી સનત્કુમાર મુનિ હસી પડયા અને બોલ્યા "જીર્ણ–શીર્ણ થઈ ગયેલા મંદિરમા પણ ભવ્ય પ્રતિમા હોય તો એ મંદિર પણ ભવ્ય બની જાય છે, અને ભવ્ય મંદિરમાં પણ ખંડિત થયેલી પ્રતિમા હોય તો એ મંદિરની ભવ્યતા ખંડિત થઈ જાય છે મહિમા અને મહત્તા મંદિરના નહીં પણ પ્રતિમાનાં છે"

આમ છતા દેવોના મનના સમાધાન અર્થે મુનિરાજે પોતાના દેહ પર એક અદ્ભુત પ્રયોગ કરી બતાવ્યો ઉત્કૃષ્ટ તપ અને સાધનાના કારણે સનત્કુમાર મુનિને આમૌષધિ, વિપ્રૌષધિ, ખેલૌષધિ, જલ્લૌષધિ વગેરે લબ્ધિઓ પ્રાપ્ત થઈ હતી મુનિરાજે પોતાનુ થૂંક પોતાની આગળી પર ચોપડયુ કે તરત જ આગળીમાથી કુષ્ટના દર્દના અંગે જે લોહી-પરુ વહી રહ્યુ હતુ તે બંધ થઈ ગયુ અને તે આંગળી કંચન જેવી શુદ્ધ અને સ્ફટિક જેવી નિર્મળ બની ગઈ

મુનિરાજની આવી અપૂર્વ શક્તિ અને સિદ્ધિ જોઈ બંને દેવો આશ્ચર્યચકિત થઈ ગયા તેઓના મસ્તક મુનિરાજને નમી પડ્યા અને વંદના કરી તેઓ પોતાને સ્થાને ચાલી ગયા

*

પાચ, પચીસ કે સો વરસ નહી, પણ પૂરા સાત સો વરસ સુધી સનત્કુમાર મુનિએ અદ્ભુત શાંતિ અને સમભાવપૂર્વક દેહના રોગોની કારમી અને કાતિલ વેદના સહન કરી સંસારમા પ્રારબ્ધાનુસાર શુભાશુભ કર્મો ઉદયમા આવે છે, પણ જ્ઞાની પુરુષો તેમા કદી પ્રીતિ–અપ્રીતિ થવા દેતા નથી, એ વાત સનત્કુમાર ચક્રવર્તીએ પોતાના અપ્રમત્ત આચરણ દ્વારા સિદ્ધ કરી બતાવી

અગ્નિ લોહનો સંગી થાય છે એટલે તેને ઘણના ઘા ઝીલવા પડે છે, તેમ અગ્નિ જેવા તેજસ્વી આત્માને પણ દેહરૂપ લોહના સંગના કારણે વેદના અને દર્દો સહન કરવા પડે છે ધર્મશાસ્ત્રોએ શરીરની આસક્તિને જ દુઃખના સબલ કારણરૂપે દર્શાવેલ છે સનત્કુમાર ચક્રવર્તીના જીવનની વાત સમસ્ત માનવજાત માટે માર્ગદર્શનરૂપ છે. માનવજીવનની સાચી સાધના ભવરોગને વધારવા માટે નહી પણ ટાળવા માટેની હોવી જોઈએ માનવજીવન પ્રાપ્ત કરી મનુષ્ય મુક્તિની જેટલી નજીક પહોચી શકે તેટલી તેના જીવનની સાર્થકતા

ચક્રવર્તીઓ મોટા ભાગે નરકના અધિકારી બને છે, પણ સનત્કુમાર તેમા અપવાદરૂપ છે તેઓ નરકના નહી પણ દેવલોકના વાસી બન્યા છે રૂપમા અરૂપનાં–કુરૂપનાં દર્શન કરનાર આવા આત્મસાધક મહાન મુનિરાજને કોટિ કોટિ વંદના!



# આપણું સંસ્કારધન

પ્રવક્તા—પૂજ્ય મુનિરાજ શ્રી ચંદ્રપ્રભસાગરજી (ચિત્રભાનુજી)

આજનો સ્વાધ્યાય "આપણું સંસ્કારધન" છે—જે ધન વડે ભારત સમૃદ્ધ હતું, સમૃદ્ધ છે અને સમૃદ્ધ થશે જોકે અત્યારે એમાં ઓટ આવી છે, છતા એની ગૌરવગાથાઓ તો એવી જ ગવાઈ રહી છે જે સંસ્કૃતિના નામ ઉપર, જે આધ્યાત્મિક પ્રકાશ ઉપર પશ્ચિમના લોકો આજે પણ વારી જાય છે અને દર વર્ષે ત્યાથી પ્રવાસીઓ આવતા જ જાય છે એ સંસ્કારધન શું છે તે સમજવાની જરૂર છે.

ધન કોનુ નામ? જે માણસને સમૃદ્ધ બનાવે, સુખી બનાવે, જીવનને જીવવા જેવું અને મૃત્યુને મંગળમય બનાવે જે ધન માણસને ચિંતા લાવે, જે ધન માણસને કંગાલ બનાવે, જે ધન વડે કરીને માણસ મનથી અને તનથી અહંકારી અને અજ્ઞાની બને એ ધન ન કહેવાય, એને પૈસો કહી શકો પૈસો અને ધન એ બે વચ્ચે મોટુ અંતર છે પૈસો જુગારીની પાસે પણ હોઈ શકે, નટ અને નર્તકી પાસે પણ હોઈ શકે, પણ ધન તો સંસ્કારસંપન્ન નરનારી પાસે જ હોય એટલા જ માટે પૈસો મેળવ્યા પછી પણ ધન મેળવવાનું બાકી રહી જાય છે. જ્યા સુધી આ ધન ન આવે ત્યા સુધી એ પૈસાદાર કહેવાય, પણ શ્રીપતિ, ધનપતિ કે લક્ષ્મીપતિ ન કહેવાય લક્ષ્મી, ધન, શ્રી એ બધાય જીવનની શોભાના ઉપનામ છે.

આવા ધનથી ભારત સમૃદ્ધ હતુ, પૈસાથી નહિ પૈસાથી તો અમેરિકા આપણા કરતા ઘણું સમૃદ્ધ છે, પણ ભારતવર્ષની સમૃદ્ધિ જુદી છે. જે ધન વડે કરીને માણસ સુખી થાય, હૃદયનો ઉદાત્ત થાય, જ્ઞાનનો ઉપાસક થાય, જીવનને ધન્ય બનાવતો થાય અને મૃત્યુને મંગળમય બનાવતો થાય એ ધન આપણા દેશનુ ધન, જેને હુ આપણો વારસો કહુ છુ, આપણી મૂડી કહું છું

પૈસો ચાલ્યો જાય તોપણ આ મૂડી ન જાય માણસ પૈસાથી નાદાર થઈ જાય તો ચાલે, પણ આ આધ્યાત્મિક સંસ્કૃતિથી કંગાલ થઈ જાય તે નહિ ચાલે સંસ્કૃતિથી નિર્ધન

અને કંગાલ ન બની જાય એ માટે શ્રી મહાવીર જૈન વિદ્યાલયના સુવર્ણ-મહોત્સવના શુભ પ્રસંગે આ સ્વાધ્યાયમાં એનું સ્મરણ તાજુ કરાવવા માગું છું

'શ્રી મહાવીર જૈન વિદ્યાલય' આખર તો એક વિદ્યા પ્રદાન કરનારી સંસ્થા છે એ કંઈ લૉજિંગ અને બોર્ડિંગ માટેનુ સ્થાન નથી કે વિદ્યાર્થીઓને ખવડાવ્યુ, રાખ્યા અને રવાના કર્યા એટલે કામ પત્યુ.

આ સંસ્થા સાથે ભગવાન મહાવીરનું પવિત્ર નામ જોડાયું છે અઢી હજાર વર્ષ પહેલાંની આપણી ભવ્યતાનું સ્મરણ એક આ નાનકડું નામ કરાવે છે અઢી હજાર વર્ષ પહેલાનો એ જમાનો એવો હતો, જેમા ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીર વિચરતા હતા, જેમા અહિંસા અને પ્રેમનો પ્રસાર હતો, જેમા અધ્યાત્મના પ્રકાશ માટે રાજાઓ રાજ્ય છોડીને, મંત્રીઓ મંત્રીપદ છોડીને, શ્રેષ્ઠીઓ હવેલીઓ છોડીને સંતોના ચરણમાં જઈ બેસતા એમને લાગતુ હતું કે આ જ અમારુ સાચુ ધન છે વિચાર કરવાનો છે કે એ ધન શુ હતું, જે ધનને મેળવવા માટે પૈસાદારો પણ માનતા હતા કે આ ધન મળે તો જ અમે સાચા ધનપતિ બની શકીએ

મને એક પ્રસંગ યાદ આવે છે અઢી હજાર વર્ષ પહેલાનો આ પ્રસંગ છે એક વાર ભગવાન બુદ્ધ રાજગૃહી નગરીમા આવ્યા છે એમને વંદન કરવા, એમના જ્ઞાનનું સુધાપાન કરવા કેટલાયે નરનારીઓ ઉત્સાહભેર જઈ રહ્યા છે એ વખતે ગામનો નગરશેઠ પણ જઈ રહ્યો છે એણે વિચાર કર્યો. "હું ભગવાન બુદ્ધના દર્શને જાઉં છુ, એમના ચરણે હું શુ ધરીશ? એમની પાસેથી તો હું કંઈક પણ લઈને આવીશ, પણ હું એમને આપીશ શું? આપ્યા વિના કાંઈ મેળવી શકાતું નથી, ખાલી કર્યા વિના કાંઈ ભરી શકાતું નથી" અંદર જો ભરેલુ હોય તો નવુ તમે કેમ ભરી શકો? અંદર ભરેલુ હોય એને કાઢી નાખો તો જ તમે નવું ઉમેરી શકો છો

શિશિર ઋતુ હોવાથી બધા કમળો બળી ગયા છે, સુકાઈ ગયાં છે, જળાશયમા માત્ર એક જ ખીલેલું કમળ બાકી રહી ગયું છે સુદાસ માળી એ કમળને વેચવા નીકળ્યો છે નગરશેઠ એ ખરીદવાની વાત કરે છે "કેટલા પૈસા?" સુદાસ એક સોનામહોર માગે છે એટલામાં ત્યા રાજપુત્ર આવી પહોચે છે. એ કહે. "આ કમળ માટે હું તને પાચ સોનામહોર આપું." બન્ને વચ્ચે હરીફાઈ ચાલે છે કમળને ખરીદવાની હરીફાઈમા બન્ને જણા વધુ ને વધુ સોનામહોરો આપવાનુ કહેતા જાય છે

સુદાસ એમને આશ્ચર્યથી પૂછે છે. "આપ આ કમળનું શુ કરવા માગો છો?" બન્ને કહે છે. "ભગવાન બુદ્ધના ચરણોમા આ કમળ અમારે ધરવું છે" સુદાસને વિચાર આવ્યો. "જેના ચરણોમા કમળ ધરવા માટે આ નગરશેઠ અને રાજપુત્ર હરીફાઈ કરે છે એ ચરણો કેટલા પાવન હોવા જોઈએ! તો આ કમળ એમને વેચુ એના કરતાં હું જ જઈને એ ચરણોમા આને સમર્પિત શાને ન કરૂ?" અને એ દોડી આવ્યો, આવીને બુદ્ધના ચરણોમા કમળ ધરી ઢળી પડ્યો

ભગવાન બુદ્ધે કહ્યુ. "વત્સ! તારે શુ જોઈએ છે?" સુદાસે નમ્રભાવે કહ્યુ. "માત્ર આપની કૃપાભરી નજરનું એક કિરણ મળે અને મારા અંતરનુ તિમિર ટળી જાય!"

જે વસ્તુને ચોરોથી બચાવવા માટે ઉજાગરો કરવો પડે, જે વસ્તુને માટે ભાઈઓને લડવું પડે, પિતાપુત્રને મનદુ ખ થાય એ ધન નથી ભગવાન બુદ્ધે શું કહ્યું ? એમણે કહ્યું · "આજની સભામા સાચો સંસ્કારી અને ધનપતિ હોય તો આ સુદાસ છે"

આ વાર્તા બુદ્ધની જાતકકથામા આવે છે કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એને સરસ વિચારોની કલગી આપી છે અ દરના અંધકારને દૂર કરવામા મદદગાર થાય એનું નામ તે ધન છે, બાકી બધુ ય પૈસો છે

આપણે જે ધરતીમાં જીવીએ છીએ, એ ધરતીના અણુઅણુમા આ ભાવના ભરેલી હતી પણ દેશ-કાળના પ્રભાવને લીધે કેટલીક વસ્તુઓ બદલાઈ જાય છે; અને બદલાઈ જવા છતા ધરતીમા જે વસ્તુ પડેલી છે એ ધરતીને સાવ મૂકીને જતી નથી રહેતી આપણુ આ સ સ્કારધન શુ હતુ ? આપણી આ સ સ્કારગાથાને કવિ કાલિદાસે રઘુવંશમાં નોધતા કહ્યુ છે કે—

શૈશવેઽભ્યસ્તવિદ્યાનાં, યૌવને વિષયૈષિણામ્ ।
વાર્ધકે મુનિવૃત્તીનાં, યોગેનાન્તે તનુત્યજામ્ ॥

માનવજીવનના ચાર તબક્કાઓની ચાર વાતો આ શ્લોકમા મૂકી છે પહેલું શૈશવ, બીજું યૌવન, ત્રીજું પ્રૌઢત્વ છે અને ચોથું મૃત્યુ જીવનના આ ચાર પ્રસંગોને આપણે કઈ કઈ વસ્તુથી ધન્ય અને ચિરજીવ બનાવી શકીએ એના ઉપાયો આપણને આ એક જ શ્લોકમા એ મહાકવિએ બતાવ્યા છે

"शैशवे अभ्यस्तविद्यानम्"—શૈશવ શેનાથી અલંકૃત બને અને ચિરંજીવ બને ? તો કહે, શૈશવ વિદ્યાથી ભર્યું હોવુ જોઈએ જેમ કોઈ પાત્ર અમૃતથી ભરેલું હોય તો પાત્રમાથી આપણે એનુ પાન કરી શકીએ પણ પાત્ર ખાલી હોય તો ? ખાલી પાત્ર ગમે એટલુ સુદર હોય પણ એનાથી આપણી તૃષા છીપતી નથી—ભલે પાત્ર પ્લેટિનમનુ હોય તોપણ શું ? પ્યાસ તો એમા રહેલી વસ્તુ જ મિટાવે છે એમ શૈશવ એ પાત્ર છે. એમા વિદ્યા એ અમૃત છે વિદ્યાનુ અમૃત એમાં ભરેલુ હોય તો જ એ જીવનની પ્યાસને મિટાવે છે. શૈશવ એ વિદ્યાને માટે જ હોવુ જોઈએ મુરબ્બીઓએ ધ્યાન રાખવુ જોઈએ કે બાળકોના વિદ્યાભ્યાસના સુવર્ણકાળમા અમારા તરફથી જાણતા કે અજાણતા કોઈ પિત્તળ ન ભળી જાય કે જેથી એમનુ સુવર્ણ જીવનના ખરા સમયમા ખોટું પડી જાય ! આ વાત રાજદ્વારી માણસો, નેતાઓ અને માતાપિતાઓ ધ્યાનમાં રાખે તો બાળકના જીવનમાં સદા વિદ્યાનો જ પ્રકાશ રહે અને એનુ શૈશવ સુદર અને સ સ્કૃત બની જાય પણ આજે વિદ્યાનો અને વિદ્યાર્થીઓનો ઉપયોગ ઘણાખરા પોતાના સ્વાર્થ માટે કરી રહ્યા છે. રાજદ્વારી માણસો એમની પાસે પથરા ફેંકાવીને, કોલેજો અને યુનિવર્સિટીઓ સળગાવરાવીને, શિક્ષકોની સામે બોલતા કરીને, ચોપડીઓ અને પુસ્તકાલયોને બાળતા કરીને એમના શૈશવને બગાડી રહ્યા છે. જે બીજાનુ શૈશવ બગાડે એનો પોતાનો બુઢાપો શા માટે ન બગડે ? એના મૂળ કોણ છે ? સત્તાના ઉચ્ચ આસન ઉપર બેઠેલા, જેમનુ તમે હારતોરા લઈને સ્વાગત કરો છો અને ગયા પછી નિદા શરૂ કરો છો તે !

વિદ્યાર્થીઓ કે જેમનુ મન નિર્મળ છે, એમના જીવનમા તમે બગીચો સર્જવાને બદલે વેરાન કેમ કરો છો? Blotting paperનું (શાહીચૂસનું) કામ તો સામે જે હોય તે ચૂસી લેવાનુ છે, પછી એ કાળી શાહી હોય કે લાલ હોય. એવું જ કામ વિદ્યાર્થીઓના માનસનું છે એમનુ માનસ શાહીચૂસ જેવુ receptive છે, જે આપો તે ગ્રહણ કરે આવા બાળમાનસને જે બીજા માર્ગે વાપરે છે એ, એક રીતે કહુ તો, ભારતીય સંસ્કૃતિનુ ખૂન કરે છે, એ મોટામા મોટો ગુનો કરે છે

સુદર શૈશવને વધારે સુંદર બનાવવામા આપણે સાથ આપવા પ્રયત્ન કરવાનો છે આપણા વિચારોથી, આપણી વાણીથી, આપણા વર્તનથી એમના માનસ પર કોઈ અસસ્કૃત છાપ ન પડી જાય તે માટે સદા સાવધાન રહેવું પડશે.

વિદ્યાની ઉપાસના કરનો કરતો વિદ્યાર્થી જીવનનું એક દર્શન મેળવે છે વિદ્યાર્થી ભણીને આવ્યો એની પ્રતીતિ શુ છે? એનું જીવનદર્શન શું છે? તેના માપદંડનાં આ બે પાસા છે એક તો જીવનની શાશ્વત અને અશાશ્વત વસ્તુઓના મૂલ્યોનો વિવેક, અને બીજું, પોતાનામા જેવો આત્મા છે એવા જ આત્માનુ દર્શન વિશ્વના પ્રાણીમાત્રમાં કરી, પોતાની પરત્વે જે જાતનુ આચરણ જાહેરમા અને એકાતમા આચરતો હોય એવુ જ આચરણ જાહેરમા અને એકાતમા સર્વ આત્મા પ્રત્યે આચરવાની અભિરુચિ વિદ્યાનું આ દર્શન છે

જેની પાસે વિદ્યા આવે એની પાસે આ બે વસ્તુની અપેક્ષા રાખીએ એ શાશ્વત અને અશાશ્વતનો વિવેક કરીને એ બેને જુદા પાડે એ જુએ કે એક દેહ છે, બીજો આત્મા છે, એક મૂકી જવાનુ છે, બીજું લઈ જવાનુ છે આ બેનો વિવેક થતાં શાશ્વતને ભોગે અશાશ્વતને ન સાચવે એટલુ જ નહી, પણ જરૂર પડે તો એ અશાશ્વતને ભોગે શાશ્વતને ટકાવી રાખે જેનામાં આવી પ્રજ્ઞા જાગે છે, આવો વિવેક જાગે છે એની પાસે વિદ્યા છે આ બેનું વિશ્લેષણ કરતા આવડી જાય પછી એને કહેવુ પડતુ નથી કે તું આત્માં માટે સ્વાધ્યાય કર, પરલોક માટે પ્રયત્ન કર, કારણ કે એ જાણતો હોય છે કે આ મારો આત્મા શાશ્વત છે, એના ભોગે હુ દુનિયાની કોઈપણ અશાશ્વત વસ્તુનો સંચય નહિ કરું, શાશ્વતના તત્ત્વને હુ ક્યારેય હાનિ નહિ પહોંચાડુ

આજે વિદ્યાવાન તો ઘણા છે, પણ આવી જાગૃત વિચારણાવાળા કેટલા? વિદ્યાથી આં દૃષ્ટિ ન આવે તો માનવુ કે એ માત્ર પુસ્તકિયું જ્ઞાન છે; બીજી રીતે કહું તો માત્ર શબ્દનો સગ્રહ છે એ પુસ્તકાલય બની શકે પણ પ્રાજ્ઞ પુરુષ નથી બની શકતો તેવી જ રીતે માણસ માત્ર પુસ્તકો જ રટી જાય, ભણી જાય, યાદ રાખી જાય પણ જરૂર પડે ત્યારે આચરી ન શકે તો એને એક સુંદર પુસ્તકાલય કહી શકાય, પ્રાજ્ઞ પુરુષ નહિ

એક વિદ્વાને સરસ વ્યાખ્યા બાધી કે Man of words and not of deeds is like a garden full of weeds—જે માત્ર શબ્દોનો સંગ્રહ કરે અને એ સંગ્રહને આચારમા મૂકવા માટેની અભિરુચિ ન હોય એને એક એવા બગીચા સાથે સરખાવ્યો છે, જેમાં પુષ્પો અને ફળો કાઈ નથી, માત્ર કાટા અને ઝાખરા જ ઊભા છે

ભણતરથી માત્ર સ્મરણશક્તિ વધે, શબ્દશક્તિ વધે, વાક્ચાતુર્ય વધે અને આચરણ

ન વધે તો આપણા જીવનમા ત્યાગનુ દર્શન કેમ થાય ? વસ્તુને છોડવા માટેની અભિરુચિ કેમ જાગે ? શાશ્વત અને અશાશ્વતનો વિવેક કરવો એ જ તો વિદ્યાનું પ્રથમ પાસુ છે.

બીજું દર્શન એ કે મારામા જે છે એ જ તત્ત્વ વિશ્વના બધા જ આત્માઓમા નિવાસ કરી રહ્યુ છે, તો એકાતમા અને જાહેરમા હુ મારા પ્રત્યે જેવુ આચરણ કરુ છુ એવુ જ આચરણ હુ જગતના જીવો પ્રત્યે કરુ આ દૃષ્ટિથી એના વિચારમા, એના ઉચ્ચારમા, એના આચારમા એક જાતની ઉચ્ચતા–શુચિતા આવે છે આ ઉચ્ચતા લોકોને રાજી કરવા બહારથી લાવેલી નથી, પણ એ અ દરથી ઊગેલી છે વિશ્વના પ્રાણીમાત્રમા ચૈતન્યના નિવાસનુ એણે દર્શન કર્યું છે

આવી દૃષ્ટિવાળા માણસો આપણને દરેક દેશમા મળી આવે છે અબ્રાહમ લિ કન એક વાર વ્હાઈટ હાઉસ જતા કીચડમા ડુક્કરને તરફડતુ જુએ છે પોતે કીચડમા જઈ એને કીચડમાથી કાઢી એ પછી જ વ્હાઈટ હાઉસ જાય છે ત્યા કોઈએ ડ્રાઈવરને પૂછ્યુ કે લિ કનના કપડાને કીચડના ડાઘા કેમ લાગેલા છે? ડ્રાઈવરે કહ્યુ કે ‘ ડુક્કરને કીચડમાથી બહાર કાઢતા ડાઘા લાગ્યા છે ’ આ સાભળી એક મિત્રે આવી લિ કનને ધન્યવાદ આપ્યા, ત્યારે લિ કને કહ્યુ “ રહેવા દો, મે આ કામ ધન્યવાદ માટે કે બીજાને માટે નથી કર્યું, પણ ડુક્કરને કાદવમા તરફડતુ જોઈને મારા મનમા એક વ્યથા જાગી અને એ વ્યથાનો કાટો કાઢવા ડુક્કરને કાઢ્યા વિના છૂટકો નહોતો ” આટલું કહીને લિ કન ચાલતા થયા.

બીજાને દુ ખી જોઈને પોતે દુ ખી થવુ, આ એક સમભાવ અવસ્થા, પ્રાણીમૈત્રીની ભાવના, વિશ્વમા રહેલા ચૈતન્યમા પોતાના જેવા જ એક ચૈતન્યનુ દર્શન પોતાના દુ ખને દૂર કરવા માટે જેવો પ્રયત્ન કરીએ એવો જ પ્રયત્ન જગતના જીવો પ્રત્યે આપણે કરતા રહીએ, કરવા માટેની આપણી સતત અભિલાષા હોય, ત્યારે જાણવુ કે આપણામા વિદ્યાનો પ્રકાશ આવતો જાય છે આવી વિદ્યા વડે કરીને આપણે ધનવાન બનતા જઈએ છીએ

રાજસ્થાનના ગામડાનો એક પ્રસ ગ છે બે ભાઈઓ છે મોટાભાઈનો વસ્તાર વધારે છે, નાનાભાઈનો વસ્તાર થોડો છે બન્નેના ખેતરો છે, વચ્ચે એક વાડ છે કાપણી પછી ડૂંડાનો ઢગલો થયો છે રાત્રે મોટો ભાઈ વિચારે છે કે આ મારો ભાઈ નાનો છે, મે સ સારમા માણવાનુ બધુ માણી લીધુ છે, મારી જરૂરિયાત પણ ઓછી છે, નાના ભાઈને વધારે જીવવાનુ છે, જરૂરિયાત પણ વધારે છે આ વિચારથી એ પોતાના ખેતરમાથી પૂળા લઈને નાના ભાઈના ખેતરમા નાખી આવે છે એ જ રાત્રિના બીજા પ્રહરમા નાના ભાઈને વિચાર આવે છે કે મોટા ભાઈનો વસ્તાર વધારે છે, એ કેવી રીતે ચલાવતા હશે ? હુ તો જુવાન અને સશક્ત છુ, રળી શકુ એમ છુ એટલે એ પોતાના ખેતરના પૂળાઓને મોટા ભાઈના ખેતરમા નાખી આવે છે આવી રીતે બે ત્રણ દિવસ ચાલ્યુ ચોથી રાત્રિએ બન્ને ભાઈઓ ભેગા થઈ ગયા એકે પૂછ્યુ ‘તુ કયા જાય છે ?’ બીજાએ પૂછ્યુ ‘તુ કયા જાય છે ?’ બન્નેના હાથમા પૂળા પેલો આને ત્યા નાખવા જાય અને આ પેલાને ત્યા નાખવા જાય !

આનું નામ વિદ્યા છે, આ સાચી કેળવણી છે નાનો મોટાનો વિચાર કરે, મોટો નાનાનો વિચાર કરે બન્નેમા એકબીજાને સમજવાની વૃત્તિ છે. આવી વિદ્યાથી સમાજનુ દર્શન પ્રાપ્ત

થાય છે આવી વિદ્યા વિના, કહો, સમાજ ઊંચો કેમ આવે? સમાજ સુખી અને સમૃદ્ધ પણ કેમ થાય?

સમાજના દર્શન વિના એકલી આત્માની અને પરલોકની જ વાત કરીશું અને વ્યવહારમા પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવની વિચારણા નહિ આવે તો, મને લાગે છે કે, આપણે હવામા ઊડયા કરીશુ, જમીન ઉપર પગ પણ નહિ મૂકી શકીએ જે માણસ જમીન ઉપર પગ મૂકી શકતો નથી એ કદાચ હવામા ઊડી શકતો હશે, પરંતુ સ્થિર નહિ હોય. હવામા ઊડવાની પણ એક મર્યાદા છે આખરે માણસને ધરતી ઉપર ચાલવાનુ છે અધ્યાત્મની –ધર્મની જાગૃતિ એ જો વ્યવહારશુદ્ધિથી શરૂ ન થાય, બીજા જીવોમા રહેલા આત્માનું દર્શન કરીને એના પ્રત્યે સમભાવાત્મક બુદ્ધિથી જાગૃત ન થાય, તો જે ધ્યેય તરફ પહોંચવાનુ છે, ત્યા એ કદી પહોચી નહિ શકે, માત્ર આપણા શબ્દોમા મોક્ષ, વિચારોમા નિર્વાણ અને કલ્પનામા મુક્તિ રહી જશે, એની પ્રાપ્તિ તો આવા સમાજદર્શનથી જ થશે જેનાથી શાશ્વત અને અશાશ્વતના મૂલ્યોનો વિવેક અને સર્વ ભૂતોમા પોતાના જેવા જ ચૈતન્યનુ દર્શન આ સમાનુભૂતિ થાય, સમસવેદન થાય એ જ સાચી વિદ્યા

આવો વિદ્યાવાન પુરુષ જ્યારે કંઈ વિચારે ત્યારે એના વિચારોની અદર પણ એક મૃદુ અને નિર્મળ તત્ત્વ હોય, એના ઉચ્ચારમા કોમળતા અને સવેદના હોય, એના આચરણમા સૌનાં સુખ અને શાતિનો પરિમલ હોય એવી વ્યક્તિનુ દર્શન આત્મસ્પર્શી હોવાથી સમાજને માટે એ એક આશીર્વાદ રૂપ બની જાય છે

"यौवने विषयैषिणाम्"—જેના શૈશવનુ પાત્ર વિદ્યાના અમૃતથી છલકાઈ રહ્યું છે એ શૈશવમાથી નીકળીને તમે યૌવનમાં આવો છો તમારી પાસે શક્તિઓ છે, બુદ્ધિ છે, થનગનાટ છે અને કાઈક કરી છૂટવાની મનમા સ્વપ્નસૃષ્ટિ પણ છે યૌવનમાં જો સ્વપ્ન અને સર્જનાત્મક શક્તિના વિચારો ન હોય તો એ શક્તિ એને જ ખલાસ કરી નાખે છે.

"મારે આ સંસારના બગીચામા એકાદો સુદર રોપો રોપીને જવુ છે, બને તો સંસારનો બગીચો સમૃદ્ધ બને એવુ સુદર કાર્ય કરુ, પણ એકે રોપાને ઊખેડીને સંસારના બગીચાને દરિદ્ર બનાવવાનુ નિમિત્ત તો ન જ બનુ"

એક રાજમાર્ગની બાજુમા એક ૮૧ વર્ષનો વૃદ્ધ ખાડો ખોદીને નાનકડો છોડ રોપી રહ્યો છે એટલામા બે જુવાનિયાઓ એની ઠેકડી કરતા પૂછવા લાગ્યા "દાદા, શું કરો છો?" "આબાનું ઝાડ વાવુ છુ." "હે! આ ઉમરે આબાનુ ઝાડ વાવો છો? ૮૧ વર્ષે આબો વાવો છો તો આ આબો ઊગશે ક્યારે? એને કેરીઓ આવશે ક્યારે? અને દાદા, તમે એ ખાશો ક્યારે? ઘડપણમા તૃષ્ણા અને મોહ જાગ્યા લાગે છે!"

વૃદ્ધે નમ્રતાથી કહ્યુ "તારી વાત સાચી છે ભાઈ, તૃષ્ણા તો કોનામા ન હોય? હું એમ કહેતો નથી કે મારામાં તૃષ્ણા નથી ન હોવાનો દાવો કરવો એ વસ્તુના અસ્તિત્વને સિદ્ધ કરવા બરાબર છે. આ જે આબો હું વાવુ છુ એ મારે માટે નથી વાવતો, આ રસ્તાની બન્ને બાજુ જે ઝાડ ઊગેલા છે એની છાયાનો, એના ફળનો મે ઘણા વર્ષો સુધી લાભ ઉઠાવ્યો છે. તો હવે હું જાઉ છુ તે પહેલાં આવતી કાલની પેઢીને કાઈક આપતા જવુ જોઈએ ને? એટલે હુ આ આબો વાવતો જાઉં છુ. ગઈકાલ પાસેથી લીધું છે તો આવતીકાલને આપણે

કાઈક આપવાનું છે. અને આપ્યા વિના ચાલ્યા જઈએ તો આપણે કુદરતના ચોર કહેવાઈએ! હું ચોર ન બની જાઉં એટલા માટે આ મારો પ્રયત્ન છે." પેલા બે યુવાનો આ સાંભળીને નમી પડયા · "દાદા, તમને સમજવામા અમારી ભૂલ થઈ છે!"

માણસ માણસને સમજવામા ભૂલે છે, ત્યા જ જીવનયાત્રાની નિષ્ફળતા છે માણસ સામાને સમજી શકતો હોય તો એની યાત્રા કેવી સફળ થઈ જાય!

યૌવનનું કાર્ય સુખોપભોગ છે, પણ એની વિશેષતા એ માટે કરવા પડતા પુરુષાર્થમાં રહેલી છે અને પુરુષાર્થ એ જ યૌવનની શોભા છે ઘણી વાતો કરનારને હું મહત્ત્વ નથી આપતો, એને માત્ર વાતનો રાજા ગણુ છુ તમારા હાથથી દયાનું, કરુણાનુ, સેવાનું કાઈક પણ કામ થવું જોઈએ

ગયા વર્ષની વાત છે. બિહારમા દુષ્કાળ પડયો ત્યારે મેં ૪–૫ લાખ ભેગા કર્યા એ વખતે જેઓ આધ્યાત્મિક કહેવાય છે એવા એક ભાઈ મારી પાસે આવ્યા, મને કહે "મહારાજજી! આત્મકલ્યાણ મૂકીને આ શુ ઉપાડયુ છે? આત્માની વાત કરો બિહારના લોકો તો જન્મે છે, અને મરે છે, એ તો સ્વભાવ છે જન્મ્યું તે કોણ નથી મર્યું? એમાં તમે પાંચ લાખ માણસોને અનાજ પહોચાડયુ તોય શું અને ન પહોચાડયું તોય શું? આ મૂકીને એક આત્મજ્ઞાનની શિબિર ચોજો ને!" જો આપણામા જાગૃતિ ન હોય તો ઘડીભર આવી વ્યક્તિના વિચારના આચ્છાદનની નીચે આપણી પ્રજ્ઞાનો દીપક ઢકાઈ જાય પણ મે કહ્યુ "આત્માની વાત કરનાર માણસ જો આત્માઓને દુ:ખી જોઈને દ્રવે નહિ, એનો હાથ લબાય નહિ, તો એને આત્માનો અનુભવ થયો છે એમ માનવું એ પણ અજ્ઞાન છે"

જે જે મહાપુરુષોએ આત્મ-અનુભૂતિ કરી છે તેમના જીવનમાંથી સેવાનાં પ્રત્યક્ષ દૃષ્ટાંત જડયા છે પંઢરપુરના દેવના અભિષેક માટે નામદેવ કાવડમા ગંગાજળ લઈ જઈ રહ્યા હતા. પણ રસ્તામા ગધેડાને તૃષાથી તરફડતું જોયુ તો એમણે એને એ પહેલાં પાયુ કોઈએ પૂછ્યું "અરે, ગગાજળ આ ગધેડાને પાયુ?" ઉત્તર મળ્યો "ગધેડામાં પણ આત્મા છે, ભાઈ!"

આ આત્મદર્શન છે આ આત્મદર્શનથી તમારામા સર્જનાત્મક સેવાની એક સહજ ભાવના જાગી જાય છે. સુખોપભોગની વૃત્તિથી ભરેલી યુવાનીમા આ રીતે પુરુષાર્થ આકાર લે છે અને આપણી શક્તિઓને એ સમૃદ્ધ બનાવે છે

"वार्धके मुनिवृत्तानां" શૈશવ અને યુવાનીમાં જે તૈયાર થઈને આવેલો છે એ હવે વાર્ધક્યમા પ્રવેશ કરે છે જ્યારથી ધોળા વાળનો પ્રારભ થાય, જ્યારથી તમને એમ લાગે કે તમારા આગોપાગમા કાઈક ફેર જણાય છે, દાંત હાલવા માડે, આખમાં મોતિયો આવે કે શરીર ઉપર કરચલીઓ દેખાય, તો વિચાર કરવો કે જીવનનુ આ ત્રીજુ પ્રસ્થાન છે હવે હું ત્યાં જાઉં છુ, શૈશવ અને યૌવનમા જે ભેગું કરેલુ છે એનો ઉપયોગ હવે વાર્ધક્યમાં કરવાનો છે શૈશવમા વિદ્યા પ્રાપ્ત કરી, યુવાનીમા પુરુષાર્થ અને કાયશક્તિ દ્વારા સ્વપ્નસૃષ્ટિ સિદ્ધ કરી, હવે વાર્ધક્યમા મુનિપણુ આવે છે

મુનિ એટલે કોણ? જે મૌનમા આત્માના સગીતનો અનુભવ કરે. સસારના વિષમ-

વાદમા વિદ્યા અને પુરુષાર્થની બે શક્તિઓને લીધે પોતે ચિત્તની સમાધાનાત્મક અવસ્થામાં રહી શકે એનુ નામ તે મુનિ છે અંદર જે ઝીણું ઝીણું ગુંજન ચાલે છે એ ગુંજનનો અનુભવ મૌન પાળ્યા વિના, ઊંડા ઊતર્યા વિના થતો નથી.

એક અનુભવી બાપે પોતાના આળસુ દીકરાઓને કહેલુ કે હું જાઉં છું, પણ મેં ખેતરના ઊંડા ભાગમા એક ચરુ દાટેલો છે એ કાઢી લેજો. એટલું કહીને બાપ મરી ગયો પેલા દીકરાઓ તો મંડી પડ્યા ખેતરને ખોદવા આળસુ હતા પણ ચરુ જોઈતો હતો એટલે ખોદી ખોદીને આખું ખેતર ઉથલાવી નાખ્યું, પણ ક્યાયે ચરુ ન મળ્યો. એટલામાં વર્ષા થઈ, ખેતરમા ઘાસ સાથે બીજી વસ્તુઓ ઊગી નીકળી અને ખેતર મોલથી લચી ગયું.

ત્યારે પેલા વૃદ્ધના મિત્રે આવીને કહ્યું "તમારા બાપે કહ્યુ હતું કે ખેતરના ઊંડા ભાગમા દાટેલુ છે, એનો અર્થ એ કે જેમ જેમ ખોદો તેમ તેમ ખેતર પોચું થાય. એમાં જે ઊગે એ જ તમારી સમૃદ્ધિ છે"

વૃદ્ધ પિતાએ દીકરાને જે કહ્યું હતુ એ જ વાત હું તમને કહું છું તમે તમારી જાતની અંદર જાઓ, ઊંડા ઊતરો જેમ જેમ તમે તમારા પોતામાં ઊંડા ઊતરતા જશો તેમ તેમ તમને નવી જ અનુભૂતિ થતી જશે; આગળ વધતા એક એવી અનુભૂતિની અવસ્થાને પામશો, જે ભૂમિકામા અનુભવાય કે જે તત્ત્વ મહાવીરમા હતુ, બુદ્ધમા હતું, શ્રીરામમા હતુ અને આદિનાથમા હતું એ જ પરમ તત્ત્વ મારામા છે આ પરમ તત્ત્વની સમૃદ્ધિનો અનુભવ થયા પછી હુ કંગાલ છુ એમ લાગે જ નહિ. એમ લાગે કે હું મહાવીર છુ, હુ બુદ્ધ છું, હુ રામ છું, હું આદિનાથ છુ પણ એમ કહેવા પહેલાં અને એમ કરતા પહેલા અનુભવ થવો જોઈએ અને અનુભવ થયા પછી કહેવાનુ રહેતુ નથી; પછી તો અનુભવવાનું જ રહે છે

ઘણા લોકો કહેતા ફરતા હોય છે "હુ આ છું" પણ જ્યાં કહેવા બેસીએ ત્યા અનુભવવાની વાત ચાલી જાય છે અનુભવ મૌન છે ત્યા બોલવાનુ બંધ થઈ જાય છે. ભ્રમર મધુરસનું પાન કરતો હોય છે ત્યારે ગુંજન બંધ જ થઈ જાય છે, ગુંજન ચાલતું હોય છે ત્યારે એનુ મધુપાન બંધ હોય છે એવી જ રીતે અનુભવ થાય છે ત્યારે બીજી બધી વાતો બંધ થઈ જાય છે, ત્યા માત્ર અનુભવની જ વાત હોય છે

આ અનુભવરસનુ જેણે પાન કર્યું તેની ખુમારી કદી ઊતરતી નથી, એને સંસારની માનસિક બિમારી સ્પર્શતી નથી એ સદા અનુભવમાં મસ્ત અને મગ્ન રહે છે આ અનુભવ કરતા પહેલાં પહેલી બે ભૂમિકાઓમાથી પસાર થવું પડે છે વિદ્યાર્થી પહેલામાં, પછી બીજામા, પછી ત્રીજામા એમ એક પછી એક ધોરણોમા આગળ વધતો જાય છે, એમ ન કરનાર માણુસ ઉપરની કક્ષામા, યુનિવર્સિટીમાં, વિદ્યાપીઠમા પહોચી શકતો નથી; એકદમ યુનિવર્સિટીમા જાય તો એ peon–સિપાઈ તરીકે જાય અથવા કલાર્ક તરીકે જાય, પણ એ પ્રોફેસર તરીકે નથી જઈ શકતો એ જ રીતે તમારે પણ જીવનની આ ત્રીજી ભૂમિકામા જતા પહેલા શૈશવની અને યૌવનની ભૂમિકાઓને ધીમે ધીમે સરસ બનાવવી જોઈએ માણુસ સુધરતો સુધરતો જ ઉપર જાય છે—જોકે એમા પણ અપવાદ હોય છે બેમા સાવધાન ન રહ્યા હોય તેમ છતા ત્રીજી અવસ્થામા સુધરી ગયા હોય એવા દાખલાઓ મળે છે ખરા, પણ એ અપવાદોને નિયમ સમજીને ન ચાલી શકાય

વાર્ધક્યની આ ત્રીજી અવસ્થા એટલે અંદરના સંગીતને અનુભવવાનો સમય. આવા માણસો જ સંસારમા અને સસ્થાઓ માટે આશીર્વાદરૂપ અને વિદ્યાર્થીઓના સાચા ભોમિયા બને છે

હું તો એમ ઇચ્છું કે મહાવીર જૈન વિદ્યાલયમા થોડાક આવા ઠરેલા, અનુભવી, ચારિત્ર્યવાન અને વિચારોથી સમૃદ્ધ પુરુષો વિદ્યાર્થીઓના વાલી બને વાલી વિના વિદ્યાર્થીઓને કદાચ બોર્ડિંગ અને લોજિંગ મળે પણ પ્રેમ, વાત્સલ્ય અને સ્નેહ ક્યાંથી મળે? તેઓ વિદ્યાર્થીઓને જઈને પ્રેમથી પૂછે કે તમારે શું દુખ છે? તમારી શી વાત છે? તો વિદ્યાર્થીઓ વાત્સલ્યથી વંચિત ન રહે. અને જે વાત્સલ્યથી વંચિત નહિ રહે એ સંસારને પણ જીવનભર વાત્સલ્ય આપ્યા કરશે.

પણ જેમને વાત્સલ્ય નથી મળ્યુ એ અંદરથી એવા દગ્ધ અને શુષ્ક બની જાય છે કે જીવનના વિવિધ ક્ષેત્રોમાં એ ભયકર વિકૃતિઓ લાવે છે બોર્ડિંગ અને લોજિંગમાં ભણતા છોકરાઓ માટે આ એક મનોવૈજ્ઞાનિક પ્રશ્ન છે જેમને માબાપનું વાત્સલ્ય ન મળે, બહેનનો પ્રેમ ન મળે, ભાઈનો સ્નેહ ન મળે એમનાં હૃદય આઠ-દસ વર્ષમાં ધીરે ધીરે શુષ્ક બની જાય છે પછી જ્યારે એ જીવનક્ષેત્રમા આવે છે ત્યારે પોતાની શુષ્કતાને પરિતૃપ્ત કરવા જીવનમાં જે મળ્યું તે અપનાવીને આગળ દોડે છે એ વખતે વિવેક અદશ્ય થઈ જાય છે એટલે જેમણે મુનિવ્રત કેળવ્યું હોય, જેમના મન અને તનમા મૌનનુ સંગીત હોય તે બહુ ઉપયોગી નીવડે છે

"योगेनान्ते तनुत्यजाम्" ચોથી વાત બહુ મંગળમય છે જેનુ શૈશવ વિદ્યાથી ભરેલું છે, જેનું યૌવન સ્વપ્ન અને કાર્યથી સભર બનેલું છે, જેનું વાર્ધક્ય મૌનના સંગીતમા મગ્ન બનેલુ છે તે આ દેહને છોડવાનો દિવસ આવે તો કેવી રીતે છોડે? યોગથી દેહને છોડે.

મરતી વખતે સીલ અને વીલ એ વાતો દૂર રહેવી જોઈએ પેલો છોકરો આવીને કહે કે બાપાજી, વીલ કરવાનું બાકી છે અહીં સહી કરો! બીજો કહે કે સીલ મારો. એ બેમાથી બચવાનુ છે આ માટે પહેલેથી જ યોગ્ય વ્યવસ્થા કરી નાખવી ઘટે

યોગની સમાધિમા દેહ છોડવાનું તો કહ્યુ પણ યોગ એટલે શું છે? જેમાં આપણું તન, મન અને ચૈતન્ય એ ત્રણે એક ભૂમિકામા આવીને વસે તે યોગ. હા, તનનો સ્વભાવ છે એટલે એ બિમાર પણ પડે, એવું નથી કે યોગી પુરુષોને હમેશા તનની શાંતિ જ હોય, કદાચ અશાતિ પણ હોય પણ તનની અશાતિમાં પણ મન શાતિનો અનુભવ કરે તે યોગની વિશિષ્ટ શક્તિ છે.

યોગિરાજ આનંદઘનજીનો એક જીવનપ્રસંગ યાદ આવે છે. તેઓ માંદા છે, ખૂબ તાવ આવેલો છે એમનો એક ભક્ત એમને વંદન કરવા જાય છે આનંદઘનજી તો ગાઈ રહ્યા છે, સંગીતમા મસ્ત છે ભક્ત પગ દાબે છે, શરીર ગરમ ગરમ લાગે છે. એ કહે છે, "ગુરુદેવ! આપના શરીરમા જ્વર છે" આનંદઘનજીએ કહ્યું: "જ્વર તો આ શરીરને છે, આત્મા તો સ્વસ્થ છે!" "અબ હમ અમર ભયે ન મરેંગે" એ ગીત ત્યારે જ પ્રગટ્યુ દેહ વિનાશી છે અને હુ તો અવિનાશી છું છેલ્લી અવસ્થાની આ ભમિકા છે.

જિંદગીનો મર્મ કોઈએ કવિ વર્ડ્ઝવર્થને પૂછ્યો ત્યારે એમણે હસીને કહ્યુ · "કોણ

કેમ મરી ગયો એ તમે મને કહો એટલે હું તમને કહું કે એ કેમ જીવી ગયો." જીવનનું સરવૈયું એ તો મૃત્યુ છે માણસ કેટલી કૂદાકૂદ કરે છે એ મોટી વાત નથી, એની છેલ્લી ઘડી કેવી સુધરી જાય છે એ મોટી વાત છે

આ યોગની આનંદમય ભૂમિકા સહુને મળે અને મૃત્યુ માટે વિદાય લેતાં કહે: "હું જાઉં છુ આપણે જીવ્યા, સાથે રહ્યા, હવે રડશો નહિ, આંસુ પાડશો નહિ, કાળાં કપડા પહેરશો નહિ, કારણ કે હું તો મુસાફિર છું, નિમ્ન ભૂમિકામાથી ઊર્ધ્વમાં જાઉં છું."

યોગની આવી ભૂમિકામાં વિદાય લેવી, છૂટા પડવું અને સંસારને એક મંગલમય સંદેશો આપીને જવું એ સમગ્ર જીવનનો હેતુ છે, ઉદ્દેશ છે.

આર્યાવર્તનુ ધન એટલુ બધું સમૃદ્ધ છે કે એનો આપણે વિચાર કરીએ તો આપણું મસ્તિષ્ક આદર અને ભાવથી નમી જાય છે આપણો વારસો કેવો મોટો છે ! એ વારસાનો આવી કોઈ પળોમા શાતિથી બેસીને વિચાર કરીએ કે એ વારસાના વારસદારોએ –આપણે– એ વારસાને કેટલો જાળવ્યો છે ?

આપણું ધન–સંસ્કારધન–આપણને મળશે તો આપણે સમૃદ્ધ બનીશું જીવનની સાચી સમૃદ્ધિ આ જ છે.

પ્રારંભમા જ મેં આપને કહ્યું કે જીવનને પૈસાથી કે મકાનથી નથી માપવાનું, જીવનને તો હૃદયના ભાવોથી એ કેટલુ સમૃદ્ધ બન્યુ એ પ્રશ્નથી માપવાનુ છે, મન અને મસ્તિષ્ક વિચારોથી કેટલા સભર છે અને બુદ્ધિ પવિત્ર વિચારોથી કેટલી શુદ્ધ છે એ વિચારીએ આ વિચારણા માટે આજનો આ મંગળમય દિવસ આપણા સહુને માટે એક યાદગાર દિવસ બની રહે, એ શુભેચ્છા *

* શ્રી મહાવીર જૈન વિદ્યાલયના સુવર્ણ-મહોત્સવ નિમિત્તે યોજાયેલ વ્યાખ્યાનમાળામા તારીખ ૨૩–૧–૧૯૬૮, મગળવારના રોજ બિરલા ક્રીડા કેન્દ્રમા આપેલ પ્રવચનનો સાર



# શ્રી વિદ્યાલયના વિદ્યાર્થીઓને

લેખક—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મસૂરિજી

॥ श्रीमहावीरस्वामिने नमो नम· ॥
॥ लब्धिनिधानश्रीगौतमगणधरेन्द्राय नम ॥

**મા**નવજીવનના મૂલ્યાંકનનો આધાર અધ્યાત્મભાવ ઉપર છે માનવ ગમે તેટલો બુદ્ધિશાલી, શક્તિશાલી, સુશિક્ષિત કિંવા સત્તાધીશ હોય, પરંતુ અધ્યાત્મના અમૃતરસને પોષણ આપનાર જ્ઞાન-ચેતના માનવના અ તરાત્મામા જાગી ન હોય તો એ માનવજીવનની કશી કિંમત નથી

આધ્યાત્મિકભાવ અને સમાધિ—માનવજીવનના સરવૈયાનો સીમાસ્તંભ સમાધિમરણ છે જેનો જન્મ તેનુ મરણ એ તો નિશ્ચિત છે, પણ જન્મની સફળતાનો આધાર સમાધિમરણ સિવાય બીજો કોઈ નથી આત્માના અપૂર્વ આનંદની મસ્તીમા મરણને ભેટવુ એના જેવું વિશ્વમા બીજુ કોઈ સુખ નથી અખિલ વિશ્વના ભૌતિક સામ્રાજ્યની સ પત્તિનુ સુખ સમાધિમરણના સુખની સામે સરસવના દાણા જેટલી તુલનામા પણ આવી શકતુ નથી આવા સમાધિમરણનો અપૂર્વ આન દ જીવનના આધ્યાત્મિક ભાવ સિવાય પ્રાપ્ત થવો સર્વથા અશક્ય છે

જ્ઞાનચેતનાનું ભૌતિક તત્ત્વો સાથે જોડાણ—આત્મા પુરુષ અથવા પતિ છે બુદ્ધિ અથવા ચેતના આત્માની પત્ની છે એ બુદ્ધિ કિંવા ચેતનાનુ જોડાણ અન ત કાળથી શરીર, સ્ત્રી-પુત્ર, ધન–દોલત વગેરે ભૌતિક તત્ત્વોની સાથે યથાયોગ્ય અવિચ્છિન્નપણે ચાલુ છે અને બુદ્ધિ અથવા ચેતના આત્માની પત્ની હોવા છતા પોતાના પતિ–આત્માથી એનું જોડાણ છૂટી ગયુ છે બુદ્ધિને શરીર, સ્ત્રી-પુત્ર, કુટુંબ પરિવાર, ધન–દોલત, ખાનપાન વગેરે ભૌતિક સુખના સાધનો પ્રાપ્ત કરવાની, તેનો વધારો કરવાની અને એ સાધનોને સુરક્ષિત રાખવાની સતત ચિંતા રહ્યા કરે છે, પણ અનંતના પ્રભુ એવા પોતાના આત્મદેવના હિતાહિતની એ ચેતનાને કશી પડી નથી. સાચા શબ્દોમા કહીએ તો, ચેતના

કુલટા બની ગઈ છે અને એનુ જ નામ મિથ્યાદર્શન અથવા ભયંકર અજ્ઞાનભાવ છે એ પરિસ્થિતિના કારણે જ આ જીવાત્માનું અનંત કાળથી સંસારપરિભ્રમણ અને દુખ-દર્દભર્યું અશાંત વાતાવરણ ચાલુ છે

**જ્ઞાનચેતના-અજ્ઞાનચેતના**—બુદ્ધિ, ચેતના અથવા જ્ઞાન અલ્પ હોય કે અધિક હોય તે ગૌણ બાબત છે, અને અલ્પ કે અધિક પ્રમાણમા વિદ્યમાન જ્ઞાન પોતાના આત્મમંદિરમાં અજવાળા પ્રગટાવે એ મુખ્ય બાબત છે. બાહ્ય ભાવોમા જ્ઞાનચેતના ગમે તેટલા અજવાળા પ્રગટાવે પણ પોતાની જ્ઞાનચેતના પોતાના આત્મમંદિરમા અજવાળા ન પ્રગટાવે તો એ જ્ઞાન કિવા ચેતના ગમે તેટલા વધુ પ્રમાણમા હોય તોપણ તેની કશી કિંમત નથી. તત્ત્વદષ્ટિએ જોઈએ તો, એ જ્ઞાનચેતના નહીં પણ અજ્ઞાનચેતના છે. જૈન દર્શનમાં અભવ્ય આત્માઓના નવ પૂર્વ સુધી વિકાસ પામેલા જ્ઞાનને પણ જ્ઞાન તરીકે ન ગણતા, આ કારણે જ, અજ્ઞાન ગણવામા આવેલ છે જ્યારે માષતુષ મુનિવરના અષ્ટપ્રવચનમાતા જેટલા અલ્પ જ્ઞાનને પણ, તે પોતાના આત્મ-મંદિરમા અજવાળા પ્રગટાવનાર હોવાથી, સમ્યગ્જ્ઞાન ગણવામા આવેલ છે

**જ્ઞાનચેતનાનું પોતાના આત્મદેવ સાથે મિલન**—જ્ઞાન, કિવા ચેતનાનુ એકાદ પણ નિર્મળ કિરણ એ દિવ્ય જ્યોતિ છે હજારો કે લાખો સૂર્ય-ચંદ્રના અજવાળા જે પ્રકાશ આપવા અસમર્થ છે તે પ્રકાશ આપવાની અદ્ભુત શક્તિ એ દિવ્ય જ્યોતિમા રહેલી છે. પણ એ બને ક્યારે કે જ્યારે ભૌતિક વિજ્ઞાનની સાથે જ સંપૂર્ણતયા જોડાયેલ જ્ઞાન-ચેતનાનુ પોતાના અલખનિરંજન અનંતના સ્વામી આત્મદેવ સાથે જોડાણ થાય યોગિરાજ શ્રી આનંદઘનજી મહારાજના શબ્દોમાં વિચારીએ તો—

"ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત"

—એ ભાવ આવે ત્યારે જ્ઞાન-ચેતનાનું પોતાના આત્મદેવ સાથે મિલન એનું જ નામ સમ્યગ્દર્શન છે, અધ્યાત્મના સુધાસાગરનુ એ જ અમૃતબિંદુ છે. અને મુક્તિના પવિત્ર રાજમાર્ગનુ એ જ મંગલ પ્રસ્થાન છે

**યુગવીર આચાર્યદેવ**—શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપનાના સદુપદેશક માનનીય યુગવીર આચાર્યદેવ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ વર્તમાન યુગના એક અધ્યાત્મયોગી મહાપુરુષ હતા શ્રમણ ભગવાન મહાવીરનો અધ્યાત્મવાદનો પવિત્ર સંદેશ સારાય ભારતના ગામડે ગામડે અને શહેરે શહેરે પાદવિહાર કરીને પહોચાડનારા એ સમર્થ સંદેશવાહક હતા ભૌતિક વાદને જ મુખ્યપણે પોષણ આપનાર પશ્ચિમની કેળવણીનો પ્રવાહ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે, તેમ જ વર્તમાન યુગની નવી પ્રજાને અનુકૂલ-પ્રતિકૂલ સંજોગોમા પણ એ શિક્ષણ આપ્યા સિવાય ચાલવાનુ નથી એ બાબતનો એમના હૈયામા બરાબર ખ્યાલ આવ્યો હતો આજની નવી પ્રજા એ પશ્ચિમની કેળવણી પાછળ ભારતની અધ્યાત્મવાદની પતિતપાવન સંસ્કૃતિનું રખેને વિસ્મરણ ન કરી જાય, એ અંગે એ મહાત્માના હૃદય-મંદિરમા સતત ચિંતા રહેતી હતી અને એ સંજોગોમા પશ્ચિમની કેળવણી સાથે અધ્યાત્મભાવની સંસ્કૃતિ નવી પ્રજાના જીવનમા હરહંમેશ જીવંત બની રહે, આ શુભ ભાવનાથી એ યુગવીર આચાર્યદેવે અધ્યાત્મભાવના સર્વોચ્ચ શિખરે આરૂઢ થયેલા તેમ જ અધ્યાત્મભાવના સંરક્ષણ અને સંવર્ધન માટે ધર્મતીર્થના પ્રવર્તક

શ્રમણ ભગવાન મહાવીર પ્રભુના પવિત્ર નામથી અલંકૃત શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના માટે સદુપદેશ આપ્યો હતો તે સમયના ધર્મપરાયણ દાનવીર શ્રીમતોએ પણ ઉપર જણાવેલા શુભાશયથી આચાર્યશ્રીના સદુપદેશનો અમલ કરી વિદ્યાલયનો શુભ મુહૂર્તે પ્રારંભ કર્યો હતો.

**વટવૃક્ષ સમું વિદ્યાલય**—વટવૃક્ષનું બીજ ભલે નાનું હોય, પણ યોગ્ય ભૂમિમા વાવવા સાથે હવા, પાણી વગેરે અનુકૂલ વાતાવરણ મળે તો જેમ એ ભાવિકાળે સેકડો મુસાફરોને શીતળ છાયડી માટે વિશ્રાતિનું ધામ બની રહે છે, તે જ પ્રમાણે કોઈ શુભ ચોઘડિયે સ્થપાયેલ શ્રી મહાવીર જૈન વિદ્યાલય પચાસ વર્ષના ગાળા દરમ્યાન ખૂબ ફાલ્યું-ફૂલ્યું છે. મહારાષ્ટ્ર અને મહાગુજરાતમા એની ચાર-ચાર શાખાઓ સેકડો વિદ્યાર્થીઓને વિદ્યાપ્રાપ્તિ માટે તીર્થધામ સમાન બની રહેલ છે, એ ઘણી ગૌરવ લેવા જેવી બાબત છે સૌરાષ્ટ્ર, રાજસ્થાન વગેરે અન્ય પ્રાન્તોમા પણ વિદ્યાલયની શાખાઓ વિસ્તાર પામે એવી આજે સૌકોઈની શુભેચ્છા છે

**વિદ્યાર્થીઓને નમ્ર અનુરોધ**—શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા અભ્યાસ કરનાર પ્રત્યેક વિદ્યાર્થીને મારો નમ્ર અનુરોધ છે કે તમો આ વિદ્યાલયના આશ્રયે વ્યાવહારિક કેળવણીમા ગમે તેટલી પ્રગતિની સાધના કરો, પરંતુ વિદ્યાલયના આદ્યપ્રેરક આચાર્યદેવની ધર્મભાવનાના પવિત્ર શુભાશયને તમો સહુ કોઈ હરહમેશ ધ્યાનમાં રાખશો, અને એ ભાવનાનો અમલ કરવા ક્રિયાશીલ બનશો; તેમ જ પરિણામે અધ્યાત્મભાવના અમૃતબિંદુને જીવનમાં પ્રગટાવી ભગવાન મહાવીરના સાચા અનુયાયી બનવા સાથે વિદ્યાલયની ઉજ્જવળ કારકિર્દીમાં વૃદ્ધિ કરવા સદા પ્રયત્નશીલ રહેશો.

જૈન મંદિર
૧૦ મો રસ્તો, ચેમ્બુર, મુંબઈ ૭૧
તા ૧-૨-૬૮



પંડિત શ્રી કીર્તિવિજયજી વિરચિત

# ક્રોધ-માન-માયા-લોભ ચઉપઈ

સંપાદક—પૂજ્ય પંન્યાસ શ્રી રમણીકવિજયજી ગણિ

**ચાર** કષાયોના અવગુણ વર્ણવી એનાથી છુટકારો મેળવવાનું ઉદ્‌બોધન કરતી આ નાની સરખી કાવ્યકૃતિ જેટલી સમજવામાં સરળ છે એટલી જ વાંચવામાં સરસ-મધુર છે. એમાં અનેક કથાપ્રસંગોના સંકેતો જોવા મળે છે આના કર્તા પંડિત શ્રી કીર્તિવિજયજી મહારાજ છે તેઓએ સંવત ૧૮૩૫મા, વાગડ દેશમા આની રચના કરી હતી. આ મુનિવર સંબંધી કે એમની બીજી કૃતિઓ સંબંધી કશી માહિતી મળી શકી નથી છૂટા એક હસ્તલિખિત પાના ઉપરથી આ રચના અહીં આપવામાં આવી છે.

॥ અથ ચઉપઇ ॥

પહેલો સરસતી લીજે નામ, ચોવીસ જિનને કરું પ્રણામ,
ક્રોધ માન માયા ને લોભ, ભાખું અર્થ કરી થિર થોભ ૧

ક્રોધ

ક્રોધે તપ કીધો પરજલે, ક્રોધે કર્મ ઘણેરા ફલે;
ક્રોધે કરણી રૂડી જાય, ક્રોધે સમતારસ સુકાય. ૨

ક્રોધતણે વસ કાંઈ નવ ગણે, માતપિતા ને ગુરુ અવગણે,
ક્રોધે પંચેદ્રી મુઝાય, ક્રોધે ઝેર ઘણેરો થાય ૩

ક્રોધે વિકથા વાધે ઘણી, ક્રોધે કર્મ નિકાચિત ભણી;
ક્રોધે બે બાંધવ આફલે, ક્રોધે ભરત બાહુબળ લડે. ૪

ક્રોધે અચ્ચંકારી ભટ્ટા, ક્રોધે પતિસું કરી ખટપટા;
ક્રોધે અર્જુનમાલી નામ, મહાવીર કીધો સુભ ઠામ. ૫

ક્રોધે કૂડકપટ કેલવે, ક્રોધે દુર્ગતિ અતિ મેલવે;
ફરસરામ ફરસી ફેરવે, ક્રોધે શભુ હલ મેલવે. ૬

ક્રોધે બ્રહ્મદત્ત થયો કઠોર, બ્રાહ્મણ ડોલા કાઢચા જોર;
ક્રોધે સાસૂય થઈ નણુ દ, સુભદ્રાસુ કીધો ફંદ. ૭

ક્રોધે કાઠા કર્મનો બ ધ, ક્રોધે ઘરમા પેસે ધ ધ,
ક્રોધે ચેડા તે મહારાય, હલ-વીહલમા સમરે જાય ૮

ક્રોધે કુણીક કટકી કરે, ભાજી વિસાલા પાછો ફરે,
ક્રોધે લક્ષ્મણુ ને વળી રામ, ક્રોધે રાવણુ ટાલ્યો ઠામ ૯

ક્રોધ તણી છે મોટી વાત, કોઈ ન કરજો એહની વાત,
ક્રોધે કર્મ ઘણાં બ ધાય, ક્રોધે દુર્ગતિ પડવા જાય ૧૦

તેહ ભણી સહુ છોડો ક્રોધ, સુખ નિરાબાધ લહો વલી બોધ,

માન

માન તણી હવે સુણજો વાત, માન તજે તે સબલ સુજાત ૧૧

માને માન તુરગમ ચડે, માને મોહજાલમાં પડે,
માને નીચ કુલ અવતરે, માને વિનય મૂલ નવિ જડે. ૧૨

માને ચઉગઇગત અનુચરે, માને જ બુક ભવમા ફરે,
સાબ પ્રદ્યુમન કહ્યા કુમાર, માને સ્યાલ તણો અવતાર ૧૩

માને બલિરાજા નિરધાર, બ્રાહ્મણ સ્વરૂપ કહ્યો મોરાર,
માને ગયંદ તણો છે જોર, બાહુબલ છ ડો એક ઠોર ૧૪

માન તણી છે વધતી વેલ, માને માર્યા દુ ખની રેલ;
માને વીરમતી તે નાર, ચ દને કીધો કૂકડ સાર ૧૫

પ્રેમલાલચ્છી હાથે ચડી, સુરજકુ ડ કીધો ભવ ફરી,
માને દુર્યોધન્ દુ ખ લહે, માને સરપની ઓપમા લહે. ૧૬

માને ધરમ ન પામે કદા, માને કર્મ બ ધાયે સદા,
માને માનવ ગહલો હોય, માને ભવ ફરસે સહુ કોય. ૧૭

માને બુદ્ધ ગલે નર સોઈ, માન તજે તે સુખિયો હોઈ;
માન તણી જે એ ગત કહી, ધરમી નર તે સુણજો સહી. ૧૮

માયા

હવે માયાનો કહુ વિચાર, માયા નરકતણો છે બાર,
માયા-મોસ તણા છે દોસ, માયા કર્મતણો કરે પોષ ૧૯

માયા-કપટે મલ્લીનાથ, માયા મોહતણો છે સાથ;
માયા કૂડ-કપટ કેલવે, માયા ભુ ડી ગત મેલવે ૨૦

માયા માનવ જૂઠો લવે, માયા નર નારીને ભવે;
માયા અષાઢાભૂત મુણિંદ, માયા લાડુ વોહર્યા ફંદ ૨૧

માયા મોટો છે મકરંદ, માયા પડિયો સૂરજ—ચંદ;
માયા ફંદતણી છે જાલ, માયા સિંહતણી છે ચાલ. ૨૨

માયા અધિક કરે ઉફંડ, માયા કર્મતણો છે કુંડ,
માયા માનવધર્મ ન થાય, માયા પુણ્ય કરે અંતરાય. ૨૩

માયા ચોરી જારી કરે, માયાએ વીખુટો મરે;
છોટા મોટા માયા ધરે, માયા સબ સંસારી ફરે. ૨૪

માયા જાલે વાધ્યો જીવ, માયા પ્રાણી કરતો રીવ;
અરથ કહ્યો માયાનો સાર, લોભતણો હવે કહું વિસ્તાર. ૨૫

## લોભ

લોભે લક્ષણ જાયે સહુ, લોભે પડીયા દાનવ બહુ;
લોભે લોભ ઘણેરો થાય, લોભે નરનારી ઊજાય ૨૬

લોભે ગાડો ગહેલો હોય, લોભે ધર્મ ન જાણે કોય;
લોભે સાગરદત્ત જલ પડ્યો, લોભે સુભૂમ ચક્રી નડ્યો. ૨૭

લોભે સંચો ધનનો કરે, માખી જીમ મહુઆલે ફરે,
લોભે ધન નવિ ખરચે વલી, વાગુલ ભવ પામે તે ફરી. ૨૮

લોભે દેશ પરદેશે જાય, લોભે નરનારી અફલાય;
પુણ્ય હોવે તો પામે વલી, બેઠા ધર્મ કરે કેલવી ૨૯

ક્રોધ લોભનો છોડો પાસ, શ્રાવક ધર્મ કરો ઉલ્લાસ,
લોભે નાના મોટા જીવ, લોભે કાર્ય કરે સદીવ ૩૦

લોભતણી ગત છાડો સાર, તીર્થયાત્રા કરો ઉદાર;
અઢાર પાંત્રાસ વરસ મઝાર, વાગડ દેશ વડો છે સાર ૩૧

દેવદર્શન ગુરુ પંડિત રાય, 'કીર્તિવિજય' હરખે ગુણ ગાય;
ઋદ્ધિ વૃદ્ધિ પામે તે સદા, નરક નિગોદે નાવે કદા. ૩૨

॥ ઇતિ ક્રોધ-માન-માયા-લોભ ચઉપાઈ ॥



# રાજ્યવાત્સલ્ય

લેખક—શ્રી સુબોધચંદ્ર નાનાલાલ શાહ

શ્રેષ્ઠી પેથડકુમાર માંડવગઢના મહામંત્રી એમણે જેમ માડવગઢના રાજા જયસિંહદેવના રાજ્યનુ મહામંત્રીપદ શોભાવ્યુ એમ ધર્મનું મહામત્રીપદ પણ કરી જાણ્યું હતું એમના વખતમા માડવગઢનું આખુ રાજ્ય સુરક્ષિત થયું, રાજ્યની સ પત્તિ અને સુખાકારીમા વધારો થયો, અને આખા દેશની પ્રજા સુખી અને સમૃદ્ધિશાળી બની બહારનાં આક્રમણોનો એમણે એવો જવાબ આપ્યો કે પછી તો કોઈ માડવગઢ રાજ્ય સામે આગળી ચીધવાની પણ હિમત ન કરી શકે

મહામત્રી જેમ રાજ્યસચાલનમા કુશળ હતા તેમ વેપારમા પણ એવા જ કુશળ હતા સ પત્તિની તો એમને આગણે છોળો ઊછળતી હતી અને પેથડકુમારે તો પહેલેથી જ પરિગ્રહનુ પરિમાણ કરેલુ, એટલે તેઓ પોતાની સંપત્તિનો ધર્મના અને લોકસેવાના કાર્યમા ખોબે ખોબે ઉપયોગ કરતા એમની સ પત્તિમાથી તો કઈક મનોહર દેવમંદિરો, ધર્મસ્થાનો, આશ્રયસ્થાનો અને સેવાલયો ઊભા થયા હતા એ બધા સ્થાનો પેથડશાની કીર્તિગાથા સભળાવતાં હતા લોકોને થતું, પેથડશાએ કેટલી સ પત્તિની કમાણી કરી છે અને કેટલી સંપત્તિનુ પોતાના હાથે દાન કર્યું છે! લોકોમા તો કહેવાતું કે પેથડશાને ચિત્રાવલી મળી છે અને ફળી છે

પેથડશાના માર્ગદર્શક હતા એક ધર્મગુરુ· આચાર્ય ધર્મઘોષસૂરિ એમનું નામ ભારે પ્રભાવશાળી અને જ્ઞાની પુરુષ આવા મોટા રાજ્યનો આવો મોટો મત્રી એક નાના આજ્ઞાકિત શિષ્યની જેમ એમનો પડયો બોલ ઝીલી લેતો પોતાના ગુરુની કલ્યાણબુદ્ધિમા એમને આટલી બધી આસ્થા હતી

આમ રાજ્યસેવા, લોકસેવા અને ધર્મસેવાને લીધે મહામત્રી પેથડકુમાર રાજ્યમા અને પ્રજામા સમાન રીતે પ્રિય બની ગયા હતા રાજા અને પ્રજા બન્નેમા એમની ખૂબ પ્રતિષ્ઠા હતી અને સૌ એમની વાતને હોશેહોશે સ્વીકારી લેતા, અને પેથડકુમારનો જય-જયકાર બોલાવતા

સૂર્ય અસ્ત થાય છે અને હસતુ, ખીલતુ, સુવાસ પાથરતું સુંદર–સોહામણું કમળ પોતાની પાખડીઓ સંકેલી લે છે. જીવનનુ પણ એવું જ છે આયુષ્યનો સૂર્ય અસ્તાચળ તરફ ઢળે અને જીવનનુ કમળ બિડાઈ જાય—બીજે સ્થાને ખીલવાને માટે ! સમય થયો અને સર્વજનવત્સલ પેથડકુમારનુ જીવન સંકેલાઈ ગયું એમની કાયા એમની નામનાની સુવાસને સર્વત્ર પ્રસરાવીને નામશેષ બની ગઈ પેથડકુમાર લોકહૃદયમાં અમર બની ગયા જનસમૂહ એમની પુણ્યસ્મૃતિને અભિવંદી રહ્યો

૭

પેથડકુમારનો પુત્ર ઝાંઝણકુમાર એય પિતા જેવો કર્મશૂર, ધર્મશૂર અને દાનશૂર હતો ધર્મનુ રહસ્ય, સંસારની અસારતા અને સંબંધોની અશાશ્વતતાને એ સારી રીતે સમજે છે, પણ પિતાનો વિયોગ એનાથી સહ્યો જતો નથી એ તો વારેવારે પોતાના પિતાને સંભારીને ઉદાસ બની જાય છે એને થાય છે · પિતાજી કેવા જાજરમાન પુરુષ હતા ! હવે શું એમની છત્રછાયા ક્યારેય નહી મળે ? અને ઝાંઝણકુમારની આંખો અંતરની વેદનાના આંસુ સારવા લાગે છે

ગુરુદેવ ધર્મઘોષસૂરિજી અવારનવાર ઝાંઝણકુમારને ધર્મવાણી સંભળાવીને આશ્વાસન આપે છે અને આવા ધર્મશૂર પિતાનુ સ્મરણ કરીને આર્તધ્યાનમા મનને દુઃખી કરવાને બદલે એમના જેવી ધર્મકરણીમા ચિત્તને પરોવીને પોતાના જીવનને અને ધનને કૃતાર્થ કરવાની પ્રેરણા આપતા રહે છે. મહામંત્રીની જેમ ઝાંઝણકુમારને પણ આ ધર્મનાયક ગુરુમહારાજનો જ સાચો આશ્રય છે

છતા ઝાંઝણકુમારનુ મન હજી શાંત અને સ્વસ્થ નથી થતુ, એ જોઈને ધર્મઘોષસૂરિજી મહારાજે એમને તીર્થયાત્રાનો સંઘ કાઢવાનો ઉપદેશ આપ્યો અને તીર્થયાત્રાના તથા સંઘ કાઢવાના અસંખ્ય લાભો વર્ણવી બતાવ્યા પિતાનુ આપ્યુ અને પોતાના હાથે રળેલુ ધન પણ અઢળક હતું, સારા કામમા સામે ચાલીને ઉલ્લાસપૂર્વક ધનને વાપરવાની ઉદારતા પણ ઘણી હતી અને ધર્મનું આરાધન કરવાની તથા શાસનની પ્રભાવના વધારવાની ધગશ પણ પુષ્કળ હતી.

ઝાંઝણકુમારના મનમા આચાર્ય મહારાજની વાત વસી ગઈ એમને પણ થયું : બીજી દૃષ્ટિ ઉપરાંત લોકદૃષ્ટિએ પણ આવા મહાન અને ધર્માત્મા પિતાની સ્મૃતિ નિમિત્તે કંઈક પણ ધર્મકૃત્ય કરવુ જ જોઈએ ને ! સંઘ સહિત તીર્થયાત્રા કરવામાં તો પિતાજીને પણ સાચી અંજલિ આપી ગણાશે, સંઘને પણ ધર્મકરણી કરવાનો અવસર મળશે અને મારુ પણ કલ્યાણ થશે આવા અનેક લાભોનો વિચાર કરીને ઝાંઝણકુમારે ગુરુમહારાજના આ ધર્માદેશને તરત જ આદરપૂર્વક માથે ચડાવી લીધો, અને શત્રુંજય મહાતીર્થની યાત્રાએ મોટા સંઘ સાથે જવાનું નક્કી કર્યું.

સારા કામમા સો વિઘન, એટલે સારું કામ તો તરત જ પતાવ્યું સારું એટલે મોટા સંઘની તાબડતોબ બધી તૈયારીઓ કરવાનો ઝાંઝણકુમારે આદેશ આપ્યો ગામોગામના સંઘોને કંકોતરીઓ લખવામા આવી અને વિ સં ૧૩૪૦ ના વસંતપંચમીના મંગળમય દિવસે, મંગળ ચોઘડિયે અઢીલાખ જેટલા યાત્રિકોના મોટા સંઘ સાથે ઝાંઝણકુમારે,

આચાર્ય મહારાજ શ્રી ધર્મઘોષસૂરિજીની નિશ્રામા, શત્રુંજય મહાતીર્થની યાત્રા માટે મંગલ પ્રયાણ કર્યું.

અઢી લાખ મનુષ્યોનો એ સંઘ જ્યારે પોતાના ડેરાતબૂ ઉપાડીને ચાલતો ત્યારે જે દૃશ્ય સર્જાતું તે એવું હતું કે જે નજરે જોવું એ પણ એક લહાવો હતો.

સંઘ પણ કેવો મોટો! જ્યા સંઘનો પડાવ થાય છે ત્યા એક વિશાળ નગર વસી જાય છે સંઘની સગવડ સાચવવા અને ભક્તિ કરવા ઝાંઝણકુમાર, એમના સાથીઓ અને સેંકડો શ્રેષ્ઠીઓ ઊભે પગે ખડા રહે છે અનંતજ્ઞાની–સર્વજ્ઞ ભગવાને સંઘને તીર્થ કહીને અને એને નમસ્કાર કરીને એનો મહિમા વધાર્યો છે આવા જંગમ તીર્થની ભક્તિ કરવાનો આવો અપૂર્વ અવસર ફરી મળ્યો કે મળશે! સંઘના માર્ગમાં આવતા રાજ્યોના રાજાઓ, ઠાકોરો, મંત્રીઓ, મહાજનો અને શ્રેષ્ઠીઓ પણ સંઘનુ સ્વાગત-બહુમાન અને સંઘની ભક્તિ કરવામા જરા પણ પાછી પાની કરતા નથી સૌ હોંશે હોંશે સેવા કરવા દોડી આવે છે સૌને મન જીવનનો આ એક અમૂલ્ય લહાવો છે

યાત્રાળુઓ નિત્યનિયમ મુજબ દેવદર્શન-પૂજન કરી શકે એ માટે બાવન બાવન તો વિશાલ જિનાલયો સાથે રાખવામા આવ્યા હતા હજારો વાહનો, ઘોડા, બળદો અને સુખાસનો વગેરેથી તેની વિરાટતા વધુ ને વધુ લંબાતી જતી હતી

માન્યામાં ન આવે તેવું એ દૃશ્ય હતુ લોકો કહેતા કે આવડો મોટો સંઘ તે વળી હોતો હશે? તે ખાતો ક્યાં હશે? આટલા મોટા સમૂહને ખવડાવતુ કોણ હશે? એને સૂવા–બેસવાની સગવડ શી હશે? પણ આ બધા સવાલો ત્યા સુધી જ ટકતા કે જ્યા સુધી સંઘનાં પ્રત્યક્ષ દર્શન કરવાનો અવસર ન મળતો જ્યા એ દૃશ્ય પ્રત્યક્ષ જોવા મળતુ ત્યા આ બધા પ્રશ્નો સ્વયમેવ શાન્ત થઈ જતા

સંઘના એક છેડેથી બીજે છેડે પહોંચવા માટે પગે ચાલનારને ખાસા ૩–૪ કલાક થાય એવો વિરાટ આ સંઘ હતો આ સંઘ ગુજરાતમા થઈ સૌરાષ્ટ્ર દેશમા જવાનો હતો અને ત્યા જેના અણુએ અણુ પાપીઓનેય પાવન કરી દેવાની શક્તિ ધરાવે છે તેવા પરમ તારક તીર્થાધિરાજના મસ્તક પર બિરાજમાન મુકુટમણિશા ભગવાન યુગાદીશ્વરને મનભરી નીરખવાની અને તે તારકની પૂજા–અર્ચા કરવાની ભાવના સેવતો હતો

સંઘની અને ઝાંઝણકુમારની ભાવના સફળ થઈ માર્ગમા આવતાં બધા ધર્મતીર્થોની અને છેવટે તીર્થાધિરાજ શત્રુંજય મહાગિરિરાજની ઉલ્લાસપૂર્વક યાત્રા કરીને, અને ઝાંઝણકુમારને સંઘપતિપદનો અભિષેક કરીને સંઘ પાછો ફરી રહ્યો હતો પાછા ફરતા પણ સંઘમા એ જ ધર્મરંગ પ્રવર્તતો હતો જાણે ત્યાં ધર્મનુ જ સામ્રાજ્ય પ્રવર્તતું હતુ, અને બધા યાત્રિકો એ ધર્મનગરીના વસનારા હતા.

*

પાછા ફરતાં માર્ગમા ગુજરાતનુ જૂનું પાટનગર કર્ણાવતી આવતું હતુ. કર્ણાવતી તે વખતે પંકાયેલ નગરી હતી, અને પુરાણપ્રસિદ્ધ સાબરમતી નદીને કિનારે વસી હતી ત્યારે ત્યા રાજા સારંગદેવનુ શાસન પ્રવર્તતુ હતુ. ગુજરાતનું રાજ્યશાસન નબળું પડ્યું હતું, છતાં ગુજરાતનો રાજા ત્યારે એ જ ગણાતો.'

જેણે જેણે આવડા મોટા સંઘની વાત સાંભળી હતી તે બધા જ તાજૂબ થયા; તો પછી ગુર્જરેશ્વર કંઈ જુદી માટીના થોડા જ હતા! તે પણ તાજૂબ થયા એમનેય થયું કે કેવી નવાઈની વાત છે કે અઢી લાખ માણસોનો આ સંઘ છે!

"આટલી મોટી જનમેદનીનો અધિનાયક કોણ હશે ભલા?" સારંગદેવે પોતાના પ્રધાનને પૂછ્યું

"મહારાજ! આવા વિશાળ સંઘના સંઘપતિ ઝાંઝણકુમાર છે માલવ-દેશના માંડવગઢ રાજ્યના મહામંત્રીશ્વર સ્વનામધન્ય પેથડકુમારના તેઓ ધર્મી પુત્ર છે પેથડકુમાર તો એવા ધર્માત્મા હતા કે એમણે બત્રીસ વર્ષની ભરયુવાનીમાં બ્રહ્મચર્યવ્રત જેવું કઠોર વ્રત અંગીકાર કર્યું હતું! તેમણે ઓઢેલું વસ્ત્ર રોગીને પહેરાવતાં રોગ ચાલ્યો જાય એવી તો એમની ધાર્મિકતાની નામના હતી તેઓ ખરેખરા ધાર્મિક શિરોમણિ અને પુણ્યવાન મહાપુરુષ હતા આજના સંઘના સંઘપતિ ઝાંઝણકુમાર એમના પુત્ર છે અને તેઓ પણ ખૂબ ધર્મી છે"

ગુર્જરેશ્વર આ પ્રશંસા વિસ્ફારિત નયને સાંભળી જ રહ્યા તેમને થયું કે આ સંઘને તો નજરે નીરખવો જ જોઈએ અને સંઘના દર્શન અને સ્વાગતની એમની ભાવના વધુ પ્રબળ બની સંઘના આગમનના સમાચાર આવ્યા એટલે રાજા અને પ્રજા બધા ખૂબ રાજી થયા સર્વત્ર આવા મોટા અભૂતપૂર્વ સંઘના સ્વાગતનો ઉમંગ પ્રવર્તી રહ્યો

રાજા સારંગદેવે પોતાના મંત્રીશ્વરને બોલાવી સંઘપતિ તથા સંઘનું યોગ્ય સન્માન કરવાની, નગરમાં તેમનો પ્રવેશ-મહોત્સવ કરાવવાની તથા રાજમહેલમાં તેમને લઈ આવવાની આજ્ઞા કરી

બીજા દિવસે જ્યારે એક પ્રહર લગભગ વીતી ગયો ત્યારે સંઘ કર્ણાવતીના પાદરે આવી પહોંચ્યો નગરના તથા આસપાસના જિનચૈત્યો જુહારવા તથા શ્રમણ ભગવંતોને વંદના કરવા માટે સંઘ અહીં ચાર દિવસ રોકાવાનો હતો

નમતી સંધ્યાએ ગુર્જરેશ્વર સારંગદેવ સંઘપતિના તંબૂમાં આવ્યા સંઘપતિની બેઠક એક રાજરાજેશ્વર જેવી હતી અદ્‌ભુત અને તેજસ્વી એમનું લલાટ હતું બહુમૂલ્ય અને ભાગ્યે જ જોવા મળે એવા અલંકારોથી તેઓ સુશોભિત હતા અતિશય નાજુક દેહલતાવાળી અને આરસમાંથી કંડારેલી દેવાંગનાઓ સમી ચામરધારિણીઓ તેમને ચામર વીંઝી રહી હતી છત્રધર જરાય હાલ્યાચાલ્યા વિના તેમને છત્ર ધરીને ઊભો હતો શ્રેષ્ઠીઓ અને સામંતો તેમના બંને પડખે દબદબાપૂર્વક બિરાજતા હતા.

ગુર્જરેશ્વર પોતાને મળવા આવી રહ્યા છે એ સમાચાર સાંભળતાં જ સંઘપતિ ઝાંઝણકુમાર પોતે ઊઠીને ગુર્જરેશ્વરનું સન્માન કરવા સામે ગયા બંનેએ પરસ્પરનું અભિવાદન કર્યું રાજવીએ સંઘપતિના તથા સંઘના કુશળ મંગલ પૂછ્યા 'અમારા પ્રદેશમાં આપને કશી તકલીફ તો નથી પડી ને?' એ પ્રશ્નના જવાબમાં સંઘપતિએ ગુર્જરેશ્વરની પ્રસન્ન નજરને કારણભૂત ગણાવી

મીઠી પ્રેમભરી વાતો શરૂ થઈ અને સૌ આનંદવિભોર બની ગયા.

છેવટે ઊઠતા ઊઠતા રાજવીએ આવતીકાલે રાજ્ય તરફથી સંઘપતિ તથા સંઘના નગરપ્રવેશ મહોત્સવની વાત મૂકી, અને ઝાંઝણકુમારે એનો સહર્ષ સ્વીકાર કર્યો

બીજા દિવસની સવાર થઈ અને આખું પાટનગર સંઘ અને સંઘપતિના સન્માનાર્થે નગર બહાર ઠલવાયું અઢી લાખ યાત્રાળુઓ, બીજો પણ માનવસમૂહ અને નગરની સમસ્ત વસતી ભેગી થતાં ત્યાં માનવોનો હાલતોચાલતો મહેરામણ હિલોળા લેતો દેખાતો હતો, તેનું વર્ણન કરવું શક્ય નથી

સંઘપતિ ઝાંઝણકુમારને નાના પર્વત સમા મહાકાય હાથી પર સોનાની અંબાડીમાં બેસાડવામાં આવ્યા અને ગુર્જરેશ્વર તેમની સાથે બેઠા એક વિજેતા સેનાપતિનું જેવું સન્માન થાય તેથીય અધિક સન્માન તેમનું કરવામાં આવ્યું સંઘ અને સંઘપતિની સવારી રાજમહાલય આવી પહોંચતા ગુર્જરેશ્વર સંઘપતિનો હાથ ઝાલીને તેમને રાજ-મહાલય તરફ દોરી ગયા સૌનો પરિચયવિધિ થયો અને તામ્બૂલો અપાયા

છેવટે રાજવીએ વિનંતી કરી "શ્રેષ્ઠી ઝાંઝણકુમાર, જો તમે સ્વીકારો તો મારી એક વિનંતી છે કે આવતીકાલે આપ આપના સંઘમાંથી સારા સારા ચૂંટી કાઢેલા પાંચેક હજાર માણસો સાથે રાજમહાલયમાં મારે આંગણે ભોજન લેવા પધારો"

સૌને થયું કે હમણાં ઝાંઝણકુમાર હા પાડી દેશે એક રાજા જેવો રાજા વગર માગ્યે, સામે ચાલીને આવું દુર્લભ બહુમાન કરતો હોય, તો એનો ઇન્કાર પણ કોણ કરી શકે? અને એવો ઇન્કાર કરવાની જરૂર પણ શી?

પણ ઝાંઝણકુમાર કંઈ સામાન્ય માટીના માનવી ન હતા એમના તો રોમ રોમમાં ધર્મનું તેજ અને બળ વસેલું હતું પોતાના સન્માન અને ગૌરવ કરતાંય પોતાના ધર્મનું અને પોતાના સાધર્મિકોનું ગૌરવ અને સન્માન એમના હૈયે વધારે વસેલું હતું ઝાંઝણ-કુમારે નમ્રતા અને વિવેકપૂર્વક છતાં મક્કમપણે કહ્યું "રાજન્! આપનું આમંત્રણ હું નહીં સ્વીકારી શકું, મને ક્ષમા કરો!"

"કારણ?" રાજવીએ પૂછ્યું

"કારણ એ કે મારા સંઘમાં જેમને હું બીજા યાત્રિકોથી સારા તરીકે ચૂંટીને જુદા તારવી શકું એવા કોઈ માણસો જ નથી"

"એટલે શું તમારા સંઘમાં સારા કહી શકાય એવા માણસો જ નથી?" રાજવીએ સંઘપતિની વાતને સમજ્યા વગર જ પૂછ્યું પોતાની માગણીનો ઇન્કાર સાંભળીને એના અંતરને એક પ્રકારનો આઘાત લાગ્યો હતો

"ના, મહારાજ, એવું નથી આપ મારી વાત બરાબર સમજ્યા નહીં મેં આપને કહ્યું એનો ભાવ તો એ છે કે મારા સંઘમાં કોઈ પણ ખરાબ માણસ નથી, બધા જ સારા છે એમાં હું કોની ખરાબ તરીકે બાદબાકી કરીને સારાની પસંદગી કરું? મારાથી એ ન થઈ શકે આ સંઘમાં બધા જ મારા સહધર્મી ભાઈઓ છે, બધા જ શ્રેષ્ઠ છે; અને સૌ મારા આમંત્રણથી જ સંઘમાં પધાર્યા છે તો પછી એમાં સારાખોટાનો વેરોવંચો કરીને એમનું માનભંગ કરનાર હું કોણ?"

"તો પછી શુ થાય?" રાજવી જરા મલકાઈને બોલ્યા

"એ જ કે આપનુ આમંત્રણ હું ન સ્વીકારૂં!" ઝાંઝણકુમારે કહ્યુ

રાજવીને આ વાતથી ખેદ થયો એ ખેદે ગુસ્સાનું રૂપ ધર્યું સહજ આવેશમા આવીને રાજવી બોલ્યા "તો શું તમારા અઢી લાખ માણસોના સંઘને મારે જમાડવો? શુ કોઈ પણ માણસ આટલી મોટી સંખ્યાને જમાડી શકે ખરો?"

"રાજન્! આપની ભાવનાને હુ સમજી શકુ છું. આપની લાગણી સાચી અને અનુમોદના કરવા જેવી છે કૃપા કરી આપે પણ મારી વાત સહાનુભૂતિથી સમજવી ઘટે. વળી મેં આપની પાસેથી એવી કોઈ આશા રાખી જ નથી કે આપ મારા સંઘના અઢી લાખ માણસોને જમાડો! બાકી આવડા મોટા સંઘને કેવી રીતે જમાડી શકાય એનો મારો નમ્ર તથા પ્રત્યક્ષ જવાબ એ છે કે હું આ સંઘને રોજ જમાડુ જ છું પણ આ કંઈ આગ્રહને વશ બનીને ખેંચપકડ કરવા જેવી વાત નથી મોટી વાત તો ભાવનાની છે, અને આપની ભાવના મે પ્રત્યક્ષ જોઈ છે, અને એનુ મારે મન જમણ કરતાં પણ વધુ મૂલ્ય છે" પેથડશાએ ગભીરપણે કહ્યુ

પોતાના આમન્ત્રણની આ સ્થિતિ થવાથી ગુર્જરેશ્વર ગુસ્સામિશ્રિત ખેદના ભાવોથી વ્યાપ્ત બનેલા હતા ત્યા એમના મગજમા એક ચમકારો થયો અને એમનાથી બોલાઈ ગયુ "સંઘપતિજી, શું હુ તમને આખુ ગુજરાત જમાડવાનુ કહું તો તમે જમાડી શકો ખરા? જો ના, તો પછી તેવુ જ મારા માટે છે, એ તમારે સમજવું જોઈએ અને મારા આમન્ત્રણનો સ્વીકાર કરવો જ જોઈએ'

સારંગદેવ રાજાની વાત સાભળી મંત્રીશ્વરે પૂરી ધીરતાથી કહ્યું. "રાજન્! અગર જો આપ ફરમાવો તો હુ આખા ગુજરાતને જમાડીશ શાસનદેવ મને એમા સહાય કરશે. અત્યારે જ મારુ આપને આમત્રણ છે."

સંઘપતિનો ઉત્તર સાભળી ગુર્જરેશ્વર પહેલા તો ડઘાઈ જ ગયા, પછી થોડીવારે બોલ્યા. "ઝાંઝણકુમાર, આખુ ગુજરાત એટલે શું એવો કંઈ ખ્યાલ તમે કરી શકો છો? તમે એને જમાડવાનુ કહો છો?"

"રાજન્! સઘળો જ ખ્યાલ કરી શકુ છું અને આજે, આ ઘડીએ જ, આપને સમસ્ત ગુજરાતને મારા તરફથી જમવાનુ આમત્રણ પાઠવવા વિનતી કરૂ છું"

રાજવી મોમા આગળાં નાખી ગયા કે આ સંઘપતિ આ શું બોલે છે! પણ ચાલો. કસોટી થશે, એમ સમજી તેમણે મન મનાવ્યું.

આમ વાતવાતમા પ્રસંગે એક જુદું જ રૂપ ધારણ કરી લીધું. ઝાંઝણકુમારના સંઘનું પ્રયાણ બંધ રહ્યુ આખો સંઘ કર્ણાવતીની બહાર રોકાઈ ગયો આખી ગુજરાતની પ્રજાને ઝાંઝણકુમારના રાજ્યવાત્સલ્યમા જમવાના આમંત્રણો મોકલાઈ રહ્યા

ભગવાન જિનેન્દ્રનુ શાસન જેણે રગરગમા પચાવ્યુ હોય છે એવા ધર્મશૂર આત્માને, પ્રસંગ આવે ત્યારે, વટ કેવી રીતે રાખવો તે શીખવવાનું ન હોય હવે તો સંઘવાત્સલ્ય કે સહધર્મીવાત્સલ્ય નહી પણ રાજ્યવાત્સલ્યના મહાજમણને હર્ષ અને ઉલ્લાસપૂર્વક

સફળ કર્યે જ છૂટકો હતો. અને ઝાઝણકુમાર એમા જરાય પાછા પડે એવા ન હતા એમની શક્તિ અને ભક્તિ બન્ને અજોડ હતી.

કામ ન કલ્પી શકાય એવું મોટું હતું અને ઘણી ઝડપે પૂરું કરવાનુ હતું પણ એની પાછળ પ્રતાપી પિતાના પુત્રની વ્યવહારદક્ષ વણિક બુદ્ધિ કામ કરતી હતી, સંઘ-માના ભાવનાશીલ અગ્રણીઓનો અને કુશળ કાર્યકરોનો ઉમંગભર્યો સાથ હતો, અને પૈસાની તો કોઈ કમી જ ન હતી, એટલે કામની સફળતામા કોઈ સંદેહ ન હતો

રસોઈની અને જમાડવાની તાબડતોબ તૈયારીઓ કરવામાં આવી એકીસાથે પાંચસો માણસોને જમવા બેસાડી શકાય એવા વિશાળ એક સો જેટલા મંડપો ખડા કરવામાં આવ્યા સાબરમતીનો આખો કિનારો અને કર્ણાવતીની આસપાસનો વેરાન લાગતો વન-પ્રદેશ જાણે વન–ભોજનનું ભર્યું ભર્યું રળિયામણું ઉદ્યાન બની ગયું જમનારને બહુમાન પૂર્વક જમાડી શકાય એવી બેસવા–પીરસવાની પૂરી વ્યવસ્થા કરવામા આવી

બધી પૂર્વતૈયારી પૂરી થઈ એટલે નિશ્ચિત દિવસથી રાજ્યવાત્સલ્ય અથવા તો પ્રજાવાત્સલ્યનો મહાજમણવાર શરૂ થયો કર્ણાવતીના રાજવી અને નગરજનો પણ આ કામમા પૂરા ઉત્સાહથી સાથ આપવા આવી પહોચ્યા રાજા સારંગદેવનો રોષ પણ ઊતરી ગયો હતો આ કાર્યને એમણે પોતાનુ જ માની લીધુ રાજ્યની મદદથી જ્ઞાતિવાર જુદા જુદા મંડપોમાં પ્રજાજનોને ભાવપૂર્વક જમાડવામા આવતા, દિવસભર એ કામ ચાલ્યા કરતું.

જાણે ઝાઝણકુમારે રાજ્યવાત્સલ્ય કે પ્રજાવાત્સલ્યનો સપ્તાહ્નિક મહોત્સવ માંડ્યો હોય એમ સાત સાત દિવસ સુધી આ જમણવાર ચાલ્યો અને સમગ્ર ગુજરાતની પ્રજાએ માડવગઢના સ્વર્ગસ્થ મહામંત્રીના સુપુત્ર ઝાઝણકુમારની મહેમાનગતિનો અનેરો લાભ લીધો અને એમની ધર્મભક્તિ, કાર્યશક્તિ અને ઉદારતાનાં દર્શન કર્યા

બરાબર સાતમા દિવસની સંધ્યાએ સમસ્ત ગુજરાત જમી રહ્યુ ત્યારે હર્ષથી છલ-કાતી આંખે રાજા સારંગદેવ સંઘપતિ ઝાઝણકુમાર પાસે આવી પહોચ્યા અને ગદ્ગદ વાણીથી બોલ્યા. "શ્રેષ્ઠીવર! તમે ન કલ્પી શકાય કે નજરે જોયુ ન હોય તો ન માની શકાય એવું અતિઅદ્ભુત કાર્ય કરી બતાવ્યુ! તમને સમજવામા મેં ખરેખર ભૂલ કરી! મને માફ કરો. તમારામા જે શક્તિ છે તે મારામાં નથી તમે તો ચમત્કાર કરી બતાવ્યો. અમે એ ક્યારેય નહીં ભૂલી શકીએ"

ઝાંઝણકુમારે વિનમ્ર બનીને કહ્યુ "મહારાજ! આ કાંઈ મારી શક્તિ નથી, આ તો મારા અભીષ્ટદેવ ભગવાન જિનેન્દ્રદેવે દર્શાવેલ દાનધર્મની શક્તિ છે આ બધો જ યશ એ મહાપ્રતાપી ઇષ્ટદેવને અને એમણે પ્રરૂપેલ સર્વકલ્યાણકારી ધર્મને ઘટે છે હું તો માત્ર એમના ચરણની રજ છુ"

રાજવીએ પૂછ્યું "ઝાઝણકુમાર, આ જમણ માટે તમે કેટલી મીઠાઈ બનાવરાવેલી?"

"રાજેશ્વર! મીઠાઈઘર જોવા પધારો" અને ઝાઝણકુમાર રાજા સારંગદેવજીને તે તરફ દોરી ગયા

ત્યાં રાજવીએ શું જોયુ? હજી બીજા હજારો માણસો જમી શકે એટલી તાજી મીઠાઈના ગંજ ખડકાયા હતા રાજવી આ દાનેશ્વરીને મનોમન વંદી રહ્યા અને લાગણી-

ભર્યા સ્વરે બોલ્યા 'સંઘપતિજી, માગો, માગો, માગો તે આપું. તમારા આ કૃત્યથી હું અતિ પ્રસન્ન થયો છું"

ઝાંઝણકુમારે કહ્યું "રાજન્! આપ જેવા રાજવીઓના રૂડા પ્રતાપે તો અમે સિદ્ધક્ષેત્રની યાત્રા કરી આવ્યા, આથી વિશેષ અમારે શું જોઈએ?"

ગુર્જરેશ્વર બોલ્યા "શ્રેષ્ઠી, એમ ન ચાલે જે મન થાય તે માગો; આજે તો મારી ભાવનાને પોતાના માર્ગે વિહરવા દ્યો"

ખૂબ વિચાર કરી સંઘપતિએ કહ્યુ "રાજન્! મારે માગવાનુ તો કંઈ છે નહીં, પણ જો તમારે આપવુ જ હોય તો એક જ વસ્તુ માગું છુ અને તે એ કે આપની કેદમાં પડેલા સમસ્ત રાજાઓને મુક્ત કરો"

ગુર્જરેશ્વરને થયુ કે મંત્રીશ્વરે માગવામા કશી જ કચાશ રાખી નથી. ઘણુ ઘણું માંગ્યુ છે, પણ ગુર્જરેશ્વર પ્રતિજ્ઞાબદ્ધ હતા

બીજા દિવસના પ્રભાતે બધાય રાજાઓને મુક્ત કરવામાં આવ્યા અને તેમના મુક્તિદાતા માંડવગઢના શ્રેષ્ઠી ઝાંઝણકુમાર છે તે એમને જણાવવામા આવ્યું

હર્ષથી છલકાતા નેત્રો દ્વારા બીજાના નેત્રોને પણ સજળ બનાવતું એ રાજવીવૃંદ જ્યારે ઝાંઝણકુમારના તંબુમા આવી એમનો ઉપકાર માનવા લાગ્યુ ત્યારે તો અંતરને ગદ્ગદ બનાવી દે એવુ દૃશ્ય ખડું થયું સૌએ ભગવાન વર્ધમાનસ્વામીની મહાકરુણાનો અને એમના શાસનનો જયજયકાર બોલાવી દીધો

બીજા દિવસે સવારે આ મહાકાય સંઘે કર્ણાવતીથી આગળ પ્રયાણ આદર્યું ત્યારે પાછળ ઊભેલુ રાજવીવૃંદ અને ગુર્જરેશ્વર સારંગદેવ સમેત સમસ્ત નગરજનોના હૃદયમાં ભગવાન જિનેન્દ્રના શાસનની અદ્ભુતતા અંકાઈ ચૂકી હતી ઝાંઝણકુમારે એ સૌને જાણે વશ કરી લીધા હતા



સ્વ. મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિ વિરચિત

# विजयोल्लासमहाकाव्य (એક અજ્ઞાત કૃતિનો ટૂંક પરિચય)

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી

**સત્તરમી** સદીના ઉત્તરાર્ધમા જન્મેલા અને અઢારમી સદીના લગભગ મધ્ય ભાગે દિવંગત થએલા, ષડ્દર્શનવેત્તા, ન્યાયવિશારદ, ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજે પોતાના જીવન દરમિયાન વિવિધ વિષયના સેંકડો ગ્રન્થો સંસ્કૃત, પ્રાકૃત, રાજસ્થાની અને ગુજરાતી–એ ચારે ભાષામા રચ્યા હતા. આમ છતા અત્યારે તો એમના ગ્રથો અતિપરિમિત સખ્યામા ઉપલબ્ધ થાય છે તેઓશ્રીને કાળધર્મ પામે હજી પૂરા ત્રણસો વરસનો ગાળો પણ નથી વીત્યો, છતા એમની સેકડો કૃતિઓ અનુપલબ્ધ બની જાય એ દુઃખદ તેમ જ રહસ્યમય ઘટના છે

જોકે હજુ ઘણા જૈન જ્ઞાનભંડારો પૂરી ચોકસાઈથી જોવાયા નથી. આજે હસ્તપ્રતિઓનો વપરાશ શ્રમણસંઘમા પાચ ટકા જેટલો પણ રહ્યો નથી. એના પરિણામે જ્ઞાનભંડારો જોવાની તકો ક્યાંથી ઊભી થાય? આજે તો હસ્તપ્રતિઓની લિપિ ઉકેલવાનું પણ દુરૂહ થતું જાય છે એટલે જ્યારે અધિકૃત વ્યક્તિઓની નજરે અણખોજ્યા[1] ભંડારો ઝીણવટથી તપાસાશે ત્યારે, સંભવ છે કે, બીજી થોડીઘણી કૃતિઓ પ્રાપ્ત થયા વિના નહીં રહે.

આ સાલમા જ થોડા વખત પહેલાં સૌરાષ્ટ્રમાં જૂનાગઢ શહેરના જ્ઞાનભંડારની ખોજ કરતા પ્રાપ્ત થએલી એક નાનકડી અને અપૂર્ણ છતાં અત્યાર સુધી અપ્રાપ્ત તેમ જ અજ્ઞાત કૃતિનો અલ્પ પરિચય કરાવવા માટે આ લેખ લખું છુ "શ્રી યશોભારતી જૈન પ્રકાશન સમિતિ" ના પ્રથમ પુષ્પ તરીકે પ્રસિદ્ધ થએલી મહોપાધ્યાયજીકૃત સ્વોપજ્ઞ ઐન્દ્રસ્તુતિની પ્રસ્તાવનામા મહોપાધ્યાયજીકૃત ઉપલબ્ધ, અનુપલબ્ધ, પૂર્ણાપૂર્ણ ગ્રન્થોની જે યાદિ પ્રગટ કરી છે, એમા આ કૃતિની નોધ લેવામા આવી નથી કારણ કે અદ્યાવધિ પ્રાપ્ત

1. ઉદાહરણ તરીકે અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભડારનુ નામ સૂચવી શકાય

યાદીઓમાં કે ગ્રન્થોમાં આ ગ્રન્થનો ઉલ્લેખ જોવા મળ્યો નથી આથી સમજાય છે કે એઓશ્રીએ વિધવિધ ક્ષેત્રે અવનવી કેટલીયે કૃતિઓની રચના શરૂ કરી હશે, અને એક યા બીજા કારણે તે અપૂર્ણ રહી હશે એમાં જે કૃતિ પોતાના પ્રારંભની જેમ જ પોતાનો અન્ત જોવાનું સદ્ભાગ્ય ધરાવતી હશે તેણે પોતાનો અન્ત જોયો હશે; અને એવું ભાગ્ય ન ધરાવનારી ઘણીયે કૃતિઓ એમ ને એમ અધૂરી જ રહી હશે ઉપર સૂચવ્યું તેમ જૂનાગઢમાંથી મળી આવેલી આવી જ એક અલ્પપુણ્યક કૃતિનુ નામ છે–विजयोल्लासमहाकाव्य.

ખુશનસીબીની વાત એ છે કે આ કૃતિ ખુદ ઉપાધ્યાયજીના પોતાના હસ્તાક્ષરમાં જ લખાયેલી મળી આવી છે આ કૃતિની હસ્તપ્રતિ, ઉપર કહ્યું તેમ, જૂનાગઢ જૈનસંઘના જ્ઞાનભંડારની છે પોથી નં. ૧૦૫૪, અને પ્રતિ નં. ૩૮૮ છે આ કૃતિ શોધી કાઢવાનું સૌભાગ્ય મુનિવર શ્રી ધુરંધરવિજયજીને પ્રાપ્ત થયું છે તેઓશ્રીએ એ કૃતિ અમદાવાદ મારા પરમ આત્મીય જન, પૂજ્ય આગમપ્રભાકર મુનિવર શ્રી પુણ્યવિજયજી મહારાજને મોકલી; તેઓશ્રીએ તેની ફોટોસ્ટેટ કોપી મને મોકલાવી.

આ પ્રતિનાં પાના પાચ છે પાંચમું પાનું અડધું લખાયેલું છે એમા બીજા સર્ગનો ૬૫મો શ્લોક પૂરો લખાયા પછી આગળનું કામ પડતું મુકાયું છે. દરેક પાનામાં ૧૫થી ૧૮ પંક્તિઓ છે શ્લોકોની રચના ઉપજાતિ છંદમાં કરેલી છે

ગ્રન્થનો વિષય ચરિત્ર છે આ ચરિત્ર જગદ્ગુરુ શ્રીમદ્ વિજયહીરસૂરીશ્વરજી મહારાજની પાટે આવેલા મહર્ષિ આચાર્ય શ્રી વિજયસિંહસૂરિ મહારાજશ્રીનું છે, જેઓ શ્રી વિજયદેવસૂરિની પાટે આવેલા હતા

આ હસ્તપ્રતનો બાહ્ય પરિચય જોયો; હવે એનું આછું આંતર દર્શન કરીએ—

જૈન પ્રણાલિકા મુજબ (પ્રાય) ૯૬૦નો મંગલ અંક ટપકાવી તુરત જ ॥ ऐं नमः ॥ લખી, સકલભટ્ટારકશિરોમણિ ભટ્ટારક શ્રી ૫ વિજયદેવસૂરીશ્વરજી મહારાજને નમસ્કાર કર્યો છે પછી ગ્રન્થારંભ કર્યો છે.

પ્રથમના ત્રણેય શ્લોકોના પ્રારંભમા અનુક્રમે . (૧) ऐंकारसार,[1] (૨) ऐन्द्रं प्रकाशं[2] (૩) ऐंकारमाराधयताम्[3] । આ પ્રમાણે ऐं બીજથી સંયોજિત શબ્દોનો પ્રયોગ કર્યો છે

અહીં યા સમજવા જેવી બાબત એ છે કે, ઉપાધ્યાયજી ભગવંતની અદ્યાવધિ પ્રાપ્ત તમામ કૃતિઓ, પછી તે સ્વહસ્તાક્ષરી હોય કે પરહસ્તાક્ષરી હોય, એ સહુના પ્રારંભમાં માત્ર આદિના એક જ શ્લોકના પ્રારંભમા સરસ્વતીમંત્રના બીજભૂત ગણાતા ऐं બીજથી

૧. ऐंकारसारस्मृतिसप्रवृत्तैर्वृत्तै सुवृत्तै. पटुगीतकीर्ति ।
मदंतरायव्ययसावधान श्रियेऽस्तु शंखेश्वरपार्श्वनाथः ॥ १ ॥

૨. ऐन्द्र प्रकाशं कुरुता ममोद्यन्महारयादेव सरस्वतीयम् ।
सदाहिताना तनुते हितं या, पुंमा पवित्रा सकलाधिकारम् ॥ २ ॥

૩ ऐंकारमाराधयता जनाना, येषा प्रसाद. परमोपकारी ।
तेषां गुरूणां चरणारविंद–रज.परा संपदमातनोतु ॥ ३ ॥

સંવલિત ऐन्द्र જેવા શબ્દનો પ્રયોગ જરૂર કર્યો છે, પણ એકથી વધુ એટલે કે બે નહીં પણ ત્રણેય શ્લોક સુધી 'ऐं' બીજ સહિત શબ્દપ્રયોગ કર્યો હોય તેવી આ પહેલી જ કૃતિ જોવા મલી છે

આ પ્રસંગે વાચકોને એ યાદ આપવુ યોગ્ય થઈ પડશે કે ઉપાધ્યાયજીએ કાશીમા ગંગાના તટે બેસીને સરસ્વતીનું જે વરદાન[1] મેળવ્યુ, તે સિદ્ધિ સરસ્વતીદેવીના ऐं મંત્ર-બીજને જ આભારી હતી અને પછી તો જાણે એનું ઋણ ચૂકવવા હશે કે ભક્તિ પ્રદર્શિત કરવા કહો, પણ એ બીજને[2] દરેક ગ્રંથના મંગલાચરણના આદિ શ્લોકમા ગોઠવીને તેઓએ અમર બનાવી દીધુ

અહીંયા ચોથા શ્લોકની રચનામાં સમાન કક્ષાના યમક પ્રકારના ભાષાપ્રયોગો કરીને રચનાકૌશલ્યનુ દર્શન કરાવી, કર્તાએ કાવ્યરચના ઉપરનુ પોતાનુ પ્રભુત્વ ખ્યાત કર્યું છે આ રહ્યો તે શ્લોકનો પૂર્વાર્ધ—

> न्यूनाधिकाभ्या शशिभानुमद्भ्यां,
> ताभ्यामुभाभ्या किलकुण्डलाभ्यां ।

ત્યાર બાદ દશમા શ્લોકમા પોતે જેઓશ્રીના ચરિત્રનુ વર્ણન કરવાનો પ્રારંભ કરે છે તે વિજયસિંહસૂરીશ્વરજી નામનો ઉલ્લેખ કરે છે.

પહેલો સર્ગ ૧૦૨ શ્લોકો વડે પૂર્ણ કરાયો છે ત્યાં અંતમાં કેટલાક શ્લોકો વિવિધ છંદમાં આપી ગ્રન્થનું ગૌરવ વધાર્યું છે

આ સર્ગ જ્યા પૂરો થાય છે ત્યા—**इति श्रीविजजोल्लासे विजयाङ्कमहाकाव्ये[3] प्रथमसर्ग ॥** એમ લખીને આ કાવ્ય મહાકાવ્ય છે, અને એને વિજય શબ્દથી અંકિત કર્યું છે, એમ સૂચવ્યું છે આ પ્રમાણે કૃતિપરિચય પૂર્ણ થાય છે

ગોડીજી જૈન ઉપાશ્રય, મુંબઈ, વિ સ ૨૦૨૪

---

૧ સરસ્વતીની સાધના કરી વરદાન મેળવ્યાની વાત તેઓશ્રીએ પોતે જ પોતાની કૃતિઓમાં જણાવી છે

૨. ગમે તે કારણ બન્યુ હશે, પણ એકાદ બે કૃતિ અપવાદરૂપ એવી પણ છે, જેના પ્રારંભમા 'ऐं' બીજ સવલિત 'ऐन्द्र'નો પ્રયોગ નથી

૩. આ કાવ્યનુ જે નામકરણ જણાય છે તે **विजय** ગચ્છનુ સૂચક લાગે છે



# વિદ્યાલય અંગે થોડીક વિચારણા

લેખક : શ્રી ડૉ. વલ્લભદાસ નેણસીભાઈ મહેતા

॥ नमो नमो नाणदिवायरस्स ॥

કેળવણીની પ્રધાનતાના ચાલુ જમાનામાં જ્યારે કેળવણી લેનારાની સંખ્યામાં વધારો થઈ રહ્યો છે તે વખતે કેળવણીની પ્રગતિમાં બોર્ડિંગો અને વિદ્યાલયો અગત્યનો ભાગ ભજવે છે કેળવણીનો વિચાર કરતી વખતે આવી જાતના વિદ્યાલયો કેવી રીતે જનસમાજને ઉપયોગી થઈ પડે તેમ છે, તે વિચાર કરવાનુ ખૂબ જ જરૂરી છે કારણ કે આપણી કોમનો મધ્યમ અને સાધારણ સ્થિતિનો મોટો ભાગ આવી સસ્થા મારફત જ કેળવણી લઈ શકે છે. આવાં વિદ્યાલયોમા રહીને વિદ્યાર્થીઓ ઓછા ખર્ચે સારી રીતે રહી શકે તે માટે વિદ્યાલયોની જરૂરિયાત અનિવાર્ય છે સ્કૂલની–કોલેજની કેળવણીમા તો ફક્ત માનસિક તથા જરૂર પૂરતી વ્યાવહારિક કેળવણી મેળવી શકાય છે, જ્યારે આવા વિદ્યાલયોમા શારીરિક અને નૈતિક તેમ જ ધાર્મિક કેળવણી મળવાથી વિદ્યાર્થીઓની શક્તિઓનો વિશેષ વિકાસ થાય છે વિદ્યાર્થીઓ સાથે રહી અભ્યાસ કરે અને પોતાનુ જીવન આવી સંસ્થાઓમા પસાર કરે તેમાં અનેક જાતના લાભો સમાયેલા છે તેઓની માનસિક શક્તિ કેળવવા માટે શાળાઓમા અને કોલેજોમા ઘણો જ ટૂંક સમય મળતો હોવાથી પરીક્ષાપૂરતો જ અભ્યાસક્રમ ગોઠવવામા આવે છે, જ્યારે વિદ્યાલયોમાં માનસિક ઉપરાત શારીરિક તેમ જ ધાર્મિક અભ્યાસનો પ્રબંધ હોઈ આવી સસ્થા વિશેષ ઉપયોગી નીવડે છે

આવી જાતનાં વિદ્યાલયોનો હેતુ શો હોવો જોઈએ તે ખાસ વિચારવા લાયક બાબત છે આવી સંસ્થાઓ મારફત શિક્ષણ લેવાનો મુખ્ય ઉદ્દેશ દરેક વિદ્યાર્થીના ચારિત્રના વિકાસનો હોવો જોઈએ—પછી ભલે આ મુખ્ય હેતુની સાથે બીજા નાનામોટા હેતુઓ સંકળાયેલા હોય મતલબ કે વિદ્યાર્થી સેવા, સયમ અને સ્વાશ્રયનું મહત્ત્વ સમજીને જીવનમા એને અપનાવી શકે અને પોતાની જાત, કુટુંબ તથા દેશ તરફ પોતાનુ કર્તવ્ય ખરેખર રીતે અદા કરી શકે એવી કેળવણી એને મળવી જોઈએ અને તે ફક્ત આવી સંસ્થાઓ મારફત જ મળી શકે છે.

અભ્યાસનો ઉદ્દેશ શું છે? વિચાર-વિનિમય કે ચર્ચા-વિચારણા આદિથી જ્ઞાનને કસવું અને પ્રગટ કરવું માત્ર પુસ્તકો ગોખી જવાથી કાંઈ વળતુ નથી આજની કેળવણી માણસના દિલનો જે બગાડો કરે છે તેને દૂર કરવા ધાર્મિક અભ્યાસ આવશ્યક છે; તે માટે આવાં વિદ્યાલયો સ્થાપવામા આવે છે વિદ્યાલયનો એક હેતુ માણસનું વ્યક્તિત્વ ખીલવવું એ પણ છે સહનિવાસ અને સહાધ્યયનના સંસ્મરણો મીઠા હોય છે તેમાં વિદ્યાર્થીઓ વિચારોની આપ-લે કરે છે, આદર્શો ઘડે છે અને શુ બનવુ તેના સ્વપ્નો સેવે છે. નિશાળમા અગર કૉલેજમાં તો ફક્ત ચાર કે પાચ કલાક સાથે રહી શકે છે, જ્યારે વિદ્યાલયોમા ચોવીસ કલાક ભેગા રહેવાનુ એટલે એકબીજાને સારી રીતે ઓળખી શકે અને સગઠન અને શિસ્ત સાધી શકે.

ઉપર સૂચવ્યું તે પ્રમાણે શ્રી મહાવીર જૈન વિદ્યાલય એ જૈન સમાજના વિદ્યાર્થીઓ માટે એક આશીર્વાદ સમાન સસ્થા છે આજથી બાસઠ વર્ષ પૂર્વે-સને ૧૯૦૬મા ગુજરાત-કાઠિયાવાડના અમો દસબાર વિદ્યાર્થીઓ જ્યારે કૉલેજના અભ્યાસ માટે મુબઈ ગયેલા ત્યારે ત્યાં શ્વેતાબર અગર સ્થાનકવાસી કોઈ પણ બોર્ડિંગ હસ્તી ધરાવતી ન હતી, એટલે અમો બહુ જ મુશ્કેલીમા મુકાઈ ગયેલા પણ સદ્ભાગ્યે દિગબર સંપ્રદાયની તારદેવ ઉપર આવેલી હીરાચદ ગુમાનજીની જૈન બોર્ડિંગમા થોડી જગ્યાઓ ખાલી હતી એટલે ત્યાંના સચાલક શેઠ માણેકચદ પાનાચદભાઈને અમારી મુશ્કેલીની વાત કહી એટલે તેમણે ઘણી ખુશીથી બોર્ડિંગમા રહેવાની સમતિ આપી એટલે અમે જુદા જુદાં શહેરોના વિદ્યાર્થીઓ સાથે રહીને અભ્યાસ કરી શકયા.

એ વખતે ઉચ્ચ કક્ષાનો અભ્યાસ કરનારની સખ્યા બહુ અલ્પ રહેતી, છતાં આપણી કોઈ બોર્ડિંગનો અભાવ અમોને બહુ સાલતો હતો. ઉત્તરોત્તર અભ્યાસીઓની સંખ્યા વધતા જતા વિદ્યાર્થીઓને ઘણી અગવડતા જણાવા લાગી એટલે સવત ૧૯૭૧—સને ૧૯૧૫ મા—જૈન કોમના સદ્ભાગ્યે, પ પૂ પ્રાતસ્મરણીય દીર્ઘદર્શી આચાર્ય વિજયવલ્લભસૂરિજી મહારાજ સાહેબને એવી પ્રેરણા થઈ આવી કે જે વ્યક્તિ અને સમાજ શિક્ષણમા અગ્રેસર હશે તે બધી લાઈનોમા અગ્રેસર થઈ શકશે તેઓશ્રીની આ પ્રેરણા શ્રીસઘે સહર્ષ ઝીલી લીધી અને તેને પૂરતી સહાય આપી પ્રગતિશીલ બનાવી.

આ રીતે આ સસ્થાએ ઉત્તરોત્તર પ્રગતિ સાધતા તેની સૂવર્ણજયંતી ઊજવવા ભાગ્યશાલી થયેલા છીએ. આ સસ્થા દ્વારા ઉચ્ચ શિક્ષણ અને સંસ્કાર પામેલા સેકડો વિદ્યાર્થીઓ ભારત અને પરદેશમા જુદા જુદા સ્થળે ધધા અને નોકરી સાથે ધર્મ અને સેવાના ક્ષેત્રે સારી સુવાસ ફેલાવી રહ્યા છે ચાલુ જમાનાની આર્થિક પરિસ્થિતિનો વિચાર કરતા અસહ્ય મોઘવારીમા ઉચ્ચ શિક્ષણનું ખર્ચ મધ્યમવર્ગના માનવીઓ કયાંથી કરી શકે તેનો વિચાર કરતા શ્રી મહાવીર જૈન વિદ્યાલયની ઉપયોગિતાનો સાચો ખ્યાલ આવી શકે છે.

બાસઠ વર્ષ પહેલા ઉચ્ચ અભ્યાસમા વાર્ષિક રૂ. ૫૦૦ થી ૬૦૦ જેટલું ખર્ચ થતું; જ્યારે અત્યારે રૂા ૨૦૦૦થી પણ વધારે ખર્ચ આવે છે એ વખતે મધ્યમવર્ગના વિદ્યાર્થીને લોનરૂપે એક જ સંસ્થા શ્રી ધરમચંદ ઉદયચદ એજ્યુકેશન ફંડમાથી તે ફંડના સચાલક મુરબ્બી જીવણચંદભાઈ (હાલ મુનિ શ્રી જિનભદ્રવિજયજી) જરૂરપૂરતી સહાય કરી વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાની સારી એવી અનુકૂળતા કરી આપતા. હાલ વિદ્યા-

લયમાં ઘણા ટ્રસ્ટો થવાથી તેનો લાભ ઘણા વિદ્યાર્થીઓ લઈ રહ્યા છે, અને પોતાના હાર્દિક આશીર્વાદ વરસાવી રહ્યા છે દેશમા કેળવણીની માગ દિનપ્રતિદિન વધતાં શ્રી મહાવીર વિદ્યાલયે સમયને પારખી મુબઈ ઉપરાંત અમદાવાદ, પૂના, વડોદરા અને આણંદમા તેની શાખાઓ શરૂ કરી, અને તેનો લાભ જૈન સમાજના વિદ્યાર્થીઓ અત્યારે સારા પ્રમાણમાં લઈ રહ્યા છે. શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા વિદ્યાર્થીઓને દાખલ કરવાનું ધોરણ બહુ ઊંચુ હોઈ ફર્સ્ટ કલાસ વિદ્યાર્થીને સહેલાઈથી પ્રવેશ મળી શકે છે, જ્યારે સેકન્ડ કલાસ તથા ઓછા માર્ક્સવાળા વિદ્યાર્થીઓને ટ્રસ્ટસ્કોલરની સગવડથી જે અપૂર્વ લાભ મલી રહે છે તેથી તેઓ પોતાના કુટુબને બોજારૂપ બન્યા વગર અભ્યાસ ચાલુ રાખી શકે છે. આવી ઉપયોગી સંસ્થાને આર્થિક ભીસ ભોગવવી પડે તે સમાજના માટે યોગ્ય ન ગણાય એટલે એમાં અભ્યાસ પૂરો કરીને ધધામા જોડાયેલા ભાઈઓ તથા બહેનો એને હમેશાં યથાશક્તિ આર્થિક સહાય આપે અને અપાવવા માટે મહેનત લે તો વિદ્યાલયને બહુ સુગમતા રહે.

મોરબી શહેરમા આર્ટ્સ, સાયન્સ, કોમર્સ, એન્જીનીયરીંગ અને ડીપ્લોમા કોર્સની કોલેજો હોઈ ગુજરાત–સૌરાષ્ટ્રના ઘણા વિદ્યાર્થીઓને અહીંયા અભ્યાસ કરવા આવવું પડે છે એટલે મારું નમ્ર સૂચન છે કે વિદ્યાલયની એક શાખા જો મોરબીમાં શરૂ કરવાનો વિચાર રાખવામા આવે તો સૌરાષ્ટ્રમા આ એક બહુ સારૂ ક્ષેત્ર છે. વિદ્યાલયમા વિદ્યાર્થીઓની સંસ્કારિતા ઉપર ધ્યાન અપાતુ હોવાથી તેમા રહેનાર વિદ્યાર્થી વિનયવંત અને વિવેકી થઈને બહાર આવે છે. અને અત્યારે વિદ્યાર્થીવર્ગના જે આંદોલનો થઈ રહ્યાં છે તેમાંથી આ વિદ્યાર્થીઓ, ધાર્મિક અભ્યાસ તેમ જ તેમને મળેલા સંસ્કારોને કારણે, અલિપ્ત રહી શકયા છે. શિક્ષણના કાર્યને વેગ આપી જૈન શાસનનો ડંકો જગતમાં ફરકાવવો હોય તો તમારુ ધન વિદ્યાલય જેવી સસ્થાને આપો કારણ કે વિદ્યાદાન જેવું એકે દાન નથી. પૂજ્ય વલ્લભસૂરિજી મહારાજે કહ્યુ છે તેમ વિદ્યાલય જૈન સમાજની શાન છે, પ્રવૃત્તિની પારાશીશી છે, શ્રમની સિદ્ધિ છે, અને આદર્શની ઇમારત છે.

અંતમા વિદ્યાલયના આદ્ય પ્રેરક સ્વ. પૂ આ વિજયવલ્લભસૂરિજી મહારાજશ્રીને કોટીશ: વંદન સાથે શાસનદેવ પ્રત્યે પ્રાર્થના છે કે આ સંસ્થા સદા-સર્વદા પ્રવૃત્તિમાન અને વિકાસશીલ હો અને દેશની તથા સમાજની સેવામાં વિશેષ સહાયભૂત હો!

મોરબી; તા. ૩–૧–૬૮.



# જૈન વિદ્યાલય

લેખક—શ્રી જયંતભાઈ એમ. શાહ

વિદ્યાલય શબ્દનો વિચાર કરતાની સાથે મનમાં એક સરસ્વતીની ઉપાસના કરવા માટેના આદર્શ સ્થાનનો—વિદ્યા મેળવવા માટેના મનોહર મંદિરનો—ખ્યાલ આવી જાય છે. આવું સુંદર સ્થાન પણ જીવનમા કેટલાક વર્ષો માટે, કોઈકને જ, લાયકાત અને સંજોગો વચ્ચે પુણ્યયોગે મળે છે આવા સ્થાનમા રહેલ વિદ્યાર્થી પોતાનું ઘડતર કઈ રીતે કરે તો પોતાના જીવનને સુંદર બનાવવાની સાથે બીજાને દાખલારૂપ બની શકે ?

વિદ્યાર્થીજીવન વિદ્યાના અર્થે જ પસાર કરવાનુ હોય છે આ વિદ્યા જ પછીના વર્ષોમા ધંધાકીય રીતે તેમ જ આદર્શ જીવન ગાળવામા ઉપયોગી થાય છે. જો ખરે વખતે વિદ્યા ઉપાર્જન કરી ન હોય તો કોઈકના જીવનમા સાંભળીએ છીએ કે ન ભણ્યો તેથી આવો ને આવો રહી ગયો ! તેથી જ વિદ્યાના અર્થે મળેલુ વિદ્યાર્થીજીવન વિદ્યાર્થી નકામી બાબતોમા વેડફી ન નાખે તે ખૂબ જ અગત્યનું છે વિદ્યાર્થીઓના ઉત્કર્ષની આવી જ કોઈ સુંદર ભાવના અને લાગણીને કારણે આવા વિદ્યાલયો સ્થપાય છે, અને સમાજ એને ઉદારતાપૂર્વક નિભાવે છે એટલે આવી સંસ્થાઓનો લાભ લેનાર વિદ્યાર્થીઓનુ હિત સધાય અને આર્થિક સહકાર આપનારાઓને સંતોષ થાય એ રીતે સંસ્થાને ચલાવવી એ સંસ્થાના કાર્યવાહકોની ફરજ બની જાય છે

જ્યારે 'જૈન વિદ્યાલય' કહેવામા આવે છે ત્યારે જૈન વિદ્યાર્થી તેમાં માત્ર દાખલ થાય તેટલુ જ બસ નથી; વળી, તેમાં અમુક અંશે ધર્મક્રિયાઓ થાય એ પણ પૂરતું નથી. ખરી વાત જીવનમા ધાર્મિક ભાવના અને સંસ્કારિતા પ્રગટે અને દરેક વિદ્યાર્થી પોતાના જીવનને પવિત્ર, આદર્શ અને સુસંસ્કારી બનાવે એ ખૂબ જ અગત્યનું છે. ધર્મ અને ધર્મની ભાવના જ માનવીને દુઃખના સમયમાં સહારો આપે છે, અને સુખ-સાહ્યબીના સમયમાં છકી જતો બચાવે છે.

આવું વિદ્યાલય અને તેનુ મૌલિક બંધારણ નીચેના પાયાથી જ ઘડાતું હોય છે—

(૧) ધર્મ—ત્યાં અભ્યાસ કરતો વિદ્યાર્થી ધર્મને અને ધર્મની સમજણને મેળવી પોતાના જીવનના ચણતરને ઊંચે લાવવા પ્રયાસ કરતો હોય છે

(૨) મૂલ્યોની સમજણ—સાચી વિદ્યા—પછી ભલે ને તે કંઈક અંશે વ્યાવહારિક જ્ઞાન હોય અને તે તેના જીવનમાં ઉપયોગી થવાનુ હોય—તેનો પણ નિષ્ઠા અને સમજણપૂર્વક ઉપયોગ કરી માનવજીવનને સફળ બનાવવું અને જીવનનાં મૂલ્યો સમજવા તે પણ તેનો હેતુ હોવો જોઈએ.

(૩) સમયનો સદુપયોગ—વિદ્યાર્થીજીવન, ભલે તે કોઈને જવાબદારીભર્યું ન લાગતું હોય પણ ખરી રીતે તે ખૂબ જ જવાબદારી ભર્યું છે. સમજણ અને સાવધાનીપૂર્વક કામમાં અને અભ્યાસમા લગાવેલો પળેપળનો સમય કેટલો બધો ઉપયોગી થઈ પડે છે, તે તો આપણે આપણી સામે જ જોઈ શકીએ છીએ આદર્શો અને સંસ્કારિતા માટે બહાર શોધ કરવાની જરૂર નથી પ્રેરણા માટે અન્યના જીવનનો દાખલો લેવો પડે તે ઠીક છે, બાકી ખરી વાત તો પોતાનું જીવન ઉદાહરણરૂપ બને એ છે. આ વાતનો વિચાર આવતાની સાથે વિદ્યાર્થી સમયનો દુરુપયોગ કરતો અટકશે એ સ્વભાવિક છે મતલબ કે સમયના સદુપયોગનો ખ્યાલ વિદ્યાર્થીને સતત રહેવો જોઈએ

(૪) શિસ્ત—વિદ્યાર્થીજીવનની શિસ્ત-મર્યાદાઓનુ પાલન એ પણ એટલું જ અગત્યનુ છે. એમનું જીવન સચ્ચરિત્રશીલ બનવાની સાથે એમનો માનસિક અને શારીરિક રીતે પણ વિકાસ થાય એ વાતનો ખ્યાલ રાખવો પણ જરૂરી છે

(૫) સ્વાશ્રય—સ્વાશ્રય અને શ્રમ તરફની અભિરુચિ જીવનઘડતરમાં બહુ ઉપયોગી થઈ પડે છે આપણા દેશની પ્રાચીન પ્રણાલિકા તો એવી હતી કે તે વખતે આશ્રમો હતા, જ્યા ઋષિમુનિઓ વિદ્યાર્થીના ઘડતરમા ખૂબ જ રસ લેતા અને વિદ્યાર્થીઓને સ્વાશ્રય અને શ્રમનો પાઠ ભણાવતા અત્યારે પણ યોગ્ય ફેરફારો સાથે આની એટલી જ જરૂર છે.

આવા આદર્શ વિદ્યાર્થીઓ અને આવા આદર્શ વિદ્યાલયોની ખોટ અત્યારે વધારે વરતાય છે આવા વિદ્યાલયો સાથે ભાવના અને ઉચ્ચ આદર્શો સંકળાયેલ હોય અને તેનાં નામ સાથે તેના ગુણો પણ પ્રકાશે તો એવી સંસ્થા સમાજનુ ગૌરવ બની શકે અને સમાજનો સહકાર મેળવી શકે

શ્રી મહાવીર જૈન વિદ્યાલય એક આદર્શ વિદ્યાલય છે. અને ભવિષ્યમા એ વધારે ઉચ્ચ આદર્શોવાળું બનીને આપણી નવી પેઢીને વધારે સંસ્કારી અને વધારે શક્તિશાળી બનાવે, અને જૈન સમાજની વધુ ને વધુ સેવા બજાવે એ જ અભ્યર્થના



# રાજા અને યોગી

લેખક—શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ

વેશ વૈરાગીનો અને કાયા કામદેવની; ઉંમર યૌવનની અને આચરણ સાધુ-સંતનું! સમ્રાટ તો રોજ રોજ એ બાળજોગીને જુએ છે અને અચરજ પામે છે એનું મન કોઈ રીતે કબૂલ કરતું નથી કે આવી ઉંમરે કોઈ આવો ભેખ લઈ શકે અને એને નભાવી શકે

તરવરતુ યૌવન છે, સુંદર-સોહામણી કાયા છે, રાજકુમારનેય ઝાંખો પાડે એવું રૂપ છે અને દેવકુમાર કરતાંય ચડી જાય એવી કાંતિ છે સપ્રમાણ પાતળિયું શરીર, ગૌર વર્ણ, બ્રહ્માએ નવરાશે ઘડ્યો હોય એવો સર્વાંગસુંદર દેહ, તેજવેરતી આંખો, સૌંદર્યના સાર સમી નાસિકા—શરીરનુ એકએક અંગ જાણે કોઈ દેવશિલ્પીએ જીવ રેડીને કંડારેલી આરસપ્રતિમા જેવુ કામણગારુ છે અને શરીરની એ સમગ્ર સુશ્રીને ત્યાગ-વૈરાગ્ય-સંયમનો અંચળો ઢાંકી રહ્યો છે, છુપાવી રહ્યો છે

પણ સૌંદર્ય તો વણબોલ્યું વશીકરણ છે· સૌંદર્યની આભાને નીરખે અને માનવી એના તરફ ન ખેંચાય એ ન બને—લોહચૂંબકની અસરથી લોહ ક્યા સુધી બચી શકે? આવા સૌંદર્યને ઢાંકવા ભલે ને યોગી પ્રયત્ન કરે, ભભૂત લગાવે; ભગવા પહેરે, પણ છેવટે તો 'કર્મ છિપે નહી ભભૂત લગાયે' વાળો જ ઘાટ થાય ક્યારેક તો વસ્ત્રો-આભૂષણોનો શણગાર કાયાની કાંતિને ઝાંખી પાડીને પોતાની શોભાને વધારતાં હોય છે—જોનાર તે શણગારને જુએ કે શરીરને? એટલે તો યૌવનમસ્ત સુંદર શરીરને યોગીનો વેશ વધારે સૌંદર્યઝરતું બનાવી મૂકે છે આવા સૌંદર્યની આભાને વશ ન થાય એ કાં જોગી કાં પથ્થર!

સમ્રાટ તો ભારે સંસારરસિયો જીવ છે સૌંદર્યનું પાન કરતા એને ક્યારેય તૃપ્તિ થતી નથી ભોગ-વિલાસ એ જ એનો આનંદ છે. અને પોતાની ભોગવાસનાના પ્રતિબિંબ એને ચોમેર દેખાય છે. ત્યાગ, વૈરાગ્ય અને સંયમને તો એ જઈફ ઉંમરના ખેલ માને છે જ્યાં જ્યા યૌવન ત્યાં ત્યાં વિલાસ અને જ્યા જ્યા સૌંદર્ય ત્યાં ત્યા ભોગવાસના, એ જ એની સમજણ છે એનાથી જુદી વાત એને સમજાતી નથી, યૌવનથી છલકતુ સૌંદર્ય

અને વૈરાગ્યથી પ્રેરાયેલો સંયમ—એ તો એને ન બનવા જેવી વાત લાગે છે. તેમાંય આ બાળજોગીનો આવો આકરો વૈરાગ્ય તો જાણે એનાથી બરખાસ્ત જ થતો ન હતો. એ તો એમ જ માનતો હતો કે આવું ક્યારેય ન બની શકે, ન બનવું જોઈએ.

અને છતા નક્કર સત્ય નજર સામે ખડું હતું. યોગીને તો ન હતો પોતાના થનગનતા યૌવનનો કોઈ ગર્વ કે ન હતું અનુપમ સૌંદર્યઝરતી કાયાનુ કોઈ ભાન! પ્રભુના માર્ગના એ પ્રવાસીને મન કાયા એ કેવળ માયાનું બંધન હતું—અગર જો એની આળપંપાળ અને ભોગવાસનામા સપડાયા તો અને જો રૂપ-કુરૂપની વૈતરણીને તરી જઈને સૌંદર્ય-લાલસાને પાર કરી ગયા તો એ જ કાયા આત્માના કુંદનને વિશુદ્ધ બનાવવાનું સાધન બને અને આ બાળયોગીને તો ખપતુ હતુ આત્માનું કુંદન એ કુંદનનો આશક બનીને એ કાયાના સૌંદર્યની આસક્તિને પાર કરી ગયો હતો—શું સુંદર અને શું અસુંદર!

એક બાજુ સૌંદર્યનો ભોગી રાજા હતો; સામે સૌંદર્યનો ઉદાસી યોગી હતો. અને બેય વચ્ચે બાળપણથી મૈત્રી હતી. જોગીને ન જુએ તો રાજા ઉદાસ બની જતો, રાજાને ન મળે તો યોગીને એકાદ પણ સારુ કામ કર્યાનો અવસર ન મળ્યા જેવું લાગતું અને છતા બન્નેના સ્થાન સાવ જુદા હતા. એકનું સ્થાન રાજસિંહાસન ઉપર હતું; બીજાનું સ્થાન ધરતી ઉપર હતુ, અને ધરતીની માટીમા મળી જઈને—પોતાના અહંને ગાળી નાખીને—અંતરને ખોજવાનું—સોહંને પ્રગટાવવાનુ—એનુ જીવનવ્રત હતું, એ એનું તપ હતું

સમ્રાટ તો કયારેક બેચેન બનીને પોતાની રાણીને કહેતો પણ ખરો "જોયા આ જોગીના રંગ! એને આ ઉંમરે આવું શું સૂઝયું? કેવી મનોહર સુકુમાર કાયાને એ કેવા કેવા કષ્ટો આપી રહ્યો છે! આવી ઉંમર અને આવી કાયામા આવો સંયમ મને તો નામુમકિન લાગે છે કોઈ પણ રીતે એને આ રાહથી પાછો વાળવો જ જોઈએ તમે કંઈક એવી તરકીબ શોધી કાઢો, હું પણ એ માટે પૂરેપૂરી કોશિશ કરવા તૈયાર છું"

રાણીએ એટલુ જ કહ્યુ "એમ થાય તો સોના જેવું. મારું દિલ પણ એને જોઈને બેચેન બની જાય છે"

રાજા રાજાની રીતે વિચારે છે, યોગી યોગીની રીતે વર્તે છે એ બેના મનનો મેળ મળે એવો કોઈ માર્ગ દેખાતો નથી, અને દિવસો એમ ને એમ વીતતા જાય છે

ઇતિહાસ કાળનો—ત્રણસો સાડા ત્રણસો વર્ષ પહેલાંનો—જ આ પ્રસંગ છે. અને એ પ્રસંગના પાત્રો પણ ઇતિહાસના પાને નોંધાયેલા છે રાજા તે ભારતવર્ષનો બાદશાહ જહાંગીર—લોકવિખ્યાત અકબર બાદશાહનો ઉત્તરાધિકારી, રાણી તે બાદશાહ જહાંગીરની બેગમ નૂરજહાન; અને બાળયોગી તે શ્રમણધર્મના ત્યાગમાર્ગના સાધક મુનિ સિદ્ધિચંદ્ર ત્રણે એકબીજાથી ખૂબ પરિચિત છે; અને છતાં યોગી તો એ બન્નેથી દૂર ને દૂર જ!

*

સમ્રાટ અકબર ભારે વિચક્ષણ રાજપુરુષ હતો. ધર્મસત્તાનો આદર કર્યા વગર રાજસત્તા સ્થિર ન થઈ શકે અને ટકી પણ ન શકે એ વાત એ બરાબર જાણતો હતો એણે જુદા જુદા ધર્મોના ગુરુઓને આમંત્રીને એમની સાથે ધર્મચર્ચા કરવાની પ્રથા શરૂ કરી

સમ્રાટ અકબરે જૈનધર્મના ગુરુઓને પણ ખૂબ આદર આપ્યો હતો આચાર્ય હીર-

વિજયસૂરિજીની સાધુતા અને વિદ્વત્તાથી એ ખૂબ પ્રભાવિત થયો હતો સમ્રાટે એમના કહેવાથી પોતાના સામ્રાજ્યમા ઘણા દિવસો માટે અમારિનુ –જીવવધનિવારણનું–પ્રવર્તન કર્યું હતુ, અને જગદ્‌ગુરુની પદવી આપીને શ્રી હીરસૂરિજીનું બહુમાન કર્યું હતું

સમ્રાટ અકબરને ધર્મસંદેશ સંભળાવનાર આવા શ્રમણોમાં ગુરુ–શિષ્યની એક બેલડીએ ઘણો પ્રભાવ પાડયો હતો, એ હતા ઉપાધ્યાય ભાનુચંદ્રજી અને એમના શિષ્ય સિદ્ધિચંદ્રજી. સિદ્ધિચંદ્રનું રૂપ જેવુ મનોહર હતુ એવી જ એમની બુદ્ધિ તેજસ્વી હતી. તેઓ બહુશ્રુત પંડિત હોવા ઉપરાત એમનામા સર્જકની પ્રતિભા હતી. કવિ બાણુ અને એમના પુત્રે રચેલ મહાકથા કાદંબરી ઉપર આ ગુરુ–શિષ્યે સરળ અને સરસ ટીકા રચી હતી એમની પ્રજ્ઞાની ચમત્કૃતિ કોઈને પણ વશ કરી લે એવી હતી તેઓ હૃદયંગમ–સુમધુર કવિતા સહજ રીતે બનાવી શકતા અને એમની વાણી અને બોલવાની છટા પણ જાણે એમની જીભે સરસ્વતીદેવી બિરાજતા હોય એવી આકર્ષક અને હૃદયસ્પર્શી હતી એમણે અવધાનના ૧૦૮ પ્રયોગોની સિદ્ધિ મેળવી હતી અને આ બધુ છતા કીર્તિની આકાંક્ષાને બદલે એમના અંતરને તીર્થંકરના ધર્મનો–તપ, ત્યાગ, સંયમ અને વૈરાગ્યનો–રંગ લાગ્યો હતો. આ નવયુવાન મુનિવરનું વ્યક્તિત્વ બાહ્ય અને આતર બન્ને રીતે પ્રભાવશાળી હતું.

ઉપાધ્યાય ભાનુચંદ્રજીને અવારનવાર રાજમહેલમાં જવાનુ થતુ બાદશાહ અકબર એમના મુખે સૂર્યસહસ્રનામસ્તોત્ર સાભળ્યા કરતા હતા સમ્રાટની વિનતિથી ઉપાધ્યાય-જીએ પોતે જ એ સ્તોત્રની રચના કરી હતી આ રીતે આ મુનિવરને સમ્રાટ અકબર સાથે પરિચય થયો હતો; અને તેથી એમને હાથે કેટલાંક જીવદયા અને ધર્મનાં કામ પણ થયા.

બાળસાધુ સિદ્ધિચંદ્રને ઘણી વાર કુતૂહલ થતુ કે ગુરુદેવ વારે વારે રાજાને મળવા જાય છે, તો એ રાજા કેવો હશે, એનો રાજમહેલ કેવો હશે ? અને એની સાથે ગુરુ મહારાજ કેવી કેવી વાત કરતા હશે ? કયારેક એ ગુરુજીને એ વાત પૂછતા અને પોતાને પણ કોઈક વખત રાજાની પાસે લઈ જવા કહેતા પણ ગુરુજી તો બાળશિષ્યને આવા પ્રલોભનોથી દૂર જ રાખવા માગતા હતા, એટલે તેઓ સિદ્ધિચંદ્રની વાત કાને ધરતા નહી. રખેને એની કાચી ઉંમર ઉપર રાજા–રજવાડાની મોહિની કામણ કરી જાય અને આત્મ-સાધકની યોગસાધના અડધે રસ્તે જ અટકી પડે અને એનું મન ચલ–વિચલ બની જાય. આત્મસાધનામા આવતાં ભયસ્થાનોને તેઓ બરાબર જાણતા હતા

પણ એક દિવસ બાળમુનિ સિદ્ધિચંદ્રની વિનતિ ભાનુચંદ્રજીએ માની લીધી. એમને શિષ્યના હિતની ચિંતા તો હતી જ, પણ મન ભાગી જાય એટલી હદે એમની જિજ્ઞાસા તરફ ઉદાસીનતા દાખવવાનુ જોખમ પણ તેઓ સમજતા હતા લાગણીનો સંયમ એક વાત છે; એને દાબી દેવી એ બીજી વાત છે એમા દબાવેલી લાગણીમા બમણા વેગથી ઉછાળો આવવાનો સંભવ ખરો ભાનુચંદ્રજી સિદ્ધિચંદ્રજીને પોતાની સાથે રાજમહેલ લઈ ગયા.

સમ્રાટ અકબર તો એ બાળમુનિને એકીટશે નીરખી જ રહ્યો ત્યાગમાર્ગના ઉપાસકમા આવું રૂપ હોઈ શકે અથવા તો આવો રૂપરૂપનો અવતાર માનવી સંયમ-વૈરાગ્યના માર્ગનો મુસાફર બને એ વાત એના માન્યામા જ ન આવી. એ તો વારેવારે બાળમુનિ સામે જોયા કરે અને વિચાર્યા કરે કે કુદરતે કેવું રૂપ આપ્યું છે ! આવો રૂપધારી જીવ

તો રાજદરબારે જ શોભે જાણે બાળયોગીનું રૂપ બાદશાહને કામણ કરી રહ્યું.

પછી તો બાદશાહે સિદ્ધિચંદ્રની સાથે વાત કરી તો એની મીઠી-મધુર વાણીમાં અને એની તેજસ્વી બુદ્ધિમા પણ સૌંદર્યઝરતી કાયા જેટલું જ વશીકરણ રહેલું લાગ્યુ. બાદશાહ તો બાળયોગી ઉપર આફ્રીન થઈ ગયો.

ગુરુ-શિષ્ય રાજમહેલથી વિદાય થતા હતા ત્યારે બાદશાહે ભાનુચંદ્રજીને કહ્યું: "આ બાલમુનિને ખૂબ ભણાવજો. એ ખૂબ મોટા પંડિત થશે અને પોતાના ગુરુનું અને પોતાનું નામ દીપાવશે ! એને જે ઇલમ ભણવો હોય તેની વ્યવસ્થા બરાબર કરી આપશો. અને, તમને જો મંજૂર હોય તો, હુ તો ઇચ્છું છું કે, મારા રાજકુમારો ઉસ્તાદો પાસે પઢાઈ કરે છે તે વખતે તમારા આ શિષ્ય પણ એમની પાસે ભણવા બેસે"

ગુરુએ બાદશાહની વાત માન્ય રાખી મુનિ સિદ્ધિચંદ્રને તો ભાવતા ભોજન મળ્યા જેવું થયુ. એનો આત્મા તો નિરંતર વિદ્યા-ઉપાસનાને જ ઝંખ્યા કરતો. બાળયોગીનું રૂપ જોતા તો માનવી છેતરાઈ જતો કે કયા આવું અદ્‌ભુત રૂપ અને ક્યાં સાધુજીવનની કઠોર જીવનસાધના ! ઘણાને આ વાતનો મેળ બેસતો ન લાગતો પણ જો આ બાળ-મુનિને નજીકથી સમજવાનો અને એના અંતરમાં ડોકિયું કરવાનો અવસર મળી જતો તો એને લાગતું કે આ નયન-મનોહર દેહમાં જ્ઞાન અને ચારિત્રની ઝંખના કરતો કોઈ મનમસ્ત યોગીનો આત્મા નિવાસ કરતો હતો પણ એટલી ઝીણવટથી જોનારા કેટલા ?

રાજકુમારો તો ઉસ્તાદજી પાસે મનમોજ મુજબ ભણતા, પણ મુનિ સિદ્ધિચંદ્ર તો આવ્યો અવસર ખોવા માગતા ન હતા જે કંઈ વિદ્યા મેળવી શકાય એમ હતું તે એમણે દિલ દઈને મેળવી લીધી તેમાય ફારસી ભાષાનુ જ્ઞાન એવું સારું મેળવ્યુ કે એ નાના રાજકુમારોને ક્યારેક ક્યારેક ફારસી ભાષાના પુસ્તકોનો સાર સમજાવતા

આ અધ્યયન દરમ્યાન બાલયોગીને રાજકુમાર સલીમ વગેરેનો પરિચય થયો

શહેનશાહની પ્રસન્નતા તો વરસી હતી, પણ ગુરુને ચિંતા રહેતી કે આ મોતી ક્યાય ખોટુ–ફટકિયું ન નીવડે; ત્યાગમાર્ગનો પ્રવાસી શિષ્ય રખે ને રાજસંપર્કથી ભોગ-માર્ગનો પથિક ન બની જાય, અને પોતાને અને જિનશાસનને ખોટ ખમવાનો વખત ન આવે ! પણ આ મોતી જેવુ ચમકદાર હતુ એવુ જ આબદાર નીવડ્યું. રાજકુટુંબનો પરિચય સિદ્ધિચંદ્રના સંયમને કશી હાનિ પહોચાડી ન શક્યો; ઊલટુ આવી અગ્નિપરીક્ષાથી ગુરુને પોતાનું ગુરુપદ ચરિતાર્થ થયું લાગ્યું. એ અંતરનો સંતોષ અનુભવી રહ્યા.

*

સમ્રાટ અકબરનો સ્વર્ગવાસ થયો. સલીમ જહાગીરનું નામ ધારણ કરી સમ્રાટ બન્યો. સિદ્ધિચંદ્રને એની સાથે અકબર કરતાય ગાઢ સ્નેહ બંધાયો હતો યૌવન જેમ પાગરતું ગયુ તેમ મુનિનું સૌંદર્ય અને પાંડિત્ય પણ પાંગરતું ગયુ. એની સાથે વાતો કરવાનું જાણે બાદશાહને વ્યસન પડી ગયું હતું; નૂરજહાં પણ આ યુવાન સાધુ ઉપર ખુશ હતી.

મુનિ સિદ્ધિચંદ્રની પિછાન તો વર્ષો જૂની હતી, પણ વિલાસનો ભોગી રાજા મુનિના દિલને પિછાની ન શક્યો ! એ મુનિને જોતો અને એને પળે પળે એમ જ લાગ્યા કરતું

આ યૌવનમા આ ત્યાગ! આવી સૌંદર્યઝરતી સુકુમાર કાયાનું આવું દમન!

કયારેક તો જુવાન જોગી પોતાની ધર્મકથા સંભળાવીને વિદાય થાય તે પછી પણ બાદશાહને આ વિચારો જ સતાવ્યા કરતા. ત્યાગીનો ત્યાગ ભોગીને મન અકળ કોયડો બની ગયો હતો: પાગળો સીધા ચઢાણુ કેવી રીતે ચડી શકે?

બાદશાહ પોતાના મનની વાત નૂરજહાને કરતો સ્વર્ગની અપ્સરા સમી એ નારીને પણ આવા જોગીનો આવો ભેખ ન સમજાતો એને પણ લાગ્યા કરતુ કે સિદ્ધિચંદ્રને સમજાવીને આવા દેહદમનથી પાછા વાળવા જોઈએ પણ એ કામ કરવું કેવી રીતે?

જહાગીર આખરે રાજા હતો એનો ન્યાય તો વખણાતો પણ એનો સ્વભાવ ઉતાવળિયો હતો એને રીઝતાય વાર ન લાગતી અને ખીજતાય વાર ન લાગતી. અને કોઈ વિચારને વધુ વખત સુધી મનમા ને મનમા સંઘરી રાખવાનુ એનુ ગજુ જ ન હતુ વિચાર આવ્યો કે તડ ને ફડ એનો નિકાલ! છતા સિદ્ધિચંદ્ર માટેનો વિચાર એણે ઘણા વખત સુધી મનમા સંઘરી રાખ્યો હતો પણ એક દિવસ જાણે એનીય હદ આવી ગઈ!

આજે સિદ્ધિચંદ્રે ખૂબ સરસ વાતો કરી હતી બાદશાહ અને બેગમ બન્ને ખૂબ ખુશ હતા સિદ્ધિચંદ્રનેઃપણ થયુ કે આજે માતા શારદાની મારા ઉપર વધુ કૃપા વરસી

વાત પૂરી થઈ અને મુનિ રવાના થવા તૈયાર થયા બાદશાહે વિચાર્યું · અત્યારે આવું સરસ વાતાવરણ છે તો મુનિને પોતાના મનની વાત કરી જ દેવી જોઈએ

એમણે મુનિને કહ્યું "આજે તો આપે કમાલ કરી! જવાની આટલી બધી શી ઉતાવળ છે? વાતનો આવો રંગ કયારેક જ જામે છે થોડી વાર રોકાઈ જાઓ."

મુનિએ સહજ ભાવે કહ્યુ · "બાદશાહ, વખતના કામ વખતસર થવાં જોઈએ અમારે અમારા ધર્મકાર્યોનો અમારા મનના માલિકને હિસાબ આપવાનો હોય છે. આળસ કરીએ તો ફરજ ચૂકી જઈએ એમાય અમારો માર્ગ તો સંયમનો એ માટે જો સદા જાગ્રત ન રહીએ તો એમા ખામી આવતા વાર ન લાગે આપણને મળવાની કયા નવાઈ છે? ફરી મળીશું ત્યારે ફરી વાત કરીશુ આજ તો હવે સમય થઈ ગયો છે"

બાદશાહને આ નવો અનુભવ હતો મુનિનો જવાબ સાંભળી એ કંઈક આઘાત અનુભવી રહ્યો: બાદશાહ જેવો બાદશાહ ખુશ થઈને આવી મામૂલી માગણી કરે, એનો આવો ઇનકાર! પણ આજે પોતાની વાત કર્યા વગર એને જંપ વળે એમ ન હતો અને આકળા થઈને વાત કરવામા તો મજા ન હતી એણે ખામોશી પકડીને કહ્યુ · "આજે થોડીક વાત કરવાનુ મન છે ભલે થોડું મોડુ સહી"

મુનિ બાદશાહના મનને ન સમજી શકયા, પણ એ રોકાઈ ગયા.

પળવાર તો જહાગીરનુ મન સંકોચ અનુભવી રહ્યુ આવી વાત કેવી રીતે કરવી?

પણ પછી એણે હસીને કહ્યુ "ભલા, આપની ઉમ્ર કેટલી થઈ?"

"પચીસ" મુનિએ કહ્યું, પણ એમને બાદશાહના સવાલનો હેતુ ન સમજાયો.

"આટલી યુવાન ઉંમરમા આવો ત્યાગ અને સંયમ સ્વીકારવાની શી જરૂર પડી? એ બધું તો ઘડપણમા શોભે! અત્યારે તો સુખભોગ–વિલાસ એ જ હોય. કુદરતે આપને

કેવા સૌંદર્ય અને કેવા યૌવનની બક્ષિસ આપી છે! આ બધું કંઈ આ રીતે ગુમાવી દેવાનું ન હોય. જુવાની જશે, પછી એ પાછી આવવાની નથી." બાદશાહે કહ્યું

મુનિને બાદશાહ અકળ લાગ્યો એ આજે કેવી કેવી વાત કરી રહ્યો હતો! મુનિએ સમજાવ્યું "શહેનશાહ, એ તો જેવી જેની પસંદગી: કોઈને ભોગ ગમે, કોઈને યોગ ગમે. છેવટે તો બધી વાત મનની મુરાદની જ હોય છે સારું મન માનવીને સારો બનાવે, નઠારું મન માનવીને નઠારો બનાવે અમે અમારા મનને ઘડવા આ ભેખ ધાર્યો છે. એમા પછી નાની ઉંમર શુ અને મોટી ઉંમર શું? જ્યારે જાગ્યા ત્યારથી સવાર!"

બાદશાહે પોતાની વાત ટૂંકામાં પતાવતા કહ્યુ · "આપની આવી બધી વાતો નકામી છે આ રીતે જુવાનીને વેડફી નાખવી અને કાયાને કરમાવી નાખવી એનો કોઈ અર્થ નથી વખત વખતનું કામ કરે એમ ઉંમર ઉમરનુ કામ કરે આપણને તો ઉતાવળ ઘણી હોય, પણ એથી કંઈ આંબો જલદી પાકી જતો નથી! એવુ જ આ જિંદગીનું છે. ભોગની ઉમ્રમા યોગ કેવો? ભોગના વખતે ભોગ શોભે, યોગના વખતે યોગ! મારી તો એક જ વાત છે આપનો આ જોગ અને ત્યાગ-સયમનો આ માર્ગ મને તો અકાળે આંબો પકવવાની મુરાદ જેવો નકામો લાગે છે માટે એ બધી ઝંઝટ છોડી દ્યો અને બે ઘડીની જિંદગાનીની મજા લૂટી લ્યો આપ આપનો જોગ તજીને અમારી સાથે આવીને હમેશાંને માટે રહો એવી અમારી મનસા છે બેહિશ્તની પરી જેવી સ્ત્રી અને જોઈએ તેટલી દૌલત આપવાનુ અમે આપને વચન આપીએ છીએ આપને કોઈ જાતની તકલીફ નહીં આવવા દઈએ. જિદગીની મોજ માણવામા હજી મોડું થયુ નથી"

યુવાન મુનિ વિચારી રહ્યા બાદશાહ આ શું કહેતો હતો? બાદશાહને આજે શું થયું હતું? મુનિએ હસીને કહ્યું "આમા તકલીફનો કોઈ સવાલ નથી અમારી સાધનામાં જો અમને તકલીફનો અનુભવ થતો હોત તો આ યોગનો ત્યાગ કરીને સંસારના સુખભોગમાં પડતા અમને કોણ રોકવાનું હતું? પણ અમને કંઈ તકલીફ છે જ નહીં; ઊલટું આમાં જ અમને મોજ છે; પછી આ યોગનો ત્યાગ કરીને બને રીતે ભ્રષ્ટ થવાની શી જરૂર?"

બાદશાહને જે મુશ્કેલ લાગતું હતુ તે આ યુવાન યોગીને સહજ લાગતું હતું.

પણ લીધી વાતને પડતી મૂકવાની આવડત જહાંગીરમા ન હતી. જાણે છેવટની આજ્ઞા આપતો હોય એમ એણે કહ્યું: "આપની વાત અમને સમજાતી નથી આપે અમારી વાત માનવા તૈયાર થવું જ પડશે"

સિદ્ધિચંદ્ર પોતાની વાતમા મક્કમ હતા એમણે એટલુ જ કહ્યું "આપની વાત ન માની શકાય એવી છે આપને કોઈ અત્યારે યોગી બનવાનું કહે તો?"

બાદશાહ વિશેષ આઘાત અનુભવી રહ્યો મારી વાતનો આવો જવાબ! પણ એ ગમ ખાઈ ગયો. એણે કહ્યું: "અચ્છા, અચ્છા, આપ અમારી વાતનો વિચાર કરજો. આનો ફેંસલો આપણે કાલે કરીશું."

યોગી વિદાય થયા. જાણે એમનું મન બોલી રહ્યુ હતું: આજની વાત આજે; કાલની વાતનો વિચાર કાલે કરીશું અણીનો ચૂક્યો સો વર્ષ જીવે!

*

યોગી યોગીની રીતે વિચારતા હતા, રાજા રાજાની રીતે વિચારતા હતા; બન્ને જાણે આવતી કાલે પોતાના મનની વાતને સાચી કરવા પોતાની જાતને સજ્જ કરી રહ્યા હતા.

બીજે દિવસે મળ્યા ત્યારે રાજાએ પૂછયું · "કહો યોગી મહારાજ, મારી વાતનો જવાબ?" એ આજ નિશામા ચકચૂર હતો.

યોગીએ કહ્યું "જવાબ એક જ . આપની વાત આપ પાછી ખેંચી લો!"

રાજા ઉશ્કેરાઈ ગયો . "આપ એક બાદશાહની વાતનો ઇન્કાર કરો છો?"

"આમા આપની વાતના ઇનકારનો નહીં પણ મનની વાતના સ્વીકારનો સવાલ છે"

રાજાથી ન સહેવાયું "આપે અમારી વાત માનવી જ પડશે"

યોગીએ કહ્યું: "કોઈને એના પ્રાણ આપવાની આજ્ઞા આપ કેવી રીતે કરી શકો?"

નૂરજહાએ જેયું કે વાત ખોટી રીતે મમતે ચડી રહી છે એણે યોગીને સમજાવવા કહ્યું · "ભોગની ઉંમરમા યોગ એ જિંદગીને બન્ને રીતે બરબાદ કરવાનો રાહ છે અત્યારે આપ બાદશાહ સલામતની વાત માની લ્યો, વખત થશે ત્યારે યોગને માર્ગે જતાં આપને કોઈ નહીં રોકે! આ ઉમરમાં સયમ કરવો શકય નથી"

મુનિએ કહ્યું · "આ જિંદગીનો શો ભરોસો? અને આપ પોતે કયાં નથી જાણતા કે બલ્ખના રાજાએ ભરયુવાનીમાં જ સયમનો માર્ગ સ્વીકાર્યો હતો ઉંમર નાની હોય કે મોટી, એ કોઈ મહત્ત્વની વાત નથી મહત્ત્વની વાત છે મનની તૈયારી અને આવી તૈયારી તો જેટલી નાની ઉંમરે થાય એટલી સારી, જેથી ભોગ–વિલાસમાં સમય અને શક્તિ બરબાદ થતા અટકે. આપ આપની વાત જતી કરો અને મને મારા યોગસાધનાના માર્ગે જવા દો આપની પાસેથી તો ઊલટુ મને મારી સાધનામા મદદ મળવી ઘટે!"

રાજા અને રાણી બન્ને સમજી ગયા કે આ તો પાકુ ગજવેલ છે છતા રાજા પોતાની મમતથી પાછો હઠવા તૈયાર ન હતો; એણે ગુસ્સામા એટલું જ કહ્યુ "અમારા હુકુમનો અનાદર કરવાનો અજામ તો સમજે છો ને?"

"હું તો એટલું જ સમજું છું · મારા આત્માની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં જે નુકસાન છે એના કરતા આપના હુકુમને નહી માનવામાં ઓછું નુકસાન છે" યોગીએ કહ્યું.

"યોગી, તમારું ભાવી તમને ભુલાવી રહ્યુ લાગે છે!" રાજાએ તિરસ્કારમાં કહ્યું.

"રાજન્, મને આમા મારી યોગસાધનાની કસોટી થતી લાગે છે મારા દેવ-ગુરુ મને એ કસોટીમાં પાર ઉતારે! બાકી તો, આપને હું શી રીતે રોકી શકુ? પણ એટલું યાદ રાખજો કે આપની આજ્ઞામાં ન મારું ભલું છે, ન આપનુ કે ન દુનિયાનું ભલું છે!"

એક બાજુ રાજા હતો, બીજી બાજુ યોગી હતો કોઈ પોતાની વાત જતી કરવા તૈયાર ન હતા રાજહઠ અને યોગીહઠ સામસામી ટકરાતી હતી; એના તણખા કોને નહીં દઝાડે ભલા! "ઠીક ત્યારે, તમારી હઠનો અંજામ ભોગવવા તૈયાર રહો!" અને રાજાએ રાજહસ્તીને તરત લઈ આવવા હુકમ કર્યો

મોતના અવતાર જેવો, મદઝરતો હાથી સામે ખડો છે નિશો કરાવીને એને પાગલ બનાવવામાં આવ્યો છે. સામે શાત–સ્વસ્થ યોગી ઊભો છે મોતનો એને ડર નથી. જીવનનો

એને મોહ નથી. એને આજે પોતાનો યોગ સફળ થતો લાગે છે એ પોતાના ઇષ્ટદેવના રટનમા લીન બની ગયો છે. એનું રોમરોમ એક જ આંતર નાદથી ગુંજી રહ્યું છે.

અરિહંતે સરણું પવજ્જામિ, સિદ્ધે સરણુ પવજ્જામિ,
સાહુ સરણ પવજ્જામિ, કેવલિપન્નત્ત ધમ્મં સરણું પવજ્જામિ

પહાડ જેવો હાથી છીંકોટા મારી રહ્યો છે. રાજાજીની આજ્ઞા થાય એટલી જ વાર છે. યોગીની મનોહર કાયા પળવારમા ધરતી સાથે રોટલો! આવા તો કંઈક માનવીઓ મોતને ઘાટ ઊતરી ગયા હતા! યોગી પણ સામે ખડકની જેમ અડગ બનીને ખડો છે

બાદશાહે જોયુ કે એનું અસ્ત્ર નકામું ગયુ! એનો નશો કંઈક ઊતરી ગયો હતો અને એનામા માણસાઈ જાગી ઊઠી હતી એ જાગૃતિએ એને મિત્ર જેવા યોગીની હત્યાના પાતકથી ઊગારી લીધો. છેવટે એણે ગર્જના કરીને કહ્યુ. "ગજરાજને પાછો લઈ જાઓ! અને યોગીરાજ, સાભળો, આપનો અમારા રાજ્યમાથી આજથી દેશ-નિકાલ કરવામાં આવે છે સાથે સાથે, એક આપના ગુરુ ભાનુચંદ્રને મૂકીને, આપના ધર્મના બધા સાધુઓ–મુમુક્ષુઓને પણ દેશનિકાલ કરવામા આવે છે"

યોગી કસોટી પાર કર્યાનો પરમ સંતોષ અનુભવી રહ્યો. એણે કહ્યું: "મંજૂર!"

અને સિદ્ધિચંદ્ર બાદશાહ જહાંગીરનું રાજ્ય છોડીને માલપુરમા ચોમાસુ રહ્યા ઘરના ત્યાગીને તો સંસાર આખો ઘર હતો, પછી ચિંતા શી હતી? મનમા એક જ દુ:ખ હતું: જીવનદાતા ગુરુનો વિયોગ થયો હતો પણ એ પણ યોગમાર્ગના સાધકની એક કસોટી હતી એ પાર કરીને સાધનાના સુવર્ણને વધુ ઉજ્જવળ કરવું રહ્યું.

*

ઉપાધ્યાય ભાનુચંદ્ર પણ ભારે સાધક પુરુષ હતા કાળજાની કોર જેવા શિષ્યને, પોતાના સ્વજન જેવા રાજાને જ હાથે, વગર વાંકે સજા થઈ હતી અને પોતાને એનો વિયોગ થયો હતો, એનુ દુ ખ કંઈ ઓછું ન હતું પણ સંસારના રંગને એ બરાબર સમજતા હતા એમને વિશ્વાસ હતો કે છેવટે સત્યનો જય થયા વગર નહીં રહે એ તો મનના દુ ખ ઉપર સંયમનું ઢાકણુ ઢાકીને બાદશાહ જહાગીરને નિયમિત ધર્મવાણી સંભળાવતા જ રહ્યા.

અને એક દિવસ સાચે જ, શહેનશાહ જહાગીરનુ અંતર જાગી ઊઠયું. તે દિવસે મુનિ ભાનુચંદ્રને ઉદાસ જોઈને બાદશાહે પૂછયું "મહારાજ, આપ આજે ઉદાસ કેમ છો?"

ભાનુચંદ્રજીએ કશો જવાબ ન આપ્યો; એ મૌન રહ્યા

જાણે પોતે જ પોતાના સવાલનો જવાબ આપતા હોય એમ બાદશાહે લાગણીપૂર્વક કહ્યું "ઉદાસીનતા કેમ ન હોય? કલેજા જેવા શિષ્યનો વિયોગ કોને ન સતાવે?"

અને બાદશાહ જહાંગીરે યોગીરાજ સિદ્ધિચંદ્રને આદર–માન સાથે પોતાના રાજ્યમા તેડી લાવવા તરત જ કાસદને રવાના કર્યો.

અંતરાયનો અંત આવ્યો હતો, દુસ્વપ્ન દૂર થયું હતું

રાજા અને યોગી ફરી પાછા ધર્મમિત્રો બની રહ્યા!

માદલપુર, અમદાવાદ-૬, તા ૨૧-૨-૬૮